श्रीहरिर्जयति ।

## विज्ञप्ति—

સંપ્રદાયમાં સર્વેને સુવિદિત છે કે–આ **સત્સંગિજીવન** મહાગ્રંથ સર્વોપયોગી સર્વમાન્ય સર્વોત્તમ હોઇને સત્સગિઓના સંજીવનરૂપ છે. આવા ગ્રંથરત્નને બે ટીકાઓ સાથે ધર્મધુરંધર આચાર્યશ્રી **શ્રીપતિપ્રસાદજી** મહારાજશ્રીએ મહોત્સાહથી છપાવી પ્રકાશમાં લાવી સર્વેને સારો લાભ આપ્યો. અનંતર ગીર્વાણ વાણીના અનભ્યાસીઓને તેનો લાભ આપવા એજ મહારાજશ્રીએ તેનું ગુજરાતી ભાષાંતર કરવાની મને યોગ્ય જાણી આજ્ઞા કરી. આજ્ઞાને અનુસારે ભાષાંતર આરંભતાં પ્રથમ પ્રકરણ તૈયાર થયું. તેને છપાવાનો વિચાર નિસરતાં સુરતમંદિરના મહાંત સદ્દગુરૂ સ્વામી **ભક્તિપ્રિયદાસજી**એ એજ મહારાજશ્રીના મુખ્ય કોઠારીશ્રી **ચતુરભક્ત** દ્વારા તેમની લેખિત આજ્ઞા મેળવી છપાવાનો ઉપક્રમ કર્યો. ઉપક્રમને અનુસારે પ્રથમ પ્રકરણ તથા દ્વિતીય પ્રકરણનું ભાષાંતર છપાઇને તેમના તરફથી પ્રકાશમાં આવ્યું. પૂજ્યપાદ એ આચાર્યશ્રીના અક્ષરવાસ પછી તેમના દત્તપુત્ર પૂજ્યપાદ ધર્મધુરંધર આચાર્યશ્રી **આનંદપ્રસાદજી** મહારાજશ્રીની એવી શુભાભિલાષા સમુદ્ભવી કે–બાકીનાં ત્રણ પ્રકરણોનું ભાષાંતર વડતાલમંદિર તરફથીજ છપાવવું સમુચિત છે. આ અભિલાષા પોતાના મુખ્ય કોઠારી **ચતુરભક્ત**ને સમયાનુસાર વિદિત કરતાં, તેમણે તેમની લેખિત અનુજ્ઞા મેળવી બાકીનાં ત્રણ પ્રકરણો છપાવાનો ઉપક્રમ કરતાં, આ તૃતીય પ્રકરણનું ભાષાંતર છપાઇને પ્રકાશમાં આવવા પામ્યું છે. બાકીનાં બે પ્રકરણો એજ રીતે છપાઇને પ્રકાશમાં આવશે. આ પ્રકરણો મુખ્યપણે વડતાલ મંદિરમાંથી મળશે. એજ વિજ્ઞપ્તિ.

લિ. હરિજીવનદાસ, વડતાલ.

श्रीस्वामिनारायणो जयति ।

# विषयानुक्रमणिका ।

## तृतीयप्रकरणम् ।

અ. ૧ પ્રત્યક્ષ પરમાત્માની પ્રાપ્તિથી કૃતાર્થ થએલા અભય ભૂપને પરમપદ પ્રાપ્તિ, તેમના ગુણાધિક પુત્ર સજનનીક સપત્નીક સભગિનીક ઉત્તમ ભૂપની ભગવત્પરિચર્યાપરાયણતા, સપરિવાર તેમની ભગવાનવિષે પરમા ભક્તિ, ભક્તિથી સુપ્રસન્ન થએલા ભગવાને પ્રતિદિન પૂજવા કરેલું કૃષ્ણમૂર્તિ અને પોતાની અર્ચામૂર્તિનું તેઓને પૃથક્ પૃથક્ પ્રદાન અને તેઓમાં અનન્યભક્ત લલિતાની પ્રાર્થનાને અનુસારે તત્પૂજ્ય પ્રતિમામાં પ્રત્યક્ષ પ્રાદુર્ભાવ પામીને ભગવાને કરેલો તત્કૃત પૂજાનો પ્રત્યક્ષપણે સ્વીકાર વિગેરે સમધિક અનુગ્રહ વિગેરે ॥૧॥

૨ દુર્ગનગરમાં નિવાસ કરી રહેલા ભગવાનની મુકુંદાનંદવર્ણિપ્રમુખ મુનિજનાદિકોએ પ્રતિદિન આદરપૂર્વક કરાતી સેવાની વ્યવસ્થાનો નામનિર્દેશપૂર્વક કહેલો અનુક્રમ ॥૨॥

૩ પ્રથમ પિતાએ ભગવત્પ્રીત્યર્થે જે જે કૃષ્ણમહોત્સવો કરાવ્યા હતા તે સમગ્ર મહોત્સવોને નહિ ન્યૂનપણે કરાવામાટે પ્રવર્તેલા ઉત્તમ રાજાએ ભગવાનનાં અનન્યભક્ત, પોતાનાં બ્હેન જયા લલિતાની સમીપે તે ઉત્સવકાર્ય પાકાદિ કરવાનો સમગ્ર ભાર સ્વીકારવાનું કરેલું નિવેદન, અને બ્હેનોએ અનુમોદન આપેલા ઉત્તમ ભૂપતિનું ભગવાનની સમીપે તેમની આજ્ઞા લેવા જવું, તે ભગવાને શુકલપક્ષમાં આવતા ઉત્સવોમાં જયાના પ્રાધાન્યથી અને કૃષ્ણપક્ષમાં આવતા ઉત્સવોમાં લલિતાની મુખ્યતાથી વિભાગ કરીને કરેલી સુવ્યવસ્થા ॥૩॥

૪ જયાના ભાગમાં આવેલી વિજયાદશમીનો કરેલો મહોત્સવ, અન્નકૂટોત્સવ કરવામાં જયા લલિતાને થએલો સંવાદ, ઉત્તમ નૃપે અન્નકૂટોત્સવ કરવામાં ભગવાનની ગ્રહણ કરેલી અનુજ્ઞા વિગેરે ॥૪॥

૫ તે તે વિપ્રાદિ નરનારી ભક્તજનોએ અન્નકૂટોત્સવ માટે ઉત્સા-

હથી કરાતી સમગ્ર ચતુર્વિધ સામગ્રી સંપાદનનો પ્રકાર અને ભગવાને દૂતદ્વારા જેમને સંદેશો પહોચાડયો છે, ભગવાનના દર્શનમાં મહાઉત્સુક, દેશાંતર થકી દુર્ગપુરપ્રતિ આવતાં એવાં મુનિમંડળોને દુર્ગપુર નજીકનાં શાખાનગરોની પ્રાપ્તિ વિગેરે ॥૫॥

૬ અન્નકૂટોત્સવમાટે પાકપ્રવીણ પ્રભાશંકરપ્રમુખ વિપ્રવર્યો અને પાકપ્રવીણ ગંગાપ્રમુખ વિપ્રવનિતાઓએ પરા પ્રીતિથી કરાતા વિવિધ પાકના નિરીક્ષણ માટે ભગવાનનું પૃથક્ પૃથક્ પ્રકલ્પેલી પાકશાળામાં પધારવું ॥૬॥

૭ ભગવાનનાં દર્શનમાં અત્યુત્સુક તે તે અનેક મુનિઓનાં નામ નિર્દેશપૂર્વક તે તે મુનિમંડળનું દુર્ગપુરમાં સત્વર આગમન નિરૂપણ ॥૭॥

૮ પ્રાતઃકાળમાં સ્નાનાદિ નિત્યક્રિયા કરી પરવારીને સભામાં ભક્તજનો સાથે સિંહાસનમાં વિરાજમાન થતાં, મયારામભટ્ટના મુખથકી મુનિઓનું આગમન સંભ્રમથી સાંભળીને ભગવાને પોતાના ચરણરસિક મુનિજનોના સંમેલનની સમુત્કંઠાથી ઉત્તમ અશ્વ ઉપર બેસીને પોતાના નિવાસસ્થાન થકી બહાર ભક્તજનો સાથે નીકળીને પરમ પ્રેમથી કરેલું આવતા મુનિજનોને સન્મુખ ગમન અને પોતે યથાયોગ્ય સંદર્શન સંભાષણાદિકવડે અભિનંદન કરેલા, આનંદભરપુર તે મુનિઓ સાથે પોતાને નિવાસભવને ભગવાનનું પાછું આવવું વિગેરે ॥૮॥

૯ દેશાંતરથકી આવેલા, પોતાના દિવ્ય અદ્‌ભુત સ્વરૂપમાં નિમગ્ન મનવાળા, અનન્યપ્રેમાર્દ્ર હૃદયવાળા, પોતાના દિવ્ય અવયવોમાં વિલીન નયન મનોવૃત્તિવાળા સ્ત્રીપુરુષ અસંખ્યાત ભક્તજનોને કૃપાથી પ્રાણ ઇન્દ્રિયોનો નિરોધ કરાવી પોતાના દિવ્ય સ્વરૂપમાં લયલક્ષણ નિર્વિકલ્પ સમાધિ કરાવીને, તેઓને ભગવાને આપેલું પોતાના દિવ્ય સ્વરૂપનું સાક્ષાત્ સંદર્શન અને દેશદેશથકી આવેલા તે સર્વેની ઉતારો અન્નાદિ દાનથી સ્વયં ભગવાને કરેલી યથાયોગ્ય સંભાવના ॥૯॥

૧૦ દીપોત્સવ દિવસે પ્રાતઃકાળે મંગળસ્નાન કરી, જયા લલિતાએ મયારામભટ્ટ મારફત મોકલેલાં નવીન દિવ્ય વસ્ત્રોને ભક્તપ્રીત્યર્થે પહેરીને, મહાસભામાં ભેગા મળેલા ભક્તસમાજને આનંદ આપવા દિવ્ય સિંહાસનમાં વિરાજમાન થતાં, છત્ર ચામર વીંજણો સુવર્ણછડી

વિગેરે જેમના હાથમાં છે એવા તે તે સોમ સૂરાદિ અનન્યભક્તોએ સેવા કરાતા ભગવાન શ્રીહરિના દિવ્ય ચરણારવિંદના દર્શનની ઉત્કટ ઉત્કંઠાથી 'હું પહેલો હું પહેલો' એમ વેગથી એક બીજા ઉપર પડતા અને જયધ્વનિનો કોલાહલ કરતા અસંખ્યાત ભક્તજનોની ચોગરદમ થએલી ભારે ભીડય અને ભગવાને હસ્તસંજ્ઞાથી જયધ્વનિ કોલાહલના ઉપશમનપૂર્વક તે લક્ષાવધિ ભક્તોને સભામાં યથાયોગ્ય બેસાડી દીધાની રૂડી રીતિનું વર્ણન અને યથોચિત તેઓ બેસી જતાં ભગવત્સેવાપરાયણ વાદ્યકળાકુશળ જનોએ પોતાની કુશળતા પ્રદર્શનથી ભગવાનના મનની કરેલી પ્રસન્નતા વિગેરે ॥૧૦॥

૧૧ પોતાના ચરણાશ્રિત પરમહંસો વર્ણિઓ અને ગૃહસ્થ નરનારી ભક્તોની સ્વસ્વધર્મનિષ્ઠાથી સમુદ્ભવેલી, અનન્યસામાન્ય, તે તે દેશમાં વિસ્તાર પામેલી, નાના જનોના મુખથી ઉદ્ઘોષપૂર્વક ગવાતી કીર્તિ (જનશ્રુતિ)નું દેશાંતર થકી આવેલા મુખ્ય હરિભક્તોના મુખથી સભામાં ભગવાને કરેલું શ્રવણ વિગેરે ॥૧૧॥

૧૨ નાનાવિધ દેશો થકી આવેલા સમગ્ર ભક્તોએ પૃથક્ પૃથક્ કરેલી ભગવાનની ભારે પૂજાનો મહોત્સવ, તેમાં પૂજનસમયે ભક્તોએ ભાવથી સમર્પેલાં મહામૂલ્ય દિવ્ય વસ્ત્રો તથા વિવિધ રત્નમય દિવ્ય સુવર્ણાભરણો તથા કાંચન રજતાદિ બીજાં બહુ ભેટ પદાર્થોનું તત્ક્ષણજ ભગવાને તે તે બ્રાહ્મણોને અને બીજા પણ નિર્ધનાદિકને યથાયોગ્ય નિરવશેષ કરેલું દાન વિગેરે ॥૧૨॥

૧૩ ભગવાનનું માધ્યાહ્નિક સ્નાનમાટે સમગ્ર મુનિજનો નરનારી હરિજનો સાથે વાજતે ગાજતે ઉન્મત્તગંગાપ્રતિ અશ્વ ઉપર બેસીને પધારવું, ઉન્મત્તગંગાના મહિમાનું અનુવર્ણન, તે નદીમાં મુનિમંડળાદિકની સાથે ભગવાને કરેલી જળક્રીડાનું વર્ણન અને સ્નાન કરી ભગવાને કરેલો વિપ્રવર્ણિઓ સાથે માધ્યાહ્નિક સન્ધ્યાદિવિધિ ॥૧૩॥

૧૪ ભગવાનની આજ્ઞાથી પ્રયાગજીત પુરાણીએ સભામાં કરેલું શ્રીમદ્ભાગવતના પંચમસ્કંધ કથાનું પ્રવચન, તે પૌરાણિકને ભગવાને કરેલું મહાવસ્ત્ર સુવર્ણભૂષણાદિકનું દાન, દીપાવલી મહોત્સવનું

વર્ણન, દીપાવલીના ઉત્સવસમયે મહાસભામાં દિવ્ય સિંહાસનમાં વિરાજમાન થએલા, દિવ્ય વસ્ત્ર વિભૂષણોવડે વિભૂષિત ભગવાનને પ્રણામ કરીને દીનાનાથભટ્ટે કરેલી કરૂણાષ્ટકસંજ્ઞાની સ્તુતિ, દીનાનાથને ભગવાને આપેલું અભયદાનાદિ અને મુનિઓએ કરેલું રાસવિહરણ વિગેરે ॥૧૪॥

૧૫ પ્રધાનપણે પાકમાં પરમાદરથી પ્રવર્તેલી પાકકુશળ જયા રમાદિ ભક્ત ક્ષત્રિયાણીઓનાં નામ નિર્દેશપૂર્વક તેણી તેણીએ ચતુરાઈથી કરેલા વિવિધ પાકનું વર્ણન વિગેરે ॥૧૫॥

૧૬ અન્નકૂટોત્સવદિને પ્રભાતમાં ઉઠીને, ગંગાસ્નાનાદિ નિત્યકર્મ કરી પરવારી એકાંતમાં બેઠેલા ભગવાનને પ્રણામ કરીને ઉત્તમ નરેશે કરેલી તેમની ધન્યાષ્ટક સ્તુતિ. અનંતર નિંબતરૂતળે રહેલી વેદિકા ઉપર સ્થાપન કરેલા સિંહાસનમાં સકળ ભક્તો સાથે વિરાજમાન ભગવાને પ્રસન્ન થઈ, પાસે બે હાથ જોડી બેઠેલા આશ્રિત દીનાનાથ ભટ્ટને કરેલું પોતાનાંજ દિવ્ય વસ્ત્રો અને ઘણા ધનનું દાન તથા ભગવાનની આજ્ઞાથી ભગવત્પૂજનમાં મુનિમંડળની ઉત્સાહથી પ્રવૃત્તિ વિગેરે ॥૧૬॥

૧૭ મુક્તાનંદાદિ સમગ્ર મુનિજનોએ ભગવાનની પુષ્પાદિવડે પૂજા કરીને નાનાપ્રકારના સ્વસ્વભાવના પ્રકાશપૂર્વક કરેલી પૃથક્ પૃથક્ સ્તુતિ તથા બીજા બધા હરિભક્તોએ કરેલી ભગવત્સ્તુતિનો અનુવાદ ॥૧૭॥

૧૮ ભગવાનની અનુજ્ઞાને અનુસારે શ્રીવાસુદેવમંદિરમાં વિવિધ પકવાન્નોવડે કરેલી અન્નકૂટરચના, આરતી અનંતર ભગવાને ત્યાં આવીને કરેલું વર્ણિવિરચિત અન્નકૂટરચના વિચિત્રતાનું દર્શન, તે તે ભક્ષ્ય ભોજ્યાદિકનાં નામનિર્દેશપૂર્વક તે તે પાકવિશેષનું કરેલું વર્ણન અને ભગવાને યથાવિધિ કરાવેલો ગોવર્ધનોત્સવવિધિ વિગેરે ॥૧૮॥

૧૯ પ્રતિદિન પોતે આરાધ્યમાન પ્રતિમારૂપ પરમાત્માનું આરાધન કરવા પ્રવર્તેલાં અનન્યભક્ત લલિતાએ પૃથક્ કરેલી અન્નકૂટરચનાનો પ્રકાર, અનંતર લલિતાએ ભક્તિપ્રકર્ષપૂર્વક કરેલી ભગવાનની ભોજનપ્રાર્થના, અનન્યભક્ત તેણીની પ્રસન્નતામાટે તેની ભક્તિપરવશ ભગવાને પ્રતિમામાં પોતાનાજ પ્રત્યક્ષ દિવ્ય રૂપથી પ્રાદુર્ભાવ પામીને કરેલી તેણીએ સમર્પેલા અનેકવિધ અન્નના ભક્ષણની લીલાનું વર્ણન વિગેરે ॥૧૯॥

૨૦ અન્નકૂટોત્સવના પ્રસાદભૂત વિવિધ મિષ્ટાન્નોવડે કરાવેલું સાધુઓને સંતર્પણ અને સાધુઓને પ્રેમરસથી ભગવાને સાક્ષાત્ કરેલી પીરસવાની લીલાનું અનુવર્ણન વિગેરે ॥૨૦॥

૨૧ સાધુ સંતર્પણ સમનંતર ઉત્તમાદિ નૃપતિમંડળને સાનંદ સહાસ જમાડતા ભગવાને પ્રેમરસાતિશયથી તેમને સ્વયં કરેલી પરિવેષણલીલાનું વર્ણન વિગેરે ॥૨૧॥

૨૨ ભક્તોની મહાસભામાં ભગવાને કૃપાથી કરેલા સત્સંગદીપનો પ્રકાશ—તેમાં સત્સંગપદની નિરૂક્તિ, સત્ય–દયા–તપ આદિક સનાતન ધર્મ વિભાગનો નિર્દેશ, નિર્દેશ કરેલાં સત્યાદિકનાં લક્ષણ, કુસંગિઓનું લક્ષણ અને તે કુસંગિઓને નરકપ્રાપ્તિનું વર્ણન વિગેરે ॥૨૨॥

૨૩ પ્રબોધનીનો મહોત્સવ વિશેષપણે કરાવામાં ઉત્સાહિત મનવાળા ઉત્તમ નરેશે પ્રાર્થના કરેલા શ્રીહરિએ તેમનો મનોરથ પરિપૂર્ણ કરવા મુનિજનમંડળ અને નાનાદેશીય હરિજનમંડળને પૂર્ણિમાપર્યંત દુર્ગપુરમાજ પોતાની પાસે રહેવાની કરેલી આજ્ઞાનો અનુવાદ ॥૨૩॥

૨૪ સાભળવા વાંછતા શ્રદ્ધાળુ હેમંતસિંહ રાજાને ઉદ્દેશીને ભગવાને બહુ યુક્તિથી મહાસભામાં કરેલા સદ્ધર્મસંવર્ધનના ઉપાયનું અને તેના વિરોધિનું નિરૂપણ, તેમાં–પૂર્વોક્ત સત્સંગની સદ્ધર્મસંવર્ધનમાં મુખ્ય ઉપાયતા કથન, આસુર સ્વભાવરૂપ અધર્મસર્ગનું નિરૂપણ, દૈવસ્વભાવરૂપ ધર્મસર્ગનું નિરૂપણ, અસુરજાતીયમાં પણ સત્સંગને લીધે દૈવી સંપદાનો યોગ અને દેવમાંપણ કુસગને લીધે આસુરી સંપદાનો યોગ, ધર્મસર્ગનો અધર્મસર્ગથી પરાભવ થતાં ભગવાને પ્રાદુર્ભાવ પામીને પ્રવૃત્તિમાર્ગથી કરાતો સંરક્ષણપ્રકારભેદ, તે બેમા નિવૃત્તિમાર્ગેથી ધર્મરક્ષણ કરવા ઇચ્છતા ભગવત્પ્રાદુર્ભાવવિશેષની મુમુક્ષુઓએ પ્રધાનપણે સેવ્યતા, તેમની પ્રત્યક્ષદશામાં સાક્ષાત્ તેમનીજ ઉપાસ્યતા અને પરોક્ષદશામાં તો તેમની પ્રતિમાની ઉપાસ્યતા, શુભ દેશ કાળ પુરૂષાદિકના સમાશ્રયણનીજ ધર્મોપાસનામાં અભિવર્ધકતા અને તેથી વિપરીત સંગની તેમાં વિરોધિતા અને સત્ અસત્ પુરૂષોનાં લક્ષણનું નિરૂપણ વિગેરે ॥૨૪॥

૨૫ ભગવાને પોતાના સદ્ધર્મનિષ્ઠ ભક્ત શ્રીપુરૂષોના નિષ્કામવ્રતની

દૃઢતા કરવા કૃપાથી મહાસભામાં કહેલા તેમના અત્યંત હિતને કરનાર સ્પર્શાસ્પર્શ વિવેકનો અનુવાદ ॥૨૫॥

૨૬ ધર્મસિદ્ધિનો ઉપાય પુછતા શુકાનંદમુનિપ્રત્યે સભામાં ભગવાને શુભાશુભ ભેદે કરીને અનુક્રમે ધર્મવર્ધક અને અધર્મવર્ધક એવા વર્ગ-ભેદથી બે પ્રકારે ભેદ પામેલા દેશ-કાળ-ક્રિયા-ધ્યાન-શાસ્ત્ર-દીક્ષા-મંત્ર-સંગ, આ આઠનું અનુક્રમે કરેલું સ્વરૂપ નિરૂપણ વિગેરે ॥૨૬॥

૨૭ ઉદ્ધવસંપ્રદાયમાં નૈષ્ઠિક બ્રહ્મચર્યરૂપ બૃહદ્‌વ્રતને આશરેલા ત્યાગિજનોને સ્ત્રીસંબન્ધથી વ્રતભંગ થતાં તેના શુદ્ધિવિધાન પ્રત્યે બ્રહ્માનંદમુનિએ સભામાં પુછેલા ભગવાને નિરૂપણ કરેલું નિષ્કામ-શુદ્ધિનું વિધાન ॥૨૭॥

૨૮ ગોપાળાનંદ મહામુનિએ પુછેલા ભગવાને સંક્ષેપમાં નિરૂપણ કરેલો ત્યાગિઓનો આહ્નિકવિધિ ॥૨૮॥

૨૯ પરબ્રહ્મ પરમાત્માનું સાકારત્વ નિરાકારત્વ-સગુણત્વ નિર્ગુણત્વ-કર્તૃત્વ અકર્તૃત્વ આદિક વિરુદ્ધ સ્વભાવને પ્રતિપાદન કરનારી શ્રુતિસ્મૃતિઓનું તાત્પર્ય અને અવતારનું યથાર્થપણું જાણવાની ઇચ્છાવાળા મુક્તાનંદ મહામુનિએ પુછેલા ભગવાને મહાસભામાં પરબ્રહ્મના સ્વરૂપ સ્વભાવ નિરૂપણપૂર્વક તે બન્ને વાદનું વિરોધ ન આવે એરીતે કરેલું સંગમન તથા અક્ષરધામવાસી પરબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણ નારાયણ પુરુષોત્તમ અને ધર્મરક્ષણાર્થે પૃથિવી ઉપર માનુષસ્વરૂપથી પ્રકટતાને પામેલા દિવ્ય અદ્‌ભુત સ્વરૂપ ભગવાનના સ્વરૂપ સ્વભાવમાં અવિલક્ષણતારૂપ અદ્વૈત ( એકત્વ ) નું કરેલુ બહુ યુક્તિયુક્ત ઉપપાદન ॥૨૯॥

૩૦ વાસુદેવાનંદ વર્ણિએ મહાસભામાં પુછેલા ભગવાને તેમને ઉદ્દેશીને કરેલું શ્રીકૃષ્ણમન્ત્રજપ વિધિનું નિરૂપણ ॥૩૦॥

૩૧ ભગવાને ભક્તોને ઉદ્દેશીને એકાદશીવ્રતની અવશ્ય કર્તવ્યતા કહેવા સભામાં નિરૂપણ કરેલો સર્વાધિક એકાદશીવ્રતમહિમા ॥૩૧॥

૩૨ એકાદશી વ્રતની સર્વાધિકતાના હેતુનું નિરૂપણ કરવા પ્રવર્તેલા ભગવાને પ્રતિપાદન કરેલો એકાદશીપ્રાદુર્ભાવ પ્રકાર-તેણીએ કરેલો અસુરવિજય-તેણીએ, તપથી, પ્રસન્ન કરેલા ભગવાન, થકી મેળવેલો

વરવિશેષ વિગેરે તથા સર્વે થકી પ્રબોધની એકાદશીનું શ્રેષ્ઠપણું અને એકાદશીવ્રતનું સંક્ષેપથી કર્તવ્યતાનિરૂપણ વિગેરે ॥૩૨॥

૩૩ ભગવાને સાંગ એકાદશીવ્રતવિધિનું વિસ્તારથી કરેલું નિરૂપણ, માર્ગશીર્ષ શુકલ એકાદશીને આરંભીને કાર્તિક કૃષ્ણ એકાદશીપર્યંતની ચોવીશ એકાદશીઓમાં પૂજવા યોગ્ય ભગવાનના કેશવાદિ મૂર્તિભેદો, માલતી પુષ્પાદિ પૂજોપકરણ પદાર્થભેદો, સર્વતોભદ્ર મંડળમાં સપરિવાર શ્રીકૃષ્ણનો પૂજાપ્રકાર અને દ્વાદશીએ કર્તવ્ય પારણાવિધિ વિગેરે ॥૩૩॥

૩૪ ભગવાને કહેલો એકાદશીવ્રતના ઉદ્યાપનનો સમગ્ર વિધિ ॥૩૪॥

૩૫ ભગવાને કેશવાદિ ચોવીશ મૂર્તિઓનાં કહેલાં પૃથક્ પૃથક્ અનુક્રમે લક્ષણો ॥૩૫॥

૩૬ ધર્મપ્રવર્તન પ્રયોજને પ્રકટેલા ભગવાને સ્વયં ભક્તશિક્ષાર્થે કરેલા એકાદશીવ્રતના અનુષ્ઠાનનો પ્રકાર ॥૩૬॥

૩૭ એકાદશી દિવસે પ્રાતઃકાળે નિત્યવિધિ કર્યા પછી ભગવાનની આજ્ઞાને અનુવર્તનારા જયાએ કરેલાં ગુડધેનુપ્રમુખ મહાદાનોના વિધિનું નિરૂપણ ॥૩૭॥

૩૮ એકાદશીએ રાત્રિએ જાગરણ કરતા ભગવાને કરેલું જયાના ગૃહમા દ્વાદશીએ મુનિમંડળના પારણાં માટે જયાદિ સ્ત્રિયોએ કરેલા અને કરાતા વિવિધ પાકવિશેષનું દર્શન વિગેરે ॥૩૮॥

૩૯ દ્વાદશીએ પારણામાટે બેઠેલા મુક્તાનંદપ્રમુખ ત્યાગિઓએ પોતાના કરકમળથી અર્પેલા ભગવત્પ્રસાદની આકાંક્ષા કરતાં, તેમના ભોજનપાત્રમા ભગવાને સાક્ષાત્ પ્રેમપૂર્વક કરેલી વિવિધ ભક્ષ્ય ભોજ્યાદિ પીરસવાની લીલાનું નિરૂપણ, તે સમયે ભગવાનના પ્રસાદની લિપ્સાની અદૃશ્યરૂપે આવેલા હવિર્ભોજી દેવોને પોતાના કરતળથી ભગવાને સમર્પેલા ભોજ્યાન્નના તેઓએ પ્રત્યક્ષ કરાતા સ્વીકારનો ભગવત્પ્રસાદથી પ્રાપ્ત થએલી દિવ્ય દૃષ્ટિથી કેટલાકને દર્શનલાભ વિગેરે ॥૩૯॥

૪૦ ભગવાને પુંજજીતપ્રમુખ ભક્તોને નીતિજ્ઞાન માટે વિદુરનીતિની વિશેષપણે જણાવેલી ચાહતા, વિદુરનીતિના ઉત્કર્ષનું કથન, પૌર્ણમા-

સીએ ભગવાને કરાવેલો ભક્તિપ્રાદુર્ભાવમહોત્સવ અને ઉત્સવાર્થે રાખેલા સર્વે ભક્તોને પોતપોતાને ગામે જવાની કરેલી આજ્ઞા વિગેરે ॥૪૦॥

૪૧ અક્ષરધામાધિપતિ ભગવાને એકાંતિક ભક્તોએ પ્રાપ્ય બ્રહ્મપુર ધામના સ્વરૂપ ગુણાદિકનું કરેલું નિરૂપણ ॥૪૧॥

૪૨ ભક્તસંઘોને પોતપોતાને દેશે મોકલતાં ભગવાનની આજ્ઞાથી નાના દેશોમાં પ્રયાણ કરતા મુનિસંઘોએ શ્રીહરિની સર્વાધિકપણે બહુવિધ યુક્તિદૃષ્ટાંતથી કરેલી વિસ્તૃત સ્તુતિ ॥૪૨॥

૪૩ જયા રમા લલિતા આદિક એકાંતિક ભક્ત અબળાઓએ અર્ચનને અંતે પોતપોતાનો ભાવ પ્રકટ કરવાપૂર્વક કરેલી ભગવાનની પૃથક્ પૃથક્ સ્તુતિ અને અમરી અમલા આદિક અખિલ અબળાઓએ કરેલી ભગવાનની સ્તુતિ અને સ્તુતિપ્રસન્ન ભગવાને આપેલું તે સકળ સ્ત્રીયોને અભયદાન ॥૪૩॥

૪૪ જયા વિગેરે વનિતાઓએ 'આપ ભગવાનની પ્રસન્નતાના ઉપાયોમાં મુખ્ય ઉપાય કયો છે?' એમ પુછેલા ભગવાને પોતાના પ્રાદુર્ભાવનું યથાર્થ જ્ઞાનમૂળક દિવ્યવિગ્રહ દિવ્યઐશ્વર્યાદિકના માહાત્મ્યજ્ઞાનપૂર્વક કરાતી ભક્તિની મુખ્ય ઉપાયતા નિરૂપણ ॥૪૪॥

૪૫ ભગવાનના પ્રસાદબળથી રમાપ્રમુખ સમગ્ર ભક્ત સ્ત્રિયોને સાક્ષાત્ ભક્તિદેવીના અદ્ભુત દર્શનની પ્રાપ્તિ, અપૂર્વ તેજ લાવણ્યનાં નિધિ ભક્તિદેવીને દેખીને બહુ વિસ્મય પામેલી રમાદિ નારીઓએ કરેલો પ્રશ્ન અને પ્રસન્ન થએલાં ભક્તિદેવીએ તે સ્ત્રીયોને સ્વસ્વરૂપનું ભાન કરાવાપૂર્વક આપેલું ઉત્તમ વરદાન વિગેરે ॥૪૫॥

૪૬ વૃત્તાલયાદિ તેતે દિવ્ય સ્થાનોમાં ભગવાને કરેલા મહોત્સવોનું નામનિર્દેશથી વર્ણન અને તેના શ્રવણથી ઉપજેલા શુશ્રૂષાના અતિશયથી પ્રતાપસિંહ રાજાએ કરેલા મહોત્સવવિસ્તાર પ્રકારપ્રશ્નનો પ્રકાશ વિગેરે ॥૪૬॥

૪૭ વૃત્તાલયના પ્રેમી હરિભક્તોની પ્રાર્થનાથી ભગવાનનું મુનિજનો હરિજનો સાથે વૃત્તાલયપુરી પ્રતિ પધારવું અને વૃત્તાલયપુર પ્રતિ ભગવાન પધારવાની પ્રવૃત્તિ સાંભળીને નાના દેશો થકી ભક્તજનોનું વૃત્તાલયમાં સત્વર આવવું વિગેરે ॥૪૭॥

૪૮ ભગવાનનાં સદર્શનની સમુત્કંઠાથી સમુત્તરંગિત ચિત્તવાળા ભક્તજનોને વૃત્તાલયપુરે પધારેલા સપરિવાર ભગવાવનાં સદર્શનથી ઉપજેલા મહા આનંદનું અનુવર્ણન અને પોતાના ચરણકમળનાં દર્શન કરવાની લાલસાથી દેશ દેશ થકી આવેલા ભક્તોનું ભગવાને કરેલુ યથાયોગ્ય અભિનંદન વિગેરે ॥૪૮॥

૪૯ ભગવાનના રામપ્રતાપ ઇચ્છારામાદિ બન્ધુજનનું ભગવાનને વૃત્તાલયમાં વિરાજમાન સાંભળીને ઉત્સાહથી આવવું અને આવેલા તેઓનુ ભગવાને યથાયોગ્ય કરેલું અભિવંદન અભિનંદનાદિ ॥૪૯॥

૫૦ પોતાની આજ્ઞાથી ભોજનમા પ્રવર્તેલા, પોતાના કરકમળના પ્રસાદને વાંછતા મુનિ પાર્ષદાદિકોને સ્વય ભગવાને પરમ પ્રેમથી પીરસીને આપેલા મહાભોજનાનંદનું અનુવર્ણન ॥૫૦॥

૫૧ ભક્તજનોના મન પ્રીણનમાટે ભક્તપરાધીન ભગવાને કરેલી ફળાહાર લીલાનુ અનુવર્ણન અને ભગવાને ભક્તોના નિવાસસ્થાન પ્રતિ સ્વયં પધારીને કરેલો તેમના સ્વાસ્થ્યનો પ્રશ્ન વિગેરે ॥૫૧॥

૫૨ એકાદશીએ લોકશિક્ષણાર્થે ભગવાને સ્વય કરેલા શ્રીકૃષ્ણ-મહાપૂજનના મહોત્સવનુ અનુવર્ણન ॥૫૨॥

૫૩ અસંખ્યાત મુનિમડળ અને લક્ષાધિક ભક્તમંડળથી ભરપુર મહાસભામા દિવ્ય સિંહાસનને અલંકૃત કરી રહેલા ભગવાને પોતાના ચરણની સેવામા સમુત્સુક ગાનવિદ્યાકુશળ જનોના ગાયનનું કરેલુ શ્રવણ અને ગુર્જરદેશીય તેતે ગામના ભાવિક ભક્તમંડળે કરેલી પૂજાનો ભગવાને કરેલો અંગીકાર ॥૫૩॥

૫૪ પ્રાચી ઉદીચી આદિક તેતે દેશીય સમસ્ત સત્સંગિજનોએ નાનાવિધ ઉપહારોવડે કરેલી ભગવાનની પૂજાના પ્રકારનું નિરૂપણ અને ભગવાને તે સમયે તેતે ભક્તજનોએ અર્પેલા વસ્ત્ર વિભૂષણ સુવર્ણાદિકનું નિરવશેષ વિપ્ર વિગેરેને કરેલુ પ્રદાન વિગેરે ॥૫૪॥

૫૫ એકાદશીએ ઉપોષણ વ્રત કરીને, સાયંસંધ્યા વિધિ કરીને, સભામાં અસખ્યાત મુનિજન હરિજનોથી વીંટાએલા દિવ્ય સિંહાસનમાં વિરાજમાન ભગવાને તાળિકાવાદનપૂર્વક કરેલુ હરિનામો-

ચ્ચારણ મહોત્સવનું વિધાન, અનંતર ભગવાન સિંહાસનમાં વિરાજમાન સને સર્વે ભક્તો યથાયોગ્ય સભામાં બેસી જતાં મુનિજનોએ કરેલી ભગવાનની સ્તુતિ પ્રાર્થના અને રાત્રિએ ભગવાને ભક્તજનો સાથે કરેલા જાગરણવ્રતનુ અનુવર્ણન વિગેરે ॥૫૫॥

૫૬ દ્વાદશીએ પ્રભાતમાં બહુ બ્રાહ્મણોને ભક્ષ્ય ભોજ્યાદિવડે સંતૃપ્ત કરીને, સ્વય પાકને માટે પ્રવર્તતા, ભ્રાતા રામપ્રતાપ ઇચ્છારામે 'અમારે ઘેર આવીને તમારે જમવુ' એમ પ્રાર્થના કરેલા ભગવાને તેમની પ્રાર્થનાને અનુસારે એક એક દિવસે એક એકના ગૃહમાં વારાથી ભોજન સ્વીકારવાની પ્રતિજ્ઞા કરીને, યથાપ્રતિજ્ઞા તે દિવસે રામપ્રતાપના ગૃહમા કરેલાં પારણા અને પારણા કરીને સભામા સરાજમાન થએલા ભગવાને કરેલો પુષ્પદોલોત્સવનો વિનિર્ણય વિગેરે ॥૫૬॥

૫૭ પૂર્ણિમાએ નિષ્કામપણે આત્મપરાયણ, વિશુદ્ધ ભાવવાળી, પોતાના ચરણની પરિચર્યાપરાયણ વૃત્તાલયપુરની નારીઓએ કરેલી પૂજાનો ભગવાને કરેલો સ્વીકાર અને પડવાએ ભગવાને હિંદોળામા વિરાજમાન નરનારાયણ પ્રભુના લોકસંગ્રહ માટે ષોડશોપચારથી કરેલા પૂજન વિધિનુ વિસ્તારથી વર્ણન વિગેરે ॥૫૭॥

૫૮ દોલોત્સવમા ભક્તજનો સાથે ભગવાને કરેલી રંગક્રીડાનું વર્ણન અને ભક્તોએ પરસ્પર કરેલી રંગરમતનુ વર્ણન વિગેરે ॥૫૮॥

૫૯ સત અસતના વિવેચનપૂર્વક હિતનો ઉપદેશ કરવા (જનશિક્ષા કહેવા) પ્રવર્તેલા ભગવાને જીજ્ઞાસુ જનના પ્રશ્નને અનુસારે કરેલો મુક્તોનેપણ (મુક્તપ્રાયોનેપણ) યથેષ્ટાચરણનો પ્રતિષેધ ॥૫૯॥

૬૦ જનશિક્ષામા 'મુક્તપ્રાય પુરૂષોનેપણ સ્ત્રીપ્રસગ અનર્થકારી છે' એમ પ્રદર્શાવતા ભગવાને દૃષ્ટાતપણે નારદપર્વત મુનિને પ્રાપ્ત થએલી ઇતિહાસસિદ્ધ દુર્દશાનુ કરેલુ નિરૂપણ ॥૬૦॥

૬૧ જનશિક્ષામા મુમુક્ષુ બ્રહ્મનિષ્ઠ નારીઓને પુરૂષપ્રસગનો પ્રતિષેધ કરતા ભગવાને દૃષ્ટાત તરીકે દેવયાનીની પુરૂષપ્રસગથી પ્રાપ્ત થએલી ઇતિહાસસિદ્ધ મહાદુરવસ્થાનુ કરેલુ નિરૂપણ અને સ્ત્રીયોને હરિકથા શ્રવણની સત્સગી ભ્રાતાદિ બન્ધુજનો થકીજ કર્તવ્યતા વિગેરે ॥૬૧॥

૬૨ ગૃહસ્થ સ્ત્રીપુરૂષોએ પ્રતિષિદ્ધોની પરિત્યાજ્યતા, પ્રમાદથી પ્રતિષિદ્ધના આચરણમા પ્રાયશ્ચિત્તની કર્તવ્યતા, પ્રાયશ્ચિત્તના આચરણમા પ્રવર્તેલાએ પરિષદની આજ્ઞાથી તેની કર્તવ્યતા, પરિષદનુ લક્ષણ, મુખ્ય પ્રાયશ્ચિત્ત કરવામાં અસમર્થ બાળ વૃદ્ધાદિકની ઉપર પરિષદનુ અહની કર્તવ્યતા, પાચ વર્ષના બાળકને પાપપ્રસગનો અભાવ, છઠા વર્ષને આરંભીને અગીયાર વર્ષની અંદરના બાળકે કરેલા પાપમા તેને નિમિત્તે તેના પ્રાયશ્ચિત્તની પિત્રાદિકે કર્તવ્યતા ઇત્યાદિ તથા ભગવાનમા પરા પ્રીતિના સોળ સાધનો વિગેરે ॥૬૨॥

૬૩ મુક્તાનદપ્રમુખ ગવૈયા મુનિજનોએ કરેલું ભગવદ્ગુણોનું ગાયન, તે સમયે પ્રસન્ન થએલા ભગવાને કરેલું સર્વ જનોને એકદમ અલૌકિક સમાધિદૃષ્ટિ કરાવીને પોતાના અસાધારણ દિવ્ય સ્વરૂપના દર્શનનુ દાન અને વૃત્તાલયમા બિરાજમાન ભગવાને એક એક દિવસે કરેલું ધર્મોપદેશાદિદ્વારા એક એક ધર્મનુ પ્રવર્તન વિગેરે ॥૬૩॥

૬૪ બાવિક ભક્તજનોની પ્રાર્થનાથી વૃત્તાલયમાજ ચૈત્ર શુક્લ એકાદશીપર્યંત ભગવાને સ્વીકારેલો નિવાસ, નવમીની રાત્રિએ ભગવત્પ્રાદુર્ભાવનો સમય જાણુનારા ભક્તોએ કરેલી ભગવાનની પૂજા, એકાદશીએ ભગવાને કરેલો એકાદશીમહોત્સવ, દ્વાદશીએ પારણા કરીને ભગવાનનુ દુર્ગપુર પ્રતિ પ્રસ્થાન, માર્ગવશાત્ ભાલદેશને પામતા તે દેશના ભક્તોની પ્રાર્થનાથી તેમના દેશમા એક માસપર્યંત કરેલું ભગવાને વિચરણ ઉત્તમ ભૂપનો વિરહપત્ર મળતા ભગવાને એકદમ કરેલુ દુર્ગપુર પ્રતિ પ્રયાણ અને સન્મુખ આવેલા ઉત્તમ નૃપની સાથે સ્વભવનને પામીને ભગવાનનુ સુખેથી દુર્ગપુરમા રહેવુ વિગેરે ॥૬૪॥

इति विषयानुक्रमणिका.



दुर्गपुरमा श्रीहरि नियतळे सभामा विराजिने वासुदेवनारायणनी आगळ अन्नकूटोत्सव करावेछे.



श्रीस्वामिनारायणो जयति ।

# सत्सङ्गिजीवनम् ।

## गुर्जरानुवादसहितम् ।

## तृतीयप्रकरणम् ।

सुव्रत उवाच—इत्थं निजान् दुर्गपुराधिवासान् देशान्तरस्थांश्च नरांश्च नारीः । अत्यर्थमानन्दयतो हि तस्य तत्र व्यतीयुः शर-

---

### [1]અધ્યાય ૧ લો.

સુવ્રતઋષિ કહેછે—હે પ્રતાપસિંહ રાજન્ ! પૂર્વોક્ત પ્રકારે ( તે તે સમયે સ્વય સન્નિધિ આપીને ધર્મોપદેશ આપવો આદિકવડે તથા સભામા સર્વને આહ્લાદ આપનારા પોતાના વચનામૃતના પ્રકાશનવડે તથા સર્વે જનોના શ્રેયને કરનારા મહોત્સવો કરાવાવડે ) દેશાતરના નિવાસી અને દુર્ગનગરના નિવાસી પોતાના ભક્ત નરનારીઓને અત્યત આનદ આપતા ભગવાન્ શ્રીહરિને એજ દુર્ગનગરમા આઠ વર્ષ વીતિ ગયા ( સવત્ ૧૮૬૧ ના માઘ માસના શુકલ પક્ષની એકાદશીએ શ્રીહરિ દુર્ગપુરમાં પ્રથમ પધાર્યા હતા, તો તેને આરભીને સવત્ ૧૮૬૯ ના માઘ માસની

---

૧ આ અધ્યાયમા ઉત્તમાદિ ભક્તોનુ ભગવાનમા ભક્તિનુ આધિક્ય અને તેમને વિષે ભગવાનના અનુગ્રહનુ આધિક્ય અનુવર્ણ્યુ છે

दोऽष्ट पुर्याम् ॥१॥ सम्पूर्णसर्वस्वमनोरथोऽथ जरत्नृपो भौतिकदेहमूर्जे। विहाय दिव्यं प्रतिपद्य देहं तद्धाम गोलोकमवाप भूप! ॥२॥ तस्यात्मजः सन्मतिरौर्ध्वदैहिकक्रियाविधौ साधुजनांश्च सर्वशः। श्रीकृष्णभक्तान्बहुशश्च वाडवानतर्पयत्स्वादुविचित्रभोजनैः ॥३॥ नृपासनस्थोऽपि स दास्यमेव स्वयं हरेश्चास्य सतां मुदैव। प्रीत्या चकारानुदिनं विनीतः श्रीकृष्णनिर्मीकृतराज्यभारः ॥४॥ स साधुसेवादिगुणैश्च भक्त्या हरेश्च बुद्ध्या नृप!

શુક્લ એકાદશીએ આઠ વર્ષ વીતિ ગએલા જાણવા ) ॥१॥ હે ભૂપ ! તે પછી વૃદ્ધ વયને પામેલા અભય ભૂપ પ્રતિદિન પરમાનદમય પરમાત્મા શ્રીહરિના દિવ્ય સ્વરૂપના દર્શનથી, તેમના દિવ્ય વચનામૃત રસના આસ્વાદથી અને અતિદુર્લભ તેમના ચરણારવિંદની પરિચર્યાથી, ઇત્યાદિ સર્વ પ્રકારથી સપૂર્ણ સર્વ મનોરથવાળા થઈ, ભૌતિક દેહ કે જે જ્યારે ત્યારે પડવાનીજ એક પ્રકૃતિવાળો છે, તેને સવત્ ૧૮૭૦ ના કાર્તિક કૃષ્ણ પચમીએ ત્યાગ કરીને, એજ ભગવાનની કૃપાથી ભાગવતી દિવ્ય તનુને પામીને, તેમનાજ ગોલોક નામના દિવ્ય ધામને પામ્યા ॥२॥ તે સમયે તેમના તનય ઉત્તમ રાજાએ ( દાદાખાચરે ) સન્મતિ-ભગવાનના ઉપદેશશ્રવણથી નિર્મળ મનવાળા થએલા હોવાથી પિતાના વિયોગથી પ્રાકૃત પુરૂષની પેઠે શોકવેગને નહિ પામીને, પિતાનું ઔર્ધ્વદૈહિક કર્મ યથાવિધિ કરીને, તે કર્મની સમૃદ્ધિમાટે બહુ બ્રાહ્મણો સાધુઓ અને બીજાપણ બહુ જનોને વિવિધ સુસ્વાદુ શાટા આદિક ભોજ્ય પદાર્થો જમાડીને બહુ તૃપ્ત કર્યા હતા ॥३॥ તે પછી આ ઉત્તમ રાજા ધર્મપ્રાપ્ત રાજ્યાસનમાં રાજમાન થઇને પણ વિનીત-રાજ્યાસનમાં સ્થિતિના અભિમાને રહિત થઈ 'ભગવાન અને તેમના ભક્ત સાધુઓનું જે દાસપણુ એજ આત્મસ્વરૂપને સ્વાભાવિક છે' એમ અનુસ્મરણ કરીને, ભગવાન તથા તેમના ભક્તોની પ્રતિદિન પરિચર્યાનેજ પ્રહર્ષપૂર્વક પરા પ્રીતિથી પોતેજ કરવા લાગ્યા અને રાજ્યભાર ભગવદાયત્ત કરીને તેમની આજ્ઞા મુજબજ કરવા લાગ્યા ॥४॥ હે નૃપ ! આ ઉત્તમ નૃપ ક્ષાત્રસ્વભાવ સાથે

विद्ययापि। ज्ञानेन धर्मेण तथा विरक्त्या कीर्त्या च तातादधिको बभूव ॥५॥ हरेः प्रसादाद्धनधान्यऋद्धिस्तस्याभवत्सर्वनृपाधिकैव। वासाद्धरेस्तत्र च पौरलोका आढ्या बभूवुः किल सर्वशोऽपि ॥६॥ तस्य स्वसारो जननीद्वयं च स्त्रियौ तथा द्वे कुमुदा जुहूश्च। दासीशता अप्यनुकालमीशं सिषेविरे दास्य इव स्वयं ताः ॥७॥ तदर्थमेता दलनं च कण्डनं चक्रुर्जलस्याहरणं च नित्यदा। तन्मन्दिरे मार्जनलेपनादि च प्रक्षालनं तत्परिधानवाससाम् ॥८॥ इत्थं नृपस्यास्य च बान्धवानां श्रद्धां च भक्तिं दृढतां स्वधर्मे। मानक्रुधीर्ष्यादिविहीनतां च दृष्ट्वा तुतोषेश उदारतां च ॥९॥ तेभ्योऽर्चनायानुदिनं स राधाकृष्णस्य मूर्तिं स्वसमाधि-

---

સહજ સમ્બન્ધ ધરાવનારી વિદ્યા, બુદ્ધિ અને કીર્તિએ કરીને પોતાના તાત થકી અધિક થયા. તેમજ નિ શ્રેયસ સાથે એકાંત સમ્બન્ધ ધરાવનારા જ્ઞાન, ધર્મ, વિરક્તિ, ભગવદ્ભક્તિ અને સાધુસેવાદિ સદ્ગુણોવડે તાત થકી પણ અધિક થયા હતા ॥૫॥ તે આ ઉત્તમ રાજાને ધનધાન્યાદિ સમૃદ્ધિ ભગવાન્ શ્રીહરિના પ્રસાદથી સર્વ રાજાઓ કરતાં પણ અત્યધિક થઈ હતી. દુર્ગનગરમાં ભગવાનના નિત્ય નિવાસને લીધે તે નગરના બધાય લોકોપણ નિશ્ચે ધનાઢ્ય થયા હતા ॥૬॥ તે આ ઉત્તમ નૃપતિની જયા આદિક ચાર બ્હેનો, સુરપ્રભા સોમાદેવી આ બે માતાઓ, કુમુદા જુહૂ આ બે પત્નીઓ, તે આ સર્વે સ્વય સોએ સો દાસીઓએ પરિચર્યા કરેલી છે તથાપિ દાસીઓની પેઠે ( વિનયયુક્ત થઈ ) પોતેજ પરા ભક્તિથી પ્રતિક્ષણ તે ભગવાન શ્રીહરિની સેવા કરતી હતી ॥૭॥ તે આ બધી રાજરમણીયો છે પણ જાણે દાસકુળમાં જન્મેલી હોય એમ ભગવાન માટે દળવું, ખાંડવું, જળ લાવવું, વાળવું, લીંપવું, વસ્ત્ર ધોવા, પાત્ર માંજવાં, વિગેરે સર્વ સેવાને નિત્ય નિર્માનપણે પ્રીતિથી પોતેજ કરતી હતી ॥૮॥ હે રાજન્ ! એ રીતે આ ઉત્તમ રાજા અને તેમના જયાદિ બન્ધુ જનોની પ્રતિદિન પ્રવૃદ્ધિ પામતી પોતાવિષે ભક્તિ શ્રદ્ધા તથા સ્વધર્મમાં દૃઢતા તથા માન ક્રોધ ઈર્ષ્યાદિ દુર્ગુણોએ રહિતતા તથા ઉદારતાને દેખીને પરમેશ્વર શ્રીહરિ

तेभ्यः । पृथक् पृथक् च प्रददौ स्वदोष्णा तेऽप्याददुस्तां विनयेन नत्वा ॥१०॥ प्राप्यापि साक्षाद्भगवत्कराच्चां मनांसि तेषां तुतुषुर्न भूप ! । तल्लग्नसर्वेन्द्रियवृत्तिभाजां तमेव तस्यामपि पश्यतां वै ॥११॥ स्वपूर्वरूपादपि वर्णिरूपे स्वस्मिंस्तु भावातिशयं तदीयम् । विबुध्य भूयोऽपि ददौ स तेभ्यो मूर्तिं निजां चापि पृथक्पृथग् वै ॥१२॥ ततः प्रहृष्टः स्वसृभिः सहैव नृपः पुपूजानुदिनं हरिं तम् । तत्पूर्वरूपेण सहैव भक्त्या भेदं तयोस्त्वात्मनि न व्यजानात् ॥१३॥ प्रत्यक्षकृष्णं प्रतिवासरं ते संसेवमाना अपि

તેમની ઉપર અત્યત સંતુષ્ટ થયા ॥૯॥ સતુષ્ટ થએલા ભગવાને પોતાના ચરણનાજ એક સમાશ્રયવાળા તે ઉત્તમાદિ ભક્તોને પ્રતિદિન પૂજવા વાસ્તે સાક્ષાત્ પોતાના હસ્તતળમાં આદર કરેલી ( પ્રસાદીભૂત ) રાધાકૃષ્ણની મૂર્તિ ( ધાતુની ) પૃથક્ પૃથક્ આપી. તેઓએ પણ વિનયથી ભગવાનને નમસ્કાર કરીને આપેલી પ્રતિમા ગ્રહણ કરી ॥૧૦॥ હે ભૂપ ! ભગવાનના કરકમળ થકી સાક્ષાત્ પ્રાપ્ત થએલી એવી પણ તે મૂર્તિમાં તેઓના અંત કરણ અત્યત તૃપ્તિને નજ પામ્યાં, કારણ કે સાક્ષાત્ પ્રકટતાને પામેલા ભગવાન્ શ્રીહરિવિષે તેઓની સર્વે ઇન્દ્રિઓની વૃત્તિઓ વિલીન થએલી હોવાથી તેઓ તે રાધાકૃષ્ણની મૂર્તિમાં પણ શ્રીહરિસ્વરૂપનેજ નિહાળતા હતા, એટલે મૂર્તિમાં તેઓનાં મન અત્યત તૃપ્તિને પામ્યાં નહિ ॥૧૧॥ તે પછી ભગવાને પોતાના પૂર્વ પ્રાદુર્ભાવભૂત રાધાકૃષ્ણ સ્વરૂપ થકી પણ હમણાં પ્રકટ થએલા વર્ણિરૂપ પોતાવિષે તો તેઓનો પ્રીતિપ્રકર્ષ લક્ષમા લઇને પાત્રભૂત તેઓને ફરીને પોતાની પણ પ્રતિમા (ધાતુની) પૃથક્ પૃથક્ પૂજવા આપી ॥૧૨॥ તે પછી ઉત્તમ નૃપ પ્રહર્ષ પામીને પોતાની બ્હેનો સાથેજ તે પ્રતિમારૂપ શ્રીહરિકૃષ્ણને તેમના પૂર્વ પ્રાદુર્ભાવરૂપ રાધાકૃષ્ણ મૂર્તિની સાથેજ પ્રતિદિન પ્રેમથી પૂજા કરવા લાગ્યા શ્રીરાધાકૃષ્ણ અને શ્રીહરિકૃષ્ણના સ્વરૂપમાં ભેદનેતો નજ જાણતા હતા ॥૧૩॥ હે રાજન્ ! તેઓ પ્રત્યક્ષ કૃષ્ણ-સાક્ષાત્ નરનારાયણને અનુકરણ કરતા ભગવાન્ શ્રીહરિકૃષ્ણને સર્વ પ્રકારે સેવેછે તોપણ બન્ને મૂર્તિઓની પૂજામાં

तस्य राजन् ! । यथार्हमानर्चुरुदारभावा मूर्तिद्वयं तस्य निदेशतो वै ॥१४॥ तत्रापि नित्यं निरुपाधिभक्त्या सर्वेभ्य आसील्ललिताऽधिकैव । तस्यै प्रसन्नः कचिदाह कृष्णो भद्रे ! वृणु त्वं वरमीप्सितं मत् ॥१५॥ सम्पूज्य कृष्णं प्रतिवासरं प्राक् राधावयस्या हि यथा तथैव । पाकेन सम्भोजयितुं समुत्का कृतेन सा स्वेन जगाद किञ्चित् ॥१६॥ स्वामिन्चिरस्त्वास्ति चिरं मनःस्था तथापि शक्नोमि न वक्तुमेव । वर्णाश्रमाचारधृतिस्तवाद्य रुणद्धि वाचं मम दिव्यमूर्तेः ॥१७॥ तदा हरिः प्राह हसन्स्तुभास्ये ! बुद्धो मया

અધિક અનુરાગવાળા થઇને ભગવાને આપેલી પોતાની બન્ને મૂર્તિઓને તેમની આજ્ઞાને અનુસારે પ્રતિદિન પરા પ્રીતિથી યથાવિધિ પૂજવા લાગ્યા ॥૧૪॥ તે ઉત્તમાદિ ભક્તોને મધ્યે લલિતા ( લાડુબા ) જ નિત્ય નિષ્કપટ ( સ્વયંપ્રયોજનભૂત ) ભક્તિએ કરીને ઉત્તમાદિ સર્વે ભક્તોની અપેક્ષાએ અધિક-સર્વથા ઉત્કૃષ્ટ થયાં. લલિતાના ભક્ત્યુત્કર્ષથી ભગવાન્ તેમની ઉપર વિશેષપણે પ્રસન્ન થઇને કદાચિત્ ' હે ભદ્રે ! તમારે જે ઇપ્સિત વર હોય તે મારાથકી માગો' એવું પ્રિય વચન બોલ્યા ॥૧૫॥ ભગવાને વરવરણુ વાસ્તે પ્રેરેલાં આ લલિતા તો પૂર્વે રાધાની સખી લલિતા જેમ કૃષ્ણપ્રસાદના પાત્રભૂત થઈ હતી તેમજ ભગવત્કૃપાપ્રસાદના પાત્રભૂત થઇને, હમણાં સાક્ષાત્ પ્રાદુર્ભાવ પામેલા આ શ્રીહરિકૃષ્ણને પ્રતિદિન ગંધ પુષ્પાદિવડે પૂજીને પોતાને હાથે કરેલી રસોઈવડે સાક્ષાત્ જમાડવાના અતિશય ઉત્સાહથી અવસર આવતાં કિંચિત્ વચન બોલ્યાં કે-॥૧૬॥ હે સ્વામિન્ ! બહુ કાળનો મારો મનોરથ મારા મનમાંજ આમ તેમ અટવાયા કરે છે, તથાપિ આ અવસરમાં તેને પ્રકટ કરવા નથીજ સમર્થ થતી, કારણ કે દિવ્યમૂર્તિ આપ અત્યારે બ્રાહ્મણજાતીય બ્રહ્મચર્યાશ્રમના આચારમાં નિષ્ઠાવાળા હોઇને અને તેના પરિપાલન માટેજ પૃથ્વીમાં પ્રકટ હોઇને તે ધર્મના સ્વયં ધર્તા થયા છો. આ આપની ધર્મનિષ્ઠા મારી વાણીને રોકી રાખે છે તે બીલકુલ બોલવા દેતી નથી ॥૧૭॥ હે રાજન્ ! આ પ્રકારે લલિતાએ કહેલા ભગવાન્ તેણીનો શુભ આશય

ते हि मनोभिलाषः । मन्मूर्तियुग्मार्चनकाल एव मनोरथः सेत्स्यति वै तवैषः ॥१८॥ इत्थं हरेः प्राप्तवराऽतिहृष्टा सा पूजयन्ती प्रतिमां तदीयाम् । प्रत्यक्षमेवाऽऽददतं स्वदत्तान्पूजोपहारांस्तमवैक्षताहो !! ॥१९॥ प्रमोदफुल्लान्तरवक्त्रपद्मा साऽथान्वहं चारु विधाय पाकम् । न्यवेदयत्स्वप्रभुमर्चयन्ती तत्प्रीतयेऽसौ बुभुजे च राजन् ! ॥२०॥ दिनानि जग्मुः कतिचिच्च तस्याः सुखं हरेरित्थमवाप्नुवत्याः । जनश्रुतिश्चास हरिर्हि भुङ्क्ते नैवेद्यमीशो

જાણીને હસતા હસતા એમ બોલ્યા કે–હે શુભાસ્યે ! (ભક્તિરસના ઉત્કર્ષથી ઉત્પન્ન થએલા, બહુકાળથી ગૂઢપણે વર્તતા, શુભ મનોરથને જણાવવાના અવસરવિશેષના લાભની સંપત્તિથી શોભાયમાન મુખવાળા લલિતે !) આ વિનયમધુર, સમયસમુચિત, ધર્મમર્યાદાને નહિ ઉલ્લંઘન કરનારા તમારા વચનથીજ તમારો મનોરથ મેં સ્પષ્ટપણે જાણ્યો છે મેં પ્રતિદિન પૂજવા વાસ્તે આપેલી મારી બન્ને મૂર્તિઓના પૂજનસમયેજ તે આ તમારો મનોરથ નિશ્ચે સિદ્ધ થશે એમ થતાં લોક તથા શાસ્ત્ર સાથે વિરોધ પણ નહિ આવે ॥૧૮॥ હે રાજન્ ! આ પ્રકારે શ્રીહરિ થકી વરદાન પામવાથી પ્રહર્ષ પામેલાં લલિતા તેમની બન્ને પ્રતિમાઓની પરમ પ્રેમથી પૂજા કરતાં, પોતે નિવેદન કરેલા ચંદન પુષ્પાદિ પૂજોપચારોને પ્રતિમામાં પ્રત્યક્ષ પ્રાદુર્ભાવ પામીને પ્રતિગ્રહ કરતા શ્રીહરિનેજ નિહાળવા લાગ્યાં આવું મહા આશ્ચર્ય થયું ॥૧૯॥ હે રાજન્ ! તે પછી લલિતા પ્રત્યક્ષ પૂજોપચારના પ્રતિગ્રહથી પ્રકટેલા પરમાનંદથી પ્રફુલ્લિત હૃદયવાળાં અને પ્રફુલ્લિત મુખકમળવાળાં થઇને, પ્રતિદિન સુસ્વાદુ પાવન બહુવિધ પાક બનાવીને પૂજનસમયે પોતાના પ્રતિમારૂપ પ્રભુને નિવેદન કરતાં હતાં પ્રતિમારૂપ ભગવાન્ પણ લલિતાની પ્રસન્નતા માટે સ્વયં સાક્ષાત્ જમતા હતા ॥૨૦॥ એરીતે ભગવાન્ શ્રીહરિના પ્રસાદથી પ્રત્યક્ષ પૂજાપ્રહણ સુખને અનુભવ કરતાં લલિતાને કેટલાએક દિવસો વીતિ ગયા આવા અવસરમાં 'લલિતાએ બનાવીને અર્પેલા નૈવેદ્યને અર્ચારૂપ ભગવાન્ સાક્ષાત્ જમેછે' એવી જનશ્રુતિ (વાર્તાપ્રવૃત્તિ) બહુ સ્થળે પ્રસરવા પામી

ललितोपक्लृप्तम् ॥२१॥ आश्चर्यमेतच्च निशम्य दृर्शोत्सुका हरेः पूजनकाल एत्य । जयाद्यस्तां निकषैव तस्थुः स्त्रियस्तदीक्षास्थिरदीर्घनेत्राः ॥२२॥ नैवेद्यकालेऽथ चतुर्विधान्नं ताः सामिभुक्तं ददृशुः सचित्रम् । भोक्तारमीशं तु न नीलकण्ठं प्रशस्य तां ताश्च ततोऽपसस्नुः॥२३॥भार्यं स्वकीयं भगवत्यपेत्य न्यूनं हि तस्यास्तत आततापाः । तथाविधत्वात्तय एव यत्ता निर्वासनत्वे मनसो बभूवुः ॥२४॥ अनन्यभावा ललितायदेव कालेन चाल्पेन हि ता बभूवुः ।

॥२१॥ ते पछी आवुं आश्चर्य सांभळीने जया ( जीवुबा ) आदिक अबळाओ तेना दर्शन माटे समुत्सुक थइ, ललिताने करवाना कृष्णपूजन समयमां समीपे आवीने स्थिर दीर्घ दृष्टि राखीने बेठी ॥२२॥ पासे बेठा पछी जया आदिक स्त्रियोए नैवेद्यसमये ललिताए समर्पेलुं भक्ष्य भोज्यादि चार प्रकारनुं अन्न अर्धुं जमेलुं आश्चर्यथी जोयुं. जमनारा परमेश्वर नीलकंठने तो जोयाज नहि. भोक्ता भगवान् ललितानाज दृष्टिमार्गमां विराजता हता. बीजी स्त्रीओने तो जमातुं अन्नज दृष्टिपथमां पडतुं हतुं. आ भगवान् स्वतंत्र होवाथी ए रीते लीलामां प्रवर्त्या हता. ते पछी ते बधी स्त्रियो ललितानी प्रशंसा करी, ते स्थान थकी पोतपोताने भवने चाली गई॥२३॥ घेर गएली जया आदिक अबळाओ ते आ आश्चर्यथी ललिता उपर असूया पामी नहि, असूया तो देहात्माभिमानी अज्ञानिओमां अनुवर्तेछे. आ तो ज्ञानथी अधिक हती. आत्मा परमात्माना यथार्थ ज्ञाने संपन्न एवी आ अबळाओने असूयानो प्रसंग केम होय? नज होय. परंतु ए समये एवो विवेक उत्पन्न थयो के-'आ ललिता आपणी अपेक्षाए भगवानमां अधिक शुद्धभाववाळां अने परम भक्तिए परिपूर्ण छे अने आपणे तो एमनी आगळ भावशुद्धिमां अने भक्तिना उत्कर्षमां न्यून छीए'. आवा विवेकथी पश्चात्ताप पामीने ( 'अहो !! आपणी आगळ भगवान् प्रत्यक्ष विराजे छे छतांय आपणो आशय शुद्ध थयो नहि' एवा पश्चात्तापे युक्त थई) ललिताना जेवी भावशुद्धिनी प्राप्ति माटे प्रयत्न आदरतां, तेमां विरोधि मनोवासनाना विनाशमाटे विशेष

राजापि तादृक्त्वमवाप राजन्वर्णीन्द्रदास्यप्रसितत्वयोगात् ॥२५॥
मनोरथं पूरयितुं हि तेषां हरिः स्वकीयप्रतिमात्मनैव । तद्द-
त्तपूजोपहृतीः प्रहर्षात्क्वचित्क्वचित्स्वीकुरुते स्म साक्षात् ॥२६॥
ततोऽतिहर्षेण निरन्तरं तं सिषेविरे ते हि तदेकचित्ताः । तद्भ-
क्त्यधीनोऽथ न तांस्तु हित्वा गन्तुं शशाक प्रभुरन्यतो वै ॥२७॥
उवास तत्रैव सुखं ततोऽसौ देशान्तरीयैर्बहुभिर्नृपाद्यैः । स्वग्रा-
मपुर्यागमनाय भक्त्या सम्प्रार्थ्यमानोऽपि मुहुः स्वभक्तैः ॥२८॥
व्रजे यथोवास पुरा स कृष्णः प्रीत्यै यशोदाव्रजराजयोश्च ।

ઉદ્યમી થઈ ॥૨૪॥ હે રાજન્ ! ઉદ્યમી થએલી તે જયા વિગેરે વનિતાઓ પ્રતિદિન અનન્ય ભાવથી કરાતા ભજનથી અલ્પ કાળમાં લલિતાની પેઠે વિશુદ્ધ આશયવાળી અને અનન્યચિત્તવાળી (ભગવાનમાં એકાંતિક ભક્તિ-વાળી ) થઈ. ઉત્તમ રાજા પણ ભગવાનમાં અનન્યભાવ પૂર્વક દાસભાવથી પ્રતિદિન કરાતી પરિચર્યાથી તેવી ભાવશુદ્ધિ અને ભક્તિપ્રકર્ષને પામ્યા ॥૨૫॥ ભગવાન્ શ્રીહરિ શુદ્ધભાવવાળા જયાદિ પરમ ભક્તોનો મનોરથ પરિપૂર્ણ કરવા, તેમણે પૂજવા માંડેલી પોતાની પ્રતિમાઓમાં પ્રાદુર્ભાવ પામીને, તેમણે અર્પેલા પૂજોપચારોને કોઇ સમયે પ્રહર્ષથી સાક્ષાત્ સ્વીકા-રતા હતા ॥૨૬॥ આ જયાદિ બધાય ભક્તો ભગવાનનો પોતાવિષે તેવો પ્રસાદ લક્ષમાં લઇને, તે દિવસને આરંભીને પરમ હર્ષથી તદેકચિત્ત થઈ નિરંતર અધિક અધિક તેમની સેવા કરવા લાગ્યા. ભગવાન્ પણ તેમની ભક્તિને વશ થઇને ત્યાંથી તેમનો ત્યાગ કરી કોઈ પણ સ્થળે જવામાટે તો સમર્થ થયાજ નહિ ॥૨૭॥ માટેજ આ શ્રીહરિ દેશાંતરના રાજા આદિક અનેક ભક્તોએ પોતપોતાના પુર ગામમાં પધરાવામાટે ભક્તિથી વારેવારે પ્રાર્થના કરી છે તથાપિ પોતે ઉત્તમાદિ ઉત્તમ ભક્તોના પોતાના ભાવિ વિરહ દુઃખને નહિ સહન કરીને, તેમને જે રીતે સુખ થાય તે રીતે દુર્ગ-પુરમાંજ નિવાસ કરી રહ્યા ॥૨૮॥ જેમ પોતાના પૂર્વાવતારભૂત શ્રીકૃષ્ણ ભગવાન્ પૂર્વે યશોદા, વ્રજરાજ (નંદજી) અને પોતાના ભક્ત ગોપ ગોપીઓની પ્રસન્નતા માટે વ્રજમાં પરા પ્રીતિથી નિવાસ કરી રહ્યા હતા.

स्वभक्तगोपालकगोपिकानां तथाऽवसत्तत्र च तत्प्रियार्थम् ॥२९॥ स्नेहोऽभवद्भूरितरो हरेश्च तस्मिन्नृपे भक्तिमति क्षितीश ! । गेहं तदीयं तु स मन्यते स्म स्वकीयमेवेति च भक्तिवश्य. ॥३०॥ यो हरिं भजति दम्भवर्जितस्तं भजत्यपि हरिर्निरन्तरम् । भक्तदत्तमणुमात्रमप्यसौ वस्तु मेरुमिव मन्यते तथा ॥३१॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे उत्तमादिभक्त्युत्कर्षनिरूपण नामा प्रथमोऽध्याय ॥१॥

राजोवाच—ब्रह्मन् ! कृष्णस्य चरितं मन.श्रवणयोः प्रियम् ।

તેમજ આ આત્મારામ એવા પણ શ્રીહરિ પોતાવિષે જેમના પ્રાણ છે એવા ઉત્તમાદિ પરમ ભક્તોની પ્રસન્નતા માટેજ દુર્ગપુરમા રહ્યા હતા ॥૨૯॥ હે રાજન્ ! જેમ ભગવાનવિષે ઉત્તમાદિ ભક્તોનો પ્રેમ પરમ વર્તતો હતો તેમજ તેમની ઉપર ભગવાનનો પણ પ્રેમ પરમ વર્તતો હતો 'જ્ઞાની ભક્તને ભગવાન અત્યર્થ પ્રિય છે અને ભગવાનને જ્ઞાની ભક્ત અત્યર્થ પ્રિય છે' એમ ભગવાનજ કહે છે તેમની ભક્તિને વશ થએલા આ ભગવાન્ તેમના ભવનને તો પોતાનુજ-પોતાને અસાધારણ ગોલો કરય અક્ષરધામજ માનતા હતા ॥૩૦॥ જે ભક્ત નિર્દંભપણે ભગવાનને ભજે છે તેને આ ભગવાન પણ નિરતર ભજેછે એટલે તેનો વિરહ સહન કરી શકતા નથી તેમજ પોતાના અનન્ય ભક્તે અર્પેલા અલ્પપણ (પનાદિ) પદાર્થને મેરૂપર્વતવત્ મહા મોટુ (મહામૂલ્ય) માને છે ॥૩૧॥ ઇતિ શ્રીસત્સંગિજીવને નારાયણચરિત્રે ધર્મશાસ્ત્રે તૃતીયપ્રકરણે ઉત્તમાદિભક્ત્યુત્કર્ષનિરૂપણનામા પ્રથમોઽધ્યાયઃ ॥૧॥

## [1]અધ્યાય ૨ જો.

પ્રતાપસિંહરાજા કહેછે—હે બ્રહ્મન્ ! ભૂમિમા કળિમળને હરવા માટે અવતરેલા પરમાનદમય શ્રીહરિકૃષ્ણના ચરિત્રને સાભળતા પણ મને

[1] આ અધ્યાયમા ભગવાન્ શ્રીહરિની સેવાની વ્યવસ્થાનુ નિરૂપણ કરતા મુકુદાનદ મુખ્ય સેવકોના નામો કહ્યા છે

शृण्वतोऽपि न मे तृप्तिर्जायते तत्र सर्वथा ॥१॥ निजभक्तापदां हर्तुः श्रीहरेः परमात्मनः । चरितं श्रोतुमिच्छामि नूतनं हि पदे-पदे ॥२॥ सेवायामनिशं तस्य समवर्तन्त ये नराः । तेषां कः कश्च

તેમાં તૃપ્તિ સર્વથા થતીજ નથી. તે ચરિત્ર મન શ્રવણને પ્રિય છે–એટલે કર્ણપુટ પ્રત્યે પ્રવિષ્ટ થતાં સુખશીતળ થઇને અમૃતના અભિષેકથીજ જેમ એમ અખિલ અંગને આહ્લાદિત કરે છે તથા મનથી પાન કરતાં સમસ્ત સંતાપને ટાળી નાંખે છે ॥૧॥ માટે હું તે શ્રીહરિનું ચરિત્ર સાંભળવા ઈચ્છુંછું. કારણ કે તે આ શ્રીહરિ ભક્તોની આલોક પરલોકમાં આવતી આપત્તિને હરેછે અને આત્યંતિક આપત્તિને પણ ભવભયના ઉપશમનથી હરેછે. તે આ હરિના પવિત્ર ચરિત્રને સાંભળવા કયો જન ન ઇચ્છે ? ઈચ્છેજ. વળી તે આ શ્રીહરિ પરમાત્મા–'अन्तः प्रविष्टः शास्ता जनानां सर्वात्मा' આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે સર્વે જનોની અંદર આત્માપણે પ્રવેશ કરીને નિયમન કરેછે. તેમનુંજ ચરિત્ર સાંભળવાથી શ્રેયમાટે થાય પણ બીજા ઉદાસીનના ચરિતશ્રવણથી શ્રેય ન થાય બીજાનું ચરિત્ર સાંભળવાથી પોતાના આત્માનુ જ્ઞાન થતું નથી. પોતાના આત્માને નહિ જાણનારા પશુસધર્મીનું શું શ્રેય થાય ? પોતાના પણ ( જીવાત્માના ) આત્મા તો પરમાત્માજ છે તેમાં શ્રુતિ છે 'आत्मा वारे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः' 'नवा अरे पत्युः कामाय पतिः प्रियो भवति आत्मनस्तु कामाय पतिः प्रियो भवति...नवा अरे सर्वस्य कामाय सर्वं प्रियं भवति आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति' ઈત્યાદિ. એરીતે ભક્તોની સમસ્ત વિપત્તિને હરનારા પરમાત્મા શ્રીહરિનુંજ ચરિત્ર સાંભળતાં પદે પદે અમૃતવત્ નૂતન થાય છે, કારણુ કે તે ભગવાન્ સ્વરૂપથી અને સ્વભાવથી નિરવધિકાતિશય છે. તે પરમાત્મા શ્રીહરિનું ચરિત્ર હું સાંભળવા ઇચ્છુછું ॥૨॥ તે શ્રીહરિની સેવામાં જેઓ અહર્નિશ તત્પર વર્તતા હતા એજ નર–મનુષ્યો છે, બીજા તો પશુઓ છે, કેમકે તેમનું માનુષ વપુ વ્યર્થ છે, તો એ રીતે ભગવત્સેવાથી માનુષજન્મને સફળ કરનારા તેઓ મધ્યે કયા કયા ભક્ત કઈ કઈ સેવાને કરતા હતા તે ભક્તોનાં નામ કહો ? કેમકે ભગવદ્ભક્તોનાં

कां कां च सेवां चक्रेऽस्य तद्वद ॥३॥ वसन् दुर्गपुरे तत्र यद्यच्चरितमीश्वरः । चकार तत्तदखिलं वक्तुं चार्हसि मे मुने ! ॥४॥ सुव्रत उवाच—सेवां तदीयां सकलां प्रायशो वर्णिराट् नृप ! । मुकुन्दानन्दनामैव चकारानुसवं शुचिः ॥५॥ विशेषतोऽस्य स्नपनं पादसंवाहनं तथा । शयनास्तरणं चैव चकार जितमन्मथः ॥६॥ आजहारोदकं तस्मै शुचिर्ज्येष्ठा नृपस्वसा । जया तपस्विनी प्रीत्या प्रातः सायं च गालितम् ॥७॥ वर्णी नारायणानन्दस्तदीयाम्बुकमण्डलुम् । सोपपात्रं रक्षति स यथाकालं च तद्ददौ ॥८॥ कृष्णपूजनपात्राणां मज्जनं प्रतिवासरम् । चकार वर्णी गोपालानन्दनामा हरेर्नृप ! ॥९॥ वासुदेवानन्दनामा वर्णी

---

નામ ગુણાદિકનું શ્રવણ પણ ભગવાનના દિવ્ય ગુણ ચરિતનું શ્રવણજ છે ॥૩॥ હે મુને ! સદા નિવાસભૂત દુર્ગપુરમાં રહીને ભગવાને જે જે ચરિત્ર કર્યું હોય તેને પણ સમગ્રપણે મને કહેવાને યોગ્ય છો. તમો ગુરૂપ્રસાદથી વિજ્ઞાનને પામેલા છો ॥૪॥

એરીતે રાજાએ પુછેલા **સુવ્રતમુનિ** કહેછે—હે નૃપ ! **મુકુંદાનંદ** નામના વર્ણીન્દ્ર કાય વાણી મનથી શુદ્ધ થઈ તે તે વેળાએ બહુધાપણે શ્રીહરિસંબન્ધી સમગ્ર સેવાને કરતા હતા ॥૫॥ આ અષ્ટ પ્રકારના બ્રહ્મચર્ય વ્રતમાં નિષ્ઠાવાળા, સાધુગુણસંપન્ન, મુકુંદાનંદ વર્ણિવર્ય પ્રધાનપણે શ્રીહરિની સ્નાન કરાવવું, ચરણ ચાંપવા અને ઢોલીયો બીછાવી આપવારૂપ સેવાને વિશેષપણે કરતા હતા ॥૬॥ તપ તથા શીલ વ્રતે સંપન્ન, બાહ્ય આભ્યંતર ઇન્દ્રિયોથી વિશુદ્ધ, મોટાં, ઉત્તમ રાજાનાં બ્હેન જયા પ્રાતઃકાળે તથા સાયંકાળે શ્રીહરિમાટે ગાળેલું જળ ઉન્મત્તગંગાથકી પ્રીતિથી પોતે લાવી આપવારૂપ સેવાને કરતાં હતાં ॥૭॥ **નારાયણાનંદ** નામના વર્ણી શ્રીહરિને જળ પિવાનું ભરેલું કમંડળુ આબખોરાએ સહિત પોતાપાસે રાખીને જળપાન કરવાના સમયે તેને આપવારૂપ સેવાને કરતા હતા ॥૮॥ હે નૃપ ! ગોપાળાનંદ નામના વર્ણી શ્રીહરિનાં કૃષ્ણપૂજામાં ઉપયોગી સોના રૂપાનાં પાત્રોને માંજવારૂપ સેવાને પ્રતિદિન કરતા હતા

चन्दनघर्षणम् । चकार कृष्णपूजार्थं नियतं तस्य नैष्ठिकः ॥१०॥ नानाविधानि पुष्पाणि तुलसीं चानुवासरम् । उमाभयो नाथजिच्च भक्तावाजह्रतुर्वनात् ॥११॥ पूजोपहारान् सफलान् यथाकालं समाहितः । अखण्डानन्द आनीय तस्मै दत्ते स सत्वरम् ॥१२॥ अन्नं तस्मै च सघृतं तैलं दुग्धं सितादि च । ददौ विशोध्यानुदिनं ललिता नृपतेः स्वसा ॥१३॥ चकार तस्य पाञ्चाली पाकभूमेश्च लेपनम् । गृहसम्मार्जनं चक्रे नानी तस्योत्तमस्वसा ॥१४॥ नृपतेर्मातरौ तस्य सोमादेवीसुरप्रभे । गौरमृद्गोमयाभ्यां च चक्राते गृहलेपनम् ॥१५॥ दयानन्दश्च गोविन्दानन्द एतौ हि

॥૯॥ વાસુદેવાનંદ નામના નૈષ્ઠિકવર્ણી શ્રીહરિને કરવાની ભગવત્પૂજા માટે પ્રતિદિન ચદન ઘસી લાવવારૂપ સેવાને કરતા હતા ॥૧૦॥ ઉમાભય અને નાથજીત્ નામના બે ભક્તો પ્રતિદિન બાગમાંથી ભગવત્પૂજાર્થે તુલસી પુષ્પાદિ પૂજાપદાર્થો લાવી આપવારૂપ શ્રીહરિની સેવા કરતા હતા ॥૧૧॥ અખંડાનંદ નામના વર્ણી સાવધાન થઇને પૂર્વોક્ત ભક્તોએ લાવીને જ્યાં સ્યા સુધી રાખેલા તેતે સમસ્ત પુષ્પાદિ ઉપહારોને પૂજાસમયે શ્રીહરિની સમીપેજ રહીને ભગવત્પૂજામા પ્રવર્તેલા શ્રીહરિને તે તે સમયે સત્વર લાવી આપવારૂપ સેવાને કરતા હતા ॥૧૨॥ ઉત્તમ નૃપતિનાં બ્હેન **લલિતા** ઘઉનો લોટ, આખા જીણા ચોખા, તુવેરની દાળ આદિક કાચું અન્ન તથા ઘૃત તૈલ સાકર દુધ આદિક બરોબર શુદ્ધ કરીને પ્રતિદિન ભગવાનને માટે રસોઈ કરવા મોકલી દેવારૂપ સેવાને કરતાં હતાં ॥૧૩॥ ઉત્તમ રાજાના બ્હેન **પાંચાળી** શ્રીહરિની પાકશાળાને પ્રતિદિન લીંપવારૂપ સેવાને કરતાં હતા અને તેમનાથી નાનાં **નાનીબા** શ્રીહરિને રહેવાના ઘરમા વાળવારૂપ સેવાને કરતાં હતાં ॥૧૪॥ ઉત્તમ નૃપતિના માતા **સોમાદેવી** અને **સુરપ્રભા** ભગવાનને રહેવાના અક્ષર ભવનને પ્રથમ છાણ તથા સામાન્ય મૃત્તિકાથી લીંપીને તે સુકાયા પછી શ્વેત મૃત્તિકાથી ધોળવારૂપ સેવાને કરતાં હતાં ॥૧૫॥ દયાનંદ ( આનદાનદ જેમનુ બીજું નામ હતું ) તથા ગોવિંદાનંદ નામના આ બે વર્ણીઓ પ્રતિદિન વનમાથી

वर्णिनौ । आजह्रतुर्येनास्तस्मै समिधश्च कुशाम्बुभान् ॥१६॥ वाल्याः शाकांश्च पत्राणि तस्मै हरजिदुत्करौ । आजह्रतुश्च काष्ठानि मयजित् पाकसिद्धये ॥१७॥ रत्नजित् पाकपात्राणां चकार परिमज्जनम् । हम्मीरजित्तदर्थं च मृत्तिकामानयच्छुभाम् ॥१८॥ उपाहरद्दन्तकाष्ठं तस्मै च गुरुमानजित् । शिवरामः पादुके च तस्यारक्षद्द्विजोत्तमः ॥१९॥ वाससां रक्षणं तस्य मयारामश्चकार च । यथाकालं ददाति स तानि तस्मै स शुद्धधीः ॥२०॥ प्रक्षालनं तद्वस्त्राणां प्रतिवासरमादरात् । जयानन्दाभिधश्चक्रे नैष्ठिको ब्रह्मचर्यवान् ॥२१॥ द्रव्यादानप्रदाने च लध्वाख्यो हरजित्तथा ।

હોમોપયોગી કાષ્ઠ તથા શુભ દર્ભો શ્રીહરિ માટે લાવી આપવારૂપ સેવાને કરતા હતા ॥૧૬॥ હરજીત્ તથા ઉત્કર ( ઉકા ખાચર ) નામના બે ભક્તો ભગવાન માટે વાડી થકી વૃતાક આદિક શાક તથા ભોજનપાત્રમાં ઉપયોગી કેળનાં તથા ખાખરા આદિકનાં પત્રો પ્રતિદિન લાવી આપવારૂપ સેવાને કરતા હતા અને મયજીત્ નામના ભક્ત દરરોજ ભગવાનને માટે રસોઈમા ઉપયોગી કાષ્ઠ લાવી આપવારૂપ સેવાને કરતા હતા ॥૧૭॥ રતનજી નામના ભક્ત શ્રીહરિને રસોઈ કરવામા ઉપયોગી થાળી થાળ વાટકા આદિક ધાતુપાત્રોને ભસ્મ જળાદિકવડે માજવારૂપ સેવાને કરતા હતા અને હમ્મીરજીત્ નામના ભક્ત ભગવાનને માટે શૌચાદિકમાં ઉપયોગી શુભ મૃત્તિકા લાવી આપવારૂપ સેવાને હમેશા કરતા હતા ॥૧૮॥ ગુરૂમાનજીત્ નામના ભક્તજન પ્રતિદિન ભગવાન માટે બાવળીયા આદિકના દાતણ લાવી આપવારૂપ પરિચર્યાને કરતા હતા અને શીયાણી ગામના બ્રાહ્મણશ્રેષ્ઠ શિવરામભટ્ટ ભગવાનની પાદુકા રાખવારૂપ સેવાને કરતા હતા ( માટેજ આ દ્વિજોત્તમ હતા ) ॥૧૯॥ માણાવદરના શુદ્ધ બુદ્ધિવાળા મયારામ વિપ્રતો ભગવાનના પહેરવા ઓઢવાનાં વસ્ત્રો રાખીને તેતે સમયે તેમને આપવારૂપ સેવાને કરતા હતા ॥૨૦॥ જયાનંદ નામના નૈષ્ઠિક બ્રહ્મચારી શ્રીહરિનાં વસ્ત્રોને પ્રતિદિન આદરથી ધોવારૂપ પરિચર્યાને કરતા હતા ॥૨૧॥ ઉત્તમ રાજાના લાધો ઠક્કર તથા હરજી ઠક્કર

नृपामात्यावुभावेतौ चक्रतुस्तस्य सन्मती ॥२२॥ गृहस्थानां तु सर्वेषां स्वधर्मस्थापनादिषु । हेमन्तसिंहो ववृते हरिशुश्रूषणे रत ॥२३॥ उत्तमोऽपि स्वयं तस्य निर्मानो दासवत्सदा । यथावकाशं सकलामपि सेवां चकार च ॥२४॥ सर्वेषां सेवकानां च तत्तत्सेवाप्रवर्तनम् । रामदासो यथाकालं चक्रे भक्ताग्रणीर्हरेः ॥२५॥ इतिहासपुराणानि धर्मशास्त्रं च तत्पुर । पौराणिको ह्यवकथ द्भुजेरन्ते प्रयागजित् ॥२६॥ निशि भागवतं गीतां कार्ष्णीं नामसहस्रकम् । विष्णोश्च वासुदेवीयं नित्यानन्दस्त्ववाचयत् ॥२७॥ शुकानन्दोऽकरोत् पत्रलेख पुस्तकरक्षणम् । हरे रतश्च सेवायां

નામના એ ધર્મસંસ્કૃત નીતિ તથા મતિએ સંપન્ન મંત્રિઓ શ્રીહરિની તે તે સમયે દ્રવ્ય લેવા દેવારૂપ સેવાને કરતા હતા (ભગવાનના ચરણમૂળમાં ભક્તોએ અર્પણ કરેલા દ્રવ્યાદિકનુ ગ્રહણ કરવુ અને સત્પાત્રને આપવા માટે પ્રવર્તતા ભગવાનને આપવુ, આ આદાન પ્રતિદાનરૂપ સેવા) ॥૨૨॥ શ્રીહરિની સેવામાં તત્પર હેમંતસિંહ ( જુનાગઢના જીણાભાઈ) રાજા સમસ્ત ગૃહસ્થ હરિભક્તોને ભગવાનની આજ્ઞાનુસારે સ્વધર્મમા વર્તાવવા વિગેરે કાર્યને કરતા હતા, આ પણ ભગવાનની આજ્ઞાનુવર્તનરૂપ હોવાથી ભગવાનનીજ સેવા છે ॥૨૩॥ પોતે ઉત્તમ રાજા પણ યથાવસર સ્વય માનવર્જીત થઈ શ્રીહરિની સમસ્ત સેવાને સ્નેહથી સદા કરતા હતા ॥૨૪॥ શ્રીહરિના ભક્તોમા અગ્રગણ્ય રામદાસ નામના સાધુ શ્રીહરિના સમસ્ત સેવકોને તેતે પોતપોતાની સેવામા યથાસમય પ્રવર્તાવવારૂપ ( જોડી રાખવારૂપ ) સેવાને કરતા હતા ॥૨૫॥ પ્રયાગજીત નામના પૌરાણિક પ્રતિદિન ભોજન કર્યાપછી શ્રીહરિની આગળ મહાભારત, પુરાણ અને ધર્મશાસ્ત્રની યથાસમય કથા કરવારૂપ સેવાને કરતા હતા ॥૨૬॥ નિત્યાનંદ નામના મુનીન્દ્રતો શ્રીમદ્ભાગવત, શ્રીમદ્ભગવદ્ગીતા, શ્રીવિષ્ણુ સહસ્રનામસ્તોત્ર અને શ્રીવાસુદેવમાહાત્મ્યની અવસરને અનુસારે રાત્રિએ શ્રીહરિની સન્નિધિમાં કથા વાચવારૂપ સેવાને કરતા હતા ॥૨૭॥ શ્રીહરિની સેવામા સદાય તત્પર અને સર્વદા શ્રીહરિની સાથેજ વિચર

सदा सहचरो मुनिः ॥२८॥ हरिणा लेखितान्यष्ट सच्छास्त्राणि तदग्रतः । शतानन्दो महाबुद्धिः शोधयामास चाक्षसा ॥२९॥ य इदं विदधे प्रीत्या हरिलीलोपबृंहितम् । सत्सङ्गिजीवनं रम्यं जीवातुं हरिसेविनाम् ॥३०॥ सर्वेषामपि साधूनां धर्मसंस्थापनादिषु । गोपालानन्द आसीच्च सेवमानो हरिं सदा ॥३१॥ मुक्तानन्दस्तथा ब्रह्मानन्द एतौ महामती । अधीतशास्त्रौ कुशलौ गायने च कवी उभौ ॥३२॥ छन्दःप्रबन्धान्विविधान्प्राकृतांश्चक्र-

નારા શુકાનંદ મુનિ ભગવાનની આજ્ઞાને અનુસારે કાગળપત્રો લખવા તથા શ્રીહરિનાં અનેક ભારત ભાગવત ભગવદ્‌ગીતા આદિક પુસ્તકોની યથાકાળ સંભાવના ( સાચવણી ) કરવારૂપ સેવાને કરતા હતા ( માટેજ આ મુનિ નિરંતર શ્રીહરિના સહચર થયા હતા ) ॥૨૮॥ મહાબુદ્ધિશાળી મારા ગુરૂ શતાનંદ નામના મહામુનિ ભગવાને સમગ્ર શાસ્ત્રોના સારપણે સમુદ્ધાર કરી લખાવેલાં અભીષ્ટ આઠ સચ્છાસ્ત્રોને ભગવાનની સન્નિધિમાંજ રહીને તત્ત્વથી શોધવારૂપ સેવાને કરતા હતા ॥૨૯॥ જે શતાનંદ સ્વામીએ આ તમારી આગળ કહેવા માંડેલું, શ્રીહરિના લીલારસથી ભરપુર, સત્સંગિઓના જરા જન્મમરણના ભયને ટાળનારૂં હોવાથી જીવનરૂપ અને ભગવાનના એકાંતિક ભક્તોના પરમ જીવનરૂપ અને ભગવાનના દિવ્ય ચરિત્રોનું અવલંબન હોવાથી શબ્દથી તથા અર્થથી રમણીય એવું શાસ્ત્ર ( સત્સંગિજીવન ) પ્રીતિથી કર્યું હતું. તે આ શતાનંદમુનિ સચ્છાસ્ત્રોને શોધવારૂપ સેવાને કરતા હતા ॥૩૦॥ શ્રીહરિની સર્વદા સેવાપરાયણ ગોપાળાનંદ નામના મુનીન્દ્ર સર્વે સાધુ બ્રહ્મચારી પાળાઓને સ્વધર્મમાં વર્તાવવા અને તેમને સાક્ષાત્ ભગવાનના સ્વરૂપનું જ્ઞાન આપવું આદિક કાર્યમાં ભગવાનની આજ્ઞાથી વર્તવારૂપ સેવાને કરતા હતા ॥૩૧॥ હે રાજન્ ! મહાબુદ્ધિશાળી, સમગ્ર શાસ્ત્રને ભણેલા, ગાનવિદ્યામાં કુશળ અને કવિવર એવા મુક્તાનંદ તથા બ્રહ્માનંદ નામના આ બન્ને મુનિવરો ભગવાનનાં દિવ્ય ચરિત્રોથી ભરપુર પ્રાકૃત અનેક પ્રકારના છંદ પ્રબન્ધોને શ્રીહરિની પ્રસન્નતા માટેજ કરીને તેમના

तुष्ट्यै तौ । तस्यैव प्रीतये राजंस्तन्माहात्म्यप्रकाशकान् ॥३३॥ प्रेमानन्दो गानकलापट्टर्वाद्ये चतुर्विधे । निपुणः प्राकृतांश्चक्रे प्रबन्धांस्तद्गुणाश्रयान् ॥३४॥ चकार निष्कुलानन्दः प्रबन्धान्प्राकृतान्कविः । ध्यानानन्दस्तथाऽन्ये च भक्ताः सुन्दरजिन्मुखाः ॥३५॥ दीनानाथो व्यरचयत्संस्कृतान्यस्य सत्पतेः । तुष्टयै विचित्रवृत्तानि श्रीहरेरष्टकानि च ॥३६॥ गोविन्दानन्दनामा चाभेदानन्दश्च बुद्धिमान् । गुणातीतानन्दकविः शिवानन्दश्च सन्मति ॥३७॥ प्रज्ञानन्दश्च पञ्चैते हरेरग्रत आदरात् । कृष्णकीर्तनपद्यानि कीर्तयन्ति स्म भूपते ! ॥३८॥ महानुभावानन्दश्चात्मानन्द कृशविग्रह । स्वयम्प्रकाशानन्दश्च त्रयः कार्यविशारदा ॥३९॥ तदी-

મહિમાનો પ્રકાશ કરવારૂપ સેવાને કરતા હતા મુક્તાનંદ મુનિ સંસ્કૃત ગ્રંથોપણ કરતા હતા ॥૩૨–૩૩॥ ગાનકળામા પ્રવીણ, તત આદિક ચાર પ્રકારના વાદ્ય વજાવામા નિપુણ, પરમ ભક્તિએ સંપન્ન એવા પ્રેમાનંદ નામના મુનીન્દ્ર શ્રીહરિનાજ એક ગુણોના અવલંબનવાળા, પ્રેમરસપરિપૂર્ણ એવા પ્રાકૃત પ્રબન્ધો રચવારૂપ શ્રીહરિની સેવા કરતા હતા ॥૩૪॥ પ્રાકૃત પ્રબન્ધો રચવામા કુશળ નિષ્કુળાનંદ નામના મુનિ શ્રીહરિના દિવ્ય ચરિત્રોના અવલંબનવાળા પ્રાકૃત પ્રબન્ધો રચવારૂપ શ્રીહરિની પરિચર્યાને કરતાહતા અને ધ્યાનાનંદ નામના મુનિ તથા બીજા સુંદરજી આદિક ભક્તો ભગવાનના દિવ્ય ચરિતોના સબન્ધવાળા ગ્રન્થો કરવારૂપ શ્રીહરિસેવાને કરતા હતા ॥૩૫॥ દીનાનાથભટ્ટ નામના પંડિત વિપ્ર સત્પતિ આ ભગવાન્ શ્રીહરિની પ્રસન્નતા માટે નાનાવિધ વૃત્તવાળા ભગવત્સ્તુતિરૂપ સંસ્કૃત અષ્ટકો કરવારૂપ સેવાને કરતા હતા ॥૩૬॥ બુદ્ધિમાન્ ગોવિંદાનંદ, અભેદાનંદ, ગુણાતીતાનંદ, શિવાનંદ અને પ્રજ્ઞાનંદ, આ નામના પાચ સાધુઓ પ્રતિદિન ભગવાન્ શ્રીહરિઆગળ કૃષ્ણકીર્તનપદ્યો આદરથી ગાવારૂપ શ્રીહરિની સેવાને કરતા હતા ॥૩૭–૩૮॥ મહાનુભાવાનંદ, દુર્બળ દેહવાળા આત્માનંદ અને સ્વયંપ્રકાશાનંદ આ કર્તવ્યાર્થમા કુશળ ત્રણ સાધુઓ ભગવાનની દર્શનાદિ સેવાસારૂ દેશદેશમાથી આવતા

क्षाया उपेतानां भक्तानां सर्वशो नृणाम् । मुनीनां चाचरन्नेते ह्यातिथ्यादि यथोचितम् ॥४०॥ निरञ्जनानन्दऋषिर्व्यापकानन्द आत्मवित् । सुखानन्दश्च परमचैतन्यानन्दनामकः ॥४१॥ गोविन्दानन्दनामान्यः कृपानन्दस्तथात्मदृक् । चैतन्यानन्दनामैते ऋषयः सप्त सद्धियः ॥४२॥ देशान्तराभ्युपेतानां जनानामग्रतो ऽन्वहम् । विदधुर्भगवद्वार्तास्तत्प्रीत्यै परमादरात् ॥४३॥ आनन्दानन्द ईशस्य भक्तिरीतिं प्रदर्शयन् । दृढान्यकारयत्कृष्णमन्दिराणि महामतिः ॥४४॥ देवरामस्तथा नारायणो हीरश्च शिल्पिराट् । आधारानन्द इत्येते चित्रप्रतिकृतीर्व्यधुः ॥४५॥ देशान्तरा

સર્વ સાધુઓ તથા હરિભક્તોનું યથોચિત સ્વાગતપ્રશ્ન, ઉતારો આપવો આદિક આતિથ્ય આદરથી કરવારૂપ શ્રીહરિની સેવા સદા કરતા હતા ॥૩૯-૪૦॥ **નિરંજનાનંદ, વ્યાપકાનંદ, સુખાનંદ, પરમચૈતન્યાનંદ, ગોવિંદાનંદ, કૃપાનંદ, ચૈતન્યાનંદ,** આ નામના સાત સાધુઓ સ્વાત્મદર્શી, ભક્તિયોગમાં નિષ્ઠાવાળા, (માટેજ સદ્બુદ્ધિવાળા) અને પ્રવચનમાં પ્રવીણ હોવાથી દેશદેશમાંથી ભગવાનનાં દર્શનાર્થે આવતા ભગવદ્ભક્તોની આગળ સભામાં એકાંતિક ભક્તિની દૃઢતામાં ઉપયોગી ભગવાન સબન્ધિ વાર્તાઓ તેમની પ્રસન્નતા માટે પ્રતિદિન પરમ આદરથી કરવારૂપ સેવાને કરતા હતા ॥૪૧-૪૩॥ મહામતિમાન્ **આનંદાનંદ** મુનિ ભગવદ્ભક્તિના પ્રકારભેદો અને તેને વૃદ્ધિ કરનારા ભગવાનના આરાધન પ્રકારોનો ભક્તજનોને ઉપદેશ આપીને તેતે પુર ગ્રામમાં અતિદૃઢ ભગવન્મંદિરો કરાવવારૂપ ભગવત્સેવાને કરતા હતા ॥૪૪॥ **દેવરામ, નારાયણજી** અને **હીરજી,** આ ત્રણ ભુજનગરના ઉત્તમ શિલ્પિઓ ( ચિત્રયત્રાદિ કળામાં કુશળ સુથાર કારીગરો ) અને **આધારાનંદ** નામના સાધુ, આ ચાર જણાઓ ભગવાનની ચિત્રપ્રતિમાઓ તથા ધાતુપ્રતિમાઓ કરવારૂપ શ્રીહરિની સેવા કરતા હતા ॥૪૫॥ વથળીના નિવાસી **માહેશ્વર** નામના બ્રાહ્મણ અને અમદાવાદના નિવાસી **દામોદરદાસ** નામના વૈશ્ય ભક્ત દેશાંતરથી ભગવદ્દર્શનાર્થે આવતી ભગવદ્ભક્ત સ્ત્રિયોને શ્રીહરિની

गताभ्यश्च स्त्रीभ्यो वासस्थलादि च । माहेश्वरो ददौ दामोदरदासस्तथोचितम् ॥४६॥ तासामग्रे कृष्णवार्ता रमा चक्रे तपस्विनी । स्वधर्मज्ञानवैराग्यसम्पन्ना बालयोगिनी ॥४७॥ कृष्णदासो राजदास इत्युभौ नापितोत्तमौ । दीपिकाधारणं तस्य पुरतो निशि चक्रतुः ॥४८॥ करिमो द्वारपालत्वं वृद्धस्तस्याकरोत्प्रभोः । तद्दिदृक्षागतान्भक्तान्मुहुस्तस्मै निवेदयन् ॥४९॥ सोमः सूरश्च भृगुजिन्मानसिंहश्च केसरी । वीरोऽलयो लक्षजालमौ रवजिन्मानजित्क्रमः ॥५०॥ इत्याद्याः क्षत्रियाः शूरास्तद्भक्ताः शस्त्रपाणयः। अन्ववर्तन्त तं नित्यं सर्वत्र द्वे शते नृप ! ॥५१॥ संसेवनेन हि हरेर्निजमानुषत्वसाफल्यमेव हृदयेषु विदन्त एते । इत्थं तदीय-

આજ્ઞાને અનુસારે યથોચિત ઉતારો આદિક આપવારૂપ તેમની સેવાને આદરથી કરતા હતા ॥૪૬॥ બાળ વયને આરભીને ભક્તિયોગમાં નિષ્ઠાવાળાં, તપશ્ચર્યાપરાયણ અને સ્વધર્મે જ્ઞાન વૈરાગ્યે સંપન્ન એવાં રમા ભક્ત સ્ત્રીયોની આગળ ( સ્ત્રીઓની સભામાં ) એકાંતિક ભગવદ્‌ભક્તિરસના સમ્બન્ધવાળી વાર્તાઓ કરવારૂપ શ્રીહરિની સેવાને સદાય કરતાં હતાં॥૪૭॥ કૃષ્ણદાસ અને રાજદાસ આ બન્ને ઉત્તમ નાપિતો ( વાળંદ ) પ્રતિદિન રાત્રિએ ભગવાનની આગળ દીપિકા ( મસાલ ) ધારણ કરવારૂપ શ્રીહરિની સેવાને કરતા હતા ॥૪૮॥ શરધારપુરના કરિમ નામના વૃદ્ધભક્ત ભગવાનના દ્વારપાળ ( દરવાણી ) થઇને વારે વારે ભગવાનના ચરણારવિંદનાં દર્શન કરવાની ઇચ્છાથી આવતા ભક્તોનાં અવસરને અનુસારે દેશ નામ આદિક વારે વારે શ્રીહરિને જણાવારૂપ સેવાને કરતા હતા ॥૪૯॥ હે નૃપ ! સોમવર્મા સૂરવર્મા ભૃગુજી માનસિંહ કેસરી વીરો અલયો લાખો જાલમ રવજી માનજી કમો ભીમભાઈ આદિક મહાશૂરવીર, હસ્તમાં સદા તરવારાદિ શસ્ત્રોને ધારી રહેલા, બસો પરિમિત ક્ષત્રિય જાતીના શ્રીહરિભક્તજનો સર્વ દેશોમાં નિરંતર શ્રીહરિની પાછળજ ફરવારૂપ તેમની સેવાને કરતા હતા ॥૫૦-૫૧॥ આ પ્રકારે આ મુકુંદાનદાદિ બધાય ભક્તજનો ભગવત્સેવાથીજ મનુષ્યજન્મનું સાફલ્ય પોતપોતાના હૃદયમાં સારી

मनिशं विदधुः प्रहृष्टा दास्यं यदस्ति ननु दुर्लभमेव मुक्तेः ॥५२॥
इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे हरिसेवनव्यवस्थानिरूपणनामा द्वितीयोऽध्यायः ॥२॥

सुव्रत उवाच—अथ राजोत्तमो धीमान् पित्रुद्देशेन वाडवान् ।
साधूंश्च भोजयामास प्रतिमासं सहस्रशः ॥१॥ संवत्सरे व्यतीतेऽसौ वासितस्य स्वचेद्मनि । प्रीत्यै हरेः स्वपितृवदचिकीर्षन्महोत्सवान् ॥२॥ जयाललितयोः पार्श्वमेत्य ते मानयन्स च । उवाच विनयानम्रः कार्याकार्यविचक्षणः ॥३॥ उत्तम उवाच—युवां भगिन्यौ ! निपुणे हरेर्भक्तौ च लौकिके । व्यवहारेऽपि भवथ-

રીતે સમઝીને પરમ હર્ષથી નિરતર તેમના ચરણારવિંદનુ દાસપણુ કરતા હતા. જે દાસપણું સાલોક્યાદિ મુક્તિની અપેક્ષાએ દુર્લભ-ઉત્કૃષ્ટ છે ॥૫૨॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...તૃતીયપ્રકરણે હરિસેવનવ્યવસ્થાનિરૂપણનામા દ્વિતીયોઽધ્યાય: ॥૨॥

## [1]અધ્યાય ૩ જો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! ત્યારપછી બુદ્ધિશાળી ઉત્તમ રાજાએ પરલોકને પામેલા પોતાના પિતાની પ્રસન્નતા માટે પ્રતિમાસ તે તિથિએ બહુ બ્રાહ્મણો તથા સાધુઓને તેમને અભીષ્ટ અન્નથી જમાડ્યા ॥૧॥ એક વર્ષ વ્યતીત થતાં ઉત્તમ રાજાએ પોતાના ભવનમા વિરાજમાન ભગવાન્ શ્રીહરિકૃષ્ણની પ્રસન્નતામાટે પોતાના પિતા અભય રાજાની પેઠે શ્રીહરિએ દર્શાવેલા તે તે વાર્ષિક વ્રતોત્સવો યથાવિધિ કરવાની ઇચ્છા કરી ॥૨॥ કાર્યાકાર્યમાં કુશળ એવા આ ઉત્તમરાજા પોતાનાં બ્હેન જયા લલિતાની પાસે જઈ, તેમને માન આપતાથકા વિનયવિનમ્ર થઇને વચન બોલ્યા ॥૩॥ ઉત્તમરાજા કહેછે—હે બ્હેનો ! તમો ભગવદ્ભક્તિમાં મારા થકી

૧ આ અધ્યાયમા ભગવાને ભગવદુત્સવોમાજ એક પ્રીતિવાળા જયા લલિતાને શુક્લ કૃષ્ણ પક્ષના વિભાગથી કાળ વ્યવસ્થાએ કરીને ભગવાનના ઉત્સવોમા મુખ્યપણાની કરી આપેલી વ્યવસ્થાનુ વર્ણન કર્યુંછે

स्ततः प्राप्तोऽस्म्यहं हि याम् ॥४॥ हरिः स्वाम्यत्र कृपया स्थितोऽस्त्यसाबु पत्तने। तस्यैव च प्रसादाद्यः सम्पदेषाऽस्ति लम्भिता ॥५॥ अतस्तदर्थमेवैषा व्ययं नेया न चान्यथा। पित्रापि नः कृतं हीत्थं तथाहं कर्तुमुत्सहे ॥६॥ जन्माष्टमीमुखान्सर्वानुत्सवान्वार्षिकानहम्। पितृवत्कर्तुमिच्छामि यथाकालं पृथक् पृथक् ॥७॥ साहाय्यं तत्र मे कार्यं भवतीभ्यां महाव्रते!। उह्याऽस्त्येषावश्यमेव युवाभ्यामेव धर्मधूः ॥८॥ सम्पदेषा च दासाद्या भवतीसान्मया कृताः। आहारयिष्याम्यखिलान् पदार्थान्वामपेक्षितान् ॥९॥ पाकक्रियाव्ययस्यात्र भवतीभ्यां यथोचितम्। कार्या

---

અધિક છો અને વ્યાવહારિક કાર્યમાં પણ કુશળ છો, તો હું અવસર પ્રાપ્ત પુછવા યોગ્ય અર્થ પુછવા માટે તમારી પાસે આવ્યો છું ॥૪॥ આ સ્વામી શ્રીહરિ સ્વયં આત્મારામ છે, એમને કોઇ એક નિયત નિવાસ ભવન નથી તેમ એમને અનેક નિવાસ ભવનો છે અને વનવાસમાજ એક રૂચિવાળા છે. તથાપિ આ દુર્ગનગરમા આપણા રાજભવનમાં કેવળ આપણી ઉપર કૃપાએ કરીનેજ વિરાજમાન છે. એજ આ શ્રીહરિના પ્રસાદથીજ આપણને મળેલી આ ધનાદિ સંપત્તિ પણ પ્રતિદિન પ્રવૃદ્ધિ પામતી જાય છે ॥૫॥ તો આ ધનધાન્યની સંપત્તિનો તેમને માટેજ વ્યય કરી નાખવો ઉત્તમ છે પણ બીજા પ્રકારે વ્યય કરવો નહિ, કારણ કે ધનનું ફળ ધર્મ સંપાદન કરવો એજ એક કહ્યું છે. આ મુખ્ય ધર્મ તો શ્રીકૃષ્ણજ છે, 'कृष्णं धर्मं सनातनम्' એવી સ્મૃતિ છે. આપણા પૂજ્ય પિતાએ પ્રવર્તાવેલા પથાએજ આપણેપણ ચાલવું જોઇએ. તો હું એજ પ્રકારે કરવા ઉત્સાહવાળો છુ ॥૬॥ તો હું આ ભગવાનના જન્માષ્ટમીપ્રમુખ વાર્ષિક સર્વ ઉત્સવો યથાસમય પૃથક્ પૃથક્ પિતાની પેઠે કરવાની ઇચ્છા રાખુછુ ॥૭॥ હે મહાવ્રતે! તમો ઉત્સવપ્રકારને યથાર્થ જાણો છો માટે આ આરંભમાં તમો એજ મને સારી સહાય અવશ્ય કરવી. આ ધર્મકાર્યનો ભાર તમારેજ અવશ્ય ઉપાડવાનો છે ॥૮॥ આ ધન ધાન્યાદિરૂપ સમસ્ત સંપત્તિ અને બધો દાસવર્ગ તમોનેજ મેં અત્યારથી આધીન કરી દીધો છે અને હું પણ

**देशान्तरायातस्त्रीणां सम्भावना तथा ॥१०॥** सुव्रत उवाच—**इत्युक्ते ते तु संहृष्टे कृष्णसम्प्रीणनोत्सुके । ऊचतुर्भ्रातरं राजन्प्रशंसन्त्यौ महामती ॥११॥** जयाललिते ऊचतु—**सम्यगेतत्त्वया भ्रातर्हृदि व्यवसितं निजे । विधेहि त्वं यथावित्तं हरिप्रीत्यै महोत्सवान् ॥१२॥ पित्राश्रिते हि सन्मार्गे स्थेयं पुत्रेण धीमता । कृपापात्रं**

---

તમોને ઉત્સવમાં અપેક્ષિત જે પદાર્થો હશે તે સર્વને લાવી આપીશ ॥૯॥ આ ઉત્સવોમાં રસોઇ કરવાની વ્યવસ્થા યથાયોગ્ય તમારેજ કરવી તથા ભગવદ્દર્શનાર્થે દેશદેશમાંથી આવનારી ભગવદ્ભક્ત સ્ત્રીઓની સભાવના યથોચિત યથાસમય તમારેજ કરવી ॥૧૦॥ **સુવ્રતઋષિ કહેછે—હે** રાજન્ ! આવું ભાઇનું વચન સાંભળીને પરમ હર્ષ પામેલાં, ભગવદુત્સવો કરવામાં અતિશય ઉત્સાહવાળાં, બહુબુદ્ધિશાળી જયા લલિતા બન્ને બ્હેનો તો ઉત્તમ ભ્રાતાના શુભ વ્યવસાયને પ્રશંસા કરવાપૂર્વક પ્રહર્ષથી એમ બોલ્યાં ॥૧૧॥

**જયા લલિતા કહે છે—હે ભ્રાત** ! તમોએ મનમાં આ બહુ સારો વ્યવસાય (નિશ્ચય) કર્યો છે, કેમકે પરમાત્મપ્રસન્નતામાં તમારી આ શુભ શ્રદ્ધા પ્રવર્તેછે. જે ઐશ્વર્ય છે તે બહુધા તો વિષયોપભોગમાંજ વ્યવસાય સપાદન કરાવેછે, માટે આવો વ્યવસાય તો બહુ દુર્લભ છે. તો તમારા વ્યવસાયને અનુસારે ભગવાનના મહોત્સવમાંજ એક ઉપયોગીભૂત એવા આ વિત્તવડે ભગવાનના મહોત્સવોનેજ ભગવત્પ્રસન્નતાર્થે તમો કરો ॥૧૨॥ પિતાની આજ્ઞા પરિપાલન કરવી આતો સામાન્ય ધર્મ છે અને પિતાએ અનુષ્ઠાન કરેલો ધર્મ પ્રતિપાલન કરવો આ પણ પુત્રનો સામાન્ય ધર્મ છે. સન્માર્ગ–જ્ઞાનસંપત્તિથી પરમાત્મદાસતાને પામીને તેમનીજ એક ભક્તિથી સુસંસ્કૃત મનવાળા સતોનો જે માર્ગ ભગવાનનીજ એક પરિચર્યાપરાયણતારૂપ છે તેતો આત્યંતિક કલ્યાણમાંજ એક ઉપયોગી હોવાથી સદ્સતના વિવેકવાળાએ પોતેજ આશ્રય કરવા યોગ્ય છે, તો પિતાએ આદર કરેલો તે સન્માર્ગ પુત્રે આદર કરવો એમાં કાંઈ કહેવાનુંજ રહેતું નથી. તો હે ભ્રાત ! આપણા પિતાએ આશરેલા આ સન્માર્ગમાં પુત્ર

भगवतस्त्वं तु तद्वेत्सि सन्मतिः ॥१३॥ त्वमानयस्व सम्भारानावां पाकादिकाः क्रियाः। यथावत्कारयिष्यावस्तच्चिन्तां त्यज सर्वथा ॥१४॥ सुव्रत उवाच—स्वसृभ्यामेवमुक्तोऽसौ प्रहृष्टो हरिमेत्य तत्। कथयामास नृपतिः स्वचिकीर्षितमानतः ॥१५॥ तमाह भगवान् प्रीतो धन्योऽसि नृपते! यतः। भक्तावेव हि कृष्णस्य मतिस्ते दृढतां गता ॥१६॥ तपस्विन्यौ भगिन्यौ ते कार्येऽस्मिन् स्तो विचक्षणे। तदुक्तरीत्याऽतः सर्वान्कुरु कृष्णमहोत्सवान् ॥१७॥ तत्र स्वसारौ मुख्ये ते साम्प्रतं भवता कृते। उचितं

તમારે પ્રવર્તવુજ. તમો તો સ્વભાવથીજ સદ્બુદ્ધિવાળા છો અને ભગવાનની પરમ કૃપાના પાત્ર છો તેથીજ આવો શુભ વ્યવસાય તમોને ઉત્પન્ન થયોછે. આ બધી બાબતને તમો તો જાણો છો એટલે અમારે વિશેષ કહેવાની જરૂર નથી ॥૧૩॥ તો તમો વ્યવસાયને અનુસારે ઉત્સવોચિત સામગ્રી મગાવો. અમો રસોઇ આદિક ક્રિયાઓ યથાયોગ્ય કરાવીશું તેની તમો લેશ પણ ચિંતા કરશો નહિ. ભગવાનની પરિચર્યા કરવાનો શુભ મનોરથ કેમ નિષ્ફળ થાય ? નજ થાય જે શુભ વ્યવસાય છે તે પોતેજ સિદ્ધ થાય છે ॥૧૪॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! એ રીતે પોતાનાં ભગિની જયા લલિતાએ અનુમોદન આપેલા આ ઉત્તમરાજાએ પ્રહર્ષ પામીને શ્રીહરિને સમીપે જઇને વિનયવિનમ્ર થઈ પોતે કરવા ઇચ્છેલું સર્વ શ્રીહરિને નિવેદન કર્યું ॥૧૫॥ ભગવાને ઉત્તમ નૃપનો મનોરથ સાંભળીને તેમની ઉપર પ્રસન્ન થઇને કહ્યુ કે–હે રાજન્! તમો ધન્યભાગી છો, કેમકે તમારે ભગવાનમાં આવી દૃઢ ભક્તિ ઉત્પન્ન થઈ છે. બુદ્ધિનું ફળ તો આજ છે–શુ તો ? પોતાના અંતરાત્મા પરમાનંદમય ભગવાનમાં નિરવધિક પ્રીતિ થવી. આવી પ્રીતિ પરમાત્મામાં તમારે વર્તે છે માટે તમો ધન્યશાલી છો ॥૧૬॥ તમારાં મહાતપોનિધિ બન્ને બ્હેનો આ ભગવદુત્સવો કરવારૂપ કાર્યમાં વિચક્ષણ છે, માટે તેમના કહેવા પ્રમાણે તમો સમસ્ત કૃષ્ણમહોત્સવોને કરો ॥૧૭॥ તમોએ હમણાં જે બન્ને બ્હેનોને પ્રથમથીજ આ

तत्कृतं नूनं तदर्हे स्तो यतो हि ते ॥१८॥ तथापि मुख्यतैकस्मि-
न्नुत्सवे नोचिता द्वयोः । एकस्मिन्मुख्यतैकस्या भवेदिष्टफलप्रदा
॥१९॥ इत्युक्त्वा तं ततस्ते द्वे आहूयाऽऽह हरिः स्वयम् । शृणुतं
मद्वचो भद्रे ! श्रुत्वा तत्कुरुतं तथा ॥२०॥ उत्सवाः शुक्लपक्षीया
ये स्युः कृष्णस्य तेषु तु । जये ! तवैव मुख्यत्वं पाकादीनां विधा-
पने ॥२१॥ कृष्णपक्षीयोत्सवेषु ललिते ! तव मुख्यता । युवाभ्यां
ते विधातव्या देशकालानुसारतः ॥२२॥ भवत्योः कृष्णसेवायामु-
त्साहो वर्तते महान् । देवीनामपि दुष्प्रापः सफलः स भविष्यति

ઉત્સવના કાર્યમા મુખ્ય (મોટેરાં) કર્યાં તે નિશ્ચે યોગ્યજ કર્યું છે, કારણ કે તેઓ આવા કાર્યમાં બહુ લાયક છે ॥૧૮॥ ઉત્સવના કાર્યમા તેમને મુખ્ય કર્યાં છે તથાપિ એકજ ઉત્સવમાં બન્નેનુ મુખ્યપણુ કદાચિત્ કાર્યની વિગુણતા કરનાર હોવાથી ઉચિત નથી એક ઉત્સવમા એકનુંજ મુખ્ય-પણું ઇષ્ટ ફળને આપનારૂં થાય. નહિ તો કોઇ કાર્ય કોઇને રૂચે અને બીજીને ન રૂચે તો પરસ્પર કલહ ઉત્પન્ન થતાં પોતાના વાંછિતની હાનિનો પ્રસગ આવે ॥૧૯॥ હે રાજન્ ! આ પ્રકારે ઉત્તમ રાજાને કહીને પછી સ્વયં શ્રીહરિએ જયા લલિતાને બોલાવીને કહ્યુ કે-હે ભદ્રે ! ( ભગવાનની એક ભક્તિપરાયણ હોવાથી સકળ કુશળ સ્વરૂપવાળા ) મારૂં આ વચન આદ-રથી સાંભળો અને પછી તમોને જેમ રૂચે તેમ કરો તમારૂં હિતજ હું તો કહું છું તો આદરથી સાંભળો. ઉક્ત અર્થની દૃઢતા માટે પોતે પણ વિચાર કરવો. વિચારીને પછી તેરીતે અનુષ્ઠાન કરવું ॥૨૦॥ હે જયે ! માસના શુક્લપક્ષમાં જે કૃષ્ણમહોત્સવો આવતા હોય તેમાં તો પાકાદિક કરા-વામાં તમારીજ મુખ્યતા રહો હે લલિતે ! માસના કૃષ્ણપક્ષમાં જે કૃષ્ણ-મહોત્સવો આવતા હોય એમાં મુખ્યત્વ તમારૂંજ રહો. આવા વિભાગને અનુસારે તેતે ઉત્સવમાં ઉચિત પાકાદિ ક્રિયાઓ તમારે યથાયોગ્ય કરા-વવી ॥૨૧-૨૨॥ વળી તમારે ભગવત્સેવામાં ઉત્સાહ અતિશય વર્તે છે તેને હું જાણું છું. આ ઉત્સાહ દેવાંગનાઓને પણ દુર્લભ છે. તે આ તમારો ઉત્સાહ હમણાંજ સફળ થશે. યદ્યપિ કદાચિત્ દેવીઓને આવો મનોરથ

॥२३॥ इत्युक्ते ते भगवता शीर्ष्णाऽऽदाय च तद्वचः। प्रणम्य तं निजस्थानं जग्मतुर्जगतीपते ! ॥२४॥ कृष्णपूजोत्सवं चक्रे सर्वास्वेकादशीष्वथ। उत्तमः सर्वशः साधून्मतिद्वादश्यभोजयत् ॥२५॥ जन्माष्टम्यां महान्तं हरिरखिलगुरुः कारयामास तेन क्षोणीपालेन राजन्महमखिलनृपैर्दुष्करं मुख्यकल्पम्। मुख्या पाकक्रियादौ प्रभुमिह ललिता सेवयाऽतोषयत्तं नानादेशीयभक्तैः पृथुमहसुखितैर्वर्ण्यमानातिभक्तिः ॥२६॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे उत्सवेषु जयाललितयोर्मुख्यत्वस्थापननामा तृतीयोऽध्यायः ॥३॥

થાય ખરો પરતુ તેતો દુષ્પ્રાપ છે એટલે મનોરથને અનુસારે ફળસિદ્ધિ ન થાય. તમારો આ મનોરથ તો સફળ થશેજ ॥૨૩॥ હે રાજન્ ! આ પ્રકારે ભગવાને કહ્યુ એટલે જયા લલિતા ભગવાનની તે આજ્ઞાને પોતાને માથે ચઢાવીને તેમને પ્રણામ કરીને પોતાને સ્થાનકે ગયા ॥૨૪॥ ત્યારપછી ઉત્તમ રાજા પોતાના મનોરથને અનુસારે સમસ્ત એકાદશી તિથિએ ભગવત્પૂજનનો મહોત્સવ કરાવા લાગ્યા અને તેને અગે પ્રત્યેક દ્વાદશી તિથિએ સમય સાધુઓને જમાડવા લાગ્યા ॥૨૫॥ હે રાજન્ ! તે પછી જન્માષ્ટમી આવતાં ( સં૦ ૧૮૭૨ ના શ્રાવણમાસની અષ્ટમી ) સકળ લોકોના સદ્ગુરૂ આ ભગવાન્ શ્રીહરિએ કોઈ પણ રાજાથી પણ ન થઈ શકે એવા મુખ્ય પક્ષથીજ જન્માષ્ટમીનો મહોત્સવ તે ઉત્તમ ભૂપતિપાસે કરાવ્યો મુખ્ય લલિતાએ પણ મહોત્સવને અનુરૂપ રસોઈ કરાવવી આદિક પરિચર્યાવડે પ્રભુ શ્રીહરિને બહુ પ્રસન્ન કર્યા અને દેશદેશમાંથી આવેલા ભક્તજનો તે મહોત્સવથી પરમાનંદ પામીને લલિતાના ભક્તિપ્રકર્ષને ભાળીને તેમની અતિશય પ્રશંસા કરવા લાગ્યા ॥૨૬॥ ઇતિ શ્રીસત્સંગિજીવને તૃતીયપ્રકરણે ઉત્સવેષુ જયાલલિતયોર્મુખ્યત્વસ્થાપનનામા તૃતીયોઽધ્યાયઃ ॥૩॥

सुव्रत उवाच—पुरे नृपैवं सकलानचीकरत्कृष्णोत्सवानुत्तमसद्मनि प्रभुः । वदामि तत्रैकतमं समासतस्ततोऽनुमेया इतरे तथैव हि ॥१॥ इषाख्यमासे विजयादशम्यां स सर्वधारिण्यथ वत्सरेऽस्य । मनोरथं पूरयितुं नृपस्य महोत्सवं रम्यमचीकरच्च ॥२॥ मुख्याऽभवत्तत्र जयोत्तमस्य स्वसैव पाकादिविधापने च । सम्भावने सर्वश एव नानादेशागतानां वनिताव्रजानाम् ॥३॥ देशान्तरेभ्यो बहवः समीयुस्तत्रोत्सवे भक्तजनाः सहर्षम् । वर्णिव्रजास्त्यागिगणा नराश्च नार्यश्च नारायणदर्शनोत्काः ॥४॥ ते

## [1]અધ્યાય ૪ થો.

સુવ્રતઋષિ કહેછે—હે નૃપ ! મહાપ્રભુ શ્રીહરિએ આ પ્રકારે દુર્ગપુરમાં ઉત્તમ ભૂપના ભવનમાં સમસ્ત કૃષ્ણમહોત્સવો ઉભય ભૂપતિપાસે કરાવ્યા હતા, તેમાંથી એક મહોત્સવનો પ્રકાર સંક્ષેપમાં તમોને કહુ છું. એજ પ્રકારથી 'બીજા મહોત્સવો પણ આવાજ પ્રકારના કર્યા હશે' એમ અનુમાન કરી લેવું, કેમકે ભગવાને કરેલા બધા ઉત્સવપ્રકારનું વર્ણન કરી શકાય તેમ નથી ॥૧॥ આ ભગવાને સર્વધારી નામના સંવત્સરમાં આસો માસમાં ઉત્તમ નૃપનો મનોરથ પરિપૂર્ણ કરવા વિજયાદશમીનો મહોત્સવ રમણીય કરાવ્યો હતો ॥૨॥ (આ સ્થળે આ જે ઉત્સવ કહ્યો તે તો અન્નકૂટોત્સવના નિરૂપણમાં ઉપયોગી હોવાથી પ્રસંગપ્રાપ્ત છે ) આ વિજયાદશમીના મહોત્સવમાં ઉત્તમ રાજાનાં મોટાં બ્હેન જયાજ રસોઇ આદિક કરાવવામાં અને દેશદેશમાંથી આવેલા ભગવદ્ભક્તિપરાયણ સમસ્ત વનિતાવૃંદોની યથોચિત સભાવના કરવામાં મુખ્ય હતાં ॥૩॥ આ ઉત્સવ ઉપર ભગવાનનાં દર્શન કરવામાં બહુ ઉત્સાહવાળા બહુ ભક્તજનો, વર્ણિવર્ગ, ત્યાગીગણ અને ગૃહસ્થ નરનારીઓ બહુ હર્ષથી દેશાંતર થકી આવ્યા હતા ॥૪॥ આવેલા હરિભક્તોએ ધૃત નરાકાર સર્વેશ્વર

[1] આ અધ્યાયમાં વિજયા દશમીના ઉત્સવનું વિધાન અને ભગવાને અન્નકૂટોત્સવ વિધાનની ઉત્તમ રાજાને આપેલી આજ્ઞાનો અનુવાદ કર્યોછે.

चन्दनेनाथ सुगन्धिपुष्पैर्वस्त्रैरनर्घ्यैश्च विभूषणैश्च । तं पूजयामासुरुदारभावाः श्रीवासुदेवं नरमूर्तिमीशम् ॥५॥ स त्यागिनां तत्र नृपश्च भक्त्या वृन्दानि पक्वान्नविचित्रशाकैः । सम्प्रीणयामास जनांस्तथान्यान् यथोचितं सर्वश एव सुज्ञः ॥६॥ एकान्तिकं धर्ममथानुशास्य तेभ्यः सुखं स्वस्य दिनानि सप्त । दत्त्वा हरिस्तान् परितोष्य भक्तान् प्रस्थापयामास पुनः स्वदेशान् ॥७॥ मार्गे प्रशंसन्त ऋषिप्रवीरास्तथा गृहस्थाः पुरुषाश्च नार्यः । बुद्धिं नृपस्यास्य शुभं स्वभावं हरौ च भक्तिं प्रययुः स्वदेशान् ॥८॥ व्रजत्सु तेषूत्तम आदरेण विप्रान्प्रभाशङ्करदाजिमुख्यान् । विप्राश्च गङ्गा-

શ્રીવાસુદેવ શ્રીહરિની અમૂલ્ય આભૂષણો, વસ્ત્રો અને સુગંધિ ચંદન પુષ્પોવડે પૂજા કરી આ બધા ભક્તો ઉદાર આશયવાળા હતા, કેમકે એમને વાસુદેવના ચરણપૂજનમાં આવી પરમ પ્રીતિ વર્તતી હતી ॥૫॥ આ રાજાએ આ મહોત્સવમાં વર્ણીપ્રમુખ ત્યાગીઓના મંડળો સુસ્વાદુ વિવિધ ભક્ષ્ય ભોજ્યાદિ પકવાન તથા વિવિધ વ્યંજનોવડે ભક્તિથી બહુ તૃપ્ત કર્યાં હતા. તથા બીજા બધા હરિજનોને યથોચિત તૃપ્ત કર્યા હતા, કારણ કે આ રાજા બહુ સુજ્ઞ હતા, જેથી ભગવાનનાજ જેમ એમ ભક્તોના પ્રીણનમાં પણ પરમ આદરવાળા હતા ॥૬॥ આ ઉત્સવ પ્રસંગમાં ભગવાને તે ભક્તોને એકાંતિક ધર્મના ઉપદેશવડે અને પોતાના દિવ્ય સ્વરૂપ દિવ્ય ગુણાદિકનો અનુભવ આપવાવડે પરમ સુખ સાત દિવસ સુધી આપી તેમને સંતોષ પમાડીને ફરીથી પોતપોતાના દેશ પ્રત્યે વળાવ્યા હતા ॥૭॥ પોતપોતાના દેશ પ્રત્યે પાછા વળેલા તે મુનિવરો તથા ગૃહસ્થ નરનારી ભક્તો માર્ગમાં આ ઉત્તમ રાજાનો શમદમાદિ સ્વભાવ તથા શુભ બુદ્ધિ તથા ભગવાનમાં નિરવધિક ભક્તિની વારે વારે પ્રશંસા કરતા કરતા પોતપોતાના દેશપ્રત્યે ગયા ॥૮॥ હરિભક્તો પોતપોતાના દેશપ્રતિ પ્રયાણ કરતાં, પોતાના દેશપ્રતિ જવાની ઈચ્છાવાળા પ્રભાશંકર દાજીભાઈ આદિક વિપ્રોને તથા ગંગામા પ્રમુખ વિપ્રવનિતાઓને આ ઉત્તમરાજાએ અન્નકૂટોત્સવ કરવાની કામનાથી તે કામમાં સહાય માટે પોતાના ગૃહમાંજ

प्रमुखाः स्वगेहे न्यवासयत्कर्तुमिहान्नकूटम् ॥९॥ पाकक्रियादौ निपुणाश्च ते ताः प्रीत्यै हरेस्तस्य च भक्तिभाजाम् । तत्रावसंस्तत्परिचर्ययैव स्वजन्मसाफल्यविदो नरेश ! ॥१०॥ विसर्जयित्वाथ स तत्र सर्वशः समागतान्भक्तजनान्निजाङ्गणे । वितर्दिकायां परिमेयपार्षदैर्वृतो हरिः पीठ उपाविशत्स्वके ॥११॥ तस्मिन् दिने च ललिताऽभयराजकन्या भक्तौ हरेश्च निपुणा व्यवहारकार्ये । प्रष्टुं जयां किमपि सा वयसा वरिष्ठां सम्मानयन्त्युपययौ सुस्मितमन्दहासा ॥१२॥ तत्रोपविश्य च जगौ भगिनि ! त्वयाऽद्य सन्तोषितो हि भगवानुरुसेवनेन । इच्छामि सम्प्रति तथाविधमन्नकूटे कर्तुं हि सेवनमहं तव सम्मतेन ॥१३॥ इत्युक्ता सा जया प्राह

અતિ આદરથી રાખ્યા ॥૯॥ હે નરેશ ! પાકક્રિયામાં કુશળ એવા બ્રાહ્મણો અને બ્રાહ્મણીયો ભગવાન તથા તેમના ભક્તોની મળેલી સેવાથીજ પોતાના મનુષ્યજન્મનું સાફલ્ય સમઝીને ભગવાનના તથા તેમના ભક્તોની પ્રસન્નતા માટેજ પ્રહર્ષથી ઉત્તમ રાજાના ઘરમાં સુખેથી રહ્યા ॥૧૦॥

ભગવાન્ વિજયાદશમી મહોત્સવ ઉપર આવેલા સમસ્ત ભક્તોને વળાવીને, પરિમિત પાર્ષદોથી વિંટાઇને પોતાના ભવનના આંગણામાં વેદિકા ઉપર રહેલા પોતાના સુંદર સિંહાસનમાં વિરાજમાન થયા ॥૧૧॥ આસોમાસના કૃષ્ણપક્ષના પડવાને દિવસે અભયરાજાનાં પુત્રી, ભગવાનમાં પરાભક્તિએ સંપન્ન, તેનાથી અવિરૂદ્ધ એવા વ્યવહાર કાર્યમાં વિચક્ષણ એવાં લલિતા પ્રેમપ્રકર્ષને જણાવનારા મંદહાસવડે સુંદર મુખકમળવાળાં હોઇને અવસ્થાએ મોટાં બ્હેન જયાને કાંઇ કાર્ય પુછવાની ઇચ્છાથી તેમને સન્માન આપતાં થકાં તેમની સમીપે ગયાં ॥૧૨॥ લલિતા જયા પાસે બેસીને પ્રેમ તથા વિનયથી મધુર એવું વચન બોલ્યાં કે— હે ભગિનિ ! તમોએ હમણાંજ આવેલા વિજયાદશમીના ઉત્સવમાં સમધિક સેવા કરીને ભગવાનને બહુ પ્રસન્ન કર્યા છે. હવે હું આ અવસરપ્રાપ્ત અન્નકૂટમહોત્સવમાં તમારી અનુમતિથી તમારા જેવી ભગવાનની સેવા કરવા ઈચ્છું છું ॥૧૩॥ હે રાજન્ ! એરીતે લલિતાએ કહ્યું એટલે

भगिनीं तां कनीयसीम् । तोषितो हि त्वया भद्रे ! जन्माष्टम्यां हरिर्भृशम् ॥१४॥ हरेः सम्प्रीतये तत्र त्वया सेवा कृता भृशम् । दीपोत्सवे पुनः कुर्याः कृष्णपक्षागते शुभे ! ॥१५॥ अन्नकूटोत्सवे सेवां शुक्लपक्ष उपागते । करिष्याम्यहमित्थं हि मर्यादा हरिणा कृता ॥१६॥ इति श्रुत्वा जयावाक्यं प्राह सा सस्मितानना । शुक्तिवाक्येषु निपुणा ललिता ललितं वचः ॥१७॥ ललितोवाच— ज्येष्ठे ! भगिनि ! सत्यं हि त्वया प्रोक्तमिदं वचः । आवाभ्यां पालनीयाऽत्र मर्यादा भगवत्कृता ॥१८॥ दीपोत्सवान्तर्गतोऽस्त्यन्नकूटो न वै पृथक् । अयि ! त्वया नारदोक्तिर्मतखण्डे श्रुता न

જયા અવસ્થાએ નાનાં બ્હેન લલિતા પ્રત્યે બોલ્યાં કે-હે ભદ્રે ! તમોએ તો જન્માષ્ટમીના મહોત્સવમાં આજ્ઞાને અનુસારે સેવા કરીને ભગવાનને અત્યંત સંતુષ્ટ કર્યા છે. તે મહોત્સવમાં તમોએ ભગવાનની પ્રસન્નતામાટે પરિપૂર્ણ સેવા કરી છે. વળી હે શુભે ! તમારે સેવા કરવાના અવસરપણે ભગવાને નિર્દેશ કરેલો કૃષ્ણપક્ષમાં આવતો દીપોત્સવ આવશે તેમાં પણ ફરીથી શ્રીહરિની સંપૂર્ણ સેવાને કરશોજ. જે આ અન્નકૂટમહોત્સવ છે તેતો શુક્લપક્ષમાં આવે છે. એટલે મારેજ કરવાની સેવાના અવસરપણે ભગવાને પ્રથમથી નક્કી કરેલો છે તો આ અન્નકૂટમહોત્સવમાં હુંજ ભગવાનની સેવા કરીશ ॥૧૪-૧૬॥ હે રાજન્ ! આવું જયાનું વચન સાંભળીને લલિતા મંદહાસપૂર્વક-એટલે પ્રેમરસથી નહિ હણાએલું અર્થાત્ પ્રેમરસથી ભીનું અને લલિત-એટલે પ્રકૃતિથી મધુર અને યુક્તિયુક્ત-એટલે અર્થથી પણ ન્યાય થકી નહિ પડેલું અર્થાત્ ન્યાયયુક્ત એવું વચન બોલ્યાં ॥૧૭॥ હે મોટાં બ્હેન જયે ! તમોએ આ વચન સત્યજ કહ્યુ છે. આ ઉત્સવ કરવામાં ભગવાને બાંધેલી મર્યાદા તમારે તથા મારે પાળવાની છે ॥૧૮॥ હે ભગિનિ ! અન્નકૂટનો ઉત્સવ દીપોત્સવની અંતર્ગત છે, પણ દીપોત્સવથકી જુદો છેજ નહિ. મતખંડ ગ્રંથમાં નારદમુનિનું વચન તમોએ શું નથી સાંભળ્યું ? હું તમોને તે વચનનું સ્મરણ કરાવું છું કે-'દીપોત્સવના ચતુર્દશી અમાવાસ્યા અને પડવો આ ત્રણ દિ-

किम् ॥१९॥ संलग्नमेव कर्तव्यं दीपावल्या दिनत्रयम्। पृथक्कृतौ महान्दोष इति तत्र श्रुता मया ॥२०॥ अत एव यथायुक्तं त्वमाज्ञापय मां स्वसः! । आज्ञायामेव ते नित्यं वर्तितव्यं मया किल ॥२१॥ रुचिश्चेत्तव तर्ह्यद्य गृहाणाज्ञां महाप्रभोः । सम्भारांश्च ततः कर्तुं त्वमाज्ञापय सेवकान् ॥२२॥ युक्तियुक्तमिदं वाक्यं ललिताया निशम्य सा। ऋजुबुद्धिर्जया प्राह त्वमेव कुरु तच्छुभे! ॥२३॥ अथोत्तमं समाहूय जया प्राह शुभं वचः । अन्नकूटोत्सवायाज्ञां गृहाण भ्रातरीशितुः ॥२४॥ इत्युक्तः सोऽतिहर्षेण जगाम हरिसन्निधौ। तिष्ठतः स च दूरे ते उभे सदसि योषिताम् ॥२५॥ उत्तमश्च हरिं नत्वा बद्धाञ्जलिपुटस्ततः। तस्थौ तदग्रेऽव-

વસી સંલગ્ન-વ્યવધાન વિનાના અપૃથક્સિદ્ધ કરવાના છે. જો પૃથક્ (જુદા) કરે તો મહા દોષ છે' એમ વ્રતખંડમાં નારદમુનિનું વચન મેં સાંભળ્યું છે ॥૧૯॥ હે ભગિનિ! એરીતે વ્યવધાનથી પૃથક્ કરવામાં મહાદોષ સંભળાય છે તો જે પ્રકારે યોગ્ય હોય તે પ્રકારે તમો મને આજ્ઞા આપો. હું તો તમારી આજ્ઞાને ક્યારેય પણ ઉલ્લંઘન કરવા લેશ ઉત્સાહી નથી. (તમારી આજ્ઞામાંજ સદાય વર્તીશ) તમારે આ ઉત્સવ કરવામાં રૂચિ હોય અને તેમાં જો ભગવાનની આજ્ઞા ગ્રહણ કરવાની હોય તો આ દિવસે મહાપ્રભુની આજ્ઞા ગ્રહણ કરીને, ઉત્સવોચિત સામગ્રી લાવવા માટે સેવકોને આજ્ઞા કરો ॥૨૦-૨૨॥ હે રાજન્! લલિતાનું લલિત ન્યાયયુક્ત પ્રેમ વચન સાંભળીને, સરલ બુદ્ધિવાળાં જયા બોલ્યાં કે-હે લલિતે! તમોએ સ્મરણ કરાવેલું નારદવચન સત્ય છે તો તમોજ અન્નકૂટનો ઉત્સવ કરવાને યોગ્ય છો ॥૨૩॥ તે પછી જયા પોતાના ભાઇ ઉત્તમ રાજાને બોલાવીને શુભ વચન બોલ્યાં કે-હે ભ્રાતઃ! અન્નકૂટનો મહોત્સવ કરવાની ભગવાનની આજ્ઞાને ગ્રહણ કરો॥૨૪॥ હે રાજન્! એરીતે જયા બ્હેને કહ્યું એટલે ઉત્તમરાજા મહાહર્ષથી પરિમિત પાર્ષદોથી વિંટાએલા, વેદિકા ઉપર રહેલા સિંહાસનમાં સુખેથી બેઠેલા શ્રીહરિની સમીપે ગયા. અને તે બન્ને જયા લલિતા ભગવાનનાં દર્શનાર્થે આવેલી અબળાઓના મંડળમાં યથાયોગ્ય

सरं प्रतीक्ष्य स्वस्य भाषणे ॥२६॥ तं विवक्षुं हरिर्ज्ञात्वा प्रोवाच प्रहसन्वचः । किं कार्यमस्ति भो राजन्नित्युक्तः सोऽब्रवीत्प्रभुम् ॥२७॥ विज्ञाप्यमस्ति भगवन्मम किञ्चिदेव सम्प्रीणनाय तव तत्कृपया शृणु त्वम् । आज्ञा भवेद्यदि तव प्रियभक्त ! तर्हि प्रीत्याऽन्नकूटमहसम्भृतिमाहरेम ॥२८॥ निश्छद्मवाक्यमिति तस्य निशम्य हृष्टो नारायणो निजजनप्रियकृज्जगाद । आलोकयन्निजवचः श्रुतिदत्तकर्णौ दूरस्थबद्धकरसम्पुटतद्भगिन्यौ ॥२९॥ श्रीभगवानुवाच—भूरिव्ययः कृतोऽस्त्येव युष्माभिर्नृप ! दुष्करः । जन्माष्टम्यां च विजयादशम्यां द्वादशीषु च ॥३०॥ आगतो नातिदूरे

---

દૂર પ્રદેશમાં ઉભાં રહ્યાં ॥૨૫॥ તે પછી ઉત્તમ રાજા ભગવાનને પ્રણામ કરી બે હાથ જોડીને પ્રશ્ન પુછવાના અવસરની રાહ જોતા થકા તેમની આગળ ઊભા રહ્યા ॥૨૬॥ ભગવાન તો ઉત્તમ નૃપને મુખાકૃતિથી કાંઈક કહેવાની ઇચ્છાવાળા છે એમ જાણીને હસતા હસતા વચન બોલ્યા કે-હે રાજન્ ! તમારે શું કાર્ય છે ? એ રીતે ભગવાને કહેલા ઉત્તમ રાજા ભગવાન પ્રત્યે એમ બોલ્યા કે ॥૨૭॥ હે ભક્તપ્રિય ભગવન્ ! આપની પ્રસન્નતા માટેજ મારે કાંઈક વિજ્ઞાપના કરવાની છે તેને તમો મારી ઉપર પરમ કૃપા કરીને સાંભળો જો આપની આજ્ઞા થાય તો અન્નકૂટના ઉત્સવમાં ઉપયોગી સામગ્રીને અમો પ્રીતિથી મંગાવીએ ॥૨૮॥ હે રાજન્ ! આવું ઉત્તમ નરપતિનું નિષ્કપટ પ્રીતિપૂર્વકનું વચન સાંભળીને પરમ હર્ષ પામેલા અને પોતાના ભક્તજનોનુજ એક પ્રિય કરનારા ભગવાન્ સ્વામિનારાયણ પોતાનું વચનામૃત સાંભળવામાં એકાગ્ર કર્ણવાળાં, બે હાથ જોડીને દૂર ઉભાં રહેલાં, ઉત્તમનૃપનાં બ્હેનો જયા લલિતાને જોતા થકા બોલ્યા ॥૨૯॥

શ્રીભગવાન્ કહેછે—હે ઉત્તમ નૃપ ! તમારી પરા પ્રીતિથી હું પરમ પ્રસન્ન છું. પરન્તુ દ્રવ્યવ્યયથીજ એક સાધ્ય એવા વ્યાપારમાં તમોને પ્રેરવામાટે મને ઉત્સાહ આવતો નથી, કારણ કે તમોએ જન્માષ્ટમી વિજયાદશમી અને બધી દ્વાદશીઓમાં બીજા રાજાઓથી ન બની શકે એવો

च प्रबोधन्या महोत्सवः । भवतां धनसम्पत्तिर्नाविज्ञाताऽस्ति मे किल ॥३१॥ द्रव्यसम्बन्धि यत्कार्यं तद्द्रव्येणैव साध्यते । न तु ज्ञानेन भक्त्या वा न नामस्मरणादिभिः ॥३२॥ आनीयेतस्ततो द्रव्यं ये धर्ममपि कुर्वते । उत्तमर्णोपद्रवेण क्लिश्यन्ति ज्ञानिनोऽपि ते ॥३३॥ अर्थानर्थोपदेशेन न भक्त्या बोधनेन वा । उत्तमर्णो गृहाद्याति विना द्रव्यं हि कर्हिचित् ॥३४॥ प्राणापदं विना क्वापि ऋणं

---

બહુ ધનવ્યય કરીને મહોત્સવ કર્યો છે અને વળી પ્રબોધનીનો ઉત્સવ સમીપમાંજ આવનારો છે. તમારી જે ધનસંપત્તિ છે તે અમારાથી અણુમાત્ર અવિદિત નથી, કિંતુ બધી જાણવામાંજ છે ॥૩૦-૩૧॥ દ્રવ્યવ્યય સંબન્ધિ જે કાર્ય હોય તે દ્રવ્યવ્યયથી સિદ્ધ થાય પણ આત્મા પરમાત્માના જ્ઞાનથી કે ભક્તિથી કે નામસ્મરણાદિકથી સિદ્ધ થાય નહિ. સામગ્રીસંપાદનરૂપ જે કાર્ય છે તે ધનવ્યથીજ એક સાધ્ય છે, ભગવાનમાં ભક્તિ તો તમારે અપરિમિત છે. ધન તો પરિમિત છે. અપરિમિતને જે પરિમિત હોય તે પર્યાપ્ત થાય નહિ. તો જે અપરિમિત સંપત્તિ (ભક્તિરૂપી) છે તેને અનુરૂપ કરેલા સુખૈકમૂળ ઉત્સવોથી તમો સતોષ પામો ॥૩૨॥ જે જનો જ્યાંથી ત્યાંથી જે કોઈ પણ પ્રકારે ધન લાવીને (ઋણ કરીને) યજ્ઞ દાનાદિ ધર્માચરણમાં પ્રવર્તે છે તેઓને ધર્મનું ફળ આ લોકમાં ધનદાતાએ કરેલા ઉપદ્રવ સીવાય બીજું ન થતાં કેવળ કલેશમાજ પર્યવસાન થાય છે. ભલે તે જ્ઞાનસપન્ન હોય પણ તેવા કલેશથી તે વ્યાકુળ થાય છે ॥૩૩॥ ધનના ધણીઓ બહુ કઠિન ચિત્તવાળા હોય છે. તેઓ કરજદારની ધર્મનિષ્ઠાથી કે જ્ઞાનનિષ્ઠાથી કે ભક્તિનિષ્ઠાથી પરિતોષ પામતા નથી કિંતુ પોતે આપેલું ધન પાછું લેવાવડેજ પ્રસન્ન થાય છે. તેઓ ધન પાછું લીધા વિના 'અર્થમાં તો અનેક (પદર) અનર્થો રહ્યા છે' એવા ઉપદેશાદિકવડે ક્યારેય પણ ગૃહદ્વાર થકી પોતાને ઘેર પાછા વળતા નથી ॥૩૪॥ પ્રાણાપત્તિને પામેલો કદાચિત્ કરજને કરે, કેમકે તેનાથી પ્રાણનું પરિરક્ષણ થાય. તે થકી અન્યત્ર ધર્માદિ કાર્ય કરવાની બુદ્ધિથી પણ ક્યારેય કરજ કરવું નહિ. કરે તો દુઃખની સાથેજ જોડાય છે. લોકમાં દેણદારે

कार्यं न कुत्रचित् । नोत्तमर्णसमं दुःखमन्यत्किञ्चन विद्यते ॥३५॥ पञ्चमेऽहनि षष्ठे वा शाकपत्राशनं वरम् । नतूत्तमर्णकदनं नृपतेरपि कर्हिचित् ॥३६॥ प्रीयते भावशुद्ध्यैव भगवान्न तु भूयसा । धनेनेति स एवाह गीतायामर्जुनं प्रति ॥३७॥ पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति । तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥३८॥ भक्त्यैकान्तिकया हीनो यः करोत्यच्युतार्चनम् । महद्भिरुपचारैस्तत्प्रीत्या गृह्णाति न प्रभुः ॥३९॥ बहुद्रव्यार्थयत्नोऽतः पूजार्थमपि सत्पतेः । न कार्यः कार्य एकान्तभक्त्याऽस्यै तस्य सर्वथा ॥४०॥ एकान्तिकेषु भक्तेषु यादृशोऽकिञ्चनेष्वपि ।

---

દીધેલા દુઃખથી અધિક બીજું કાંઈ પણ દુઃખ નથી. એજ મહાદુઃખ છે ॥૩૫॥ વસ્તુતાએ તો પ્રાણાપત્તિમાં પણ કરજ કરવું ઠીક નથી પાચમે દિવસે કે છઠે દિવસે પણ ડોડી આદિક શાકપત્રના ભક્ષણથી ક્ષુધાની નિવૃત્તિ કરવી શ્રેષ્ઠ છે પણ જેમાં દેણદારનો અધિક ઉપદ્રવ છે એવું મિષ્ટાન્ન ભોજન પણ શ્રેષ્ઠ નથી. રાજાને પણ એમ છે તો બીજાની તો વાતજ શી કહેવી ? માટે ધર્મકાર્યમાં પણ કોઇનુ કરજ નજ કરવું ॥૩૬॥ વળી ભગવાનની પ્રસન્નતામાં બહુ ધનવ્યય નિમિત્ત નથી કિંતુ ભાવશુદ્ધિજ છે, એમ ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનપ્રત્યે ગીતામાં કહ્યું છે. તેમનું આ વચન છે-પત્ર પુષ્પ ફળ કે જળને જે ભક્તજન મને ભક્તિથી અર્પણ કરેછે, મારે વિષેજ એક મન જેનું છે એવા તે ભક્તના ભક્તિથી અર્પણ કરેલા તે પત્ર પુષ્પાદિકને હું અંગીકાર કરૂં છું ॥૩૭-૩૮॥ એકાંતિક ભક્તિએ રહિત એવો જે જન પુષ્કળ ઉપચારોવડે પરમાત્માની પૂજાને કરેછે તેને ભગવાન પ્રીતિથી ગ્રહણ કરતા નથી અર્થાત્ ભક્તિના ગૌરવ વિના દ્રવ્યના ગૌરવથી કરેલી મોટી પણ પૂજાને ભગવાન નથીજ પ્રતિગ્રહ કરતા ॥૩૯॥ માટે તમારે એકાંતિક ભક્તિથી ભગવાનની સેવા કરવામા સર્વથા પ્રયત્ન કરવો પણ દ્રવ્યવ્યય અને પ્રયાસસાધ્ય એવા પૂજાવ્યાપારમાં પ્રયત્ન કરવો નહિ ॥૪૦॥ નિષ્કિંચન એવા પણ એકાંતિક ભક્તો ઉપર જેવો ભગવાનનો પ્રેમાતિશય જણાય છે તેવો પ્રેમાતિશયે રહિત, ધનાઢ્ય,

आदरो दृश्यते तादृग्ध्याभक्तेषु न प्रभोः ॥४१॥ यस्यान्यवासनायुक्तं भक्तस्यापि भवेन्मनः। तस्मान्निर्वासने भक्ते प्रीतिरस्त्यधिका हरेः ॥४२॥ समृद्ध्यैश्वर्यसम्पन्ना देवा इन्द्रादयो हरिम्। महोपचारैरर्चन्ति भक्त्या नित्यमतन्द्रिताः ॥४३॥ किन्त्वन्यवासनायुक्तं मनस्तेषां हि वर्तते। अत एकान्तिभक्तेषु लभन्ते गणनां न ते ॥४४॥ न्यूनैश्वर्या अपि ततो विरक्ताः सनकादयः। सन्त्येकान्त्यग्रगण्या वै हृत्स्थहर्येकवासनाः ॥४५॥ पत्रपुष्पादिभिस्ते च कुर्वन्तोऽप्यच्युतार्चनम्। प्रीणयन्त्येव नितरां राधिकारमणं प्रभुम् ॥४६॥ तस्माद्गृहस्थैर्मद्भक्तैर्धर्मोऽपि स्वीयशक्तितः। कर्तव्यो न त्वृणं कृत्वा केनचिन्नृप! कर्हिचित् ॥४७॥ अन्नकूटोत्सवस्त-

ધનવ્યયથી પૂજા કરનારાઓ ઉપર જણાતો નથી. તે 'याः क्रियाः सम्प्रयुक्ताः स्युरेकान्तगतबुद्धिभिः। ताः सर्वाः शिरसा देवः प्रतिगृह्णाति वै स्वयम्' એમ મોક્ષધર્મમાં કહ્યું છે ॥૪૧॥ ભક્ત હોઇને પણ જે જનનું મન ભગવાન થકી બીજી ભોગવાસનાએ યુક્ત હોય તે જનના કરતાં નિર્વાસનિક ભક્ત ઉપર ભગવાનની નિરતિશય પ્રસન્નતા હોય છે ॥૪૨॥ ધનસંપત્તિ અને ઐશ્વર્યે પરિપૂર્ણ એવા ઇન્દ્રાદિ દેવો આળસે રહિત થઇ મહોપચારવડે ભગવાનની ભક્તિથી નિત્ય પૂજાને કરે છે પરંતુ તેઓનું મન ભગવાન થકી બીજી વિષય વાસનાએ વાસિત હોવાથી તેઓ એકાંતિક ભક્તોમાં ગણનાને પામતા નથી ॥૪૩-૪૪॥ તીવ્ર વૈરાગ્યવાળા અને મનમાં ભગવાનનીજ એક વાસના જેમને છે એવા સનકાદિકો યદ્યપિ ઇન્દ્રાદિ દેવોની અપેક્ષાએ ન્યૂન ઐશ્વર્યવાળા છે તથાપિ એકાંતિક ભક્તોની ગણના થતાં અગ્રગણનાને પામ્યા છે ॥૪૫॥ નિષ્કિંચન પરમ ભક્ત સનકાદિકો ફક્ત પત્ર પુષ્પાદિવડેજ પરમાત્માનું પૂજન કરવા છતાં પણ રાધિકારમણ શ્રીકૃષ્ણને અતિશયપણે પ્રસન્ન કરેછે ॥૪૬॥ હે નૃપ ! મારા ભક્ત સમસ્ત ગૃહસ્થ જનોએ પણ ધર્મકાર્ય પણ યથાસંપત્તિ કરવું. કોઈ પણ ગૃહસ્થ ભક્તે ક્યારેય પણ કરજ કરીને ધર્મકાર્ય પણ કરવું નહિ ॥૪૭॥ બહુ ધનવ્યયનો સંભવ હોવાથી તમારે હમણાં આ

साद्यथाशक्त्येव साम्प्रतम् । क्रियतां न तिथिः शून्या भवेद्भगवतो यतः ॥४८॥ नारायणो वासुदेवो गोलोकाधिपतिस्तु यः । वसुदेवगृहे जातः स कृष्णो व्रजमागतः ॥४९॥ तेन प्रवर्तितोऽस्त्येष गोवर्धनमहोत्सवः । अतस्तदीयैरस्माभिः कर्तव्योऽसाविति ध्रुवम् ॥५०॥ सुव्रत उवाच—आज्ञप्त एवं हरिणा स तूर्णं प्रणम्य तं पार्श्वमगाद्भगिन्योः । श्रीकृष्णसेवारहितः क्षणोऽपि ययोर्न चित्ते क्व च रोचते वै ॥५१॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे अन्नकूटोत्सवे भगवदाज्ञाग्रहणनामा चतुर्थोऽध्यायः ॥४॥

सुव्रत उवाच—इङ्गितज्ञे हरेस्ते तु तद्दत्तनयनश्रुती । उत्तमागम-

---

અન્નકૂટોત્સવ પરા પ્રીતિથી યથાશક્તિ દ્રવ્યવ્યયથીજ ભગવાનની મહોત્સવતિથિ શૂન્ય ( ખાલી ) જેમ ન રહે તેમ કરવો ॥૪૮॥ આ મહોત્સવ તો સર્વેથી વિલક્ષણ વિશેષ શ્રેષ્ઠ છે. જે ગોલોક ધામના અધિપતિ નારાયણ વાસુદેવ ભગવાન છે એજ સર્વેશ્વરે વસુદેવના ગૃહમાં પ્રકટ થઇને નંદજીના વ્રજમાં પધારીને ગોપગોપીઓના લોચનગોચર થઇને આ ગોવર્ધન મહોત્સવ પ્રવર્તાવ્યો છે. માટે તેમના એકાંતિક ભક્ત આપણે આ મહોત્સવ અવશ્યપણે યથાશક્તિ કરવો, આવું મારૂં વચન નિશ્ચિત છે ॥૪૯–૫૦॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! આ પ્રકારે ભગવાન્ શ્રીહરિએ અનુજ્ઞા આપેલા ઉત્તમ રાજા તેમને પ્રણામ કરી જલદી જયા લલિતા બ્હેનોની પાસે ગયા. જે બ્હેનોના ચિત્તમા ભગવાનની પરિચર્યા વિનાનો ક્ષણમાત્ર કાળપણ ક્યારેય રૂચિકર થતો નથી ( દુઃખને માટે થાયછે ) ॥૫૧॥ ઇતિ શ્રીસત્સંગિજીવને.. તૃતીયપ્રકરણે અન્નકૂટોત્સવે ભગવદાજ્ઞાગ્રહણનામા ચતુર્થોઽધ્યાયઃ ॥૪॥

## [1]અધ્યાય ૫ મો.

સુવ્રતમુનિ કહેછે—હે રાજન્! તે જયા લલિતા તો દૂર પ્રદેશમાં

---

૧ આ અધ્યાયમાં દરિભક્ત નરનારીઓએ કરેલી ઉત્સવોચિત સમગ્ર સામગ્રીની તૈયારી તથા મુનિમંડળનું દુર્ગપુરમાં આમંત્રણ વિગેરે વર્ણન કર્યું છે.

नात्प्राग्वै बुबुधाते तदीहितम् ॥१॥ हरिदास्येन साफल्यं जानत्यौ निजजन्मनः । अतिहर्षभृतोरस्के[1] भगिन्यौ ते बभूवतुः ॥२॥ तावदागत्य सोऽप्याह यथावद्वचनं प्रभोः । योषितां मध्यगे स्वस्य स्वसारौ नृपनन्दनः ॥३॥ क्रियतामिति वाक्श्रुतिस्तदा पृथुहर्षं हि तयोः सुचेतसोः । हृदि जातममान्तमन्तरे बहिरस्रावयदस्रकैतवात् ॥४॥ अथ ते झटिति स्वकेतनं प्रभुमानस्य मुदा समेत्य च । लघु साधयितुं चतुर्विधं प्रयतेते स सदन्नमञ्जसा ॥५॥ प्रथमं शुभशालिकण्डनं सितगोधूमसुसूक्ष्मपेषणम् । बहुभिर्वनिताभि-

ઉભાં રહ્યાં હતા પણ શ્રીહરિના વચનશ્રવણમાંજ એક સાવધતાથી ભગવાનને અભિમુખ નેત્ર તથા કર્ણની વૃત્તિ રાખેલી હોવાથી ઇંગિતથી ભગવાનનો અભિપ્રાય ઉત્તમ રાજાના આવવા અગાઉજ જાણી ગયા ॥૧॥ ભગવાનનો અભિપ્રાય જાણીને તેમના દાસપણાના અવસરલાભથી પોતાના મનુષ્યજન્મની સફળતા સમજતાં જયા લલિતા પરમ હર્ષભરથી પરિપૂર્ણ હૃદયવાળાં થઇ ગયાં ॥૨॥ એજ અવસરમાં અભયનદન ઉત્તમરાજાએ પણ સભામાં બેઠેલા ભગવદ્ભક્ત સ્ત્રીમંડળના મધ્યમાં રહેલા પોતાના બ્હેન જયા લલિતાની પાસે આવીને તેમને ભગવાનનો અભિપ્રાય યથાશ્રુત નિવેદન કર્યો ॥૩॥ 'મહોત્સવ કરો' આ ભગવદ્વચનમા 'કરો' આવુ જે પ્રથમ અનુજ્ઞાપદ છે તેના શ્રવણમાત્રથી તે સમયે ભક્તિરસથી સુસસ્કૃત મનવાળાં તે જયા લલિતાને ઉત્પન્ન થએલો પરમાનદ હૃદયતળમાં અપેક્ષિત અવકાશ નહિ મળતાં ઉભરાઇને હૃદયાકાશ થકી નેત્રોદ્વારા બહાર અશ્રુમિષથી નીકળી ગયો હતો અર્થાત્ અપરિમિત આનદને પામ્યા ॥૪॥ તે પછી જયા લલિતા મહાપ્રભુને પ્રણામ કરી પ્રહર્ષથી ઝટ પોતાને ઘેર જઇને ભક્ષ્યાદિ ચાર પ્રકારનું શુભ અન્ન તત્વથી તુરત તૈયાર કરવા પ્રયત્ન કરવા લાગ્યાં ॥૫॥ મગળમાં પ્રથમ ડાગર ખાંડવાનું વિધાન હોવાથી પ્રથમ સર્વોત્તમ ડાંગરને ખાંડવાનુ કામ અને ધોળા ઘઉને બહુ ઝીણા દળવાનું કામ ( રાતા ઘઉથી ચદ્રમાની ઉપમાવાળી પુરીઓ પોળિકા

१ 'अतिहर्षभृतसान्ते' इति पाठान्तरम् ।

राद्रराद्धरिभक्ताभिरकार्यत द्रुतम् ॥६॥ नितराममभवन्महोत्सवो हरिनिघ्नीकृतहृद्धनात्मनाम् । परिचारकयोपितां तदा सततं निष्कपटान्तरात्मनाम् ॥७॥ पुरि तत्र गृहे गृहेऽभवद्वनितानां दलनादिकर्मसु । दिवसेषु निशासु चाच्युतो हरिगीतध्वनिरेव मङ्गलम् ॥८॥ चतुरा ललितानिदेशतः शुचयो ब्राह्मणयोषितस्तदा । वटिकाः सितसूक्ष्मसेविकाः पृथुलान् पर्पटकांश्च चक्रिरे ॥९॥ वटिकागुलिका निधाय काचिज्जपमालामणिसल्लया तदानीम् । विदधेऽन्यतदालिभिः स्वकीयं जपमालाविधिमेव नैत्यकं च ॥१०॥ सितनिर्मलकांस्यपात्रपृष्ठे विदधाना पृथुपर्पटं च काचित् ।

ખાજા આદિક બની શકે નહિ માટે ધોળા ઘઉ ગ્રહણ કર્યા છે ) હરિભક્ત બહુ વનિતાઓ પાસે આદરથી જલદી જયા લલિતાએ કરાવ્યું ॥૬॥ તે સમયે અન્ય પ્રયોજનની અપેક્ષા વિના પરમાત્માની પરિચર્યાનેજ પરમ પ્રયોજન માનીને પ્રભુપરિચર્યામાં પ્રેમથી પ્રવર્તેલી અને ભગવાનનેજ એક આધીન કરી દીધાં છે તન ધન અને મન જેમણીએ એવી વનિતાઓને ડાગર ખાંડવી આદિક સમસ્ત સેવા નિરંતર મહોત્સવરૂપજ થઈ હતી ॥૭॥ તે સમયે દુર્ગપુરીમાં ઘેર ઘેર દળવું ખાંડવું આદિક ભગવત્પ્રયોજનાર્થ કર્મમાં પ્રવર્તેલી અને દળવું ખાંડવું આદિકમાં થતા પરિશ્રમની નિવૃત્તિ માટે ભગવદ્ગુણગાયનને કરતી ભક્ત વનિતાઓનો ગીતધ્વનિજ અહર્નિશ સાંભળનારા જનોને સકળ મંગળ કરનારો અખંડિતજ થયો હતો ॥૮॥ તે સમયે લલિતાની આજ્ઞાથી પાકક્રિયામાં કુશળ પવિત્ર વિપ્રવનિતાઓ વડીઓ, ધોળી ઝીણી સેવો અને પૂર્ણચંદ્રમંડળ જેવા વિશાળ પાતળા પાપડને લલિતાની આજ્ઞાથી કરવા લાગી ॥૯॥ તે સમયે કોઈ ભગવદ્ભક્ત વનિતા ઝીણી વડિઓની ગોળીઓને પોતાની જપમણિમાળાને આકારે કરીને ( એક એક વડીને મુકવાના સમયે ભગવાનના નામને ઉચ્ચારવા પૂર્વક એકસો આઠ વડીઓ પક્તિબંધ મુકીને ) તેની નીચે બીજી તેવી તેટલી વડીઓને નામોચ્ચારપૂર્વક મુકીને પોતાનો નિત્યપ્રાપ્ત પણ વિધિ ( માળા ફેરવવાનો નિયમ) તે વડીઓ મુકવાવડેજ પ્-

सहसा स्फुरितं हरिं समीक्ष्य प्रहसन्त्युद्धृतवेल्लणैव तस्थौ ॥११॥
हरिमेव जले स्थले च काचित्परिपश्यन्त्यथ सेविकाविधाने ।
स्फुरितं तमवेक्ष्य तैलमर्दं विदधानेव बभौ गतस्मृतिः सा ॥१२॥
तितऊ विनिधाय भूरि पिष्टं विदधाना लघु चालनं कराभ्याम् ।
हसिता हरिणा पुरा भृशं तद्धृदि संस्मृत्य मुहुर्जहास काचित् ॥१३॥
कलमानवहन्तुमिच्छती हरिमालोक्य च कण्डनीमुखे ।
स्फुरितं सहसाभवत्स्थिरा मुसलं दोर्पणि कापि बिभ्रती ॥१४॥

પૂર્ણ કરવા લાગી ॥૧૦॥ કોઈક ભગવદ્ભક્ત સ્ત્રી ભગવાનનાજ એક ધ્યાનપરાયણ ચિત્તથી ભગવાન માટે શ્વેત ઉજ્વળ કાંસાના પાત્રના પૃષ્ઠ ભાગ ઉપર વિશાળ પાપડ કરતાં ભગવાનના એકાગ્ર ધ્યાનબળથી એકદમ કાંસાના પાત્રતળમાં સ્ફુરણાયમાન થએલા ભગવાનને સાક્ષાત્ કરીને 'આ શું આશ્ચર્ય છે?' એમ બહુ વિસ્મય પામીને હસતી હસતી પાપડ થકી વેલણને હાથમાં ઉંચું કરીનેજ સ્થિર રહી હતી ॥૧૧॥ કોઇ ભગવદ્ભક્ત નારી ભગવાનમાંજ સર્વ ભાવો સમારોપણ કરેલા હોવાથી જળ સ્થળમાં સર્વત્ર એક ભગવાનનેજ ભાળતી થકી, જીણી સેવો વણવાના સમયે સેવો વણવાના પાટીયા ઉપરપણ ભગવાનનેજ સ્ફુરણાયમાન થએલા ભાળીને, સેવો વણવાનું ભાન ભુલી જઈને ભગવાનના અંગમાં સુગન્ધિ તૈલમર્દન કરવા પ્રવૃત્તિ હોય ને શું? એમ શોભતી હતી ॥૧૨॥ કોઈ શ્રીહરિના ચરણમાંજ એક ભક્તિવાળી સ્ત્રી ચાલણીમાં ઘણો ઘઉંનો લોટ ભરીને હાથવડે ઉતાવળથી ચાળવામાટે પ્રવર્તતાં પ્રથમ કોઈ દિવસે આવાજ કામકાજથી ભગવાને હસાવેલી હોવાથી તે ઉપહાસને શ્રીહરિલીલા સ્મરણના પ્રસંગથી મનમાં સંભારીને વારંવાર બહુ હસવા લાગી, અર્થાત્ હાસ્યયુક્ત ભગવદ્ધ્યાનની પરવશતાથી ક્ષણ કાળ ચાળવાની ક્રિયા સ્મરણ કરી નહિ ॥૧૩॥ બીજી કોઈ ભગવત્પરાયણ વનિતા ઉત્તમ ડાંગર ખાંડવામાટે પ્રવર્તતાં ખાંડણીયાના મુખપ્રદેશમાં ધ્યાનની દૃઢતાથી એકદમ આવિર્ભાવ પામેલા ભગવાનને સાક્ષાત્ કરીને હાથમાં મુસળને ઉંચું ધરીને એવાજ રૂપમાં સ્તબ્ધ થઈ રહી હતી ॥૧૪॥

सकला अपि योषितस्तदैवं निजभावानुसृतेः समीक्षमाणाः । सकलास्वपि ताः क्रियासु साक्षाद्धरिमासन्नधिकाः समाधिभाग्भ्यः ॥१५॥ इति तासु सहर्षमुद्यतासु प्रभुसम्प्रीणनमेतदित्यवेत्य । घृतपूर्णकुतूः सिताढ्यपेटाः शतशो ह्यानयति स चोत्तमोऽपि ॥१६॥ अनयञ्छतशोऽम्बरीपकन्दून्विततस्थालकटाहदीर्घदर्वीः । कलशीर्मणिकाञ्छरावकुम्भान्नृपपद्माः पिठरांश्च कुण्डतर्दून् ॥१७॥ रजनीं मरिचानि जीरकं च त्वचकुस्तुम्बुरुशृङ्गवेर-

હે રાજન્! તે સમયે એરીતે અન્નકૂટોપયોગી સામગ્રી કરવામાં તત્પર ભગવદ્ભક્ત તમામ વનિતાઓ પોતપોતાના ભાવને અનુસારે તેતે ક્રિયાયોગમાં ધ્યાનાતિશયથી પ્રકાશમાન થતા ભગવાનને પ્રત્યક્ષપણે નિરીક્ષણ કરતી હોવાથી સમાધિસંપન્ન નિષ્પન્નયોગિઓ થકી પણ અત્યંત અધિક થઇ હતી. કેમકે યોગિઓતો નિયમમાં કરેલાં ઇન્દ્રિઓ તથા અંતઃકરણની એકાગ્રતા થતા ભગવાનને ભાળે છે, આ અબળાઓતો સમસ્ત ક્રિયાઓમાં અનાયાસથીજ સાક્ષાત્ શ્રીહરિને જુએ છે, માટે તેમની અપેક્ષાએ આ અત્યત અધિક થઈ હતી ॥૧૫॥ એરીતે લલિતાની આજ્ઞાથી ભગવદ્ભક્ત નારીઓ 'આ બધુ કાર્ય ભગવત્પ્રસન્નતા માટે છે' એમ જાણીને સંભ્રમથી પ્રહર્ષપૂર્વક તેમાં પ્રવર્તતાં 'આમનો બધો વ્યાપાર ભગવત્પ્રસન્નતા માટેજ છે' એમ ઉત્તમ રાજા પણ સમજિને પોતે પરમાનંદ પરિપૂર્ણ થઇને ઘૃતથી ભરેલાં કુતૂ (કુલ્લાં) તથા સાકરથી ભરેલી પેટીઓ સોએ સો મંગાવી આપી ॥૧૬॥ ઉત્તમ નૃપે પ્રેરણા કરેલા તેમના સેવકો અંબરીષ, (ઉંડાં કઢાયાં) કંદુ, (ઝારા) વિશાળ થાળ, (મોટી કથરોટો) વિશાળ કટાહ, (છાછર મોટાં કઢાયાં) દીર્ઘ દર્વી, (લાંબા હાથાના કડછા) કળશી, (ગોળીયો) મણિક (માંણ્યો) શરાવ, (શકોરાં-રામપાતર) ઘડાઓ, પિઠર (હાંડલા) કુંડ (કુંડાં) તર્દૂ (ચાટવા) ઇત્યાદિ ઉપયોગી વાસણો લાવી આપવા લાગ્યા ॥૧૭॥ ઉત્તમ રાજાની કુમુદા જુઈ નામની બે પત્નીઓ પ્રહર્ષ પામીને રજની (હળદર) મરિચ (મરીયાં) જીરક (જીરૂં) ત્વચ (તજ) કુસ્તુમ્બુરૂ (ધાણા) શૃંગબેર (આદુ) ચિંચા

चिञ्चाः । लवणं दधितक्रराजिकादीन्नुपपद्यौ मुदिते स साधयेते ॥१८॥ शुचिवासस आहरंस्तदानीं करकक्षान्तरगर्गरीघटाश्च । सधवा विधवाश्च विप्रयोषा व्रतशुष्यत्तनवोऽपि गाङ्गमम्भः ॥१९॥ तपःक्रियाभिः कृशशुष्कगात्रा अपि श्रमं भूरि दिवा च रात्रौ । ताः कुर्वतीः स्त्रीस्तु समीक्ष्य धात्रा तदाबलानामधृता ललज्जे ॥२०॥ अथ द्विजान् कान्दविकांश्च पृष्ट्वा तत्सूदशालामुचितामचीकरत् । नृपः स्वसृप्रेरित आशु शाकान्याहारयामास पुरान्तराच्च ॥२१॥ आस्तां शुभे तत्र महानसे द्वे स्त्रीणां च पुंसां पृथगेकमेकम् । पुंसां प्रभाशङ्कर आस मुख्यो गङ्गा च

(આમલી) લવણ (મીઠું) દહી છાસ રાજીકા (રઈ) લવીંગ એલાયચી ઇત્યાદિ ઉપયોગી સામગ્રીને (ખાંડી દળી મહળીને) તૈયાર કરવા લાગ્યાં ॥૧૮॥ તે સમયે સધવા વિધવા વિપ્ર વનિતાઓ સ્નાન કરી વિશુદ્ધ વસ્ત્રો ધારી પવિત્ર થઈ, ધારણા પારણા વિગેરે વ્રતચર્યાવડે કૃશ શરીરવાળી છે તથાપિ ભગવદ્દભક્તિથી બલિષ્ઠ હોઇને હાથમા ગાગર્યો અને બાહુ મૂળના મધ્યમાં (કાખમાં) ઘડાઓ લઇને ઉન્મત્ત ગગાનું જળ લાવવામાં વ્યગ્ર વર્તવા લાગી ॥૧૯॥ તપશ્ચર્યાને લીધે કૃશ અને શુષ્ક શરીરવાળી એવી પણ આ બધી સ્ત્રીયોને રાત્રિદિવસ પુષ્કળ પરિશ્રમવાળુ અન્નકૂટકાર્ય કરતી જોઇને તે સમયે જગત્સ્રષ્ટા બ્રહ્માતો તે સ્ત્રીયોનું 'અબળા' એવું નામ કરવાથી લજ્જત પામી ગયા. આવી બળવાળી સ્ત્રિયોનું 'અબળા' એવું નામ કેમ અપાય ? એમ જાણીને લજવાઈ ગયા ॥૨૦॥ તે પછી બ્હેન જયા લલિતાએ પ્રેરેલા ઉત્તમ રાજાએ કાદવિક (કદોઈ) અને ઔદનિક (રધવારા રસોયા) બ્રાહ્મણોને પુછીને તેમના કહેવાપ્રમાણે પાકક્રિયામા સમુચિત પાકશાળા (રસોડુ) કરાવી અને બીજાં પુરથકી પણ વિવિધ શાકો જલદી મગાવ્યા ॥૨૧॥ ઉત્તમ નૃપતિના દરબારની અદર યોગ્ય પ્રદેશમા બે સ્વચ્છ મહાનસ (રસોડાં) સ્ત્રી પુરૂષોના પૃથક્ પૃથક્ થયા હતા એકમાં પ્રભાશકર વિપ્રની આગેવાનીથી પુરૂષોજ રસોઈ કરનારા હતા અને બીજામાં ગંગામાની આગેવાનીથી વિપ્ર વનિતાઓજ રસોઈ કર-

योपास्विह पाककार्ये ॥२२॥ ये पाचकास्तत्र पुमांस आसंस्तान्मानजित्कृष्णजिदस्वरामाः । शाकान्नकाष्ठानयनादिकृत्यैरनुक्षणं पर्यचरंस्तथाऽन्ये ॥२३॥ शाकेन्धनाद्याहरणे तु योषाः स्त्रीभ्यः प्रसक्ता हरिरत्नवत्यौ । रामाऽन्यगङ्गा रजनी च नाथी वीज्या च कलूप्रमुखा बभूवुः ॥२४॥ सम्भारसंसाधन एव पुंसु सक्तेषु हर्षाद्वनितासु चेशः । आकारणाय त्वरितं मुनीनां दूतानटास्यान् दिश आदिदेश ॥२५॥ ते गत्वा तत्र तत्राशु मुनीनाहुर्निजप्रभोः । आज्ञा धनत्रयोदश्यां स्वेक्षणस्यास्ति वः किल ॥२६॥ इत्युक्तास्ते तु मुनयो भगवद्दर्शनोत्सुकाः । नत्वा हृदा प्रभुं सद्यो निर्ययुर्दुर्गपत्तनम् ॥२७॥ पुस्तकादीन्यपि स्वानि यत्र तत्र निधाय च ।

નારી હતી ॥૨૨॥ તેમાં જે પુરૂષ રસોયા હતા તેમને માનજી કૃષ્ણજી અખ રામ આદિક તથા બીજા હરજી આદિક ભક્તજનો શાક અન્ન અને કાષ્ઠ લાવી આપવાં આદિક કાર્યોવડે પ્રતિક્ષણ પરિચર્યા કરતા હતા અને જે રસોઈ કરનારી નારીઓ હતી તેમને તો હરિ રત્નવતી રામા બીજી ગંગા રજની નાથી વીજ્યા કલૂ આદિક ભક્તસ્ત્રિયો શાક અન્ન કાષ્ઠ આદિક લાવી આપવાવડે પ્રતિક્ષણ પરિચર્યા કરતી હતી ॥૨૩-૨૪॥ સર્વે પુરૂષો પ્રોત્સાહથી ઉત્સવોચિત સામગ્રી તૈયાર કરવામાં તત્પર થતાં અને વનિતાઓ પ્રહર્ષથી સામગ્રી સંપાદનમાં તત્પર થતાં પ્રસન્ન થએલા ભગવાને નાના દેશોમાં રહેલા મુનિઓને જલદી બોલાવવામાટે ઉતાવળથી ચાલનારા દૂતોને 'આ દિશામા તમારે જવુ, આ દિશામાં તમારે જવું' એવા વિભાગથી જવાની આજ્ઞા આપી ॥૨૫॥ મોકલેલા દૂતોએ તેતે દિશામા જલદી જઇને તેતે મુનિઓને કહ્યું કે-હે મુનિઓ ! તમો સર્વેને 'ધનત્રયોદશીએજ મારાં દર્શન કરવા સુખેથી દુર્ગપુરમા આવવુ' એવી તમારા પ્રભુની આજ્ઞા થઈ છે ॥૨૬॥ હે રાજન્ ! એરીતે દૂતોએ કહેલા તે મુનિઓ ભગવાનના દર્શનનો અવસરલાભ મળતા પરમાનંદ પામીને મનવડે મહાપ્રભુને પ્રણામ કરી, પોતાનાં પુસ્તકો કંથા આદિકને પણ ત્વરાતિશયથી જ્યાં ત્યાં મુકીને, ગ્રામવાસી કે પુરવાસી જનોને પુછ્યા વિનાજ પોત

ग्राम्यान् पौरानपि जनाननापृच्छयैव निर्ययुः ॥२८॥ यथालब्धं क्वचिद्भैक्षं फलपत्रादि वा क्वचित् । भुक्त्वाप्युपोष्य वा क्वापि ते चलन्ति स्म वर्त्मनि ॥२९॥ तत्र तत्र हरेर्भक्ताः पुरुषा योषितोऽपि च । दर्शनावसराभिज्ञा ययुः सद्यः सहर्षिभिः ॥३०॥ पाश्चात्यपञ्चालजना मुनियूथानि सर्वतः । देशान्तरीयलोकांश्च साश्चर्यं ददृशुर्बहून् ॥३१॥ दृष्ट्वा ते सत्वरगतीनागच्छत ऋषीञ्जनान् । प्रतिक्षणं यूथशस्तान्बहुधैव व्यतर्कयन् ॥३२॥ निभृता मुनिभिः किन्नु महानौका उपागताः । उद्वेलः किमभूदेष समुद्रो वा जनात्मकः ॥३३॥ आश्चर्यमित्थं लोकानामतत्त्वविदां पथि । जनयन्त उपाजग्मुर्मुनयो दुर्गपत्तनम् ॥३४॥ यथायथा हरेर्धामसान्निध्यं पथि

પોતાના દેશથકી તત્ક્ષણ દુર્ગપત્તન પ્રતિ ચાલી નીકળ્યા ॥૨૭-૨૮॥ આ મુનિઓ માર્ગમાં યથાલબ્ધ ભિક્ષાન્ન કયારેક ખાઇને તો કયારેક ફળ પત્રાદિકને ખાઇને તો કયારેક ઉપવાસ કરીને પણ વેગથી ચાલવા લાગ્યા ॥૨૯॥ તેતે ગામનગરમાં મહોત્સવની વાર્તા સાંભળીને 'ભગવાનના દર્શનનો અવસર પ્રયત્ન વિના પ્રાપ્ત થયો છે' એમ નિશ્ચય કરીને તે મુનિઓની સાથે તેતે ગામનગર થકી સત્સંગિ સ્ત્રીપુરૂષો પણ તત્ક્ષણ ચાલી નીકળ્યા ॥૩૦॥ પશ્ચિમ પંચાળ દેશના લોકો માર્ગમાં પ્રહર્ષથી સર્વે દેશમાંથી આવતા મુનિમંડળો અને બહુ દેશાંતરના લોકોને આશ્ચર્યથી જોવા લાગ્યા ॥૩૧॥ તે પાશ્ચાત્ય જનો સત્વર ક્ષણે ક્ષણે આવતા મુનિઓના અને હરિજનોના સઘને તીવ્ર વેગવાળા જોઇને અનેક પ્રકારના વિતર્ક કરવા લાગ્યા ॥૩૨॥ વિસ્મય સાથેનો વિતર્ક કહેછે—આ અસંખ્યાત મુનિસંઘો કયાંથી આવેછે ? શું દેશાંતરમાંથી મુનિસંઘોથી ભરેલી સોએ સો મોટી નૌકાઓ આવે છે કે શું ? અથવા જનરૂપ કોઇપણ આ સમુદ્રજ મર્યાદા મુકીને ચોગરદમ ઉભરાયો છે કે શું ? એરીતે મુનિસંઘને અને હરિજન સંઘને તીવ્ર વેગથી આવવાનું નિમિત્ત નહિ જાણનારા જનો અન્યથા અન્યથા વિતર્ક કરવા લાગ્યા. એરીતે માર્ગમાં અનેક લોકોને વિસ્મય કરતો ભક્ત મુનિજન હરિજનનો મહાસંઘ દુર્ગપુરપ્રત્યે આવ્યો ॥૩૩-૩૪॥

लेभिरे । तथातथातिवेगास्ते बभूवुरश्रमा इव ॥३५॥ न ते देहं सुखं दुःखमनुसन्दधुरध्वनि । धावदश्वाधिरूढं स्वं पश्यन्तः प्रभुमग्रतः ॥३६॥ दिग्भ्योऽष्टभ्यः समायाता मुनयः साङ्ख्ययोगिनः । साधवो वर्णिनश्चासन्नभितो दुर्गपत्तनम् ॥३७॥ दूरदेशस्थिता ये च मुनयो गृहिणस्तथा । बोधन्यागमना वर्षे तेऽपि तत्रायमुस्तदा ॥३८॥ स्वस्वयूथैः सहैवैते त्यागिनो गृहिभिः सह । शाखापुराण्युपाश्रित्य तस्थुर्वै द्वादशीदिने ॥३९॥ ते दुर्गपुरदत्ताक्षाः सर्वे भक्तजना नृप ! । दर्शनोत्का अपि हरेर्वाग्रुद्धास्तत्र संस्थिताः ॥४०॥ सङ्कुलानि जनैः शाखानगराणि हरिप्रियैः । उद्वेलसागरा-

જેમ જેમ ભગવાનના સમીપપણાને પામતા ગયા તેમ તેમ આ સર્વે જનો ભગવદ્દર્શનની ત્વરાના આવેશથી તીવ્ર વેગવાળા થયા અને એમને માર્ગમાં લાગેલો પરિશ્રમ પણ હર્ષાતિશયથી પોતેજ નિવૃત્ત થઈ ગયો ॥૩૫॥ તે સમયે બીજું એક આશ્ચર્ય થયું કે-ભગવદ્દર્શનાર્થે આવતા, તેમના એક દૃઢ ધ્યાનવાળા તે ભક્તોનાં નેત્રો આગળ ભગવાન્ તીવ્ર વેગવાળા અશ્વ ઉપર વિરાજમાન દેખાયા હતા. તે આ અશ્વ ઉપર વિરાજમાન થઈ પોતાની આગળ પધારતા ભગવાનને જોનારા તે આ જનોને માર્ગમાં દેહસંબન્ધિ સુખદુઃખનો અવભાસ થયોજ નહિ ॥૩૬॥ આઠ દિશામાંથી સાધુશીલ મુનિઓ વર્ણિઓ અને સાંખ્યયોગિઓ દુર્ગપુરની ચોગરદમ આવી રહ્યા ॥૩૭॥ અતિ દૂર દેશમાં રહેલા, માટેજ વર્ષમાં એકવાર પ્રબોધની ઉત્સવ ઉપર ભગવાનનાં દર્શન કરવાના નિયમવાળા જે હતા તે મુનિઓ તથા ગૃહસ્થ ભક્તજનો પણ તે સમયે વહેલા દુર્ગપુર આવ્યા ॥૩૮॥ આ મુનિઓ પોતપોતાના મંડળસાથે અને પોતાના આશ્રિત ગૃહસ્થજનો સાથેજ દુર્ગનગરનાં શાખાનગરોને આશ્રય કરીને દ્વાદશીને દિવસે નિવાસ કરી રહ્યા ॥૩૯॥ હે નૃપ ! દુર્ગપુરને અભિમુખ દીધી છે દૃષ્ટિ જેમણે એવા સમસ્ત ભક્તજનો એકદમ ભગવાનના ચરણારવિંદનાં દર્શન કરવાની તીવ્ર ત્વરાવાળા છે તથાપિ 'ધનત્રયોદશીએ દુર્ગપુરમાં આવવું' આવા ભગવાનના વચનથી રોકાઈ રહીને શાખાનગર-

भानि बभूवुर्द्वादशीनिशि ॥४१॥ स्मरन्त एते हृदि भक्तिनन्दनं सङ्कीर्तयन्तश्च गुणांस्तदाश्रितान् । स्वास्थ्यं न तत्र प्रतिपेदिरे हरेः प्रत्यक्षवीक्षाहृतमानसत्त्वतः ॥४२॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे अन्नकूटोत्सवे मुनिमण्डलाकरणनामा पञ्चमोऽध्यायः ॥५॥

सुव्रत उवाच—दुर्गे पुरेऽथ निजभक्तमनोभिरामो नारायणः कपटमानवनाट्यधारी । पक्वान्नपुञ्जमपि कारयति स्म युक्त्या

માંજ રહ્યા ॥૪૦॥ દ્વાદશીની રાત્રિએ સમગ્ર શાખાનગરો સર્વે દિશાઓમાંથી આવેલા ભગવદ્ભક્ત મુનિજનો હરિજનોના મંડળની ભારે ભીડ્યવાળાં થતાં, મર્યાદા મુકી દઈને ચોગરદમ ઉભરાએલા મહાસાગર જેવાં શોભવા લાગ્યા ॥૪૧॥ આ સમગ્ર મુનિજનો તથા હરિજનો તે રાત્રિએ ભક્તિનંદન ભગવાનના ગુણગણોને વારવાર ગાતા અને તેમના દિવ્ય સ્વરૂપને મનમાં સ્મરણ કરતા થકા ભગવાનનાં સાક્ષાત્ દર્શન કરવાની એક ઉત્કટ ઉત્કંઠાવાળા હોવાથી ચિત્તમાં સ્વસ્થતાને નજ પામ્યા ॥૪૨॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...તૃતીયપ્રકરણે અન્નકૂટોત્સવે મુનિમંડળાકરણનામા પંચમોઽધ્યાય: ॥૫॥

## [1]અધ્યાય ૬ ઠો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! ત્યારપછી દુર્ગનગરને પોતાના નિવાસથી નિરતિશય સમૃદ્ધિ સંપન્ન કરતા શ્રીનારાયણમુનિ નિજભક્તોના મનને પોતાના અસાધારણ દિવ્ય કલ્યાણ ગુણગણોવડે ,અતિશય આહ્લાદિત કરવા, ધર્મ રક્ષણમાટે તથા સાધુઓના પરિરક્ષણમાટે યુક્તિથી–પોતાની અસાધારણ યોગમાયારૂપ યુક્તિથી મનુષ્ય નાટ્યને ધારણ કરીને, રસોયા ભક્તોને, સર્વે કોઇએ સ્વય સ્તુત્ય છે છતાં પણ તેમના ભક્ત્યુત્કર્ષથી પરવશ ચિત્તવાળા હોઇને બહુ વખાણતા થકા, મોતીયા લાડુ જલેબી

૧ આ અધ્યાયમા મહોત્સવાર્થે બ્રહ્મ શ્રીપુરૂષોની પૃથક્ પૃથક્ પ્રકલ્પેલી પાકશાળાનુ ભગવાને કરેલુ નિરીક્ષણ અનુવાદ કર્યું છે.

भक्तान् स्तुवन्प्रतिदिनं द्विगुणाभिवृद्ध्या ॥१॥ पाकक्रियाभिरत-तामनुवेलमीशः स्त्रीणां नृणां च समवुध्यत गुप्तदूतैः । तेषामवि-श्रममहर्निशमुद्यमं तं ज्ञात्वाऽऽप विस्मयमसौ परमां मुदं च ॥२॥ स्त्रीभ्यश्च पाचकनरेभ्य उतेशवाक्यं चत्वार एव गदितुं ह्यनुवेल-मासन् । खड्वाङ्ग आदिम उमाभयनाचिकेतौ तुर्यश्च तत्र मयराम इमे ह्यकामाः ॥३॥ तत्रापि निष्कपटभावविशुद्धचित्तो दीर्घारवो-

આદિક પકવાનના પુજને પ્રતિદિન દ્વિગુણ અભિવૃદ્ધિથી (પ્રથમ દિવસ કરતા બીજે દિવસે બમણો, તે કરતા તે થકી બીજે દિવસે બમણો એવા અનુક્રમથી અથવા–મોતીયા લાડુ કરતા બમણી જલેબી, તે થકી બીજો પાક બમણો એવા ક્રમથી) મહાઉત્સાહથી કરાવા લાગ્યા ॥૧॥ પાકક્રિયામાં પરા પ્રીતિથી પ્રતિક્ષણ સભ્રમથી પ્રવર્તેલી સ્ત્રીયો તથા પુરૂષોનો અતિશય આદર અને શરીરનો પરિશ્રમ લેશ પણ લક્ષમાં નહિ લઇને અહર્નિશ અવિ-રત મહાઉદ્યમને ગુપ્ત દૂતદ્વારા જાણીને તથા જોઇને ભગવાનપણ વિસ્મય પામી ગયા અને પરમાનન્દને પામ્યા. ભગવાનને પણ વિસ્મય થયો એ આશ્ચર્ય નથી. આ પ્રકૃતિમંડળ પરમેશ્વરમાં પરા પ્રીતિનું પરિપન્થિ (વિરોધી) છે, કલિકાલપણ એવોજ છે ઇન્દ્રિયોરૂપ જે ઉપકરણો છે તે બહિર્મુખવાળાં હોઇને પોતપોતાના પ્રતિનિયત વિષયોમાં પ્રવર્તનારાં છે. અને જે બુદ્ધિ છે તે વિપરીત વાસનાએ વાસિત છે તો આવા આ બધા વિપરીત સમવાયમાં દેહથકી પોતાના આત્માને જુદો કોણ જાણે ? તેમ તેથી પર પરમાત્માને કોણ જાણે ? અને પરમાત્માની સેવાને મોક્ષફળથકી અનન્ય (જુદી નહિ) કોણ જાણે ? અને ભગવદ્ભક્તોની સેવાને ભગવત્સેવાથી અભ્યધિક કોણ જાણે ? કોઈ પણ નહિ. તો આવી અન્નકૂટની સામગ્રી તૈયાર કરવાની સતત વિશ્રામ લીધા વિના અહર્નિશ પ્રવૃત્તિ ભગવાનને પણ વિસ્મય કરનારી થાયજ, એમાં આશ્ચર્ય નથી ॥૨॥ પાકમાં પ્રવર્તેલા સ્ત્રી પુરૂષોને ભગવાનનો સંદેશો ક્ષણે ક્ષણે કહેવાના કામમાં નિષ્કામ વ્રત-ધારી, ભગવત્પ્રસન્નતાપરાયણ, મુખ્ય ખટ્વાંગ રાજા ઉમાભય નાચિકેત અને મયારામભટ્ટ આ ચાર જણાઓ રહ્યા હતા ॥૩॥ આ ચારમાં પણ ખટ્વાંગ

ध्येकरदर्शितकार्यशैघ्र्यः । सद्वाङ्ग आत्मपरमात्मयथार्थरूपवेत्ता कृतात्मवसतिर्हरिपार्श्वे आसीत् ॥४॥ निर्मानवृत्तिपरिपोषितवासुदेवौ धीरौ यथोक्तवचनस्य निवेदकौ च । आस्तां महानस उमाभयनाचिकेतौ पार्श्वे विभोश्च हरिभक्तजनानुकूलौ ॥५॥ वार्धक्यवद्धकठिदत्तकरो नतांसः कल्याणमस्त्विति वचोर्थनहासितेशः । सद्यःक्रियो जवनिवेदितकार्यभारस्तत्रानिशं हरिपुरो मयराम आसीत् ॥६॥ पक्वान्नसिद्धिमथ वीक्षितुमच्युतोऽपि स द्वादशीनिशि वृतः परिमेयपद्मैः । कृष्णाख्यनापितपुरोधृतदीपिकाभाद्यो-

राजर्षि निष्कपट भावथी निर्मळ चित्तवाळा, (चित्तना मळमां प्रधान कापट्य छे, तेनाथी रहित होवाथी विशुद्ध चित्तवाळानी सर्वाधिकता छे) माटेज भावशुद्धिथी पोताना आत्मा परमात्माना यथार्थ विज्ञाने संपन्न, अने आत्मामांज-आत्मस्वरूपमां के परमात्मस्वरूपमां नित्य निवास जेमणे कर्यो छे (प्राकृत पुरुषनी पेठे गृह क्षेत्र आराममां आवासवाळा नहि परंतु आत्मैकवास-सर्व विषयोथकी विरक्त) एवा होइने भगवाननी सदा समीपे रहीने भगवाने आज्ञा करेलां तेते अनेक कार्योमां तेते जनोने उंचा हाथवडे अने दीर्घ स्वरवडे जलदी प्रेरता हता ॥४॥ उमाभय अने नाचिकेत आ बे जणोओ निर्मान वृत्तिथी भगवानने प्रसन्न करता थका भगवाननी आज्ञाथी पाकमां प्रवर्तेला स्त्री पुरुषोने तेमनुं वचन यथार्थ निवेदन करता थका यथावसर भगवाननी पासे तथा पाकशाळामां हरिभक्त जनोनी अनुकूळतामाटे धीरपणे रह्या हता ॥५॥ मयाराम विप्रतो वृद्ध वये करेली सहज शिथिलताने टाळवा माटे वस्त्रवडे दृढ बांधेला कटितट उपर बे हाथ मुकीने, नमता खभावाळा थई, 'कल्याणमस्तु' 'कल्याण थाओ' 'कार्य करवानी आज्ञा आपो' एवा वारे वारे कल्याणनी आशंसापूर्वक प्रार्थना वाक्यथी भगवानने बहु हसावता अने तीव्रवेगथी भगवाननी आज्ञाने तेते भक्तोने निवेदन करता थका आज्ञाक्षणमांज समग्र कार्यने करावता थका भगवाननी पासे अहर्निश अनुवर्तता हता ॥६॥ त्यारपछी भगवानपण घेबर गुंदरपाक जलेबी आदिक तैयार थएला पकवानने

तत्तनुद्युतिरियाय च पाकशालाम् ॥७॥ दोर्ष्णैककेन स दधत्तनुवेत्रयष्टिमालम्बमान इतरेण कटिं च दोष्णा । तूर्णाञ्चनप्रचलदुत्तमहारराजिर्व्यालोलदीर्घनयनेक्षितभक्तसङ्घः ॥८॥ आन्दोलयन्निजजनार्पितशेखरालिं तूर्णक्रमाच्चटचटायितपादुकाङ्घ्रिः । धावत्पदातिगणसंश्रितपृष्ठदेशः प्रापत्सिताम्बरधरश्च महानसं सः ॥९॥ तेज आकस्मिकं वीक्ष्य ज्ञात्वा भगवदागमम् । त्यक्तान्यवाचस्तत्रत्याः प्रणेमुस्तं द्विजोत्तमाः ॥१०॥ प्रभाशङ्करशर्माथ दयारामश्च

જોવામાટે દ્વાદશીની રાત્રિએ પરિમિત પદાતિઓને સાથે લઈ, કૃષ્ણદાસ નામના નાપિતે આગળ હાથમાં ધારેલી દીપિકા ( મશાલ)ની પ્રભાથી પ્રકાશમાન દિવ્ય શરીરકાંતિવાળા હોઇને પાકશાળામાં પધાર્યા ॥૭॥ ( હવે એમની પધારવાના સમયની શોભાને વર્ણવે છે ) એક જમણા હાથમાં નાની નેતરની સોટીને ધારી રહેલા અને બીજો ડાબો હાથ કટિતટ ઉપર ધારી રહેલા, લગાર ત્વરાથી ચાલતાં જેની કાંતિનું પૂર પ્રસરે છે એવા સવ્યાપસવ્ય ચલાયમાન થતા ( ડાબા જમણા ભાગે હાલતા ) બહુ ઉત્તમ પુષ્પહારોવડે શોભાયમાન, ચંચળ વિશાળ લોચનોવડે ભક્તસંઘોને સ્નેહથી ભાળતા, ભક્તજનોએ ભાવથી મોળીયામાં ધારણ કરાવેલા લગાર હાલતા તોરાઓની પંક્તિવડે સુશોભિત, ઝડપથી ચાલે છે માટે ચટચટ ધ્વનિને કરતી પાદુકા જેમના પાદપદ્મમાં બિરાજમાન છે, પાછળ વેગથી ચાલતા પદાતિગણોથી વિંટાએલો છે પૃષ્ઠ પ્રદેશ જેમનો, ( જેમની પાછળ પાળાઓ વેગથી ચાલે છે ) સમસ્ત શ્વેત વસ્ત્રોને ધારી રહેલા, એરીતે સમસ્ત શુભ શોભાએ સુશોભિત ભગવાન શ્રીહરિ પાકશાળામાં પધાર્યા ॥૮-૯॥ તે પછી અકસ્માત્ પાકશાળામાં કોઇપણ અલૌકિક તેજ.પુંજ પ્રસરેલો જોઇને ભગવાન પધારવાની સંભાવના કરતા, પાકશાળામાં રહેલા, રસોયા સર્વે વિપ્રો એકદમ અભિમુખ ઉઠીને બીજા વ્યાપારનો પરિત્યાગ કરી, પધારેલા ભગવાનનાં દર્શન કરી આદરપૂર્વક સવિનય સાષ્ટાંગ પ્રણામ કરવા લાગ્યા ॥૧૦॥ રસોયા વિપ્રોનાં નામોને કહે છે-રસોઇની ક્રિયામાં મહાકુશળ એવા પ્રભાશંકર દયારામ અને દાજી ( આ ત્રણેય પિપળાવ્ય ગા-

पाकवित् । दाजिद्वयं वहिंचरो रामचन्द्रश्च लालजित् ॥११॥ नन्दुस्तथा नन्दलालो गङ्गादत्तो नरोत्तमः । लक्ष्मीदत्तो दयारामः कृपाशङ्कर ईश्वरः ॥१२॥ काशीरामश्च तुलजारामश्च शिवयाज्ञिकः । देवरामस्तथा जीवो विप्रो लीलाधरस्तथा ॥१३॥ पीताम्बरोऽनूपरामो रेवाशङ्करनामकः । वालो विजयरामश्च द्वावम्बारामसंज्ञितौ ॥१४॥ तथा नारायणजयप्रमुखास्ते ससंभ्रमम् । प्रणम्य तं प्राञ्जलयस्तस्थुः सर्वे तदग्रतः ॥१५॥ लौहान् पृथून्कटाहांस्तु रिक्तान् दृष्ट्वाथ तत्र सः । हरिः कान्दविकान् प्राह युष्माभिः क्रियतेऽत्र किम् ॥१६॥ तमाहुस्ते वयं स्वामिन्नद्यैव निखिलान्यपि । न्यदीधपाम पेटासु पक्वान्नानि विधाय वै ॥१७॥ चुल्लीभ्योऽप्यधु-

મના નિવાસી સગા ભાઈઓ) તથા બીજા બાંધણી ગામના દાજીભાઈ તથા બેચર, રામચંદ્ર અને લાલજી ( આ ત્રણ દુર્ગપુરના નિવાસી ) તથા નદુરામ નદલાલ ગગાદત્ત નરોત્તમ લક્ષ્મીદત્ત દયારામ કૃપાશકર અને ઈશ્વર ( આ આઠ ઉમરેઠ પુરના નિવાસી ) તથા ડીરા ગામના કાશીરામ, વેમાયડી ગામના તુળજારામ, હળવદ પુરના શિવયાજ્ઞિક, ભાડેર પુરના દેવરામ, પીઠવડી ગામના જીવરામ, ઉમરેઠના લીલાધર, મેમદાવાદના પીતાંબર અને અનૂપરામ, ધોળકાના રેવાશંકર, વસોના વિપ્ર વાલાધ્રુવ, સજાયા ગામના વિજયરામ, મેમદાવાદ ગામના અબારામ, સુરતના નિવાસી બીજા અબારામ, ધોળકાના નારાયણજય, ઈત્યાદિક સર્વે વિપ્રો ભગવાનને સભ્રમથી પ્રણામ કરી બે હાથ જોડીને, તેમની કોઇપણ આજ્ઞાની રાહ જોતા થકા તેમની આગળ ઉભા રહ્યા ॥૧૧-૧૫॥ તે પછી શ્રીહરિએ મહાનસ ( રસોડા ) મા મોટાં મોટા લોખડનાં કઢાયાને ખાલી પડેલાં જોઇને તે કદોઈ વિપ્રોને કહ્યું કે–આ બધા કઢાયાં ખાલીજ પડેલાં દેખાય છે તો તેમાં તમો હવે શુ કરવાના છો ? ॥૧૬॥ હે રાજન્ ! એરીતે શ્રીહરિએ કહેલા કદોઈ વિપ્રોએ કહ્યુ કે–હે સ્વામિન્ ! અમોએ હમણાંજ સમગ્ર પકવાન્નો તૈયાર કરેલાં પટારામાં ભરી દીધાં છે. હમણાજ અમોએ ચુલાઓ ઉપરથી આ કઢાયાં નીચે ઉતારી મુકયાં છે.

नैवैते कटाद्दा भुवि सत्पते ! । उत्तारिताः सन्त्यसामिरन्यच्चेल्का-र्यमुच्यताम् ॥१८॥ भक्ष्यकारवचः श्रुत्वा ज्ञात्वा तत्करलाघवम् । सविसयं तान्संस्तुत्य प्राह चान्धसिकान्प्रभुः ॥१९॥ आगमिष्यन्ति हि प्रातर्मुनियूथानि सर्वतः । तस्मादोदनसूपादिसाधने सन्तु तत्पराः ॥२०॥ आज्ञाप्य पाचकानित्थं योषापारसवतीगृहम् । जगाम भगवानेकः संस्थाप्य स्वानुगान्बहिः ॥२१॥ दृष्ट्वा तमागतं नाथं सच उत्थाय योषितः । आसनार्थं ददुस्तस्मै पट्टकं हेमभूषितम् ॥२२॥ बद्धाञ्जलिपुटा नत्वा तं तस्थुस्तत्र योषितः । गङ्गा रेवा च यमुना यतिनी लहरी तथा ॥२३॥ मौना रूपा दुर्लभा च

જો બીજુ કાઈ કરવાનું હોય તો આપ ભગવાન અમોને આજ્ઞા આપો ॥१७-१८॥ હે રાજન્ ! શ્રીહરિએ કંદોઈ વિપ્રોનું વચન સાંભળીને તેમના હાથની બહુ લાઘવતાને જાણીને તેમની વિસ્મયપૂર્વક પ્રશંસા કરી, પછી રધવારા વિપ્રોને કહ્યુ કે-હે દ્વિજો ! આવતી કાલે પ્રાતઃકાળે મુનિમંડળો સર્વ દેશોમાથી અહી આવશે, માટે તમો હવે ભાત શાક દાળ આદિક કરવામાં ત્વરાથી તત્પર થાઓ ॥१९-२०॥ હે રાજન્ ! આ પ્રકારે ભગવાન રસોયાઓને આજ્ઞા આપીને પોતાના પદાતિવર્ગને બહારજ ઉભા રાખીને પોતે એકાકીજ વિપ્રવનિતાઓની પાકશાળા ( રસોડા ) માં પધાર્યા ॥२१॥ સમસ્ત વિપ્રપત્નીઓએ પકવાન લેવામાટે પધારેલા દયાનિધિ ભક્તપ્રિય સકળલોકનાથ ભગવાનને ભાળીને એકદમ ઉઠીને સુવર્ણથી સમલકૃત પટ્ટક ( પાટલો ) ભગવાનને બેસવા માટે આપ્યો ॥२२॥ પાકશાળામાં રહેલી સ્ત્રિયો ભગવાનને નમસ્કાર કરી બે હાથ જોડીને તેમની આજ્ઞાની રાહ જોતી થકી ઉભી રહી. ( તે સ્ત્રિયોનાં નામ કહે છે ) ગંગા રેવા ( આ બે શ્રીનગરની નિવાસિની ) યમુના યતિની ( આ બે વસો પુરની નિવાસી ) લહરી ( ભુજનગરની નિવાસી ) મૌના રૂપા ( આ બે ઉમરેઠની નિવાસી ) દુર્લભા ( વડનગરની નિવાસી ) નાથી ( ઉમરેઠ નિવાસી ) રામા અમૃતા અમરી ( આ ત્રણેય દુર્ગનગર નિવાસી ) ગુલાબા ( માંકુ પુરની નિવાસી ) પુતલી ( પીડવડી ગ્રામ

नाथी रामाऽमृताऽमरी । गुलाला पुत्तली लाडुर्जीवा सिद्धिश्च जाह्नवी ॥२४॥ मान्योदयकुमारी च काशी जयकुमारिका । उमा कुमारी कुशला हेतुर्वाणी सुखा तथा ॥२५॥ एता अन्याश्च बहवो विप्रयोषा दिवानिशम् । पाककर्मप्रसक्तास्ता हरिः प्राह हसन्वचः ॥२६॥ पच्यते साम्प्रतं किन्नु ? भवतीभिर्महाव्रताः ! । इत्युक्तवन्तं तं प्राह ललितैत्य प्रणम्य च ॥२७॥ खाजकादीनि पूर्वेऽह्नि कृतान्यद्य तु फेणिकाः । कृत्वा श्वो भक्ष्यभोज्यानि कुर्वन्त्येताः सतां प्रभो ! ॥२८॥ वयं च क्षत्रियादीनां त्वद्दर्शन उपेष्यताम् । भक्तानां तु कृते कुर्मः पाकमसद्गृहे पृथक् ॥२९॥ जया रमा च पाञ्चाली नानी फुल्लजया रतिः । अमरी चामला क्षेमा यमी

નિવાસી ) લાડુ જીવા મિઠ્ઠિ ( આ ત્રણેય આખા પિપળાણા ગ્રામની નિવાસી ) જાહ્નવી માન્યા ( આ બે ત્રાપજ ગ્રામ નિવાસી ) ઉદયકુમારી ( વિશનગરની નિવાસી ) કાશી ( મેમદાવાદ નિવાસી ) જયકુમારી ( ઉંઝા ગામ નિવાસી ) ઉમા ( અમદાવાદવાસી ) કુમારી ( શીયાણી ગ્રામ નિવાસી ) કુશલા ( ઉમરેઠપુરવાસી ) હેતુ ( પિપળાવ્ય ગ્રામનિવાસી ) વાણી ( ઉમરેઠવાસી ) સુખા ( મેમદાવાદવાસી ) આ અબળાઓ તથા બીજી પણ બહુ અબળાઓને અહર્નિશ પાક કર્મમાં પ્રવર્તેલી જોઇને તેમની ભક્તિથી પ્રસન્ન થએલા ભગવાન્ હસતા હસતા વચન બોલ્યા કે-॥૨૩-૨૬॥ હે મહાવ્રતાઃ ! અહો તમારૂં આ મહાવ્રત છે. શું ? તો અહર્નિશ પરિશ્રમને નહિ ગણીને આ સેવા કરોછો. તમો હમણાં શું બનાવો છો ? આ પ્રકારે પુછતા ભગવાનની સમીપે જઈ, લલિતા પ્રણામ કરીને એમ બોલ્યાં કે ॥૨૭॥ હે પ્રભો ! આ વિપ્રપત્નીઓ પૂર્વ દિવસે ખાજાં આદિક ભક્ષ્ય કરીને, આજ તો સુતરફેણીને કરે છે. આવતી કાલે મુનિઓમાટે પુરીયો ભાત દાળ આદિક ભક્ષ્ય ભોજ્યને કરશે ॥૨૮॥ અમો ક્ષત્રિયસ્ત્રિયો તો તમારાં દર્શન કરવા આવનારા ક્ષત્રિય આદિક ભક્તોને સારૂ તો અમારા ઘરમાં જુદી રસોઈ કરીએ છીએ ॥૨૯॥ જયા રમા પાંચાળી નાની ( આ ચાર તો પ્રસિદ્ધ છે ) ફુલજયા ( ઘોળેરા નગરની )

देव्यजवा तथा ॥३०॥ अदिती रेवती सातिर्मेना मल्ली च जाह्नवी । इत्याद्याः कुर्वते पाकं तत्र क्षत्रस्त्रियो हरे ! ॥३१॥ इति तस्या वचः श्रुत्वा हरिः सञ्जातविस्मयः । पुम्भ्योऽधिकं श्रमं जानन्नस्तौत्ता धूनयञ्छिरः ॥३२॥ आत्मना कथनीयं यत्तत्तु ताभिः स्वयं कृतम् । इति तूर्ष्णीं प्रभुः प्रायात्प्रसन्नः स्वस्य मन्दिरम् ॥३३॥ निष्कुलानन्दमाहूय मुनिं तत्र ततो नृप ! । लब्धाख्यं च नृपामात्यमूचे हरजितं च सः ॥३४॥ आयास्यन्त्यत्र मुनयः प्रात:काले सहस्रशः । देशान्तरीयाश्च नरा योषितश्च महाव्रताः ॥३५॥ वासस्थानानि सर्वेषां तेषामद्य पृथक्पृथक् । यथोचितं कारयन्तु भवन्तो ह्यत्र पत्तने ॥३६॥ इत्याज्ञप्तास्त्रयस्ते तु गत्वा पुरि यथोचितम् ।

---

रति अमरी अमला क्षेमा यमी देवी ( आ ७ जणीओ दुर्गपुरवासी ) तथा अजवा ( धोलेरा नगरनी ) अदिति ( जुनागढनी ) रेवती ( कुंडळ-ग्रामनी ) साति ( नागडकानी ) मैना ( करीयाणा गामनी ) मल्ली जाह्नवी ( आ बे स्थळी गामनिवासी ) हे हरे ! ईत्यादि क्षत्रस्त्रियो अमारा घरमां पृथक् पाक करेछे ॥३०-३१॥ हे राजन् ! आवुं ललितानुं वचन सांभळीने सर्व स्त्रियोनो सेवापरिश्रम अने पुरुषोनी अपेक्षाए पण अधिक आदरातिशयने जोइने सविस्मय सतुष्ट थएला भगवाने पोतानु मस्तक धूणावापूर्वक तेमना अत्यादरनी अतिप्रशसा करी ॥३२॥ पोतानी प्रेरणानी अपेक्षा विना भगवाननो बधो भाव जाणती होवाथी स्त्रीओएज पोताना अभिप्रायने अनुसारे सर्व संपादन कर्युं छे एम विचारीने भगवान् तेमनी उपर प्रसन्न थई, कहेवानुं कशुं अवशेष रह्युं नथी एटले मौन थई, पोताना भवने पाछा पधार्या ॥३३॥ हे नृप ! ते पछी निष्कुलानंद नामना मुनिने, उत्तम राजाना मत्री लाधो ठक्करने अने हरजी ठक्करने पोतापासे बोलावीने भगवाने कह्युं के-हे भक्तो ! तमो आवती काले प्रात काळे देशातर थकी हजारो हजार ब्रह्मचर्यादि महाव्रतधारी मुनिओ तथा हरिजन नरनारीओ अहीं आवशे. ते तमामने हमणांज आ दुर्ग-नगरमांज जुदा जुदा यथोचित उतारा करावो ॥३४-३६॥ हे राजन् !

स्थानानि कारयामासुर्हरेराज्ञानुसारतः ॥३७॥ स्वीयभक्तहितमेव चिन्तयन् सोऽप्यशेत दशमक्षणे निशः । तस्य तर्ह्यपि तु योगनिद्रया प्रापि नैव नृप ! सेवनक्षणः ॥३८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे अन्नकूटोत्सवे भगवत्कृतपाकशालावलोकननाम षष्ठोऽध्यायः ॥६॥

सुव्रत उवाच—शाखानगरसंस्थानां मुनीनां सा तु शर्वरी । आसीत्कल्पसमा राजंस्तद्दिदृक्षातुरात्मनाम् ॥१॥ कथञ्चिद्रजनीं नीत्वा भगवत्कीर्तनादिभिः । प्रातर्दुर्गपुरं तेऽथ सर्व एव समाययुः ॥२॥ सत्वरं चलतां तेषां वर्त्मान्यासन् हि सर्वतः । न कर्क-

આ પ્રકારે આજ્ઞા આપેલા ત્રણેય જણાઓએ નગરમા જઇને શ્રીહરિની આજ્ઞાને અનુસારે યથોચિત ઉતરવાના સ્થાનની વ્યવસ્થા કરાવી ॥૩૭॥ હે નૃપ ! એરીતે તેતે ભક્તોને તેતે ઉપયોગી આજ્ઞા કરીને મહાપ્રભુ રાત્રિએ દશમા મુહૂર્તમાં કિંચિત્ પોઢી ગયા. તથાપિ પોતાના ભક્તોનુંજ એક હિત કરવાના વિચારપરાયણ હોવાથી તેમની સેવા કરવાનો અવસર તો યોગનિદ્રાને બીલકુલ મળ્યોજ નહિ ( નિદ્રા આવીજ નહિ ) ॥૩૮॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...તૃતીયપ્રકરણે અન્નકૂટોત્સવે ભગવત્કૃતપાકશાળાવલોકનનામા ષષ્ઠોઽધ્યાયઃ ॥૬॥

## [1]અધ્યાય ૭ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! શાખાનગરમાં આવીને રહેલા, ભગવાનના ચરણારવિંદનાં-દર્શન કરવાની લાલસાથી ઉત્કંઠિત મનવાળા મુનિઓને તે રાત્રિતો કલ્પકાળને તુલ્ય બહુ લાંબી થઈ પડી ॥૧॥ સમગ્ર મુનિઓ ભગવત્કીર્તનાદિવડે જેમ તેમ મહાકષ્ટથીજ તે રાત્રિ નિર્ગમન કરીને પ્રાતઃકાળે દુર્ગપુરમાં આવ્યા ॥૨॥ ભગવાનના દર્શનની ત્વરાને લીધે સત્વર ચાલતા તે મુનિઓના જવાના માર્ગો

[1] આ અધ્યાયમા ભગવાનના દર્શન કરવામા બહુ ઉત્સાહવાળા મુનિમંડળનું દુર્ગપુરમાં આગમન તેમના તેમના નામના નિર્દેશપૂર્વક વર્ણવે છે

द्राश्च सूतमागधवन्दिनः । वादकाद्याश्च ये तांस्तु नृपतेर्गृह आशयत् ॥४०॥ अश्वमारुह्य रात्रौ च भटैः कतिपयैर्वृतः । निवासान् सर्वभक्तानां स जगाम पृथक् पृथक् ॥४१॥ तेषां स्वास्थ्यं समापृच्छ्य यन्न्यूनं तददापयत् । वर्तितव्यं सावधानैरिति सर्वानशिक्षयत् ॥४२॥ अज्ञातः पुरुषः स्त्री वा निष्कास्यः स्वस्ववासतः । इति सर्वानुपादिश्य निजमन्दिरमाययौ ॥४३॥ दूरदेशागतानां च जनानां स्वार्पितात्मनाम् । मुमुक्षां प्रशशंसासौ सोमादीनां

॥३९॥ જે ક્ષત્રિઓ, વૈશ્યો, શૂદ્રો, સૂતો ( પુરાણ કહેનારા ભાટ ચારણ ) માગધો ( વંશ પરંપરાને કહેનારા-વહીવંચાઓ ) અને બન્દીઓ ( પ્રસ્તાવને સદૃશ વચન બોલનારા નિર્મળ પ્રજ્ઞાવાળા ભાટ ચારણ ) હતા તથા જે વાજીંત્ર વજાડનારા આદિક હતા તે સર્વેને તો ઉત્તમ ભૂપતિના ભવનમાજ ભગવાન્ યથાયોગ્ય સિદ્ધાન્ન જમાડતા હતા ( કેમકે તેમનું તેમને ખપતું હતું ) ॥૪૦॥ આ ભગવાન્ શ્રીહરિ સર્વાન્તરાત્મા છે તથાપિ પોતાની માનુષ લીલાને અનુરૂપ સર્વને હિતોપદેશ આપવા, સ્વય સર્વ સુરોએ સન્મુખ ગતિ કરવા યોગ્ય છે અને સર્વ સુરોના પ્રશાસક છે તથાપિ પોતાના અસાધારણ સર્વભૂતસૌહાર્દ અને ભક્તજનવાત્સલ્ય ગુણને લીધે 'ભક્તજનોના મનને અભિનંદન કરવુ' એજ પોતાનું કર્તવ્ય નિશ્ચય કરીને, સ્વય અલંકૃત અશ્વઉપર અશ્વાર થઇને રાત્રિએ પરિમિત પાર્ષદોને સાથે લઇને સમસ્ત ભક્તજનોના ઉતારામાં પૃથક્ પૃથક્ પ્રવેશ કરીને, તેમને ઉતારા આદિકનું આનુકૂલ્ય સારીરીતે પુછી વિચારીને જે ન્યૂન હતું તે અપાવીને, 'આ મહા જનસમાજમા તમારે સર્વેએ સાવધાન ( જાગતા ) રહેવું, પોતાને અપરિચિત પુરૂષ કે અપરિચિત અબળાને પોતપોતાના ઉતારામા ન જ પેસવા દેવા કિંતુ બહાર કાઢી મુકવા' એવું સર્વ ભક્તોને શિક્ષાવચન કહીને પોતાનું પરમ સૌશીલ્ય એરીતે આવિષ્કાર કરીને પોતાના મદિરપ્રત્યે પાછા પધાર્યા ॥૪૧-૪૩॥ ભગવાન્ પોતાને મદિરે પધારીને દૂર દેશમાથી આવેલા, પોતાવિષેજ નિમગ્ન મનવાળા તે ભક્તજનોની મુમુક્ષાને પોતાના સોમવર્માદિ પાર્ષદોની આગળ લખાણવા

पुर' प्रभुः ॥४४॥ सम्भावनं कुर्वत एव नृणामागच्छतां सङ्घश आशु तस्य । निशस्तृतीयप्रहरान्त आसीत्संलक्षित' कुक्कुटकूजितेन ॥४५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे अन्नकूटोत्सवे देशान्तरागतभक्तसन्माननामा नवमोऽध्याय ॥९॥

सुव्रत उवाच—किञ्चित्सुप्त्वा तदा स्वामी सहसा पुनरुत्थितः । कृत्वा स्नानविधिं चक्रे नित्यकर्मादरान्नृप! ॥१॥ चतुर्दश्या अपि दिनं प्रातरारभ्य पूर्ववत् । आगच्छतो निजान् भक्तांस्तस्य तोप-

લાગ્યા ॥૪૪॥ દૂર દેશમાથી આવતા, પોતાના ચરણમાજ એક અર્પણ કર્યું છે અતર જેમણે એવા ભક્તજનોના સઘની જલદી સભાવના કર તાજ ભગવાનને કુકડાના બોલવા ઉપરથી જણાતો રાત્રિના ત્રીજા પહોરનો અત નજીકમાં આવી ગયો (રાત્રિના ત્રણ પ્રહર વીતિ જવા આવ્યા) ॥૪૫॥ ઇતિ શ્રીસત્સંગિજીવને . તૃતીયપ્રકરણે અન્નકૂટોત્સવે દેશાંતરાગતભક્તસન્માનનનામા નવમોઽધ્યાયઃ ॥૯॥

## [1]અધ્યાય ૧૦ મો.

સુવ્રતઋષિ કહેછે—હે નૃપ ! સહજાનદસ્વામી રાત્રિના ચતુર્થ પ્રહરના પ્રારભમા કિંચિન્માત્ર યોગનિદ્રાને અગીકાર કરી ( પોઢીને ) તત્કાળ ફરી પણ ઉઠીને, સ્નાનવિધિ કરીને સધ્યા જપ તર્પણાદિ નિત્યવિધિ કરવા લાગ્યા આ આપ્તકામ સત્યસકલ્પ ભગવાનને ત્રણેય લોકમા કાઈ પણ અનવાપ્ત ( નથી મળતું ) તે કર્મ કરીને અવાપ્તવ્ય ( મેળવવાનુ ) નથી તેમ આ અકર્મવશ્ય ભગવાનને વિધિવશ્યપણુ પણ નથી અથાપિ લોકોને પોતાના ધર્મમા વર્તાવવા માટે કર્મને કરેછે જો આ લોકોપકાર કારણે અવતરેલા ભગવાન્ કર્મ ન કરે તો આ લોકો નષ્ટ થઈ જાય એટલે પુરુષાર્થની હાનિ અને અપુરૂષાર્થની પ્રાપ્તિને પામી જાય માટેજ ભગવાને આદરથી નિત્યકર્મ કર્યું ॥૧॥ ચતુર્દશીનો દિવસ પણ ત્રયોદશીના દિવસની

૧ આ અધ્યાયમા ભગવાનના દર્શનમાજ એક પ્રવર્તેલા, ચોગરદમ ભેગા થયેલા ભક્તોની સભામા યથોચિત બેસવાની રીતિ વર્ણવી છે

यतो ह्यगात् ॥२॥ दीपोत्सवदिने सोऽथ मङ्गलस्नानमीश्वरः । अरुणोदयवेलायां कृत्वा नैत्यकमाचरत् ॥३॥ वर्तुले तूलपटके निषसाद ततः क्षणम् । चकार पूजनं तस्य नैत्यकं चोत्तमो नृपः ॥४॥ तावच्च नूत्नवस्त्राणां कक्षे संछन्नपोटलीम् । मयरामः शीघ्रगतिर्गृहीत्वागमच्छदुत्सुकः ॥५॥ तं दृष्ट्वा प्रहसन्प्राह हरिर्भट्ट ! किमाहृतम् । तमाह नूत्नवस्त्राणि सन्तीमानीति स द्विजः ॥६॥ प्रीतये सर्वभक्तानां तानि जग्राह स प्रभुः । कौसुम्भं पटकं शीर्ष्णि बबन्ध मुकुटाकृति ॥७॥ स्वर्णवृत्तं शोणवर्णं पर्यधादङ्गर-

પૈઠેજ દેશાંતર થકી આવતા પોતાના ભક્તોની પ્રાતઃકાળને પ્રારંભીને સંભાવના કરતા ભગવાનને વીતિ ગયો ॥૨॥ તે પછી ભગવાન્ દીપોત્સવને દિવસે અરૂણોદય વેળામાં કરવા યોગ્ય મંગળ સ્નાનવિધિ કરીને, અનુક્રમે નિત્ય કર્મ કરવા લાગ્યા ॥૩॥ નિત્ય કર્મ કરી પરવારીને ભગવાન્ ગોળ તૂળપટક ( ચાકળા ) ઉપર ક્ષણકાળ બેઠા. તે સમયે પૂજાના અવસરની રાહ જોઇ રહેલા પરમ ભક્ત ઉત્તમ રાજાએ પ્રતિદિન નિયમથી કરાતી ભગવાનની પૂજા યથાક્રમે ચંદન પુષ્પાદિકવડે કરી ॥૪॥ આ સમયે અવસરને જાણતા મયારામભટ્ટ ઉત્સાહ પામીને નવીન ઉત્તમ વસ્ત્રોની વસ્ત્રથી ઢાંકેલી પોટલીને બાહુમૂળમાં ઘાલીને ઉતાવળા ઉતાવળા ભગવાનની પાસે જયા લલિતાના મોકલવાથી આવ્યા ॥૫॥ મયારામ વિપ્રને આવતા જોઇને તેમનો આશય સમજી જઇને ભગવાન્ હસતા હસતા એમ બોલ્યા કે–હે ભટ્ટ ! તમોએ ત્વરાથી આ શું આણ્યું છે ? તે પછી મયારામ બોલ્યા કે—હે ભગવન્ ! આ નવીન વસ્ત્રો છે, તેને આપશ્રીના અંગસંગથી આજ અલંકૃત કરો ॥૬॥ આ આત્મારામ ભગવાન્ વસ્ત્ર વિભૂષણ વિગેરે વસ્તુઓમાં રૂચિએ રહિત છે તથાપિ તેમણે સર્વ ભક્તજનોની પ્રસન્નતા માટે તે વસ્ત્રો ગ્રહણ કરીને, તેમાંથી એક કસુંબલ રંગથી રંગેલું વસ્ત્ર મસ્તકે મુકુટને આકારે બાંધ્યું (મોળીયું કે પાઘ બાંધી) તે પછી સુવર્ણમય તંતુથી ગુંથેલા ગોળ બુટ્ટાથી શોભાયમાન, રક્ત વર્ણનું અંગરક્ષક ( જામો ડગલી ) પહેર્યું, તે પછી સુવર્ણમય તંતુથી ગુંથ્યા છે

क्षकम् । ववन्ध स्वर्णपटकं ततः कटितटे प्रभुः ॥८॥ ततश्चाकारयामास सर्वान्निजजनान्विभुः । कृतनित्यविधानास्ते तत्र सर्वे समाययुः ॥९॥ अधस्तान्निम्बवृक्षस्य भगवद्वेदिकामनु । आगत्य मुनयस्तस्थुर्गृहिणश्चाभितो मुनीन् ॥१०॥ आगत्य तत्र योषाश्च योषित्सदसि सर्वशः । तस्थुः प्रतीक्षमाणा वै तत्र नारायणागमम् ॥११॥ पौराणिकाः शास्त्रिणश्च वैदिकास्तान्त्रिकास्तथा । तस्थुस्तत्रागत्य विप्रा नैष्ठिका ब्रह्मचारिणः ॥१२॥ गायकाः शतशस्तत्र शतशो वाद्यवादकाः । आगत्य च नटा मल्लास्तस्थुः

---

સર્વ પ્રાંત ભાગ જેના એવું એક વસ્ત્ર ( નિચોળ ) કટિતટમાં બાંધ્યું ॥૭-૮॥ તે પછી ધારણ કર્યાં છે વસ્ત્ર જેમણે એવા ભગવાને પોતાના દર્શનનીજ એક રાહ જોઇ રહેલા સર્વ ભક્તોને બોલાવ્યા. નિત્યકર્મ કરી પરવારી ભગવાનના દર્શનના અવસરનીજ એક રાહ જોઇ રહેલા તે સર્વ ભક્તો તત્ક્ષણજ ઉત્તમ નૃપતિના દરબારમાં આવ્યા ॥૯॥ લીંબડાના વૃક્ષતળે જે વેદિકા ( ઓટલો ) ભગવાનના દિવ્ય સિંહાસનથી સમલંકૃત છે તેની સમીપે આવીને સમગ્ર મુનિઓ અને મુનિઓની ચોગરદમ ગૃહસ્થ હરિજનો ઉભા રહ્યા ॥૧૦॥ સર્વ હરિભક્ત સ્ત્રિયો ત્યાં આવીને સભામા ભગવાનને પધારવાની વાટ જોતી થકી સ્ત્રીઓની સભામાં મર્યાદા મુજબ ઉભી રહી ॥૧૧॥ વેદાંત વિગેરે શાસ્ત્રને ભણેલા, પુરાણપ્રવચનમા પ્રવીણ, વૈદિક કર્મસ્વરૂપને જાણનારા-વેદ ભણેલા અને પાંચરાત્રાદિ તંત્રને જાણનારા એવા બ્રાહ્મણો તથા નૈષ્ઠિક બ્રહ્મચારીઓ તે સભામાં આવીને ઉભા રહ્યા ॥૧૨॥ ગાયકો ( ગાંધર્વ વિદ્યાને જાણનારા ) અને વાદ્યવાદકો ( વીણા વીગેરે વિવિધ વાજીંત્રો વજાડવામાં પ્રવીણ જનો ) સોએ સો ત્યાં આવીને ઉભા રહ્યા. તથા સોએ સો નટો, મલ્લો, સૂતો અને બન્દિજનો ત્યાં આવીને ઉભા રહ્યા ભગવાનનો આશ્રય કરવામા કોઇ પણ અનધિકારી નથી-સર્વ કોઇ અધિકારી છે. પોત પોતાને અનુરૂપ એવી વિદ્યા કે કર્મથી સર્વ કોઇ ભગવાનનું આરાધન કરવા પ્રવર્તે છે. આ આરાધના કરવા યોગ્ય ભગવાન તો સર્વને સમાન છે. દેવ તિર્યક્ ( પશુ પક્ષ્યાદિ )

सूताश्च वन्दिनः ॥१३॥ सर्वेऽपि ते समागत्य हरेरागमनं वहिः । प्रतीक्षमाणास्तस्थुर्वै तावत्तत्रागमत्प्रभुः ॥१४॥ तं विलोक्य जनाः सर्वे हर्षोत्फुल्लाननाशयाः । जयेति घोषं तुमुलं प्रणम्य नृप ! चक्रिरे ॥१५॥ आनन्दयन् भक्तजनान् हरिर्निम्बतरोरधः । वेद्यां सिंहासनवरे निषसाद तदैव सः ॥१६॥ सितातपत्रमर्काभं सोमस्तच्छीर्ष्ण्यधारयत् । भगवन्मुखकान्त्या तच्चितरां शुशुभे तदा ॥१७॥ भृगुजिचाक्षयश्चोभौ रत्नदण्डे मनोहरे । गृहीत्वा

મનુષ્ય અને સ્થાવર રૂપે રહેલાં, જાતિથી આકારથી સ્વભાવથી તથા જ્ઞાનથી અત્યંત ઉત્કૃષ્ટ કનિષ્ઠરૂપે વર્તતાં સર્વ ભૂતોમાં સમાશ્રય કરવા-પણે આ ભગવાન સમ છે, એમને 'આ જાતિ આકાર સ્વભાવ જ્ઞાનાદિકથી કનિષ્ટ છે' એમ માનીને સમાશ્રય કરવામાં કોઇ દ્વેષ્ય-ત્યાજ્ય નથી તેમ 'આ જાત્યાદિકથી અત્યંત ઉત્કૃષ્ટ છે' એમ માનીને સમાશ્રય કરવામાં કોઇ પ્રિય-ગ્રાહ્ય નથી ॥૧૩॥ આ સાધુ આદિક બધાય ભક્તો સભામાં આવીને ભગવાનની નિવાસ ભવન થકી બહાર સભામાં પધારવાની રાહ જોઇ રહ્યા થકા ઉભા રહ્યા. એજ અવસરમાં ભગવાન તે સર્વે ભક્તોને આનંદ આપતા થકા આવી મહાસભામાં પધાર્યા ॥૧૪॥ હે નૃપ ! મહા સભામાં પધારેલા ભગવાનને જોઇને તે સર્વે જનોએ પ્રહર્ષથી પ્રફુલિત મુખ-નેત્ર-મનવાળા થઇને પ્રણામ કરીને, 'જય જય' એવો ઘણો ઘાટો ઉદ્‌ઘોષ સમસ્ત દિશામંડળને મગળ કરનારો કર્યો ॥૧૫॥ એજ સમયે ભગવાન્ શ્રીસ્વામિનારાયણ ભક્તજનોને મહા આનંદ આપવા નિંબતરૂ-તળે રહેલી વેદિકા ઉપર વિરાજમાન સર્વોત્તમ સિંહાસનમાં સંરાજમાન થયા ॥૧૬॥ તે સમયે સોમવર્મા નામના પાર્ષદે સૂર્યમંડળ જેવું પ્રકાશ-માન શ્વેત છત્ર ભગવાનના મસ્તક ઉપર ધારણ કર્યું. ભગવાનના મુખચં-દ્રની કાંતિથી આ છત્ર અતિશય શોભવા લાગ્યું. અસ્થાનમાં ધારેલું છત્ર નજ શોભે. આ ભગવાનનું અનન્યસામાન્ય ( બીજા કોઇને સામાન્ય-સાધા-રણ નહિ ) દિવ્ય સૌન્દર્ય હતું, જેથી છત્ર અતિશય શોભેજ ॥૧૭॥ તે સમયે ભૃગુજી તથા અક્ષય નામના આ બે પાર્ષદો રત્નમય દંડ ( દાંડી )થી

चामरे तत्र वीजयामासतुः प्रभुम् ॥१८॥ सूरो नागश्च भगवत्पार्श्वयोः संस्थिताबुभौ । प्रभुं तं तालवृन्ताभ्यां वीजयामासतुस्तदा ॥१९॥ उशीरव्यजनं रम्यं गृहीत्वा हेमदण्डकम् । उत्तमः पार्श्वसंस्थश्च वीजयामास तं प्रभुम् ॥२०॥ मुकुन्दो वर्णिराट् तस्य समीपे नक्तकं दधत् । तस्थौ प्रतीक्षमाणश्च निदेशं तस्य किञ्चन ॥२१॥ दौवारिकः स्वर्णयष्टिर्जयेत्युच्चैर्वदन् प्रभोः । अग्रे कुबेरसिंहाख्यस्तस्थौ कार्यनिवेदकः ॥२२॥ पार्षदप्रवराश्चान्ये क्षत्रवीरा महाभटाः । आज्ञाकराः प्रभोस्तस्थुः परितः शतशस्तदा ॥२३॥ ततोऽपश्यज्जनानेव भगवान् परितः स्थितान् । उद्वेलं

મનોહર ચામરને પોતપોતાના હસ્તમાં ગ્રહણ કરીને ભગવાનની ઉપર ફેરવવા લાગ્યા ॥૧૮॥ તે સમયે સુરવર્મા અને નાંજવર્મા નામના આ બે પાર્ષદો ભગવાનને બે ( ડાબા જમણા ) પડખે ઉભા રહીને ચિત્રે યુક્ત રમણીય વસ્ત્રથી બનાવેલા વીંજણાવડે પ્રભુ શ્રીહરિને જે રીતે મંદ વાયુ આવે એરીતે સેવા કરવા લાગ્યા ॥૧૯॥ ઉત્તમ રાજા સુવર્ણના દંડથી અલંકૃત કરેલો, રમણીય, વીરણનો વીંજણો હાથમાં લઇને ભગવાનના એક પડખામાં ઉભા રહીને ભગવાન ઉપર યથોચિત ધીમે ધીમે ચાળવવા લાગ્યા ॥૨૦॥ મુકુંદાનંદ નામના નૈષ્ઠિક વર્ણિરાજ મુખાદિકના માર્જનમાંજ એક ઉપયોગી વસ્ત્રખંડ ( રૂમાલ ) ભગવાન માટે પોતાના હાથમાં લઇને ભગવાનને સમીપેજ તેમના કોઈ પણ આજ્ઞાવચનની વાટ જોતા થકા ઉભા રહ્યા ॥૨૧॥ કુબેરસિંહ નામના શ્રીનગરનિવાસી દૌવારિક ( છડીદાર ) હાથમાં હેમદંડ (છડી)ને ધારણ કરીને 'જય જય' એવો શબ્દ ઉચ્ચ સ્વરથી ઉચ્ચારણ કરતા થકા ભગવાનની આગળ તેતે કાર્યના નિવેદનપરાયણ થઇને ઉભા રહ્યા ॥૨૨॥ તે સમયે ક્ષત્રિયોમાં મહાશૂરવીર, મહાભટ-સંગ્રામમાં જેમણે કીર્તિ મેળવી છે, આવા છે તથાપિ વિનયપૂર્વક શ્રીહરિની આજ્ઞામાં વર્તતા બીજા સોએ સો પાર્ષદોત્તમો શ્રીહરિની ચોતરફ ઉભા રહ્યા ॥૨૩॥ એરીતે મહાસભામાં મહાસિંહાસનમાં બેરાજમાન થએલા અને પૂર્વોક્ત પરિજનોએ પૂર્વોક્ત પ્રકારે પરિચર્યા કરાતા ભગવાને પોતાની ચોગરદમ

सागरमिव सोत्कण्ठान्निजदर्शने ॥२४॥ अन्योन्येषामुपरि तान् पततो घनसंस्थितीन् । नृपतेरङ्गणेऽपश्यदसङ्ख्याताञ्जनान् हरिः ॥२५॥ बहिःशालासु च जनान् गर्भागारेषु च स्थितान् । छदिष्षु च चतुष्केषु बहिर्वेदिषु चेक्षत ॥२६॥ वलभीषु तथाट्टेषु चन्द्रशालासु च स्थितान् । मन्दुरासु च चैत्येषु प्राकारे गोपुरोपरि ॥२७॥ आरुह्य च द्रुमानुच्चान्मूलादग्रावधि स्थितान् । पुरश्च पार्श्वयोः पश्चाज्जनान्वीक्ष्य जहास सः ॥२८॥ तालिकां वादयित्वाथ हरिः स्थापनमुद्रया । उपावीविशदात्मीयान्सर्वांस्तांल्लक्षशो जनान् ॥२९॥ कृतमौनास्तत्क्षणं ते निषेदुश्च व्यवस्थया ।

ઉભા રહેલા, પોતાના દર્શન કરવામા અતિ ઉત્કંઠાવાળા જનોનેજ મર્યાદા મુકીને ચોમેર વર્તતા સમુદ્રની પેઠે ચોતરફ વ્યાપ્ત જોયા ॥૨૪॥ એક બીજાની ઉપર પડતા, ઘાટી સ્થિતિ જેમની છે એવા અપરિમિત તે જનોને ઉત્તમ રાજાના આગણામા ભગવાને જોયા ॥૨૫॥ તે સભાસ્થાનમા અવકાશ નહિ મળતા પોતાના દર્શનની ઉત્કંઠાને લીધે બહિ શાળા, (ઓસરી પડશાળ) ગર્ભાગાર, (ઓરડા) છદિષ્, (પડાળ) ચતુષ્ક, (ચોક) બહિર્વેદી (ઓટલીયો) વલ્લભી, (છજા) અટ્ટ, (મેડીયો) ચંદ્રશાળા, (અગાશીયો) મદુરા, (ઘોડશાળ) ચૈત્ય, (ચકલા) પ્રાકાર, (કોટ) અને ગોપુર (દરવાજા) ઉપર રહેલા તથા અતિશય ઉંચા પીંપળા લીંબડા વિગેરે વૃક્ષોના મૂળને આરભીને ટોચપર્યંત રહેલા તથા પોતાની આગળ પાછળ અને બે પડખાના ભાગમા સર્વત્ર ઘાડી સ્થિતિથી રહેલા અસખ્યાત જનોને જોઇને, ભગવાને તેમનો પોતાના દર્શનની ઉત્કંઠાનો અતિશય વિચારીને અતરમા ગૂઢપણે રહેલા હર્ષથી કિંચિત્ મંદહાસ કર્યો ॥૨૬-૨૮॥ તે પછી ભગવાને પોતાના લક્ષાવધિ તે સર્વે ભક્ત જનોને સ્વય તાળી વજાડવાવડે જણાવીને, પોતાના હાથથી કરેલી સ્થાપનમુદ્રા (બેસારી દેવાનો સકેત) થી બેસારી દીધા ॥૨૯॥ એજ સમયે સર્વ જનો પ્રશાંત મૌનધારી થઇને યથાવ્યવસ્થા બેસી ગયા પ્રિયતમ નેતાનો આદેશ (આજ્ઞા) તો પ્રાર્થનીય છે, આ ભગવાન્ સર્વ લોકના નેતા છે

स्त्रियः स्त्रीमण्डलेष्वेव पुमांसः पुरुषेषु च ॥३०॥ निषेदुर्मुनयस्तत्र मुनीनां मण्डलेषु च । ब्राह्मणा ब्राह्मणेष्वेव वर्णिनो वर्णिमण्डले ॥३१॥ गृहस्थेषु गृहस्थाश्च वृद्धा वृद्धेषु सर्वशः । विद्वद्यूथेषु विद्वांसः शिल्पज्ञाः शिल्पवित्सु च ॥३२॥ तूर्ष्णीं तेषूपविष्टेषु निजभक्तेषु स प्रभुः । आजिज्ञपद्वादकांश्च सज्जीभूय चिरस्थितान् ॥३३॥ ते च तासादिवाद्येषु यद्यत्स्वकरकौशलम् । तदानीं दर्शयामासुस्तत्तत्सर्वमशेषतः ॥३४॥ प्रशशंस हरिस्तांश्च दृष्ट्वा तत्करलाघवम् । ततोऽपश्यत्सभार्स्थानैकदेशागताञ्जनान् ॥३५॥ तेषां ये ये येषु येषु मुख्या देशेषु तान्प्रभुः । तत्तद्देशीयवृत्तान्तं प्रष्टुमाह्वास्त संसदि ॥३६॥ ते सद्य उत्थाय सह-

અને ભક્તોને પ્રિયતમ છે તેમની આજ્ઞાને અલભ્ય ફળનેજ જેમ એમ પામીને શાંત થઇને બેસી ગયા. ( બેસવાની મર્યાદા હવે કહેછે ) મુનિઓ મુનિમંડળમાં, વર્ણિઓ વર્ણિમંડળમાં, ગૃહસ્થ પુરૂષો પુરૂષમંડળમાં, સ્ત્રિયો સ્ત્રીમંડળમાંજ, બ્રાહ્મણો બ્રાહ્મણોમા, વૃદ્ધો વૃદ્ધોમાં, વિદ્વાનો વિદ્વન્મંડળમાં, શિલ્પિઓ ( સુથાર સોની આદિક ) શિલ્પિમંડળમાં, એ રીતની મર્યાદાથી બધા બેસી ગયા ॥૩૦-૩૨॥ પોતાના સર્વે ભક્તજનો મૌન થઇને બેસી જતાં પ્રશાંત થઈ ગયા છે તરંગસમૂહો જેના એવો સમુદ્રજ જેમ એમ સ્તબ્ધ થઈ ગએલી સભામા ભગવાને બહુ વખતથી તત્પર થઇને ઉભા રહેલા, તાસા વગેરે વાજીંત્રોને વગાડનારા જનોને વજાડવાની આજ્ઞા આપી ॥૩૩॥ ભગવાનની આજ્ઞા પામેલા તેઓએ તેમને પ્રસન્ન કરવા તેજ સમયે તાસા વિગેરે વાજીંત્રોમાં જે જે પોતાનું કરકૌશલ્ય હતું તેતે સમગ્રપણે શ્રીહરિને દર્શાવ્યું ॥૩૪॥ ભગવાને તેમની હસ્તકુશળતા જોઇને તેમની સભામાં પ્રશંસા કરી તે પછી સભામાં બેઠેલા, અનેક દેશોમાંથી આવેલા ભક્તજનોને જોઇને તેમાં જેઓ જેઓ જેજે દેશમાં મુખ્ય ( મોટેરા ) હતા તેમને તેમને તેતે દેશનું વૃત્તાંત પુછવામાટે ભગવાને પોતાની પાસે બોલાવ્યા ॥૩૫-૩૬॥ હે રાજન્ ! આ મુખ્ય હરિજનો પ્રત્યક્ષ પરમેશ્વરે બોલાવેલા હોવાથી પ્રહર્ષ પામીને, તત્ક્ષ-

पेमेव क्षमापते ! तं समया समेत्य । प्रणम्य च प्राञ्जलयः पुरस्तात्तस्थुस्तदीयाननचन्द्रनेत्राः ॥३७॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे अन्नकूटोत्सवे सभोपवेशनवर्णननामा दशमोऽध्याय ॥१०॥

सुव्रत उवाच—तान्मानयित्वा भगवान्निजभक्तान्विचक्षणान् । शृण्वतां सर्वलोकानां पप्रच्छ विनयानतान् ॥१॥ श्रीनारायणमुनिरुवाच—युष्मद्देशेषु मेऽर्थयां त्यागिनां गृहिणां जनाः ! । मदाश्रि-

ણજ ઉઠીને ભગવાનના સમીપને પામીને, અવકાશનો અભાવ છે એટલે પચાગ પ્રણામ કરીને, બે હાથ જોડીને તેમની આગળ તેમના મુખચન્દ્રને સન્મુખ એકાગ્ર દૃષ્ટિ રાખીને તેમની આજ્ઞાપરાયણ થઇને ઉભા રહ્યા ॥૩૭॥ ઇતિ શ્રીસત્સંગિજીવને . તૃતીયપ્રકરણે અન્નકૂટોત્સવે સભોપવેશનવર્ણનનામા દશમોઽધ્યાયઃ ॥૧૦॥

## [1]અધ્યાય ૧૧ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! તે પછી ભગવાને લોકશાસ્ત્રમા વિચક્ષણ, વિનયવિનમ્ર એવા તે તે ભક્તજનોને યથાયોગ્ય માન આપીને, સર્વ લોકોને કાન દઇને સાભળતાજ પુછ્યુ ॥૧॥ શ્રીનારાયણમુનિ કહેછે—હે જના ! તમારા દેશમાં અમોને ઉદ્દેશીને જનશ્રુતિ ( લોકપ્રસિદ્ધ વાર્તા ) કેવી ચાલે છે ? ગુણની પરીક્ષા પરોક્ષમાજ થાય, કેમકે સમીપમા રહેલો જનતો ગુણોનેજ કહે, માટે દૂર દેશમાં વર્તતા જનોના પ્રસિદ્ધ વાદથી પોતાના ગુણદોષો નિશ્ચય કરાય છે. તેમા પણ એક જણના વચનથી ગુણદોષનો નિશ્ચય થતો નથી, કેમકે જો કહેનારો એક જણો પક્ષપાતી હોય તો દોષને ગુણપણે કહે અને જો વિદ્વેષી હોય તો ગુણને દોષપણે કહે, માટે એક જણના વચનથી ગુણદોષનો નિર્ણય થઈ શકે નહિ, તો બહુ જણાનું વચનજ શ્રદ્ધા કરવા યોગ્ય છે, તો અમોને ઉદ્દેશીને

૧ આ અધ્યાયમા મુખ્ય ભક્તોના મુખથી ભગવાને કરેતુ દેશાતર વૃત્તાતનુ શ્રવણુ અનુવાદ કર્યું છે.

तानां स्त्रीणां च कीदृग्यस्ति जनश्रुतिः ॥२॥ जना मद्विमुखा ये ते लौकिकानां सतां तथा। वार्तामात्मगुरूणां च कुर्वते कीदृशीं भुवि ॥३॥ सुव्रत उवाच—इति पृष्टा भगवता ते तमूचुर्यथाश्रुतम्। यथादृष्टं च नृपते! वृत्तान्तं स्वस्वदेशजम् ॥४॥ जना ऊचुः— भगवंस्त्वदीयेषु देशेषु विमुखा अपि। जना यथा वदन्ति त्वां तथैव ब्रूमहे वयम् ॥५॥ धन्यो नारायणमुनिः साम्प्रतं धरणीतले। भक्तिज्ञानविरागाढ्यं सद्धर्मं पाति योऽखिलम् ॥६॥ गृहिभिन्नाश्रमस्थान् यस्त्यागिनो विधवास्तथा। सन्धारयत्यष्टविधं

જનશ્રુતિ કેવી ચાલે છે? તથા અમારા આશ્રિત આ ત્યાગિઓ, ગૃહસ્થ પુરૂષો અને, સ્ત્રિયોને ઉદ્દેશીને હમણાં જનશ્રુતિ (જનો કેમ કહેછે) કેવી ચાલે છે? ॥૨॥ તથા જે અમારા થકી વિમુખ-મારેવિષે અભિમુખતાએ રહિત ઉદાસીન જનો છે તેઓ લોકમાં વિચરતા સાધુવેષધારીઓ (સાધુલક્ષણે રહિત) અને લક્ષણે રહિત હોવા છતાં ગુરૂશબ્દથી વ્યવહાર કરાતા પોતપોતાના ગુરૂઓને ઉદ્દેશીને કેવી વાર્તા કરેછે? ॥૩॥ સુવ્રતઋષિ કહેછે—હે નૃપતે! એરીતે ભગવાને પુછેલા તે મુખ્ય સત્સંગિજનો પોતે જેવું સાંભળ્યું છે અને જેવું દેખ્યું છે તેવુંજ પોતપોતાના દેશનું વૃત્તાંત ભગવાન પ્રત્યે કહેવા લાગ્યા ॥૪॥

હરિજનો કહેછે—હે ભગવન્! અમારા દેશોમાં જેઓ આપના ચરણકમળના રસાસ્વાદે રહિત છે તેઓ પણ આપને અને આપના આશ્રિત જનોને જે પ્રકારે કહેછે તે પ્રકારે અમો (સત્ય) કહીએ છીએ ॥૫॥ આ ભૂતળમાં વર્તમાન કાળે એકલા નારાયણમુનિજ ધન્ય છે, કેમકે જે પોતે કલિકાળમાં અક્ષીણ પામતા સમગ્ર સદ્ધર્મને ભક્તિ-જ્ઞાન-વૈરાગ્યવડે સમલંકૃત કરવાપણે પરિપોષણ કરે છે ॥૬॥ જે ગૃહસ્થો થકી બીજા આશ્રમિઓ (નૈષ્ઠિક બ્રહ્મચારી વાનપ્રસ્થ અને સંન્યાસીઓ) છે તથા જે ત્યાગિઓ-ત્યાગધર્મમાં નિષ્ઠાવાળા (ત્યાગિશબ્દથી નૈષ્ઠિકાદિ આશ્રમિઓ થકી બીજા સ્ત્રીસંગ્રહે રહિત કે મૃતસ્ત્રી હોઇને તીવ્ર વૈરાગ્યવશાત્ ત્યાગધર્મને પામેલા છે તેમનો પૃથક્પણે નિર્દેશ કરેલો અહીં જાણવો) છે તથા

ब्रह्मचर्यं सुदुर्धरम् ॥७॥ यस्त्याजयति तान् कामं येन कामेन मोहिताः। विद्वांसोऽपि सगोत्राः स्त्रीर्गच्छन्ति पशवो यथा ॥८॥ यस्त्याजयति तान् द्रव्यं यल्लोभेन बुधा अपि। स्वबन्धूंश्चापि मित्राणि घ्नन्त्यन्यैर्घातयन्ति च ॥९॥ यश्च स्वामी रसास्वादं तांस्त्याजयति वै सतः। जायन्ते यद्वशा एव कामोद्धता

જે વિધવા વનિતાઓ છે તે સર્વેને બીજા જનોથી નજ ધારણ કરી શકાય એવું અષ્ટપ્રકારનું બ્રહ્મચર્યવ્રત જે ભગવાન્ ધારણ કરાવે છે. અર્થાત્ જેના ઉપદેશબળથીજ કે અનુગ્રહબળથી બહુ ત્યાગીઓ, મહર્ષિઓએ અને ઇશ્વરોએ પણ દુઃસાધ્ય એવું અષ્ટપ્રકારનું બ્રહ્મચર્યવ્રત અસ્ખલિતપણે ધારણ કરેછે. તે નારાયણમુનિને ધન્ય છે. બ્રહ્મચર્યવ્રત નિ.શ્રેયસમાંજ એક ઉપયોગી છે. બ્રહ્મચર્યની પ્રશંસા 'तेषामसौ विरजो ब्रह्मलोको येषां तपो ब्रह्मचर्यम्' 'अथोत्तरेण तपसा ब्रह्मचर्येण' ઇત્યાદિ શ્રુતિઓ કરેછે. આવું બ્રહ્મચર્ય નારાયણમુનિજ હાલમાં ધરાઉપર કલિકાલમાં પણ પ્રવર્તાવે છે માટે એમનેજ ધન્ય છે. (બ્રહ્મચારી આદિકને અષ્ટપ્રકારે સ્ત્રીપરિત્યાગરૂપ બ્રહ્મચર્ય અને વિધવાઓને અષ્ટપ્રકારે પુરૂષપરિત્યાગરૂપ બ્રહ્મચર્ય સમજવું) ॥૭॥ જે કામ છે તે દુર્વિષહ વેગવાળો છે, જેણે મોહ પમાડેલા વિદ્વાન્ જનો પણ સમાન ગોત્રની સ્ત્રિયોને પણ (શાસ્ત્રમાં ગોત્રગમન અતિપાપ હોવાથી તેનો નિષેધ કરેલો હોવા છતાં પણ) ગર્દભાદિ પશુઓની પેઠે પામે છે, જે આ ભગવાન્ પોતાના આશ્રિત મુનિઓ પાસે આવા દુર્જય કામને પણ ત્યાગ કરાવેછે. અર્થાત્ ભવબ્રહ્માદિકોએ પણ દુર્જય એવો કામ જેમના ચરણસમાશ્રયના પ્રતાપથી પરાભવ પામી જાય છે ॥૮॥ જે સ્વામિનારાયણ પોતાના ચરણના આશ્રિત વર્ણીવિગેરે પાસે ધનનો ત્યાગ કરાવે છે, જે ધનલોભ મહા પાપી છે. જેને લીધે બુધજનો પણ પોતાના બન્ધુઓને અને મિત્રોને પણ પોતે હણેછે અને બીજાઓ પાસે હણાવેછે, આવો બલિષ્ઠ લોભ પણ જેના સમાશ્રય બળથી નથીજ પરાભવ કરી શકતો, માટે તે નારાયણમુનિને ધન્ય છે ॥૯॥ મુનિઓ પણ જે રસાસ્વાદને વશ થઇને કામાતુર થઈ જાય છે અને વિહ્વળ થઇને પોતા થકી નીચ જાતિના

हि पूरुषाः ॥१०॥ सतश्च नीचजातीनामश्नन्त्यन्नादि येन च। विह्वला वर्णसाङ्कर्यं कुर्वते पुरुषा भुवि ॥११॥ यश्च त्याजयति स्वामी स्नेहं स्वान्यपुरादिषु। नरकान्प्रेतभावं च यद्वशायान्ति मानवाः ॥१२॥ यत्र यत्र भवेत्स्नेहो देहिनामिह वस्तुनि। तादृप्यं तस्य तस्य स्यात्तादृक् स्नेहो हि हाप्यते ॥१३॥ यः स्वामी मानमत्यर्थं हापयत्यात्मनः सतः। गुरून्साधूनपि प्राज्ञा मन्यन्ते नैव यद्वशाः ॥१४॥ मानेनैवात्मनः पापं साधूनां पुरतो नराः। न

અન્નાદિકને ભક્ષણ કરવામાં પણ પ્રવર્તે છે અને અંતે પૃથ્વીમાં વર્ણસંકરતાના હેતુભૂત થાય છે, આવા પણ રસાસ્વાદને જે સ્વામી પોતાના સાધુપ્રમુખજનો પાસે ત્યાગ કરાવે છે ( જેના આશ્રયમહિમાથી રસ ક્ષોભ પમાડવા સમર્થ થતો નથી ) માટે આ નારાયણમુનિજ ધન્ય છે ॥૧૦-૧૧॥ જે દેહ તથા દેહાનુબન્ધિઓ ( પુત્રકલત્રાદિ )માં સ્નેહપાશથી પ્રેતભાવ અને નરક અનુભવાય છે, આવા પણ સ્નેહપાશને જે સ્વામિનારાયણ પોતાના આશ્રિતો પાસે ત્યાગ કરાવેછે ( જેમના સમાશ્રય પ્રભાવથીજ દેહ દૈહિકમાંથી સ્નેહપાશ છુટી જાય છે ) એજ નારાયણમુનિ ધન્ય છે ॥૧૨॥ આ લોકમાં જે જે પ્રાકૃત વસ્તુમાં સ્નેહવેગ થાય છે તેણે કરીને યોગિઓને પણ તન્મયવૃત્તિ મરણસમયે અનુવર્તતાં બીજા જન્મમાં તેમાં તેમાં તદ્રૂપતાની પ્રાપ્તિ ( તેને સમાન આકાર ) ભરતજીની પેઠે થાય છે, આવો પણ દુસ્ત્યજ સ્નેહવેગ જેમણે નાશ કરીએ છીએ એજ નારાયણમુનિને બહુ ધન્ય છે ॥૧૩॥ જે માનને આધીન થએલા પ્રાજ્ઞ એવા પણ પુરૂષો પ્રાજ્ઞ એવા સાધુજનોને તેમજ પોતાના ગુરૂજનોને નથી માનતા. સાધુજનોના અપમાનમાં હેતુભૂત આવા પણ માનને જે સ્વામી પોતાના આશ્રિત સાધુજનો પાસે અત્યંત ત્યાગ કરાવેછે, એજ નારાયણમુનિને ધન્ય છે ॥૧૪॥ માન તો મહાપાપનું મૂળ છે, કેમકે જે માનથી મત્ત થએલા જન પોતે કરેલા પાપને સાધુઓની આગળ નિષ્કપટભાવથી નથી પ્રકાશ કરતો, પોતાનું પાપ નહિ પ્રકાશ કરનારાને ગુપ્તપણે પાપ રહેલું હોવાથી તેની પરિશુદ્ધિ નહિ થતાં અંતઃકરણ મલિ-

निष्कपटभावेन कथयन्त्यात्मशुद्धये ॥१५॥ मानाद्धि जायते क्रोधो निर्दयो हिंस्रवृत्तिकृत् । अवाच्यवाचकः स्वस्य परेषां चापि घातकः ॥१६॥ ईदृग्मानविहीना हि सन्तो यस्य परैः कृतम् । धूलिक्षेपं ताडनं च सहन्ते दुर्वचांसि च ॥१७॥ धन्य एवास्त्यतः स्वामी सत्योऽसावेव सद्गुरुः । न महान् पुरुषः कश्चिद्वर्तते हीदृशो भुवि ॥१८॥ धन्याश्च साधवस्तस्य ये धर्मान् स्वगुरूदितान् । प्रयता ब्रह्मचर्यादीन् पालयन्ति निरन्तरम् ॥१९॥ धन्या गृहस्था अपि ते स्वामिनं समुपाश्रिताः । स्वसृमातृसमा ये तु जानन्ति परयोषितः ॥२०॥ स्पर्शनं विधवास्त्रीणां

नज रहेछे, એટલે તે પાપને પ્રાયશ્ચિત્તનો પણ અવકાશ નથી. માનને લીધે ક્રોધ થાય છે ( બીજાએ માનનો ભંગ કરતાં એકદમ તેની ઉપર ક્રોધ થાય છે ) ક્રોધ થતાં દયા દૂર થઈ જાય છે. એટલે નિર્દય નર હિંસામાં પ્રવર્તેછે. ક્રોધાતુરને વાચ્ય કે અવાચ્યનો વિભેદ નથી. અશ્લીલ ( ભુંડુ ) અને નિંદિત પણ વચન બોલે. તેજ ક્રોધ છેવટે પોતાનો કે પરનો ઘાત કરનારો પણ થાય છે (જો સમર્થ હોય તો પરનો ઘાત કરનારો થાય અને જો અસમર્થ હોય તો પોતાના આત્માનો ઘાત કરનારો થાય એવો વિશેષ સમજવો) ॥૧૫-૧૬॥ જેના ચરણ સમાશ્રયવાળા, આવા પણ મહા અનર્થકર માનવેગને જીતીને વર્તતા એવા સાધુઓ બીજા દુર્જનોએ કરેલા ધૂળિપ્રક્ષેપનતાડન-તિરસ્કાર આદિકને સહન કરેછે ॥૧૭॥ માટે આ સ્વામિનારાયણ ધન્ય છે. બીજો કોઈ પણ નહિ. આ સ્વામીજ તત્ત્વથી સંતોના ગુરૂ છે. પૃથ્વી ઉપર આવો બીજો કોઈ પણ મહાપુરૂષ નથી. ॥૧૮॥ સ્વામિનારાયણના તેજ સાધુઓને ધન્ય છે, જે સાધુઓ પોતાના ગુરૂએ પોતાને ઉપદેશ કરેલા બ્રહ્મચર્યાદિ ધર્મોને મોટી પણ આપત્તિમાં નિરંતર પરિપાલન કરેછે ॥૧૯॥ જેઓ નારાયણમુનિના ચરણારવિંદના સમાશ્રયવાળા ગૃહસ્થ જનો છે તેઓ પણ ધન્યભાગી છે. જેઓ પરનારીઓને તો પોતાની બ્હેન માતાને તુલ્યપણે જુવેછે. કામે કરીને નહિ પરાભવ પામીને ધર્મમાંજ એક પ્રીતિવાળા વર્તે છે ॥૨૦॥ વળી એમના

गृहिणोऽपि कदाचन । विनाऽऽपदं न कुर्वन्ति स्वमात्रापि रहःस्थितिम् ॥२१॥ भङ्गां गञ्जं चाहिफेनं मद्यमत्स्यामिषाणि च । अभक्ष्यं नैव भक्षन्ति न्यायार्जितधनाश्च ये ॥२२॥ अदत्तं नैव गृह्णन्ति तृणाद्यपि परस्य ये । घातं स्वपरयोर्नैव ये विपद्यपि कुर्वते ॥२३॥ गुरोर्दृढात्तज्ज्ञानत्वान्मोक्षार्थमपि नैव ये । शास्त्रो-

ચરણાશ્રિત ગૃહસ્થજનો પણ આપત્કાળ વિના પોતાની માતા સાથે પણ એકાંતમાં રહેતા નથી. અને વિધવા વનિતાઓના સ્પર્શ થકી સર્પ ફણાના સ્પર્શથકીજ જેમ એમ ભય પામીને બહુ દૂર ખસી જાય છે. ક્યારેય પણ સ્પર્શ કરતા નથી, કેમકે કામ ઉન્મર્યાદ છે તે પંડિતને પણ કલુષિત કરી મુકે. માટે એવી રીતે વર્તવું એજ ગૃહસ્થોને પણ યોગ્યજ છે ॥૨૧॥ હમણાં આ કલિયુગમાં વિપ્રવ્યપદેશવાચ્ય એવા પણ જનો ભાંગ ગાંજો અફીણ મદ્ય મત્સ્ય માંસ આદિકના સેવનમાં પ્રીતિવાળા બહુધાપણે દેખાય છે. એમના આશ્રિતોમાં એક પણ ગૃહસ્થજન એવો નથી. બધાય એમના આશ્રિતો આપત્કાળમાં પણ અભક્ષ્યને નથીજ ભક્ષણ કરતા અને અન્યાયથી ધનાર્જનમાં પણ નથીજ પ્રવર્તતા. આ સમયે ગૃહસ્થજનો પુત્રકળત્રના પોષણનેજ એક પરમ ધર્મ માનીને દ્રવ્યસંપાદનમાં સતત પ્રયત્ન કરતાં અન્યાયમાં પણ પ્રવર્તે છે. તો આવા વિષમસમયમાં ન્યાયથીજ ધનસંપાદનમાં પ્રવર્તે છે. આ તો આ મહાન્ ધર્મનિયમ છે ॥૨૨॥ જે ગૃહસ્થજનો પારકા તૃણાદિકને પણ તેના ધણીએ આપ્યા વિના નથીજ ગ્રહણ કરતા. તો પરધનને ન હરણ કરે એમાં કહેવુંજ શું ? જે એમના આશ્રિત ગૃહસ્થો પોતાના કે પરના ઘાતને આપત્તિમાં પણ નથીજ કરતા. બહુજનો નિરર્થક કે સ્વાર્થે કે ધર્માભાસના મિષથી મારણપર્યંતની પરપીડામાં પ્રવર્તે છે, તો આવા વિષમ સમાજમાં એમના આશ્રિતો પોતાનેજ જેમ એમ પરને દુઃખ દેવારૂપ પીડામાત્ર થકી પ્રતિનિવૃત્ત થયા છે, તો આ મહા અહિંસાવ્રત છે ॥૨૩॥ કોઇક આસુરવૃત્તિવાળા જનો ઉત્કૃષ્ટ ઐશ્વર્ય આદિક ક્ષુદ્ર અર્થની લિપ્સાથી પોતાના મસ્તકછેદ પર્યંતના મનઃકલ્પિત કોઇક ઉપાયમાં

कभृगुतुङ्गाद्यैस्तित्यक्षन्ति वपूंषि वै ॥२४॥ इत्थं दृढधियो धीरास्तच्छिष्या गृहिणो नराः । वर्तमानास्तदाज्ञायां सन्ति धन्या भुवस्तले ॥२५॥ स्त्रियश्चैषामपि पतिं निजमेकं विनापरान् । जानन्ति पुरुषान् स्वीयपितृभ्रातृसमान्किल ॥२६॥ याश्च तं स्वामिनं नार्यो विधवाः समुपाश्रिताः । ता ब्रह्मचर्यमष्टाङ्गं पालयन्त्यगृहा इव ॥२७॥ धनुर्मानान्तरेणैव पुम्भ्यो गच्छन्ति दूरतः । न भाषन्ते च पुरुषैः पितृभ्रातृसुतान्विना ॥२८॥ सत्सङ्गिनः स्वपित्रादेर्वार्तां शृण्वन्ति या हरेः । चलन्ति सह तेनैव

---

પ્રવર્તે છે. ( જેમ રાવણાદિકો પ્રવર્ત્યા હતા ) બીજા કેટલાક પંડિતંમન્યો તો ફળવાદમાં ઠગાઇને આત્યંતિક દુઃખના ઉચ્છેદરૂપ કલ્યાણની લિપ્સાથી ભૃગુપતનાદિવડે ( પર્વત ઉપર ચઢીને પડવું વિગેરે ) આત્મઘાતને કરેછે. તેમાં અંતે તો અનર્થનેજ પામેછે. એમના આશ્રિત જનો તો પોતાના ગુરૂ થકી દૃઢ આત્મવિજ્ઞાનને પામીને સર્વ શ્રુતિપ્રસિદ્ધ મોક્ષમાર્ગેમા નિષ્ઠાને પામે છે ॥૨૪॥ એરીતે ગુરૂના ઉપદેશથી દૃઢ વિજ્ઞાનને પામેલા, ધીર ( આપત્કાળમાં પણ નહિ ક્ષોભ પામેલી ધર્મવૃત્તિવાળા ) એવા આ નારાયણમુનિના શિષ્ય ગૃહસ્થ પુરૂષો તેમનીજ એક આજ્ઞાના અનુપાલનમાં તત્પર વર્તેછે. તે ગૃહસ્થ જનો ભૂતળમા ધન્યભાગી છે ॥૨૫॥ બહુધાપણે હાલ કલિકાળમાં પાતિવ્રત્ય કે જે સર્વ ધર્મના મૂળભૂત છે તે પ્રણષ્ટપ્રાય છે. 'स्त्रियश्च केशशूलिन्यो भविष्यन्ति कलौ युगे' આ પ્રકારે કહેલા આર્ષવચનને અનુસારેજ સર્વત્ર સ્ત્રીઓની સ્થિતિ (વ્યભિચારી) દેખાય છે. આવા અધિક કુસંગમય સમયમાં તે આ સ્વામિનારાયણના ચરણકમળના શુભ સમાશ્રયને પામેલી સ્ત્રિયો પોતાના એક પતિનેજ પરમ દૈવતપણે માનીને, પરપુરૂષોને પોતાના પિતા ભ્રાતાને તુલ્ય સમઝીને સર્વ ધર્મમાં મૂળભૂત પાતિવ્રત્યને પરિપાલન કરેછે ॥૨૬॥ સ્વામિનારાયણના સમાશ્રયને પામેલી જે વિધવા નારીઓ છે તે પિતા ભ્રાતાના સન્નિધિમાં વર્તતી થકીજ ત્યાગિઓની પેઠે અષ્ટપ્રકારે પુરૂષના પરિત્યાગરૂપ બ્રહ્મચર્ય વ્રતને પાલન કરેછે. અને આપત્તિમાં પણ પિતા ભ્રાતા અને પુત્રાદિ સમીપ સંબન્ધિઓ થકી

मार्गेऽप्यन्यैर्न कर्हिचित् ॥२९॥ पित्रादिनापि साकं ता न तिष्ठन्ति रहःस्थले । एवं हि सर्वा विधवा वर्तन्ते स्वाम्युपाश्रिताः ॥३०॥ सर्वेऽप्येते पयोऽम्ब्वाज्यं न पिबन्ति ह्यगालितम् । व्रतान्येकादशीजन्माष्टम्यादीनि च कुर्वते ॥३१॥ आश्रित्य स्वामिनं चैते स्वस्वधर्मे स्थिताः सदा । अनन्यभक्तिं कुर्वन्ति कृष्णस्य परमादरात् ॥३२॥ धन्याः स्वाम्याश्रितास्तत्साधोषितः पुरुषा इह । असदीयास्तु गुरवस्त्यक्त्वा धर्मं चरन्ति हि ॥३३॥ न स्थापयन्ति

બીજા પુરૂષો સાથે નથીજ બોલતી અને માર્ગમાં પુરૂષોને જોઇને ધનુર્માત્ર ( ચાર હાથ ) દૂર ખસીનેજ જાય છે. અને ભગવદ્વાર્તા પણ સંતોના સમાગમથી પ્રબોધને પામેલા પિતા પુત્રપ્રમુખ થકીજ સાંભળેછે પણ ઇતર નરના મુખ થકી નથીજ સાંભળતી અને રસ્તામાં પણ પિતા આદિકની સાથેજ ચાલેછે પણ અન્ય નરો સાથે આપત્તિમાં પણ નથીજ ચાલતી. અને પિત આદિકની સાથે પણ એકાંત સ્થળમાં ક્યારેય રહેતી નથી. એરીતે નારાયણસ્વામિના સમાશ્રયને પામેલી સમગ્ર વિધવા - નારીઓ ધર્મમાર્ગથી નહિ સ્ખલાયમાન થઇને બ્રહ્મચર્યપરાયણ વર્તેછે. આ બધી સ્વામિનારાયણનોજ મહિમા છે ॥૨૭-૩૦॥ સ્વામિનારાયણના સમાશ્રિત સર્વે ત્યાગી ગૃહિઓ દુધ જળ અને ઘૃતને વસ્ત્રથી ગાળ્યા વિના વિપત્તિમાં પણ પીતા નથી પરંતુ ગાળીનેજ પિવેછે. જે એકાદશી આદિક વ્રતો અને જે જન્માષ્ટમી આદિક ઉત્સવવ્રતો છે તે તમામને તેમના આશ્રિત જનો મુખ્યજ કલ્પથી કરેછે પણ ગૌણ પક્ષથી નહિ ॥૩૧॥ સર્વે ત્યાગી ગૃહિઓ શ્રીસ્વામિનો સમાશ્રય સ્વીકારી ( જ્ઞાન વૈરાગ્યને પામીને ) સદાય સ્વસ્વધર્માચરણપૂર્વક અનન્ય ભક્તિથી ભગવાનને પરમ આદરથી સેવે છે ॥૩૨॥ માટે આ લોકમાં સ્વામિનારાયણના સમાશ્રિત સર્વ કોઈ નરનારીઓ ( પોતપોતાના ધર્મને નહિ ઉલ્લંઘન કરવાપૂર્વક જ્ઞાન વૈરાગ્ય ભક્તિએ સંપન્ન હોવાથી ) ધન્ય છે. આપણા ગુરૂઓ તો એવા નથી. પોતે ધર્મનું આચરણ કરતા નથી અને નારાયણસ્વામીની પેઠે પોતાના શિષ્યવર્ગને પણ ધર્મમાર્ગમાં સ્થાપન કરતા નથી. માટે તે આપણા ગુર્વાભાસોને

स्वामीव स्वशिष्यान्धर्मवर्त्मनि । तस्माद्धिगस्तु तांस्तांश्च श्रीस्वामिविमुखांश्च नः ॥३४॥ इत्थं वदन्ति बहवो लोका नारायण ! प्रभो ! । केचिदाहुः श्रयिष्यामो वयं तं स्वामिनं त्विति ॥३५॥ तान्वदन्ति तदा केचिद्वयं कुलगुरून्यदि । त्यजेम तर्हि नो लज्जा लौकिकी हि गमिष्यति ॥३६॥ तदाहुः केऽपि निपुणा लज्जा तु स्वाम्युपाश्रयात् । स्थास्यत्येवान्यथास्माकं सा यास्यति न संशयः ॥३७॥ आस्माकीना हि विधवा बहवः स्वसृकन्यकाः ।

धिक्कार छे अने महाप्रतापी श्रीनारायणमुनि थकी विमुख रहेला ( अधर्मिगुरुओना शिष्य थई रहेला ) आपणने पण धिक्कार छे ॥३३-३४॥ हे नारायण ! आ प्रकारे तेते बहु लोको कहेछे. हे प्रभो ! केटलाएक एम पण कहेछे के-आपणे आपणा गुर्वाभासोनो परित्याग करीने ते स्वामिनारायणनोज समाश्रय करीए ॥३५॥ एम बोलता ते जनो प्रत्ये बीजा केटलाक जनो एम कहे छे के-आ सर्व वात सत्य छे परतु जो आपणे कुळपरपरागत गुरुओनो त्याग करीए तो जे कोईपण आ लोकलाज छे आपणने ते बाध करेछे ( आपणा बन्धुजन समुदायमा 'आणे पोताना कुळगुरुनो पण त्याग कर्यो ते ठीक नहि' एवो प्रवर्ततो प्रवाद तेमना समुदायमां लज्जा करनारा जेवो थाय ) ॥३६॥ एम बोलता ते जनोप्रत्ये बीजा केटलाक निपुण-युक्तायुक्तना विचारमां निपुण एवा जनो एम प्रकर्षथी कहे छे ( हमणाज आपणुं लज्जारूप विभूषण विनष्ट थयुंछे. ते स्वामिनारायणना आश्रयथी तो फरी आवशे अने स्थिर थइने रहेशे ) के हे ! भ्रात· आपणी लेश लाज रही हशे ते पण धूर्त गुरुओना अनुसरवाथी अल्प काळमा जती रहेशे एमा सशय नथी. श्रीस्वामिनो समाश्रय करवाथी तो ते लाज निश्चळ थइने रहेशे ॥३७॥ लाज जवामा कारण कहेछे—आपणी विधवा थएली बहु ब्हेनो अने पुत्रीओ गुरुसेवाना मिषथी गुरुसन्निधिने पामीने, ते नाममात्र ( कहेवाता ) गुरुथकी कामना दुश्चेष्टितनी विकृतिरूप गर्भने धारण करीने निर्लज्ज थइने विचरेछे. अने कदाचित् गुप्तपणे गर्भपातमां पण प्रयत्न

गुरुसंज्ञेभ्य एतेभ्यो गर्भं दधति निस्त्रपाः ॥३८॥ प्रच्छन्नं गर्भपातं ताः कुर्वते पातकं महत्। तस्मात्तासामघाद्रक्षा कार्या स्वाम्याश्रयेण वै ॥३९॥ तांस्तदा केचन प्राहुर्जायमानेऽपि पातके। एतावत्कालपर्यन्तमासील्लज्जा तु बाह्यतः ॥४०॥ साम्प्रतं त्वङ्गदीयस्य राज्यं सार्वत्रिकं भुवि। जातमस्तीति नो लज्जा गमिष्यत्येव निश्चितम् ॥४१॥ स जानाति नृपश्चारैर्विधवागर्भसम्भवम्। गर्भं घ्नतीस्तु ता हन्ति कण्ठपाशेन तत्क्षणम् ॥४२॥ तत्सम्बन्धिजनान् द्रव्यं गृहीत्वा दण्डयत्यसौ। लज्जानाशस्तथा पापं भविष्यति ततोऽधुना ॥४३॥ अपत्यरक्षणे तासां वधे वाऽपयशो महत्। मृत्योरप्यधिकं भूमावस्माकं हि भविष्यति ॥४४॥ तस्माद्भूमण्डले क्वापि चातुर्वर्ण्यस्य साम्प्रतम्। न स्वामिनं विना-

કરેછે (તે આ મહાપાતક આપણા કુળને નાશ કરનારૂં છે) માટે આપણી તે સ્ત્રિયોને તે પાતકથકી નિવારણ કરવી (અને સદ્ધર્માચરણના સંપાદનથી સરક્ષણ કરવી) તો એમનું સરક્ષણ સ્વામિનારાયણના સમાશ્રયથીજ થશે. અન્યથા નહિ થાય ॥૩૮-૩૯॥ એમ બોલતા જનો પ્રત્યે તે સમયે બીજા કેટલાક તો એમ કહેછે કે—આ ગર્ભપાતરૂપ પાતક થવા છતાં પણ આટલા કાળસુધી પ્રચ્છન્ન (ગુપ્તજ) રહ્યું હતું તેથી આપણી લાજ બાહ્યત -(સબન્ધિ જનો થકી બીજા બહારના લોકોમાં) ઉપરથી રહી હતી હવે પછી તો આ સર્વ વાત પ્રસિદ્ધજ થશે, કેમકે હમણાં તો અગ્રેજ રાજાનું રાજ્ય પૃથ્વીમાં સર્વત્ર પ્રવૃદ્ધિ પામ્યું છે. આ રાજા ચારદ્વારા સર્વ (વિધવા ગર્ભસભવાદિ)ને જાણેજ છે. આવું દુશ્ચરિત્ર ચારોદ્વારા વિચારીને તત્ક્ષણ ગર્ભઘાતી તે વિધવાઓને કંઠપાશરૂપ વધાંત દંડથી શિક્ષા કરેછે. અને તેના સબન્ધિજનોને ચારદ્વારા જાણીને બરોપાસે પકડી મંગાવીને ધન ગ્રહણથી દંડ કરેછે માટે હવે તો આ પાપ વ્યક્ત થશેજ અને લજ્જાનો વિનાશ અવશ્ય થશેજ ॥૪૦-૪૩॥ જો રાજદંડના ભયથી વિધવાઓની થએલી પ્રજાનું રક્ષણ આપણે કરીએ અથવા વિધવાઓનો વધ આપણે કરીએ કે રાજા કરે તો મૃત્યુ થકી પણ અધિક અપયશ આપણું

ऽन्यास्ति गतिस्तस्मात्स सेव्यताम् ॥४५॥ धूर्तास्तु येऽसद्गुरवः प्रवेष्टव्या न ते गृहे । कथञ्चिदागतास्ताड्या नागच्छेयुः पुनर्यथा ॥४६॥ ततो नार्यो भजिष्यन्ति सहास्माभिरभर्तृकाः । स्वामिनं तेन नः कीर्तिः सपुण्या वृद्धिमेष्यति ॥४७॥ इत्थं महाराज! जना देशे देशे वदन्ति वै । यथाश्रुतं यथादृष्टं तथास्माभिरुदीरितम् ॥४८॥
सुव्रत उवाच—श्रुत्वेति तद्वचो राजन्! भक्तैः सह जहास सः । दिव्यरूपौ वीक्षमाणः पितरौ प्रीणयन्प्रभुः ॥४९॥ तेऽपीत्थमा-

---

ભૂમિમાં થશે ॥૪૪॥ માટે વર્તમાન કાળે ભૂમંડળમાં વર્તતા બ્રાહ્મણાદિ ચારેય વર્ણના જનોને ચારેય વર્ણના ધર્મની વ્યવસ્થા કરનારા તે સ્વામિનારાયણનોજ આપણે સમાશ્રય કરીએ, હાલમાં ભૂમિમાં તેમના થકી બીજો કોઈ ધર્મમર્યાદાનો વ્યવસ્થાપકજ નથી ॥૪૫॥ જે કોઈ આપણા ધૂર્ત ગુરૂઓ છે તેમને તો આપણા ઘરમાં પેસવાજ દેવા નહિ. જો કોઈ મિષથી પ્રવેશ કરી જાય તો છાંના રૂધિર ન દેખાય અને હાડકાં ભાગી જાય એવા સારીરીતે તાડન કરવા કે જેથી તેઓ ફરી આપણે ઘેર આવેજ નહિ ॥૪૬॥ એમ થવાથી કુસંગદોષ દૂર થતાં વિધવા સ્ત્રિયો પણ આપણી સાથે સ્વામિનારાયણના ચરણારવિંદનો આશ્રય કરશે. તેથી આપણને સુકૃત મોટું થશે અને આ લોકમાં કીર્તિ થશે અને તે સુકૃત તથા કીર્તિ વૃદ્ધિ પામતી જશે ॥૪૭॥ હે મહારાજ ! એ રીતે દેશદેશમાં ગામગામમાં જનો નિશ્ચયથી કહેછે. જેવું સાંભળ્યું હતું અને જોયું હતું તેવુંજ આ અમોએ આપને સત્ય કહ્યું છે ॥૪૮॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! આ ભગવાન્ અદૃષ્ટ દિવ્ય રૂપથી નિત્ય સન્નિધિમાં રહેલાં માતાપિતા ભક્તિધર્મને ( સાભિપ્રાય–પોતાના નરનાટ્ય ધારણના ફળ પરિપાકની ઉન્મુખતાને જણાવા રૂપ અભિપ્રાયથી ) જોતા અને પોતાના દિવ્ય ચરિતથી તેમને સંપ્રસન્ન કરતા થકા તે આ વિદેશી મુખ્ય હરિજનોએ કહેલા સમસ્ત વૃત્તાંતને આ પ્રકારે સાંભળીને ભક્તજનો સાથે સભામાં હસવા લાગ્યા ॥૪૯॥ પૂર્વોક્ત જનશ્રુતિને કહેનારા મુખ્ય સત્સંગિજનો પણ પૂર્વોક્ત પ્રકારે શ્રીહરિસંબન્ધિની જન-

वेद्य जनास्तदीयां जनश्रुतिं तस्य ततो निदेशात्। स्पृष्ट्वाङ्घ्रिपद्मं च मुदा प्रणम्य स्वस्थानमेत्यैव पुनर्निषेदुः ॥५०॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे अन्नकूटोत्सवे देशान्तरीयवृत्तान्तश्रवणनामैकादशोऽध्यायः ॥११॥

सुव्रत उवाच—अथापश्यद्भक्तजनान्निजपूजासमुत्सुकान्। पूजाद्रव्याणि पात्रेषु भृत्वा स्वामी चिरस्थितान् ॥१॥ तेषां मनोरथं पूर्णं कर्तुं राजन्नियेष सः। मयरामो द्विजस्तावद्बद्धाञ्जलिपुटोऽवदत् ॥२॥ एते पुरःस्थिताः स्वामिन्! पुरुषा योषितस्तथा।

श्रुति निवेदन करी, पछी भगवाने आज्ञा आप्या थका तेमना चरणकमळने प्रहर्षथी प्रणाम करीनेज त्यांथी ऊठीने स्वस्थान (ज्यां सभामां प्रथम बेठा हता ते स्थान) ने फरीथी पामीने यथापूर्व बेसी गया॥५०॥ इति श्रीसत्संगिजीवने...तृतीयप्रकरणे अन्नकूटोत्सवे देशांतरीयवृत्तांतश्रवणनामैकादशोऽध्यायः ॥११॥

## [1]अध्याय १२ मो.

सुव्रतऋषि कहेछे—हे राजन्! त्यार पछी भगवान् सहजानंदस्वामीए पोतानी पूजा करवामां उत्कंठावाळा, चंदन पुष्पादि पूजा पदार्थोथी भरेलां पात्रोने हाथमा लइने पूजाना अवसरनी बहु वखतथी राह जोया करता भक्तजनोने जोया ॥१॥ हे राजन्! ते भक्तोने भाळीने तेमनो मनोरथ परिपूर्ण करवानो जेटलाकमां भगवान् संकल्प करेछे तेटलाकमां पासे रहेला मयाराम विप्र बे हाथ जोडीने एम बोल्या के–॥२॥ हे स्वामिन् प्रभो! तमाराज एक भक्त आ पुरुषो तथा स्त्रियो बहु दूर देशमाथी आव्या छे. हे हरे! आपना चरणकमळनुं पूजन करवामां उत्साहित हृदयवाळा आ भक्तो तदेकमनोरथथी पूजाना अवसरनी राह जोई रह्या छे तो तेमनो मनोरथ पूर्ण करवाने आप योग्य छो ॥३-४॥

१ आ अध्यायमां ते ते देशना सर्व भक्त जनोए करेला भगवानना मढा पूजननो आनंद महोत्सव अनुवाद कर्यो छे.

दूरदेशादुपायाताः सन्ति भक्तास्तव प्रभो! ॥३॥ तेषां हि चिरकालीनो ह्यस्त्येव मनोरथः । पूजनार्थं तव हरे! तं पूरयितुमर्हसि ॥४॥ इत्युक्तस्तेन विप्रेण प्रहसन् हरिरब्रवीत् । अद्यास्ति किं दिनं ब्रह्मन्! कार्यमत्र च किं वद ॥५॥ इत्युक्तः स निजोष्णीपादीर्घं पञ्चाङ्गपत्रकम् । निष्कास्य तद्विलोक्याह प्रभो! दीपोत्सवोऽद्य तु ॥६॥ ग्राम्याणां ग्राम्यसौख्येन ह्यानन्दो लौकिको नृणाम् । त्वदर्चनेन भक्तानामद्यानन्दोऽस्त्वलौकिकः ॥७॥ एतेषां ग्राम्यसौख्येच्छा नास्त्येव गृहिणामपि । दूरे त्यक्त्वा यतस्तत्तु समायाता इहाद्य वै ॥८॥ मनोरथं हि सर्वेषां त्वदी-

હે રાજન્ ! આ પ્રકારે વિપ્ર મયારામે નિવેદન કરેલા ભાવજ્ઞ ભગવાન્ હસતા હસતા એમ બોલ્યા કે–હે બ્રહ્મન્ ! આ દિવસે કયો મહોત્સવવિશેષ છે ? અને આજ આપણે શુ કરવુ જોઇએ ? તે કહો ( આ દિવસે આ સર્વે વિશેષપણે અમારા પૂજનમા પ્રવૃત્તિ કરેછે તો તેનો શો હેતુ ? એવો ગૂઢ પ્રશ્નાશય છે ) ॥૫॥ હે રાજન્ ! આ પ્રકારે ભગવાને પૂછેલા તે મયારામ વિપ્ર પોતાની પાઘડીમાથી લાંબુ પંચાગપત્ર કાઢી ઉઘાડીને તેમા જોઈ વિચારીને બોલ્યા કે–હે ભગવન્ ! આ દિવસે તો દીપોત્સવ છે આ દિવસે ગ્રામ્યજનો–આત્મપરમાત્મસ્વરૂપને નહિ જાણનારા દેહાભિમાની નરો ગ્રામ્યભોગથી પરિમિત સુખને ઇચ્છે છે જે કોઈ આત્મ પરમાત્મસ્વરૂપને જાણનારા ભક્તો છે તે તો આપના પૂજનના અપરિમિત આનંદને ઇચ્છે છે તો આ સર્વસાધારણ મહોત્સવ દિવસ છે માટે આજ ભક્તોને તે આ આનદ થાઓ (દયાળુ ભટ્ટજીએ ભક્તજન હિતાર્થે આ આશિર્વાદે સહિત ભગવાનની વિજ્ઞપ્તિ કરીછે ) ॥૬–૭॥ યદ્યપિ આ ભક્તો ગૃહાશ્રમમા રહેલા છે પણ પ્રાકૃત પુરૂપની પેઠે ગ્રામ્ય સુખાભાસપરાયણ નથી. જેઓ આવે નવે દિવસે પોતાના ઘરમાં પુત્ર પત્નીથી વિંટાઇને રસના આદિક ઇન્દ્રિયોના તર્પણ તત્પર છે તેતો પ્રાકૃત છે આ તો આ ગૃહારામરૂપ સર્વનો દૂરથી પરિત્યાગ કરીને, અહી આપના ચરણ કમળના સન્નિધિમાં દીપોત્સવ દિવસે પણ આવ્યા છે. તો તેમનો મનોરથ

याना तत. प्रभो! । त्वं पूरयितुमीशोऽसि भक्तकल्पमहीरुह ॥९॥ इत्युक्त' स हरिः प्राह पूजयन्तु जना इमे। किन्तु कोलाहलो नैव कार्यो नान्योन्यमर्दनम् ॥१०॥ स्वस्वग्रामपृथग्यूथैरागत्यात्रा चैनं द्रुतम्। कृत्वा गन्तव्यमित्युक्ता जना आसन्प्रहर्षिता ॥११॥ ततः क्रमेण तत्पूजां सर्वे कर्तुमुपाययुः । यूथशो हि हरेरग्रे पुरुषाश्च स्त्रिय' पृथक् ॥१२॥ तत्रादौ मध्यदेशीया जना हरिमु·

परिपूर्ण करवाने योग्य छो तमो तो भक्तोना मनोरथो पूर्ण करवामा कल्प तरुने तुल्य छो ॥८-९॥ हे राजन् ! दयाळु प्रकृतिवाळा मयाराम भट्टे आ प्रकारे कहेला भगवान् बोल्या के-हे भट्ट ! आ भक्त लोको भले मारी सुखेथी पूजा करो मारां पूजनमा एमनो अतिशय उत्साह जणाय छे तो आ जनोने पूजानी आज्ञा आपताज तीव्र त्वराथी 'हुं पहेलो हुं पहेलो' एवी ताणाताणीथी एक बीजा उपर पडे एम थतां महा समर्द (भीड्य तथा धक्काधक्की) थाय अने बहु कोलाहल पण थाय वळी 'आ भक्तो आ देशना छे आ भक्तो आ देशना छे' एवा विशेषथी अमो पण ओ ळखी शकीए नहि तो परस्पर धक्काधक्की अने कोलाहल कर्या विना ते ते देशना जनो पोतपोताना ग्रामजनोना जुदा जुदा मडळो भेगां थई मारी पासे आवीने मारूं पूजन जलदी करीने पाछा चाल्या जाय हे राजन्! आ प्रकारे कहेला सर्व हरिजनो आवा वचनने साभळीने अत्यत आन दने पाम्या ॥१०-११॥ ते पछी महर्षातिशये परिपूर्ण एवा तेते देशना सर्व पुरुषो तथा स्त्रियो सघथी अनुक्रमे पृथक् पृथक् पूजा करवा भगवाननी समीपे आव्या ॥१२॥ तेमा प्रथम मध्य देशना जनो भगवाननी पूजा करवा पासे आव्या ( उत्तरदक्षिण दिशामां रहेला हिमाचळ अने विंध्या चळनु जे मध्य तथा विनशन ( सरस्वती अतर्धान देश ) थकी जे पूर्व भाग अने प्रयाग थकी जे पश्चिम भाग ते मध्यदेश नामथी कह्यो छे, अर्थात् उत्तर तरफ हिमाचळ, दक्षिण तरफ विंध्याचळ, पूर्व तरफ प्रयाग पश्चिम तरफ विनशन आ सीमाना मध्यभागनो देश मध्यदेश जाणवो) ( मध्य देशमा आवेला अवातर देशोना नामथी तेमां रहेला जनोने

पाययुः । माथुराः शूरसेनाश्च वात्सघोषाश्च यामुनाः ॥१३॥
साल्वा नीपा उज्जिहाना माण्डव्याः कुरवस्तथा । दक्षिणोत्तर-
पाञ्चाला भद्राः कापिष्ठला अपि ॥१४॥ गौरग्रीवाश्चारिमेदा
हस्तिनापुरवासिनः । पारियात्रनगोत्पन्ना धर्मारण्योद्भवास्तथा
॥१५॥ कालकोटय आश्वत्थाः कङ्ककाञ्चनपाण्डवाः । सारस्व-
ताश्च मत्स्याश्च साकेताः कुकुरास्तथा ॥१६॥ एते चान्येऽपि
बहवो गौर्जरौदुम्बरादयः । भक्ता भगवतो दक्षास्तस्मिन्पूजन-
कर्मणि ॥१७॥ सुगन्धिना चन्दनेन पौष्पैर्हारैर्मनोहरैः । स्वर्णमु-
द्राङ्कितैर्वस्त्रैरुष्णीषैश्च महाधनैः ॥१८॥ अमूल्यरत्नाभरणैः पूज-
यित्वा तदन्तिके । रौप्यामत्राणि निदधुः पिण्डकैर्निभृतानि ते
॥१९॥ खेलनानि विचित्राणि शार्कराण्येव भूरिशः । ताम्बूलानि
सपूगानि हरये ते न्यवेदयन् ॥२०॥ तेषां नार्यो भक्तिमत्यो हरेः

---

કહેવા પૂર્વક તેમનો કરેલો પૂજાપ્રકાર કહેછે– ) માથુર શૂરસેન વત્સઘોષ યામુન સાલ્વ નીપ ઉજ્જીહાન માંડવ્ય કુરૂ દક્ષિણપાંચાળ ઉત્તરપાંચાળ ભદ્ર કાપિષ્ઠલ ગૌરગ્રીવ અરિમેદ હસ્તિનાપુર પારિયાત્રાપર્વત ધર્મારણ્ય કાળકોટી અશ્વત્થ કંક કાંચન ( ઉપજયોતિષ ) પાંડુ સારસ્વત મત્સ્ય સાકેત કુકુર, ઇત્યાદિ દેશના નિવાસી તથા ગુર્જર ઔદુંબર આદિક દેશના નિવાસી બીજા પણ બહુ ભગવદ્‌ભક્તો ભગવાન પાસે આવ્યા. ભગવત્પૂજન કર્મમાં કુશળ એવા આ મધ્યદેશના બધા ભક્તોએ સુગન્ધિ શીતળ ચંદન, સુગન્ધિ સુકુમાર મનોહર પુષ્પહારો, સુવર્ણના તંતુથી ગુંથેલા મુદ્રાથી ચિહ્નિત પહેરવાનાં વિવિધ વસ્ત્રો, મહામૂલ્ય ઉષ્ણીષ ( માથે બાંધ-વાનાં વસ્ત્રો–પાઘડી વિગેરે ) અપરિમિત સુવર્ણમુદ્રિકાઓ અને અમૂલ્ય રત્નાભરણોથી ભગવાનની ભાવથી ભારે પૂજા કરીને, તેમની સન્નિધિમાં દુધપેંડાથી ભરેલા રૂપાના થાળો તથા સાકરના રસથી રચેલાં વિચિત્ર નેત્ર-રમણીય અનેક ખેલન ( રમકડાં ) સ્થાપન કર્યાં. અને પૂજાને અંતે સોપા-રીએ સહિત તાંબૂલો ભગવાનને નિવેદન કર્યાં. તે મધ્યદેશની અનન્ય-ભક્ત નારીઓ નારાયણમુનિને નમસ્કાર કરીને નક્ષત્રમાળા ( સત્તાવીશ

कण्ठे पृथक् पृथक् । नक्षत्रमाला निदधुर्नमस्कृत्य ततो ययुः ॥२१॥ अथाययुर्महासत्त्वाः प्राच्या भक्तजनाः प्रभोः । मागधाः कर्वटाः सुह्मा आम्बष्ठाश्चान्द्रपत्तनाः ॥२२॥ काशयः कोसलाः पौण्ड्रा मेकला औत्कलास्तथा । गौडाश्च मिथिलोद्भूता माल्य वद्गिरिजास्तथा ॥२३॥ किरातजाश्च लौहित्या वर्धमानपुरोद्भवाः । एतेऽन्येऽप्यौण्ड्रमुख्याश्च पुपूजुर्हरिमादरात् ॥२४॥ चन्दनाक्षत-पुष्पैश्च वासोभिश्चीनदेशजैः । मृदुभिश्च महामूल्यैस्तथा हेमविभूषणैः ॥२५॥ मुक्तापीडैर्बहुविधैः पूजयित्वा हरेः पुरः । स्वर्णमुद्राभृतान्येव रूप्यामत्राणि ते दधुः ॥२६॥ फलान्यनेकजातीनि स्वादूनि रुचिराणि च । अर्पयित्वा भगवते ययुस्तद्योषितस्तथा ॥२७॥ अथ तेषु गतेष्वायन्नग्निकाष्ठोद्भवा जनाः । जठराङ्गास्तथा

મોતીની માળા ) નામના આભરણો ભગવાનના કંઠમા પૃથક્ પૃથક્ પહેરાવીને ફરીથી પ્રણામ કરી તે સ્થળ થકી પોતાને બેસવાને સ્થાને પાછી ગઇઓ ॥૧૩-૨૧॥ તે પછી પૂર્વ દિશાના દેશવાસી, મહાબળવાળા ભગવદ્‌ભક્તજનો પૂજા કરવા પાસે આવ્યા ( પૂર્વ દેશના જે અવાંતર દેશો તેના નામથી તેમા રહેલા હરિજનોને કહેવા પૂર્વક તેમણે કરેલી પૂજાનો પ્રકાર કહેછે- ) મગધ કર્બટ સુહ્મ અબષ્ઠ ચાંદ્રપત્તન કાશી કોસલ પૌંડ્ર મેકળ ઉત્કળ ગૌડ મિથિલ માલ્યવત્પર્વત કિરાત લૌહિત્ય વર્ધમાનપુર ઔંડ્ર, ઇત્યાદિ દેશના નિવાસી અનેક ભક્તો ભગવાનના પાદપીઠની પાસે આવીને ચંદન, અક્ષત, પુષ્પહારો, ચીનદેશનાં અતિકોમળ વસ્ત્રો, અમૂલ્ય સુવર્ણભૂષણો અને બહુવિધ મુક્તાપીડ ( મોતીના હાર તોરા ગજરા ) વડે આદરથી પૂજા કરીને, સુવર્ણમુદ્રા ( સોનામહોરો )ઓથી ભરેલાં રૂપાના પાત્રો ( થાળો ) ભગવાનની આગળ મુકીને, પ્રણામ કરીને ત્યાથી પોતાને સ્થાનકે ગયા તેજ પ્રકારે તે પૂર્વદેશી હરિભક્તોની સ્ત્રિઓ સુસ્વાદુ મનોહર અનેક જાતના દાડમ આદિક ફળો શ્રીહરિને સમર્પણ કરીને પ્રણામ કરીને ત્યાથી સ્વસ્થાને ગઇઓ ॥૨૨-૨૭॥ પૂર્વદેશી સત્સંગિઓ ગયા પછી અગ્નિદિશાના નિવાસી હરિજનો પૂજા કરવા મહાપ્र

वङ्गा उपवङ्गाश्च शूलिकाः ॥२८॥ चर्मद्वीपा विदर्भाश्च वत्सा अन्धाश्च चेद्यः । विन्ध्यान्तवासिनश्चैव दशार्णास्त्रैपुरास्तथा ॥२९॥ एतेऽन्येऽपि च किष्किन्धाः शावराद्या जनाः प्रभुम् । अनर्घ्यैः पीतवसनैर्हैमैर्वलयशृङ्खलैः ॥३०॥ मुक्तानां शेखरै रम्यैर्विविधैः कर्णवेष्टनैः । सम्पूज्याग्रे च निदधुरुपहारान्महाधनान् ॥३१॥ फलान्यनेकजातीनि पक्वानि गुणवन्ति च । राजतानि च हैमानि पात्राणि हरये ददुः ॥३२॥ कलशान् गर्गरीः कंसान् भृङ्गारान् वाटिकास्तथा । अलिञ्जरान् दर्शनीयान्प्रभवे ते न्यवेदयन् ॥३३॥ इति सम्पूज्य ते याता दाक्षिणात्या अथाययुः । सौरिकीर्णास्तालिकटा मलयाचलसम्भवाः ॥३४॥ ना

ભુપાસે આવ્યા (હવે અગ્નિદિશાના દેશના જે અવાતર દેશો તેના નામથી તેમા રહેલા જનોને કહેવા પૂર્વક તે દેશના જનોએ કરેલી પૂજાનો પ્રકાર કહેછે–) જઠરાગ વંગ ઉપવગ શૂલિક ચર્મદ્વીપ વિદર્ભ વત્સ અધ્ર ચેદી વિન્ધ્યાન્ત દશાર્ણ ત્રિપુર, આ બધા દેશના નિવાસી તથા કિષ્કિંધા શબર આદિક દેશના નિવાસી બીજાપણ બહુ જનોએ શ્રીહરિપાસે આવીને મહામૂલ્ય પીતાંબરો, સુવર્ણમય કડા સાકળા આદિક આભૂષણો, મોતીમય મનોહર મહામૂલ્ય તોરાઓ અને બહુવિધ કુડળીવડે ભગવાનની પૂજા કરી, મહામૂલ્યવાળા ઉપહારો ( આગળ કહેછે એવી ભેટો ) ભગવાન આગળ સ્થાપન કર્યા તથા અનેક પ્રકારના પરિપકવ મધુર ફળો અર્પણ કર્યા તથા દર્શનીય તાબાના કળશ ( ઘટાઓ ) ગર્ગરી ( ગાગર્યો ) કસ ( દુગ્ધાદિકને પાન કરવામા પાત્રો ) ભૃગાર ( ઝારીઓ ) દાળશાકાદિ જમવામા ઉપયોગી નાના રૂપાના પાત્રો ( વાટકીઓ ) અને આલિંજર ( માણ્યો ) તથા બીજા પણ બહુ જાતના સોનારૂપાના પાત્રો ( થાળ જળ પાત્ર ઉપપાત્ર આદિક વાસણો ) ભગવાનને અર્પણ કર્યા ॥૨૮-૩૩॥ એ રીતે પૂજા કરીને પૂર્વોક્ત ભક્તો સ્વસ્થાને ગયા પછી દક્ષિણ દિશાના સત્સગિજનો પૂજા કરવા ભગવાન પાસે આવ્યા ( હવે દક્ષિણ દિશાના દેશના જે અવાંતર દેશો તેના નામથી તેમા રહેલા જનોને કહેવા પૂર્વક તેમણે

सिक्याः कोल्लगिरिजा भरुकच्छाश्च कौङ्कणाः । कर्कोटकाश्च शिविका वेणातटनिवासिनः ॥३५॥ दार्दुरा ऋष्यमूकीया महेन्द्राचलवासिनः । कावेरीतटवासाश्च चैत्रकूटा जटाधराः ॥३६॥ कार्णाटकाश्च गोनर्दाश्चौलाः केरलदेशजाः । गणराज्या ऋपीकाश्च काञ्चीवासास्तथार्षभाः ॥३७॥ ताम्रपर्णीतटावासा दण्डकारण्यवासिनः । बलदेवपत्तनाश्च तैलिङ्गा द्राविडास्तथा ॥३८॥ वेङ्कटाद्रिनिवासाश्च धर्मपत्तनवासिनः । एते चान्येऽपि बहवो मनुजाः सिंहलादयः ॥३९॥ पूजां भगवतश्चक्रुर्यथाविधि विचक्षणाः । यक्षकर्दमसंज्ञेन चन्दनेन सुगन्धिना ॥४०॥ अक्षतैर्विविधैः पुष्पैरनर्घ्यैर्वसनैः शुभैः । सितैः पीतैश्च रक्तैश्च चित्रैश्च स्वर्णबिन्दुभिः ॥४१॥ प्रावारैश्च निचोलैश्च पटकैः कटिबन्धनैः । कौशेयैश्च

કરેલી પૂજાનો પ્રકાર કહેછે- ) સૌરિશીર્ષ તાલિકટ મલયાચળ નાસિક્ય કોલ્લગિરિ ભરૂકચ્છ કોંકણ કર્કોટક શિબિક વેણાનદીતટ દર્દુર ઋષ્યમૂક પર્વત મહેન્દ્રાચળ કાવેરીનદીતીર ચિત્રકૂટાચળ જટાધર કર્ણાટક ગોનર્દ ચોલ કેરલ ગણરાજ્ય ઋષીક કાંચીનગરી ઋષભ તામ્રપર્ણીનદીતટ દંડકારણ્ય બલદેવપત્તન તિલિંગ દ્રવિડ વેંકટાચળ ધર્મપત્તન, આ બધા દેશના નિવાસી તથા સિંહળ આદિક દેશના નિવાસી બીજા પણ બહુ ભક્તજનો પૂજા કરવા પાસે આવ્યા પૂજાકર્મમાં વિચક્ષણ આ દાક્ષિણાત્ય હરિભક્તોએ અતિસુગન્ધિ યક્ષકર્દમ ( કુંકુમ કર્પૂર અગરૂ કસ્તુરી અને ચંદનના સમભાગથી મેળવેલું ) નામનું ચંદનવિશેષ, કુંકુમમિશ્રિત અક્ષત અને વિવિધ પુષ્પોવડે યથાવિધિ ભગવાનની પૂજા કરી તે પછી સુવર્ણના છાંટાએ સુશોભિત શ્વેત પીત રક્ત વિચિત્ર એવા વસ્ત્રો-જેવાં કે-પ્રાવાર, ( ઓઢવાના વસ્ત્રો ) નિચોળ, ( ચોમેર સુવર્ણના સૂત્રથી ચિહ્નિત પચ્છદપટ-સુરવારની ઉપર ધારવાનું કાઠીયાવાડ દેશમાં પ્રસિદ્ધ વસ્ત્ર ) પટક ( પટકાઓ ) કટિમા બાધવાના વસ્ત્રો ( દુપટા શેલા ) બહુમૂલ્યવાળા કૌશેય ( હિરાગળ રેશમી ) દુકૂળ ( પટકુળ ) પત્રોર્ણ ( ધોએલા રેશમી વસ્ત્રો ) અને અમૂલ્ય શીર્ષપટકો ( માથે બાંધ

दुकूलैश्च पत्रोर्णैर्बहुमूल्यकैः ॥४२॥ अमूल्यैः शीर्षपटकैर्मञ्जीरैर्हंसकैस्तथा । ऊर्मिकाभिश्च केयूरैः पारिहार्यैश्च शृङ्खलैः ॥४३॥ ग्रैवेयकैः कुण्डलैश्च गुत्सगुत्सार्धगोस्तनैः । एकावलीभिः शतशो देवच्छन्दैश्च भासुरैः ॥४४॥ ललन्तिकाभिः काञ्चीभिर्हारैर्माणवकैस्तथा । ललाटिकादिभिस्तं च पुपूजुस्ते जनाः प्रभुम् ॥४५॥ उपायनानि तस्याग्रे निदधुश्च बहूनि ते । भृतानि पृथुपात्राणि पर्पिकाशर्करादिभिः ॥४६॥ द्राक्षाक्षोडलवङ्गैलाजातीफलभृतानि च । निधाय पात्राणि ययुः प्रीणयन्तो हरिं भृशम् ॥४७॥ अथ नैर्ऋतदिग्जाताः पुरुषाश्च स्त्रियो हरौ । भक्तिं परामनुप्राप्ता आययुः सस्मिताननाः ॥४८॥ सिन्धुपह्लवकाम्बोजाः सौवीरा वडवा-

વાના વસ્ત્રો મંદીલ વિગેરે )થી પૂજા કરી. તે પછી અમૂલ્ય મંજીર ( પગનું ઘરેણુ ટોડા ઝાંઝર ) હંસક ( પગનાં કડા ) ઊર્મિકા ( હાથની વીંટીઓ ) કેયૂર ( બાજુબંધ ) પારિહાર્ય ( હાથનાં કડા-પાંચી ) શૃંખલ ( સાંકળાં ) ગ્રૈવેયક ( કંઠનાં આભૂષણો ) કુંડળ, ગુત્સ ( બત્રીશ સેરોનો હાર ) ગુત્સાર્ધ ( ચોવીશ લટોનો હાર ) ગોસ્તન ( ચાર શેરોનો અથવા ચોત્રીશ શેરોનો હાર )સોએસો એકાવલી (એક લટનો હાર ) અતિ પ્રકાશમાન દેવચ્છન્દ (સો સેરોના હાર) લલંતિકા ( નાભિપર્યંત લાંબી સોનાની કંઠીઓ ) કાંચી (કટિમેખળા-કંદોરા) માણવક (વીશ લટોનો હાર) અને લલાટિકા ( લલાટનું આભૂષણ ) આદિક આભૂષણોવડે ભગવાનનું પૂજન કર્યું. ત્યારપછી બરફી સાકર પેંડા પતાસા વિગેરેથી ભરેલાં વિશાળ સોનારૂપાના થાળ આદિક પાત્રો ( વાસણો ) અને દ્રાખ અખોડ લવીંગ એલાયચી જાયફળ આદિકથી ભરેલા પાત્રો ભેટમાં ભગવાનની આગળ સવિનય સ્થાપન કરી પ્રણામ કરી ભગવાનને અતિ પ્રસન્ન કરીને ત્યાંથી પોતાને બેસવાના સ્થાનકે ગયા ॥૩૪-૪૭॥ તે પછી નૈર્ઋત વિદિશાના દેશના નિવાસી, શ્રીહરિમાં પરાં પ્રીતિને પામેલા, હર્ષજન્ય હાસે યુક્ત મુખવાળા સ્ત્રીપુરૂષો ભગવાનની પૂજા કરવા પાસે આવ્યા. ( હવે નૈર્ઋત દિશાના દેશના અવાંતર દેશોના નામથી તેમાં રહેલા જનોને કહેવા પૂર્વક તેમણે

मुखाः । नारीमुखा आरवाश्च कापिला यावनास्तथा ॥४९॥ कन्यादाम्बष्ठखण्डाश्च सैन्धवाः कालकास्तथा । बादराः फेनगिरयः कर्णप्रावेष्टबर्बराः ॥५०॥ तथा पारशवाः शूद्रा जना रैवतका अपि । सौराष्ट्राभीरचञ्चूकाः किराता द्राविडादय ॥५१॥ हरिं पुपूजुर्भक्त्या ते सौराष्ट्रास्तु विशेषतः । वस्त्रैः श्वेतैश्च कौसुम्भैर्जाम्बुवर्णैश्च कैसरैः ॥५२॥ हेममुद्राङ्कितैः शोणैर्नीशारै रसितैरपि । और्णैरनर्घ्यैर्मृदुभिर्घनैः सूक्ष्मैश्च रल्लकैः ॥५३॥ जाम्बूनदेन शुद्धेन निर्मितैश्च विभूषणैः । मणिरत्नेन्द्रनिचितैरनर्घ्यैर्मुकुटादिभिः ॥५४॥ चन्दनैः पुष्पहारैश्च पूजयित्वा हरेः पुरः । उपायनानि निदधुर्महापात्रभृतानि ते ॥५५॥ शर्कराभिः

---

કરેલા પૂજનનો પ્રકાર કહેછે– ) સિન્ધુ પહ્લવ કામ્બોજ સૌવીર વડવામુખ નારીમુખ આરવ કપિલ યવન કન્યાદ અંબષ્ઠ ખડ સૈન્ધવ કાળક બાદર ફેનગિરિપ્રાંત કર્ણ પ્રાવેષ્ટ બર્બર પારશવ શૂદ્ર રૈવતાચળતળેટી સૌરાષ્ટ્ર આભીર ચચૂક કિરાત દ્રવિડ અને આનર્તાદિ દેશોના નિવાસી હરિજનો આવ્યા આ નૈર્ઋત દિશાના પરમ ભક્તોએ પરા ભક્તિથી શ્રીહરિની પૂજા કરી સૌરાષ્ટ્ર દેશના હરિભક્તોએ તો વિશેષપણે પૂજા કરી હસની પાંખો જેવા ધોળા, કસુંબલ રંગથી રંગેલા, જાંબુડા જેવા રંગથી રંગેલા, કેસર જેવા પીળાવર્ણવાળા, એવાં વિવિધ વસ્ત્રો તથા શુદ્ધ સુવર્ણના સૂત્રોથી ગુંથેલા બહુ મુદ્રાથી ચિહ્નિત, રક્ત વર્ણના અને શ્યામ વર્ણના નીશાર (હિમાદિકની ટાઢીને નિવારણ કરનારી જામા ડગલીયો) તથા ઘેટા આદિકના રોમથી રચેલા મહામૂલ્ય કોમળ ઘાટા ઝીણા કાંબળાઓ તથા શુદ્ધ સુવર્ણવડે રચેલાં, પદ્મરાગાદિ મણિઓ અને ઉત્તમ રત્નોએ જડેલા એવા અમૂલ્ય મુકુટાદિ આભરણો તથા ચંદન પુષ્પાદિવડે ભગવાનની પૂજા કરીને, સોના રૂપાના મોટા થાળોમા ભરેલી ભારે ભેટો ભગવાનના ચરણ મૂળમા મુકીને, સાકર પતાસા ખારેકોથી ભરેલાં પાત્રો તથા રૂપ્યમુદ્રા (રૂપીયા) આદિકથી ભરેલા પાત્રો (થાળો) તથા સોપારીથી ભરેલા થાળો અને નાલીયેર આદિક ભગવાનની આગળ નિવેદન કરી, સાષ્ટાંગ

पीतसारैः सारिकाभिर्भृतानि च । बहुभी रूप्यमुद्राभिः पात्राणि हरयेऽदिशन् ॥५६॥ उद्वेगभृतपात्राणि नालिकेराणि च प्रभोः । अग्रे निधाय जग्मुस्ते तत्स्त्रियोऽपि तथैव च ॥५७॥ उपहारा हरेरग्रे गण्डशैला इवाभवन् । वस्त्राणां च चया आसन्पर्वता इव तत्र वै ॥५८॥ तत्रानन्दानन्दमुनिर्भगवत्पार्श्वसंस्थितः । वस्त्राणि च विभूषाश्च परिधापयति स्म तम् ॥५९॥ आगतेषु नवीनेषु पूर्वाण्यत्याजयत्तथा । सर्वेभ्यः स्वार्चकेभ्योऽदाद्धरिः पुष्पस्त्रगादि च ॥६०॥ प्रासादिकानि वस्त्राणि केभ्यश्चित्प्रददौ प्रभुः । अलङ्कारांश्च केभ्यश्चित्केभ्यश्चिच्च फलादिकम् ॥६१॥ केभ्यश्चिदुपहारार्धं केभ्यश्चित्सकलोपदाम् । दत्ते स भगवांस्तत्र भक्तानानन्दयन्निजान् ॥६२॥ अथाययुस्तत्र भक्ताः पाश्चात्या

પ્રણામ કરી ત્યાંથી પોતાને બેસવાને સ્થાનકે ગયા. તેમની સ્ત્રિયો પણ વિવિધ ઉપચારોવડે પૂજા કરીને વિવિધ ભેટો ભગવાન આગળ મુકીને નમસ્કાર કરીને ત્યાંથી પોતાને સ્થાને ગઇઓ ॥૪૮-૫૭॥ તે સમયે ભક્ત જનોએ પૂજામાં અર્પણ કરેલા ભેટના પદાર્થો ગંડશૈલ ( ભૂકંપાદિકને લીધે પર્વત ઉપરથી પડી ગએલો મોટામાં મોટો પથ્થર ) જેવા અસંખ્યાત ભગવાનની આગળ દેખાતા હતા અને વસ્ત્રોના ઢગલા પર્વત જેવા વિરાજતા હતા ॥૫૮॥ તે સમયે આનંદાનંદ નામના મુનિ ભગવાનની બાજુમાં રહીને તેતે સમયે તે તે ભક્તોએ પૂજામાં અર્પણ કરેલાં વસ્ત્રો વિભૂષણો ભગવાનને પહેરાવતા થકા, બીજાં નૂતન વસ્ત્રાભરણો પૂજામાં આવતાં પ્રથમ પહેરાવેલાંને ભગવાનના અંગ થકી ઉતારીને તે નવીન વસ્ત્ર વિભૂષણોને પહેરાવતા હતા. ભગવાનેતો પોતે ધારેલાં પુષ્પહારાદિ પદાર્થો તેતે પોતાના પૂજક સર્વ ભક્તોને પોતાનો પ્રસાદ જણાવા માટે આપ્યા હતા. તેતે પૂજક ભક્તોએ આપેલાં વસ્ત્ર વિગેરે મધ્યેથી કેટલાક હરિજનોને વસ્ત્રો, તો કોઇકને કડાંઆદિક અલંકારો, તો કોઇકને દાડમ આદિક ફળો, તો કોઇક ભક્તોને ભેટનો અર્ધો ભાગ, તો કોઇકને ભેટસામગ્રીનો સમગ્ર ભાગ પ્રસાદરૂપે તે પોતાના ભક્તોને આનંદ આપતા

अपि भूरिशः । मणिमत्पर्वतावासा मेघवन्निरिजास्तथा ॥६३॥ पारताः शकदेशीया भक्ताः पाञ्चनदा अपि । अपरान्तका हैहयाश्चोष्काणा रामठादयः ॥६४॥ चन्दनाद्यैश्च वस्त्रैश्च हेमरौप्यविभूषणैः । पूजयित्वोपहारांस्ते तस्याग्रे निदधुः प्रभोः ॥६५॥ बदामनालिकेरैश्च खर्जूरैः क्रमुकैस्तथा । भृतानि रूप्यमुद्राभिः पात्राणि हरयेऽदिशन् ॥६६॥ पयःफेननिभाः शय्या उपधानानि गेण्डुकान् । विविधास्तूलपटिका दीपिकाश्च न्यवेदयन् ॥६७॥ गतेषु तेष्वथाजग्मुर्वायव्या हरिसेवकाः । माण्डव्या मरुकच्छाश्च तथा फाल्गुलुकाश्मकाः ॥६८॥ एते चान्ये मद्रखसश्रीराज्यस्थादयः प्रभुम् । पुपूजुः परया भक्त्या गन्धपुष्पा-

થકા આપ્યો હતો ॥૫૯-૬૨॥ ત્યાર પછી શ્રીહરિની સમીપે પશ્ચિમ દિશાના પણ બહુ હરિજનો પૂજા કરવા આવ્યા. ( હવે પશ્ચિમ દિશાના જે દેશો તેના નામથી તેમાં રહેલા હરિભક્તોને કહેવાપૂર્વક તેમણે કરેલી પૂજાનો પ્રકાર કહે છે-) મણિમત્પર્વતની તળેટીના દેશના નિવાસી તથા મેઘવત્પર્વતની તળેટીના દેશના નિવાસી તથા પારત શક પંચનદ અપરાંતક હૈહય ચોષ્કાણ અને રામઠ આદિક દેશના નિવાસી હરિભક્તો ભગવાનની પાસે આવીને ચંદન, પુષ્પહારો, વસ્ત્રો, સોનારૂપાનાં આભૂષણો વિગેરેવડે પૂજા કરીને, બદામ નાળીયેર ખજૂર સોપારી તથા રૂપ્યમુદ્રા ( રૂપીયા )- ઓથી ભરેલા થાળો ભેટમાં ભગવાનની આગળ અર્પણ કરીને, દુધના ફીણ જેવી ઉજ્વળ શય્યાઓ ( સારીરીતે બિછાવેલા પલંગો ) ઉપધાન ( ઉશીકાં ) ગેંડુક ( ગાલમસુરિયાં ) વિવિધ તૂલપટિકા ( રૂની ગાદી તળાઈ ગોદડું રજાઇ વિગેરે ) પીતળની મોટી દીવીઓ આદિક નિવેદન કરી પ્રણામ કરી ત્યાંથી પોતાને સ્થાને ગયા ॥૬૩-૬૭॥ તેઓ ગયા પછી વાયુદિશાના હરિસેવકો પૂજન કરવા આવ્યા. ( હવે વાયુદિશાના દેશોના નામથી તેમાં રહેલા ભક્તોને કહેવાપૂર્વક તેમણે કરેલા અર્ચનનો પ્રકાર કહે છે— ) માંડવ્ય મરૂ કચ્છ ફાલ્ગુલુક અશ્મક મદ્ર ખસ અને શ્રીરાજ્ય આદિક દેશોના નિવાસી, હરિભક્તોએ પરા ભક્તિપૂર્વક

शुकादिभिः ॥६९॥ पद्मरागेन्द्रनीलादिमणिमद्धेमभूषणैः । तं पूजयित्वोपहारांस्तदग्रे निदधुश्च ते ॥७०॥ नानामणिमयेष्वेव पात्रेषु स्वर्णमुद्रिकाः । भृत्वा न्यवेदयंस्तस्मै रूप्यमुद्राश्च केचन ॥७१॥ पादुका रत्नखचिता विचित्रास्त उपानहः । निवेद्य प्रययुस्तावदुदीच्या आययुर्जनाः ॥७२॥ यौधेयाः पौरवा मद्रा मालवा आर्जुनायनाः । केकया क्षुद्रमीनाश्च त्रैगर्ता कोसलास्तथा ॥७३॥ शरधाना वाटधाना भोगप्रस्था वसातयः । आन्तर्द्वीपा अश्वमुखाः कच्छारा दण्डपिङ्गलाः ॥७४॥ कैलावर्ताः कण्ठधानाः पुष्करावर्तशातकाः । गान्धाराः खचरा हूणा गव्या भूतपुरास्तथा ॥७५॥ दासेरका केशधरास्तथा चिपिटनासिकाः । क्षेमधूर्ता हेमताला हिमाचलनिवासिनः ॥७६॥ यशोवतीनिवासाश्च माण्डव्याः कुरवस्तथा । एते चान्ये दया-

---

ચદન, પુષ્પહાર, વસ્ત્રાદિથી તથા પદ્મરાગ ઇન્દ્રનીલ ગારૂત્મત આદિક મણિઓએ જડિત સુવર્ણાભરણોથી તે ભગવાનની પૂજા કરીને, નાના પ્રકારની ભેટો તેમની આગળ અર્પણ કરી (તેને કહેછે—) કોઈ ભક્તોએ સુવર્ણમુદ્રાથી ભરેલા નાનામણિમય થાળાદિ સુવર્ણપાત્રો, રૂપ્યમુદ્રાથી ભરેલા રૂપાના થાળ આદિક પાત્રો, રત્નજડિત પાદુકાઓ અને વિચિત્ર ઉપાનહો (પગરખા મોજડીયો) ભગવાનને અર્પણ કરીને પ્રણામ કરીને ત્યાથી પોતપોતાને બેસવાને સ્થાને ગયા ॥૬૮-૭૨॥ વાયુદિશાના હરિ સેવકો ગયા પછી ઉત્તર દિશાના જનો પૂજા કરવા આવ્યા (હવે ઉત્તર દિશાના દેશોના નામથી તેમા રહેલા ભક્તજનોને કહેવાપૂર્વક તેમણે કરેલી પૂજાનો પ્રકાર કહેછે—) યૌધેય પૌરવ મદ્ર માલવ અર્જુ નાયન કૈકય ક્ષુદ્રમીન ત્રિગર્ત ઉત્તરકોસળ શરધાન વાટધાન ભોગ પ્રસ્થ વસાતિ અતર્દ્વીપ અશ્વમુખ કચ્છાર દડપિંગલ કૈલાવર્ત કઠધાન પુષ્કરાવર્ત શાતક ગાન્ધાર ખચર હૂણ ગવ્ય ભૂતપુર દાસેરક કેશધર ચિપિટ નાસિક ક્ષેમધૂર્ત હેમતાળ હિમાચળતળેટી યશોવતીતટ માડવ્ય ઉત્તરકુરૂ, ઈત્યાદિ દેશોના નિવાસી હરિજનો શ્રીહરિપાસે આવ્યા. આ ભક્તોએ સહજ

मकाद्याः पुपूजुस्तं जना प्रभुम् ॥७७॥ सुगन्धिना केसरेण चन्दनेनाक्षतैः शुभैः । प्रफुल्लपद्ममालाभिरभ्यर्च्योपायनान्यदु ॥७८॥ महावस्त्राण्यमूल्यानि सितसूक्ष्मघनानि च । कस्तूरिका भृतान्हैमान् समुद्गांश्चामराणि च ॥७९॥ गारुत्मतानि रत्नानि पद्मरागांश्च विद्रुमान् । महानीलांश्च नीलांश्च गोमेदान् स्फटिकांस्तथा ॥८०॥ हरये चार्पयामासुर्हीरकानर्कभासुरान् । ततो गतेषु तेष्वायन् ऐशाना हरिसेवकाः ॥८१॥ पशुपालाश्च काश्मीरा दरदास्तङ्गणास्तथा । अभिसाराश्च कौलूता जना ब्रह्मपुरोद्भवा ॥८२॥ चीनाश्च दामरा घोषाः कौलिन्दा कौविकास्तथा । गान्धर्वा वसुधानाश्च वनराष्ट्रादयस्तथा ॥८३॥ पुपूजु

ગંધભરપુર કેસરમિશ્રિત ચંદન, શુભ અક્ષત અને પ્રફુલ્લિત કમળના હારો વડે ભગવાનની પૂજા કરીને, આણેલી વિવિધ ભેટો નિવેદન કરી (તેને કહેછે—) શ્વેત સૂક્ષ્મ તંતુઓથીજ કરેલા હોવાથી શ્વેત સૂક્ષ્મ, ઘાટો સન્ધિ કરેલા હોવાથી ઘાટા એવાં અમૂલ્ય મહાવસ્ત્રો, (દુશાલા) કસ્તુરીથી ભરેલા સુવર્ણમય સંપુટો, સુવર્ણમય દાંડાથી સમલંકૃત ચામરો, ગારુત્મત-પદ્મરાગ-વિદ્રુમ-ઇન્દ્રનીલ-મહાનીલ-ગોમેદ-સ્ફટિક અને સૂર્યસમાન પ્રકાશમાન હીરા આદિક રત્નવિશેષો તે ભગવાનને અર્પણ કરીને નમસ્કાર કરીને પોતાને સ્થાને ગયા ॥૭૩ ૮૦॥ ઉત્તર દિશાના હરિભક્તો ગયા પછી ઇશાન દિશાના શ્રીહરિસેવકો પૂજા કરવા પાસે આવ્યા (હવે ઇશાન દિશાના દેશોના નામથી તેમાં રહેલા ભક્તોને કહેવાપૂર્વક તેમણે કરેલા અર્ચનનો પ્રકાર કહેછે—) પશુપાલ, કાશ્મીર દરદ તંગણ અભિસાર કુલૂત બ્રહ્મપુર ચીન દામર ઘોષ કોલિન્દ કુવિક ગાન્ધર્વ વસુધાન વનરાષ્ટ્ર, ઇત્યાદિ દેશોના સત્સંગિજનોએ આવીને પરા ભક્તિથી ચંદન અક્ષત પુષ્પમાળા અને તુલસીમાળાઓ તથા અતિકોમળ સૂક્ષ્મ અમૂલ્ય શ્વેત પીત રક્ત નીલ ચિત્રિત વિવિધ વસ્ત્રો તથા મોતીમય આભરણોવડે ભગવાનની પૂજા કરીને, બહુવિધ ભેટો ભગવાન આગળ મુકીને તેમને પ્રણામ કર્યા તેમની પતિવ્રતા નારીઓએ પણ પુષ્પાદિ ઉપચારોવડે

परया भक्त्या नारायणमुनिं जनाः । तेषां च योषितो राजन्सा-ध्वीधर्ममुपाश्रिताः ॥८४॥ चन्दनाक्षतपुष्पैश्च तुलसीमालिकादिभिः । वस्त्रैर्मृदुतरैः पीतै रक्तैर्नीलैश्च चित्रितैः ॥८५॥ मुक्तामयैराभरणैः पूजयित्वा हरेः पुरः । उपायनानि निदधुर्जनास्ते तत्स्त्रियोऽपि च ॥८६॥ नानाविधानि रत्नानि स्वर्णस्थालभृतानि च । भृतान् करण्डकान् रौप्यान् दिव्यकुङ्कुमकेसरैः ॥८७॥ आसनानि विचित्राणि तार्णान्यतिमृदूनि च । मृदुस्पर्शांश्चित्रवर्णान् रम्यानासनकम्बलान् ॥८८॥ फलान्यनेकजातीनि सुरसाः सितशर्कराः । समर्प्येत्यादि हरये जग्मुस्ते सस्त्रियो जनाः ॥८९॥ एवं सर्वेऽपि ते भक्ता यथावित्तं यथामति । पुपूजुः परया भक्त्या स्थविरास्तरुणार्भकाः ॥९०॥ भगवानपि भक्तानां भावदर्शी जगत्प्रभुः । पत्रपुष्पादिभिरपि तद्दत्तैस्तुष्यति स सः ॥९१॥ ततः प्रभुः स तान् सर्वान्वस्त्रालङ्कारसञ्चयान् । चक्रे

પૂજા કરી ભેટો અર્પણ કરી પ્રણામ કર્યા. (ભેટો કહેછે—) સોનાના થાળમાં ભરેલાં નાનાવિધ રત્નો, લવીંગ કુંકુમ કેસરથી ભરેલા રૂપાના નાના કંડીયાઓ, તૃણનિર્મિત અતિકોમળ આસનો, ( સાદડી વિગેરે ) અને કોમળ સ્પર્શવાળા વિચિત્રવર્ણવાળા રમણીય વિવિધ આસનોપયોગી કામળાઓ, અનેકજાતીના સ્વાદુ ફળો, અતિ મિષ્ટ રસવાળી શ્વેત સાકરો, ઈત્યાદિ ભગવાનની આગળ શ્રદ્ધા ભક્તિપૂર્વક અર્પણ કરીને તેમને પ્રણામ કરીને ત્યાંથી પોતાને સ્થાનકે ગયા. તેમની સ્ત્રિયો પણ તેવીજ રીતે ભેટસામગ્રી સમર્પણ કરીને પ્રણામ કરીને ત્યાંથી પોતાને સ્થાને ગઇઓ ॥૮૪-૮૯॥ હે રાજન્! પૂર્વોક્ત પ્રકારે આબાળવૃદ્ધ બધાય ભક્તોએ પરા ભક્તિથી યથાધન યથાવિધિ પૂજા કરી ॥૯૦॥ તે ભક્તોની ભાવશુદ્ધિના દ્રષ્ટા ભગવાન પણ ગાઢપ્રેમી ભક્તજનોએ અર્પણ કરેલા પત્ર પુષ્પાદિવડે અત્યંત પ્રસન્ન થયા. આ ભગવાન્ જગત્પ્રભુ છે, એમને નથી મળતું તે મેળવવાનું નથી કે જેથી અર્પણ કરાતા પદાર્થના ગૌરવની અપેક્ષા રાખે. માટે ભક્તિજ એક પ્રિય જેમને છે એવા ભગવાન્ ભક્તિભાવની શુદ્ધિનીજ અપેક્ષા

ब्राह्मणसात्सद्यो जनयञ्जनविस्मयम् ॥९२॥ उपायनानि सर्वाणि तत्क्षणं प्रददौ च सः। विप्रेभ्यो रङ्कजीवेभ्यो भिक्षुकेभ्यश्च सादरम् ॥९३॥ साधुभ्यो ब्रह्मचारिभ्यः पद्रेभ्यश्च यथोचितम्। उपायनमदात्प्रीत्या पार्षदेभ्यश्च सत्पतिः ॥९४॥ राजभ्यो धनिकेभ्योऽपि स्ववस्त्रादि ददौ प्रभुः। सर्वेऽपि विस्मयं प्रापुश्चरित्रं वीक्ष्य तस्य तत् ॥९५॥ नानानरेन्द्रसम्प्रार्थ्यान् पदार्थानपि तत्क्षणम्। कोटिशोऽपि ददौ स्वामी तेनाऽऽसन्विस्मिता नृपाः ॥९६॥ कृत्वाप्यमानुषं कर्म निरहङ्कृतिरीश्वरः। सितवासा यथा पूर्वं बभूवानातविस्मयः ॥९७॥ देशान्तरीयेषु जनेषु पूजामित्थं

---

રાખેછે, માટેજ આ સ્થળે 'भावदर्शी' એવુ વિશેષણુ આપ્યુ છે ॥૯૧॥ તે આ ભગવાને ભક્તોએ ભાવપૂર્વક અર્પણ કરેલા તે પદાર્થોમાથી ભાવ માત્રનેજ પરા પ્રીતિથી સ્વય સ્વીકારીને, બીજો જે કાચન–મુક્તા–રત્નાદિ મય અલકારસમૂહ અને મહામૂલ્ય વસ્ત્રસમૂહ હતો તે તરત બ્રાહ્મણોને આપી દીધો તે આ સર્વસ્વ દાનથી સર્વે જનો પરમ વિસ્મય પામ્યા ॥૯૨॥ જે બીજી ભેટો ભક્તોએ પોતાને અર્પણુ કરેલી હતી તે સર્વે દીન જનો વિપ્રો અને ભિક્ષુકમાત્રને આદરપૂર્વક તત્ક્ષણુજ આપી દીધી ॥૯૩॥ સતાપતિ શ્રીહરિ મુક્તાનદાદિ મુનિજનો, મુકુદાનદાદિ નૈષ્ઠિક બ્રહ્મચારિઓ, રતનજી ભૂગુજી આદિક પાળાઓ અને સોમવર્મા સુરવર્મા વિગેરે બીજાઓને પણ ભેટસામગ્રી યથાયોગ્ય પ્રીતિથી આપી હતી ॥૯૪॥ પ્રભુ શ્રીહરિએ પોતાને ધારવાના અમૂલ્ય વસ્ત્ર વિભૂષણુ વિગેરે પોતાના તેતે રાજા તથા ધનાઢ્યોને પણ તેમને યોગ્ય જાણીને પ્રસાદીરૂપે આપ્યા હતા આવુ ભગવાનનુ મહા ઔદાર્ય દેખીને સમસ્ત જનો વિસ્મય પામી ગયા ॥૯૫॥ નારાયણુસ્વામીએ નાના નરેન્દ્રોએ પણ સ્પૃહા કરવા યોગ્ય અપરિમિત પદાર્થો તત્ક્ષણુજ આપી દીધા હતા તે દાનથી મહારાજાઓ પણ મહા વિસ્મય પામી ગયા હતા ॥૯૬॥ અલૌકિક કર્મ ( સર્વસ્વ સપ્રદાનરૂપ ) કરીને પણ તેના અહકારે રહિત, વિસ્મયે રહિત પરમેશ્વર શ્રીહરિ યથાપૂર્વ શ્વેત વસ્ત્રથીજ વિરાજમાન રહ્યા ॥૯૭॥ હે રાજન્ ! આ પ્રકારે

हि कुर्वत्सु हरेरुदाराम् । तदीक्षणात्युत्सुकमानसः किं सूर्योऽपि मध्ये गगनस्य तस्थौ ॥९८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे अन्नकूटोत्सवे देशान्तरीयसकलजनानां भगवदर्चनानन्दनिरूपणनामा द्वादशोऽध्यायः ॥१२॥

सुव्रत उवाच—अथ माध्याह्निकं कर्तुं विधिं नारायणो नृप ! । गङ्गां गन्तुमनाः प्राह मुनीन् स्वस्यार्चनोत्सुकान् ॥१॥ युष्माभिः पूजनं कार्यं मुनयः! श्वो यथेप्सितम् । उन्मत्तगङ्गां गच्छामि

---

આશ્ચર્યકારી દેશાંતરના જનોએ કરેલી મહાપૂજાને અને તેથી પણ વિશેષ વિસ્મય કરનારી ભગવાનની ઉદારતાને સકળ કર્મના સાક્ષી જગચ્ચક્ષુ સતતગતિ સૂર્યપણ જોઇને મનમાં મહા ઉત્સાહ પામીને ગગનના મધ્યભાગમાં સ્થિર થઈ ગયો હોઇને શું ? જો એમ ન હોય તો આટલા બધા જનોએ કરેલી શ્રીહરિપૂજાનો મધ્યાહ્ન સમય સુધીમાં કેમ પાર આવે ? નજ આવે. આ ઉપરથી ભગવાન્ શ્રીહરિનો અલૌકિક મહિમાજ જણાવ્યોછે ॥૯૮॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...તૃતીયપ્રકરણે અન્નકૂટોત્સવે દેશાંતરીયસકળજનાનાં ભગવદર્ચનાનંદનિરૂપણનામા દ્વાદશોઽધ્યાયઃ ॥૧૨॥

## [1]અધ્યાય ૧૩ મો.

સુવ્રતઋષિ કહેછે—હે નૃપ ! એરીતે ગૃહસ્થ ભક્તોએ કરાતી પૂજા પરિપૂર્ણ થતાં, પોતાના પૂજનમાં અતિશય ઉત્સાહવાળા મુનિઓને જોઇને નારાયણમુનિ માધ્યાહ્નિક વિધિ કરવા ઉન્મત્ત ગંગાપ્રત્યે જવાની વાંછાથી બોલ્યા ॥૧॥ હે મુનિઓ ! તમારે આવતી કાલે અવસરને અનુસારે મારૂં પૂજન યથેષ્ટ કરવું. હમણાં તો મધ્યાહ્ન સમય થઈ ગયોછે. વેદવિધિને અનુસરનારા આપણે સમયનું ઉલ્લઘન ન કરવું જોઇએ. તો હું હમણાં

---

૧ આ અધ્યાયમાં ઉન્મત્તગંગાનો મહિમા, શ્રીહરિની જળક્રીડા અને માધ્યાહ્નિક વિધિ વર્ણન કર્યાં છે.

स्नानार्थमधुना त्वहम् ॥२॥ अमावास्याभिधं पर्व वर्ततेऽद्य महत्ततः । स्नानं नैमित्तिकं कार्यं गङ्गायामिति याम्यहम् ॥३॥ इत्युक्त्वोत्थाय भगवान्रोहिताश्वं महाजवम् । आनयेत्याह नाग्नं च स तं शीघ्रमुपानयत् ॥४॥ अग्रे चलन्त्विति जनानाज्ञाप्य च मुनीन्प्रभुः । चचालाश्वं तमारुह्य जनतासु शनैः शनैः ॥५॥ तमन्वधावन्सकलाः पत्तयः शस्त्रपाणयः । उत्तमः स नृपः सोमः सूरोऽलर्कश्च मूलजित् ॥६॥ जीववर्मा च भृगुजिन्नाञ्जो राष्ट्रोढमान्त्रिकौ । व्याघ्रो वैरिभयो हस्ती मामयो रामगालवौ ॥७॥ गोवर्धनो मानजिच्च वास्तुर्वेलोऽलयोऽर्जुनः । केसरी मानसिंहश्च कुशलः पुञ्जजित्तथा ॥८॥ कालो हमीरजित् खोडो भीमो जूपश्च रत्नजित् । लात्मो लक्षः कमो मोको वीरो देवश्च नथ्थु-

સ્નાન કરવા ઉન્મત્તગંગા પ્રત્યે જઉછુ ॥૨॥ વળી આજ તો અમાવાસ્યા વર્તેછે, આ તો મોટુ પર્વ કહેવાય, તો નિત્યસ્નાન થકી પણ અધિક આ પર્વનિમિત્તનું સ્નાન નદીમા અવશ્ય કરવું જોઇએ, માટે હું ઉન્મત્તગંગા પ્રત્યે જઉછુ ॥૩॥ હે રાજન્ ! આ પ્રકારે કહીને આસનમાંથી ઉઠીને 'મહાવેગવાળા રોહિત ( રોઝા ) નામના ઘોડાને મારી પાસે લાવો' એમ નાગ્ન નામના ભક્તને કહ્યુ. એટલે આ ભક્તે તે અશ્વ તરતજ આણ્યો ॥૪॥ તે પછી ભગવાન્ 'તમો તમામ આગળ ચાલો' એમ ભક્તજનો અને મુનિજનોને આજ્ઞા આપીને સ્વય તે રોઝા ઘોડા ઉપર અસ્વાર થઇને ચાલતા જનસઘોમાં ધીમે ધીમે ચાલ્યા ॥૫॥ પ્રસિદ્ધ ઉત્તમરાજા સોમવર્મા સૂરવર્મા અલર્ક મુળજી જીવવર્મા ભૃગુજી નાંજ રાષ્ટ્રોઢ માંત્રિક વ્યાઘ્ર વૈરિભય હસ્તી મામયો રામ ગાલવ ગોવર્ધન માનજી વાસ્તુ વેલો અર્જુન અલય કેસરી માનસિંહ કુશળ પુંજજીત કાળ હમીરજીત ખોરો ભીમ જૂપ રત્નજી લાલમ લાખો કમો મોકો વીરો દેવો નથુજી અને દેશજીત આદિક તથા બીજાપણ દેશાતરથી આવેલા ક્ષત્રજાતીના આ સર્વે ભક્તો હસ્તમાં તરવાર આદિક શસ્ત્રોને ધારીને પગપાળા થઇને, અશ્વઉપર વિરાજમાન થઈ ઉન્મત્તગંગા પ્રતિ જતા ભગવાનની પાછળ જલદી ગયા એરીતે આ ભક્તો

जित् ॥९॥ देवजित्प्रमुखाश्चान्ये हरिमन्वयुराशु ते । मुकुन्दानन्दमुख्याश्च नैष्ठिकब्रह्मचारिणः ॥१०॥ मयरामादयो विप्राः पर्वताद्यास्तथा विशः । हर्षजित्प्रमुखाः शूद्रा गोकुलाद्याश्च चारणाः ॥११॥ सर्वे एव जना जग्मुः स्नातुं भगवता सह । वाद्यवादकसङ्घस्तु सर्वेषामग्रतोऽचलत् ॥१२॥ तत्पृष्ठे च ययुः सर्वे मुनयो याणचक्षुषः । अश्वारूढो हरिः साक्षात्तत्पृष्ठे शनकैर्ययौ ॥१३॥ तत्पृष्ठे पार्षदाः सर्वे तत्पृष्ठे निखिला जनाः । योषिद्वृन्दानि तेषां च पृष्ठतः शनकैर्ययुः ॥१४॥ ततोऽपश्यद्धरिर्गङ्गां जनसङ्घसमाकुलाम् । समाह्वयन्तीं हर्षेण तरङ्गभुजचालनैः ॥१५॥ या नित्यं भक्तभर्तुर्धृततनरवपुषो वासुदेवस्य साक्षात्साकं मुक्तैर्मुनीन्द्रैः प्रमु-

ભગવાન પાછળ જતા મુકુંદાનંદપ્રમુખ નૈષ્ઠિક બ્રહ્મચારીઓ, મયારામ વિગેરે વિપ્રો, પર્વતભાઈપ્રમુખ વૈશ્યો, હર્ષજીપ્રમુખ શૂદ્રો અને ગોકુળ આદિક ચારણો ભગવાનની પાછળ ગયા ॥૯-૧૧॥ આ સર્વે કોઈ ભક્તજનો સ્નાન કરવા પધારતા ભગવાન સાથે ગયા તેમા સર્વની આગળ તાસા વિગેરે વાજીંત્રો વજાડનારા જનોનો સંઘ ચાલ્યો આગળ ચાલતા વાદ્યવાદક સંઘની પછવાડે મુનિગણો બે હાથજ પ્રસરતી દૃષ્ટિવાળા થઈ (અહીંતહીં નહિ જોતા થકા માર્ગમા પગ મુકે એટલામાત્રમાજ પર્યાપ્ત દૃષ્ટિપ્રસારવાળા થઇને) ચાલ્યા મુનિઓની પાછળ રોઝા ઘોડા ઉપર બેઠેલા સાક્ષાત્ શ્રીહરિ મંદમંદ ચાલ્યા તેમની પછવાડે બધા પાર્ષદો ચાલ્યા તેમના પૃષ્ઠ ભાગમા સર્વે ભક્તજનો ચાલ્યા તેમના પશ્ચાત્ ભાગમા સ્ત્રિયો સંઘથી ધીમે ધીમે ચાલીઓ ॥૧૨-૧૪॥ એરીતે મુનિજનો અને હરિજનોથી વીંટાઇને જતા ભગવાને સ્નાનાર્થે આવેલા (અથવા પોતાના સ્નાનોત્સવના દર્શનાર્થે આવેલા) જનોના સંઘોથી સર્વતો વ્યાપ્ત અને તરંગરૂપ હાથોના હલાવાવડે હર્ષથી પોતાને બોલાવતી એવી તે ઉન્મત્તગંગાને જોઈ ॥૧૫॥

તેને આઠ શ્લોકથી વર્ણવેછે—જે આ ઉન્મત્તગંગા સાક્ષાત્ વાસુદેવ અક્ષરધામી, પુરૂષોત્તમ, એકાંતિક ભક્તોના યોગક્ષેમ માટે કૃપાથી નૃના રૂપને ધારી રહેલા આ ભગવાન્ નારાયણમુનિની, ભગવાનવિષે અનન્યમન

दितवदनैः क्रीडया स्नानकाले । कालिन्द्या वासुदेवाङ्गसंभवमतनुं मानमुन्मूलयन्ती वन्द्या देवैः सदेशैर्भुवि जयतितरां मुक्तिदोन्मत्तगङ्गा ॥१६॥ वीक्षामात्रेण पुंसामगणितजनिजं पातकं नाशयन्ती स्नानात्सर्वार्थदानी हसति भुवि च या भानुजां फेन जालैः । या चान्यासां नदीनां प्रकटभगवतो ह्यङ्गसङ्गं विनापि

વાળા હોવાથી નિરવધિ પરમાનંદના અનુભવથી સદાય પ્રહર્ષયુક્ત મુખવાળા મુનીન્દ્ર-નિરંતર ત્રણદેહ થકી વિલક્ષણ બ્રહ્માત્મક પોતાના આત્માના મનનપરાયણ એવા મુક્તો ( કર્મબીજ જેમના બળી ગયા છે એવા મુક્તાનંદાદિ મુનિવરો ) ની સાથે પ્રતિદિન પોતામાં સ્નાન સમયે કરેલી જલક્રીડા ( જળ છાંટવું ડુબકી મારવી વિવિધ ભેદથી તરવું વિગેરે ) એ કરીને, વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણના સ્નાનાચરણથી ઉત્પન્ન થએલા યમુના નદીના મહામદને ( હું સર્વે નદીઓની અપેક્ષાએ અતિ ઉત્કૃષ્ટ છુ, કેમકે મનેજ ભગવાનનો અંગસંગ અસાધારણ પ્રાપ્ત થયોછે, એવો થએલો ગર્વ ) તિરસ્કારને કરેછે (અર્થાત્ બ્રહ્મભૂત મુનિવરોની સાથે બહુકાળ પર્યંત પ્રતિદિન પોતામાં બહુવિધ જળક્રીડા કરવાપૂર્વક અવતારી શ્રીહરિકૃષ્ણ ભગવાનનો દીર્ઘકાળ સમ્બન્ધરૂપ અધિક પોતાના ગુણહેતુએ કરીને, મુનિઓના સમ્બન્ધે વર્જીત, બહુકાળ નહિ, પ્રતિદિન નહિ, બહુ ક્રીડા કરવાપૂર્વક નહિ, એવા અવતારભૂત શ્રીકૃષ્ણના સમ્બન્ધમાત્રથી તારૂં મહત્વ મારા મહત્ત્વ આગળ શા હિસાબમાં છે ? એમ યમુનાની અવગણના કરતી ) યમુના થકી પણ આને સાક્ષાત્ ભગવાનનો અંગસંગ અતિશયિત છે, માટેજ જે આ નદી ભવ બ્રહ્મા ઈન્દ્રાદિ દેવગણોએ વંદનીય અને દર્શન સ્નાનાદિ સમ્બન્ધમાત્રથી મુક્તિને આપનારી સકળ ભૂમંડળમાં સર્વોત્કર્ષપણે વિજય પામેછે ॥૧૬॥ જે ગંગા પ્રકટ પુરૂષોત્તમના અંગસંગરૂપ અનન્યસાધારણ મહિમાના અતિશયને લીધે, દર્શનમાત્રથી પૃથ્વીમાં પુરૂષોના અગણિત જન્મજન્ય પાપપુંજને સમૂળ નાશ કરેછે જે ગંગા સ્નાનમાત્રથી ધર્મ અર્થ કામ અને મોક્ષ આ નામના ચાર પુરૂષાર્થને આપેછે આવા મહિમાશાળી હોવાથી તે આ ગંગા ફીણજાળના મિષથી યમુનાનો પણ ( પૂર્વશ્લોકોક્ત હેતુથી )

स्यातं लोके महत्त्वं प्रतिवदतितरां वारिघोषैः किमुच्चैः ॥१७॥ श्वेतं स्वाभाविकं या मुनिगणतिलकैः स्नानधौतैश्च पीतं वासःप्रक्षालनेन प्रतिमुनियतिनां चारु कापायरागम् । राज्ञीनामङ्गधौतैः पिशुनमृगमदैरीशपूजावशिष्टैः शोणं कृष्णं च वर्णं स्वपयसि दधती चित्रवर्णा विभाति ॥१८॥ यस्याः स्नानं त्रिकालं पयसि विदधतां सन्नृणां योषितां वा वक्त्रेभ्यो नामघोषः प्रकटितनृतनोः स्वामिनारायणस्य । निर्यन्मिश्रोऽम्बुघोषैः प्रतिदिशमटतां भास्करेः किङ्कराणां साशङ्कं दूरगाणां हरिविमुखदृशां कर्णशूलायते वै ॥१९॥ प्रायश्चित्तैरनाश्यानपि कलुपचयान्सद्य एव प्रती या सौ-

ઉપહાસ કરતી હોયને શું ? વળી પ્રકટ પુરૂષોત્તમ ભગવાનના અંગસંગ વિના પણ કોઈ પણ પ્રકારથી લોકમાં પ્રસિદ્ધિમાં આવેલા બીજી નર્મદા આદિક નદીઓના મહત્ત્વને જે ઉન્મત્તગંગા પોતાના તરંગ ઘોષોવડે ઠબકો આપવાપૂર્વક અધિકપણે નિષેધ કરેછે કે શું ? આરીતે આ ગંગાજી વિજય પામેછે ॥૧૭॥ જે ઉન્મત્તગંગા પોતાના પાનીયમાં સ્વભાવથી શ્વેત વર્ણને ધારણ કરતી, સ્નાનસમયે ધોવાએલાં મુનિજનો અને હરિજનોનાં કેસરચંદનથી કરેલાં તિલકોએ કરીને પીળા વર્ણને ધારણ કરતી, બ્રહ્મચારી સાધુ સંન્યાસિઓનાં કાષાય ( ભગવાં ) વસ્ત્રો ધોવાથી કવચિત્ સુંદર કાષાય રંગને ધારણ કરતી, રાણીઓએ ભગવાનની પૂજા કરતાં બાકી રહેલાં, પ્રસાદમહિમાથી અંગમાં ધારણ કરેલાં, સ્નાન સમયે શરીર થકી ધોવાએલાં કુંકુમ તથા કસ્તુરીએ કરીને રક્ત અને શ્યામ વર્ણને ધારણ કરતી, માટેજ વિચિત્ર વર્ણવાળી વિરાજેછે ॥૧૮॥ જેના પ્રસન્ન પાવન પાનીયમાં પ્રતિદિન ત્રિકાળ સ્નાન કરતા પુરૂષો તથા સ્ત્રિયોના મુખોથકી ઉચો નિકળતો પ્રકટ નરાકાર ભગવાન્ શ્રીસ્વામિનારાયણના નામોચ્ચારણનો ઘોષ જેના તરંગઘોષની સાથે મિશ્રિત થઇ ગગનતળમાં સર્વત્ર વ્યાપતાં, પ્રત્યેક દિશામાં પર્યટન કરતા, ભગવદ્વિમુખ જનોઉપર પ્રાણાપહારી દૃષ્ટિને ફેરવતા યમકિંકરોને કર્ણશૂળ જેવો થાયછે. તેઓ સ્વામિનારાયણ શબ્દ સાંભળતાંજ ત્રાસ પામીને તત્ક્ષણજ દૂર પલાયન કરી

रेस्तल्लेपकस्याप्यनुदिनमघकृद्दण्डविश्रान्तिदात्री। दूरस्थैरन्तकालेऽप्यणुमितमपि चेदम्बु यस्याश्च पीतं स्यात्तत्ते त्यक्तदेहाः सुरवरवनितासेव्यतां यान्ति सद्यः ॥२०॥ यस्यास्तीरे विहङ्गान्निवसत उदके मीननक्रोरगादीन् दृष्ट्वा देहावसाने दिवि सुरवनितास्तत्कृतेऽन्योन्यकोपाः। केशाकेशि प्रमर्दं विदधति मम वा एष ते नैव मेऽयं कामादित्थं ब्रुवन्त्यो झटिति मृतिमितांस्तान्विमानैर्नयन्ति ॥२१॥ यस्यास्तीरे कृतानां व्रतजपतपसां श्राद्धदानादिकानां पुण्यं स्यादक्षयं वा अमरपितृनृणां तर्पणाद्भूरितृप्तिः।

જાયછે આવી આ ગગા વિજય પામેછે ॥૧૯॥ જે ઉન્મત્તગગા ( પોતાના તરગ વાયુના સ્પર્શથી પણ ) પ્રબળ પ્રાયશ્ચિત્તોથી પણ અપરિહાર્ય એવા પાપપુંજને તત્કાળ પ્રણાશ કરીને, યમરાજા અને લેખક ચિત્રગુપ્ત આદિક યમકિંકરોને પાપિઓને દંડ દેવાના ચાલુ વ્યાપારે રહિત, માટેજ પ્રતિદિન પ્રાપ્ત થયોછે વિશ્રામનો અવસર જેમને એવાને કરેછે. દૂર દેશમા રહેલા જનો પણ પ્રાણ પ્રયાણ સમયે પણ જેના જળના કણિકાના પાન માત્રથી તત્ક્ષણ પાંચ ભૌતિક દેહનો ત્યાગ કરી પરલોકમાં સુરવરોની વનિતાઓ ( અપ્સરાઓ ) ના સેવ્યભાવને પામેછે ( સ્વર્ગને પામે છે ) તે આ ગગાજી જયકારી પ્રવર્તે છે ॥૨૦॥ જેના તીર ઉપર રહેલા તરૂઓમા રહેલા પોપટ મેના આદિક પક્ષીઓ તથા જળમાં રહેનારા મત્સ્ય મગર સર્પાદિક જળચરોને તેમના દેહાંત સમયે સ્વર્ગભોગને યોગ્ય દિવ્ય દેહને પામેલા જોઇને, તેની પ્રાપ્તિ માટે સ્વર્ગમા રહેલી રંભાદિ અપ્સરાઓ પરસ્પર પ્રકોપ પામીને ' આ પ્રાણી મારો પતિ છે તારો નહિ, આ પ્રાણી મારો પતિ છે તારો નહિજ' આ પ્રકારે કામભાવથી પરસ્પર બોલવાપૂર્વક કેશાકેશી ( એક બીજીના કેશોને એક બીજીના હાથથી પકડીને ) યુદ્ધ કરતી થકી પોતપોતાના વિમાનમાં બેસારીને જલદી સ્વર્ગમાં લઇ જાય છે. આવી આ ગંગા જય પામેછે ॥૨૧॥ જેના કાંઠામાં કરેલાં વ્રત જપ તપ શ્રાદ્ધ દાન આદિક સત્કાર્યોનુ ફળ અક્ષય-સ્વત અસ્થિર અલ્પ ફળને આપનારા છે તથાપિ જેના તીરસબંધને લીધે અક્ષય અમૃત ફળને

नानायज्ञादिपुण्यं त्विह सकलजनैः स्नानतो लभ्यते वै श्रेयस्कामैस्ततो या नृभिरनिशमसौ सेव्यते सर्वकामैः ॥२२॥ दुष्टान् पापान् विगर्ह्यानपि पतितजनान् स्नानमात्रेण सद्यः स्वर्गार्हान्कुर्वती या सुकविभिरुदिता नूनमुन्मत्तगङ्गा । माहात्म्यं नैव यस्या जगति भगवता स्वात्मसाद्वै कृताया वक्तुं केऽपि क्षमन्ते भुजगप-

આપવાપણુ છે પ્રકટ પુરૂષોત્તમના સગિ ( તીર ) ના સગમાત્રનો આ અદ્ભુત મહિમા છે આ સંગ ચેતનને જેમ અતિશય કરનારો છે તેમ અચેતનને પણ અતિશય કરનારો છે. જેના તીરમાં તર્પણ કરવાથી બ્રહ્માદિ દેવો, અર્યમાદિ પિત્રિઓ અને સનકાદિક મનુષ્યો પરા તૃપ્તિને પામેછે. જેમાં સ્નાનમાત્ર કરવાથી પણ સમસ્ત જનોને નાના યજ્ઞાદિકનુ પુણ્ય પ્રાપ્ત થાય છે, માટેજ જે આ ઉન્મત્તગગા અભ્યુદય અને નિ શ્રે સની કામનાવાળા સર્વે કોઇ જનોએ સર્વદા સ્નાન પાનાદિકથી સેવવા યોગ્ય છે ॥૨૨॥ **દુષ્ટ**–કામ ક્રોધ લોભ આદિક દોષોથી હણાએલા ચિત્તવાળા, **પાપ**–પરદ્રવ્ય પરદાર આદિકના અપહરણમા પ્રવર્તેલા, **વિગર્હ્ય**–સુવર્ણચોરી સુરાપાન આદિક મહા પાતકના આચરણથી વિશેષપણે ગર્હણીય અને **પતિત**–અતિપાપાચરણાદિકથી પોતાની જાતિમાથી ભ્રષ્ટ થએલા એવા પણ જનોને સ્નાનમાત્રથી તત્ક્ષણજ પ્રક્ષીણ પાપવાળા, અધિક સુકૃતશાળી અને સ્વર્ગાદિ દિવ્ય લોકોને લાયક કરી દેતી તે આ નદી પાત્રાપાત્રના વિભાગ વિના સર્વે કોઇને પોતાની સન્નિધિના સમાગમ માત્રથી દિવ્ય ઐશ્વર્યને આપનારી હોવાથી મહાકવિઓએ 'ઉન્મત્તગગા' એવા નામથી પરિહાસોક્તિમા વર્ણન કરેલીછે ( જેમ ઐશ્વર્યશાળી ઉન્મત્ત જનોને ઉચિત અનુચિતનો વિચાર હોતો નથી, સ્વતંત્રપણે પોતાના ઐશ્વર્યથી સ્વેચ્છાનુસારી કૃત્યનેજ કરેછે એમ આ ઉન્મત્તગંગા પણ કરેછે ) ભગવાન્ પ્રકટ પુરૂષોત્તમે પૃથ્વીમા 'આ તો મારીજ છે' આવા અભિમાનવિશેષથી સ્વીકાર કરેલી હોવાથી જેનુ અનવધિ ઐશ્વર્ય અભિવૃદ્ધિ પામ્યું છે, એવી આ ઉત્તમ ઉન્મત્તગગાના માહાત્મ્યને સમગ્રપણે વર્ણન કરવા સહસવદનાદિકો ( શેષ બ્રહ્માદિ ) પણ નથીજ સમર્થ થતા, તો

रेस्तल्लेखकस्याप्यनुदिनमघकृद्दण्डविश्रान्तिदात्री। दूरस्थैरन्तकालेऽप्यणुमितमपि चेदम्बु यस्याश्च पीतं स्यात्ते त्यक्तदेहाः सुरवरवनितासेव्यतां यान्ति सद्यः ॥२०॥ यस्यास्तीरे विहङ्गान्निवसत उदके मीननक्रोरगादीन् दृष्ट्वा देहावसाने दिवि सुरवनितास्तत्कृतेऽन्योन्यकोपाः। केशाकेशि प्रमर्दं विदधति मम वा पत्र ते नैव मेऽयं कामादित्थं ब्रुवन्त्यो झटिति मृतिमितांस्तान्विमानैर्नयन्ति ॥२१॥ यस्यास्तीरे कृतानां व्रतजपतपसां श्राद्धदानादिकानां पुण्यं स्यादक्षयं वा अमरपितृनृणां तर्पणाद्भूरितृप्तिः।

જાયછે. આવી આ ગંગા વિજય પામેછે ॥૧૯॥ જે ઉન્મત્તગંગા ( પોતાના તરંગ વાયુના સ્પર્શથી પણ ) પ્રબળ પ્રાયશ્ચિત્તોથી પણ અપરિહાર્ય એવા પાપપુંજને તત્કાળ પ્રણાશ કરીને, યમરાજા અને લેખક ચિત્રગુપ્ત આદિક યમકિંકરોને પાપિઓને દંડ દેવાના ચાલુ વ્યાપારે રહિત, માટેજ પ્રતિદિન પ્રાપ્ત થયોછે વિશ્રામનો અવસર જેમને એવાને કરેછે. દૂર દેશમાં રહેલા જનો પણ પ્રાણ પ્રયાણ સમયે પણ જેના જળના કણિકાના પાનમાત્રથી તત્ક્ષણ પાંચ ભૌતિક દેહનો ત્યાગ કરી પરલોકમાં સુરવરોની વનિતાઓ ( અપ્સરાઓ ) ના સેવ્યભાવને પામેછે. ( સ્વર્ગને પામે છે ) તે આ ગંગાજી જયકારી પ્રવર્તે છે ॥૨૦॥ જેના તીર ઉપર રહેલા તરૂઓમાં રહેલા પોપટ મેના આદિક પક્ષીઓ તથા જળમાં રહેનારા મત્સ્ય મગર સર્પાદિક જળચરોને તેમનાં દેહાંત સમયે સ્વર્ગભોગને યોગ્ય દિવ્ય દેહને પામેલા જોઇને, તેની પ્રાપ્તિ માટે સ્વર્ગમાં રહેલી રંભાદિ અપ્સરાઓ પરસ્પર પ્રકોપ પામીને ' આ પ્રાણી મારો પતિ છે તારો નહિ, આ પ્રાણી મારો પતિ છે તારો નહિજ' આ પ્રકારે કામભાવથી પરસ્પર બોલવાપૂર્વક કેશાકેશી ( એક બીજીના કેશોને એક બીજીના હાથથી પકડીને ) યુદ્ધ કરતી થકી પોતપોતાના વિમાનમાં બેસારીને જલદી સ્વર્ગમાં લઇ જાય છે. આવી આ ગંગા જય પામેછે ॥૨૧॥ જેના કાંઠામાં કરેલાં વ્રત જપ તપ શ્રાદ્ધ દાન આદિક સત્કાર્યોનું ફળ અક્ષય-સ્વતઃ અસ્થિર અલ્પ ફળને આપનારાં છે તથાપિ જેના તીરસંબંધને લીધે અક્ષય અમૃત ફળને

न्तमालोकयितुं समुत्काः। तूर्णं विमानैर्गगने समेत्य निरीक्ष्य चानन्दभरं समीयुः ॥२७॥ निमज्ज्य सद्यः प्लुतिलाघवेन स्वान्वेषकान् भ्रामयति स तोये। चरञ्जलेऽसौ तदचिन्त्यदेशे स्वीयं शिरो दर्शयति स तांश्च ॥२८॥ पुनर्निमज्ज्याम्बुनि सद्य एव स्वं चिन्तयन् ब्रह्म च कृष्णसंज्ञम्। तिष्ठंश्चिरं सोऽम्भसि हृत्सु चित्रं कुर्वंश्च्णां निःसरति स तोयात् ॥२९॥ तरन्विचित्रैस्तरणप्रभेदैस्तद्देहिनां चापि मनःसु चित्रम्। तदा समुत्पादयति स तोयक्रीडां स साकं मुनिभिः प्रकुर्वन् ॥३०॥ तं सन्तरन्तं ह्यनु पार्षदाद्या ऋषिप्रवीराः

---

કુતૂહળથી વિમાનમા બેસીને આકાશમા સઘથી ભેગા થઈ આવીને ભક્તો સાથે જળમાં સકળ કિલ્બિષને નાશ કરનારી સ્નાનલીલાને કરતા તે ભગવાન યદ્યપિ વસ્તુત· પોતપોતાના મન નેત્રને અગોચર છે તથાપિ તેમને પ્રત્યક્ષ જોઇને પરમાનદને પામ્યા ॥૨૭॥ કુદકો મારીને તત્ક્ષણ જળ અંદર ડુબકી મારીને અંદરજ ગુપ્તપણે તરવાની યુક્તિથી વિચરતા થકા 'હમણા અહીંથી નિકળશે' એમ પોતાને પકડવાના ઇરાદાથી શોધ્યા કરતા બ્રહ્માનંદાદિ મુનિઓને અહીં તહીં ભમાવતા થકા સર્વેએ નહિ નિર્ધાર કરેલા અતર્કિત પ્રદેશમાં સ્વયં બહાર આવીને પોતાનું મસ્તક મુનિઓને બતાવીને એમને આશ્ચર્ય ઉપજાવતા હતા ॥૨૮॥ ભગવાન્ ફરીથી જળમા એકદમ ડુબકી મારીને જળની અંદર કોઇએ પણ નહિ લક્ષ કર્યા થકા કૃષ્ણનામના અનવધિક આનંદમય પરંબ્રહ્મ સ્વસ્વરૂપને ।ચિંતવન કરતા થકાજ બહુ વખત સુધી રહીને, પછીથી જળ બહાર નિકળીને સર્વેને નમનગોચર થઇને, સર્વના મનમાં પરમ વિસ્મય ઉત્પન્ન કરતા હતા ॥૨૯॥ એ રીતે વિચિત્ર ચરિત્રના આચરણસમયે પોતાસાથે સખાભાવને પામેલા બ્રહ્માનંદાદિ સાધુઓ સાથે અને સોમવર્મા સૂરવર્મા વિગેરે પાર્ષદો સાથે જળખેલન લીલાને કરતા ભગવાન શ્રીહરિએ નાનાપ્રકારના તરવાના પ્રકારભેદોએ કરીને તરતા થકા, તરવાની વિચિત્રતાના વિજ્ઞાનવાળાઓના પણ મનમાં મહા આશ્ચર્ય ઉપજાવ્યું હતું ॥૩૦॥ તે આ ભગવાનને સુંદર તરવાની લીલાને કરતા જોઇને તેમની પાછળ મુનિઓ તથા પાર્ષદો

तिमुखा वर्णयन्तोऽपि नित्यम् ॥२३॥ तां प्राप्य सस्नौ भगवांस्तदानीं साकं मुनीन्द्रैरखिलैर्नृभिश्च । सिञ्चञ्जलं स्वाञ्जलिलाघवेन तान् सिञ्चयंश्चापि परस्परं सः ॥२४॥ आनन्दयन् स्वेक्षकलोकसङ्घानगाधतोयं च विवेश तत्र । प्रत्योघमेवाम्बुनि तिष्ठति स सङ्गीतकीर्तिर्निजभक्तसङ्घैः ॥२५॥ प्रतिप्रवाहं स्थितमीक्षमाणास्तं सर्वतस्ते परिवृत्य तस्थुः । तत्पादमाघट्य पतत् पयोऽपि भक्ताः पिबन्ति स्म जवेन केचित् ॥२६॥ तं देवसङ्घा जलकेलिलीलां कुर्वे-

બીજાઓની તો વાતજ શી કહેવી ? આવી આ ઉન્મત્તગંગા સર્વોપરી જયકારી પ્રવર્તે છે ॥૨૩॥

તે આ પ્રસન્નપાવન પાનીયવાળી ઉન્મત્તગંગા નદીને પામીને, ભગવાને મધ્યાહ્ન સમયે સમસ્ત મુનિવૃંદની સાથે તથા ભક્તજનવૃંદની સાથે સ્નાન કર્યું સ્નાન સમયે પોતાના અંજળિ (પોષ) માં જળ લઈ લઈને તેને છાંટવાની ઝડપથી મુનિજનો અને હરિજનો ઉપર સ્વય જળને છાંટતા અને તે ભક્તોને પણ પરસ્પર જળ છટાવતા થકા તેમને સર્વેને અપૂર્વ આનંદનો અનુભવ કરાવ્યો ॥૨૪॥ આ ભગવાન સ્નાન સમયે પોતાની નિરાવરણ મૂર્તિના સૌષ્ઠવને નિરીક્ષણ કરનારા ભક્તજન સમાજને તેવી મૂર્તિના દર્શનદાનથી તથા સ્નાનલીલાથી અલૌકિક આનંદ ઉપજાવતા થકા અગાધ જળમા ડુબકી મારવા પૂર્વક સ્નાનમાટે પ્રવેશ કરીને, જળમા પ્રવાહને અભિમુખ સ્થળમાંજ જેમ એમ સ્થિરપણે ભક્તસંઘોએ ગાન કરીછે દિવ્ય સત્કીર્તિ જેમની એવા થકા રહ્યા ॥૨૫॥ પ્રવાહને સન્મુખ જળમા બેઠેલા ભગવાનની ચારે તરફ વિંટાઇ વળીને મુનિપ્રમુખ ભક્તો તેમના દિવ્ય સૌન્દર્યથી આકર્ષિત અંતઃકરણવાળા હોઇને તેમનેજ નિરખતા થકા પાસે બેઠા ભગવાનના ચરણકમળમાં અથડાઇને વેગથી પડતા, માટેજ સર્વ પ્રકારે પવિત્ર એવા તે પાણીને તેના મહિમાને જાણતા કેટલાક પરમ ભક્તોએ પરા ભક્તિથી મસ્તકે ચઢાવ્યું અને પાન પણ કર્યું ॥૨૬॥ તે સમયે એ રીતે જળક્રીડા લીલાને કરતા ભગવાનના દર્શન કરવામાં ઉત્સાહવાળા સર્વ બ્રહ્માદિ દેવો તત્કાળ

न्तमालोकयितुं समुत्काः। तूर्णं विमानैर्गगने समेत्य निरीक्ष्य चानन्दभरं समीयुः ॥२७॥ निमज्ज्य सद्यः प्लुतिलाघवेन स्वान्वेषकान् भ्रामयति स तोये। चरञ्जलेऽसौ तदचिन्त्यदेशे स्वीयं शिरो दर्शयति स तांश्च ॥२८॥ पुनर्निमज्ज्याम्बुनि सद्य एव स्वं चिन्तयन् ब्रह्म च कृष्णसंज्ञम्। तिष्ठंश्चिरं सोऽम्भसि ह्यत्सु चित्रं कुर्वंस्तृणां निःसरति स तोयात् ॥२९॥ तरन्विचित्रैस्तरणप्रभेदैस्तद्धेदिनां चापि मनःसु चित्रम्। तदा समुत्पादयति स तोयक्रीडां स साकं मुनिभिः प्रकुर्वन् ॥३०॥ तं सन्तरन्तं ह्यनु पार्षदाख्या ऋषिप्रवीराः

કુતૂહળથી વિમાનમાં બેસીને આકાશમા સઘથી ભેગા થઈ આવીને ભક્તો સાથે જળમાં સકળ કિલ્બિષને નાશ કરનારી સ્નાનલીલાને કરતા તે ભગવાન યદ્યપિ વસ્તુત• પોતપોતાના મન નેત્રને અગોચર છે તથાપિ તેમને પ્રત્યક્ષ જોઇને પરમાનંદને પામ્યા ॥૨૭॥ હુદકો મારીને તત્ક્ષણ જળ અંદર ડુબકી મારીને અંદરજ ગુપ્તપણે તરવાની યુક્તિથી વિચરતા થકા 'હમણા અહીંથી નિકળશે' એમ પોતાને પકડવાના ઈરાદાથી શોધ્યા કરતા બ્રહ્માનંદાદિ મુનિઓને અહીં તહીં ભમાવતા થકા સર્વેએ નહિ નિર્ધાર કરેલા અતર્કિત પ્રદેશમાં સ્વયં બહાર આવીને પોતાનું મસ્તક મુનિઓને બતાવીને એમને આશ્ચર્ય ઉપજાવતા હતા ॥૨૮॥ ભગવાન્ ફરીથી જળમા એકદમ ડુબકી મારીને જળની અંદર કોઇએ પણ નહિ લક્ષ કર્યા થકા કૃષ્ણનામના અનવધિક આનંદમય પરબ્રહ્મ સ્વસ્વરૂપને ચિંતવન કરતા થકાજ બહુ વખત સુધી રહીને, પછીથી જળ બહાર નિકળીને સર્વેને નમનગોચર થઇને, સર્વેના મનમા પરમ વિસ્મય ઉત્પન્ન કરતા હતા ॥૨૯॥ એ રીતે વિચિત્ર ચરિત્રના આચરણસમયે પોતાસાથે સખાભાવને પામેલા બ્રહ્માનંદાદિ સાધુઓ સાથે અને સોમવર્મા સૂરવર્મા વિગેરે પાર્ષદો સાથે જળખેલન લીલાને કરતા ભગવાન શ્રીહરિએ નાનાપ્રકારના તરવાના પ્રકારભેદોએ કરીને તરતા થકા, તરવાની વિચિત્રતાના વિજ્ઞાનવાળાઓના પણ મનમાં મહા આશ્ચર્ય ઉપજાવ્યું હતું ॥૩૦॥ તે આ ભગવાનને સુંદર તરવાની લીલાને કરતા જોઇને તેમની પાછળ મુનિઓ તથા પાર્ષદો

शतशश्च वेगैः। अप्राप्य तं फूत्कृतिफुल्लवक्त्राः समुच्छ्वसन्तस्तु महासयंस्ते ॥३१॥ मत्स्यादिरूपेण जले चिरस्थान्स्वपत्स्पर्शि कामयतः सुरेशान्। आनन्दयंस्तां सरितं च रेमे निशावियोगां चिरमम्भसीशः ॥३२॥ स्नात्वाम्बुनैव तिलकं स विधाय सद्यो

सोએ સો તરતા થકા ભગવાનને પામવાની (સ્પર્શ કરવાની) ઇચ્છાથી બહુ વેગથી તરતાં પણ તેમને નહિ પામીને, શ્રમાતિશયથી અતિશય નિ:શ્વાસને મુકતા અને વારેવારે ફુત્કાર (જળના કોગળા કાઢવા પૂર્વક ફુંફાડા) કરવાથી ફુલેલા મુખવાળા થઇને તે ભગવાનના હાસ માટે થયા. (અથવા જન સમૂહના હાસ માટે થયા) 'नैनद्देवा आप्नुवन्पूर्वमर्षत्' અર્થ-પ્રથમથીજ અંતર્યામિપણે પ્રાપ્ત એવા આ બ્રહ્મને પાછળના બ્રહ્માદિ દેવો પામી શકતા નથી તો મનુષ્યો ન પામી શકે એમાં કહેવુંજ શું? ભાવથીજ એક ગ્રહણ કરવા યોગ્ય આ ભગવાનની પાછળ દોડ્યા કરતો કયો જન પકડી પાડવા સમર્થ થાય? કોઈપણ નહિ, કેમકે 'तद्धाव-तोऽन्यानत्येति' અર્થ-આ બ્રહ્મ-ભગવાન દોડતા બીજા ગરૂડાદિકને પણ અતિક્રમ કરી જાય છે. એટલે જ્યાં જ્યાં કોઈ દોડે ત્યાં ત્યાંથી આગળપણ આ ભગવાન વ્યાપ્ત છેજ, એવી શ્રુતિ છે. તો મુનિ પાર્ષદો આ ભગવાનને ન પામી શક્યા એ યુક્તજ છે ॥૩૧॥ જે બ્રહ્માદિ દેવો પોતાના ચરણકમળના સ્પર્શની સ્પૃહાથી જળમાં મત્સ્યાદિ જળજંતુની તનુને ધારીને બહુ કાળથી તેના અવસરની રાહ જોઇ રહ્યા હતા, તે આ દેવોને પોતાના ચરણસ્પર્શનો લાભ આપીને પરિપૂર્ણ મનોરથવાળા કરતા અને પોતાના અંગસંગનીજ એક કામનાવાળી, આખી રાત્રિ વિશ્લેષ રહેલો હોવાથી તેમને ફરી પામવાની ઉત્કંઠાવાળી આ ઉન્મત્તગંગાને પોતાના સંયોગ પ્રદાનથી આનંદ આપતા થકા ભગવાન શ્રીહરિ તેમાં બહુ કાળપર્યંત રમ્યા ॥૩૨॥

એરીતે નવ શ્લોકથી શ્રીહરિની જળક્રીડા લીલા વર્ણવીને, હવે પોતે ધર્મપ્રવૃત્યર્થે પ્રકટેલા હોવાથી પોતાના આચરણથી પોતાના આશ્રિતોને શિક્ષણ આપવા આચરણ કરેલી શ્રીહરિની માધ્યાહ્નિક કર્માચરણ લીલાને પાંચ શ્લોકથી કહેછે—તે પછી ભગવાન્ સ્નાન કરીને જળમાંજ

माध्याह्निकीं सितरुचं समुपास्य सन्ध्याम् । पश्यन् रविं गगनमण्डलमध्यसंस्थमम्बुस्थितस्तमुपतस्थ ऋजूर्ध्वबाहुः ॥३३॥ तं सूर्यमण्डलनिबद्धदृशं स्थिराङ्गं सूक्तं पठन्तमपि सौरमुदारमुच्चैः । स्वेदोदबिन्दुततिमौक्तिकदामभालमैक्षन्त साद्भुतममर्त्यगणाः खसंस्थाः ॥३४॥ स्नात्वा यथाविधि च तं त्वभितोऽम्बुसंस्था एकैकमर्घ्यमखिला अपि वर्णिविप्राः । दत्त्वैव पूष्ण उपतस्थिर ऊर्ध्वेहस्ताः पङ्क्तिस्थिता नृप ! सहस्रश आदृतास्तम् ॥३५॥ समाप्य सूर्योपस्थानं भगवान्धर्मरक्षकः । ब्रह्मयज्ञं विधायादौ चक्रे देवादितर्पणम् ॥३६॥ देवता उपवीती च नरान् निवीत्यतर्पयत् । प्रा-

રહીને જળથીજ તત્ક્ષણ તિલક કરીને શુકલ વર્ણવાળી માધ્યાહ્નિકી સંધ્યાનું યથાવિધિ ઉપાસન કરીને, ગગનમંડળના મધ્યમાં રહેલા સૂર્યનારાયણને ઉંચી દૃષ્ટિથી જોતા થકા સરલપણે ઉંચા બે બાહુ રાખીને તેમનું ઉપસ્થાન કરવા લાગ્યા ॥૩૩॥ સૂર્યના ઉપસ્થાનમાં પ્રવર્તેલા, સૂર્યમંડળમાં બાંધી છે દૃષ્ટિ જેમણે, સ્થિર છે અંગ જેમનું, ( આ ભગવાનને સૂર્યતેજથી કશો પરાભવ નજ થાય, જેના તેજથી આ સર્વ પ્રકાશે છે, પ્રકાશમાન તે ભગવાનની પાછળ સર્વ પ્રકાશે છે ) સૂર્યસંબન્ધિ મહા સૂક્તને ઉચ્ચ સ્વરથી ભણતા, પરસેવાના જળના બિન્દુઓની પંક્તિવડે મોતીમાળાવડેજ જેમ ? એમ અલંકૃત છે લલાટદેશ જેમનો એવા તે આ ભગવાનને આકાશમાંજ પોતપોતાના વિમાનમાં રહેલા સર્વે દેવગણો આશ્ચર્યથી જોવા લાગ્યા ॥૩૪॥ હે નૃપ ! ત્યારપછી સર્વે વર્ણીઓ તથા વિપ્રો યથાવિધિ સ્નાન કરી, ભગવાનની ચોમેર જળમાંજ પંક્તિબંધ થઈને સૂર્યદેવને એક એક અર્ઘ્ય અર્પણ કરીને, તે બહુ વિપ્ર વર્ણીઓએ સરલ ઉંચા હાથ કરીને આદરથી સૂર્યનું ઉપસ્થાન કર્યું ॥૩૫॥ તે પછી ભગવાને સૂર્યોપસ્થાનને સમાપ્ત કરીને, પ્રથમ બ્રહ્મયજ્ઞ યથાવિધિ કરીને, દેવાદિકનું તર્પણ કર્યું. જે હેતુમાટે આ ભગવાન્ ધર્મરક્ષક છે માટે ધર્મને લેશ પણ ઉલ્લંઘન કરે નહિ ॥૩૬॥ આ શ્રીહરિએ ઉપવીતી ( જેવી રીતે ઉપવીત ધરાય છે તેવી રીતેજ થઈને ) હોઈને અગ્નિ આદિક દેવ-

चीनावीत्यसौ पितॄनेकद्वित्र्यञ्जलिक्रमात् ॥३७॥ द्विजैः सहेत्थं विधिना विधाय माध्याह्निकं वाजिनमारुरोह । संस्तूयमानो मुनिभिर्नरेन्द्रैः पुरं विवेशाथ स वर्णिराजः ॥३८॥ शृण्वन् स भक्तैः पथि गीयमानं यशः स्वकीयं मुनिभिः सहैत्य । संसिद्धपाकं नृपवेश्मनिशान्तं सम्भोजयामास मुनीन् यथावत् ॥३९॥ तृप्तान्स तान् पायसमोदकाद्यैर्गन्तुं द्रुतं विस्तृतधर्मशालाम् । आज्ञापयामास ततश्च सर्वान्भक्तानपि स्वान् गमनाय भोक्तुम् ॥४०॥ स्वस्थानमेत्य पुनराप्लवनं विधाय कृत्वा च पाकमथ संस्कृतभूप्रदेशे । कृष्णाय तं नृप ! निवेद्य स वैश्वदेवं कृत्वा स्वयं च बुभुजे रसजिन्मिताशी ॥४१॥

---

તાઓ, નિવીતી ( કંઠમા લાંબી યજ્ઞોપવીત રાખીને ) સનકાદિક નરો અને પ્રાચીનાવીતી (અપસવ્ય-જમણે ખભે જનોઈ રાખીને) થઈને શાણ્ડાયનિપ્રમુખ પિત્રિઓનુ એક બે અને ત્રણ અંજળિના અનુક્રમથી ( એક એક અંજળિથી દેવોને, બે અંજળિથી સનકાદિકોને અને ત્રણ ત્રણ અંજળિથી પિત્રિઓને ) તર્પણ કર્યું ॥૩૭॥ આ પ્રકારે બ્રહ્મચારી બ્રાહ્મણો સાથે યથાવિધિ માધ્યાહ્નિક કર્મ કરીને, ભક્તજનવત્સળ તે આ વર્ણિરાજ ભગવાન પોતાના રોઝા નામના ઘોડા ઉપર બેસીને મુનિઓ અને નરેન્દ્રોએ ગાન કર્યાં છે ગુણચરિત્રો જેમના એવા થકા દુર્ગપુરમાં પાછા પધાર્યા ॥૩૮॥ માર્ગમા ભક્તોએ ગાન કરેલું પોતાનું નિર્મળ યશ મુનિઓ સાથે સાભળતા સાભળતા ઉત્તમ નૃપતિના ભવનમા પ્રવેશ કરીને, તૈયાર થએલી રસોઈથી મુનિઓને યથાયોગ્ય જમાડ્યા ॥૩૯॥ તે પછી ભગવાને દુધપાક મોદક આદિક ભક્ષ્ય ભોજ્યથી સતૃપ્ત થએલા તે મુનિઓને વિશ્રામમાટે વિશાળ ધર્મશાળાપ્રત્યે જવાની જલદી આજ્ઞા આપીને, પછી દેશાંતરના સર્વ તે હરિભક્તોને પણ જમવા જવાની આજ્ઞા આપી ॥૪૦॥ હે નૃપ ! શ્રીહરિ એરીતે સમસ્ત મુનિજનો તથા સમસ્ત હરિજનોને જમાડીને, સ્વસ્થાનમા આવીને ફરીથી સ્નાન કરી, સુસંસ્કૃત ભૂપ્રદેશમા પરિમિત સાત્વિક પાક કરીને ભગવાનને નિવેદન કરીને વૈશ્વદેવ કરીને, રસાસ્વાદને જીતીને મિતાહારી થઈને સ્વયં જમ્યા ॥૪૧॥

इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे अन्नकूटोत्सवे उन्मत्तगङ्गायां भगवज्जलक्रीडामाध्याह्निकविधिनिरूपणनामा त्रयोदशोऽध्यायः ॥१३॥

सुव्रत उवाच—मुहूर्तमथ विश्रम्य हरिर्नृप ! पुनर्बहिः । वेद्यामेत्य निजे पीठे निषसाद सपार्षदः ॥१॥ अह्नस्तृतीययामान्ते जनसङ्घाः सयोषितः । समेत्य पूर्ववत्तत्र निषेदुर्मुनयस्तथा ॥२॥ जगुर्गुणान्नृपिवराः प्रेमानन्दादयो हरेः । वादयन्तो मृदङ्गांश्च वीणावेणुविपञ्चिकाः ॥३॥ तावदाकारयामास हरिः पौराणिकोत्तमम् । श्रोतुं नित्यकथां राजन् ! प्रयागजिदिति श्रुतम् ॥४॥ मौढाकृतिः सकल-

ઇતિ શ્રીસત્સંગિજીવને...તૃતીયપ્રકરણે અન્નકૂટોત્સવે ઉન્મત્તગંગાયાં ભગવજ્જળક્રીડા-માધ્યાહ્નિકવિધિનિરૂપણનામા ત્રયોદશોઽધ્યાયઃ ॥૧૩॥

## [1]અધ્યાય ૧૪ મો.

સુવ્રતઋષિ કહેછે—હે નૃપ ! ભગવાન્ જમીને પછી મુહૂર્તમાત્ર વિશ્રામ લઇને, ફરીથી પોતાના નિવાસભવન થકી બહાર વેદી સમીપે આવીને પોતાના સિંહાસનમાં પાર્ષદોથી વિંટાઇને વિરાજમાન થયા ॥૧॥ તે સમયે દીપોત્સવ દિવસના ત્રીજા પ્રહરને અંતે અધાય મુનિઓ આવીને ભગવાનની સમીપે પ્રથમની પેઠે યથાયોગ્ય બેસી ગયા. તથા સર્વ સ્ત્રીપુરુષ હરિભક્તો યથામર્યાદા પૂર્વવત્ બેસી ગયા ॥૨॥ તે સમયે પ્રેમાનંદાદિ મુનિવરો ભગવાનના ભક્તિરસમાંજ એક નિમગ્ન મનવાળા થઈ, ગાયનનું સર્વસ્વ જાણતા હોવાથી મૃદંગ વીણા વેણુ વિપંચિકા ( સાત તારવાળી એક જાતની વીણા ) વિગેરે વાજીંત્રોને વજાડતા થકા ભગવાનના ગુણગણોને ગાવા લાગ્યા ॥૩॥ હે રાજન્ ! તે સમયે ભગવાને નિત્ય નિયમપ્રાપ્ત ( પ્રતિદિન પ્રવર્તતી ) કથાને સાંભળવાના મિષથી સર્વને સંભળાવવામાટે પ્રયાગજીત નામથી પ્રખ્યાત ઉત્તમ પૌરાણિકને બોલાવ્યા ॥૪॥

૧ આ અધ્યાયમાં ભગવાને કરેલું પૌરાણિકનું સન્માન તથા દીપાવલીનો મહોત્સવ તથા નવીન વસ્ત્રાદિકનું ધારણ વર્ણન કર્યું છે.

शास्त्रपुराणवेत्ता वेदार्थवेदनपटुर्भगवत्प्रसादात् । स्पष्टाक्षरप्रवचनो मधुदीर्घशब्दस्तत्राजगाम स मुनीन्प्रणमन्कराभ्याम् ॥५॥ बद्धाञ्जलिः स भगवत्पदयोः शिरः स्वं धृत्वा ननाम विनयेन च पार्षदादीन् । नारायणोऽपि विधिवद्विनयात्तमुच्चे व्यासासने समुपवेश्य ननाम विप्रम् ॥६॥ ब्रह्मण्यदेव इह धर्मपथावनेच्छुः पूज्योऽपि देवपतिभिः स सरस्वतीं प्राक् । सम्पूज्य सादरमथो तमपि द्विजेन्द्रमानर्च गन्धवरपुष्पफलोत्तमाद्यैः ॥७॥ क्रमप्राप्तां भागवतपञ्चमस्कन्धसङ्गताम् । वाचयिष्यन्कथां सोऽथ मङ्गलाचरणं

ભગવાનના પ્રસાદપ્રકર્ષથી વેદ, તેના અંગભૂત સમસ્ત શાસ્ત્રો અને તેના ઉપબૃંહણભૂત સમગ્ર પુરાણોના અર્થને યથાર્થપણે જાણનારા, આકૃતિએ કરીને તો પ્રૌઢ, સ્પષ્ટપણે વર્ણોચ્ચારણને કરનારા, મધુર ગંભીર કંઠસ્વર જેમનો છે અને ભગવાને બોલાવેલા એવા પૌરાણિક પ્રયાગજી વિપ્ર સભામાં બેઠેલા સમસ્ત મુનિઓને બે હાથ જોડીને પ્રણામ કરતા કરતા સભામાં આવ્યા ॥૫॥ ભગવાનના ચરણ સમીપને પામીને બે હાથ જોડીને તેમના ચરણારવિંદમાં પોતાનું મસ્તક મુકીને પરા ભક્તિથી પ્રયાગજીએ ભગવાનને નમસ્કાર કર્યો. તે પછી ભગવાનના સોમવર્મા વિગેરે પાર્ષદાદિકને વિનયનમ્ર મસ્તકવડે નમસ્કાર કર્યો ॥૬॥ ભગવાન સ્વામિનારાયણે પણ ધર્મપ્રવર્તન માટે અવનિમાં અવતરેલા હોવાથી વિધિવશ્યતાને પ્રકાશ કરતા થકા વિનયથી તે પૌરાણિકને પોતાના આસન કરતાં ઉંચા વ્યાસાસનમાં બેસાર્યા. કેવળ ઉંચા આસનમાં બેસાર્યા એટલુંજ નહિ કિંતુ પોતે ભવ બ્રહ્માદિ દેવોએ પૂજ્ય છે અને બ્રહ્મણ્યદેવ છે તો પણ શ્રીભાગવત પુસ્તકરૂપ સરસ્વતીની પ્રથમ પૂજા કરીને, તે પૌરાણિક વિપ્રોત્તમની પણ આદરથી ચંદન-કુંકુમ-પુષ્પહાર અને ઉત્તમ ફળાદિકવડે પૂજા કરી, કેમકે આ ભગવાને ધર્મમાર્ગના રક્ષણનો સંકલ્પ ધારેલો છે. તો સંકલ્પને અનુસારે સત્યસંકલ્પ ભગવાને ધર્મપરિરક્ષણમાટે એમ કર્યું ॥૭॥ તે પછી આ પ્રયાગજીત પુરાણી પ્રતિદિન કથાના અનુક્રમથી આવેલી ભાગવત પંચમસ્કંધ સંબન્ધી કથાને વાંચશે એવા થકા પ્રથમ મંગળાચ-

व्यधात् ॥८॥ सुनीशारं सारं शुचिकनकवृद्धं परिदधन्निचोलं कौसुम्भं कटितटपटं चारुणरुचिम् । वहन् हारान् हैमान्वरवलयकेयूरमुकुटान् हसद्वक्त्रेन्दुर्मे दृशि जयतु नारायणमुनिः ॥९॥ यईशोऽपि स्वेच्छाधृततनुरानन्दनिलयः कृपासिन्धुर्बन्धुर्भवजल-

રણ માટે આ બે શ્લોકો બોલ્યા ॥૮॥ શુદ્ધ સુવર્ણસૂત્રના બુટ્ટાઓથી શોભાયમાન ઉત્તમ નિશાર ( હિમાદિકની ઠંડીને હરનારૂં વસ્ત્ર જામો ડગલી વિગેરે )ને ધારી રહેલા, કસુંબલ રંગથી રંગેલો, ચારે કોરે સુવર્ણસૂત્રથી અંકિત એવો નિચોળ ( સૂરવાળ ઉપર ધારવાનું કાઠીયાવાડમાં પ્રસિદ્ધ વસ્ત્ર ) ને તથા તેવોજ શિરઃપટ ( માથે બાંધવાના વસ્ત્ર ) ને ધારી રહેલા, સંધ્યારાગ જેવા રાતા કટિતટપટ ( કેડયમાં બાંધવાનું વસ્ત્ર ) ને ધારી રહેલા, શ્રેષ્ઠ કડાં બાજુબંધ મુકુટ આદિક આભરણોને તેના તેના સ્થાનમાં ધારી રહેલા અને મંદસ્મિતે મધુર, સમસ્ત સંતાપને સંહારનાર, સમસ્ત ઇન્દ્રિયોને આહ્લાદ આપનાર એવા મુખચન્દ્રમાંને ધારી રહેલા તે આ નારાયણમુનિ મારી દૃષ્ટિ આગળ સદાય વિરાજમાન રહો ॥૯॥ એ રીતે તે સમયની દિવ્ય આભરણાદિકની શોભાનો અતિશય વર્ણવાપૂર્વક ભગવાનનું અનુસ્મરણ કરીને, હવે તેમને અસાધારણ ગુણવર્ણનદ્વારા અનુસ્મરણ કરે છે—જે પોતે ભગવાન ઇશોઽપિ-સર્વનિયંતા છે અને સર્વના અંતર્યામી છે તથાપિ સ્વેચ્છાથી ધર્મનું પરિરક્ષણ એજ એક પ્રયોજન માટે પૃથ્વી ઉપર પ્રકટ કર્યું છે નરનાટ્ય જેમણે એવા છે. નરાકાર સ્વીકાર કર્યો છે તથાપિ જે આનંદમય સ્વસ્વરૂપથી નહિ પ્રચ્યુતિ પામેલા છે. આનંદમય છે તથાપિ જે આશ્રિતદુઃખે કરીને દુઃખી થનારા કૃપાસિંધુ છે. અસમર્થ કેવળ કૃપાવાન્ નહિ કિંતુ દુરંત દુઃખના ઉચ્છેદમાં જે સમર્થ છે. સંસારસાગરમાં નિમગ્ન થએલાઓને જે દુઃખ છે તે દુરંત છે, કેમકે જન્મ જરા મરણરૂપ તરંગોમાં પરસ્પર અથડામણ અનવધિ છે. ભવદુઃખે કરીને દુઃખી થએલા નરોના જે બન્ધુ છે—બન્ધુની પેઠે પોતાની સ્મૃતિએ રહિત એવાને પણ સ્વયં મનમાં દયા લાવીને જે ઉદ્ધાર કરે છે. નિષ્કામોએજ જેમ એમ સકામોએ પણ

शास्त्रपुराणवेत्ता वेदार्थवेदनपटुर्भगवत्प्रसादात् । स्पष्टाक्षरप्रवचनो मधुदीर्घशब्दस्तत्राजगाम स मुनीन्प्रणमन्कराभ्याम् ॥५॥ बद्धाञ्जलिः स भगवत्पदयोः शिरः स्वं धृत्वा ननाम विनयेन च पार्षदादीन् । नारायणोऽपि विधिवद्विनयात्तमुच्चे व्यासासने समुपवेश्य ननाम विप्रम् ॥६॥ ब्रह्मण्यदेव इह धर्मपथावनेच्छुः पूज्योऽपि देवपतिभिः स सरस्वतीं प्राक् । सम्पूज्य सादरमथो तमपि द्विजेन्द्रमानर्च गन्धवरपुष्पफलोत्तमाद्यैः ॥७॥ क्रमप्राप्तां भागवतपञ्चमस्कन्धसङ्गताम् । वाचयिष्यन्कथां सोऽथ मङ्गलाचरणं

ભગવાનના પ્રસાદપ્રકર્ષથી વેદ, તેના અંગભૂત સમસ્ત શાસ્ત્રો અને તેના ઉપબૃંહણભૂત સમગ્ર પુરાણોના અર્થને યથાર્થપણે જાણનારા, આકૃતિએ કરીને તો પ્રૌઢ, સ્પષ્ટપણે વર્ણોચ્ચારણને કરનારા, મધુર ગંભીર કંઠસ્વર જેમનો છે અને ભગવાને બોલાવેલા એવા પૌરાણિક પ્રયાગજી વિપ્ર સભામાં બેઠેલા સમસ્ત મુનિઓને બે હાથ જોડીને પ્રણામ કરતા કરતા સભામાં આવ્યા ॥૫॥ ભગવાનના ચરણ સમીપને પામીને બે હાથ જોડીને તેમના ચરણારવિંદમાં પોતાનું મસ્તક મુકીને પરા ભક્તિથી પ્રયાગજીતે ભગવાનને નમસ્કાર કર્યો. તે પછી ભગવાનના સોમવર્મા વિગેરે પાર્ષદાદિકને વિનયનમ્ર મસ્તકવડે નમસ્કાર કર્યો ॥૬॥ ભગવાન સ્વામિનારાયણે પણ ધર્મપ્રવર્તન માટે અવનિમાં અવતરેલા હોવાથી વિધિવશ્યતાને પ્રકાશ કરતા થકા વિનયથી તે પૌરાણિકને પોતાના આસન કરતાં ઉંચા વ્યાસાસનમાં બેસાર્યા. કેવળ ઉંચા આસનમાં બેસાર્યા એટલુંજ નહિ કિંતુ પોતે ભવ બ્રહ્માદિ દેવોએ પૂજ્ય છે અને બ્રહ્મણ્યદેવ છે તો પણ શ્રીભાગવત પુસ્તકરૂપ સરસ્વતીની પ્રથમ પૂજા કરીને, તે પૌરાણિક વિપ્રોત્તમની પણ આદરથી ચંદન-કુંકુમ-પુષ્પહાર અને ઉત્તમ ફળાદિકવડે પૂજા કરી, કેમકે આ ભગવાને ધર્મમાર્ગના રક્ષણનો સંકલ્પ ધારેલો છે તો સંકલ્પને અનુસારે સત્યસંકલ્પ ભગવાને ધર્મપરિરક્ષણમાટે એમ કર્યું ॥૭॥ તે પછી આ પ્રયાગજીત પુરાણી પ્રતિદિન કથાના અનુક્રમથી આવેલી ભાગવત પંચમસ્કંધ સંબન્ધી કથાને વાંચશે એવા થકા પ્રથમ મંગળાચ-

ध्यधात् ॥८॥ सुनीशारं सारं शुचिकनकबुट्टं परिदधन्निचोलं कौसुम्भं कटितटपटं चारुणरुचिम् । बहून् हारान् हैमान्वरवलयकेयूरमुकुटान् हसद्वक्त्रेन्दुर्मे दृशि जयतु नारायणमुनिः ॥९॥ य ईशोऽपि स्वेच्छाधृततनुतनुरानन्दनिलयः कृपासिन्धुर्बन्धुर्भवजल-

રણ માટે આ બે શ્લોકો બોલ્યા ॥૮॥ શુદ્ધ સુવર્ણસૂત્રના બુટ્ટાઓથી શોભાયમાન ઉત્તમ નિશાર ( હિમાદિકની ઠંડીને હરનારૂં વસ્ત્ર જમો ડગલી વિગેરે )ને ધારી રહેલા, કસુંબલ રંગથી રંગેલો, ચારે કોરે સુવર્ણસૂત્રથી અંકિત એવો નિચોળ ( સૂરવાળ ઉપર ધારવાનું કાઠીયાવાડમાં પ્રસિદ્ધ વસ્ત્ર ) ને તથા તેવોજ શિરઃપટ ( માથે આંધવાના વસ્ત્ર ) ને ધારી રહેલા, સંધ્યારાગ જેવા રાતા કટિતટપટ ( કેડયમાં આંધવાનું વસ્ત્ર ) ને ધારી રહેલા, શ્રેષ્ઠ કડાં બાજુબંધ મુકુટ આદિક આભરણોને તેના તેના સ્થાનમાં ધારી રહેલા અને મંદસ્મિતે મધુર, સમસ્ત સંતાપને સંહારનાર, સમગ્ર ઇન્દ્રિયોને આહ્લાદ આપનાર એવા મુખચન્દ્રમાને ધારી રહેલા તે આ નારાયણમુનિ મારી દૃષ્ટિ આગળ સદાય વિરાજમાન રહો ॥૯॥ એ રીતે તે સમયની દિવ્ય આભરણાદિકની શોભાનો અતિશય વર્ણવાપૂર્વક ભગવાનનું અનુસ્મરણ કરીને, હવે તેમને અસાધારણ ગુણવર્ણનદ્વારા અનુસ્મરણ કરે છે—જે પોતે ભગવાન ઇશોઽપિ–સર્વનિયંતા છે અને સર્વના અંતર્યામી છે તથાપિ સ્વેચ્છાથી ધર્મનું પરિરક્ષણ એજ એક પ્રયોજન માટે પૃથ્વી ઉપર પ્રકટ કર્યું છે નરનાટ્ય જેમણે એવા છે. નરાકાર સ્વીકાર કર્યો છે તથાપિ જે આનંદમય સ્વસ્વરૂપથી નહિ પ્રચ્યુતિ પામેલા છે. આનંદમય છે તથાપિ જે આશ્રિતદુઃખે કરીને દુઃખી થનારા કૃપાસિંધુ છે. અસમર્થ કેવળ કૃપાવાન્ નહિ કિંતુ દુરંત દુઃખના ઉચ્છેદમાં જે સમર્થ છે. સંસારસાગરમાં નિમગ્ન થએલાઓને જે દુઃખ છે તે દુરંત છે, કેમકે જન્મ જરા મરણરૂપ તરંગોમાં પરસ્પર અથડામણ અનવધિ છે. ભવદુઃખે કરીને દુઃખી થએલા નરોના જે બન્ધુ છે–બન્ધુની પેઠે પોતાની સ્મૃતિએ રહિત એવાને પણ સ્વયં મનમાં દયા લાવીને જે ઉદ્ધાર કરે છે. નિષ્કામોએજ જેમ એમ સકામોએ પણ

निधौ दुःखितनृणाम्। सकामैर्निष्कामैरपि सुरनरैः सेव्यचरणं न-मास्यात्मात्मानं तमहमिह नारायणमुनिम् ॥१०॥ कृत्वेति मङ्गलं विप्रः कथामचकथत्स ताम्। तत्र तत्राध्यात्मभागं स्फुटीकृत्या-वदत्प्रभुः ॥११॥ स स्कन्धस्तद्दिने पूर्णस्ततः पौराणिकं प्रभुः। स-म्पूज्य शीर्षपटकं तस्मै प्रादान्महाधनम् ॥१२॥ धोत्रप्रावरणा-

જે સેવ્યમાન ચરણારવિંદ છે, 'उदाराः सर्व एवैते' એમ અર્થ કામનાથી પોતાના પાદારવિંદનો સમાશ્રય કરનારાઓની પણ ભગવાન્ પ્રશસા કરે છે. તે આ પરમાત્મા પરમોદાર છે. 'સકામીએ પ્રાર્થના કરેલા ઇન્દ્રાદિ દેવો તેતે ફળને આપે છે તો સકામીએ પરમાત્માના ચરણની સેવા કર-વાની શી જરૂર ? એમ કોઈ આશંકા કરે તો તેમ નથી દેવોએ પણ નરોની પેઠેજ જે પરમાત્માજ સેવ્યમાન ચરણારવિંદ છે. નરો જેમ પર-માત્માના ચરણપરિચરણથી ઇચ્છિત ફળને પામે છે તેમ આ દેવો પણ પરમાત્માની ચરણપરિચર્યાથીજ આપત્તિમાંથી મુક્ત થાય છે અને સપત્તિને પામે છે. એ રીતે ભગવાનેજ એક જે ઉપજીવ્ય ( જીવાડવા યોગ્ય ) છે તે પોતે ફળ આપવા કેમ સમર્થ થાય ? કિંતુ તે આ પર-માત્માજ તેના તેના આત્મારૂપ હોઇને ફળ આપે છે, 'लभते च ततः कामान् मयैव विहितान् हि तान्' એવી સ્મૃતિ છે. જે આત્માઓના પણ આત્મા–ધારક નિયતા અને સ્વામી છે. તે આ સમગ્ર જનના નયન-ગોચરભૂત શ્રીનારાયણમુનિને હું કથાવાચનના પ્રારંભમાં પ્રેમથી નમસ્કાર કરું છુ ॥૧૦॥ એ રીતે પ્રથમ મગળાચરણ કરીને પૌરાણિકે પચમ સ્કંધની કથા કરવા માંડી તે તે કથાપ્રસગમા આવતા અધ્યાત્મભાગ–આત્મા પરમાત્મા સંબન્ધિ જ્ઞાનભાગને સ્ફુટ કરીને–અજ્ઞાન સશય વિપર્યયને ટાળવાપૂર્વક સુખેથી બોધ થાય એમ સ્વયં ભગવાન્ કહેતા હતા ॥૧૧॥ તે આ પંચમસ્કંધ દીપોત્સવને દિવસે સંપૂર્ણ થયો. કથાને અંતે ભગવાને પૌરાણિકની પૂજા કરીને પોતાનું બહુ મૂલ્યવાળું ઉષ્ણીષ ( માથે બાધવાનું વસ્ત્ર ) તે વિપ્રને આપ્યું ॥૧૨॥ પહેરવા ઓઢવા આદિકમાં ઉપયોગી બીજાં પણ બહુ ઉત્તમ વસ્ત્રો, કડાં બાજુબંધ આદિક અલંકારો અને ઘણું ધન

दीनि वस्त्राण्यन्यानि च प्रभुः । करभूषाद्यलङ्कारान् ददौ च विपुलं धनम् ॥१३॥ बहुमूल्यं निजं चाश्वं रोहिताख्यं नृपेप्सितम् । तस्मै प्रादात्स भगवान् हैमालङ्कारभूषितम् ॥१४॥ ततो व्यासासनाद्विप्रः स उत्थायानमत्प्रभुम् । उपाविवेश मुनिषु सूर्योऽस्तं तावदाप च ॥१५॥ वासुदेवाङ्गणे तत्र मण्डपः शिल्पिभिस्तदा । चतुरस्रश्चतुर्द्वारश्चक्रेऽतिविततः शुभः ॥१६॥ दीपानां राजयस्तत्र दिवाकीर्तिभिरायताः । समास्तिर्यक् तथोर्ध्वं च चक्रिरे हि सहस्रशः ॥१७॥ बहिर्वेदिषु बद्धेषु तिर्यग्वंशेषु दीपकाः । सहस्रशः कृता भक्तैस्तैर्दीर्घस्थूलवर्तयः ॥१८॥ दीपिकानां शतान्यासन्नारा-

આપ્યુ ॥૧૩॥ તે પછી બહુ મૂલ્યવાળો, રાજાઓએ પણ સ્પૃહા કરેલો, રોઝા નામનો પોતાનોજ ઘોડો સુવર્ણના આભરણોથી અલંકૃત કરીને તે પ્રયાગજીત્ પુરાણીને આપ્યો સર્વ ફળ પ્રદાતા ભગવાને પોતાના પ્રસાદના ચિહ્નભૂત આ સર્વ આપ્યુ ॥૧૪॥ પ્રયાગજીત્ પૌરાણિક પણ ભગવાનના તે પરમ પ્રસાદથી કૃતાર્થ થઈને વ્યાસાસન થકી ઉઠીને, તે સર્વના પ્રભુ શ્રીનારાયણમુનિને નમસ્કાર કરીને, મુનિમંડળના મધ્યમા પોતાને ઉચિત સ્થાનમા બેઠા તેટલાકમા સૂર્ય પણ અસ્તપણાને પામ્યો ॥૧૫॥ તે સમયે દીપોત્સવદિવસે રાજદરબારમાં વાસુદેવનારાયણના મંદિરના આંગણામાં ચાર ખુણાવાળો ચાર દ્વારવાળો રમણીય રચનાવાળો વિશાળ કોઈ મંડપ દેવરામાદિ શિલ્પિઓએ કર્યો હતો ॥૧૬॥ ત્યારે રાત્રિના મુખમાં તે મંડપ વિષે કૃષ્ણદાસાદિ ભક્ત નાપિતોએ લાંબી સરખી તથા આડી ઉંચી હજારો હજાર દીવાઓની પંક્તિઓ કરી દીધી ॥૧૭॥ બહારના ભાગની વેદી ( ઓટલીયો )મા શણની દોરીઓથી વાંકા વાળીને બાંધેલા વાસડાઓમા લાંબી જાડી વાટ્યોવાળા હજારો હજાર દીવાઓ તે નાપિત ભક્તોએ આરોપણ કરેલા બહુ શોભતા હતા ॥૧૮॥ ભગવાન્ નારાયણમુનિની આગળ સોએ સો દીપિકાઓ વિરાજતી હતી. અને રૂપામય અકોરુ ( વાલસીટ વિગેરે )માં મીણબત્તીના દીવાઓ સોએ સો વિરાજતા હતા જેના પ્રકાશથી સૂર્યાદિકો પ્રકાશે છે

यणमुनेः पुरः । मधूत्थवर्तिदीपाश्च रोप्याङ्कोद्वेपु भूरिशः ॥१९॥ काचयन्त्रेषु दीपाश्च तस्मिन्निम्नतरावपि । निरुद्धाः शतशो भक्तै दिशासु विदिशासु च ॥२०॥ दीपचक्रभ्रमाश्चापि रथकारैर्हरेः पुरः । निर्मिता यत्र दीपानां शतान्यासन् भ्रमन्ति वै ॥२१॥ रत्ने न्द्रसारा इव ते दीपा रोचिष्णवो बभु । कुहूनिशायास्तिमिरं तदा तत्र व्यलीयत ॥२२॥ ततः स्वर्णमयीं लक्ष्मीं विप्रानाहूय वैदिकान् । उपहारैर्बहुविधैः सोऽर्चयामास मण्डपे ॥२३॥ गीतवादित्र-निनदस्तदानी सुमहानभूत् । तत. प्रादात्स विप्रेभ्यो वस्त्रालङ्कार-दक्षिणाः ॥२४॥ जयया प्रेरितोऽभ्येत्य तं नृपस्तत उत्तमः । पूज

---

તે ભગવાનને પ્રકાશ કરતા હોયને શુ ? એમ વિરાજતા હતા ॥૧૯॥ જે તરૂતળે સમલકૃત સિંહાસનમા ભગવાન્ વિરાજે છે તે નિમ્નતરૂમા પણ દિશાઓ તથા વિદિશામા ચોગરદમ રાજદાસ આદિક વાળદોએ બાંધેલા, કાચયન્ત્ર (હાડીઓ વિગેરે)મા પ્રકટાવેલા દીવાઓ સહસોસહસ્ર વિરાજતા હતા ॥૨૦॥ નારાયણજી આદિક સુથાર ભક્તોએ રચેલા, શ્રીહરિની આગળ સ્થાપન કરેલા, ચક્રાકાર ભમતા, (ગોળાકારે પોતાની મેળેજ ફર્યા કરતા) યન્ત્રમા આરોપણ કરેલા સોએ સો યન્દીપો ચક્રભ્રમણથી ભમતા વિરાજતા હતા ॥૨૧॥ તે આ બધા દીવાઓ બહુ દેદીપ્યમાન થવાથી ઉત્તમ મણિઓ હોયને શુ ? એમ ચોગરદમ શોભતા હતા આ અસખ્યાત દીપસમૂહથી અમાવાસ્યાની રાત્રિનો ઘણો ઘાટો પ્રસિદ્ધ અધકાર તે સમયે કોઈ પણ સ્થળમા લીન થઈ ગયો હતો ॥૨૨॥ તે પછી ભગવાને પૂજાપ્રકારવિધિને જાણનારા વૈદિક હરિશર્મા વિગેરે વિપ્રોને બોલાવીને, તેમની પાસે તે મડપમા સુવર્ણની પ્રતિમારૂપ લક્ષ્મીની અનેક પ્રકારના ઉપહારોવડે પૂજા કરાવી ॥૨૩॥ લક્ષ્મીપૂજનના મહોત્સવમા ગીત વાજીત્રોનો ધ્વનિ મગળકારી અતિ મહાન્ થયો હતો પૂજાના અતમાં ભગવાને વિપ્રોને વસ્ત્રો વિભૂષણો અને સુવર્ણમુદ્રિકા આદિક દક્ષિણાઓ આપી ॥૨૪॥ હે ભૂપતે ! તે પછી પરમ ભક્ત નૃપ નામવીજ જેમ એમ ગુણથી પણ ઉત્તમે જયાના મોકલવાથી ભગવાન પાસે આવીને

यामास भक्त्यैव महासदसि भूपते ! ॥२५॥ शोणमाप्रपदीनं च चोलं प्राग्वरये ददौ । तत्प्रीतये हरिस्तं च धोत्रोपरि दधौ क्षणम् ॥२६॥ अनर्घ्यं च शिरोवेष्टं नृपो भगवते ददौ। ततः शोणं स्वर्णमयं नीशारं पर्यधापयत् ॥२७॥ चञ्चत्प्रान्तं कटिपटं गुम्फितैर्हेमतन्तुभिः। कौसुम्भं हरये प्रादात्कट्यां तं च बबन्ध सः ॥२८॥ प्रावारपटकं चान्यं बहुमूल्यं सितं शुभम्। समर्प्य प्रभवे तस्थौ तं प्रणम्य स तत्पुरः ॥२९॥ अथाहूतो ललितया नृपोऽगच्छत्तदन्तिकम्। तया दत्तानलङ्कारानानीय हरये ददौ ॥३०॥ पादयोर्नू-

ભક્તિથી મહાસભામાં તેમની ચદનાદિકથી પૂજા કરીને રક્ત વર્ણનો પાદાગ્રપર્યંત લાંબો ચોળ ( સુરવાળ ) ભગવાનને આપ્યો ભગવાને તે ઉત્તમ ભક્તની પ્રસન્નતા માટે તે સુરવાળને પહેરેલા ધોતીયા ઉપર ક્ષણમાત્ર ( અથવા જોનારા જનોના નેત્રોને જે રીતે ક્ષણ-ઉત્સવ થાય તેમ ) ધારણ કર્યો ॥૨૫-૨૬॥ તે પછી ઉત્તમ નૃપે અમૂલ્ય શિરોવેષ્ટન ( માથે બાંધવાનું વસ્ત્ર) અર્પણ કર્યું તે વસ્ત્ર ભગવાને પોતાને મસ્તકે બાંધ્યું તે પછી સુવર્ણના બુટ્ટામય રક્તવર્ણનો નીશાર ( જામો ડગલી ) શ્રીહરિને રાજાએ પહેરાવ્યો તે પછી ગુથેલા સુવર્ણસૂત્રોથી ચળકતા પ્રાંત ભાગ જેના છે એવો કસુંબલ કટિપટ ( કેડમાં બાંધવાનું વસ્ત્ર ) રાજાએ આપ્યું સ્વયં શ્રીહરિએ તે વસ્ત્ર તે રાજાની પ્રીતિ માટે કટિતટમાં બાંધ્યું તે પછી ઉત્તમરાજા બીજું બહુ મૂલ્યવાળું શ્વેત સૂક્ષ્મ ઉત્તમ ઉત્તરીય (ઓઢવાનું શાલ આદિક ) વસ્ત્ર શ્રીહરિને સમર્પણ કરીને પ્રણામ કરીને તેમની આગળ તેમની કોઈ આજ્ઞાની રાહ જોતા થકા ઉભા રહ્યા ॥૨૭-૨૯॥ તે પછી ઉક્ત દિવ્ય વસ્ત્રોની શોભાને દિવ્ય આભરણોની શોભાવડે સર્વાતિશાયી કરવા ઇચ્છતાં અથવા-વસ્ત્રોનેજ જેમ એમ આભરણોને પણ ભગવાનના અંગસગથી આભૂષિત કરવા ઇચ્છતાં લલિતા બાઈ ઉત્તમ ભૂપતિને પોતાની પાસે બોલાવીને 'આ અનેકવિધ અલકારો શ્રીહરિને સમર્પણ કરો' એમ બોલ્યાં. લલિતાએ અર્પેલા અલકારો આણીને રાજાએ શ્રીહરિને સમર્પણ કર્યા ॥૩૦॥ તે પછી નાની નાની ઘુઘરીઓના સમૂહોથી

पुरे तस्य किङ्किणीजालशोभिते । कट्यां च तादृशीं काञ्चीमुत्तमः पर्यधारयत् ॥३१॥ कटके शृङ्खले तस्य भुजयोश्चाङ्गदद्वयम् । अङ्गुलीपूर्मिका हैमीर्मणिरत्नविभूषिताः ॥३२॥ कर्णयोः कुण्डले कण्ठे हारान्नानाविधांस्तथा । तं धारयित्वा नृपतिः प्रणनाम कृताञ्जलिः ॥३३॥ आनन्दयन्भक्तजनानथोत्थाय हरिः स्वयम् । मण्डपान्तर्गतं पीठमुपेत्याध्यारुरोह तत् ॥३४॥ दृढाबद्धकटिस्तत्र तालिकां वादयन्स्वयम् । नामसङ्कीर्तनं चक्रे तदा नारायणस्य सः ॥३५॥ श्रीराधाकृष्ण ! गोविन्द ! नरनारायण ! प्रभो ! । वासुदेव ! हरे ! स्वामिन्नित्युच्चैः समकीर्तयत् ॥३६॥ मुनयश्च जनाः सर्वे तदा तन्नामकीर्तनम् । उच्चैश्चक्रुर्वादयन्तस्तालिका हर्षसंयुताः ॥३७॥ आ-

शोभायमान नूपुरने श्रीहरिना चरणकमळमां, तेवीज कटिमेखळा कटितटमां, कांचनमय कडां सांकळां बे हाथमां, सुवर्णमय बाजुबंध बे बाहुमां, रत्नजडित सुवर्णमय वींटीओ आंगळीओमां, रत्नजडित कुंडळो बे कर्णमां अने मुक्तामय तथा रत्नमय विविध हारो कंठप्रदेशमां पहेराव्या. एरीते भगवानने अनेक अलंकारो धारण करावीने उत्तम भूपतिए परमानंद परिपूर्ण थइने बे हाथ जोडीने प्रणाम कर्यां ॥३१-३३॥ सर्व आभरणोवडे समलंकृत थएला ते आ स्वयं श्रीहरि सर्व भक्तोने आनंद आपता थका त्यांथी उठीने मंडपना मध्यभागमां स्थापेला सुवर्णमय समुन्नत सिंहासनमां विराजमान थया ॥३४॥ सिंहासनमां विराजमान भगवान् दृढपणे केड्यने बांधीने स्वयं ताळीओने वजाडवापूर्वक नारायणना नामसंकीर्तनरूप अमृतनुं सर्वने श्रवणपुट (कानरूपी पडीया) थी पान करावता थका पोते नामसंकीर्तन करवा मंड्या. ते आ नामामृतो-हे श्रीराधाकृष्ण ! हे गोविंद ! हे नरनारायण ! हे प्रभो ! हे वासुदेव ! हे हरे ! हे स्वामिन् ! इत्यादिक छे. ते आ नामोने उच्च स्वरथी स्वयं श्रीहरि उच्चारवा लाग्या ॥३५-३६॥ ए रीते भगवाने पोते नामामृतनो प्रकाश करतां सर्वे मुनिओ अने सर्वे भक्तजनो प्रहर्षपरिपूर्ण थइने ताळीओने वजाडवानी साथे नारायण ! गोविंद ! इत्यादि भगव-

सीत्स तुमुलो घोपः सर्वाघौघविनाशनः। दिशश्च विदिशः सर्वाः स वै व्याप महाध्वनिः ॥३८॥ मुहूर्तमिति सङ्कीर्त्य निपसादासने प्रभुः। प्रणेमुस्तं जनाः सर्वे स्तुवन्तो विविधैः स्तवैः ॥३९॥ संस्कृतैः प्राकृतैः पद्यैः पुराणैर्नूतनैरपि। स्तुत्वा नारायणमुनिं प्रणेमुः परया मुदा ॥४०॥ दीनानाथस्तदा विप्रो नूलकाव्यविशारदः। बद्धाञ्जलिपुटोऽस्तौषीच्छ्लोकानामष्टकेन तम् ॥४१॥ महाते-

નામોનું સંકીર્તન કરવા લાગ્યા ॥૩૭॥ સાંભળનારા જનોના પણ પાપરાશિને નાશ કરનારો તે ભગવન્નામ સંકીર્તનનો ઘોષ ઘણો ઘાટો થઈને સર્વ દિશાઓમાં અને વિદિશાઓમાં વ્યાપી ગયો. એ રીતે મુહૂર્તપર્યંત નામસંકીર્તન કરીને ભગવાન્ શ્રીહરિ પોતાના રમણીય આસનમાં બેઠા. સર્વે ભક્તોએ નાનાવિધ પ્રાચીન નવીન સંસ્કૃત પ્રાકૃત પદ્યો ( શ્લોકો ) વડે તે નારાયણમુનિની સ્તુતિ કરીને પરમાનંદથી પ્રણામો કર્યા ॥૩૮-૪૦॥ તે સમયે દીનાનાથ નામના વિદ્વાન્ વિપ્ર સરસ નવીન સંસ્કૃત કાવ્ય કરવામાં કુશળ હોવાથી ભગવાનના ચરણારવિંદમાં પ્રેમરસને ઝરનારા મનવાળા થઈ, બે હાથ જોડીને આ આઠ શ્લોકોથી ભગવાન્ શ્રીહરિની સ્તુતિ કરવા લાગ્યા ॥૪૧॥

દીનાનાથ સ્તુતિ કરે છે—હે ભગવન્ ! હું હાલ ધન્ય ( કૃતાર્થ-ભાગ્યશાળી ) થયો છું, કેમકે જે આ મારૂં માનુષ જન્મ છે તે સફળ થયું છે. વળી જે પરાવર પરમાત્માનું દર્શન થતાં હૃદયગ્રન્થિઓ ભેદાઈ જાય છે, સર્વે સંશયો છેદાઈ જાય છે અને સર્વે કર્મો ક્ષય પામી જાય છે તેજ નારાયણ તમો મારા લોચનગોચર હમણાં થયા છો, શ્રવણ મનન અને નિદિધ્યાસનો અભ્યાસ કર્યા પછી પ્રાપ્ત થનારૂં એવું પણ આપનું દર્શન મને અનાયાસથીજ આજ પ્રાપ્ત થયુંછે માટે હું અત્યંત ધન્યભાગી છું. શ્રવણ મનનાદિ સાધન સામગ્રીની અપેક્ષાવાળું જે દર્શન છે તેતો દર્શનસમાન આકારતા માત્રથી દર્શન કહેવાય છે; ( સાક્ષાત્ દર્શન નહિ ) આ દર્શન તો નેત્રમાર્ગને ગોચરપણારૂપ તેથી પણ સ્પષ્ટ અવભાસવાળું, ફળદશા પર્વમાં રહેલું ( શ્રવણાદિ

ज पुञ्जे स्फुरदमलसिंहासनवरे स्थितं सर्वाधीशं नखकिरणविधो

સાધન સાપેક્ષતાવાળુ દર્શન તો સાધનકોટિમા છે, આ તો ફળકોટિમા છે, એવો વિશેષ છે ) અતિશય ઉત્કૃષ્ટ છે આવા સાક્ષાત્ સદ્દર્શનને હું પામ્યો છુ માટે હું બહુ ધન્યશાળી થયો છુ વળી જે નેત્રજ પોતાના વિષયભૂત રૂપરૂપમા પડી પડીને જનોને સસારજાળમા પાડે છે તેજ નેત્રથી સસાર બન્ધનને હરનારા શ્રીહરિ આપના દર્શન કર્યા, માટે હું અતિશય ધન્ય છુ વળી મહા તેજ પુજમા નિત્ય નિવાસ કરી રહેલા આપના દર્શન ઘણા સૂર્યાદિકના લૌકિક તેજોના અતિશયથી જેમના નેત્ર સબન્ધિ કિરણો પાછા હણાઈ ગયા છે એવા મારા જેવા ક્ષુદ્ર જનોને કેમ ઘટે ? નજ ઘટે તથાપિ-( એમ છે છતા ) અપરિમિત મહા દિવ્ય તેજ પુજમા વર્તતુ એવુ પણ તે આ દિવ્ય રૂપ આપેજ પરમ કૃપા કરીને મારા જેવા જનના નયનગોચર કર્યુ છે, માટે હુ અધિક ધન્ય છુ વળી સર્વાધીશપણાને જણાવનારા દિવ્ય સિંહાસનમા ( દિવ્ય સિંહાસનમા વિરાજમાન હોય તે સર્વાધીશજ હોય ) મુક્તૈકસેવ્ય આપને જેમ જુવે એમ આપને આજ વિરૂદ્ધ વિષયવૈભવવાળા ( વિરૂદ્ધ સ્વભાવના-જેમા દર્શન સુદુર્લભજ હોય ) ભૂતળમા પણ પ્રત્યક્ષ જોઉછુ માટે હુ અત્યત ધન્ય છુ વળી અધકારથી આવરિત દૃષ્ટિવાળા, આ સભામા રહેલા, મારા જેવા જનોના પણ અદર બહાર વર્તતા અધકાર પ્રતિરોધને પોતાના ચરણનખોના કિરણોવડે ટાળી નાખીને સત્ અસતના વિવેકને આપજ સપાદન કરી આપો છો, તે આ આપના ચરણસમાશ્રયણથી હુ અત્યત ધન્ય છુ વળી મૂર્તિમાન્ ચદ્રમડળથીજ જેમ એમ મસ્તક ઉપર પોતાના સૌમવર્મા પાર્ષદે ધારણ કરેલા શ્વેત છત્રથી ઉપસેવન કરાતા, ચળકતા અમળ ચામર યુગલથી સમલકૃત છે પાર્શ્વયુગલ ( બે પડખા ) જેમના, એવા આપ સર્વેશ્વરેશ્વરને નેત્રહારી મનોહારી દિવ્ય શોભાએ સપન્ન સાક્ષાત્ નિહાળીને હું અત્યત ધન્યભાગી થયો છુ વળી હવે પછી મારે પામવાનુ કાંઈ બાકી રહ્યુ નથી, કેમકે આ ઉપાસકજન રસરૂપ પરમાત્માને પામીને આનદી થાય છે, ( રસ શબ્દથી આનદ કહ્યો છે ) રસરૂપ તો તે આ ભગવાનજ નિશ્ચયથી

तितसभम् । सितच्छत्रं पार्श्वस्फुरदमलसच्चामरयुगं भृशं धन्यो लब्ध्वा नयनपथि नारायणमहम् ॥४२॥ हसद्वक्त्राम्भोजं चपलन-

છે, કારણ કે આ ભગવાન્ આનંદમય છે. આ પરમાત્માજ ઉપાસકને આનંદ આપેછે. તે આ ઉપાસક વિપશ્ચિત્ સર્વજ્ઞ બ્રહ્મની સાથે સર્વે કામોને પામે છે. એવા વિપશ્ચિત્ આ ભગવાનજ છે. આ સર્વે ઉપાસકો એમની સાથેજ સર્વ કામોને અનુભવ કરેછે, તો હવે આથી અન્ય પ્રાપ્ય-નો અભાવ છે, ( જે પામવાના હતા તે પ્રત્યક્ષ પ્રાપ્ત થયા છે ) માટે હું તો નિરતિશય ધન્યભાગી છું એમ કહેછે. વળી જ્યારે પરબ્રહ્મની સાથે સાક્ષાત્ સમ્શ્લેષ થયો તો 'આ તો ગુણમય પ્રદેશ છે' એમ એનો કોઈ પણ અપકર્ષ ( કનિષ્ઠતા ) નથી, કેમકે એમને ગુણમય આ પ્રદેશ બંધક ( બંધકર્તા ) નથી. માટેજ ગુણમય આ પ્રપચમાં પણ ગુણાતીત ફળનો લાભ થવાથી 'હું ઘણોજ ધન્યભાગી છુ' એમ કહે છે ( એ રીતે અનેક પ્રકારે પોતાની ધન્યતા માને છે ) ॥૪૨॥ વળી હે હરે ! મુક્તિ ફળથકી નહિ વિલક્ષણ ( જુદો નહિ ) એવા આ આપના સાક્ષાત્કારથી હું ધન્યભાગી થયો છું એ વાત સત્ય છે, પણ મારે આ એક પ્રાર્થનીય છે કે-જે આ મારા લોચનગોચર હમણાં થયું છે તે તમારૂં દિવ્ય રૂપ મારા-મનમાં સતત સ્ફુરો. જે આ નેત્ર છે તે સન્નિકર્ષ (સંબન્ધ વિશેષ) ની અપેક્ષાવાળું હોવાથી દૂર રહીને ગ્રહણ કરવા સમર્થ થતું નથી ( વિષયને અને નેત્રને જો સંબન્ધ થાય તોજ નેત્રથી અર્થ ગ્રહણ થાય છે ) તો આ હમણાં વર્તતા આ દિવ્ય રૂપના સાક્ષાત્કારથી થતો આનંદ સતત અનુવ-ર્તેજ નહિ, ( ક્ષણમાં વિચ્છેદ થઈ જાય ) તો આનંદનો વિચ્છેદ કદાપિ ન થવા માટે આ પ્રાર્થના કરૂંછું કે-આ આનંદ મને સદાય અનુવર્તો. જે મન છે તે સન્નિકૃષ્ટ ( સમીપ ) વિપ્રકૃષ્ટ ( દૂર ) એવા વિભાગ વિના ( સમીપમાં રહેલાને ગ્રહણ કરે અને દૂર રહેલાને ન ગ્રહણ કરે એવા વિભાગ વિના ) સર્વને તુલ્યપણે ગ્રહણ કરવા સમર્થ થાય છે. સમીપમાં રહેલાનેજ જેમ એમ દૂર રહેલાને પણ ગ્રહણ કરી શકે છે. શંકા-મન જો સમર્થ થતું હોય તો પ્રાર્થના ( મારા મનમાં તમારૂં રૂપ નિત્ય સ્ફુરો એવી ) કરવાની

यनालोकितजनं लसन्मुक्ताहारं विविधकुसुमापीडमुकुटम्। प्रच

શી જરૂર ? નેત્ર મીચીને મનથી ભગવદ્રૂપને અનુસ્મરણ કરીએ ? દેખેલું જે રૂપ છે તે મનમા સ્ફુરેજ, તો આ ઘટતું આવતું નથી, કેમકે જે મન છે તે રાગદ્વેષને પરવશ થઈ વાસના વેગથી વિક્ષિપ્ત થઇ અહીં તહીં દોડતું થકું ભગવદ્રૂપ થકી બીજા બીજા વિપ્રકૃષ્ટ–દૂર રહેલા વિષયોને યથાયથ ગ્રહણ કરે છે ( ભગવાનના દિવ્ય રૂપને ગ્રહણ કરે એવી સ્થિતિમા નથી ) તો વિવિધ વિષયોના પ્રતિબિંબો પુષ્કળ જેમા પડ્યા કરે છે એવા મનમા દિવ્ય આ રૂપ નજ સ્ફુરે, તો જેમ કૃપાથી મને દિવ્ય આ રૂપ નયનગોચર કર્યું છે તેમજ કૃપાથી મનોગોચર પણ આપજ કરો એમ થવાથીજ મનમા આ દિવ્ય રૂપ નિત્ય સ્ફુરે આ સ્થળે સ્ફૂર્તિ તો સ્મૃતિ થકી વિલક્ષણ સાક્ષાત્કાર આકારવાળો અવભાસવિશેષ જાણવો ( સાક્ષાત્કારના રૂપના અવભાસને આ સ્થળે સ્ફૂર્તિ કહે છે ) યદ્યપિ અનુભવ કરેલા અર્થનુ અનુસ્મરણ કરતા તેના આકારની યથાવસ્થિત અભિવ્યક્તિ ( પ્રકાશ ) નહિ થવાની સાથે ( અપૂર્ણપણે ) વિજળીના ઝબકારાની પેઠે સ્ફુરે છે, સમ્યક્-સપૂર્ણપણે સ્ફુરણ તો દુર્ઘટજ છે, માટે વળી હું પ્રાર્થના કરૂંછુ કે-તમારૂં દિવ્ય રૂપ મારા મનમા સમ્યક્-સારીરીતે સતત સ્ફુરો ધારણા ધ્યાનના પરિપાકથીજ જેમ સ્પષ્ટ આકારે ( યથાવસ્થિત ) સ્ફુરે છે તેમ ચક્ષુપના માર્ગમા જેમ સ્ફુટ આકારથી સ્ફુરેછે તેમ મનોમાર્ગમા દિવ્ય રૂપ સ્ફુરો સતત स्फुरतु–શયન આસન અટન અશન આદિક અખિલ અવસરમા પણ સ્ફુરો હવે ચક્ષુપથી અનુભવ કરાતા દિવ્ય રૂપને વદન આદિ જેમા છે અને ચરણ અતે જેમા છે એવા અનુક્રમથી અનુસધાન કરતા થકા 'हृत्सद्मकाम्भोज' ઇત્યાદિ પદથી પ્રાર્થના કરેછે—મુખ આદિ જેમા છે અને પાદ અતે જેમા છે એવુ આ હમણા અનુભવ કરાતું, અનવધિક સૌન્દર્ય સપન્ન, અસાધારણ લાવણ્યે યુક્ત, દિવ્ય રૂપ મારા મનમા નિરતર સ્ફુરો તેમાં જે મુખ છે તે કમળની પેઠે પ્રકૃતિથી પ્રસન્ન રમણીય, સુગન્ધિ સુકુમાર શીતળ સ્પર્શવાળુ અને મદ હાસથી સમસ્ત સતાપને સહારનારૂં છે આવા વિશે

च्छप्रावारं चरणविलसन्नूपुरमिदं हरे ! रूपं नित्यं मम मनसि सम्यक् स्फुरतु ते ॥४३॥ दृढं विश्वासो मे तव चरणपद्माश्रितजनो

પવાળા મુખકમળને 'हसद्वक्राम्भोजं' આ પદથી સ્મરણ કરે છે. પ્રેમ-રસથી ભીનાં ચપળ લોચનવડે ભક્તજનોને પ્રતિક્ષણ તેમના યોગક્ષેમ-પરાયણ થઇને અવલોકન કરેછે, આવા વિશેષવાળા તે નેત્રને 'चपल-नयनालोकितजनं' આ પદથી અનુસ્મરણ કરેછે. વનમાળાથીજ જેમ એમ મુક્તાહારથી શોભાયમાન કંઠને 'लसन्मुक्ताहारं' આ પદથી સ્મ-રણ કરે છે. રત્નમય મુકુટને પણ વિવિધ પુષ્પના તોરાઓ અલંકૃત કરે છે ( શોભાડે છે ) આવા વિશેષવાળા મુકુટને 'विविधकुसुमापीडमुकु-टम्' આ પદથી સ્મરણ કરે છે. દિવ્ય ઉત્તરીય ( ઓઢવાનું વસ્ત્ર ) વસ્ત્ર-ની શોભાને 'प्रचच्छप्रावारं' આ પદથી સ્મરણ કરે છે. સર્વ કોઇએ સમા-શ્રય કરવા યોગ્ય ચરણકમળની શોભાને 'चरणविलसन्नूपुरं' આ પદથી અનુસ્મરણ કરેછે. 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म' 'आनन्दो ब्रह्म' 'सर्वकामः सर्वगन्धः सर्वरसः' 'हिरण्यश्मश्रुर्हिरण्यकेशः' ઈત્યાદિ શ્રુતિઓમાં પર-માત્માના સ્વરૂપ રૂપાદિનું શ્રવણ ભલે થાય છે પરંતુ તેતો યોગિજનોનાજ ધ્યાનમાં આવે છે અને મુક્તજનોનાજ એક અનુભવમાં આવે છે. એજ દિવ્ય રૂપને પામરોને પણ પ્રત્યક્ષ કરાવામાટે જે આ માનુષ આકારથી આપ આવિર્ભાવ પામ્યા છો તેજ આ સમય જનોના મનોનેત્રને આહ્લાદ આપનારા દિવ્ય આકારથી મારા મનમાં આપ અખંડ સ્ફુરો. આજ રૂપ વાત્સલ્ય કારૂણ્ય સૌશીલ્યગુણને પ્રકાશ કરનારૂં હોવાથી મારા અત્યધિક આનંદમાટે થાય છે, એવો ભાવાર્થ છે ॥૪૩॥ શંકા—માનુષ જન્મ અભ્યુ-દય સાધનના કે નિઃશ્રેયસ સાધનના અનુષ્ઠાનથી સફળ કરી લેવું, તેનો ત્યાગ કરીને મારા દર્શનમાત્રથી ' હું ધન્યભાગી છું ' એમ કેમ કહું છુ ? એવી શંકામાં કહે છે કે—આ આપના પાદનો મેં અતિદૃઢપણે આશ્રય કર્યો છે-આપના ચરણારવિંદજ મેં શરણ કર્યાં છે, કારણ કે આથી અન્ય અધિક બળવાળો કોઇપણ ઉપાય નથી. કર્માદિક ઉપાયો ભલે છે પણ તેઓ સાક્ષાતજ ફળની સાથે જોડી દેવા સમર્થ થતા નથી, ( પરંપરાએ

भवाम्भोधेः पारं व्रजति सहसा त्वत्करुणया । त्वमेवैकः स्वामी

થાય છે ) કેમકે તે ઉપાયો જડ અને નિનાશી છે કિંતુ જેનીજ પ્રસ
ન્નતામાટે શાસ્ત્રોમાં કર્માદિ ઉપાય કહ્યો છે તેજ તમારા ચરણારવિંદના
શરણને પામેલો દીન જન કેમ ખેદને પામે ? નજ પામે શુ તેની ઉપર
તમારી શરણવરણથી પ્રસાદ ન થાય ? ( થાયજ ) ભગવાનને પ્રસન્ન
કરવાનો કર્માદિક ઉપાયોમાજ કોઇક ઉત્કર્ષ છે અને શરણવરણમા શુ
નથી ? ( છેજ ) શંકા-કર્માદિ ઉપાયોમા ગૌરવ છે એ વાત સત્ય છે
કેવુ ગૌરવ તો-વર્ણાશ્રમને અનુગુણ કર્મની આવશ્યકતા, યમ નિયમ-
આસન-પ્રાણાયામ-પ્રત્યાહાર-ધારણા-ધ્યાન પર્યંતના યોગની આવશ્ય
કતા અને શ્રવણ મનનાદિકની સાપેક્ષતા વિગેરે છે, એ રીતે બાહ્ય આભ્ય
તર પ્રયાસ જેમા પુષ્કળ છે એવા ઉપાયના અનુષ્ઠાનવડે અનાદિ કાળથી
પ્રવર્તતા પાપોનો પ્રક્ષય અને સર્વેશ્વરેશ્વરનો પ્રસાદ થાય તો આ શરણ
વરણરૂપ લઘુ ઉપાયથી અતિગુરૂ ઉપાય ( કર્માદિક ) થી સિદ્ધ કરવા
યોગ્ય ફળ કેમ સિદ્ધ થાય ? નજ થાય ( મોટુ ફળ મેળવવામા ઉપાય
પણ મોટોજ જોઇએ ) સમાધાન એમ કહેવુ યુક્ત નથી સર્વેશ્વર, પર-
બ્રહ્મ, પુરૂષોત્તમ, આનદમય, સર્વ કલ્યાણગુણાકર, સર્વભૂતસુહૃદ, સર્વ
સ્વામી, કર્મ જ્ઞાનાદિકથી સમારાધ્ય, સકળ ફળપ્રદાતા ભગવાનને અગી
કાર કરતા ( માનતા ) આસ્તિકાગ્રેસર અમોને શુ ન સિદ્ધ થાય ? સર્વ
સિદ્ધજ થાય અનાદિ કાળથી પ્રવર્તતા પુણ્ય પાપોના પ્રક્ષય માટે શરણ
વરણરૂપ લઘુ ઉપાય અપર્યાપ્ત છે એમ માનીને ઉપાયગૌરવમા ( કર્મ
જ્ઞાનાદિકમા ) તમો શુ દૃષ્ટિ દ્યો છો ? જો એમ હોય તો સહસ્રજન્મપર્યંત
અનુષ્ઠાન કરેલા પણ કર્માદિકથી પુણ્ય પાપના પ્રક્ષયનો સભવ નથી,
કેમકે ગત કાળનુ અસખ્યાતપણુ હોવાથી પુણ્યપાપની અધિકતાનુ
અપરિમિતપણુ છે ( ગત કાળ અસખ્યાત છે એટલે પુણ્યપાપ પણ અપ
રિમિત છે ) એટલે એનો પ્રક્ષય સભવતો નથી માટે પ્રસન્ન થએલા
પરમેશ્વરજ અપાર એવા પણ પુણ્યપાપને પ્રણાશ કરેછે એમ કહેવામા
અધુ નિર્દોષ થાય છે વળી વિચાર કરતા પુણ્યપાપ પણ પરમેશ્વરનો એક

सकलजगतामित्यपि हरे ! विदित्वा पादौ ते दृढतरमहं ह्याश्रय-

પ્રકારનો નિગ્રહ અનુગ્રહજ છે, ( પુણ્ય છે તે અનુગ્રહ અને પાપ છે તે નિગ્રહ છે ) તો શરણને પામેલા દીન જનનાં તે પુણ્યપાપોનું અન્યથાકરણ ( દૂર કરવું ) પરમેશ્વરના પ્રસાદવિશેષનું કાર્ય ( પરમેશ્વરના પ્રસાદ વિશેષથી પુણ્યપાપનું અન્યથાકરણ ) ઘટતુંજ આવે. માટેજ સર્વત્ર પુરૂષાર્થમાં આ પરમાત્માજ સાક્ષાત્ ઉપાયભૂત છે. આ અર્થ ભગવાન બાદરાયણે ( વ્યાસે ) 'फलमत उपपत्तेः' આ સૂત્રથી સમર્થન કર્યો છે. ફળપર્વમાં આત્યંતિક દુઃખોચ્છેદ અને આનંદવિશેષનો લાભ આ બે છે, તેમાં ફળપર્વમાં રહેલો દુ.ખનો આત્યંતિક ઉચ્છેદ પૂર્વોક્ત પ્રકારે ઘટે છે, અને ફળપર્વમાં રહેલો જે આનંદવિશેષ લાભ છે તે આ પરમાત્માનાજ લાભ થકી અનન્ય ( જુદો નહિ ) છે. ( પરમાત્માનો લાભ થયો એજ આનંદનો લાભ જાણવો ) કારણ કે આ પરમાત્માજ આનંદમય છે. માટે આ પરમાત્માજ મુખ્ય ફળ છે એમ 'आनन्दमयोऽभ्यासात्' આ સૂત્રથી ભગવાન્ બાદરાયણે સમર્થન કર્યું છે. પ્રસન્ન થએલા પરમેશ્વર પોતેજ પોતાના આત્માને આપેછે, એટલે આ બધું કહેલું નિર્દોષ છે. 'यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम्' એવી શ્રુતિ પણ છે. શંકા-શરણવરણ તો લઘુ ઉપાય છે એવી દૃષ્ટિથી શક્તિને અનુરૂપ ઉપાય હોવો જોઇએ ? ( ગુરૂ ઉપાયના અનુષ્ઠાનની જેની શક્તિ હોય તે તેનેજ કરે અને જેને તેવી શક્તિ ન હોય તે લઘુ ઉપાયને અનુષ્ઠાન કરે. સર્વ કોઇને લઘુ ઉપાયમાં પ્રવર્તવું યોગ્ય નથી ) એમ માનીને તેનો ( લઘુ ઉપાયનો ) આદર નથી કરતા કે શું ? જો એમ હોય તો તે યુક્ત નથી, કેમકે શરણાગતિ કર્માદિકથી પણ ગુરૂભૂતજ છે. પરમાત્માને જે અનુકૂળ હોય તેનોજ સંકલ્પ કરવો, જે પ્રતિકૂળ હોય તેનો ત્યાગ કરવો, 'મારૂં રક્ષણ કરશેજ' એવો મહા વિશ્વાસ રાખવો અને કાર્પણ્ય ( અકિંચનપણું અને અનન્ય ગતિપણું ) આ ચાર શરણાગતિમાં અપેક્ષિત હોવાથી તેના કરતાં પણ ( કર્માદિ ઉપાય કરતાં પણ ) બહુ ગુરૂભૂત છે. ( શરણમાં આ બધુ દુ.સાધ્ય ગૌરવ છે એટલે આ લઘુ ઉપાય નહિ પણ

मिमो ॥४४॥ न जाने शास्त्राणां विविधमतसन्निर्णयमहं पुराणब्रा-

ગુરૂ ઉપાયજ છે ) જે પોતાની શક્તિની પર્યાલોચના કરાય છે તેનું જો સારીરીતે નિરૂપણ કરવા જઇએ તો ગર્વવિશેષમાં ( એક પ્રકારના ગર્વમાંજ ) પર્યવસાન પામે છે. 'મારો આત્મા પરમાત્માનોજ એક દાસભૂત છે' એમ જાણતો, 'મારે વિષે દાસપણું સ્વાભાવિકજ છે' એમ અનુસ્મરણ કરતો, 'પરબ્રહ્મનો જે સેવાવિશેષ છે એજ મોક્ષાનંદ છે' એમ પર્યાલોચન કરતો, 'મારા સ્વામી પોતાના દાસ જનના સંરક્ષણમાં પોતેજ સન્મુખ છે અને તીવ્ર સંકલ્પવાળા છે' એમ સારી રીતે સમજતો, 'સર્વેશ્વર ભગવાન્ શરણાગતવત્સળ છે' એમ જાણતો, 'કર્માદિક જે ઉપાયાન્તરો છે તેમા અતિમ સ્મૃતિ આદિકની સાપેક્ષતાનો ક્લેશ છે' એમ જોતો, 'ઉપાયાન્તરમા નિષ્ઠા રાખનારાઓને પ્રારબ્ધ જન્મભોગ અવર્જનીય છે' એમ જાણતો આવો કયો પુરૂષ તે ઉપાયાન્તરમાં પ્રવર્તે ? ( કોઇ પણ નજ પ્રવર્તે ) અને કયો પુરૂષ ભગવાનના આશ્રયણમાં ન પ્રવર્તે ? ( સર્વે કોઈ પ્રવર્તેજ ) જેમને તો નિરવધિક આનંદમય પોતાના સ્વામિનો ક્ષણપણ વિશ્લેષ યુગસમાન ન જણાતો હોય તેમના વિનાના સર્વે કોઈ ભાગ્યવિશેષશાળીઓ ભગવાનના શરણવરણમાજ પ્રવર્તે. માટે સાધનાન્તરમાં પ્રવર્તેલાઓ જે એક શક્તિ શક્તિ કહેછે તે તો એક પ્રકારનો ગર્વજ ( અહંકાર ) છે. પરમ પુરૂષની સેવાના રસવિશેષને નહિ જાણવારૂપ અથવા સ્વામિનો શરણાગતો ઉપર જે પ્રેમવિશેષ છે તેને નહિ જાણવારૂપ અભિમાનજ છે. હું તો-'મારા તમોજ એક અદ્વિતીય સ્વામી છો, કિં બહુના સર્વે કોઈ ચેતન અચેતન પ્રપંચના પણ તમોજ સ્વામી છો.' એમ જાણીને ('दासभूता: स्वत: सर्वे ह्यात्मानः परमात्मन.' 'स्वात्मात्मनि सञातं स्वामित्वं ब्रह्मणि स्थितम्') 'દાસના સંરક્ષણમાં અમારા સ્વામીએ સંકલ્પ કરેલો છે માટે મારે તેમને અભિમુખ રહેવું એટલામાત્રની અપેક્ષા છે' એવોજ વિનિશ્ચય કરીને આપના ચરણનાજ શરણને પામ્યો છું. શુ તને તેવો મારો વિશ્વાસ છે ? એવી અપેક્ષામાં કહે છે કે-હે હરે ! આપના ચરણકમળના આશ્રયને પામેલો જન ભવસાગરના

तानामपि च बहुकल्पाश्रितकथाः। न चा देवर्षीणां पृथगिह मनो-

પારને અનાયાસથી પામેછે એવો મને દૃઢ વિશ્વાસ છે. આપની અકારણ કરૂણા સર્વે સાધનોની અપેક્ષાએ અત્યંત મોટી છે, તે નિરૂપાય જનોમાં ઉત્કર્ષથી વહેતી થકી તે શરણાગતોને સંસારસાગર થકી પાર ઉતારે છે એવો મને મહાન્ વિશ્વાસ છે. માટે હું એ રીતે મહાવિશ્વાસે યુક્ત થઇ સ્વસ્વામિભાવસંબન્ધને જાણીને ( પોતાવિષે સ્વ અને પરમાત્માવિષે સ્વામી ) તમારા ચરણના શરણને પામ્યો છું. તો હું હાલમાં ધન્યભાગીજ છું ॥૪૪॥ શંકા-શરણાગતિમાં સર્વ કોઇને અધિકાર નથી, કિંતુ જેઓ અકિંચન અને અગતિ છે એમનેજ અધિકાર છે, તો તું શું તેવો ( અકિંચન અગતિ ) છું ? એવી અપેક્ષામાં કહેછે કે-હું તેવોજ છું-મારે વિષે કશું જ્ઞાન નથી તેમ શક્તિ પણ નથી. ( તેને વિવેચન કરી કહે છે ) ઉપાયપરંપરામાં જે કનિષ્ઠ સાધન ( પ્રથમ પર્વભૂત ) શાસ્ત્રથી તત્ત્વનિર્ણય મેળવવારૂપ છે તે મારે છેજ નહિ, શાસ્ત્રોમાં જે વેદ છે તે પ્રથમ છે, એ વેદ અનંત શાખાવાળો છે અને તેનું મત કર્મજ્ઞાનાદિરૂપ વિવિધ છે અને કર્માદિવિષયવાળા દેવતાઓ વિવિધ છે અને ફળોપણ વિવિધ છે, તો વેદોનું શેમાં તાત્પર્ય છે એ દુર્જ્ઞેય છે. મીમાંસાવડે તેનો નિર્ણય જો કરવા જઇએ તો તે મીમાંસા પણ અનેક પ્રકારના ન્યાયસચારરૂપ હોવાથી દુરવગાહ ( ન પ્રવેશ થાય એવી ) છે. વેદના ઉપબૃંહણરૂપ જે સ્મૃત્યાદિક છે તે અનેક છે, માટે હું તેના નિર્ણય પ્રકારને નથીજ જાણતો. શ્રીભાગવતાદિ પુરાણસમૂહોની બહુ કલ્પના આશ્રયવાળી કથાઓ સર્ગ-પ્રતિસર્ગ-દેવર્ષિ પાર્થિવ ચરિત્ર વિગેરે જે સાક્ષાત્ કે પરંપરાએ ઉપકાર કરનારૂ વિજ્ઞાન છે તેને પણ હું બીલકુલ નથીજ જાણતો. બ્રહ્માદિ દેવો અને મરીચ્યાદિ ઋષિઓના જે શાસ્ત્રપ્રોક્ત પૃથક્ પૃથક્ મનોરંજનપ્રકારો છે તેને તો નથીજ જાણતો શંકા-સર્વથા જ્ઞાનશૂન્ય તું અગતિજ છું ? હા હું અગતિ છું ખરો પણ હે સ્વામિન્ ! આટલું તો ( મુખ્ય ઉપયોગી ) જાણું છુ કે-આ લોકમાં આપનાં ચરણારવિંદ ભવમાર્ગના પરિભ્રમણને હરનાર શરણ છે, તો જ્ઞાનશૂન્ય અગતિ એવા

रक्षनविधिं परं जाने स्वामिन्! भ्रमणहरणं तेऽत्र शरणम् ॥४५॥ तपो नोग्रं तप्तं व्रतनियमदानानि च मया न चेष्टापूर्तं वा श्रवणमननाभ्यासदृढता । न चीर्णान्याहुं त्वासिह तदपि यस्त्वं दृशि गतो न जाने तद्धेतुं त्वदतितरकारुण्यत ऋते ॥४६॥ भृशं पापव्रातैर्मदनमदमानादिभिरपि प्रभो ! ग्रस्तस्यालं तव चरणपद्मेक्षण-

મારે તમોજ ગતિ ( ઉપાયભૂત ) છો ॥૪૫॥ આ લોકમાં તમોને પામવા માટે હે પ્રભો ! 'यज्ञेन दानेन तपसाऽनाशकेन ब्राह्मणा विविदिषन्ति' ઇત્યાદિ શ્રુતિઓએ જ્ઞાનના સાધનપણે કહેલી તીવ્ર તપ, એકાદશી આદિક વ્રતો, અહિંસા આદિક નિયમો, દાનો, ઇષ્ટાપૂર્ત ( યાગાદિ અને આરામાદિ ) ઇત્યાદિ સામગ્રીની સંપત્તિ મારે છેજ નહિ તથા નિદિધ્યાસ કર્યા પહેલાં થનારી શ્રવણ મનનાભ્યાસની દૃઢતા તો મારે નથીજ વર્તતી. તો એ રીતે અકિંચન મારે તમો કરૂણાનિધિજ એક ગતિ છો. શંકા—તારે તપ આદિક સુકૃતનો લેશપણ નથી તો તારૂં શું શ્રેય થાય ? એમ કહેતા હો તો કહુંછું કે-ભવ બ્રહ્માદિકોએ અગમ્ય એવા પણ આપને આજ માનુષ લોકમાં હું સાક્ષાત્કાર કરી રહ્યો છું. તેમાં કારણ તમારી અપાર કરૂણા થકી બીજું કાંઇ પણ હું નથીજ સમજતો. આપની કૃપાજ કારણ છે. તો એ રીતે પ્રત્યક્ષ દેખાતા આપના કૃપાબળને અવલંબન કરીને વર્તતા મારે આપજ એક ગતિ છો, એમાં હવે કોઇ પણ સંશય રહ્યો નથી ॥૪૬॥ શંકા-મારા દર્શનમાં મારી કરૂણાજ કારણ છે એમ શાથી તું નક્કી કરૂં છું ? પ્રાચીન સુકૃતથીજ તે દર્શન હોઇ શકે છે ? તો તારે સુકૃતના સંપાદનમાં મનને જોડી દેવું ? એવી અપેક્ષામાં કહેછે કે-હે પ્રભો ! મારે પ્રાચીન સુકૃતનો કે તેના પરિપાકનો પ્રસંગજ ક્યાં છે ? કેમકે હું અનાદિ કાળથી પ્રવૃદ્ધિ પામતા મદ-માન-કામ-ક્રોધ આદિક અનંત પાપ સંચયથી અત્યંત પરાભવ પામી ગયો છું. પરિણામ પામી છે પાપપરંપરા જેને એવા તે મને પણ તમારા આ ચરણારવિંદનું સંદર્શન આપની કૃપા વિના કેમ ઘટે ? નજ ઘટે. તો તમારા આ ચરણકમળનું સંદર્શન જે અમર આદિકોએ પ્રાર્થના

सिदम्। कथंकारं मे स्याद्यदि न पुरुकारुण्यपदवीं श्रयेथा नाथ! त्वं त्वयि हि तदिदं केवलमहो!! ॥४७॥ वलं नो मे वुद्धेर्न च सुदृढवैराग्यविलसन्निजात्मज्ञानस्य प्रचुरनियमानामपि हरे!। विमोक्तुं संसारान्निरतिशयमेकं हि विरुदं विलोक्य स्वीयं मां भवजलनिधेरुद्धर निजम् ॥४८॥ न जाने धर्माणामतिगहनकर्तव्यसरणिं न शास्त्रं मन्त्राणां न च विविधतन्त्रागमविधिम्। न वा भक्तैः कृत्यं

કરેલું છે તે કૃપાથીજ પ્રાપ્ત થયું છે, માટે આપની કૃપાજ મારે એક ગતિ છે. હે નાથ! આવી અપાર કૃપા આપને વિષેજ અસાધારણપણે વર્તે છે (બીજા વિષે નહિ) અહો!!-આ અત્યાશ્ચર્ય છે ॥૪૭॥ હવે આ શ્લોકથી પોતાનું જે ઉપાયાંતરે રહિતપણું છે તેને સ્પષ્ટ કરીને કહેછે-હે હરે સંસારબંધનથકી મુકાવા માટે 'नायमात्मा बलहीनेन लभ्यः' આ શ્રુતિમાં કહેલું બુદ્ધિબળ મારે બીલકુલ નથી. 'अभ्यासेन तु कौन्तेय ! वैराग्येण च गृह्यते' આ ગીતાવચનમાં કહેલો વૈરાગ્ય તથા અભ્યાસની સંપત્તિ મારે નથીજ વર્તતી. તો ત્રણ દેહ થકી વિલક્ષણ બ્રહ્મરૂપ પોતાના આત્માના જ્ઞાનની સંપત્તિનો મારે પ્રસંગ ક્યાં છે? 'शान्तो दान्त उपरतस्तितिक्षुः समाहितो भूत्वाऽऽत्मन्यात्मानं पश्येत्' આ શ્રુતિમાં કહેલો શમદમાદિ નિયમ તો મારે બીલકુલજ નથી. એરીતે અકિંચનતાએ યુક્ત, અનન્યગતિ, તમારાજ એક શરણને પામેલા એવા મને તમો પોતાનું આશ્રિતજનોના પરિરક્ષણની એક દીક્ષારૂપ નિરતિશય કેવળ બિરૂદ (વ્રત -પ્રતિજ્ઞા) ને અવલોકન કરીને સસાર સમુદ્ર થકી સમુદ્ધાર કરો. પૂર્વે આપેજ પ્રતિજ્ઞા કરી છે કે—'सकृदेव प्रपन्नाय तवास्मीति च याचते। अभयं सर्वभूतेभ्यो ददाम्येतद्व्रतं मम' (રામાયણમાં) 'सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज। अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः' (ગીતામાં) ઈત્યાદિ ॥૪૮॥ હે ભગવન્! નિત્ય નૈમિત્તિક અને કામ્યાદિ ભેદથી ભિન્ન એવા ધર્મોની ગહન ગતિને પણ હું જાણતો નથી, કેમકે ફળભાવ અને સાધનભાવનો પરિત્યાગ કરવાથી જ્ઞાનાકારતા સંપાદન કરવાપૂર્વક મુમુક્ષુઓએ અનુષ્ઠાન કરવાયોગ્ય

तव चरणपद्मार्चनविधिं ततो वन्दे दीनस्तव पदयुगं दण्डवदहम् ॥४९॥ करुणाष्टकसंज्ञेन स्तोत्रेणेत्थं निजस्तुतिम् । तस्मै विदधते तुष्टो भगवानभयं ददौ ॥५०॥ ततः सर्वेऽपि मुनयो मध्ये कृत्वा तमीश्वरम् । प्रदक्षिणां प्रकुर्वन्तो गायनं चक्रुरादरात् ॥५१॥ भ्रमन्तो मण्डलाकारमेककालं च तालिकाम् । वादयन्तश्च गायन्तस्तोषयामासुरीश्वरम् ॥५२॥ ततस्तुष्टः स भगवान् गन्तुं स्वस्वस्थलं जनान् । मुनींश्चाज्ञापयामास जग्मुः सर्वे तदाज्ञया ॥५३॥

---

કર્મપ્રકાર ગહન છે. 'कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः । अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः' એમ ગીતામાં કહ્યું છે. વિવિધ મંત્રશાસ્ત્ર તથા તંત્રશાસ્ત્રમાં કહેલા કર્મભેદના પ્રકારભૂત વિધિઓને પણ હું જાણતો નથી. જે ઉપાસનના ભેદો દહરવિદ્યા અંતરાદિત્યવિદ્યા આદિક ભેદો છે તે આપના ભક્તિયોગના ભેદોને નથીજ જાણતો, એરીને ઉપાયમાત્રે રહિત દીન દીનાનાથ નામનો હું વિપ્ર આપના પાદારવિંદ યુગળને દંડવત્ વંદન કરું છું એટલે તમારા ચરણુજ એક શરણુ ( ઉપાયભૂત ) છે એવો દૃઢ નિશ્ચય કરીને આત્મા તથા આત્મીય ( દૈહિક સર્વસ્વ ) નું સમર્પણુ કરવાપૂર્વક વદન કરૂંછું. (આ દંડવત્પ્રણિપાત ભરસમર્પણુ–બધો ભાર ભગવાનને સોંપી દેવાને જણાવનારો આ સ્થળે કહેવા ઇચ્છયો છે ) ॥૪૯॥

હે રાજન્ ! આ પ્રકારે કરૂણાષ્ટકનામના સ્તોત્રથી પોતાની સ્તુતિ કરતા તે દીનાનાથ નામના વિપ્ર ઉપર સંતુષ્ટ થએલા ભગવાને અભયદાન દીધુ ॥૫૦॥ ત્યારપછી સર્વે મુનિઓ મંડપની અંદર રહેલા સિંહાસનમાં વિરાજમાન સર્વેશ્વર શ્રીહરિને મધ્યે રાખીને પ્રદક્ષિણા કરતા થકા પરમાદરથી તેમના દિવ્ય ગુણોનું ગાયન કરવા લાગ્યા ॥૫૧॥ ભગવાનની ચોમેર ગોળાકાર ફરતા અને એક સાથેજ તાળીઓને વજાડતા અને ભગવાનના દિવ્ય ચરિત્રનું સુસ્વરથી ગાન કરતા સર્વે મુનિઓએ ભગવાનને બહુ રાજી કર્યા ॥૫૨॥ તે પછી તેમની કીર્તન ભક્તિથી સંતુષ્ટ થએલા ભગવાન્ શ્રીહરિએ મુનિઓને અને હરિજનોને પોતપોતાને ઉતારે જવાની આજ્ઞા આપી. એટલે તેઓ પણ તેમની આજ્ઞાને અનુસારે પોતપોતાને સ્થાને ગયા ॥૫૩॥

पाकः शीघ्रं विधेयः श्व इत्याज्ञाप्य च पाचकान् । ब्राह्मणान् हरिरात्मीयं मन्दिरं प्रत्यगान्नृप ! ॥५४॥ स्नात्वा सन्ध्यावन्दनं होमकर्म स्वीयं नित्यं तत्र कृत्वाद्ययामे । याते रात्रेर्योगनिद्रां समुत्कामक्ष्णासौ सम्भावयामास किञ्चित् ॥५५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे अन्नकूटोत्सवे दीपावलीमहोत्सवनामा चतुर्दशोऽध्यायः ॥१४॥

सुव्रत उवाच—पाचकाः कृतपक्वान्नाः शाकसूपादि ते तदा । कर्तुमारेभिरे राजन् ! विप्रा योषास्तथा पृथक् ॥१॥ तस्यां रात्रौ क्षत्रयोषा उत्तमस्यापि मन्दिरे । जयारमादयः पाकं चतुर्विधम-

હે નૃપ ! ભગવાન્ શ્રીહરિ ‘આવતી કાલે રસોઇ જલદી તૈયાર કરવી’ એમ રસોયા બ્રાહ્મણોને અનુજ્ઞા આપીને પોતાના મંદિર પ્રતિ પધાર્યા ॥૫૪॥ પોતાના મંદિરને પામીને ત્યાં સ્નાન કરી પોતાનુ નિત્યપ્રાપ્ત સંધ્યાવંદન તથા હોમકર્મ કરીને, રાત્રિનો પ્રથમ પ્રહર વ્યતીત થતાં આ ભગવાને પોતાની સેવા સજવામાં સમુત્સુક એવી યોગનિદ્રાનો નેત્રમાં નિવાસ આપવાવડે કિંચિત્ સત્કાર કર્યો ॥૫૫॥ ઇતિ શ્રીસત્સંગિજીવને.. તૃતીયપ્રકરણે અન્નકૂટોત્સવે દીપાવલીમહોત્સવનામા ચતુર્દશોઽધ્યાયઃ ॥૧૪॥

## [1]અધ્યાય ૧૫ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! પ્રથમથીજ પકવાનો જેમણે તૈયાર કર્યા હતાં એવા તે રસોયા વિપ્રોએ તે સમયે ભગવાનની આજ્ઞાથી શાક દાળ આદિક કરવાનો આરંભ કર્યો તેમજ વિપ્રવનિતાઓએ પોતાના જુદા રસોડામા શાક દાળ ભાત આદિક કરવાનો આરંભ કર્યો ॥૧॥ તેજ રાત્રિએ ( દીપોત્સવ દિવસની રાત્રિ ) જયા રમા આદિક ક્ષત્રસ્ત્રિયોએ ઉત્તમ નૃપતિના મંદિરમા પણ ભક્ષ્ય ભોજ્યાદિ ચાર પ્રકારનો પાક તૈયાર

૧ આ અધ્યાયમા પ્રધાનપણે પાકમા પરમાદરથી પ્રવર્તેલી ક્ષત્રિયાણીઓના નામનિર્દેશપૂર્વક તેણી તેણીએ કરેલા પાકની તૈયારી વર્ણન કરી છે

साधयन् ॥२॥ सर्वाः सर्वाणि कार्याणि निर्मानास्तत्र चक्रिरे। विशेषेणाधिकारित्वं ब्रुवे तासां यथा तथा ॥३॥ जनन्यौ ललितायास्तु चक्रतुस्तत्र शोधनम् । तण्डुलच्छिदलादीनां पाकार्हाणां यथोचितम् ॥४॥ जया च पाककर्त्रीणां सर्वासामपि योषिताम् । तत्तत्कार्यप्रेरणेऽभूत्सक्ता चापेक्षितार्पणे ॥५॥ पाके दाक्ष्यं दर्शयन्तीर्योषितः प्रशशंस च । अजानतीश्च तत्कार्यं ललिताशिक्षयत्स्वयम् ॥६॥ रमा तु तत्र सिद्धानि खाजकानि च शष्कुलीः । पात्रान्तरे सन्निचाय चातुर्यादक्षतानि हि ॥७॥ अमरी चामला क्षेमा कथिकावटिकादिषु । लेह्येषु नानाशाकेषु स्वचातुर्यमदीदृशन् ॥८॥ रतिमेनासातिदेव्यः पूरिकाः पोलिकास्तथा। कुर्वन्त्य-

કરવા માડ્યો ॥૨॥ તે ભગવત્પ્રીણન કર્મમાં સર્વ કોઈ ક્ષત્રસ્રીયો સર્વ કોઇ કાર્યોને અભિમાને રહિત થઇને કરવા લાગી તેમા જેણીનું જેમા પ્રાધાન્ય હતુ તેના નામના નિર્દેશપૂર્વક હુ હવે વર્ણન કરૂ છુ તેને સાભળો ॥૩॥ તે ક્ષત્રિયાઓને મધ્યે લલિતાની જનિતાઓ સોમાદેવી અને સુરપ્રભા તો રસોઈમાં ઉપયોગી ચોખા દાળ આદિકને યથાયોગ્ય જંતુ આદિક વીણી નાખીને શુદ્ધ કરી આપતા હતાં ॥૪॥ જયા તો રસોઈ કરનારી સર્વ કોઇ ક્ષત્રિયાણીઓને તે તે કાર્યવિષે પ્રેરવામાં અને તેમાં તેમાં અપેક્ષિત ઉપકરણ લાવી આપવામાં તત્પર રહેતાં હતાં ॥૫॥ લલિતા તો પાકમા પોતાની પ્રવીણતાને પ્રદર્શાવતી પ્રમદાઓની પ્રશસા કરતાં થકાં અને પાકક્રિયાને બરોબર નહિ જાણતી સ્રિયોને તેને કાર્યને શિખવતાં થકાં પોતે તેમાં તત્પર વર્તતાં હતા ॥૬॥ રમા તો તૈયાર થએલાં ખાજાં જલેબી આદિક પકવાનોને વિશાળ થાળ આદિક અન્ય પાત્રોમાં ચાતુરીથી ન ભાગી જાય એમ આખાંને આખાંજ ગોઠવી મુકતાં હતાં ॥૭॥ અમરી અમુલાં અને ક્ષેમા આ ત્રણ તરૂણિઓ કઢી વડીઓ રાઇતાં આદિક લેહ્ય પદાર્થોમાં અને નાનાપ્રકારનાં શાકોમાં પોતપોતાનું પ્રાવીણ્ય (લલિતાને) પ્રદર્શાવતી હતી ॥૮॥ રતિ મેના સાતી અને દેવી આ ચાર નારીઓ પુરીઓ તથા પોળીઓ આદિક કરવામાં પોતપોતાની નિપુણતા

स्तत्र नैपुण्यं दर्शयामासुरात्मनः ॥९॥ पाककर्मणि दक्षा च रेवती पायसं शुभम्। अपूपांश्चापि संयावं सूपं च कुरुते स सा ॥१०॥ फुल्लादित्यजवामह्यः कैसराद्यांश्च जाह्नवी। एता बहुविधांश्चक्रुरोदनान्नुचिरान्नृप! ॥११॥ यमिफुल्लजया चोभे घर्घुरांश्चक्रतुः शुभान्। विदधुर्मण्डकादींश्च तत्रान्या अपि योषित ॥१२॥ पाञ्चाली तत्कनिष्ठा च पाचिकाभ्यः प्रतिक्षणम्। अपेक्षितानि वस्तूनि दत्तः स्माऽऽनीय वेश्मतः ॥१३॥ अमिताभ्यः पाचिकाभ्यो विश्रान्ति नृपयोषितौ। ददतुर्ललितोक्तेन कुर्वत्यौ तत्क्रियाः स्वयम् ॥१४॥ एतासां परिचर्यायां जितामान्यादयः स्त्रियः। काष्ठपात्राम्बुदानादावर्वतन्तोद्यताः सदा ॥१५॥ एलालवङ्गत्वक्पत्रराजिकाजरणोषणैः। कुस्तुम्बुरुप्रभृतिभिर्घृततैलसमन्वितैः ॥१६॥ द्रव्यैः सं-

દર્શાવતી હતી ॥૯॥ પાકકર્મમા કુશળ રેવતી નામની સ્ત્રી શુભ દુધપાક માલપુવા શીરો અને દાળ કરતી હતી ॥૧૦॥ હે નૃપ! ફુલ્લા અદિતિ અજવા મહ્વી અને જાહ્નવી આ પાચ યુવતિઓ કેસરીયો વિગેરે વિવિધ સુદર ભાતવિશેષોને કરતી હતી ॥૧૧॥ યમી તથા ફુલ્લજયા આ બે વધૂઓ શુભ ઘુઘરા કરતી હતી અને ત્યા બીજી પણ અબળાઓ માડા આદિક ખાદ્યવિશેષોને કરતી હતી ॥૧૨॥ પાંચાળી અને નાની આ બે બાળાઓ રસોઇ કરતી અબળાઓને અપેક્ષિત વસ્તુઓ ( વઘારમા ઉપયોગી કરીયાણુ ) ક્ષણે ક્ષણે આદરથી સત્વર લલિતાના ઘરથકી લાવી આપતા હતા ॥૧૩॥ ઉત્તમ નૃપતિની કુસુદા તથા જીહૂ નામની પત્નીઓ રસોઇ કરતા થાકી ગએલી સ્ત્રીઓને લલિતાના વચનથી તેમની ( થાકેલી સ્ત્રીઓની ) ક્રિયાને પોતે કરી લેતા થકા વિશ્રાતિ આપતા હતા ॥૧૪॥ જીતા માન્યા આદિક અબળાઓ લાકડા વાસણો પાણી આદિક ઉપકરણો લાવી આપવામા તત્પર થઇને, રસોઇ કરતી પૂર્વોક્ત સ્ત્રિયોના સહાયકર્મમા નિરતર અનુવર્તતી હતી ॥૧૫॥ તે ક્ષત્રસ્ત્રીયોની પાકશાળામા ઘૃત તેલે યુક્ત અને એલચી લવીંગ તજ રઇ જીરૂ મરી ધાણા વિગેરે વસ્તુઓવડે સસ્કાર ( વઘાર ) કરેલા શાકોના સૌરભ્યને પ્રકાશ

स्क्रियमाणानां व्यञ्जनानां पुनःपुनः । छुम्कारा भूरिदास्तत्र स्त्रीणामासन्महानसे ॥१७॥ वटकानां पूरिकाणामपूपानां च भूरिशः । घृतेषु पच्यमानानां सुर्सुङ्कारास्तथाऽभवन् ॥१८॥ मृदुसूक्ष्मसितानां च तण्डुलानां महानसे । सौरभः पच्यमानानां व्यानशे सकलं पुरम् ॥१९॥ जितस्वादा अपि च ताः प्रभुं प्रीणयितुं स्त्रियः । पाकं चतुर्विधं चक्रुः सूपशास्त्रविदो यथा ॥२०॥ आपूपिका आन्धसिका निपुणाः पाककर्मसु । दृष्ट्वा तत्पाकचातुर्यं निर्मानाः अभवन्नराः ॥२१॥ प्रातःकालेऽथ सम्प्राप्ते ब्राह्मणस्त्वर्चकः सुधीः । वासुदेवार्चनं चक्रे नवीनैर्वस्त्रभूषणैः ॥२२॥ अन्नकूटस्य रचनां

કરનારા બહુ છુંકારાઓ વારંવાર થતા હતા ॥૧૬-૧૭॥ તેમજ ઘીમાં તળવા માંડેલાં વડાં પુરીઓ માલપુવા આદિકના સુર્સુડકારા પણ બહુ થતા હતા ॥૧૮॥ રસોડામાં રાંધવા માંડેલા ધોળા ઝીણા સુંવાળા ચોખાનો સૌરભ ( સુગંધ ) સમગ્ર દુર્ગનગરમાં વ્યાપી ગયો હતો ॥૧૯॥ આ સ્ત્રિયોનો અધોય આ રસોઇનો સમારંભ પ્રભુને પ્રસન્ન કરવા માટેજ હતો, કેમકે આ તો વિજીત સ્વાદવાળી હતી. ( પોતાના સ્વાદને માટે રસોઇનો આરંભ ન હતો ) માટેજ પાક કરવામાં પ્રભુ પ્રસન્નતાનોજ એમને એક સંકલ્પ હતો. માટે તે આ પાકક્રિયા પરમ પાવન હતી. પાકશાસ્ત્રને જાણનારાજ જેમ એમ આ જયા રમા આદિક ક્ષત્રિયાણીઓએ અતિરસમય ચાર પ્રકારનો પાક કર્યો હતો ॥૨૦॥ પાકક્રિયામાં કુશળ એવા કંદોઇ તથા રસોયા પુરૂષો આ સ્ત્રિઓનું પાકક્રિયામાં ચાતુર્ય જોઇને અભિમાને રહિત થઈ ગયા ॥૨૧॥ તે પછી પડવાનો પ્રાતઃકાળ પ્રાપ્ત થતાં અર્ચનક્રિયામાં કુશળ બુદ્ધિવાળા પૂજક બ્રાહ્મણે ( પોતાના ઘરમાં શ્રીરાધાકૃષ્ણનું પૂજન કરવા રાખેલો ) આવીને તે દિવસે ધારણ કરવા યોગ્ય નવીન વસ્ત્રો વિભૂષણોવડે વાસુદેવ ભગવાનનું પૂજન કર્યું ( તે પછી ગાયો વાછડાઓ બળીવર્દો અને વાછડીઓને હળદળ કુંકુમ પુષ્પહારો વિગેરેવડે શ્રીહરિની આજ્ઞાથી પૂજન કરીને, તે સર્વેને ભગવાનના મંદિરની આગળ ખેલાવીને, તે પછી છાંણવડે ગોવર્ધનગિરિને કરીને તેની પૂજા કરી. આ-

कर्तुं च हरिमन्दिरे। विचित्रं मण्डलं चक्रे नानारङ्गोपशोभितम् ॥२३॥ तोरणानि तथाऽशोकसहकारादिपल्लवैः। अवन्धयद्धरेर्द्वारि रम्भास्तम्भैश्च मण्डपम् ॥२४॥ पक्वान्नभृतपात्राणां स्थापनार्थं हरेः पुरः। पीठानि स्थापयामास चतुरस्राण्यनुक्रमात् ॥२५॥ मध्याह्नपूजाविहितोपचारान्सम्पादयित्वा स हरेर्निदेशम्। तस्थौ प्रतीक्षयैव महान्नकूटविधान उत्कः सह वर्णिवर्यैः ॥२६॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे अन्नकूटोत्सवे पाकनिष्पत्तिनामा पञ्चदशोऽध्यायः ॥१५॥

सुव्रत उवाच—हरिर्निशोऽन्तिमे राजन्! याम उत्थाय सत्व-

टलो अहीं विशेष जाणवो ) ॥२२॥ वळी ते विप्रे वासुदेवना मंदिरमां अन्नकूटनी रचना करवा, नानाप्रकारना रंगथी शोभायमान विचित्र मंडळ कर्युं ॥२३॥ तथा श्रीवासुदेवमंदिरना द्वारमां आसोपालव आंबा आदिकना पल्लवोवडे तोरणो बांध्यां अने केळना थांभलावडे मंडप बांध्यो ॥२४॥ ते पछी ते ब्राह्मणे श्रीवासुदेव भगवाननी आगळ पकवान्नोथी भरेलां थाळप्रमुख पात्रो मुकवामाटे चार खुणावाळां पीठो ( पाटीयां—आसनो ) पादपीठनी ( पगथीयांनी ) रचनाथी उंचा नीचा अनुक्रमथी स्थापन कर्यां ॥२५॥ आ पूजक विप्र मध्याह्न पूजामां उपयोगी समस्त उपचारो संपादन करीने, अन्नकूटमहोत्सव करवामां महोत्साहने पामीने भगवाननी आज्ञानी राह जोतो थकोज मुकुंदानंद विगेरे वर्णिवर्योनी साथे त्यां उभो रह्यो ॥२६॥ इति श्रीसत्संगिजीवने...तृतीयप्रकरणे अन्नकूटोत्सवे पाकनिष्पत्तिनामा पंचदशोऽध्यायः ॥१५॥

## [1]अध्याय १६ मो.

सुव्रतऋषि कहेछे—हे राजन्! भगवान् श्रीहरि अमावास्यानी रात्रिना छेला पहोरमां योगनिद्रा थकी उठीने, सत्वर पोताना परिमित

[1] आ अध्यायमां उत्तम नरपतिए करेली भगवाननी स्तुति अने भगवाननुं बहिर्वेदी उपर बेसवुं विगेरे वर्णन कर्युं छे.

रम् । स्वपार्षदैः कतिपयैः सह गङ्गां जगाम स ॥१॥ न विदुः प्रायशो लोका स्नानार्थं तं गतं प्रभुम् । जागरूकास्तु मुनयो विदित्वैव तमन्वयुः ॥२॥ नित्यस्नानादिकं तत्र विधाय विधिना प्रभुः । जनसम्मर्दभीत्याशु स्वमन्दिरमुपाययौ ॥३॥ तत्र धौताम्बरधर उपविश्योर्णे आसने । कृत्वा पञ्चोर्ध्वपुण्ड्राणि सन्ध्यावन्दनमाचरत् ॥४॥ ततो जप्त्वा च गायत्रीमजुहोज्जातवेदसम् । आदरात्कृष्णमभ्यर्च्य तन्मनुं प्रयतोऽजपत् ॥५॥ तत एत्योत्तमो भूपस्तं प्रणम्यार्चिचत्प्रभुम् । चन्दनाक्षतपुष्पैश्च नूतवस्त्रैश्च भूषणै ॥६॥ नद्यां स्नात्वाऽऽगतं तं च ज्ञात्वा विस्मितमानस ।

પાર્ષદોને સાથે લઇને ઉન્મત્તગગામા સ્નાન કરવા પધાર્યા ॥૧॥ સ્નાન કરવા પધારેલા તે આ પ્રભુને નગરનિવાસી અનેક જનો (નિદ્રા પરવશપણાને લીધે) જાણી શકયાજ નહિ મુનિઓતો (ભગવાનના ચરણકમળના મનન કરવાનાજ એક સ્વભાવવાળાઓ તો) તે સમયે જાગવાના સ્વભાવવાળા હોવાથી સ્નાનમાટે નિકળેલા ભગવાનને જાણીનેજ તેમની પાછળ ગયા ॥૨॥ ભગવાનતો ઉન્મત્તગગા નદીને પામીને, તેમા નિત્યસ્નાનાદિ વિધિ યથાવિધિ કરીને, પોતાના દર્શનાર્થે આવતા જનોનો ત્યા બહુ ભીડો થઈ જશે એવી આશકાથી ત્યા ગાયત્રી જપાદિ નહિ કરીનેજ ત્યાથી તુરત નીકળીને પોતાના મદિરમા પાછા પધાર્યા ॥૩॥ તે પોતાના મદિરમા ધોએલા શ્વેત વસ્ત્રો ધારીને, કામળીના આસનમા બેસીને વાર્ણિવેષમા રહેલા હોવાથી (લલાટ-બે હાથ-હૃદય અને કઠ આ પાચ સ્થાનોમાં) પાચ ઊર્ધ્વપુડૂ તિલક કરીને સધ્યાવદન કરવા લાગ્યા ॥૪॥ તેપછી ભગવાને ગાયત્રીમત્રનો જપ કરીને અગ્નિમા પ્રાતરાહુતિ પ્રદાનવિધિથી હોમ કર્યો ત્યારપછી આદરથી કૃષ્ણપૂજન કરીને તેમના મત્રનો જપ નિશ્ચળ ચિત્તે કર્યો ॥૫॥ એટલાકમા ઉત્તમરાજાએ ત્યા આવીને પ્રણામ કરીને ચદન, અક્ષત પુષ્પહારો, નવીન વસ્ત્રો અને વિભૂષણોવડે તે ભગવાનની પરા પ્રીતિથી પૂજા કરી ॥૬॥ તે સમયે તે ઉત્તમ રાજા તે ભગવાનને ઉષ કાળમાજ નદીમા સ્નાન કરીને જલદી આવેલા જાણીને, મનમા વિસ્મય પામીને (તેમનો આશ્રિતજનોના સરક્ષણમા

धन्याष्टकेन तुष्टाव निजस्वामिनमादरात् ॥७॥ पदपङ्कजे रुचिर-
चङ्क्रमणे त्वं चलयन्प्रभो! व्रजसि यर्हि च तर्हि। मुनिमण्डलं
धृतकमण्डलुकन्थं ह्यमितोऽनुधावति समीक्ष्य भवन्तम् ॥८॥
तव गाङ्गवारिणि हरे! स्नपनार्थं गमनं त्वशेषतनुभृत्सुखहेतोः।
भवतीति यास्युपसि पश्यजनेभ्यो भुवि धन्यतामदसिदं हि व-
पुस्ते ॥९॥ सदयत्वदीक्षणहतातमतमस्कास्त्वयि भावतो मधु-

ત્વરાતિશયનેજ જેમ એમ ધર્મમર્યાદાના સરક્ષણમા પણ શ્રદ્ધાતિશયને જોઈજાણીને મનમા મહા આશ્ચર્ય પામીને) આદરથી આગળ કહેશે એવા ધન્યાષ્ટક સ્તોત્રથી પોતાના સ્વામી શ્રીહરિની સ્તુતિ કરવા લાગ્યા ॥૭॥

હે પ્રભો! તમો જ્યારે અતિસુદર ચાલથી ચરણકમળને ચાતુરીવિશે પથી મુકતા થકા ઉતાવળા ચાલોછો ત્યારે મુનિમડળ તમોને જોઇને તત્ક્ષણ પોતાના કમડળા અને કંથાને લઇને તમોને અભિમુખ એકદમ દોડે છે, તે મુનિઓ ધન્યભાગી છે, કેમકે ચરણની સુદર ચાલવાની શોભાને જોઇને સન્મુખ દોડે છે. તમારો ગતિવિશેષ સિંહના જેવો શોભે છે તથા સિંહના જેવી વિક્રમવાળી ચાલ શોભે છે અને તમારા ચરણો કમળશોભાથકી અધિક શોભાવાળા છે, માટે વિશેષપણે તેની દર્શનીયતા છે ॥૮॥ હે હરે! તમારે પ્રાકૃત પુરૂષની પેઠે કર્મવશ્યપણુ નથી કે જેથી પ્રાત કાળમા ઉઠીને પ્રતિદિન નદીમાં સ્નાન કરવાનો નિયમ હોઈ શકે. કિંતુ પ્રાત કાળમા તમારૂં જે ગગાજળમા સ્નાન કરવા જવું છે તેતો સમસ્ત તનુધારીઓના શ્રેયોહેતુ માટે છે–કેવળ મનુષ્યોનાજ શ્રેયોહેતુમાટે નહિ પરતુ પશુ પક્ષ્યાદિ તિર્યક્ જાતીના અને સ્થાવર જાતીના સર્વ કોઈ તનુધારીઓના શ્રેયોહેતુ માટે છે, કેમકે તેઓ તમારા ચરણારવિંદનાં દર્શન સ્પર્શનાદિક યાદૃચ્છિક સબન્ધથીપણ પરમ શ્રેયને પામી જાય છે આ અર્થને ઉદ્દેશીનેજ ઉષઃકાળમા ઉઠીને તમો સ્નાનમિષથી નદી પ્રત્યે પધારો છો. જે અક્ષર ધામમા નિરંતર નિહાળતા મુક્તજનોને અતિ અધિક આનંદ આપનારૂં છે એજ આ આપનુ વપુ (મૂર્તિ) કૃપા કરીને પૃથ્વી ઉપર જોનારા સર્વ જનોને ધન્યતા (કૃતાર્થતા) કરવામાટે આપેજ પ્રકટ કર્યુંછે ॥૯॥ વળી

मिषस्रवदस्राः। तरवोऽप्युपात्तफलपुष्पविनम्रा ऋषयस्त्वदर्चनपरा इव धन्याः ॥१०॥ बहवः खगा अपि समीक्ष्य भवन्तं स्नातुमजातिरवणाः श्रितमौनाः। अवलम्बितद्रुमभुजाः स्थिरगात्रा भवदङ्गचिन्तनसुखा ननु धन्याः ॥११॥ हरिणादयो वनभवाः पशवोऽपि त्वदुदीक्षणैकमनसोऽस्मृतदेहाः। न चलन्ति तर्हि

હે હરે ! જે વૃક્ષોતો તમ પ્રધાન યોનિવાળા હોવાથી જ્ઞાનપ્રસરણમાં ઉપયોગી ઉપકરણોએ રહિત છે તેઓપણ આપના કૃપાકટાક્ષના ગોચરભૂત થતાં, તત્કાળ પોતાનો તમોગુણ હણાઇ જતાં, જ્ઞાનિયોના અગ્રેસર મહર્ષિઓજ જેમ એમ આપને વિષે ભાવબન્ધને પામીને, આપના અનુભવથી ઉપજેલા હર્ષાતિશયને લીધે સ્રવતાં (ગળતાં) આંસુને મકરન્દના મિષથી મુકતા થકા ફળ પુષ્પો લઇને વિનમ્ર થઇને આપના પૂજનમાં પ્રવર્તે છે, માટે તે તરૂઓ પણ ધન્ય છે. (ખાલી હાથે મોટાઓને નમસ્કાર કરવો તે અયોગ્ય હોવાથી મુનિઓ જેમ ફળ પુષ્પાદિ સમર્પણ કરીને નમેછે તેમ વૃક્ષોપણ નમેછે, એવો ભાવ છે) ॥૧૦॥ વળી હે ભગવન્ ! નદીતટે રહેલા વૃક્ષોમાં વાસ કરી રહેલા બહુ પક્ષિઓપણ આપને સ્નાન માટે ઉન્મત્તગગા પ્રતિ પધારેલા પેખીને અંતરાત્મા આનંદમય આપને વિષે એકદમ નિમગ્ન મનવાળા થઈ, જાગવાના સમયમાં સમુચિત, પોતપોતાની જાતિને સહજ એવાપણ શબ્દને ત્યાગ કરીને, મૌનવ્રત ગ્રહણ કરીને, વૃક્ષશાખામાં સ્થિર અંગથી બેસીને, આપના દિવ્ય અંગના ધ્યાનપરાયણ થતાં મહા આનંદમાં નિમગ્ન થઈ રહેછે. તે આ પક્ષિઓ દેવયોનિથકીપણ ધન્યભાગી છે ॥૧૧॥ હે હરે ! જે હરિણ વિગેરે પશુઓ વનમાં રહેલા છે-(નગરમાં રહેલા પશુઓ પણ જ્ઞાનયેથે યુક્ત હોય છે, 'વનમાં રહેલા' એમ કહેવાથી અજ્ઞાનથી પુષ્કળતા જણાવી છે) તેઓપણ સ્નાનાર્થે પધારતા આપને માર્ગમાં નિરીક્ષણ કરીને, અતરાત્મા આપે આકર્ષિત અંત કરણવાળા કરેલા હોઇને, પોતાના દેહનું વિસ્મરણ પામીને, નિર્નિમેષ નેત્રથી આપના દર્શનમાંજ એક વ્યાપૃત મનવાળા થતાં સ્થિતિગા.-લગારપણ ચાલતા નથી. વાયુ વિનાના સ્થળમાં

मुनयः स्थितिगा वा सुखिनस्त्वयाऽचलदृशो भुवि धन्याः ॥१२॥ पथि वीक्ष्य भिल्लवनिता वनचर्यः सहसा विसृष्टगृहदैहिककृत्याः । कृतधावना भुवि निपत्य नमन्त्यो दधतीह धन्यतरतां हि भवन्तम् ॥१३॥ निजतीरमागतमवेक्ष्य भवन्तं भृतभूरिभक्तिरसविद्रवदङ्गा । स्वतरङ्गभङ्गिचपला किल धन्या विवशा भवत्पतिसुखेन च गङ्गा ॥१४॥ गतिलाघवं स्वकमुदस्य मरालास्त्व-

રહેલા દીપની પેઠે નિષ્કંપપણે રહેછે. તે સમયે આ પશુઓ મુનિ-મનનશીલ (મુનિસધર્મી) છે. वा-અથવા स्थितिगाः-મનન કર્યાપછી થનારી, ધારણા ધ્યાનની પરિપક્વતાએ કરેલી, નિષ્પન્ન સમાધિપણું જેનું લક્ષણ છે એવી પોતાના આત્મામાં સ્થિતિને પામેલા, તેમાં પણ ધ્યાનગોચર કરેલા તમારે લીધે સુખીયા થએલા, પણ કેવલસ્વાર્થીઓની પેઠે પોતાના આત્માથી નહિ સુખી થએલા છે. માટે પૃથ્વી ઉપર આ પશુઓ પણ સ્વાત્મસ્વરૂપ સાક્ષાત્કારવાળાઓ થકી પણ અત્યધિક હોવાથી ધન્ય છે ॥૧૨॥ વનિતાઓ-એટલે શાસ્ત્રાભ્યાસે રહિતપણારૂપ અનધિકારને લીધે તત્ત્વને નહિ જાણનારી, તેમાંપણ ભિલ્લવનિતાઓ-એટલે પ્રકૃતિથી પામર જાતિમાં જન્મેલી, તેમાંપણ વનચરી-એટલે સદાય વનમાં વિચરવાના સ્વભાવવાળી હોવાથી જેને હરિણાદિકનોજ સમાગમ વિશેષપણે પ્રાપ્ત થએલો છે પણ વિદ્વાનોનો સતપ્રસંગ જેને નથી આવી પણ તે આ ભીલડીઓ રસ્તામાં તમોને જોઈને તત્ક્ષણજ દૈહિકકર્મ અને ગૃહકર્મ સમગ્રને છોડી દઈને દોડીને અભિમુખ આવીને પૃથ્વીઉપર પડીને (તમોને સર્વેશ્વરપણે નિશ્ચય કરીને) દંડવત્ પ્રણામ કરેછે. તે આ ભિલસ્ત્રિઓ આ લોકમાં ધન્યતરતાને ધારણ કરેછે, એટલે કૃતકૃત્ય થઈ જાય છે॥૧૩॥ હે ભગવન્! જે આ ઉન્મત્તગંગા જડમયી છે તેપણ પોતાના તટપ્રતિ પધારેલા આપને જોઈને, તત્ક્ષણજ ઉછળતા ભક્તિરસથી ચોગરદમ દ્રવિત અંગવાળી થઈ, તમારાં દર્શન થવાથી ઉપજેલા આનંદાતિશયથી પરવશ થઈ, ઉન્મર્યાદિતપણે ઉછળતા તરંગોવડે પોતાના પ્રહર્ષની ચપળતાને પ્રકાશ કરતી થકી આપને સદા સેવેછે, માટે તે આ ગંગા ધન્ય-કૃતકૃત્ય છે ॥૧૪॥ હે ભગવન્!

दुदारचङ्क्रमणचिन्तनसक्ताः । यहिरन्तरात्तभवदीक्षणधन्या य
तयो महान्त इव सन्ति विमुक्ताः ॥१५॥ स्नपनं विधाय मुनि
भिश्च सलीलं धृतशुक्लवाससमहं निजगेहे । स्थितमब्जपत्रनयनं
स्मितवक्त्रं दधदस्मि धन्य उरसीह भवन्तम् ॥१६॥ स्तुवत्येवं नर
पतौ जनाः श्रीपुरवासिनः । तत्रायर्युर्ये पूर्वेद्युर्नापुस्तत्पूजनक्ष
णम् ॥१७॥ निवेदिता भगवते प्रतीहारेण ते जनाः । तदाह्वयेत्स

જે કોઈ ઉન્મત્તગગાના તરગમા વિહરણ સુખમા રસિક હસો છે તેઓ પણ તટપ્રતિ પધારેલા આપના ઉદાર ચક્રમણ ( ઉતાવળુ મ" ચાલવાની ચાતુરી ) દેખીને, પોતાની ચાલના વિલાસને વિસરી જઇને, તમારા ચરણ કમળના ચક્રમણમાજ એક આસક્ત અત કરણવાળા થઈ, બહારજ જેમ એમ અતર્હૃદયમાપણ થએવા તમારા દિવ્ય રૂપના સાક્ષાત્કારથી મોટા યતિ ઓજ જેમ ( નિષ્પન્ન યોગીઓજ જેમ ) એમ કર્મબન્ધને રહિત થઈ જાય છે, માટે આ હસો અતિશય ધન્યભાગી છે ॥૧૫॥ સાધુઓ સાથે જળકેળિ લીલાપૂર્વક સ્નાન કરીને શ્વેત વસ્ત્રને ધારી રહેલા, મારા ઘરમા નિવાસ કરી રહેલા એવા આપને સાક્ષાત્ કરીને હુ ધન્ય છુ—જે તમો સદા અક્ષરધામમા વિરાજમાન છો એજ તમો મારા ભવનને અલકૃત કરો છો, માટે હુ ધન્ય છુ વળી અક્ષરધામમા અનત નિત્યમુક્તોની સાથેજ જેમ એમ મારા ભવનમા પોતાના ચરણના એકાતિક ભક્ત મુનિઓ સાથે નિવાસ કરી રહ્યા છો, માટે હુ વિશેષપણે ધન્યભાગી છુ. વળી કમળદળ જેવા કોમળ વિ શાળ લોચનવાળા, મદહાસથી મધુર મુખારવિંદવાળા આપ મારા ભવ નનેજ જેમ એમ મારા હૃદયભવનને પણ હાલ અલકૃત કરી રહ્યા છો, માટે હુતો આ લોકમા નિરતિશય ધન્યશાળી થયો છુ ॥૧૬॥

હે રાજન્ ! એરીતે ઉત્તમ નરપતિ સ્તુતિ કરી રહેતા, જે અમદાવાદના નિવાસી હેમતરામ આદિક હરિજનો પૂર્વદિને ( દીપોત્સવદિવસે ) શ્રીહરિ સમીપે આવ્યા હતા પણ તેમની પૂજા કરવાનો અવસર પામ્યા ન હતા તેઓ પૂજન કરવામા ઉત્સાહ પામીને ત્યા આવ્યા ॥૧૭॥ તે સમયે કરિમ નામના દ્વારપાળે 'અમુક ગામના હરિજનો આવ્યા છે' એમ ભગવાનને નિવેદન કરેલા

तस्मात्तु तं प्रणम्यार्चयन्प्रभुम् ॥१८॥ नीशारैर्मृदुभिः शोणैः स्वर्णविन्दुविचित्रितैः । सूक्ष्मैरनर्घ्यैररुणैर्दीर्घैरपि शिरःपटैः ॥१९॥ प्रावारैः कटिबन्धैश्च कटकाद्यैर्विभूषणैः । चन्दनेनाक्षतैः पौष्पैर्हारैर्नीराजनादिभिः ॥२०॥ सम्पूज्य तं तदग्रे च पीतसाराणि शर्कराः । फलादीनि निधायाथ जग्मुस्तस्याज्ञयैव ते ॥२१॥ ततो नारायणमुनिः शोणाम्बरधरः प्रभुः । वहिर्वेदीमुपेत्य स्वे निषसादासने शुभे ॥२२॥ जनाश्च मुनयः सर्वे पूर्ववत्तत्र सङ्घशः । समागत्य निषेदुस्ते सस्वमर्यादयाखिलाः ॥२३॥ पार्षदा अपि सेवायां तस्यावर्तन्त पूर्ववत् । वाद्यान्यवादयंस्तज्ज्ञा गायकाश्च

જનોએ ભગવાનની આજ્ઞા પામીને ભગવાનના નિવાસ ભવનમા પ્રવેશ કરી તે પ્રભુને તત્કાળ પ્રણામ કરી પૂજા કરી પૂજાપદાર્થો કહેછે-સુવર્ણસૂત્રથી ગુથેલા વિચિત્ર બુટ્ટાએ યુક્ત, રક્ત વર્ણના, કોમળ નીશારો, ( જામા ડગલી આદિક ) સૂક્ષ્મ સૂત્રથી રચેલા હોવાથી ઘણા મહામૂલ્ય રક્ત લાંબા શિર - પટો, ( માથે બાધવાનાં વસ્ત્રો મંદિલ મોળીયા વિગેરે ) સુવર્ણ તંતુથી ગુંથેલા પ્રાંત ભાગ જેના છે એવા અમૂલ્ય પ્રાવારો, ( ઉત્તરીયવસ્ત્રો-ઓઢવાના શાલ ખેસ વિગેરે વસ્ત્રો ) તેવાજ કેડ્યમાં બાધવાનાં વસ્ત્રો, કાચનમય કડાં આદિક આભૂષણો, ચંદન, અક્ષત, પુષ્પહારો અને આરતી અતે જેમા છે એવા અન્ય ઉપચારોવડે પરા ભક્તિથી ભગવાનની પૂજા કરી ॥૧૮-૨૦॥ સૈ શ્રીનગરના જનો એરીતે પૂજા કરીને તે ભગવાનની આગળ પતાસાં સાકર ફળ આદિક ભેટો પ્રીતિથી મુકીને, તેમને પ્રણામ કરી તેમની આજ્ઞાથીજ ત્યાંથી ગયા ॥૨૧॥ તેપછી ભગવાન્ નારાયણમુનિ રક્ત વસ્ત્રોને ધારીને નિબતરૂતળે રહેલી વેદીને પામીને પોતાના સકળમંગળકારી ભદ્રાસનમાં સભાને આનંદ આપતા થકા વિરાજમાન થયા ॥૨૨॥ સર્વે મુનિઓ તથા સર્વે ભક્તજનો પૂર્વની પેઠેજ પોતપોતાની મર્યાદાને નહિ ઉલ્લંઘન કરીને, વિભાગને અનુસારે સઘથી સભામાં આવીને બેઠા ॥૨૩॥ સોમવર્મા વિગેરે પાર્ષદોપણ પૂર્વની પેઠે છત્ર ધારવું, ચામર ઢોળવો વિગેરે ભગવત્સેવામા તત્પર થઈ ગયા. તે સમયે

जगुस्तदा ॥२४॥ स्थित दीनानाथभट्ट विप्रं तत्रावलोक्य स । तस्मै प्रसन्नो वासांसि स्वकीयानि ददौ तदा ॥२५॥ स्वाङ्गान्नीशारमुत्तार्य तथैव कटिबन्धनम् । प्रावारं स्वमनर्घ्यं च ददौ शीर्षपट तथा ॥२६॥ धारया रौप्यमुद्राणां पूरयामास चाञ्जली । तस्य चानुग्रहं चक्रे भगवान् योगिवाञ्छितम् ॥२७॥ गाङ्गेयप्रमुखास्तावन्मल्ला स्वसिद्धिजप्रभो । दृष्टिपातार्थमाचेरुर्बाह्वास्फोटनमात्मन ॥२८॥ स्वामी नारायणो दृष्ट्वा तान्भक्तान् कूर्दनोत्सुकान् । रन्तुमाज्ञापयामास तत्प्रीत्यै करसंज्ञया ॥२९॥ दृढ निबद्धकच्छास्ते तदैवोत्प्लवनादिभि । हासयामासुरखिलान्कर्मभि

વાદ્યવાદનમા પ્રવીણ એવા ભક્તો વીણા વિગેરે વાજીંત્રોને વજાવવા લાગ્યા અને ગાયનકુશળ જનો ભગવાનના દિવ્ય ગુણોના ગાનને કરવા લાગ્યા ॥૨૪॥ તે સમયે ભગવાને સભામા બેઠેલા, પોતાના ચરણના સમાશ્રય વાળા, દીનાનાથ ભટ્ટ નામના વિદ્વાન્ વિપ્રને જોઇને, તેમની ઉપર પ્રસન્ન થઇને તેમને પોતાના અમૂલ્ય વસ્ત્રો–નીશાર, કટિબન્ધન વસ્ત્ર, પ્રાવાર, શિર પટ, આ સર્વ અમૂલ્ય પોતાના અગથકી ઉતારીને તત્કાળ તે વિપ્રને આપ્યુ ॥૨૫-૨૬॥ અને ભગવાને રૂપ્યમુદ્રા (રૂપીયા)ની ધારાથી તેમના બે અજળી (પોપ–ખોબો) ભરી દીધા કેવળ વસ્ત્ર રૂપીયા આદિકથી તેમનો મનોરથ પરિપૂર્ણ કર્યો એમ નહિ કિંતુ યોગિઓએપણ અપ્રાપ્ય એવો અનુગ્રહવિશેષ કે જે નિ શ્રેયસમાજ મુખ્ય ઉપયોગી અને સર્વે સતાપને સહરનારો છે તેનાથી પરિપૂર્ણ કર્યો હતો ॥૨૭॥ તે સમયે ગગારામપ્રમુખ મલ્લો પોતાની કુશળતા પ્રદર્શાવાવડે ભગવાનની સેવા કરવાની કામનાથી તેના અવસરની રાહ જોઈ રહ્યા હતા, તેમણે પોતા ઉપર પોતાના પ્રભુ શ્રીહરિનો કરૂણાકટાક્ષ પાડવામાટે પોતાના હાથનું આસ્ફોટન અનુક્રમે કર્યું ॥૨૮॥ તેમના આસ્ફોટનથી આકૃષ્ટ થઈ છે દૃષ્ટિ જેમની એવા ભગવાન્ સ્વામી નારાયણે મલ્લોને રમવામાટે ઉત્સાહી જોઇને, તેમની પ્રસન્નતામાટે હસ્તસજ્ઞાથી રમવાની આજ્ઞા આપી ॥૨૯॥ તેઓ ભગવાનની આજ્ઞા પામીને તુરત દૃઢ કચ્છ બાધીને, કુદવુ વિગેરે તેમની

सहरीज्ञनान् ॥३०॥ उत्थापने चोन्नयने चालने स्थापने तथा। आकर्षणे शृङ्खलने प्लवने ताडनादिषु ॥३१॥ तेषां चातुर्यमालोक्य तान्प्रशंसन्हसन्प्रभुः। प्रसन्नो दापयामास तेभ्यो वस्त्राणि भूरिशः ॥३२॥ युक्तिवाक्येषु निपुणस्तथावसरवित्तदा। ब्रह्मानन्दो महाबुद्धिः स्मयमानोऽवदत्प्रभुम् ॥३३॥ आज्ञा ते द्यत्तनास्माभिः सद्भिः पाल्या नवा प्रभो!। विनात्र त्यागिनोऽन्येषां फलिता हि मनोरथाः ॥३४॥ इत्युक्तस्तेन भगवान्सतः सर्वानुवाच तान्।

જાતિનાં વિચિત્ર વિચેષ્ટિતોવડે શ્રીહરિએ સહિત સર્વ જનોને બહુ હસાવા લાગ્યા ॥૩૦॥ ઉત્થાપન-પગ તથા ઢીંચણને પિંડીકરણ કરીને પડેલા પ્રતિમલ્લને ઉઠાડવું, ઉન્નયન-હાથવડે ઉપાડીને લઈ જવું, ચાલન-કંઠાદિ અંગમાં વળગી પડેલા મલ્લને ખસેડી નાંખવું, સ્થાપન-હાથ પગ આદિકને ચાલી હાલી શકે નહિ એમ પિંડીકરણ કરવું, આકર્ષણ-સામા મલ્લે હસ્તપાદાદિવડે વીંટી લીધેલા પોતાના દેહનું તેનાથી ખેંચી કાઢવું, શૃંખલન-સામા મલ્લના કરચરણાદિકને બંધનવિશેષ કરવું, પ્લવન-પોતાને પ્રતિરોધ કરનારા મલ્લને કળાથી કુદી પડવું, તાડન-સામા મલ્લે કરેલા પોતાના રક્ષણના ઉપાયોને ઠગીને તેને મર્મમાં પ્રહાર કરવો, ઈત્યાદિ અનેકવિધ મલ્લયુદ્ધમાં તેઓનું ચાતુર્ય જોઇને હસતા થકા ભગવાને તેમની બહુ પ્રશંસા કરી અને તેમની ઉપર પ્રસન્ન થઈને તેઓને વિવિધ વસ્ત્રો આપ્યાં ॥૩૧-૩૨॥ તે સમયે બ્રહ્માનંદમુનિ કે જે વિશાળ મતિશાળી, અવસર વિશેષના અભિજ્ઞ, યુક્તિયુક્ત ભાષણમાં કુશળ હતા, આ મુનિ હસતા હસતા ભગવાનપ્રત્યે બોલ્યા કે-હે ભગવન્! અમો આપના ચરણનું પરિચરણજ એક પ્રિય જેમને છે અને વિશેષપણે આપની આજ્ઞાને વશ વર્તનારા અને 'તમો આવતી કાલે યથેપ્સિત પૂજા કરજ્યો' એવી આજ્ઞાને પામેલા છીએ, તો અમો સાધુઓએ તે આજ્ઞા હાલમાં નિશ્ચે અનુવર્તવી જોઇએ, ત્યાગીઓ થકી બીજા સર્વે ભક્તો આપના ચરણ પૂજનથી સંપૂર્ણ મનોરથવાળા થયા છે, અમો એકલા બાકી છીએ ॥૩૩-૩૪॥ હે રાજન્! આ પ્રકારે બ્રહ્માનંદમુનિએ કહેલા ભગવાન્ તેમનો

यूयमप्यर्चनं मेऽद्य कुरथैकैकशो द्रुतम् ॥३५॥ इत्युक्तास्त्यागिनस्तेन घृष्टगन्धादिपाणयः । उत्तस्थुः पूजनं कर्तुं हरेः सर्वे नराधिप ! ॥३६॥ मुकुन्दानन्दाद्या झटिति भगवत्पार्षदवरास्तथा मुक्तानन्दप्रवरमुनयो हर्षनिभृताः । समागत्याभ्याशं बहुतरदयार्द्रसुदृशः प्रभोश्चक्रुस्तस्यार्चनममलसद्वासनहृदः ॥३७॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे अन्नकूटोत्सवे उत्तमसत्कृतभगवतो बहिर्वेदीप्रवेशननामा षोडशोऽध्यायः ॥१६॥

सुव्रत उवाच—चन्दनेनाक्षतैः पुष्पैः पूजनं तुलसीदलैः । कुर्वन्तस्ते

આશય જાણીને, સર્વ સાધુ બ્રહ્મચારી પ્રતિ બોલ્યા કે-જો તમારી મનોરથ હોય તો તમોપણ ભલે આજ મારૂં પૂજન કરો, પરંતુ એક એક આવીને જલદી કરો કે જે રીતે ભગવાનના ઉત્સવનો કાળાતિક્રમ ન થાય ॥૩૫॥ હે નરાધિપ ! આ પ્રકારે ભગવાને કહેલા તે સર્વે ત્યાગીઓ પ્રહર્ષ પામીને ઘસેલું ચંદન આદિક પૂજોપકરણને હાથમાં લઇને શ્રીહરિનું પૂજન કરવા ઉઠ્યા ॥૩૬॥ ભગવાનના પાર્ષદો (પરિચર્યાપરાયણો)માં પ્રધાન મુકુંદાનંદ પ્રમુખવર્ણિઓ તથા ભગવાનના ચરણારવિંદમાં ભક્તિરસથી ભીના હૃદય વાળા મુક્તાનંદપ્રમુખ પરમહંસો, આ સર્વેએ અમળ-કામાદિ દોષોએ વર્જીત, માટેજ સદ્વાસનાવાસિત હૃદયવાળા (ભગવાનના પૂજનનીજ એક સંકલ્પ તેરૂપ શુભ વાસનાએ યુક્ત મનવાળા) થઇને, મહા હર્ષથી ભગવાનની પાસે આવીને, અકારણ અપાર કરૂણારસથી ભીંજાએલી દૃષ્ટિ જેમની છે એવા પ્રભુ શ્રીહરિની પૂજા કરવાનો આરંભ કર્યો ॥૩૭॥ ઇતિ શ્રીસત્સંગિજીવને તૃતીયપ્રકરણે અન્નકૂટોત્સવે ઉત્તમસંસ્તુતભગવતો બહિર્વેદીપ્રવેશનનામા ષોડશોઽધ્યાયઃ ॥૧૬॥

## [1]અધ્યાય ૧૭ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! તે બ્રહ્મચારી સાધુઓ ઘસેલું ચંદન,

[1] આ અધ્યાયમાં સર્વ મુનિજનોએ ભગવાનની પૃથક્ પૃથક્ કરેલી પૂજા તથા નાનાપ્રકારના ભાવપૂર્વક કરેલી સ્તુતિ વર્ણન કરી છે

हरेर्भक्त्या तुष्टुवुस्तं पृथक् पृथक् ॥१॥ मुकुन्दानन्द उवाच—मत्स्यं कूर्मं वराहं कपिलमथ हरिं वासुदेवं च वैन्यं दत्तात्रेयं च हंसं नरहरिमृषभं वामनं पर्शुरामम्। यज्ञं रामं कुमारं हयशिरसमथो नारदं राजराजं व्यासं कृष्णं च बुद्धं धृतपुरुवपुषं नौमि नारायणं त्वाम् ॥२॥ मुक्तानन्द उवाच—कौसुमदोपररराजिविराजितभाललसत्तिलके कलितारे। चारुसरोजदलायतचञ्चललोचनलोचनमोचितनारे। शोणपटेन कटिं च निबद्धय तदर्पितपाणियुगेऽङ्गदधारे। सेरमुखेऽस्तु मनोऽत्र विभो! त्वयि भूरिसुगन्धिमनोहरहारे

અક્ષત, પુષ્પો અને તુળસીપત્રથી ભગવાનની ભક્તિથી પૂજા કરતા થકા તેમની પૃથક્ પૃથક્ સ્તુતિ કરવા લાગ્યા ॥૧॥ તેમાં પ્રથમ મુકુન્દાનંદ વર્ણી સ્તુતિ કરે છે—હે પ્રભો ! સર્વ અવતારોના અવતારી તમો નારાયણને હું નમસ્કાર કરૂં છું. તમોએ પૂર્વે મત્સ્ય-કૂર્મ-વરાહ-નરસિંહ-હયગ્રીવ-વામન-પરશુરામ-રામ અને કૃષ્ણાદિ રૂપે તેતે સમયે અવતરીને વેદનો ઉદ્ધાર, પૃથ્વીનો ઉદ્ધાર આદિકરૂપ ધર્મરક્ષણ કર્યું છે અને કપિલ-હરિ-વાસુદેવ-વૈન્ય-( પૃથુ ) દત્તાત્રેય-હંસ-ઋષભ-યજ્ઞ-કુમાર-નારદ-રાજરાજ-નરનારાયણ-ધન્વતરી અને વ્યાસાદિ રૂપે તેતે અવસરમાં અવતરીને, તેતે ભક્તોના અભિલષિતને પરિપૂર્ણ કરવાપૂર્વક ધર્માદિ ચાર પુરૂષાર્થનો પંથા પ્રતિષ્ઠાપન કર્યોછે. અને બુદ્ધરૂપે પ્રકટીને અસુરોને મોહ પમાડ્યો હતો. તે તમો હમણાં ભૂમિમાં સ્વસ્વરૂપને પ્રત્યક્ષ પ્રકટ કરી રહેલા નારાયણને હું કાય વાણી મનથી પ્રણામ કરૂંછું ॥૨॥ હવે મુક્તાનંદમુનિ સ્તુતિ કરેછે—હે વિભો ! ( સર્વાન્તર્યામિન્ ! ) તમો અધર્મસર્ગરૂપ કલિ થકી આશ્રિતોનો ઉદ્ધાર કરવાનો શુભ સંકલ્પ કરીને, સાક્ષાતજ પોતાના અનવધિક આનંદમય દિવ્ય રૂપથી પૃથ્વી ઉપર પ્રકટ થયા છો, તે તમારૂં જે આ દિવ્ય રૂપ મંદહાસવડે મધુર મુખારવિંદે યુક્ત, કમળદળ જેવાં વિશાળ ચચળ લોચને કરીને સુંદર, રક્ત ઉત્તમ કટિબંધન વસ્ત્રથી બાંધેલા કટિતટ ઉપર કરકમળ યુગળને ધારીને ઉભું રહેલું, હસ્તયુગળમાં શોભાયમાન બાજુબંધને ધારી રહેલું, વિવિધ પુષ્પોના તોરાઓની પંક્તિથી વિરાજીત

॥૩॥ गोपालानन्द उवाच—जय श्रीमद्भास्वच्चयरुचिवृहद्धामविलय ! प्रभो ! कारुण्याब्धे ! जनसुखविधानात्तमृतनो ! । जय स्वामिन्नारायण ! निजजनानन्दद ! सदा दृगग्रे रूपं तेऽप्रतिम ! यदिदं ह्येव वसताम् ॥४॥ ब्रह्मानन्द उवाच—त्वदीयं मनोहारि रूपं मदीयं मनो

ભાલમાં શોભાયમાન ઉર્ધ્વપુંડ્ર તિલકને ધારી રહેલું અને સુગન્ધિ સુમનોહર બહુ હારોને ધારી રહેલું છે, તે મારા મનમાં સદાય સ્ફુરો ॥૩॥ હવે ગોપાલાનંદમુનિ સ્તુતિ કરે છે—હે સ્વામિન્ ! નારાયણ ! તમો જય પામો, સ્વામિનો જય ઇચ્છવો એતો દાસજનને સમુચિત છે, તો હું પોતાનું અસાધારણ દાસપણું અનુસ્મરણ કરીને અને આપ નારાયણનું નિરૂપાધિક સ્વામીપણું અનુસ્મરણ કરીને નિત્યપ્રાપ્ત જય જેમનો છે એવા પણ આપનો જય ઇચ્છવો એ આત્મસ્વરૂપને અનુરૂપ છે એમ સમઝીને હું કરૂંછું. વળી તમો કેવળ સ્વામી છો એટલુંજ નહિ પણ કરૂણાનિધિ સ્વામી છો. સ્વામિનું જે કારૂણ્ય છે તે દાસજનને અત્યંત અનુકૂળ છે, કેમકે આ કરૂણાનિધિ સ્વામી ક્ષણપણ દાસજનનું દુ:ખ સહન કરી શકેજ નહિ. કરૂણા નિરવધિપણે વર્તતાં સર્વને સુગમ થાય છે, જેથી તમો નિરવધિ શ્રીએ સંપન્ન, એક સાથેજ ઉદય પામેલા સહસ્ર સૂર્યની પ્રભાને પરાભવ કરનારા દિવ્ય તેજે સંપન્ન, અક્ષરધામ નામના દિવ્ય સ્થાનમા નિત્ય નિવાસ કરી રહ્યા છો તથાપિ જન—જન્મધારી સર્વે કોઇને (જનનમરણનો ત્રાસ ટાળવાપૂર્વક) સુખી કરવામાટે આ માનુષ લોકમાં નરનાટ્યને હાલમાં ધારી રહ્યા છો, આ બધુ આપની નિરવધિ કૃપાનુંજ કાર્ય છે, તો તમો નિરવધિ કરૂણાનિધિ સ્વામી અમારા નયનગોચર થતાં તમારા જયની આશંસા જે દાસવૃત્તિને સમુચિત છે તેને વારંવાર હું કરૂંછું. એરીને પોતાના દિવ્ય રૂપનો સાક્ષાત્કાર કરાવીને નિજજનોને નિરતિશય આનંદ આપતા આપનું જે આ નિરૂપમ રૂપ છે તે મારી દૃષ્ટિ આગળ નિરંતર નિવાસ કરીને રહો ॥૪॥ હવે બ્રહ્માનંદમુનિ સ્તુતિ કરેછે—હે ભગવન્ ! આ મારૂં મન કે જે-વિવિધ દુ ખમય શબ્દાદિ ભાવોમાં ચોમેર રખડી રખડીને અંતે નિર્વેદ પામીને, આનંદમય આપના

मा जहातु क्षणं ह्येतदेव । अनादृत्य लोके लसच्छेपराले ! वृतस्त्वं

દિવ્ય રૂપના અનુભવથી વિજ્ઞાત રસાસ્વાદ (જેણે રસાસ્વાદ જાણ્યો છે) છે, તે મારૂં મન તમારા આ નિરવધિક આનંદમય મુનિજનમનોહર (ભગવાનનું દિવ્ય રૂપ પ્રત્યગાત્મામાં જોડી રાખેલા પણ મુનિઓના મનને તે થકી ખેંચીને પોતાવિષે વિલીન-અત્યાસક્ત કરેછે) એવા દિવ્ય રૂપને ક્ષણપણ નજ ત્યાગ કરો. અર્થાત્ મારૂં મન આપના દિવ્ય રૂપને અખંડ સ્મરણ કરો. મન ચંચળ પ્રકૃતિવાળું હોવાથી આવી પ્રાર્થના કરૂંછું. (ભાવાર્થ—હે ભગવન્ ! બહુ જનો આત્મા અનાત્માનો વિભેદ જાણીને યમ નિયમાદિકમાં નિષ્ઠાવાળા થઇ, અનાત્મા-દેહાદિક થકી મનનો પ્રત્યાહાર કરી તેને આત્મામાં ભલે જોડેછે અથાપિ તે મન પ્રમાથિ (વ્યાકુળ થવાના સ્વભાવવાળું) બળવત્ દૃઢ હોવાથી ધારણાને વ્યાકુળ કરીને પૂર્વે અનુભવેલા શબ્દાદિ વિષયોમાંજ જઇને પતંગીયાની પેઠે પડે છે, આપનુ દિવ્ય રૂપતો જોનારા જનોના મન નેત્રને સર્વ વિષયો થકી પાછાં વાળીને પોતાના વશમાં યદ્યપિ લઇજ લેછે તથાપિ તે આ મનના પ્રકૃતિથી ચચળપણાના અને પ્રમાથિપણાના (વ્યાકુળ થવાપણુ) સ્વભાવનો વિચાર કરીને હું પ્રાર્થના કરૂછુ કે-મારૂં મન આપના દિવ્ય રૂપને ન ત્યાગ કરો) અથવા-મન એ કર્મપદ લેવું અને રૂપ એ કર્તૃપદ લેવું. અર્થ એવો કે-હે ભગવન્ ! આ મન મને ઉપકરણપણે આપે ભલે નિર્માણ કરી આપ્યું છે, પણ તે 'આ સ્વાદુ છે આ સ્વાદુ છે' એમ વિષમય વિષયોમાંજ દોડી દોડીને મને તો અનર્થમાજ પાડે છે, અનાદિ કાળથી એરીતે મને પરાભવ કરીને, મારીજ ચૈતન્યશક્તિવડે ઉપજીવીને પોતે ચોમેર રમેછે, તો એરીતે વાસનામય આ મનને આપના નિરવધિક આનંદમય દિવ્ય રૂપમા જોડી દેવા હુ અસમર્થ છું, માટે આપનીજ પ્રાર્થના કરૂછુ કે-તમારૂં રૂપ (કર્તૃપદ) આ મારા મનને (કર્મપદ) ક્ષણપણ નજ ત્યાગ કરો. શંકા-વાસનાવેગથી વિષયોમા અહીં તહીં દોડ્યા કરતા તારા મનને મારૂં રૂપ પોતાને વશ કરવા કેમ સમર્થ થાય ? તો એમ નથી, કેમકે તમારૂં રૂપતો મનોહારિ-આત્મનિષ્ઠ એવાપણ મુનિઓના મનને

मया मस्तकेनास्मि याढम् ॥५॥ आनन्दानन्द उवाच—निखिलभक्तजनैरमितोऽर्चितं विविधनूतनवस्त्रमनोहरम्। रुचिररत्नविभूषण-
હરણ કરવામાં મહાસમર્થ છે, તો આ દિવ્ય મનોહારિ રૂપ મારા વિષયચપળ એવા પણ મનને સ્વવશ કરવા કેમ સમર્થ ન થાય ? થાયજ. શંકા–તું પ્રાર્થના કરૂંછુ એ સત્ય છે, પણ શું પ્રાર્થનામાત્રથી આ અર્થ સિદ્ધ થાય ? નજ થાય. તેમાં વળી આ અર્થ તો યોગાભ્યાસમાં નિષ્ઠાવાળાઓને પણ દુર્લભ છે. સમાધાન–તમો કહોછો એ સત્ય છે, તથાપિ લોક–આ લોકને તથા બ્રહ્માના ભુવનપર્યંતના પરલોકને તથા તે અપ્રાકૃત લોકને પણ અનાદર કરીને–એટલે સર્વ ફળ અને સર્વ સાધનને અનાદર કરીને હું તો તમોનેજ એક વર્યોછું, તો એરીતે શરણાગતને પ્રાર્થનામાત્રથકી બીજા સાધનનું અનુષ્ઠાન કરવાનું રહેતું નથી, 'હે પાયમાં રહેલા શોભાયમાન તોરાઓની પંક્તિથી અલંકૃત !' આ સંબોધન પદથી નરનાટ્યને ધારી રહેલું આજ રૂપ પરમ પ્રિય છે એમ જણાવ્યું છે. શરણાગતિનિષ્ઠાની સ્થિરતા જણાવા કહેછે કે–મસ્તકથી ગાઢપણે હુંતો તમોનેજ વરેલો છું. ભલે મારૂં મસ્તક શતધા વિશીર્ણ થઈ જાય પરતુ હું બીજાને નહિજ વરૂં, હું બીજાને નહિજ વરૂં ॥૫॥ હવે આનંદાનંદમુનિ સ્તુતિ કરેછે—હે ભગવન્ ! હૃદયકમળને યોગકળાથી સ્પષ્ટ ઉઘાડીને, તેમાં સ્ફુરણાયમાન થતા કોઇ પણ પ્રત્યગ્જ્યોતિ ( આત્મતેજ )ને કેટલાએક ઉપાસેછે, કેટલાક દહરાકાશને ઉપાસેછે, કેટલાક હિરણ્યશ્મશ્રુ હિરણ્યકેશ પુંડરીકાક્ષ ( કમળનયન ) ને ઉપાસે છે, બીજા કેટલાક અક્ષરમંડળના મધ્યમાં રહેલાને ઉપાસેછે. એરીતે વિદ્યામાં નિષ્ઠાવાળા તેઓ તેઓ તેમ તેમ તમોને ભલે ઉપાસેછે પરંતુ હું તો તે તમો નરનાટ્યધારીને પ્રેમરસથી ભીંજાઇ ગએલા હૃદયમાં સદાય ધારણ કરૂંછું ( ચિંતવુંછુ ) મારે યોગકળાની કુશળતા નથી કે જેણે કરીને વિદ્યાનિષ્ઠોની પેઠે મારી ગતિ ગહન વેદાંતૈકગોચર તે સ્વરૂપમા થાય કિંતુ વેદાંતગોચર અને નયનગોચર આજ દિવ્ય સ્વરૂપમાં પ્રેમરસથી પરિપૂર્ણ મનવાળા મારા જેવાઓની ગતિ થાય નિત્યમુક્તોએ સેવનીય, પિતાંબરધારી, કૌસ્તુભાદિ દિવ્ય

**भूषितं हृदि भवन्तमहं निदधे सदा ॥६॥ नित्यानन्द उवाच—किसलयमृदुले पदाम्बुजे ते निजजनहृत्तिमिरापहारशीले । विलसद्-**

ભૂષણોવડે ભૂષિત એવા રૂપની અપેક્ષાએ આ તમારૂં રૂપ મને પરમ પ્રિય છે, કેમકે જે રૂપ મારા જેવા ભક્તજનોએ સુખેથી સેવવા યોગ્ય, નાનાવિધ નવીન વસ્ત્રોવડે મનોહર અને સુદર રત્નજડિત વિવિધ વિભૂષણોવડે વિભૂષિત છે. તો તેવા તમોને હું હૃદયમાં સદાય ધારણ કરૂં છું. કેવળ તમોને એકલાનેજ હૃદયમાં ધારણ કરૂં છુ એમ નહિ કિંતુ જે આ ભક્તજનો છે તેનાથી વિંટાએલા તમોને ધારણ કરૂંછુ, કેમકે મુક્તોએ વિંટાવાપણા થકી પણ ભક્તોએ વિંટાવાપણું તો મુક્તિરસ થકી અત્યધિક ભક્તિરસને અનુરૂપ ( યોગ્ય ) છે. ભગવાનને પણ એજ ( ભક્તથી વિંટાઈ રહેવાપણું ) નિરતિશય પ્રિય છે ॥૬॥ હવે **નિત્યાનંદમુનિ** સ્તુતિ કરે છે—હે ભગવન્ ! જે આપનો નેત્રસાક્ષાત્કાર થાય તો પછી માનસસાક્ષાત્કારની કોણ સ્પૃહા કરે ? કોઇ પણ નજ કરે સાક્ષાત્કારના સારૂપ્યમાત્રથી ( તુલ્યપણાથી ) તો માનસપણ ( મનોગોચર ) સાક્ષાત્કાર કહેવાય છે. ( સત્ય સાક્ષાત્કાર તો નેત્રથી થએલો તેજ છે ) તો તમારા તે આ નેત્રસાક્ષાત્કારનીજ હું સતત સંપ્રાર્થના કરૂં છું. તેમા પણ પ્રીતિગર્ભિતજ જે પ્રિયતમ વસ્તુનો સાક્ષાત્કાર છે તે રસ્ય ( આનદ આપનારો ) છે, એજ સ્પૃહા કરવા યોગ્ય છે, તો હુ એવી પ્રાર્થના કરૂંછું કે-આપના ચરણારવિંદમાં મારાં નેત્રયુગળ ભ્રમરભાવને પામો ભમરાને જેમ કમળમાંજ નિરવધિક પ્રીતિ છે તેમજ દાસજનના નેત્રરૂપ ભમરની પ્રીતિ સ્વામિના ચરણકમળમાં છે. નિરવધિક પ્રીતિરૂપતાને પામેલો જે ચરણકમળનો સાક્ષાત્કાર એજ સ્વત: સુખરૂપ હોઇને મને સતત થાવ એવી પ્રાર્થના છે. આ આપનાં ચરણકમળ શોભાયમાન વજ્ર કમળ ઊર્ધ્વરેખા આદિક ચિહ્નોવડે અસાધારણ પારમૈશ્વર્યને સૂચવેછે, તો પારમૈશ્વર્યને સૂચવનારી રેખાઓથી સમલંકૃત એવા ચરણકમળનો સાક્ષાત્કાર દાસજને ઇચ્છવો જોઇએ શંકા—જો હૃદયનું તિમિર ( અંધકાર ) ન ટળ્યું તો પછી નેત્રસાક્ષાત્કારથી શું પ્રાપ્ત થાય ? એવી અપેક્ષામાં કહે છે કે-

शनिनीरजोर्ध्वरेखे नयनयुगं मम षट्पदत्वमेतु ॥७॥ महानुभावानन्द उवाच—केवलं ते कथामेव यः श्रोत्रगां मानवः कोऽपि कुर्यान्न

આ કમળ બીજાને સજાતીય નથી કે જેથી બીજાના કિરણોવડે ઉપજીવન પામી પ્રફુલિત થઇ હૃદયાન્ધકારને હરવામાં અસમર્થ થાય ? કિંતુ આ કમળતો વિલક્ષણ છે, કેમકે જ્ઞાનાનંદૈક સ્વરૂપ જેમનું છે એવા આપ પરમાત્માનો એક અવયવવિશેષ છે, માટેજ નિજજનોના હૃદયતિમિરને હરવાના સ્વભાવવાળુંજ છે. યદ્યપિ કમળદૃષ્ટાંતથી સુકુમારતા અને સુરક્તતાની સિદ્ધિ થાય છે અથાપિ સુરક્તતાની અપેક્ષાએ સુકુમારતામાં પોતાનો ભાવવિશેષ જણાવવામાટે 'किसलयमृदुले' એમ પૃથક્પણે વિશેષણ આપે છે, કિસલય થકી પણ આ આપના ચરણ અતિ કોમળ છે ( કિસલય એટલે પલ્લવ, જેને નવાંકુર કહેછે ) આવા કોમળ ચરણ કમળથી પાષાણપ્રાય અને કાંટાપ્રાય આ ભૂમિતળમાં અમારૂં ઉજ્જીવન કરવા આપ વિચરો છો, માટે આપની કૃપા અહો અહો છે. મારા જેવા પામરોનું હૃદય રાગ દ્વેષાદિરૂપ વિષમય કાંટાથી ભરપુર છે તથાપિ તમો તેમાં પલ્લવથકી પણ કોમળ એવા આ ચરણકમળને કૃપાથી મુકીને અને તેનુ તિમિર ટાળીને અમારા નેત્ર આગળ પ્રકાશો છો. તે તમારી સર્વેશ્વરતા અને કૃપાવત્સળતાનો સાક્ષાત્ અનુભવ કરતો હું તે મારી નેત્રવૃત્તિ આપના ચરણકમળમાં નિરંતર રહો ॥૭॥ હવે **મહાનુભાવાનંદમુનિ** સ્તુતિ કરેછે—હે હરે! 'आत्मा वारे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः' આ શ્રુતિમાં કહેલો માર્ગ તો અતિ ગહન છે, તે આ માર્ગથી ભવસાગરને કોઇકજ ( વિરલો ) તરી જાય છે. આત્મા ક્યો ? કે જેને શ્રુતિમાં વેદિતવ્યપણે કહ્યો છે. તે આત્માનો અવબોધ આપવા શ્રુતિ તરતજ પ્રવર્તે છે—'न वा अरे पत्युः कामाय पतिः प्रियो भवति' ઇત્યાદિ વિસ્તારથી. તેટલામાત્રથી પણ તે આત્માનો સુસ્પષ્ટ અવબોધ થતો નથી, અન્ય પ્રકરણમાં આત્માનું નિરૂપણ કરવા પ્રવર્તેલી શ્રુતિ અન્નમય મનોમય આદિકને ઉલ્લંઘન કરીને આનંદમયમાં ઉપસંહારને પામે છે. અંતર્યામિબ્રાહ્મણ તો અંતર્યામિપણાને વિસ્તારથી નિરૂપણ

सोऽपि भ्रमेत् । संसृतौ तर्हि साक्षाद्भवन्तं दृशा पश्यतः सा कुतस्त्वं भजे त्वां सदा ॥८॥ शुकानन्द उवाच—नित्यं योऽक्षरधाम्नि

કરતા સ્પષ્ટપણે સર્વેશ્વરની આત્મતાને ( જે સર્વેશ્વર છે એજ પરમાત્મા છે ) જણાવે છે. તો એરીતે આત્મસ્વરૂપને શ્રવણ મનનવડે સમઝીને તેના નિદિધ્યાસનમાં પ્રયત્ન કરે. આ બધુ સર્વસુગમ કેમ હોઈ શકે ? નજ હોય. તેમજ આ વિદ્યામા સર્વ કોઈ પુરૂષ સમર્થ પણ નજ હોઇ શકે, કેમકે આ વિદ્યા નિયમિત અધિકારવાળી ( ત્રણ વર્ણનેજ અધિકાર છે સર્વ કોઇને નથી ) છે. તો આવી દુર્ઘટતાની પર્યાલોચના કરીને આપ પરમ કૃપા વાત્સલ્ય અને સૌશીલ્ય ગુણની પ્રેરણાથી આ. વિષમ કલિકાળમાં પણ આ પૃથ્વીતળમાં પોતાનાજ દિવ્ય રૂપથી પ્રત્યક્ષ પ્રાદુર્ભાવ પામ્યા છો. તે તમારી પ્રાદુર્ભાવ કથા કે જે કૃપા વાત્સલ્ય સૌશીલ્ય આદિક કલ્યાણમય ગુણવિશેષે ગર્ભિત છે તેને, તેવા દિવ્ય ગુણોમાં રસિક જે કોઈ જાતિથી કે વિદ્યાથી નીચ જનપણ સાંભળે છે તે તેટલામાત્રથીજ સંસૃતિરૂપ ચક્રભ્રમણ થકી નિકળી જાય છે. તો તે તમો સર્વ લોકોના સમુદ્ધાર માટે પ્રાદુર્ભાવ પામેલા પરમપુરૂષને પ્રત્યક્ષ નિરીક્ષણ કરતા મને ભવભ્રમનો પ્રસગજ ક્યાં છે ? માટે હુ હાલમા નિત્યતૃપ્ત થયો છું. તે તમો પરાવર પરમાત્માનાં પ્રત્યક્ષ દર્શન થતાં મારા સર્વ કર્મો પ્રક્ષીણ થઇ ગયાં છે અને હૃદયગ્રન્થિ વિશીર્ણ થઇ ગયો છે, માટે હું હવે નિર્ભય થઈ ગયો છુ તો હવે મુક્તિદશામાજ જેમ એમ કેવળ આનદથી સદાય તમોને ભજું છુ ॥૮॥ હવે શુકાનંદમુનિ સ્તુતિ કરેછે—હે પ્રભો ! સર્વ ભૂતોના મહેશ્વર સર્વજ્ઞ સત્યસકલ્પ એવા જે તમો પરમ કરૂણાથી સર્વ કોઇએ સમાશ્રય કરવા મનુષ્ય સજાતીય તનુને આશ્રય કરી રહ્યા છો. તે તમારો આવો જે મનુષ્યભાવ તેના સમાશ્રયરૂપ પરભાવને નહિ જાણીને પોતે કરેલાં પાપકર્મોએ કરીને મૂઢ એવા જનો મનુષ્યપણાના સ્વીકારમાત્રથી તમોને બીજા જેવાજ જાણીને તિરસ્કાર કરેછે. રાક્ષસસબન્ધી ( તામસી ) તથા આસુરસંબન્ધી ( તામસી–ક્રોધ લોભાદિમયી ) મોહિની ( ભગવાનના પરપણામાં મોહ પમાડનારી ) પ્રકૃતિ ( સ્વભાવ )ને

दिव्यमहसि स्वे प्राकृताख्यात्परे गाढात्सन्तमसात्प्रभोऽक्षरपरः श्रीवासुदेवः स्वयम् । मुक्तैर्दिव्यवपुर्भिराश्रितपदोऽसह्यैश्च तेजो-

આશરેલા તેઓ નિષ્ફળ વાંછિતવાળા, નિષ્ફળ આરંભવાળા, (ઉપક્રમને આરંભીને નિષ્ફળ પ્રવૃત્તિવાળા) વિપરીતજ્ઞાન હોવાથી નિષ્ફળ જ્ઞાનવાળા અને સર્વત્ર યથાર્થ જ્ઞાને રહિત છે યથાર્થ જ્ઞાનનો અભાવ છે માટે તેમનુ જ્ઞાન નિષ્ફળ છે, માટેજ તેમની આશા અને આરંભ નિષ્ફળ છે એવો ક્રમ સમઝવો અર્થાત્ તમને સર્વેશ્વરને ઇતર નર જેવા સમઝીને તમારે વિષે જે કાઇ કરવા ઇચ્છે છે અને જેને ઉદ્દેશીને આરંભોને કરેછે તે તમામ નિષ્ફળ થાય છે જે કોઇ પોતે કરેલા પુણ્યસચયથી તમારા શરણને પામીને સમસ્ત પાપબન્ધે રહિત થઇ દૈવી (સાત્વિકી) પ્રકૃતિને આશરેલા મહાત્માઓ છે તેતો મન વાણીને અગોચર નામ કર્મ સ્વરૂપ જેમનુ છે એવા પણ તમને પરમ કરૂણાથી સાધુજનોના સરક્ષણમાટે મનુષ્યભાવથી અવતરેલા જાણીને અનન્યમનથી તમને ભજે છે તે તમારી આ નરતનુ હસ્તપાદાદિ અવયવ રચનાની સમાનરૂપતામાત્રથી ગુણમયી નથી કિંતુ દિવ્ય છે, 'न तस्य प्राकृता मूर्तिः' એવી સ્મૃતિ છે 'आदित्यवर्णं तमस परस्तात्' એવી શ્રુતિ છે 'अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् । प्रकृतिं स्वामधिष्ठाय सम्भवाम्यात्ममायया' એવુ ગીતાવચન છે સસારસાગરમા ડુબતા મનુષ્યોના ઉત્તારણ માટે કૃપાના ઉછળતા તરગોવાળી સ્વેચ્છાથીજ આ-મનુષ્યલોકમા દિવ્ય નરતનુ પ્રકટ કરીને પ્રાદુર્ભાવ પામ્યા છો પ્રાદુર્ભાવ પામીને આત્મારામ હોવાથી 'મુનિ' એવી આખ્યા (નામ)થી પ્રખ્યાત અને પોતાને અસાધારણ એવી યોગરૂઢ 'નારાયણ' એવી આખ્યાથી વિખ્યાત થયા છો દિવ્યરૂપ તેજોમય અપરિમિત મુક્તોએ સેવેલા જે પોતાનાજદિવ્ય રૂપથી, અલૌકિક અતિસુંદર તેજ જેમાં છે અને પ્રકૃતિનો ગાઢ અધકારથકી પરપણે પ્રકાશતા એવા પોતાના અક્ષરધામમાં અક્ષરપરપણે સદૈવ વિરાજે છો, તેજ પોતાના આનદમય દિવ્ય રૂપથી તે તમો શ્રીવાસુદેવ સ્વય સ્વેચ્છાથી નરતનુની રચનાવિશેષને સ્વીકારીને પ્રાદુર્ભાવ પામ્યા છો આપના પ્રાદુર્ભાવમા પ્રધાન નિમિત્ત તો આ છે-શુ? તો

**मयैरास्ते स त्वमिहासि दिव्यनृतनुर्नारायणाख्यो मुनिः ॥९॥ स्वज्ञानप्रथनं च भक्तनयनानन्दं च धर्मावनं कर्तुं ह्यात्तनराकृतो करुणया स्वीयान्तरारिक्षिति । प्रादुर्भावितदिव्यवैभव इह त्वय्येव तस्मिन्मनो लीनं मेऽस्तु सदा सिताम्बरधरे श्वेतप्रसूनस्रजि ॥१०॥**
स्वयंप्रकाशानन्द उवाच—**जाग्रत्स्वप्नसुषुप्तिसाक्षिणि परे मायादि-**

કળિબળને લીધે પરાભવ પામેલા વિધિનિષેધરૂપ ધર્મની રક્ષા કરવી તથા અક્ષય પામેલા, વેદાંતૈકવેદ્ય સ્વસ્વરૂપના જ્ઞાનનો પ્રકાશ કરવો અને ભક્તજનોના નેત્રોને આહ્લાદ આપવો. આ કારણોને લીધે કરૂણાથી પ્રાદુર્ભાવને પામીને આજ ભૂમિતળમા અક્ષરનિવાસિત્વ આદિકરૂપ અસાધારણ ઐશ્વર્ય તેતે ભક્તોને તેતે સમયે સમાધિમાં તમોએ પ્રદર્શાવ્યું છે. વળી પોતાના ચરણકમળના સમાશ્રિત જનોના ચિત્તમાં સ્વયં પ્રીતિથી પ્રવેશ કરીને રાગદ્વેષાદિ અતરના અરિઓને નાશ કરો છો. આવા શ્વેત પુષ્પોના ( મોગરા જુઈ આદિક ) હારોથી સમલકૃત, શ્વેત વસ્ત્રધારી આપને વિષે મારૂ મન સર્વ કાળમાં લીન–સ્નેહનિમગ્ન રહો ॥૯-૧૦॥ હવે **સ્વયંપ્રકાશાનંદમુનિ સ્તુતિ કરેછે**—હે ભગવન્ ! આપ જાગ્રત્ સ્વપ્ન અને સુષુપ્તિ આ અવસ્થાઓના સાક્ષી છો–જીવ તો કર્મવશ હોઇને કર્માનુસારે જાગ્રત્ આદિક અવસ્થાઓને અનુભવે છે, તમો તો તે જીવોની સાથેજ હૃદય કમળમાં રહેલા છતા પણ કર્મફળથી નહિ લેપ પામીને તેઓની તેતે અવસ્થાઓના સાક્ષી થાઓ છો, માટેજ તે જીવો થકી તમો પર છો તેમા 'द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते । तयोरन्य. पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्योऽभिचाकशीति' એવી શ્રુતિ છે. તો તે જીવો ભોક્તાઓ થાય છે અને તમે તો તેનાથી પર સાક્ષી થાઓ છો શંકા–તે જીવોની સાથે માયાના પરિણામરૂપ દેહમાં નિવાસ કરી રહેલાનેપણ સાક્ષિતામાત્ર કેમ કહેવાય? તો એમ નથી, કેમકે તમો અનીશ (અસમર્થ) નથી. તે જીવો તો અનીશ છે તેમાં 'समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमान. । जुष्टं यदा पश्यत्यन्यमीशम्' 'अस्मान्मायी सृजते विश्वमेतत्तस्मिंश्चान्यो मायया सन्निरुद्धः' એવી તો શ્રુતિ છે. વળી જે માયા આદિક છે તે તમા

शक्तीश्वरे वैराजस्य हिरण्यगर्भपुरुषस्यापीश्वरस्येश्वरे। आत्मीयाक्षरधामनित्यविलसत्यीडे मनुष्याकृतौ तस्मिञ्छ्रीपुरुषोत्तमे भगवति त्वय्यस्तु मे मानसम् ॥११॥ आत्मानन्द उवाच—कृपया परयैव सद्यो भुवि मूढोऽपि जनो बुधैर्न जेय । भवतीत्यखिलागमै

રીજ શક્તિવિશેષ છે જે માયા જે પુરૂષ અને જે કાળ છે, તે આ સર્વે જગત્સર્ગના ઉપકરણભૂત હોઇને તમારોજ એક પ્રકાર (અપૃથક્સિદ્ધ વિશેષણ) થવાના સ્વભાવવાળુ હોવાથી તમારૂં શક્તિભૂત છે, તો એના આપજ ઈશ્વર છો તેથી તમો તેના સાક્ષી અને નિયતા થાઓ છો શંકા–સૃષ્ટિમાં કારણપણુ હિરણ્યગર્ભ (બ્રહ્મા)નુ 'हिरण्यगर्भं समवर्तताग्रे' આ શ્રુતિ કહેછે, તો એજ ઈશ્વર હોવાને યોગ્ય છે? તો એમ નથી, કેમકે બ્રહ્મા તો તમોએ કરવા માંડેલી સૃષ્ટિ આદિકના દ્વારમાત્ર છે એટલે એમનું ઈશ્વરપણુ તો અપેક્ષાબુદ્ધિથી (ઈન્દ્રાદિકની અપેક્ષાએ) છે પણ નિરૂપાધિક નથી વિરાટ્ સૂત્રાત્મા અને અવ્યાકૃત આ ત્રણ દેહના અભિમાની, વૈરાજ હિરણ્યગર્ભ અને ઈશ્વર સંજ્ઞાને ભજનારા એવા તે ઈશ્વર બ્રહ્માનાપણ તમો ઈશ્વર (ઈશ્વરેશ્વર) છો તેમાં 'तमीश्वराणां परमं महेश्वरम्' એવી શ્રુતિ છે તમો પોતાને અસાધારણ અક્ષરધામમા નિત્ય નિવાસ કરી રહ્યા છો, તથાપિ તેના તેજ પોતાના અસાધારણ દિવ્ય રૂપથી માનુષ્ય નાટ્યને અનુકરણ કરીને અમારા ઉજ્જીવન અર્થે કૃપાથી પૃથ્વીતળમાં પ્રાદુર્ભાવ પામ્યા છો આવા આપ ભગવાન્ પુરૂષોત્તમને વિષે મારૂ મન નિરંતર નિમગ્ન રહો ॥૧૧॥ આત્માનંદમુનિ સ્તુતિ કરેછે—હે ભગવન્! સમગ્ર આગમો (શાસ્ત્રો)ના તમોજ હેતુ છો, 'यस्य निश्वसितं वेदाः' એવી શ્રુતિ છે સ્મૃતિઓપણ વેદ મૂળ જેમાં છે એવી છે, માટે તમોજ અખિલ આગમોના હેતુ છો આવા આપની જે પરા કૃપા થાય તો તત્ક્ષણજ મૂઢ જન પણ વિજ્ઞાનસંપત્તિને પામેછે અને પંડિત પુરૂષોએ અજેય થાયછે—એટલે પંડિત પુરૂષને દુર્લભ એવા જ્ઞાનવિશેષને પામેછે જે હેતુમાટે પરોક્ષ અપરોક્ષ લક્ષણ જેનુ છે એવી અપરબ્રહ્મવિદ્યા અને પરબ્રહ્મવિદ્યાની સંપત્તિ આપ ભગવાનની કૃપાથીજ એક સાધ્ય છે માટે

कहेतुं भुवि नारायणमीश्वरं भजे त्वाम् ॥१२॥ चैतन्यानन्द उवाच— निदधे हृदये हृदयेश ! वपुस्तव देशिकदेशिक ! हंसवृतम् । मम मा मतिरन्यपदं विपदं भजतां रमतामिह नाथ ! सदा ॥१३॥ भजनानन्द उवाच—सुखयितुमलं लोकं शोकार्णवे बहुधाऽर्दितं पर-

हुं विज्ञानसाधनोपायनी शोधने त्याग करीने तमो सर्वेश्वर नारायणने भजुंछुं ॥१२॥ चैतन्यानंदमुनि स्तुति करेछे—हे भगवन् ! तमो देशिकोना देशिक ( उपदेश आपनार आचार्य ) छो, एटले व्यासादिक जे देशिको छे तेनापण देशिक छो. तेमनुं जे देशिकपणुं छे तेतो तमोएज प्रवेश करावेली शक्तिए करीनेज छे पण स्वतः नथी. आ अर्थ 'चक्षुषश्चक्षुः' ( चक्षुषना चक्षुष् एनी पेठे जाणवो ) हे हृदयेश ! ते तमारा वपु–दिव्य स्वरूपने हृदयमां धारण–चिंतन करूंछुं. केमके आ भगवान हृदयमां रहीने अज्ञानजन्य अंधकारने नाश करेछे, इतर देशिकोनी अपेक्षाए आ देशिकोना देशिक भगवाननो आ कह्यो एज विशेष छे. बीजा देशिको तो प्रणिपातादिकथी उपसेवन कर्याथका तत्त्वनो केवळ उपदेश आपेछे, आ भगवानतो आत्मभाव ( हृदय )मां रहीने प्रदीप्त ज्ञानदीपथी अज्ञान अंधकारने नाश करेछे. वळी जे नित्यमुक्तोथी चोमेर विंटाएलुं तमारूं स्वरूप छे तेज आ हमणां तमारा एकांतिक भक्त परमहंसोथी विंटाएलुं हुं हृदयमां ध्यान करूं छु–नित्यमुक्तोथी विंटाएला स्वरूपनी अपेक्षाए पण परमहंसोथी विंटाएलुं स्वरूप तो मने परम प्रिय छे, केमके आ तो लोचनगोचर छे. वळी हे नाथ ! आ मारी मति सदाय आ दिव्य रूपमांज रमो–एटले हमणां जे आ रति (प्रीति) उद्भवी छे ते कोइथी पण नहि हणातां परमानंदसमुद्र तमारे विषेज सदाय प्रवर्तो, एवी प्रार्थना करूंछुं. अर्थात् अनादि विपरीत वासना प्रबळ होवाथी ते वासनाने समग्रपणे शमावीने तमारेविषे रतिने वृद्धि पमाडो अने तमारा आ दिव्य स्वरूप थकी बीजुं पण जे कैवल्यादि पद छे तेतो विपदाओनुंज पद ( स्थान ) छे, माटे तेनेविषे मारी मति क्यारेय

१ 'हरिनारायण' मिति पाठान्तरम् ।

मत्कृपया दध्रे यो वै नराकृतिमिच्छया । तमहमखिलब्रह्माण्डानां भवाभवकारणं स्वहृदि विदधे त्वामात्मानं हरे । सकलात्मनाम् ॥१४॥ परमचैतन्यानन्द उवाच—अशेषदुःखभञ्जनं निजान्तरङ्गभञ्जनम् । विशालनेत्रखञ्जनं नमामि भक्तरञ्जनम् ॥१५॥ परमानन्द उवाच—संस्तूयमानमभिपूज्य महर्षिमुक्तैरैकान्तधर्मनिरतैर्गतकालभीकैः । स्वातन्त्र्यतो धृतनराकृतिनाटनं त्वां नारायणं नर-सखं प्रणतोऽस्मि नित्यम् ॥१६॥ कृष्णानन्द उवाच—अव्याकृताभि-

નજ પ્રવેશ કરી ॥૧૩॥ ભજનાનંદમુનિ સ્તુતિ કરે છે—હે હરે ! આ દુઃખમય ભવસાગરમાં પડેલા અને જન્મ જરા મરણુ વિગેરે વિવિધ ક્લેશથી પરાભવ પામેલા એવા જીવસમૂહને ત્રિવિધ તાપ ટાળવાપૂર્વક આત્યંતિક સુખ પમાડવામાટે પરમ કૃપાથી સંકલ્પમાત્રે કરીને મનુષ્યાકારે આપ પ્રકટ થયાછો. સમગ્ર બ્રહ્માંડોની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયના કારણુ અને સર્વ આત્માઓના આત્મભુત એવા આપને હુ મારા હૃદયમાં નિરતર ધારણુ કરૂંછું ॥૧૪॥ હવે પરમચૈતન્યાનંદમુનિ સ્તુતિ કરેછે—હે ભગવન્ ! તમો નિજ–પોતાના ચરણુનાજ એક સમાશ્રયવાળા જનોના અતરમાં રહેલા જે રાગ દ્વેષાદિ દોષો તેને ભંજન ( શુદ્ધ ) કરોછે અને જ્ઞાનોપદેશથી સમસ્ત દુઃખને દૂર કરોછો અને કરૂણાથી ભરપુર, કમળદળ જેવા વિશાળ અને ખંજન પક્ષી જેવાં ચંચળ એવા લોચનયુગળવડે ભક્તજનોને રંજન કરોછો. આવા આપને હું પ્રણામ કરૂંછું ॥૧૫॥ પરમાનંદમુનિ સ્તુતિ કરેછે—હે ભગવન્ ! પૂર્વે તમોએ નરના સખા નારાયણ ઋષિરૂપે થઇને મુક્તપ્રાય મહર્ષિઓએ પૂજા કર્યા થકા નિઃશ્રેયસમાંજ એક ઉપયોગી એવું વિજ્ઞાન પૃથ્વીમાં પ્રવર્તાવ્યુ હતું એજ આપ ફરીથી હમણાં કલિયુગમાં સાધુજનોના સંરક્ષણાર્થે સત્સંકલ્પપણે સ્વેચ્છામાત્રથી નરનાટ્યને પ્રકટ કરીને, કાળ માયા અને કર્મના ભયે રહિત, પારમૈકાંતિક ધર્મમાં નિષ્ઠાવાળા, કર્મબીજ જેમનાં વિનાશ થયાં છે એવા મુક્તાનંદાદિ મહર્ષિઓએ બહુધા રૂડીરીતે પૂજા કર્યા થકા તથા સ્તુતિ કર્યા થકા

१ 'मुनिसख' मिति पाठान्तरम् ।

मतिरीश्वर आदरात्त्वां सङ्कर्षणं ह्यथ विराडभिमान्युपास्ते। प्रद्युम्नमच्युत उताब्जभवोऽनिरुद्धं सूत्रात्ममान्यखिलनाथ! नमामि तुभ्यम् ॥१७॥ भगवदानन्द उवाच—मनोभवशरातुरैर्गुरुभिरक्षपोपाकुलैर्विचित्रतिलकादिभिर्क्षपितविष्णुभक्तव्रतैः । अदृष्टतरवर्त्मने नमदकिञ्चनस्वामिने गवेपितमुमुक्षवे प्रणतपाल! तुभ्यं नमः ॥१८॥ शिवानन्द उवाच—नारायण! तव चरणं शरणं मम

---

વિરાજો છો તે તમો નારાયણને હુ નિત્ય નમસ્કાર કરૂંછુ ॥૧૬॥ કૃષ્ણાનંદ મુનિ સ્તુતિ કરેછે—હે ભગવન્ ! તમો સકર્ષણરૂપે થઇને અવ્યાકૃત શરીરના અભિમાની ઈશ્વરે આદરથી ઉપાસના કરાઓછો અને પ્રદ્યુમ્નરૂપે થઇને વિરાટ્ શરીરના અભિમાની વિષ્ણુએ ઉપાસના કરાઓછો અને અનિરૂદ્ધ રૂપે થઇને સૂત્રાત્મા શરીરના અભિમાની બ્રહ્માએ ઉપાસના કરાઓછો એરીતે સર્વેના નાથ તે તમોને હું નમસ્કાર કરૂછુ ॥૧૭॥ હવે ભગવદાનંદમુનિ સ્તુતિ કરે છે—જેઓ બાહ્ય ઊર્ધ્વપુડ્ વિગેરે વિચિત્ર વૈષ્ણવ ચિહ્નથી ભગવદ્ભક્તપણુ ભૂમિમા પ્રખ્યાપન કરતા થકા મિથ્યા ગુરૂનામ ધારીને મિથ્યાચારી ઇન્દ્રિયારામ કામપરવશ થઇને સર્વત્ર ભમ્યા કરેછે, તેઓ તમારી આત્મારામ જનોએજ એક સેવવા યોગ્ય ગતિને જાણવા માટે સમર્થ થતા નથી તમો તો આ જગત્તળમા મુમુક્ષુ મનુષ્યોને ગોતી ગોતીને તેમને કૃતાર્થ કરવા કૃપા કરીને પ્રકટ થયા છો પ્રણત જનોનુ સરક્ષણ કરવાનુજ એક વ્રત ધારી રહેલા, નિષ્કિચન જનોના સ્વામી એવા આપ શ્રીહરિને વારવાર નમસ્કાર છે ॥૧૮॥ હવે શિવાનંદમુનિ સ્તુતિ કરેછે—હે નારાયણ ! હુ અગતિ હોવાથી તમારા ચરણને શરણપણે વરૂછુ, કેમકે આ ચરણ તો ભક્તજનોના કામપુરણ–અભિલષિત અર્થને પરિપૂર્ણ કરનારૂં છે કેવળ ત્રિવર્ગ ( ધર્મ અર્થ અને કામ ) ફળનેજ આપનારૂ નહિ કિંતુ સસારથી ભય પામેલા, અગતિ શરણાગત જનોનો સંસારભય ટાળવા પણ રક્ષણ કરનારૂં છે આ આપનુ ચરણ શરણાગતોના પ્રાચીન પાપ સચયની ગણુનાથી પરાઙ્મુખ ભાવને ( પાપ અપરિમિત છે, માટે કેમ રક્ષણ કરી શકાય ? એવા ભાવને ) ક્યારેય પામતું નથી, કેમકે ચરણ તો કરૂણાના

कामपूरणं पुंसाम् । तारणकारणकरुणाभरणं शरणागतत्राणम् ॥१९॥ वासुदेवानन्द उवाच—सकलमुनिजनेशं धर्ममोक्षाब्धिमेशं भजसुखितसुरेशं नाथ ! मज्जीवितेशम् । अनुदितमदलेशं पावि-

આભરણભૂત છે ચરણનો આટલો બધો મહિમા શાથી ? તો આ ચરણ આપ ભગવાન પુરૂષોત્તમનો છે તમો તારણના કારણભૂત-સસાર સંતરણના હેતુભૂત છો, માટે ચરણનો જે મહિમા છે તે તમારોજ મહિમા છે. અથવા-હે તારણ ! હે કારણ ! એવું પૃથક્ સબોધન પદ લેવું ॥૧૯॥ હવે વાસુદેવાનંદવર્ણી સ્તુતિ કરેછે—હે નાથ ! તમોનેજ હું ભજું છું, કારણ કે તમો મારા જીવિતેશ છો જીવિતેશ થકી બીજાને કોણ ભજે ? કોઇ પણ નહિ અને જીવિતેશને કોણ ન ભજે ? સર્વે કોઇ ભજેજ. વળી તમો કેવળ સર્વસાધારણ જીવિતના ઇશ નહિ પરંતુ પ્રકૃષ્ટ જીવિતના ઇશ છો. પ્રકૃષ્ટ જીવન તો નિર્લેપ, આનંદમય, મુખ્ય પ્રાણના એક સંશ્લેષવિશેષરૂપ છે, આવો સંશ્લેષવિશેષ તો આપનોજ સંશ્લેષવિશેષ છે, બીજા કોઇનો પણ નથી, કારણ કે આપ પરમાત્માજ મુખ્ય પ્રાણ છો, અન્યત્ર તો પ્રાણશબ્દ ઔપચારિક છે, તેમાં 'को ह्येवान्यात्कः प्राण्याद्यदेष आकाश आनन्दो न स्यात्' 'यदिदं किञ्च जगत्सर्वं प्राण एजति निःसृतम् । महद्भयं वज्रमुद्यतं यदेतद्विदुरमृतास्ते भवन्ति' ઇત્યાદિ શ્રુતિઓ છે. માટે તમોજ સર્વોત્કૃષ્ટ જીવિતેશ છો. વળી જે તમારૂં ધ્યાન કરવાથી લેશપણ મદ આશ્રિતોને ઉદય પામતો નથી, આવા તમોને હું ભજુંછું. અથવા સમસ્ત કલ્યાણગુણની ખાણરૂપ આપને વિષે મદ આદિક હેય ગુણોનો લેશ પણ નથી એવા આપને ભજુંછુ વળી તમો આ અવનિમાં આવિર્ભાવ પામીને ધર્મ અને મોક્ષમાર્ગની પ્રતિદિન પ્રવૃદ્ધિ કરો છો, માટે તમો ધર્મ તથા મોક્ષરૂપ સમુદ્રના ચન્દ્ર-ચંદ્રવત્ વૃદ્ધિ કરનારા છો. જેઓ પોતાના આત્માનાજ એક મનન કરવાના સ્વભાવવાળા જનો છે તેમના હૃદયકમળમા નિવાસ કરીને પોતાના આત્મા થકી બહાર (વિષયોમાં) જતા મનને રોકી રાખીને આત્મામાંજ દાખલ કરીને તેઓના ધ્યાનયોગને પોષણ કરોછો, માટે તમો તે સમસ્ત મુનિજનોના ઇશ-સ્વામી છો. વળી

तानेकदेशं नटवरसमवेशं त्वां भजे मञ्जुकेशम् ॥२०॥ आत्मानन्दमुनिरुवाच—अधर्महेतुमेदनं प्रकाशितात्मवेदनं सुरैः कृताभिवन्दनं निरीशमार्गनिन्दनम्। निजान्तरारितर्दनं नमामि मानमर्दनं लला-

धर्ममर्यादाने परिपालन करता तमोए जगतीतळमां विष्णुयागादि विविध-यज्ञोना आचरणथी भव ब्रह्मादि देवोने बहु तृप्त कर्या छे, तो एरीते धर्मरक्षण माटे प्रवर्तेला तमोने हुं भजुं छु. वळी आपे पोताना दिव्य चरणकमळरजना ससर्गसंपादनथी बहु देशो पावित-पवित्र कर्या छे एरीते जडोने पण पोताना चरणरजना समागममात्रथी पवित्र करता तमो सदुपदेशोवडे मारा जेवा चेतनने पवित्र करो एमां कहेवुंज शुं ? करोज. वळी मंजुकेश-सुदर मस्तककेशवाळा तमोने भजुं छु. कुटिल अने काळा एवा पण आपना केशोनो आ महिमा छे के जे अनु स्मरणमात्रथी अंतरना कुटिल तमने (अधकार) हरी लेछे, ते तमो मंजुकेशने भजुंछुं. वळी सर्वेनी पण अपेक्षाए मारा मननेत्रने आनंद करनारो आ तमारो नटवरसमवेश-नटवर-दिव्य वेणुवादनमा रसिक, दिव्य वृन्दावनविषे विहरण करवामा लालसावाळा, दिव्यनटवर श्रीकृष्ण-नेज समान वेश छे. ते तमो नटवरसमवेश धारीने हुं भजुं छुं ॥२०॥ हवे **वृद्ध आत्मानंदमुनि** स्तुति करेछे—हे भगवन्! भवसागरमा डुबी गएला चेतनोनो उद्धार करवानी इच्छाथी भूमिउपर हरिप्रसाद (धर्मदेव) ना पुत्ररूपे प्रकट थएला तमोने हुं नमस्कार करुं छु जे कोइ निरीश्वरवादी आसुरो आपनी आविर्भाव कथाने पण नहि सहन करनारा छे तेओनु तमोए सच्छास्त्रोनां प्रमाणवचनोवडे बहु खडन कर्यु छे. अने जे सुरो-सत्त्वैक प्रकृतिवाळा छे, ते तमारा स्वरूपने जाणनारा-ओए आप अभिवंदन करेला छो सुजनोने प्रादुर्भावमात्रथी पुरुषोत्तम स्वस्वरूपनो प्रकाश करनारा अने अज्ञ आश्रित जनोने तो सदुपदेशादिवडे स्वस्वरूपने प्रकाश करनारा छो. वळी तमोए प्रकट थइने अधर्ममां कारण-भूत कलिमळनो पोताना प्रतापथी प्रणाश कर्यो छे. पोताना चरणारविंदना समाश्रयवाळा जनोना जे अतरना अरिओ काम क्रोध लोभ मान आदिक

टपीतचन्दनं हरिप्रसादनन्दनम् ॥२१॥ कपिलेश्वरानन्द उवाच—उद्दण्डद्दृतरिपूद्दलनैकवीरो जाड्यान्धकारपटलोद्गमने पटीयान्। स्वामिन्नघौघदलनो हि तव प्रतापस्तापांश्च पापनिकरान्हरतान्म-

छे तेनी तमोએ પ્રશાંતિ કરી દીધી છે. તે તમો પીળા ચંદન તિલકથી અલંકૃત લલાટવાળા હરિપ્રસાદનંદન ભગવાન્ શ્રીહરિને હું નમસ્કાર કરૂં છું ॥૨૧॥ હવે કપિલેશ્વરાનંદમુનિ સ્તુતિ કરેછે—હે સ્વામિન્! (તમારૂં સ્વામિત્વ નિરૂપાધિક હોવાથી તમોજ એક સત્ય સ્વામી છો) તમો સ્વામિનો પ્રતાપ મારા દાસજનના તાપો (આધ્યાત્મિક આધિભૌતિક અને આધિદૈવિક)ને ટાળી નાંખો, સ્વામિનો પ્રતાપ પ્રતિકૂળપણે પ્રવર્તતા પુરૂષમાં પ્રતિકૂળ અને અનુકૂળપણે વર્તતા જનોમાં અનુકૂળ થાય છે, તો આપને અનુકૂળપણે વર્તતા, દાસભાવને સદા અનુસ્મરણ કરતા મારેવિષે આપનો પ્રતાપ અનુકૂળ થઇને પાપપુંજને પરહરીને સમસ્ત સંતાપને નાશ કરો. શંકા-રાગ દ્વેષાદિ અંતરના અરિઓ હણાયા વિના અને અજ્ઞાનની નિવૃત્તિ થયા વિના ત્રિવિધ તાપનો ઉપશમ કેમ થાય? તો તે સત્ય છે. તથાપિ ઉદ્ધત, જેની ગતિ હણાય એવી નથી, સહસ્ર મહારથીએ પણ દુર્જય, હૃદયગૂહામાં ગુપ્તપણે ભરાઈ રહેલા અને માયારૂપ પડદાથી ઢંકાએલા એવા તે અંદરના રિપુઓને પણ દળી નાંખવા માટે સમર્થ આપનો પરમ પ્રતાપ છે. તથા સહસ્ર સૂર્યે પણ ન ટાળી શકાય એવા જાડ્ય-અંતરના અજ્ઞાનરૂપ અન્ધકારને નાશ કરવા માટે આપનો પ્રતાપ પ્રભુ છે. તારો અસંખ્યાત પાપપુંજ અનાદિ કાળથી અનુવર્તે છે; તેને ટાળવામાટે મારાથી કેમ સમર્થ થવાય? એમ તો તમારે આશંકા નજ કરવી. જે તમારી ઉપાસના સર્વ કર્મને ભસ્મસાત્ કરેછે તે કેનો પ્રતાપ છે? વિદ્યાએ કરીને સર્વ કર્મનો ક્ષય થાયછે આવી શ્રુતિ સ્મૃતિ છે. જે વિદ્યા છે તેતો પરમાત્માની ઉપાસનારૂપ છે. ઉપાસ્યનો મહિમાજ ઉપાસનામાં ઉપચાર થાય છે. તો આ રીતે તમારો પ્રતાપ અઘિઓના (પાપિઓના) અખિલ અઘૌઘને એક સાથેજ દળી નાંખવા સમર્થજ છે. માટે આપનો પ્રતાપ મારા અઘૌઘને વિનાશ કરીને ત્રિવિધ તાપને હરી નાંખો, એવી હું પ્રાર્થના કરૂંછું.

दीयान् ॥२२॥ भूधरानन्द उवाच—क्षोणीक्षेमकरः क्षमाजलनिधिः क्षुद्राघविध्वंसकः क्षोणीरक्षकलक्षसेवितपदः क्ष्मादेवरक्षाकरः। अक्षक्षोभविहीनवीक्षणसुधालक्षीकृतात्मप्रियः क्षेमं नस्तनुतात्सदा क्षितितले श्रीवासुदेवो भवान् ॥२३॥ योगानन्द उवाच—अष्टाङ्गयोगाभ्यसनं विनापि यस्य प्रसादात्सहसा जनानाम्। भवत्यवस्थात्रितयात्परत्वं समाधियोगस्तमहं भजे त्वाम् ॥२४॥ पूर्णानन्द उवाच—विशदकुसुममालं पापतापौघकालं रुचिरतिलक

સ્વામિના સન્નિધિમા પોતાવિષે દાસપણુ અનુસ્મરણુ કરતા અગતિ એવા દાસજનને કેવળ પ્રાર્થનાજ કરવી ઉપાસનાથીજ જેમ એમ પ્રાર્થનાથી આપ મારી ઉપર પ્રસન્ન થવાને યોગ્ય છો ॥૨૨॥ હવે **ભૂધરાનંદમુનિ**-સ્તુતિ કરેછે—હે ભગવન્! તમો પરાત્પર વાસુદેવ પરમ કૃપાથી પૃથ્વી તળમા પ્રકટ થઇને ક્ષુદ્રાઘ-અનર્થકારી કૌલ ફુડાદિ પાખડમાર્ગોને વિનાશ કરીને, શ્રૌત સ્માર્તમાર્ગના પ્રવર્તનથી અને પારમૈકાતિક ધર્મના પ્રવર્તનથી ક્ષોણી-ભૂતળનુ ક્ષેમ કરોછો અનેક મહારાજાઓએ સેવ્યા છે ચરણકમળ જેના અને ભૂદેવોની અહિત નિવારણપૂર્વક હિતાચરણાદિકથી રક્ષાને કરતા અને જીતેન્દ્રિય આત્મપ્રિય ભક્તોને પ્રેમાર્દ્ર કૃપાકટાક્ષરૂપ અમૃત રસના સેચન-છટકાવથી સમુજ્જીવન કરતા થકા વિરાજેછો તે તમો વાસુદેવ ક્ષમાનિધિ હોવાથી મારા અનાદિ કાળથી અનુવર્તતા અપરિમિત અપરાધોને નહિ ગણીને સદાય ક્ષેમ-કલ્યાણ કરવાને યોગ્ય છો (આ સ્થળે ભવદાવાનળથી વિમુક્તિ એજ ક્ષેમ કહેવા ઇચ્છેલુ છે) ॥૨૩॥ હવે **યોગાનંદમુનિ** સ્તુતિ કરે છે—હે ભગવન્! યમ નિયમાદિ અષ્ટાગ-યોગના અભ્યાસ વિનાજ જે આપ ભગવાનના પ્રસાદમાત્રથી તત્કાળજ જાગ્રત્ સ્વપ્ન અને સુષુપ્તિ થકી પર-અતીત આત્મજ્યોતિષ્ (તેજ) ના પ્રકાશરૂપ સમાધિસ્થિતિ સર્વે કોઈ જનને થાય છે, આવો અનુગ્રહ કરનારા તે તમોને હુ શાસ્ત્રદર્શિત કર્માદિ બધા ઉપાયોને નહિ ગણીને દૃઢ વિશ્વાસપૂર્વક ભજુ છુ ॥૨૪॥ હવે **પૂર્ણાનંદમુનિ** સ્તુતિ કરે છે—હે ભગવન્! તમો કાળ માયાના કરાળ-ભય કરનારા છો તમારી આગળ

भालं भक्तसङ्घैकपालम् । हृतनिजजनिजालं कालमायाकरालं सुखितपरमरालं त्वां भजे धर्मबालम् ॥२५॥ गुणातीतानन्द उवाच— निजानन्दं मन्दस्मितमधुरचन्द्राभवदनं दयासिन्धुं शान्तं बहुविधविभूषाश्च दधतम् । अनर्घ्यैर्वासोभिर्नटवरसमानच्छविमहं समायातोऽस्मि त्वां शरणमिह नारायणमुने ! ॥२६॥ प्रेमानन्दादयो मुनय ऊचु —जय श्रीमहाराज माराज ! सर्गादिकालस्वजाताब्ज-

---

કાળ કે માયા કાંઈ પણ કરવા સમર્થ નથી. માટેજ તમારા થકી વિમુખોને વિષેજ પાપ અને તાપ (ત્રિવિધ) પોતાનું સામર્થ્ય પ્રકટ કરેછે તમો તો તે પાપ તાપના કાળભૂત-નાશ કરનારા છો માટેજ આશ્રિતોના જનન મરણાદિ ક્લેશજાળને તમો કૃપાથી ટાળી નાંખોછો. આવા આપ અવનિ ઉપર ધર્મના બાળરૂપે અવતરીને પોતાના દિવ્ય સ્વરૂપનો સંશ્લેષ આપીને ભક્તસઘને હાલમાં પાલન કરોછો તથા પરમ ભક્ત પરમહંસોને પરમ સુખમય પોતાના પરસ્વરૂપનું સુખ આપીને પરમ સુખી કરોછો આવા તમો સુગન્ધિ સુકોમળ સુંદર પુષ્પમાળાઓથી સમલંકૃત, દિવ્ય ઊર્ધ્વપુંડ્ર તિલકથી શોભાયમાન લલાટવાળા ભગવાનને હું અનન્ય મનથી ભજું છુ ॥૨૫॥ હવે ગુણાતીતાનંદમુનિ સ્તુતિ કરે છે—હે નારાયણમુને! નિજ-સહજ આનન્દો જેના છે, ( અનવધિક આનંદમય ) અને નિજ-પોતાના ભક્તજનોને આનદ આપનારા, ('एष ह्येवानन्दयाति' એવી શ્રુતિ છે ) આનદને પ્રકાશ કરતા હોયને શુ ? એવા મંદહાસ્યે કરીને મધુર એવા મુખચંદ્રથી આશ્રિતોને આહ્લાદ આપતા, વિવિધ વિભૂષણોવડે વિભુષિત દિવ્ય અવયવવાળા, મહામૂલ્ય વસ્ત્રોથી સમલંકૃત, નટોત્તમને તુલ્ય કાન્તિ-શોભા જેમની છે, દયાના સિન્ધુરૂપ, સૌમ્ય દિવ્ય આકાર જેમનો છે, એવા તમોને હું શરણપણે પામ્યો છું ॥૨૬॥ હવે પ્રેમાનંદાદિમુનિઓ દંડકછન્દથી સ્તુતિ કરેછે—હે શ્રીમહારાજ !-પોતા થકી ઈતર સમસ્ત વસ્તુઓના સ્વામિભૂત હોવાથી સર્વાધિક ઐશ્વર્યે સપન્ન રાજાધિરાજ તમો જય-જયકારી પ્રવર્તો. હે મારાજ ! મા-લક્ષ્મીના પણ રાજા ( શ્રીપણ જેના વશ પણમા વર્તે છે. ) છો સૃષ્ટિના સમારંભ સમયમાં

जातादिकात्मप्रजाजातजन्मादिदुःखापहृज्जन्म! नैकेन्दुविद्योतदो-र्द्युतिध्वंसितात्मीयहृद्धार्दान्धकाराऽऽदिदेवाद्य! विद्युत्प्रभाभास-वासः! सदानन्द! गोविन्द! सानन्दवन्दारुमन्दारपादारविन्दो-त्तमक्षेमधामाक्षराध्यक्ष! लोके मुमुक्षायियक्षागमेक्षातितिक्षास-मन्दाक्षतावर्जिताक्षीणविक्षोभणात्माक्षपोषप्रसक्तातिरूक्षाक्षरा-लापदक्षोद्धतक्षुद्ररक्षोविपक्षक्षयोद्युक्त!। राधारमाम्भोजजन्मोक्ष-लक्ष्मार्चितातीक्ष्णवक्षःक्षमारक्षक! त्र्यक्षभूभृद्दलक्षोत्तमश्लोक!

પોતાના અવતારભૂત શ્રીનારાયણના નાભિકમળ થકી ઉત્પન્ન થએલા ચતુર્મુખપ્રમુખ પ્રજાસંતતિનાં સંસૃતિદુઃખોને નિવૃત્ત કરવા પૃથ્વી ઉપર તમો ભક્તિધર્મના ગૃહમાં પ્રકટ થયા છો. પોતાના ઉપાસકોના હૃદયકમળમાં તમોજ આવિર્ભાવ પામીને અનેક ચંદ્રકિરણો જેવા પોતાના નખકિરણોવડે તેઓની હૃદયગૂહાની અંદર અનુવર્તતા અંધકારને નાશ કરો છો. તમો દેવોના પણ દેવ આદિદેવ છો અને આ સર્વજગતના આદ્ય-કારણ છો. વિજળીની કાંતિ જેવા ચળકતા (પીતાંબર) દિવ્ય વસ્ત્રથી તમો શોભો છો. તમો સદા અનવધિક આનંદથી પરિપૂર્ણ છો. તમો પ્રેમપૂર્વક પ્રણામ કરતા ભક્તોના ઇપ્સિત સમસ્ત અર્થો આપનારા હોવાથી કલ્પવૃક્ષવત્ પ્રકાશમાન પાદારવિંદથી સદાય શોભો છે. તમો સર્વોત્તમ નિઃશ્રેયરૂપ ક્ષેમના ધામ-પ્રાપક છો. તમો દિવ્ય અક્ષરધામના અધ્યક્ષ છો લોકમાં જેઓને મુમુક્ષા નથી કે યિયક્ષા-યજન કરવાની ઇચ્છા નથી કે આગમેચ્છા-શાસ્ત્રાવલોકન પણ નથી, તેમજ તિતિક્ષા લજ્જા આદિક ગુણો નથી, કિંતુ વિષયોમાંજ એક ચપળ એવાં ઇન્દ્રિયોનાજ એક પોષણમા પ્રવર્તેલા અને અતિ કઠોર ભાષણ કરવાનાજ એક સ્વભાવવાળા, ઉદ્ધત, ક્ષુદ્ર એવા જે ગુરુતલ્પરૂપથી ઉત્પન્ન થએલા આસુરાંશો છે તેઓનું મૂળ માંથી નિકંદન કરવામાંજ એક પ્રવર્તેલા છો. તમો રાધા રમાએ અર્ચન કરેલા અને ભવ બ્રહ્માદિકોએ પૂજન કરેલા છો. વાત્સલ્ય સૌશીલ્ય આદિકવડે આશ્રિતો ઉપર સુકુમાર હૃદય જેનું છે એવા ક્ષમાનિધિ તમો છો. કૈલાસાચળ જેવા ધોળાં યશોવડે દિશાઓના અંતરાળોને પ્રકાશ કરનારા છો.

विष्णो ! चलक्षाख्यपक्षान्तनक्षत्ररक्षाकराभास्य ! दोषप्रशोष ! प्रकाशाश्रयाशेषशर्मेश ! । शान्ताशयाशेषसिद्धेश ! सिद्धीश ! बुद्धीश ! बद्धोद्धरध्यान ! । नैकावताराधमोद्धारक ! श्रीहरे ! त्वं प्रसीद प्रभो ! दीनबन्धो ! ॥२७॥ सुव्रत उवाच—इत्थं त्यागिषु सर्वेषु मुनिषु स्तवनं प्रभोः । कृतवत्स्वितरेऽप्येनं भक्तास्तुष्टुवुरीश्वरम् ॥२८॥ सर्वे जना ऊचुः —अहो धन्याः स्वामिन्वयमिह कृतार्थीकृतकुलास्तपोदानध्यानव्रतहवनमौनादिफलिनः । यमद्राक्षीद्धाता नहि नलिननालेऽब्दशतकं विचिन्वंस्तं त्वाद्यं मनुजतनु-

તમો વિષ્ણુ-સર્વના અંતર્યામી છો તમો પૂર્ણિમા ચંદ્રમા સમાન, પ્રકાશમાન દિવ્ય વદનારવિંદથી શોભોછો તમો આશ્રિતોના સમગ્ર દોષોને નિવારણ કરનારા છો તમો પ્રકાશૈકરસ અક્ષર દિવ્ય ધામમાં નિત્ય નિવાસ કરી રહ્યા છો અને સમગ્ર શર્મ-કલ્યાણોના ઈશ છો જેઓ શાંત આશય વાળા સિદ્ધો છે તે સર્વેના તમો ઈશ છો અને અણિમાદિ સિદ્ધિઓના ઈશ્વર છો અને બુદ્ધિયોગને આપનારા છો. જે તમારૂં ધ્યાન બદ્ધ જનોના ઉદ્ધારમા કારણ છે એવા તમો છો જે તમોએ નાનાવિધ અવતારોના મિષથી અધર્મીનો પણ આશ્રયપ્રભાવથી સમુદ્ધાર કર્યો છે એવા હે ગોવિંદ ! હે પ્રભો ! હે દીનબન્ધો ! હે શ્રીહરે ! અમારી ઉપર આપ પ્રસન્ન થાઓ ॥૨૭॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! આ પ્રકારે સર્વે ત્યાગશીલ સાધુ બ્રહ્મચારીઓ શ્રીહરિની સ્તુતિ કરી રહેતાં, બીજા ભક્તો પણ પરમેશ્વર શ્રીહરિની સ્તુતિ કરવા લાગ્યા ॥૨૮॥ સર્વે ભક્તજનો સ્તુતિ કરે છે—હે સ્વામિન્ ! અહો ! ! (અતિહર્ષથી) અમો આ લોકમા આજ ધન્ય-કૃતાર્થ થયા છીએ, કેમકે અમારૂં કુળ કૃતાર્થ કરી દીધુ અને અમારૂં અને અમારા પૂર્વજોનુ જે તપ-દાન-ધ્યાન-વ્રત-હવન મૌન આદિક સત્કર્મ હતું તે સર્વે સફળ થઈગયુ જે તમોને જગત્સ્રષ્ટા બ્રહ્મા પોતાના જન્મસ્થાનભૂત કમળનાળમા શતવર્ષપર્યંત ગોતાગોત કરતા પણ આપના દર્શન પામ્યા ન હતા, બ્રહ્માદિકોએ પણ દુર્દર્શ તે તમો આદ્ય-સર્વકારણ

मीक्षामह ऋतम् ॥२९॥ निजजनभवतारणातिशैघ्र्यादिव धृतपीतपटं दृढासकच्छम्। लसदरुणपटेन नाथ! बध्वा स्थितवति नस्त्वयि चित्तमस्तु लीनम् ॥३०॥ वागस्माकं गायतु नित्यं गुणजातं कर्णौ नित्य नाथ! चरित्रं शृणुतां ते। चक्षुर्नित्यं पश्यतु मूर्तिं तव लोके रूपं ह्येतद्ध्यायतु नित्यं च मनो नः ॥३१॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे अन्नकूटोत्सवे सकलमुनिसङ्घकृतभगवत्पूजनस्तवननिरूपणनामा सप्तदशोऽध्यायः ॥१७॥

सुव्रत उवाच—इति भक्तैः स्तूयमानं प्रीतं राजन्! प्रभुं रतिः।

કારણ, સ્વેચ્છાથી સ્વીકાર કર્યું છે નરશરીર જેમણે અને સર્વદા સત્ય સ્વરૂપ એવા ભગવાનનાં દર્શન પામ્યા છીએ, માટે અમો આજ અતિશય ધન્યભાગી થયા છીએ ॥૨૯॥ હે નાથ! સંસારસિંધુમાં સંમગ્ન થએલા પોતાના આશ્રિત ચેતનોના સમુદ્ધાર માટેજ શું? એમ દૃઢપણે કચ્છ વાળી આંધીને પહેરેલા પિતાંબરને શોભમાન રક્ત ઉત્તરીય વસ્ત્રથી આંધીને ઉભા રહેલા તમારે વિષે અમારૂં ચિત્ત સદા લીન—અનુરાગથી નિમગ્નતાને પામો ॥૩૦॥ હે નાથ! આ લોકમાં અમો એટલું વારેવારે માગીએ છીએ કે—અમારી ચક્ષુ વાક્ શ્રોત્ર અને મન આદિક સર્વ ઇન્દ્રિઓ તમારી દિવ્ય મૂર્તિનાં દર્શન, તમારાં દિવ્ય ગુણચરિત્રોનું ગાયન, શ્રવણ અને સ્મરણાદિકમાં સર્વદા આસક્ત રહો ॥૩૧॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...તૃતીયપ્રકરણે અન્નકૂટોત્સવે સકળમુનિસંઘકૃતભગવત્પૂજનસ્તવનનિરૂપણનામા સપ્તદશોऽધ્યાયઃ ॥૧૭॥

## [1]અધ્યાય ૧૮ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! પૂર્વોક્ત પ્રકારે તેતે ભક્તોએ સ્તુતિ કરેલા, તેમની ઉપર પરા પ્રીતિને પામેલા તે પ્રભુ શ્રીહરિ પ્રત્યે વિનયથી નમ્ર મસ્તકવાળી, બે હાથ જોડીને દૂર પ્રદેશમાંજ ઉભી રહેલી, પાક-

१ આ અધ્યાયમાં વાસુદેવ નારાયણની આગળ કરેલી અન્નકૂટ રચનાનું ભગવાને કરેલું દર્શન વિસ્તારથી વર્ણન કર્યું છે.

दूरस्था प्राञ्जलिः प्राह पाकसिद्धिरभूदिति ॥१॥ ततो नारायणमुनी राधाकृष्णस्य सन्निधौ । अन्नकूटं रचयितुं विप्रमर्चकमादिशत् ॥२॥ ततः सोऽपि द्विजश्रेष्ठो राधाकृष्णसमर्चने । नित्यं प्रसक्तोऽरचयदन्नकूटं यथाविधि ॥३॥ वासुदेवानन्दमुख्यास्तदानीं वर्णिसत्तमाः । पक्वान्नभृतपात्राणि तत्रोपाजह्रुरादरात् ॥४॥ अन्नकूटस्य रचनां यथावत्स विधाय च । निवेदयामास ततः श्रीकृष्णाय नराधिप ! ॥५॥ हर्याज्ञयाऽऽगत्य तत्र मुकुन्दानन्दवर्णिराट् । शुचिर्नीराजनं चक्रे श्रीकृष्णस्य महाव्रतः ॥६॥ नारायणमुनिः श्रुत्वा घण्टानादं तदा स्वयम् । तत्रागत्य द्रुतं कृष्णं प्रणनाम कृताञ्जलिः ॥७॥ अन्नकूटं ततोऽपश्यन्निचितं वर्णिसत्तमैः । तेषां तत्रातिचातुर्यं प्रशंसन्बहुधा हरिः ॥८॥ शतच्छिद्राणि चारूणि वर्तुलानि सि-

ક્રિયામાં પ્રધાન રતિ નામની કોઈ ભક્ત સ્ત્રીએ કહ્યું કે-હે ભગવન્ ! બધી રસોઈ તૈયાર થઈ ગઈ છે ॥૧॥ તેનું વચન સાંભળીને ભગવાન્ નારાયણમુનિએ શ્રીવાસુદેવનારાયણની સમીપે અન્નકૂટની યથાવિધિ રચના કરવા-માટે પૂજક વિપ્રને આજ્ઞા આપી ॥૨॥ ભગવાને આજ્ઞા આપેલા, રાધા-કૃષ્ણના પૂજનમાં નિત્ય તત્પર, બ્રાહ્મણશ્રેષ્ઠ પૂજારી વિપ્રે યથાવિધિ રાધાકૃષ્ણની આગળ અન્નકૂટની ઉત્તમ રચના કરી ॥૩॥ તે સમયે વાસુ-દેવાનંદપ્રમુખ વર્ણિવર્યો પકવાન્નથી ભરેલાં થાળ આદિક પાત્રો ભગવાનની આગળ આદરથી લાવ્યા ॥૪॥ હે નરાધિપ ! રાધાકૃષ્ણના પૂજક વિપ્રે ખરોખર રમણીય અન્નકૂટરચના કરીને પછી શ્રીવાસુદેવ ભગવાનને તે સર્વ અન્ન નિવેદન કર્યું ॥૫॥ નિવેદન કર્યા પછી ભગવાન્ શ્રીહરિની આજ્ઞાથી મહાવ્રત-ભગવાનની પરિચર્યા કરવારૂપ એક મહાવ્રતમાં નિષ્ઠા-વાળા, મુકુંદાનંદ નામના વર્ણિરાજે ત્યાં આવીને શુદ્ધ થઇને શ્રીરાધાકૃષ્ણની મહા આરતી કરી ॥૬॥ આરતી સમયે થએલા ઘંટાનાદને સાંભળીને સ-ભામાં બેઠેલા સ્વયં ભગવાન્ શ્રીનારાયણમુનિએ સત્વર ત્યાં આવીને બે હાથ જોડીને શ્રીરાધાકૃષ્ણ ભગવાનને પ્રણામ કર્યો ॥૭॥ તેપછી ભગવાન શ્રીહરિ ત્યાં વાસુદેવાનંદાદિ વર્ણિવર્યોએ રચેલો અન્નકૂટ અને તેમનું તેમાં

तानि च । उपर्युपरि पङ्क्तिस्थान्यपश्यत्स्वाजकानि सः ॥९॥ शष्कुली-र्दक्षिणावर्ता मृद्वीः शुभ्राश्च वर्तुलाः । वर्णिभिर्निचितास्तत्र पीठेषु हरिरैक्षत ॥१०॥ संयावं पृथुपात्रस्थं प्रचुराज्यसितं तथा । घृतेना-लोड्य कंसारं पर्वतीकृतमैक्षत ॥११॥ पर्पिकाखण्डकांस्तत्र चतुर-स्रान् सुशोभनान् । पीठेषु निचिताञ्छुभ्रानुपर्युपरि चैक्षत ॥१२॥ पिण्डकान् गुडकांश्चैव ग्रन्थिकान्मोदकांस्तथा । कलिकाल-ड्डुकान्सक्तून्दौहिनांश्चूर्णलड्डुकान् ॥१३॥ सोहालिकाः सेविकाश्च मण्डकान् घृतपूरकान् । पूरिकाः पोलिकाः शुभ्राः पायसं च स ऐक्षत ॥१४॥ दध्योदनं दुग्धकूरं बिरञ्जं मुद्गचूर्णकम् । वटकां-स्तिलपिष्टं च शालिपिष्टं सशर्करम् ॥१५॥ रसालां सुखदां फेणीं

જે અતિચાતુર્યે તેને બહુધા પ્રશંસા કરતા થકા સારી રીતે જોવા લાગ્યા ॥૮॥ તેમા પ્રથમ ઉપર ઉપર પક્તિબધ રહેલા, શત છિદ્રે યુક્ત, સુદર, પૂર્ણ-ચદ્ર જેવા ગોળ, ચદ્રચદ્રિકા જેવા ધોળા એવા ખાજાં શ્રીહરિએ જોયા ॥૯॥ તેપછી જમણી બાજુ ઘુંચળુ વળેલી, કોમળ, કંકણ જેવી ગોળાકાર, શ્વેત અને પીઠો ( પાટીયા ) ઉપર વાસુદેવાનદ વિગેરે વર્ણિઓએ યુક્તિથી ગોઠવેલી એવી જલેબી ભગવાન્ શ્રીહરિએ તે અન્નકૂટરચનામાં જોઈ ॥૧૦॥ તે પછી વિશાળ પાત્રમા ભરેલો, બહુ ઘી સાકર જેમાં છે એવો સયાવ-શિરો તથા પુષ્કળ ઘૃતથી મિશ્રિત કરીને વિશાળ પાત્રમાં પર્વતને આકારે ઢગલો કરેલો કંસાર શ્રીહરિએ દેખ્યો ॥૧૧॥ તે પછી પીઠો ( પાટીયાં વિ-ગેરે )મા ઉપર ઉપર રચનાવિશેષથી સ્થાપન કરેલા શ્વેત ચોખડા શોભા-યમાન બરફીના કટકા અન્નકૂટરચનામા શ્રીહરિએ જોયા ॥૧૨॥ તે પછી પેંડા, ગુડક-લાકડશાઈ લાડુ, ગણગણુ ગાંઠીયા, મોદક-બચ્ચો લાડુ, કળિના લાડુ, સકતુ-દળના લાડુ, દહીથરાં, તળેલા લાડુ, આ સર્વે શ્રીહરિએ જોયું ॥૧૩॥ શ્વેત સુહાળિઓ, શ્વેત સેવો, માંડા, ઘેબર, પુરીઓ, રોટલીયો, દુધપાક, ઈત્યાદિક શ્રીહરિએ જોયુ ॥૧૪॥ દહીભાત, દુધભાત, બિરંજ ( કેસરીઓ ભાત ) મગદળ, વડાં, તલસાકળી, સાકરે સહિત શાળિપિષ્ટ-હરિસો, આ સર્વે શ્રીહરિએ અન્નકૂટરચનામા જોયું ॥૧૫॥ તથા

पीतसाराणि घुर्घुरान् । गुन्द्रपाकमपूपांश्च पूपान्मौक्तिकलड्डु
कान् ॥१६॥ फलिम्नाग्च्छाटकान् रम्यान् स्थिरकान् बहुधा
कृतान् । रम्भाफलानि च सिताघृतमिश्राण्यवैक्षत ॥१७॥ महा
मत्रेष्वथापश्यच्छाकानि विविधानि स । कोशातकीं दधियुतां
त्वग्लवङ्गादिसंस्कृताम् ॥१८॥ राजकोशातकीं तद्वद्गवाहाराश्च
भिण्डकान् । रक्तालु स्वर्णदुग्धां च स ददर्श सुसंस्कृताम् ॥१९॥
अनेकभेदरचित वृन्ताक मुत्करीस्तथा । कर्कोटकाग्छिम्बिका
च कर्कटीं चिर्भटं तथा ॥२०॥ राजमापकशिम्बींश्च मचालानि
मृदूनि च । बिम्बीफलानि मिष्टानि शार्कर कन्दमुज्ज्वलम् ॥२१॥
खर्बुज कारवेल्ल च कूष्माण्ड सूरणं तथा । मुनिशिम्बी पटोल च
सम्यक् संस्कृतमैक्षत ॥२२॥ तथैव मेथिकाभाजी तण्डलीय च
मूलकम् । शतपुष्पामम्ललोणीं जीवन्तीं स्यन्दिका तथा ॥२३॥
भाजीं राजगिराख्या च करञ्जप्रमुखानि स । बहून्यालोक्य शा

રસાલા-શીખંડ, સુખડી, સુતરફેણી, પતાસા, ઘુઘરા, ગુંદરપાક, માલપુવા, વેઢમી, પુડલા મોતીયા લાડુ, કલેવો, (પૂર્વદેશમા પ્રસિદ્ધ) સાટા બહુ પ્રકારે કરેલા રમણીય ઠોર, સાકર ઘૃતે મિશ્રિત કેળા, આ સમસ્ત શ્રીહરિએ અન્નકૂટરચનામા ભાળ્યુ ॥૧૬-૧૭॥ તેપછી વિશાળ વાસણમા ભરેલા નાનાપ્રકારના શાકો જોયા (તેને નામથી નિર્દેશ કરેછે) તેમા પ્રથમ તજ લવીંગ વિગેરેથી વધારેલી, દહિએ યુક્ત કોશાતકી-તુરીયાનુ શાક તથા એવીજ રીતે વધારેલી રાજકોશાતકી-ગલકાનુ શાક તથા સારીરીતે વધારેલાં ગવારફળી, ભીંડા, રતાળુ દુધી, અનેક ભેદથી વધારેલા વૃતાક મોગરીઓ કકોડા, વાલોળ, કાકડી-ચીકેણ્ય, ચિભડાં, ચોળાફળી કોમળ પેરવળ મીઠાં ઘીલોડા, ઉજ્વળ શકરકંદ, શકરટેટી, કારેલા કોળુ સૂરણ અગથીયા ફળી, સારી રીતે સસ્કાર કરેલા પડોળા, આ અધાના બહુ શાકો શ્રીહરિએ અન્નકૂટરચનામા જોયા ॥૧૮-૨૨॥ તેજ પ્રકારે મેથી, તાંદળજો મૂળા, સવા, ખાટીલુણી, ડોડી, ફાગ્ય, રાજગરો કણઝરો વિગેરેની વધારેલી ભાજીઓ શ્રીહરિએ જોઈ એરીતે બીજા પણ અનેક પ્રકારના શાકો

कानि राजिकाराद्धमैक्षत ॥२४॥ दुग्धिकायाश्चिर्भटस्य कर्कारोः कदलस्य च । तथा शार्करकन्दस्य द्राक्षाखारिकयोरपि ॥२५॥ शमीशिम्ब्याश्च रचितं राजिकाक्तं स पैक्षत । वृन्ताकं भार्जितं दध्ना मिश्रितं पात्रसम्भृतम् ॥२६॥ राजिकादधिमिश्राश्च वटिका वटकांस्तथा । सोऽपश्यत्पुष्पवटिकाः प्रफुल्ला वर्तुलाः प्रभुः ॥२७॥ अथाऽऽलोः कदलादीनां भज्यानि विविधानि च । मृदूनि च प्रफुल्लानि कृतानि बहुयुक्तिभिः ॥२८॥ एतेषां मध्यभागे च कृतमोदनपर्वतम् । सितं मृदुं सौरभेण व्याप्नुवन्तं दिशो दश ॥२९॥ उपत्यकायां तस्यैव तुवरीसूपमैक्षत । निभृतं वङ्गपात्रेषु वर्तुलेषु पृथुष्वसौ ॥३०॥ तलितान् हरिमन्थांश्च निष्पावान्वर्तुलांस्तथा । कथिकां दधि तक्रं च मण्डं पर्पटकांस्तथा ॥३१॥ सशर्करेण दुग्धेन कथितेन भृतानि च । हैयङ्गवीनेन तथा पात्राण्यैक्षत स प्रभुः ॥३२॥ ददर्श चान्यपा-

---

શ્રીહરિએ જોયાં ॥૨૩-૨૪॥ તેપછી દુધી, ચિભડાં, કોળુ, કેળાં, શકરીયાં, દ્રાખ, ખારેકો, સાંગરીઓ, ઇત્યાદિકથી રચેલાં દહીમિશ્રિત અનેકવિધ રાઈતાં તથા કેવળ અંગારમાં પકવેલું, દધીએ મિશ્રિત, કલઈના પાત્રમાં ભરેલું વૃંતાક (ભરથું) શ્રીહરિએ જોયું ॥૨૫-૨૬॥ તે પછી રઈ તથા દહીએ મિશ્રિત વડીઓ તથા તેવાંજ વડાં તથા ફુલેલી, સોપારી જેવી ગોળ ફુળવડી શ્રીહરિએ જોઈ॥૨૭॥ ત્યારપછી પત્તરવેલીયાં કેળાં વૃંતાક કોળુ દુધી સૂરણ ગલકાં વિગેરેનાં વિવિધ કોમળ ફુલેલાં બહુ યુક્તિથી કરેલા ભજીયા ભગવાને અન્નકૂટરચનામાં જોયાં ॥૨૮॥ તે પછી પૂર્વોક્ત સર્વે પદાર્થોના મધ્યભાગમાં કરેલો, શ્વેત વર્ણનો, સુકોમળ, સૌરભથી દશ દિશામાં વ્યાપીજતો, પર્વતસમાન આકારથી કરેલો ભાતનો ઢગલો ભગવાને જોયો ॥૨૯॥ તે ભાતમય પર્વતના સમીપ પ્રદેશમાંજ રહેલી, ગોળાકાર વિશાળ કલઈના પાત્રમાં ભરેલી તુવેરની દાળ શ્રીહરિએ જોઈ॥૩૦॥ તથા ઘૃત વેસવાર (તજ વિગેરે કરીયાણું) વિગેરેથી વઘારેલા ચણા, તેમજ વાલ વટાણા વિગેરે તથા કઢી દહી છાસ મઠો તથા પાપડ શ્રીહરિએ જોયા ॥૩૧॥ ઉકાળેલા સાકરસહિત દુધથી ભરેલાં પાત્રો તથા તાજા ઘીથી ભરેલાં

शस्थं नवनीतं सशर्करम् । सुसंस्कृतं चारनालं लघुपात्रस्थितं तथा ॥३३॥ शृङ्गवेरं सजम्बीरं स्वादु भोजकरोचकम् । धान्याकादेश्च चटनीं लवणं चैक्षत प्रभुः ॥३४॥ भुजिपात्रमथापश्यदेकं कृष्णस्य सन्निधौ । हैमं भास्वच्च विततं वर्तुलं पूर्णचन्द्रवत् ॥३५॥ वाटिकाभिश्चतुःषष्ट्या रौप्याभिः सितकान्तिभिः । परितः शोभमानं च पश्यल्लोकमनोहरम् ॥३६॥ एकोत्तरशतं तत्र पदार्थान् परिवेषितान् । प्राग्दृष्टानेव सोऽपश्यन्मुमुदे च ततो भृशम् ॥३७॥ अन्नकूटं वीक्षमाणस्तत्र भक्तजनैः सह । भुव्येव निषसादासौ मर्यादां पालयन्प्रभुः ॥३८॥ अगापयत्कृष्णकृतं गोवर्धनमहोत्सवम् । पद्यबद्धं

રૂપાનાં પાત્રો પ્રભુએ જોયાં ॥૩૨॥ તથા બીજા સુવર્ણપાત્રમાં ભરેલું, સાકરથી મિશ્રિત કરેલું માંખણ તથા તાજાંજ કરેલાં, સુવર્ણનાં નાના નાના પાત્રમાં ભરેલાં, અનેકવિધ અથાણાં શ્રીહરિએ જોયા ॥૩૩॥ તેપછી લીંબુના રસથી મિશ્રિત કરેલું, લવણ ચઢાવેલું, જમનારાને જમણમાં રૂચિ કરનારૂં સ્વાદુ આદુ તથા ધાંણા આદિકની ચટણી અને લવણ તે અન્નકૂટ રચનામાં શ્રીહરિએ જોયું ॥૩૪॥ તેપછી શ્રીવાસુદેવ ભગવાનની સમીપે સ્થાપન કરેલું, સુવર્ણથી રચેલું, પ્રકાશમાન, વિશાળ, પૂર્ણિમા ચંદ્રમા જેવું ગોળ, રૂપાની શ્વેત કાંતિવાળી ચોમેર ગોઠવેલી ચોસઠ વાટકીઓએ કરીને બહુ શોભાયમાન, જોનારા જનોના મનને હરનારૂં એક ભોજનપાત્ર (થાળ) શ્રીહરિએ જોયું ॥૩૫-૩૬॥ પૂર્વોક્ત પાત્રમાં પીરસેલા, પ્રથમ જોએલા, ખાજાં આદિક એકસો એક પરિમિત પદાર્થો શ્રીહરિએ અન્નકૂટરચનામાં જોયા. આ સર્વેને જોઇને ભગવાન્ શ્રીહરિ અત્યંત પ્રસન્ન થયા ॥૩૭॥ એરીતે શ્રીરાધાકૃષ્ણના મંદિરમાં ભક્તજનો સાથે અન્નકૂટને નિરીક્ષણ કરતા ભગવાન્ શ્રીહરિ મર્યાદા-દેવની આગળ આસનમાં ન બેસવારૂપ સ્થિતિને લોકસંગ્રહ માટે પરિપાલન કરતા થકા પાથર્યા વિનાની પૃથ્વી ઉપરજ બેઠા ॥૩૮॥ બેસીને તે સમયે શ્રીવાસુદેવના મંદિરમાં શ્રીહરિએ મુક્તાનંદાદિ કુશળ કવિઓએ પદ્યરૂપે બાંધેલો, શ્રીકૃષ્ણે વૃંદાવનમાં ગોપો પાસે કરાવેલો ગોવર્ધનમહોત્સવ પ્રેમાનંદાદિ મુનિઓ પાસે ગવરાવ્યો ॥૩૯॥

सुकविभिस्तदा तत्र स चार्पिभिः ॥३९॥ वीणाविपञ्चिकाकांस्यतालमर्दलवेणुभिः । अन्यैश्च सह वाद्यैस्ते जगुः कृष्णाननेक्षणाः ॥४०॥ नीराजनं चान्नकूटमिति दृष्ट्वा प्रहर्षितः । हरिः प्रणम्य साष्टाङ्गं पूजाविधिमपूरयत् ॥४१॥ मुनयश्च जनाः सर्वेऽप्यन्नकूटमहोत्सवम् । दृष्ट्वा जयध्वनिं भक्त्या कुर्वन्तोऽतिमुदं ययुः ॥४२॥ आनन्द आसीत्सुमहाचराणां सम्पश्यतां सुन्दरमन्नकूटम् । स्त्रीणां तदानीं हरिभक्तिभाजां तत्रागतानां च महीभृदिन्द्र ! ॥४३॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे अन्नकूटोत्सवे भगवद्दृष्टान्नकूटरचनानिरूपणनामाऽष्टादशोऽध्यायः ॥१८॥

सुव्रत उवाच—अथ तदा ललितापि निदेशतो भगवतो निजपूज्य-

તે મુનિઓએ વીણા વિપંચિકા ( સાત તારવાળી એક જાતની વીણા ) ઝંઝર તાલ મર્દલ ( મૃદંગ જેવું એક જાતનું વાજીંત્ર ) અને વેણુ વિગેરે વાજીંત્રો સાથે - સાક્ષાત અપરોક્ષતાને પામેલા શ્રીકૃષ્ણના મુખકમળમાં દૃષ્ટિ મુકીને ગોવર્ધનમહોત્સવનાં કીર્તનોનું ગાયન કર્યું ॥૪૦॥ એરીતે ભગવાન્ શ્રીહરિએ આરતી અને અન્નકૂટને જોઇને પ્રહર્ષ પામીને શ્રીવાસુદેવને સાષ્ટાંગ પ્રણામ કરીને પૂજાવિધિ પરિપૂર્ણ કર્યો ॥૪૧॥ સર્વે મુનિઓ-સાધુ બ્રહ્મચારીઓ અને બીજા બધા સત્સંગિજનો પણ અન્નકૂટ મહોત્સવનાં દર્શન કરીને, ભક્તિથી 'જયજય' એવો ધ્વનિ કરતા થકા મહા આનંદને પામ્યા ॥૪૨॥ હે રાજન્ ! દુર્ગપત્તનમાં ઉત્સવનાં દર્શન કરવા આવેલા હરિભક્ત નરનારીઓને અતિરમણીય અન્નકૂટના દર્શનથી તે સમયે સુમહાન્ આનંદ ઉપજ્યો હતો ॥૪૩॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...તૃતીયપ્રકરણે અન્નકૂટોત્સવે ભગવદ્દૃષ્ટાન્નકૂટરચનાનિરૂપણનામાઽષ્ટાદશોઽધ્યાયઃ ॥૧૮॥

## [1]અધ્યાય ૧૯ મો.

સુવ્રતઋષિ કહેછે—હે નૃપ ! તે પછી તે સમયે લલિતાએ પણ ભગ-

[1] આ અધ્યાયમાં પોતાના ચરણકમળનાં અનન્યભક્ત લલિતાની પ્રસન્નતા માટે પ્રતિમારૂપ ભગવાને પોતાનાજ પ્રત્યક્ષ સ્વરૂપથી પ્રાદુર્ભાવ પામીને કરેલા તેણીએ અર્પણ કરેલા અનેકવિધ અન્નના ભક્ષણનું વર્ણન કર્યું છે.

हरेः पुरः । रचयितुं पृथगन्नगिरिं भुवं नृप ! विशोध्य चकार सुमण्डलम् । ॥१॥ समुपवेश्य हरिं मृदुलासने सह जयादिभिरादरतो भृशम् । वसनचन्दनकुङ्कुमकेसरैः कुसुमहारवरादिभिरार्चिचत् ॥२॥ कनकभोजनताटकमुज्वलं पुरत एत्य जया निदधौ हरेः । तदभितोऽकृत कंसशुभावलिं त्वथ रमा निदधे लघुवाटिकाः ॥३॥ कलशमुज्वलमम्बुभृतं तदा रतिरुपेत्य दधार च दक्षिणे । भगवतः पुर एत्य दधौ शुभं कनककंसमथो ललितानुजा ॥४॥ निजनिजां परिवेषणचातुरीं प्रकटयन्त्य इव प्रभुतुष्टये । झटिति संविदधुः परिवेषणं सकमलारतिफुल्लजयादयः ॥५॥ अमरी देविका क्षेमा

વાન્ શ્રીહરિની આજ્ઞાથી પોતાને પ્રતિદિન પૂજ્ય પ્રતિમારૂપ શ્રીરાધાકૃષ્ણ શ્રીહરિકૃષ્ણ ભગવાનને અન્નકૂટોત્સવના વિધાનથી તૃપ્ત કરવા પ્રવર્તતાં પૃથક્ અન્નકૂટ કરવા પૃથ્વીને વાળવું લીંપવું વિગેરેવડે વિશુદ્ધ કરીને, ગુલાલ હળદળ આદિકવડે શોભાયમાન મંડળરચના કરી ॥૧॥ તે પછી લલિતાએ પ્રતિમાસ્વરૂપ શ્રીહરિને અતિ કોમળ આસનમાં પધરાવીને જયા આદિક અબળાઓની સાથે અત્યંત આદરથી તે સમયે ધરાવા યોગ્ય વસ્ત્રો ચંદન કુંકુમ કેસર ઉત્તમ પુષ્પહારો વિભૂષણો વિગેરે વડે પૂજા કરી ॥૨॥ જયાએ-( લલિતાથી મોટાં બ્હેને ) આવીને સુવર્ણમય ઉજ્જવળ ભોજનપાત્ર ( તાટ-થાળ ) લલિતાને પ્રતિદિન પૂજવાના પ્રતિમામય પ્રભુ પાસે લાવી મુક્યું. તે પછી રમાએ તે ભોજનપાત્રની ચારે બાજુ ( ગોળાકાર પંક્તિથી ) દુગ્ધાદિ પાનમાં ઉપયોગી રજતમય પાત્રોની શુભ પંક્તિ કરી અને નાની નાની વાટકીઓ મુકી ॥૩॥ તે સમયે રતિએ ગાળેલું જળ ભરેલો ઉજ્જવળ રજતમય કળશ ( જળપાત્ર ) ભગવાનના જમણા ભાગમાં સ્થાપન કર્યો. તે પછી લલિતાથી નાની પાંચાળીએ આવીને અતિસુંદર સુવર્ણમય જળપાનપાત્ર ( આબખોરો કે પવાલો ) ભગવાનની આગળ લાવી મુક્યું ॥૪॥ તે પછી કમળા રતિ ફુલ્લજયા રેવતી વિગેરે વનિતાઓ પોતપોતાની પિરસવાની પ્રવીણતાને પ્રદર્શાવતી હોયને શુ ? એમ જલદી પ્રભુપ્રસન્નતાર્થે પિરસવા લાગી ॥૫॥

फुल्ला रामादयः स्त्रियः । पदार्थान् स्वस्वरचितांस्तत्रानिन्युर्मुदा-न्विताः ॥६॥ स्वस्वकल्पितपाकेषु यद्यच्चातुर्यसीमया । कृतं प्रीत्यै प्रभोस्तत्तत्तदानीं पर्यवेषयन् ॥७॥ पदार्थान् सकलांस्तत्र पूर्ववत्प-रिवेषितान् । एकोत्तरशतं दृष्ट्वा हरये ललिताऽर्पयत् ॥८॥ हसन्ती तां रमा प्राह भुङ्क्ष्वेति वद ते प्रभुम् । दिदृक्षामोऽत्र भुञ्जानमेता वयमपि ध्रुवम् ॥९॥ इत्युक्ता सापि भगवन्मुखपद्मार्पितेक्षणा । तस्थौ बद्धाञ्जलिपुटा पुरस्तात्तस्य भूपते! ॥१०॥ तदा साक्षात्कृष्णः करकलितपक्वान्नकवलः पिबन्मध्ये मध्ये सुसलिलमभुङ्क्तातिमु-

અમરી દેવિકા ક્ષેમા ફુલ્લા રામા અમલા આદિક અબળાઓએ આનંદથી પોતપોતે કરેલા ભોજ્ય પદાર્થો ત્યાં લાવી મુક્યાં. પોતપોતે કરેલા પાકમાં જે જે વસ્તુ યાવત્ ચાતુર્યથી રચ્યું હતું તે તે વસ્તુ પ્રભુ પ્રીત્યર્થે તે સમયે તે સ્ત્રિયો પિરસવા લાગી ॥૬-૭॥ તે પછી લલિતાએ પૂર્વોક્ત શ્રીવાસુદેવની આગળજ જેમ એમ પીરસેલા એક સો એક સમય પદાર્થોને જોઇને ( હવે પીરસવાનું વસ્તુ બાકી રહ્યું નથી એમ નિશ્ચય કરીને ) ભક્તિપૂર્વક ભગવાનને તે સર્વે સમર્પણ કર્યું ॥૮॥ તે સમયે રમાએ હસતાં હસતાં લલિતાને એમ કહ્યું કે-હે લલિતે ! તમારા ભક્ત-પરવશ પ્રભુ શ્રીહરિને 'તમો જમો' એમ કહો, કેમકે તમો અનન્યભક્ત છો તે તમારો મનોરથ પરિપૂર્ણ કરવા પ્રત્યક્ષ પ્રાદુર્ભાવ પામીને સ્વયં જમશે. અમે સર્વે પણ આ અન્નકૂટમાં પ્રત્યક્ષ જમતા ભગવાનનાં દર્શન નિશ્ચે ઇચ્છીએ છીએ ॥૯॥ હે ભૂપતે ! રમાએ આ પ્રકારે કહ્યું એટલે તે લલિતાપણ ભગવાનના મુખકમળમાં એકાગ્રપણે દૃષ્ટિ દઇને ( ભગ-વાન્ સાક્ષાત્ જમેછે એવું ધ્યાન કરીને) બે હાથ જોડીને તેમની આગળ ઉભાં રહ્યાં ॥૧૦॥ તે સમયે ભગવાન્ શ્રીકૃષ્ણ પ્રતિદિન પૂજ્ય પ્રતિમા થકી પ્રત્યક્ષપણે પોતાના દિવ્ય રૂપથી પ્રાદુર્ભાવ પામીને પોતાના જમણા કરકમળમાં પકવાન્નનો કોળીઓ ગ્રહણ કરીને અનુક્રમે જમતા અને મધ્યે મધ્યે મિષ્ટ જળનું પાન કરતા થકા આ પ્રકારે અત્યંત સંતુષ્ટ થઇને જમવા મંડ્યા. એરીતે જમતા ભગવાનના પાર્શ્વપ્રદેશમાં પ્રાદુર્ભાવ

दितः । समीपस्था राधा करकमलसद्व्यक्तकधरा हसद्वक्त्राम्भोजा चपलनयनाऽवीजयदमुम् ॥११॥ साश्चर्यं योषितः सर्वास्तदा तं पुरुषा अपि । प्रत्यक्षमेव ददृशुः पद्यभक्तमनोहरम् ॥१२॥ ततः कृष्णोऽपि भगवान्भक्तानानन्दयन्निजान् । तत्तत्पदार्थनामानि पृच्छन्स बुभुजे रमाम् ॥१३॥ अतिस्वादु कृतमिदं कयेति च पुनः पुनः । नामानि तत्तत्कर्त्रीणां पृच्छंस्ताः प्रशशंस सः ॥१४॥ मुनयश्च जनाः सर्वे योषितश्चापि दूरतः । वीक्षमाणास्तमात्मेशमानन्दं लेभिरे भृशम् ॥१५॥ मितभुक् स हरिः किञ्चिद्भुक्त्वाथोत्थातुमै-

પામેલી, મંદહાસે સહિત મુખારવિંદ જેનું છે અને ચંચળ લોચન જેનાં છે અને એક કરકમળથી રમ્ય રૂમાલને ધારી રહેલી રાધા ભગવાનની ઉપર ચામર કરવા લાગી, અર્થાત્ ભગવાન્ રાધા સાથેજ પ્રાદુર્ભાવ પામ્યા ॥૧૧॥ તે સમયે જોનારા ભક્તજનોના નયન મનને હરનારા, ( લાવણ્યના એક નિધિરૂપ ) ભોજન કરતા ભગવાનને પ્રત્યક્ષપણે સમસ્ત સ્ત્રિયો આશ્ચર્યથી નિહાળવા લાગી. અનન્યભક્ત લલિતાની પ્રાર્થનાને વશ થઇને ભગવાને તેમના સંબન્ધિ ભક્તપુરૂષોને પણ પોતાનું દિવ્ય રૂપ નયનગોચર કરાવ્યું ॥૧૨॥ તે પછી ભગવાન્ શ્રીહરિકૃષ્ણ પણ પોતાના ભક્તજનોને આનંદ આપતા અને તે તે જમવાનાં પદાર્થોનાં નામો નિત્ય સન્નિધિમાં રહેલાં રમા ( લક્ષ્મીને ) અથવા રમા નામનાં સ્ત્રીપ્રત્યે પુછતા અને 'અતિસ્વાદુ આ પકવાન્ન કે શાક કઈ ભક્ત સ્ત્રીએ કર્યું છે' એમ તે તે પકવાન્નને કરનારી ભક્તસ્ત્રિઓનાં નામોને વારેવારે પુછતા અને તે સ્ત્રિઓને બહુ વખાણતા થકા જમવા લાગ્યા ॥૧૩-૧૪॥ સર્વ મુનિઓ સર્વ જનો અને સર્વ સ્ત્રિઓ પણ દૂર રહીનેજ તે આ જમતા આત્મેશ–પોતાના સ્વામીને કૃપાથી પોતાના નયનગોચર થએલા સાક્ષાત્ કરીને પરમ આનંદને પામ્યા ॥૧૫॥ તે પછી મિતાહારી આ ભગવાન શ્રીહરિ અનન્યભક્ત લલિતાનો મનોરથ પરિપૂર્ણ કરવા તેમાંથી યથારૂચિ કિંચિત્ કિંચિત્ જમીને પછી પોતે ત્યાંથી ઉઠવાની ઇચ્છા કરી. એટલે આ લલિતા તો તે ભગવાનની ભોજનલીલાના અનુભવના આનંદમાં તૃપ્તિ નહિ પામીને

हत । तं स्थापयन्ती ललिता जगावष्टपदीमिमाम् ॥१६॥ प्रभो ! भुङ्क्ष्व कामं प्रभो ! भुङ्क्ष्व कामं गच्छसि किमु झटिति सलीलम् । सहजसुख ! सुन्दरे तिष्ठ मम मन्दिरे मुञ्च चपलतर ! शि-

ફરીથી તેની કામનાથી ભગવાનને પ્રેમથી જમવા બેસારતાં થકાં આવી અષ્ટપદીને ગાવા લાગ્યાં ॥૧૬॥

( હવે લલિતાએ ગાએલી રાજભોગાષ્ટપદીને કહેછે ) હે પ્રભો! તમો કામ-યથેચ્છ જમો-પોતાના આનદાનુભવથીજ એક નિત્યતૃપ્ત એવા-પણ તમો ભક્તપરાધીન, ભક્તોએ અર્પણ કરેલામાંજ એક રસ્ય-સ્વાદ માનનારા, રસમય, મારા જેવા પ્રેમાન્ધ જનનો મનોરથ પરિ-પૂરણપરાયણ હોવાથી તમારી ભોજનલીલાનો અનુભવ કરવાનું કેવળ મને કુતૂહળ છે, તો હે પ્રભો ! તમો યથેચ્છ જમો. અમો તમારા સાહજીક પારમેશ્વર સ્વભાવને કદાપિ નહિજ વિસ્મરણ કરીએ, તો મારા જેવા જનના સમુજ્જીવન માટે માનુષલીલાને સ્વેચ્છાથીજ સ્વીકાર કરી રહેલા તમો માનુષલીલાના પ્રકટનમાં ઉપયોગી કામના-ઈચ્છાને અનુસારે જમો. અથવા-આપ્તકામ હોવાથી તમારે સ્વતઃ કશો કામ (ઈચ્છા) નથી; ભક્તજનની કામના એજ તમારે કામ છે, તો અમારી જેવી કામના છે તેને નહિ ઉલ્લંઘન કરીને જમો. આદ-રતાને લીધે દ્વિરૂક્તિ ( હે પ્રભો ! કામ-યથેચ્છ જમો હે પ્રભો યથેચ્છ જમો એવી ) છે લીલાસાથે કેમ ઝટ ચાલી જાઓ છો ? ભોજન વ્યાપાર જેમ તમારી લીલા છે તેમ ચલનવ્યાપાર પણ આપની લીલાજ છે, અંતર્યામિપણે નિત્ય પાસેજ રહેલા, નિત્ય આવિર્ભાવ જેમનો છે એવા તમારે જવું આવવું છેજ નહિ, તો આશ્રિતોને આનંદ આપતા આપનું જવું આવવું બધી લીલાજ છે, પરંતુ ગમનલીલા તો વિયોગની શંકાને કરનારી છે માટે તેને તમો પ્રકાશ નહિ કરો, કિંતુ ભોજનલીલાનોજ અનુભવ અમોને કરાવો, સહજ-સ્વાભાવિક સુખ-આનંદો જેના છે એવા આપ સહજાનંદ છો સ્વાભાવિક અનવધિક આનંદ-મય આપના સંશ્લેષ ( પ્રિયસમાગમ ) થી અમોને અનન્યસામાન્ય

सुशीलम् । पुरटमयवाटिका रुचिररसमण्डिकाः शोभयति वितरुचिचासे । कनकभुजिभाजने भोज्यरुचिराजने खाद्यमिदमुदितरविभासे ॥ प्रभो० ॥१७॥ अदनपटुमोदनं सितसुरभिमोदनं पायसमतिसितमथ सूपम् । दधिदलितराजिकामिलितहतखारिकामुपनतमनुपममपि पूपम् ॥ प्रभो० ॥१८॥ पृथुममलमण्डकं बहुलघृतखण्डकं लड्डुकमधिरसदधिमण्डम् । फुल्लसितपूरिकां मृदु-

આનંદ ઉપજે છે, તો નિરંતર મારા ભવનમાં આજ રૂપથી રહો. શંકા–અમારે તો ભવન રમણીય જોઇએ ? તો તે સત્ય છે. આ મારૂં જે ભવન છે તે સુંદર છે, જે પ્રિયદર્શનતા છે એજ સૌન્દર્ય છે, તમારે તો ભક્તજનનો જે સમવાય છે એજ પ્રિયદર્શન છે, મારૂં ભવન તો ભક્તજનોથીજ એક ભરપુર છે, તો મારા સુંદર મંદિરમાં વિરાજમાન રહો. ભવન ભવનપ્રત્યે દોડીદોડીને તમોએ યશોદાજીના ભવનમાં બાળોચિત ચપળલીલા પૂર્વે પ્રકટ કરી હતી તેનો આ અવસર નથી, કેમકે હમણાં તો પ્રગલ્ભતાને પ્રકટ કરતા થકા પ્રાદુર્ભાવ પામ્યા છો, તો બાળકના જેવા ચપળ સ્વભાવને મુકી દઇને મારાજ મંદિરમાં નિરંતર રહો. અને ઉદય પામેલા સૂર્યને સમાન ચળકતા, વિવિધ સુંદર રસોથી સમલંકૃત ચોમેર મુકેલી સુવર્ણમય વાટકીઓને પોતાની કાંતિથી વિશેષપણે પ્રકાશ કરનારા, પ્રકાશના એક નિધિરૂપ, વિવિધ ભોજ્યવસ્તુઓની પ્રભાથી શોભાયમાન એવા કાંચનમય ભોજનપાત્ર ( થાળ ) માં સ્થાપન કરેલું આ ભક્ષ્ય ભોજ્યાદિ ચાર પ્રકારનું સ્વાદુ અન્ન હે પ્રભો ! યથેચ્છ જમો ॥૧૭॥ હે પ્રભો ! ભોજનમાં રસિક જનને પ્રિય, શ્વેત, સુગન્ધિ એવો આ ઓદન–ભાત જમો. આ સાકરસંમિશ્રિત અતિ ઉજ્જ્વળ પાયસ–દુધપાક જમો. આ તુવેરની દાળ જમો. આ દહીંથી મિશ્રિત કરેલી, ફોલેલી રઇ ચઢાવેલી, ચૂર્ણ કરેલી, ખારેકો ( ખારેકોનું રાઇતું ) તમો જમો તથા તમારી પાસે આણેલા અનુપમ આ પૂપ–પુડલાને પણ જમો ॥૧૮॥ હે પ્રભો ! આ વિશાળ શુભ્ર મંડક–માંડા, ( એક જાતની પોળી ) ઘી સાકરે પરિપૂર્ણ આ લાડુ, અધિક રસ–સ્વા-

लतरपोलिकां माषवटकयुगलमखण्डम् ॥ प्रभो० ॥१९॥ चतुरतरसेविकारचितसितफेणिका नैकजनपदजनितशाकम् । मिलितघृतशर्करं कदलमथ घुर्घुरं चन्द्रशकलरुचिघृतपाकम् ॥ प्रभो०॥२०॥ त्वदभिमतचिर्भटं मरिचयुतपर्पटं शाष्कुलिकमतुलदधिघोले । कथितमथ गालितं सुरभिघृतमाहितं द्युतिमति वरकनककचोले ॥ प्रभो० ॥२१॥ विधुजरणलोडिते लवणमरिचाञ्चिते दधनि निहितमतिमृदुकूरम् । अद्धि शनकैर्हरे ! तव रुचिदमाहरे मा कुरु कवलमपि विदूरम्॥प्रभो०॥२२॥ करकमलसङ्गतं तव सततसम्मतं लीढि ससितनवनवनीतम् । नवनवसनपावितं पिब नलदवासितं

જેમાં છે એવો આ દહિમડ–દહીનો અગ્રભાગ, (તર) આ ફુલેલી ધોળી પુરીઓ અતિ સુંવાળી પોળી–રોટલી અને વાટેલી અડદની દાળનાં કરેલાં આખાં બે વડાંને તમો જમો ॥૧૯॥ હે પ્રભો ! પાકમાં કુશળ અને આપની સેવામાંજ એક તત્પર એવી સ્ત્રીએ કરેલી આ સફેત સેવો તથા નાનાપ્રકારના દેશોમાં ઉત્પન્ન થએલો આંણેલો આ શાકસમૂહ તથા ઘૃત સાકરે મિશ્રિત આ કેળાં તથા ઘીમાં પકવેલો અર્ધચંદ્રાકાર આ ઘુઘરાને તમો જમો ॥૨૦॥ હે પ્રભો ! આપને અતિપ્રિય આ ચિભડું, (કાકડી) આ મરીએ યુક્ત પાપડ, આ જલેબી, આ અનુપમ ઘાટુ દહી, રવાઘાથી વલોવેલ અને જીરૂ મરી લવણથી મિશ્રિત આ દહી અને આ ઉષ્ણ કરેલું, ગાળેલું, શુદ્ધ સુવર્ણમય ચળકતા પાત્રમાં ભરેલું સુગન્ધિ તાજુ ગોઘૃત તેને જમો ॥૨૧॥ હે હરે ! કપૂર જીરૂં મરી લવણથી સંસ્કાર કરેલા દહીમાં મિશ્રિત કરેલો, અતિ કોમળ, આપને રૂચિકર એવો આ ભાત મેં આપની સમીપે આંણ્યોછે તેને તમો ધીમે ધીમે જમો. હે પ્રભો ! આ સર્વને જમો, કોળીયામાત્રને પણ દૂર કરો નહિ–અધુર જમી જાઓ ॥૨૨॥ વળી હે પ્રભો ! તમોને જે આ પરમ પ્રિય નવીન નવનીત (માંખણ) છે તેને સાકરસહિત ચાટો, કેમકે પૂર્વે નંદજીના ભવનમાં બાળલીલાનું અનુકરણ કરતા આપે નિરંતર કરકમળ તળમાં લાલન કરેલું આ છે, તમો આ ઉન્મત્તગંગા થકી આંણેલું, વિશુદ્ધ વસ્ત્રથી ગાળેલું,

गाङ्गसिदमुदकमतिशीतम् ॥ प्रभो० ॥२३॥ शुद्ध्य करपङ्कजं तदनु मुखनीरजं स्वीकुरु समुचितमुखवासम् । तिष्ठ रुचिरासने भक्तमद्य शासने कुरु मम नयनपथे निवासम् ॥ प्रभो० ॥२४॥ सुव्रत उवाच—इत्यादिभिस्तं वचनैर्भोजयन्तीं शनैः शनैः । सितस्मितां ललितां तां प्रशशंसू रमादयः ॥२५॥ भगवानपि ता योषा वार्ता लुरिव रञ्जयन् । किञ्चिद्भुक्त्वा पुनः प्रीत्यै तासां चुलुकमाचरत् ॥२६॥ ततस्ताम्बूलपूगादिमुखवासं स ईश्वरः । उपेत्य जयया दत्तं गृहीत्वाऽभक्षयत्करे ॥२७॥ तावत्प्रासादिकं किञ्चिद्राधा तद्भुजे प्रभो । भेजाते सद्य एवाथ प्रतिमाकारतां च तौ ॥२८॥ वृत्तान्त

वीरणना वाळा नाखीने सुगन्धि करेलुं, अतिशय शीतळ एवुं जळ तेने पिवो ॥२३॥ हे प्रभो ! हवे करकमळने प्रक्षालन करीने, तेपछी मुखकमळने प्रक्षालन करीने, में आ समर्पेला समुचित मुखवासने स्वीकार करो अने क्षण विश्रांति वास्ते समुचित सुखास्तरणवाळा सुंदर आसनने अलंकृत करो ते पछी मने भक्तने एकांत धर्मपालनरूप आज्ञामां राखो अने मारा नेत्रमार्गमां नित्य निवास करी रहो ॥२४॥

सुव्रतऋषि कहेछे—हे राजन् ! इत्यादि स्तुतिवचनोवडे भगवानने धीमे धीमे जमाडतां अने मंदहासवडे मधुर मुखारविंदवाळा ते ललितानी रमाप्रमुख भगवद्भक्त स्त्रिओ बहु प्रशंसा करवा लागी ॥२५॥ भगवान पण वातो करवाना तथा सांभळवाना स्वभाववाळा होयने शुं ? एम ललिता आदिक भक्तस्त्रिओने रंजन करता थका तेमनी प्रसन्नता माटे फरीथी किंचित् जमीने चुलुक—अडधी अंजळिथी जळपान करी हस्त मुखनी शुद्धि करीने, पछीथी समीपे आवीने जयाए आपेला तांबूळ सोपारी आदिक मुखवासने पोताना हस्तमां लइने जम्या ते समये राधिकाए प्रभुनु प्रासादिक ते अन्न किंचित् जम्यां त्यार पछी आ भगवान् राधासाथे स्वस्वरूपने तत्क्षण अंतर्धान करीने यथापूर्व प्रतिमारूपताने ज पामी गया ॥२६-२८॥ ते पछी निभतरुतळे रहेली वेदिका उपर रहेला सिंहासनमां विराजमान भगवान् श्रीहरिकृष्ण आ वृत्तान्त-

मेतं तु हरिर्निशम्य स्वभक्तवचित्रमवाप हृष्टः । आज्ञापयामास ततो मुनीन्द्रान्स्वपार्षदांश्चाशितुमाशु चान्यान् ॥२९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे अन्नकूटोत्सवे भगवत. प्रत्यक्षभोजनलीलानिरूपणनामैकोनविंशोऽध्यायः ॥१९॥

सुव्रत उवाच—आज्ञयाथ हरेः सर्वे मुनयः साधवो नृप ! । कृतशुद्धिविधानास्ते भोक्तुमीयुस्त्वरान्विताः ॥१॥ अनुज्ञातो भगवता सर्वांस्तान्भोजकान्नृप ! । उपावीविशदायातान्मुक्तानन्दो यथोचितम् ॥२॥ मर्यादयोपविष्टेषु तेषु त्यागिषु पङ्क्तिशः । जलानि विभ-

લલિતાદિ ક્ષત્રિયાણીઓએ પ્રેમથી પુરેલા અન્નકૂટમાં ભગવાને પ્રત્યક્ષપણે ભોજન કર્યાની વાર્તાને સાંભળીને ઈતર ભક્તજનનીપેઠે પરમ પ્રહર્ષપરિપૂર્ણ આશ્ચર્યને પામ્યા. આ તો માનુષલીલાનું અનુકરણ છે. જે લલિતાએ અર્પેલા અન્નને પોતાના દિવ્ય રૂપથી આવિર્ભાવ પામીને જમ્યા હતા તેતો પોતેજ હતા. હે રાજન્ ! તે પછી ભગવાને સર્વ સાધુઓ, સોમવર્માદિ પાર્ષદો અને બીજા બધાઓને પણ જમવામાટે જલદી આજ્ઞા આપી ॥૨૯॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...તૃતીયપ્રકરણે અન્નકૂટોત્સવે ભગવતઃ પ્રત્યક્ષભોજનલીલાનિરૂપણનામૈકોનવિંશોऽધ્યાયઃ ॥૧૯॥

## [1]અધ્યાય ૨૦ મો.

સુવ્રતઋષિ કહેછે—હે નૃપ ! ત્યાર પછી શ્રીહરિની આજ્ઞાથી સાધુસંજ્ઞાના તે સમસ્ત મુનિઓ હસ્ત પાદાદિકને શુદ્ધ કરીને ત્વરાથી જમવા વાસ્તે આવ્યા ॥૧॥ હે નૃપ ! ભગવાને આજ્ઞા આપેલા મુક્તાનંદ મહામુનિએ જમવા આવેલા તે સર્વ સાધુવિગેરેને યથાયોગ્ય બેસારી દીધા ॥૨॥ મર્યાદાપ્રમાણે પંક્તિબંધ બધા તેઓ જમવા બેસી ગયા એટલે હરિભક્ત બ્રાહ્મણોએ પહેરેલાં વસ્ત્રો શિથિલ ન રહેવામાટે અને આગલા

[1] આ અધ્યાયમા ભગવાને કરેલુ સાધુઓનું સંતર્પણ અને સ્વયં કરેલું તેમને પિરસણ વર્ણન કર્યુ છ

रामासुर्बद्धकच्छा द्विजातय ॥३॥ आज्ञापयामास ततो भगवान्निजपार्षदान्। द्विजानन्यांश्च शतश परिवेषणकर्मणि॥४॥ आदौ पत्रावलीर्दत्त्वा तत पर्णपुटान् दृढान्। दत्त्वा क्रमेण शाकानि द्विजास्ते पर्यवेषयन्॥५॥ स्नात स्वय च कौशेयाबद्धपीताम्बरश्चरन्। पङ्क्तिमध्येषु मुनिभि परिवेष्टिमकारयत् ॥६॥ तत्रानभ्यस्ततत्कर्मा मुक्तानन्दस्तु बुद्धिमान्। अभिज्ञ इव युक्त्यैव चक्रे तत्परिवेषणम् ॥७॥ ब्रह्मानन्दस्तु झटिति हरये करलाघवम्। दर्शयन् हासयामास स च भक्तजनान्भृशम्॥८॥ विचित्रभक्ष्यभोज्यादेर्नामान्युच्चारयस्तदा।

પાછલા કચ્છને અતિદૃઢ બાંધીને તેઓના જળપાત્રો શુદ્ધ ગંગાજળથી ભરાવ્યા ॥૩॥ તે પછી ભગવાને પોતાના પાર્ષદો-પાસે રહેનારા મુકુંદાનંદ મુક્તાનંદ આદિકને તથા બીજાપણ બહુ બ્રાહ્મણોને મુનિપંક્તિઓમા પિરસવાની આજ્ઞા આપી ॥૪॥ હવે પિરસવાનો પ્રકાર કહે છે-આજ્ઞા આપેલા વિપ્રોએ પ્રથમ પ્રત્યેકને પત્રાવલી (પત્રમય ભોજનપાનપનવાડા) આપીને, પછી છિદ્રે રહિત દૃઢ પર્ણપુટ (પડીયા) આપીને અનુક્રમે પ્રથમ શાકો પિરસી દીધા ॥૫॥ ત્યારપછી સ્વય શ્રીહરિ સ્નાન કરીને, ઉત્તરીય રેશમી વસ્ત્રથી દૃઢ બાંધેલા પીતાંબરને ધારીને પંક્તિ મધ્યે જમવા બેઠેલા મુનિઓને આહ્લાદ આપવા વિચરતા થકા મુક્તાનંદાદિ મુનિઓપાસે પિરસાવવા લાગ્યા ॥૬॥ પિરસનારા મુનિઓના નામો કહે છે-તેમા પિરસવાની ક્રિયાના પરિચયે રહિત એવા પણ મુક્તાનંદ મુનિ તો મતિમાન્ હોવાથી પીરસવામા પ્રવીણ હોય એમ યુક્તિથીજ પંક્તિમા પિરસવા લાગ્યા ॥૭॥ બ્રહ્માનંદમુનિ તો શ્રીનારાયણમુનિને ઝટ પીરસવાના કામમા કુશળ હોય એમ હસ્તલાઘવતાને પ્રદર્શાવા પ્રવર્તતા શરીરની સ્થૂળતાને લીધે થતી ચાલની વિચિત્રતાને લીધે થતી અવયવમાં શિથિલતા વિગેરેવડે ભગવાન અને બીજા બધા ભક્તોને તે સમયે બહુ હસાવવા લાગ્યા ॥૮॥ તે સમયે મહાનુભવાનંદમુનિ તો પીરસવા માંડેલા વિવિધ વિચિત્ર ભક્ષ્ય ભોજ્યાદિકનાં નામોને બરોબર નહિ જાણતા હોવાથી તેનાં નામોને વિચિત્ર વિપરીતપણે ઉચ્ચ સ્વરથી ઉચ્ચારણ કરતા થકા

महानुभावानन्दोऽपि हासयामास चाखिलान् ॥९॥ नित्यानन्दशुकानन्दौ परिवेषणकर्मणि । स्तूयेते सातिचातुर्यात्सर्वैः सहरिभिर्जनैः ॥१०॥ सर्वपङ्क्तिषु साम्येन पदार्थार्पणलाघवात् । आनन्दानन्द आनन्दं हरेरजनयत्तदा ॥११॥ स्वयम्प्रकाशानन्दश्च मुनिः श्यामलविग्रहः । ध्याननिष्ठावशतया पर्यवेषयदक्रमम् ॥१२॥ आत्मानन्दः कृशाङ्गोऽपि परिपेषणपाटवः । क्षणेनैकेन वटकान् परितः पर्यवेषयत् ॥१३॥ मुकुन्दानन्दमुख्याश्च भगवत्प्रीतये तदा । शष्कुलीखाजकादीनि परितः पर्यवेषयन् ॥१४॥ व्यञ्जनानि विचित्राणि पक्वान्नानि च सर्वशः । सर्वेषामेव पात्रेषु नापुरन्योन्यमिश्रताम् ॥१५॥

श्रीहरिसहित सर्वे जनोने हसाववा लाग्या ॥९॥ नित्यानंदमुनि तथा शुकानंदमुनिनी पीरसवाना कामभां अतिशय चातुरी जोईने तेमने सर्वे जनो तथा स्वयं श्रीहरि वखाणवा लाग्या ॥१०॥ ते समये आनंदानंदमुनि सर्वे पंक्तिओमां तुल्यपणे ( न्यून नहि तेम अधिक नहि ) भक्ष्य भोज्यादि पदार्थोने पिरसवानी झडपथी सहजानंदस्वामीने आनंद उपजाववा लाग्या ॥११॥ श्याम शरीर वर्णवाळा ( श्यामळीया ) शांत स्वभाववाळा स्वयंप्रकाशानंदमुनि सदाय भगवानना दिव्य रूपमां ध्याननिष्ठाथी निमग्न मनवाळा होवाथी अनुक्रम विनाज पिरसवा लाग्या ॥१२॥ आत्मानंदमुनि कृश शरीरवाळा छे तथापि पिरसवानी क्रियामां परम प्रवीण होवाथी एकज क्षणमां बधी पंक्तिओमां वाटेली अडदनी दाळनां करेलां कोमळ वडां पीरसी वळ्या ॥१३॥ ते समये मुकुंदानंदप्रमुख वर्णिओ भगवाननी प्रीतिनी आकांक्षाथी समग्र पंक्तिओमां मुनिओने जलेबी खाजां आदिक पकवानो पिरसवा लाग्या, कारण के, पोतानी परिचर्यानी अपेक्षाए पोताना भक्तनी परिचर्या भगवानने अधिक प्रिय छे, तो भगवानना पार्श्वपरिचर ( हजुरना सेवक ) एवा पण आ वर्णिओनो आ साधुसंतर्पणमां जे समुत्साह छे ते समुचित छे ॥१४॥ पीरसेलां विचित्र समय शाको अने विचित्र भक्ष्य भोज्यादि पकवानो मुनिओना पात्रमां परस्पर मिश्रितताने नज पाम्यां, कारण के पतराळां विशाळ

रामासुर्बद्धकच्छा द्विजातयः ॥३॥ आज्ञापयामास ततो भगवान्निजपार्षदान् । द्विजानन्यांश्च शतशः परिवेषणकर्मणि ॥४॥ आदौ पत्रावलीर्दत्त्वा ततः पर्णपुटान् दृढान् । दत्त्वा क्रमेण शाकानि द्विजास्ते पर्यवेपयन् ॥५॥ स्नातः स्वयं च कौशेयाबद्धपीताम्बरश्चरन् । पङ्क्तिमध्येषु मुनिभिः परिविष्टिमकारयत् ॥६॥ तत्रानभ्यस्ततत्कर्मा मुक्तानन्दस्तु बुद्धिमान् । अभिज्ञ इव युक्त्यैव चक्रे तत्परिवेषणम् ॥७॥ ब्रह्मानन्दस्तु झटिति हरये करलाघवम् । दर्शयन् हासयामास तं च भक्तजनान्भृशम् ॥८॥ विचित्रभक्ष्यभोज्यादेर्नामान्युच्चारयंस्तदा ।

પાછલા કચ્છને અતિદૃઢ બાધીને તેઓના જળપાત્રો શુદ્ધ ગગાજળથી ભરાવ્યા ॥૩॥ તે પછી ભગવાને પોતાના પાર્ષદો–પાસે રહેનારા મુકુદાનંદ મુક્તાનંદ આદિકને તથા બીજાપણ બહુ બ્રાહ્મણોને મુનિપક્તિઓમા પિરસવાની આજ્ઞા આપી ॥૪॥ હવે પિરસવાનો પ્રકાર કહે છે–આજ્ઞા આપેલા વિપ્રોએ પ્રથમ પ્રત્યેકને પત્રાવળી (પત્રમય ભોજનપાત્ર–પનવાળા) આપીને, પછી છિદ્રે રહિત દૃઢ પર્ણપુટ (પડીયા) આપીને અનુક્રમે પ્રથમ શાકો પિરસી દીધા ॥૫॥ ત્યારપછી સ્વય શ્રીહરિ સ્નાન કરીને, ઉત્તરીય રેશમી વસ્ત્રથી દૃઢ બાધેલા પીતાબરને ધારીને, પક્તિ મધ્યે જમવા બેઠેલા મુનિઓને આહ્લાદ આપવા વિચરતા થકા મુક્તાનદાદિ મુનિઓપાસે પિરસાવવા લાગ્યા ॥૬॥ પિરસનારા મુનિઓના નામો કહે છે–તેમા પિરસવાની ક્રિયાના પરિચયે રહિત એવા પણ મુક્તાનદમુનિ તો મતિમાન્ હોવાથી પીરસવામા પ્રવીણ હોય એમ યુક્તિથીજ પક્તિમા પિરસવા લાગ્યા ॥૭॥ બ્રહ્માનદમુનિ તો શ્રીનારાયણમુનિને ઝટ પીરસવાના કામમા કુશળ હોય એમ હસ્તલાઘવતાને પ્રદર્શાવા પ્રવર્તતાં, શરીરની સ્થૂળતાને લીધે થતી ચાલની વિચિત્રતાને લીધે થતી અવયવમા શિથિલતા વિગેરેવડે ભગવાન અને બીજા બધા ભક્તોને તે સમયે બહુ હસાવવા લાગ્યા ॥૮॥ તે સમયે મહાનુભવાનદમુનિ તો પીરસવા માડેલા વિવિધ વિચિત્ર ભક્ષ્ય ભોજ્યાદિકનાં નામોને બરોબર નહિ જાણતા હોવાથી તેનાં નામોને વિચિત્ર વિપરીતપણે ઉચ્ચ સ્વરથી ઉચ્ચારણ કરતા થકા

महानुभावानन्दोऽपि हासयामास चाखिलान् ॥९॥ नित्यानन्दशुकानन्दौ परिवेषणकर्मणि । स्तूयेते स्मातिचातुर्यात्सर्वैः सहरिभिर्जनैः ॥१०॥ सर्वपङ्क्तिषु साम्येन पदार्थार्पणलाघवात् । आनन्दानन्द आनन्दं हरेरजनयत्तदा ॥११॥ स्वयम्प्रकाशानन्दश्च मुनिः श्यामलविग्रहः । ध्याननिष्ठानशतया पर्यवेपयदक्रमम् ॥१२॥ आत्मानन्दः कृशाङ्गोऽपि परिपेषणपाटवः । क्षणेनेकेन वटकान् परितः पर्यवेपयत् ॥१३॥ मुकुन्दानन्दमुख्याश्च भगवत्प्रीतये तदा । शष्कुलीखाजकादीनि परितः पर्यवेपयन् ॥१४॥ व्यञ्जनानि विचित्राणि पक्वान्नानि च सर्वशः । सर्वेषामेव पात्रेषु नापुरन्योन्यमिश्रताम् ॥१५॥

---

શ્રીહરિસહિત સર્વ જનોને હસાવવા લાગ્યા ॥૯॥ નિત્યાનંદમુનિ તથા શુકાનંદમુનિની પીરસવાના કામમાં અતિશય ચાતુરી જોઇને તેમને સર્વે જનો તથા સ્વય શ્રીહરિ વખાણવા લાગ્યા ॥૧૦॥ તે સમયે આનંદાનંદમુનિ સર્વે પક્તિઓમા તુલ્યપણે ( ન્યૂન નહિ તેમ અધિક નહિ ) ભક્ષ્ય ભોજ્યાદિ પદાર્થોને પિરસવાની ઝડપથી સહજાનદસ્વામીને આનંદ ઉપજાવવા લાગ્યા ॥૧૧॥ શ્યામ શરીર વર્ણવાળા ( શ્યામળીયા ) શાંત સ્વભાવવાળા સ્વયંપ્રકાશાનદમુનિ સદાય ભગવાનના દિવ્ય રૂપમા ધ્યાનનિષ્ઠાથી નિમગ્ન મનવાળા હોવાથી અનુક્રમ વિનાજ પિરસવા લાગ્યા ॥૧૨॥ આત્માનદમુનિ કૃશ શરીરવાળા છે તથાપિ પિરસવાની ક્રિયામાં પરમ પ્રવીણ હોવાથી એકજ ક્ષણમા બધી પક્તિઓમાં વાટેલી અડદની દાળના કરેલા કોમળ વડાં પીરસી વળ્યા ॥૧૩॥ તે સમયે મુકુંદાનંદપ્રમુખ વર્ણિઓ ભગવાનની પ્રીતિની આકાંક્ષાથી સમગ્ર પંક્તિઓમાં મુનિઓને જલેબી ખાજાં આદિક પકવાન્નો પિરસવા લાગ્યા, કારણ કે, પોતાની પરિચર્યાની અપેક્ષાએ પોતાના ભક્તની પરિચર્યા ભગવાનને અધિક પ્રિય છે, તો ભગવાનના પાર્શ્વપરિચર ( હજુરના સેવક ) એવા પણ આ વર્ણિઓનો આ સાધુસંતર્પણમાં જે સમુત્સાહ છે તે સમુચિત છે ॥૧૪॥ પીરસેલા વિચિત્ર સમગ્ર શાકો અને વિચિત્ર ભક્ષ્ય ભોજ્યાદિ પકવાન્નો મુનિઓના પાત્રમા પરસ્પર મિશ્રિતતાને નજ પામ્યા, કારણ કે પતરાળાં વિશાળ

सर्वं सर्वेषु पात्रेषु परिवेषितमीश्वरः। विलोक्याज्ञापयामास भोक्तुं सर्वान्निजाश्रितान् ॥१६॥ ततो बुभुजिरे राजन्! गृहीताज्ञाः परस्परम्। साधवो मुनयः सर्वे स्तुवन्तोऽन्नगुणान्मुहुः ॥१७॥ सर्वमेव हि सुस्वादु भक्ष्यं भोज्यं तदश्नताम्। क्रमप्राप्ते पदार्थेऽभूद्रसास्वादो विशेषतः ॥१८॥ पुनः पुनः स्वपात्रेषु शष्कुलीघृतपूरकान्। क्षिपतो भोजकाः साधून् न्यषेधन्करधूननैः ॥१९॥ निषेधज्ञः परावृत्तानज्ञाः परिवेषकान्। ऋजुबुद्धीन् मुनीन्प्राह भगवान्प्रहसंस्तदा ॥२०॥ हांहां हुंहुं रवे देयं देयं च करधूनने। शिरः-

હતા અને પિરસનારા પ્રવીણ હતા ॥૧૫॥ ત્યારપછી સર્વેશ્વર શ્રીહરિએ સર્વ પાત્રોમાં સર્વ પીરસી દીધેલું જોઇને સર્વે નિજાશ્રિતોને જમવાની આજ્ઞા આપી ॥૧૬॥ હે રાજન્! તે પછી સર્વે સાધુ સ્વભાવના મુનિઓ ભગવાનની આજ્ઞા પામીને તથા પરસ્પર-એક બીજાની અનુજ્ઞા લઇને, જમવાનાં જલેબી વિગેરે પદાર્થોના ગુણોને વારેવારે વખાણતા થકા જમવા મંડ્યા ॥૧૭॥ તમામ તે ભક્ષ્ય ભોજ્ય સુસ્વાદુજ હતું. (તેમાં એક પણ સ્વાદરહિત ન હતું) અનુક્રમે જમાતાં તે પદાર્થોમા તે જમનારા મુનિઓને ઉત્તરોત્તર રસાસ્વાદ અધિક અધિક આવતો જતો હતો ॥૧૮॥ આદરથી વારંવાર જલેબી ઘેબર આદિક પકવાન્નોને પોતાના પાત્રોમાં પિરસતા મુક્તાનંદાદિ મુનિઓને ભોજન કરતા મુનિઓ યદ્યપિ સ્પૃહાવાળા છે તથાપિ લાજને લીધે વારંવાર હાથ હલાવાવડે (ના નાંખશો ના નાંખશો એમ) નિવારણ કરવા લાગ્યા. આ ઉપરથી પિરસનારા મુનિઓ તો જમનારા મુનિઓનો આશય નહિ લક્ષમાં લઇને પાછા વળી ગયા. તે સરલ બુદ્ધિવાળા (પરનો હૃદ્ગત અભિપ્રાય નહિ જાણનારા) પિરસનારા સ્વયપ્રકાશાનંદ મહાનુભાવાનંદ આદિક મુનિઓ પ્રત્યે તે સમયે ભગવાન્ હસતા હસતા બોલ્યા કે ॥૧૯-૨૦॥ હે મુનિઓ! અહો!! તમો પિરસવાના પ્રકારને બીલકુલ જાણતા નથી, જેઓ પ્રગલ્ભ પ્રકૃતિવાળા હોય તે ભોજન કરવામાં ચપળતાને પ્રદર્શાવે નહિ, કેમકે લાજ જમવામાં પ્રતિરોધ કરેછે, માટે જમનારા 'હાં હાં' એવો

कर्पेऽपि दातव्यं न देयं सिंहगर्जने ॥२१॥ इत्युक्तास्ते तु मुनयो लड्डुकान्मौक्तिकाह्वयान् । आसिंहगर्जनात्तेषाममत्रेप्ववक्षिपन्नृप ! ॥२२॥ औत्सुक्यादथ दृढवद्धपीतवासाः साधूनां नृप ! परिवेषणं विधातुम् । उत्तस्थौ स्वयमपि हर्षयन्स्वभक्तान्सर्वेषामपि स तदैकदृश्य आसीत् ॥२३॥ ज्ञात्वा तं मुनिपरिवेषकामपीशं पक्वान्नाचितपृथुरीतिपात्रहस्ता । धावन्तो रभसपरागभवत्पुरोगं ह्यासेदुः सपदि तदन्तिकं द्विजाश्च ॥२४॥ तत्तत्पात्रात्स गृहंश्चपलगतिपदो लड्डुकान्मौक्तिकाख्यान् द्वौ द्वौ दोर्भ्यां च पङ्क्तिक्रमणमनुसृतः प्रत्यमत्रं ददानः । स्वानां स्वीयप्रसादाभिलषितमपि सम्पूरयन्पूर्ण-

निषेधसूचक शब्द उच्चारे तोपण पीरसवुंज. तथा 'हु हु' एवो ध्वनि करे तोपण पिरसवुंज तथा हाथ हलाववो मस्तक कंपाववुं विगेरे निषेधसूचक चेष्टाओ करे तोपण वारेवारे आपवुंज. जो सिंहगर्जना करे तो न आपवुं—न पिरसवुं ॥२१॥ हे नृप ! आ प्रकारे भगवाने कहेला ते पिरसनारा मुनिओ तो मोतीया लाडुओ सिंहगर्जना पर्यंत जमता साधुओना पात्रोमा पिरसवा मंडया ॥२२॥ हे नृप ! ते पछी भगवान् पण भक्तजनोना मनोरंजनमा महोत्साही होवाथी पोते पहेरेला पितांबरने उत्तरीय वस्त्रथी दृढ बाधीने साधुओने पिरसवासारु पोते उठ्या ते समये सर्वे कोइनी दृष्टि भक्तिसभ्रमपरिपूर्ण होइने एक भगवान विषेज एकाग्र पडती हती ॥२३॥ भगवानने साधुओने पिरसवामा समुत्साहवाळा उठेला जोइने पिरसनारा मुनिओ पकवान्नथी परिपूर्ण विशाळ पीतळनां पात्रो हाथमां लइने दोडी आवीने श्रीहरिने अभिमुख प्रतिलोम गति ( पाछे पगले चालवुं )ने करता थका वेगथी तत्काळ तेमनी समीपे आव्या ॥२४॥ पूर्णकाम भगवान् श्रीहरि तेते पीरसनारा मुनिओना पोतानी आगळ धारेला पकवान्नपरिपूर्ण पात्रमाथी मोतीया लाडु लईलइने पक्तिना अनुक्रमने अनुसरीने चपळ चालथी चालता थका पोताना हाथवडे बे बे लाडुओ प्रत्येक पात्रमां लाघवताथी आपता थका पोताना प्रसादनी स्पृहावाळा ते मुनिओना मनोरथने परि

कामस्तेषां सर्वासु पङ्क्तिष्वपि मुहुश्चरद्धरिर्दोलाधवश्रीः ॥२५॥ लड्डुकान्स परिवेष्य मौक्तिकानाशु शाष्कुलिकमप्यनाकुलः । पर्यवेषयदवापुरद्भुतं तेन भूरि परिवेषका अपि ॥२६॥ सर्वत परिवेष्येत्थं प्रहसद्वदनो हरिः । भुङ्ग्ध्वं यथेष्टं शनकैरित्युक्त्वाऽशोधयत्करौ ॥२७॥ धृत्वाथ घृतभृङ्गारं निषिञ्चन् स्थूलधारया । मुनिपायसपात्रेषु मुकुन्दोऽहासयत्प्रभुम् ॥२८॥ पात्रसम्भृतपक्वांस्तानथेङ्गितविद्दरे. । स एव वर्णिराडूचे. प्राह नैष्ठिक ऊर्ध्वदो. ॥२९॥ हरेः प्रासादिकं खाद्यं स्वपात्रे केनचित्क्वचित् । नावशेष्यं महामुक्ता ! इत्याज्ञा पारमेश्वरी ॥३०॥ इत्युक्ते तेन तद्वाक्यं ब्रह्म

---

पूर्ण करवा तेमनी तमाम पङ्क्तिओमां वारवार विचरवा लाग्या ॥२५॥ एरीते भगवाने जलदी सर्व पङ्क्तिओमां मोतीया लाडु पीरसीने पछी जलेबी पण विना व्याकुळताए सर्वने पीरसी दीधी आवी पीरसवानी प्रवीणताथी पीरसवामा प्रवीण एवापण सर्वे पुरुषो परम विस्मयने पामी गया ॥२६॥ आ प्रकारे सर्व पङ्क्तिओमा पीरसीने श्रीहरि मंद-मंद हसता हसता एम बोल्या के-तमो अमोए हाथे आपेला वस्तुमा स्वादविशेषने चाखता थका यथेष्ट धीमे धीमे जमो एम सर्वने कहीने पोते हस्तकमळनी शुद्धि करी ॥२७॥ ते पछी मुकुंदानंदवर्णी घीथी भरेली झारी ( वहाडी ) हाथमा लइने जमता मुनिओना दुधपाकथी भरेला पात्रोमा जाडी धारथी घीने पिरसता थका भगवानने बहु हसावा लाग्या ॥२८॥ ते पछी श्रीहरिना हृद्गत अभिप्रायने जाणता आ नैष्ठिक वर्णिराज मुकुंदानंदजी जेमना भोजन पात्रोमा पकवान्नो भरेला छे एवा ते जमनारा मुनिओ प्रति हाथ उंचा करीने उच्च स्वरथी एम बोल्या के-हे महामुक्त मुनिओ ! स्वत स्वादु छे अने श्रीहरिना प्रसादभूत होवाथी विशेषपणे स्वादुतम छे तो आ खाद्य लेश पण कोइए पण पोताना पात्रमां किंचित् पण अवशेष राखवुं नहि ( पडी मुकवु नहि ) भगवाननी आज्ञाने माननारा तमोए आ वचन 'भगवाननीज आज्ञा छे' एम मानवु ॥२९-३०॥ हे राजन् ! आ प्रकारे वर्णिराजे कह्यु एटले एज

नन्दोऽतिमानयन् । हसन्नाम्रेडितं कृत्वा श्रावयंस्तानभोजयत् ॥३१॥ तद्भयादेव भक्ष्याणि सर्वे तेऽपि शनैः शनैः । अभुञ्जतैव निःशेषं वीक्षमाणाः परस्परम् ॥३२॥ ओदनं कथिकां चाथ घृतं च प्रचुरं प्रभुः । परिवेष्य द्विजैः सर्वांस्तर्पयामास भोजकान् ॥३३॥ अतितृप्तान्भोजनेन गृहीतचुलुकोदकान् । स्वस्वस्थानं ततो गन्तुं हरिराज्ञापयच्च तान् ॥३४॥ आज्ञप्ता अपि हरिणा स्वकीयशालां गन्तुं ते मुनिनिकरास्तदीक्षणोत्काः । यावत्तद्बहिरुपवेशनं नृपाऽऽसीत्तावत्तेऽप्यमुमुपतस्थिरे स्वनाथम् ॥३५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे अन्नकूटोत्सवे साधुसन्तर्पणनामा विंशोऽध्यायः ॥२०॥

---

વચનને બ્રહ્માનંદમુનિ અત્યંત માન આપતા થકા હાસપૂર્વક આદરથી બે ત્રણવાર બોલીબોલીને સર્વે મુનિઓને સંભળાવતા થકા તેમને જમાડવા લાગ્યા ॥૩૧॥ આ જમનારા સર્વે મુનિઓ એક બીજા સામુ જોતા થકા તે ભગવદ્વચનનો ભંગ થવાના ભયને લીધેજ ખાદ્ય વસ્તુઓને ધીમે ધીમે સમગ્રપણે જમી ગયા ॥૩૨॥ તે પછી ભગવાને પીરસનારા મુનિઓ પાસે કઢી ભાત અને પુષ્કળ ઘૃત પિરસાવીને તે સર્વ મુનિઓને જમાડીને તૃપ્ત કર્યા ॥૩૩॥ તે પછી ભગવાને જમીને અત્યત તૃપ્ત થએલા અને અને ચળુ કરવાનું જળ જેમણે ગ્રહણ કર્યું છે એવા તે મુનિઓને ત્યાંથી પોતપોતાને સ્થાને જવાની આજ્ઞા આપી ॥૩૪॥ હે નૃપ ! શ્રીહરિએ પોતાના નિવાસભૂત ધર્મશાળા પ્રત્યે જવાની આજ્ઞા આપી છે તોપણ તે મુનિસમૂહો ભોજનથી અતિતૃપ્ત થયા છે પણ ભગવદ્દર્શનથી નહિ તૃપ્ત થઇને તેમના દર્શનમાં સમુત્સુક થઇને તે ભગવાન્ જ્યાસુધી બહારે નિંબતરૂતળે રહેલી વેદીકા ઉપર વિરાજમાન રહ્યા ત્યાંસુધી મુનિઓપણ પોતાના સ્વામી શ્રીહરિની સમીપેજ દર્શનાદિ સેવામાટે બેસી રહ્યા ॥૩૫॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...તૃતીયપ્રકરણે અન્નકૂટોત્સવે સાધુસંતર્પણનામા વિંશોઽધ્યાયઃ ॥૨૦॥

सुव्रत उवाच—ततो भोजयितुं स्वामी क्षत्रियादीन्निजाश्रितान्। आज्ञापयन्नृपं सोऽपि सत्वरं तानुपाह्वयत् ॥१॥ पश्चार्द्रान् पङ्क्तिशः सर्वान् यथार्हं तानवीविशत्। परिवेषयितुं तांश्च द्विजानन्यान् स आदिशत् ॥२॥ अन्नं चतुर्विधं सर्वं सत्वरं पर्यवेषयन्। द्विजास्तांस्तेऽथ मुनिवत्सर्वे बुभुजिरे नृप ! ॥३॥ भुञ्जानान् भगवान् प्रीत्या पुनः पुनरदापयत्। पक्वान्नं व्यञ्जनादीनि हसंस्तांश्च स हासयन् ॥४॥ तृप्तानिव समालक्ष्य नृपादींस्तांस्ततः स्वयम्। तेषां स्वदोःप्रसादेच्छामुदतिष्ठद्विदन्प्रभुः ॥५॥ तिष्ठन्नुच्चे स पीठे

## [1]અધ્યાય ૨૧ મો.

સુવ્રતઋષિ કહે છે—હે રાજન્! ભગવાને એરીતે મુનિમંડળને તૃપ્ત કરીને પોતાના આશ્રિત ક્ષત્રિયાદિ ભક્તોને જમાડવામાટે ઉત્તમ ભૂપતિને આજ્ઞા આપી. એટલે ઉત્તમ રાજાએ પણ સત્વર તેઓને જમવા બોલાવ્યા ॥૧॥ હસ્ત પાદ મુખનું પ્રક્ષાલન જેમણે કર્યું છે એવા તે આવેલા સર્વ ક્ષત્રિયાદિ ભક્તોને ભગવાને યથાયોગ્ય પંક્તિબંધ બેસાર્યા અને તેઓને પિરસવા માટે બીજા મુનિઓને આજ્ઞા કરી ॥૨॥ આજ્ઞા આપેલા તે પીરસનારા મુનિઓએ ક્ષત્રિયાદિ ભક્તોને ભક્ષ્યાદિ ચાર પ્રકારનું સમગ્ર અન્ન જલદી પીરસી દીધુ. પછી સર્વે હરિભક્તો મુનિઓની પેઠે-પ્રસાદની મધુરતાના આસ્વાદથી પ્રહર્ષ પામીને જમવા મંડ્યા ॥૩॥ પ્રીતિથી જમતા તેઓને ભગવાન્ પોતાનાં વિનોદવચનોવડે હસાવતા થકા અને પોતે તેઓનાં વિનોદ વચનોવડે હસતા થકા પકવાન્ન શાક વિગેરે વારંવાર તેઓને પિરસાવા લાગ્યા ॥૪॥ તે સમયે ભગવાન્ ઉત્તમાદિ પોતાના ભક્તોને તૃપ્ત થયા તુલ્ય-તૃપ્તપ્રાય (પોતાના કરકમળના સ્પર્શથી પવિત્ર થએલા પ્રસાદના અભાવથી લગારેક નહિ તૃપ્ત થએલા) જોઇને તેઓની પોતાના હાથની પ્રસાદીની ઇચ્છા જાણીને સ્વયં પિરસવા ઉઠ્યા ॥૫॥ તે સમયે

[1] આ અધ્યાયમાં ઉત્તમાદિ ભૂપતિમંડળમાં ભગવાને કરેલી પ્રેમરસાતિશયને સૂચવનારી પીરસવાની લીલા વર્ણવી છે.

पृथुलकटितटाबद्धकौशेयवासा नानापुष्पावतंसः स्थलकमलमिलन्मल्लिकाहारराजिः । नानाभक्तेक्षणाब्जैः परिरचितमहातोरणश्रीभिरेभिः सग्रासास्यास्फुटोच्चैर्जयजयवचनैर्हासितोऽसौ व्यराजत् ॥६॥ आहूतैश्चपलमुपागतैर्मुनीन्द्रैः पक्वान्नाभृतपृथुलाम्रपात्रहस्तैः । तस्याग्रे चपलपराग्गतिप्रवीणैस्तद्दोष्णोः स्तिमितविलोचनैश्च तस्थे ॥७॥ दोर्भ्यां तूर्णं गृहीत्वा मुनियुगलधृतात् पात्रतः शाष्कुलीनां पञ्चं वा सप्तकं वा झटितिपदगतिः प्रत्यमत्रं ददानः ।

સ્વતઃ ઉંચા અને ઉંચી વેદી ઉપર રહેલું હોવાથી અતિ ઉંચા સિંહાસનમાં વિરાજમાન થએલા ભગવાન્ શ્રીહરિ વિશાળ કટિતટમાં પહેરેલા પીતાંબર ઉપર બાંધેલા રેશમી વસ્ત્રથી અને બહુવિધ પુષ્પોના ગુચ્છ તોરાઓથી અને કંઠમાં શોભતા સ્થળકમળ-ગુલાબથી મિશ્રિત મોગરાના પુષ્પોના હારોથી વિરાજતા હતા. આવી શોભાએ સંપન્ન તે ભગવાનને સર્વે કોઈતે ભક્તજનો પોતાનો મનોરથ પરિપૂર્ણ કરવા ઉઠેલા જાણીને પ્રેમરસપરિપૂર્ણ નેત્ર કમળોવડે ભક્તિપૂર્વક જોવા લાગ્યા. તે સમયે આ ભગવાન્ કમળનાં દીર્ઘ તોરણોની શોભાએ સંપન્ન હોયને શું ? એમ શોભ્યા હતા. સર્વે ભક્તોએ તે સમયે ચઢી ગએલા હર્ષવેગથી અર્ધો જમેલો કોળીયો મુખમાં ભરેલો હોવાથી અસ્પષ્ટપણે ( વ્યક્તિ વિના ) નીકળતાં દીર્ઘ જયજય એવાં વચનોવડે આ ભગવાનને બહુ હસાવ્યા હતા ॥૬॥ તે સમયે શ્રીહરિએ બોલાવેલા, માટેજ સત્વર સમીપે આવેલા, પકવાન્નથી ભરેલાં વિશાળ તામ્રપાત્રો જેમના હાથમાં છે, શ્રીહરિની આગળ ચપળતાથી પાછે પગે ચાલવામાં પ્રવીણ અને શ્રીહરિના હસ્તકમળ સન્મુખ નિશ્ચળ નેત્રો જેમનાં છે એવા કેટલાએક પીરસનારા મુનિઓ શ્રીહરિપાસે આવીને ઉભા રહ્યા ॥૭॥ એટલે ભગવાને બે મુનિઓએ ઉપાડેલા તે પાત્રથકી પોતાના અજેય હાથવડે જલદી છ સાત જલેબી આદિક લઈ લઈને પ્રત્યેક પાત્રમાં પીરસતા થકા ચપળ ચરણચાલથી ભક્તોનું મન રંજન કર્યું હતું તેઓ જમનારાઓ પોતપોતાના પાત્રોમાં જમવાની વસ્તુઓ ભરેલી છે તથાપિ ભગવાનના હસ્તકમળના સ્પર્શ-

पात्रस्थाद्यैरपि स्वैर्विकचसरसिजाभोर्ध्वहस्तद्वयैस्तैः प्रीत्यैवाभ्यर्थ्यमानः स्मितमधुरमुखः पङ्क्तिशः सर्वतोऽगात् ॥८॥ एकवारं हरिः कृत्वा सर्वत्र परिवेषणम् । पर्पिकाखाजकादींश्च स मुहुः पर्यवेषयत् ॥९॥ परिवेषणचातुर्यान्मुहुः सर्वत्र चेक्षणात् । बहुरूप इवादर्शि जनैरचिरकृत्प्रभुः ॥१०॥ गृहाण पिण्डकं सोम ! गृहाणालर्क ! शष्कुलीम् । मृदुलं खाजकमिदं जीववर्मन् ! गृहाण भो ! ॥११॥ गृहाण गोलकं वीर ! रणजित् ! पर्पिकां च भो ! । वदन्नेवं हरिः प्रादात्सर्वेभ्योऽपि मुहुर्मुहुः ॥१२॥ हरेः प्रसादमाहात्म्यं विदन्तो भोजकाश्च ते । अभुञ्जत तदाऽऽकण्ठं स्वयं चाप्यास-

વાળા પ્રસાદના મહિમાના અધ્યવસાયથી બે હાથ ઉંચા કરીને પ્રાર્થના કરવા લાગ્યા. તેઓની પ્રીતિપૂર્વકની પ્રાર્થનાને જાણીને ભગવાન્ મંદહાસવડે મધુર મુખારવિંદવાળા હોઈને તેમનો મનોરથ પરિપૂર્ણ કરવા સમસ્ત પંક્તિઓમાં સ્વયં વિચર્યા ॥૮॥ શ્રીહરિ એકવાર સમગ્ર પંક્તિઓમાં યથાક્રમે જલેબી પીરસીને પછીથી બરફી ખાજાં આદિક પદાર્થોને વારંવાર પીરસવા લાગ્યા ॥૯॥ તે સમયે આ જલદી પિરસનારા પ્રભુ એકતો પીરસવાની ચાતુરીને લીધે અને ચાલવાની લાઘવતાથી સર્વે પંક્તિઓમાં સર્વને વારંવાર એક સાથે નયનગોચર થવાથી પોતે એકરૂપ છે પણ જાણે બહુરૂપે થયા હોયને શું ? એમ જનોના જોવામાં આવ્યા હતા ॥૧૦॥ હે સોમવર્મન્ ! આ પેંડાને ગ્રહણ કરો. હે અલર્ક ! આ જલેબીને લ્યો. હે જીવવર્મન્ ! આ પોચાં ખાજાં લ્યો. હે વીરવર્મન્ ! આ ગોળ મોતીયા લાડુને લ્યો. હે રણજીત્ આ બરફીને ગ્રહણ કરો હે રાજન્ ! શ્રીહરિએ આ પ્રકારે જમનારાઓનાં અને જમવાનાં પદાર્થોનાં નામો ઉચ્ચારણ કરવાપૂર્વક ( પોતાનો પ્રેમ પ્રદર્શાવતા થકા ) બધાય ભક્તોને વારંવાર તે તે ભોજ્ય વસ્તુઓ પીરસી ॥૧૧-૧૨॥ તે જમનારાઓ પણ ભગવત્પ્રસાદનો મહિમા જાણીને, પોતે પણ 'અહો ! આટલુ તો ક્યારેય પણ જમ્યો નથી, આજતો નિત્યના કરતાં પણ ઘણુંજ જમ્યો, તથાપિ ઉદરપૂરણ ન થયું હોય એમ કેમ જણાય છે ?' એવુ આશ્ચર્ય

विसयाः ॥१३॥ तृप्तस्त्वाद्य सफूत्कारमश्नन्मृदुलशष्कुलीम् । सुरस्तां ददतं प्राह तुन्दस्फाटो भविष्यति ॥१४॥ इत्युक्तवन्तं तं स्वामी प्राह चिन्ताऽत्र नास्ति वै । यत कृष्णप्रसादान्नमश्नतां नोदरं स्वकम् ॥१५॥ अनूर्ध्वेवदनं नाखं कुर्वन्तं करधूननम् । दृष्ट्वा करेण तत्पात्रे शष्कुलीं हरिरक्षिपत् ॥१६॥ अब्रुवाणे तथाप्येनं दृष्ट्वादात्स हसन् प्रभुः । तिस्रोऽन्याः स तदा चक्रे ह्यूर्ध्वदृक् सिंहगर्जनाम् ॥१७॥ दूराद्दृष्ट्वा हरिं स्वीयं धूनयन्तं शिरः शनैः । सोमं

પામીને ગળાપર્યંત તેતે વસ્તુ પ્રીતિથી સમગ્રપણે જમી ગયા ॥૧૩॥ તે સમયે સૂરવર્મા નામના કોઈક ભક્ત ભગવત્પ્રસાદી જમીને અત્યંત તૃપ્ત થએલા હોવાથી જેમ તેમ ફુત્કાર સાથે ધીમે ધીમે પોચી જલેબીને જમતા થકા ફરીથી બીજી જલેબીને આપતા ભગવાનને નિવારણ કરવા એમ બોલ્યા કે-હે ભગવન્ ! જો હું હવે પછી જમીશ તો મારૂં પેટ ફાટી જશે ॥૧૪॥ હે રાજન્ ! આ પ્રકારે કહેતા તે ભક્તને હસાવામાટે ભગવાન્ એમ બોલ્યા કે-હે સૂરાભક્ત ! જો તમારે 'આ ભગવાનનો પ્રસાદ છે' એવો વિશ્વાસ હોય તો આ પાંચભૌતિક ઉદરમાં 'મારૂં છે' એવી મમત્વબુદ્ધિ કેમ ઘટે ? કેમકે 'આ તો ભગવત્પ્રસાદ છે' એવી બુદ્ધિથી અન્નને જમનારા એકાંતિક ભક્તોની દૃષ્ટિએ ઉદર પોતાનુ છેજ નહિ ( આત્માને ત્રણ દેહથકી વિલક્ષણ માનનારાને ઉદરમાથે કશો સબન્ધ નથી ) તો આ ભૌતિક ઉદરના વિદારણમા ભગવત્પરાયણ તમોને હાનિ શી છે ? કાંઈ પણ નથી ( આવો ઉપદેશ આપવા પૂર્વકનો આ પરિહાસ છે ) ॥૧૫॥ નાજો નામે કોઈ ભક્ત નીચુ મુખ રાખીનેજ મુખથી બોલ્યા વિના કેવળ હાથ હલાવાવડે નિષેધ કરવા લાગ્યા ભગવાને તો તેનું નહિ લક્ષ કરેલાજ પોતાના હાથવડે તેના પાત્રમા જલેબી નાખી તથાપિ તેણે એક-પણ નિષેધનો અક્ષર ઉચ્ચાર્યો નહિ ત્યારે ભગવાને હસતા થકા બીજી ત્રણ જલેબી ફરીથી તેના પાત્રમા નાખી તેજ સમયે તેણે મુખ ઉચુ કરીને ભગવાનને જોવાપૂર્વક પ્રતિષેધને પ્રદર્શાવનારી સિંહગર્જના કરી ॥૧૬-૧૭॥ દૂરથીજ ભગવાનને ભાળીને પ્રતિષેધને જણાવામાટે અસ

दृष्ट्वा तत्समीपं स उपेत्याब्रवीद्वचः ॥१८॥ स्थविरेण त्वया खाद्ये न गृहीतेऽयमुत्तमः । लज्जिष्यत इति प्रोच्य ददौ तस्मै स शाटकान् ॥१९॥ दूरादेव प्रकुर्वन्तमलीकं सिंहगर्जनम् । मान्त्रिकं स प्रभुः प्रापत्तद्विद्विरदनाननम् ॥२०॥ पायसेन घृताक्तेन पृथुलं कांस्यभाजनम् । तदीयं पूरयामास तदोच्चैः सोऽकरोद्ध्वनिम् ॥२१॥ ततोऽन्यत्र हसन्प्रायाद्दोर्भ्युलुर्लड्डुकः प्रभुः । रिक्ते हम्मीरजित्पात्रे तान् क्षिप्त्वा जगृहेऽपरान् ॥२२॥ लज्जयैव निपेधन्तं कराभ्यां तमवेत्य च । पुनः करस्थांस्तान्दत्त्वा सिंहध्वनिमचीकरत् ॥२३॥ दृष्ट्वा वैरिभयं वृद्धं चर्वन्तं पर्पटं शनैः । त्वद्योग्यमेतदित्युक्त्वा प्रा-

भये પોતાના મસ્તકને ધૂણાવતા સોમવર્માને જોઇને અને તેમનો આશય જાણી જઇને તેમની પાસે જઇને ભગવાન્ એવું વચન બોલ્યા કે–હે સોમવર્મન્ ! વૃદ્ધ એવા તમો જો આ ખાદ્યને નહિ ગ્રહણ કરો તો તમારી સમીપે બેઠેલા યુવાન આ ઉત્તમ રાજા લાજ પામશે એટલે 'જ્યારે આ વૃદ્ધ નથી ગ્રહણ કરતા તો મારા યુવાનથી કેમ ગ્રહણ થાય' એવી લાજને લીધે આ ગ્રહણ કરશે નહિ એમ કહીને સોમવર્માને શાટા આપ્યા ॥૧૮-૧૯॥ દૂરથીજ ખોટે ખોટી સિંહગર્જનાને કરતા, દાંત વિનાનું મુખ જેમનું છે, તથાપિ આસ્વાદમાં લોલુપતાવાળા, માન્ત્રિક નામના વૃદ્ધ ભક્તને જોઇને 'આ ખોટી સિંહગર્જના કરેછે' એમ જાણી ગએલા ભગવાને તેની સમીપે જઇને તેનું વિશાળ કાંસાનું પાત્ર ઘૃતમિશ્રિત દુધપાકથી ભરી દીધું ( દાંત વિનાનાને આ તો સુખેથી જમાય એવું છે ) તે સમયે સંતુષ્ટ થએલા તે ભક્તે તૃપ્તિને જણાવનારો સાચો સિંહનાદ કર્યો ॥૨૦-૨૧॥ તે પછી ભગવાને હસતા હસતા બન્ને હાથમાં બે બે લાડુ લઇને બીજી પઙ્ક્તિમાં પધારીને, શાકાદિકને પણ જમી જઇને ખાલી કરી દીધેલા હમ્મીરજીત ભક્તના પાત્રમાં તે ચારેય લાડુઓ નાખીને, ફરીથી બીજા ચાર લાડુઓ લઇને, કેવળ હાથ હલાવાવડે તેમની લજ્જાને જાણી જઇને, ફરીથી પોતાના કરકમળમાં રહેલા તે ચારેય લાડુઓ તેમનાજ પાત્રમાં નાખ્યા એટલે હમ્મીરજીતે સંતૃપ્ત થઇને સાચી સિંહગર્જના કરી

दात्तस्मै स पर्पिकाम् ॥२४॥ एवमानन्दयन्भक्तान् पार्षदान् स्वान्स ईश्वरः । सर्वानपि मुहुः प्रीत्या यथेष्टं पर्यवेषयत् ॥२५॥ पक्वान्नभृतपात्राणि गृहीत्वा मुनयः प्रभोः । समीप एव बहवस्तिष्ठन्ति स विचक्षणाः ॥२६॥ समाप्यमान एकस्मिन् पात्रे सद्योऽपरं परे । न्यधारयन् पूर्णपात्रं नारायणमुनेः पुरः ॥२७॥ हरेः पृष्ठचरो ब्रह्मानन्दोऽवद्त उवाच तान् । एतादृशप्रसादाप्ती राजानो ! दुर्लभा ननु ॥२८॥ अनित्य एव देहोऽस्ति यूयमित्यपि वेत्थ वै । अतो वपुरनादृत्य सम्यगश्नीत निर्भयाः ॥२९॥ इत्युक्ते तेन जहसुर्भोजकाश्च हरिः स्वयम् । सर्वत्र पात्रपूरं हि चकार परिवेषणम् ॥३०॥

॥२२-२३॥ ત્યારપછી વેરીભાઈ નામના વૃદ્ધ ભક્તને ધીમે ધીમે પાપડ ચાવતા જોઇને 'આ ખાદ્ય તો તમારે યોગ્ય છે' એમ કહીને તેમને ખરચી આપી ॥૨૪॥ પરમેશ્વર શ્રીહરિ આ પ્રકારે પોતાના સોમવર્મા વિગેરે પાર્ષદો અને બીજા દેશાતરના સર્વ ક્ષત્રભક્તોને આનદ આપતા થકા તે સર્વેને વારવાર પ્રીતિથી પોતે યથેષ્ટ પીરસવા લાગ્યા ॥૨૫॥ એરીતે ભગવાન પીરસવામા તત્પર થતાં, બહુ મુનિઓ પકવાન્નથી ભરેલાં પાત્રો લઇને શ્રીહરિની સમીપેજ તૈયાર રહેતા હતા, કેમકે તેઓ વિચક્ષણ-ભગવાનનો આશય જાણવામાં કુશળ હતા ॥૨૬॥ એક પાત્ર ખાલી થતા બીજા મુનિઓ બીજું પકવાન્નપરિપૂર્ણ પાત્ર તત્ક્ષણજ ભગવાનની આગળ લાવતા હતા, એમાં ક્ષણપણ વિલંબ કરતા નહિ ॥૨૭॥ ભગવાનની પાછળ ફરતા બ્રહ્માનદ નામના મુનિવર જમતા તે સર્વે ભક્તોને હસાવામાટે એમ બોલ્યા કે-હે રાજાઓ ! આવા સાક્ષાત્ ભગવાને આપેલા પ્રસાદની પ્રાપ્તિ નિશ્ચે દુર્લભ છે દેહ તો નશ્વરજ છે અવર્જનીય નાશ જેનો છે એવા દેહના નાશ પાછળ શોક કરવો ઉચિત નથી આ બધી બાબતને તમો તો જાણો છો ( અતિ ભોજનથી દેહપાત થશે એવી શકા ન કરવી ) માટે શરીરને નહિ ગણીને નિર્ભય થઇને સારીરીતે જમો ॥૨૮-૨૯॥ હે રાજન્ ! એરીતે બ્રહ્માનદમુનિએ કહ્યુ એટલે બધા જમનારા અને સ્વય શ્રીહરિ અને બીજા બધાપણ બહુ હસવા લાગ્યા ભગવાને તો સર્વ પક્તિઓમાં

सहासमित्थं तान् सर्वान् यथेष्टं परिवेष्य च। हस्तप्रक्षालनं कृत्वा पीठे तस्थौ ततः प्रभुः ॥३१॥ ललाटं शुशुभे तस्य श्रमस्वेदस्य बिन्दुभिः। मुक्ताफलानां दामन्या विभूषितमिवार्चकैः ॥३२॥ अतितृप्तांस्तथाचान्तान् स्वस्वावासगमाय सः। प्रीत आज्ञापयामास जग्मुस्ते च नराधिप! ॥३३॥ गतेषु तेषु भगवान्भोक्तुं तान् परिवेषकान्। आज्ञाप्य योषितस्ताश्च निजमन्दिरमाययौ ॥३४॥ कृष्णार्थं च स्वयं पाकं शुचिर्भूत्वा विधाय सः। तस्मै निवेद्य तच्छेषं बुभुजे धर्मधारकः ॥३५॥ भुक्त्वाथ सम्यक् स्वस्थानं ययुस्ते परिवेषकाः। ललिता भोजयामास तत' सर्वाश्च योषितः ॥३६॥ नापितेभ्यः कुलालेभ्यो ह्यन्नार्थिभ्यश्च सर्वश । देशान्त

सर्वेना पानो भराई जाय एरीते पीरस्यु ॥३०॥ श्रीहरि आ प्रकारे सर्वेने आनद अने हास उपजावता थका यथेष्ट पीरसीने, हस्तप्रक्षालन करीने, वेदीउपर विराजमान पोताना सिंहासनमा सराजमान थया ॥३१॥ ते समये भगवाननु ललाट पीरसवाना परिश्रमथी प्रकटेला परसेवाना जळना बिंदुओवडे पूजक भक्तजनोए मोतीओनी दामणीथी समनकृत कर्युं होयने शु ? एम शोभतु हतुं ॥३२॥ हे नराधिप ! ते पछी प्रसन्न थएला भगवाने अति तृप्त थइने चळु करवापूर्वक हस्तमुखनी शुद्धि जेमणे करी छे एवा सर्व भक्तजनोने पोतपोताने उतारे जवानी आज्ञा आपी भगवाने आज्ञा आपेला तेओ पोतपोताने उतारे गया ॥३३॥ तेओ पोतपोताने उतारे गया पछी भगवान् पीरसनारा मुनिओने अने नारीओने जमवानी आज्ञा आपीने पोताना मदिरमा पधार्या ॥३४॥ पोताना भवनमा पधारीने स्नानादिकथी शुद्ध थइने स्वय रसोई करीने श्रीकृष्णने निवेदन करीने तेमनु शेष (प्रसादी) अन्न जम्या केमके एमनु अवतरण धर्मरक्षण माटे छे, धर्मना रक्षके स्वार्थसारु पाक न करवो जोइए, माटे कृष्णार्थे पाक करीने तेमने निवेदन करीने अवशेष रहेलुज जम्या ॥३५॥ ते पछी पीरसनारा मुनिओ यथेष्ट जमीने स्वस्थानमा सीधाव्या एटले ललिताए सर्व स्त्रीयोने जमाडी ॥३६॥ ते

रीयलोकेभ्यः प्रादाच्चान्नं यथोचितम् ॥३७॥ दीयतां दीयतां चेति गृह्यतां गृह्यतामिति। शब्दो बभूवाविरतं नृपतेर्मन्दिरे तदा ॥३८॥ जनेभ्यो विभजन्ती तदन्नं प्रासादिकं हरेः । आसायमपि तस्यान्तं न लेभे ललिता तु सा ॥३९॥ हरेरेव प्रतापं तं जानती सातिविस्मया ।:तमेव सर्वभावेन भेजे नित्यमतन्द्रिता ॥४०॥ इत्थं नरेश ! प्रभुरन्नकूटमहोत्सवं सम्यगकारयत्सः । येनोज्ज्वला कीर्तिरभूज्जगत्यां तस्य क्षितीन्द्रस्य नृपैर्दुरापा ॥४१॥ आसंश्च दीपावलयो निशायां तथाहि पूर्वं हरमन्दिरादौ । सभा महत्याऽऽस च तत्र तस्यामुपाविशत् पीठ उदार ईशः ॥४२॥ इति श्रीसत्सङ्गिजीवने नारा:

---

પછી લલિતાએ બાકી રહેલું ભક્ષ્ય ભોજ્યાદિ અન્ન વાળંદ કુંભાર અને જે અન્નાર્થિઓ હતા તથા બીજા જે દેશાંતર થકી આવેલા હતા તે તમામને યથાયોગ્ય આપ્યું ॥૩૭॥ તે સમયે તે ઉત્તમ રાજાના ભવનમાં 'આપો આપો' અને 'ગ્રહણ કરો ગ્રહણ કરો' આવો લેનારા તથા આપનારાઓનો પરસ્પર પ્રયોગ કરેલો શબ્દ અવિરત પ્રવર્ત્યો હતો ॥૩૮॥ શ્રીહરિના પ્રસાદભૂત તે અન્ન પ્રસાદની આકાંક્ષાવાળા જનોને વિભાગ કરીને આપતાં તે લલિતા તેના અંતને તો સાયંકાળસુધી પણ પામ્યાં નહિ, અર્થાત્ સાયંકાળસુધી આપ્યા કર્યું પણ લેશ ખુટ્યું નહિ ॥૩૯॥ તે આ સર્વ ( અન્ન ન ખુટ્યું વિગેરે ) શ્રીહરિનોજ પ્રતાપ છે એમ જાણતાં લલિતા અતિવિસ્મય પામીને આળસે રહિત થઈ તેમનેજ સર્વ ભાવથી નિત્ય ભજવા લાગ્યાં ॥૪૦॥ હે નરેશ ! પ્રભુ શ્રીહરિએ આ પ્રકારે ઉત્તમ રાજાપાસે અન્નકૂટોત્સવ સર્વોત્તમ કરાવ્યો હતો. જે મહોત્સવ કરાવાથી ઉત્તમ રાજાની બીજા રાજાઓને દુર્લભ એવી ઉજ્જ્વળ કીર્તિ જગતમાં પ્રખ્યાત પામી હતી ॥૪૧॥ દીપોત્સવ દિવસે રાત્રિએ જેવી દીપપંક્તિઓ થઈ હતી તેવી આ ઉત્સવ દિવસની રાત્રિએ પણ હરિમંદિરાદિકમાં દીપપંક્તિઓ ચોગરદમ થઈ હતી. તે સમયે કોઈ મોટી સભા થઈ, તે સભામાં ભગવાન્ મહાસિંહાસનમાં વિરાજમાન થયા ॥૪૨॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...તૃતીયપ્રકરણે અન્નકૂટોત્સવે નિજ-

यणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे अन्नकूटोत्सवे निजपार्षदोत्तमादिनृपतिमण्डलसन्तर्पणे भगवत्परिवेषणलीलानिरूपणनामैकविंशोऽध्याय ॥२१॥

सुव्रत उवाच—सद स्याखिलभक्तौघवीक्ष्यमाणाननाम्बुज । श्रीनीलकण्ठ प्रोवाच सर्वानथ निजाश्रितान् ॥१॥ श्रीनारायणमुनिरुवाच—औद्धवे सम्प्रदायेऽस्मिन् सर्वे सत्सङ्गिसंज्ञिता । यूयं भवथ तन्नाम धार्यमन्वर्थक तत ॥२॥ सत्सङ्गेनैव मुक्ति स्यादि स्याचार्यमतं हि न । अस्तीति सत्सङ्गपदं निर्वच्मि शृणुताखिला ॥३॥ सच्छब्देन परब्रह्म साधवश्च तदाश्रिता । मोक्तास्तदीयो

---

પાર્ષદોત્તમાદિનૃપતિમંડળસંતર્પણે ભગવત્પરિવેષણલીલાનિરૂપણનામૈકવિંશોઽધ્યાયઃ ॥૨૧॥

## [1]અધ્યાય ૨૨ મો.

સુવ્રત-ઋષિ કહેછે—હે રાજન્ ! ત્યારપછી શ્રીનીલકંઠ ભગવાન્ પોતાના મુખારવિંદના મકરંદના પાનમા લોલુપતાવાળા, સભામા બેઠેલા સમસ્ત ભક્તસમૂહોએ ચંદ્રચકોર ન્યાયથી નીરખ્યુ છે મુખકમળ જેમનુ એવા થકા સર્વ નિજાશ્રિતો પ્રત્યે બોલ્યા ॥૧॥ શ્રીનારાયણમુનિ કહેછે—હે ભક્તો ! તમો સર્વે એકાગ્ર મનથી સાભળો આ ઉદ્ધવ સંપ્રદાયમા અમારા ચરણકમળના સમાશ્રયવાળા જે તમો સર્વે સાર્થક સત્સગિસંજ્ઞાથી પ્રખ્યાતિ પામ્યા છો તો આ 'સત્સગી એવુ નામ તમારે સાર્થક પ્રીતિથી ધારવુ-રાખવુ ॥૨॥ જે હેતુમાટે સત્સગજ નિઃશ્રેયસમા મુખ્ય ઉપયોગી છે અને આપણા આચાર્યો સત્સગનેજ નિશ્રેયસમાર્ગ માને છે માટે અમારા આશ્રિતોની 'સત્સગી' એવી સજ્ઞા સાર્થક કહેવાય છે હવે 'સત્સગ' એવા પદને તેની પ્રવૃત્તિનુ જે નિમિત્ત તેના નિર્વચનદ્વારા હુ વ્યાખ્યાન કરીશ તો તમો સર્વે એકાગ્ર મનથી સાભળો ॥૩॥ સત્ શબ્દથી પ્રતિપાદન કરવા ઇચ્છેલી આ ચાર બાબતો છે—પરબ્રહ્મ તેમના એક

---

૧ આ અધ્યાયમા ભગવાને પોતાના ભક્તોની મહાસભાના મધ્યમા કૃપાથી કરેલા સ સગદીપના પ્રકાશનો અનુવાદ કર્યો છે

धर्मश्च शास्त्रं चैतत्त्रिकाश्रयम् ॥४॥ तत्र विष्णुः परंब्रह्म योऽसौ कृष्णो नराकृतिः । नृत्वेऽपि दिव्यकर्मा च दिव्य एव नृनाट्यधृत् ॥५॥ तदुक्तधर्मसंस्था ये सद्भक्तास्ते तु साधवः । निरूप्यतेऽथ सद्धर्मः साक्षाद्भगवतोदितः ॥६॥ श्रीमद्भागवते प्राह नारदस्तं युधिष्ठिरम् । राजसूयमखस्यान्ते तमेवाहं ब्रुवे स्फुटम् ॥७॥ श्रीनारद उवाच—नत्वा भगवतेऽजाय लोकानां धर्महेतवे । वक्ष्ये

આશ્રયવાળા સાધુઓ, તેમનાજ એક સંબન્ધવાળો ધર્મ (ભાગવત) અને આ ત્રણનો અવબોધ આપનારૂં શાસ્ત્ર, આ ચાર છે ॥૪॥ તે ચારમાં પરંબ્રહ્મ વિષ્ણુ છે તે વિષ્ણુ સ્વેચ્છાથી સમયે મનુષ્યોના નયનગોચરતાને પામેલા ધૃતનરાકાર જે આ કૃષ્ણ છે એજ છે (શ્રીકૃષ્ણજ પરંબ્રહ્મ વિષ્ણુ છે) દૃશ્યમાન નરાકૃતિમાત્રથી કે મનુષ્યભાવને સહજ (મળનારી) એવી ચેષ્ટાથી તેમાં ઇતરસજાતીય જન્મની શંકા કરવી નહિ, કેમકે એમણે લોકોના અનુગ્રહ અર્થે નરનાટ્ય ધાર્યું છે, તો તે શ્રીકૃષ્ણનું કર્મ તથા વપુ દિવ્ય છે. આ જે નરાકૃતિ કૃષ્ણ તે પરંબ્રહ્મનો અંશ છે એમ પણ નથી (કેટલાક એમ માને છે) કિંતુ પરંબ્રહ્મજ છે. (નરાકાર શ્રીકૃષ્ણજ પરબ્રહ્મ છે એમ કહેવાથી—જે કેટલાકો 'જે ભક્તિ છે તે જ્ઞાનને માટે કલ્પાય છે' એમ માને છે તેનું ખંડન થઈ ગયું જાણવું, કેમકે જે જ્ઞાનની સીમા એજ ભક્તિ છે, ભક્તિથીજ એક સેવ્ય શ્રીકૃષ્ણજ પરંબ્રહ્મ છે, પણ જ્ઞપ્તિમાત્ર નિર્વિશેષ, તેથી (શ્રીકૃષ્ણથી) અધિક પર કાંઇ પણ પરંબ્રહ્મ નથી) ॥૫॥ તે લોકોના અનુગ્રહ અર્થે અવતરેલા પરંબ્રહ્મ ભગવાને જે નિઃશ્રેયસમાંજ મુખ્ય ઉપયોગી ધર્મો પ્રવર્તાવેલા છે, તે ધર્મમાંજ એક નિષ્ઠાવાળા તેમના જે ભક્ત સાધુઓ છે તે સચ્છબ્દવાચ્ય છે. જે સાક્ષાત્ તે ભગવાને કહેલો મોક્ષમાંજ મુખ્ય ઉપયોગી ધર્મ સચ્છબ્દવાચ્ય છે તેનું હવે નિરૂપણ કરૂંછું ॥૬॥ શ્રીમદ્‌ભાગવત પુરાણમાં પૂર્વે નારદજીએ રાજસૂય યજ્ઞને અંતે યુધિષ્ઠિર રાજા પ્રત્યે તે આ ધર્મ કહ્યો છે. તેજ ધર્મનો હું હવે સ્પષ્ટપણે અનુવાદ કરૂં છું ॥૭॥ હવે શ્રીમદ્‌ભાગવતમાં કહેલા આઠ શ્લોકોને શ્રીહરિ 'નારદ ઉવાચ' ઇત્યાદિકથી કહે છે—લોકાનાં ધર્મ-

सनातनं धर्मं नारायणमुखाच्छ्रुतम् ॥८॥ योऽवतीर्यात्मनोंऽशेन दाक्षायण्यां तु धर्मतः। लोकानां स्वस्तयेऽध्यास्ते तपो बदरिकाश्रमे ॥९॥ धर्ममूले हि भगवान्सर्ववेदमयो हरिः। स्मृतं च तद्विदां

હેતવે-લોકોના જે અભ્યુદય અને નિ શ્રેયસના સાધનભૂત ધર્મો છે, ક્ષય પામતા તે ધર્મોના સંસ્થાપન માટે પોતાના રૂપથી આ અવનિમાં અવતરેલા હોવાથી તે આ ભગવાન્ ધર્મહેતુ કહેવાય છે. અજાય-નરતનુ ધારી રહેલા છે પણ કર્મકૃત જન્મવાળા નહિ હોવાથી આ ભગવાન અજજ છે, 'अजायमानो बहुधा विजायते' 'अजोऽपि सन्नव्ययात्मा... सम्भवाम्यात्ममायया' એવી શ્રુતિ સ્મૃતિ છે. ભગવતે-માટેજ જન્મ ધારી થાય છે છતાં પણ પોતાના અસાધારણ પાડ્ગુણ્ય (જ્ઞાનાદિ છ ગુણો) ગુણયોગથી નહિ પ્રચ્યુતિ પામેલા છે, અર્થાત્ પાડ્ગુણ્યસપન્ન છે, 'ज्ञानशक्तिबलैश्वर्यवीर्यतेजांस्यशेषतः। भगवच्छब्दवाच्यानि विना हेयैर्गुणादिभिः॥'' આ સ્મૃતિએ છ ગુણો કહ્યા છે આથી પરંબ્રહ્મને અસાધારણ એવુ ઉભયલિંગપણું કહ્યુ, નિત્યનિર્દોષતા અને સમસ્તકલ્યાણગુણાકરતા આ બે પરંબ્રહ્મના અસાધારણ લિંગ છે, તે ભગવચ્છબ્દથી જણાવ્યા છે. આવા તે પરંબ્રહ્મને નમસ્કાર કરીને હું (નારદ) સનાતન ધર્મને કહીશ આ સનાતન ધર્મ પૂર્વે ભગવાન્ શ્રીનારાયણના મુખકમળથકી સાભળ્યો હતો. ક્યા તે નારાયણ? તો કહેછે કે-જે પૂર્વે ધર્મપ્રજાપતિ થકી દક્ષપ્રજાપતિની પુત્રી મૂર્તિ નામની પત્નીમા પોતાના અંશથી અવતરીને લોકોના કલ્યાણ કરવા બદરિકાશ્રમમા તપ કરતા થકા અદ્યાપિ રહેલાછે ॥૮-૯॥ સનાતન ધર્મના ઉપદેશથી શો અર્થ (લાભ) છે? તો મોક્ષમાર્ગની ઉપલબ્ધિ આથી થાય છે, કેમકે મોક્ષમાટે ધર્મ એજ માર્ગ છે એમ શાથી? તો ધર્મનુ મૂળ ભગવાન્ છે, એટલે ધર્મની ધર્મતામા ભગવાનજ મૂળ છે ધર્મતાતો શ્રેયમાં સાધન થવારૂપ જાણવી (શ્રેયમાં સાધન થાય એજ ધર્મની ધર્મતા છે) વેદવિધિબોધિત ધર્મોની પણ જે શ્રેય સાધનતા છે તે ફળપ્રદ ભગવાનની પ્રસન્નતાના ઉપાયપણેજ છે (ભગવાનની પ્રસન્નતામાં ઉપાય થાય છે માટે તે ધર્મો

राजन् ! येन चात्मा प्रसीदति ॥१०॥ सत्यं दया तपः शौचं तिति-

શ્રેયમાં સાધન થાય છે ) વેદવિધિબોધિત ધર્મો ક્રિયારૂપ હોવાથી જડ અને અસમર્થ છે તેનું આવું સામર્થ્ય નથી ( જડ હોવાથી ફળ આપવા સ્વયં સમર્થ થતા નથી ) માટેજ 'फलमत उपपत्तेः' એમ સૂત્રકાર કહેછે. તો આ રીતે ભગવાનની પ્રસન્નતા દ્વારાજ ધર્મોની ધર્મતા ( શ્રેયમાં સાધન થવું ) સિદ્ધ થતાં, નિઃશ્રેયસમાં સાધનતાપણુ ધર્મોની ન્યાય્યજ છે. એરીતે ધર્મનું મૂળ ભગવાન હોવાથીજ આ ધર્મ નિઃશ્રેયસનો માર્ગ થતાં, તેનો ઉપદેશ સફળ છે. શંકા– બીજા ઇન્દ્રાદિ દેવતાવિશેષોને અવલંબીને બધા વિધિઓ પ્રવર્તે છે અને લોકમાં તેઓ 'ફળપ્રદાતા છે' એવી પ્રસિદ્ધિ પણ છે, તો ભગવાનજ મૂળ છે એમ કેમ કહેવાય ? તો તેમ નથી. સર્વવેદમય હરિ છે–હરિજ સર્વવેદપ્રતિપાદ્ય છે. 'वेदैश्च सर्वैरहमेव वेद्यः' 'नारायणपरा वेदाः' 'वासुदेवपरा वेदाः' ઇત્યાદિ સ્મૃતિઓ છે. ઇન્દ્રાદિ દેવો પણ આ શ્રીહરિનીજ તનુ છે. તેમાં 'तत्सर्वं वै हरेस्तनुः' એવી સ્મૃતિ છે. તો વેદની ભિન્નભિન્ન દેવતાપરતા નથી કિંતુ ભગવત્પરતા છે. તેમાં પણ ફળપ્રદાતાતો તેના તેના શરીરી આ ભગવાનજ છે. તેમાં 'लभते च ततः कामान् मयैव विहितान् हि तान्' એવી સ્મૃતિ છે. શંકા–સર્વશરીરી પરમાત્માની સર્વે વેદપ્રતિપાદ્યતા ભલે હોય, તે તે ફળનું આપવાપણું પણ તે પરમાત્માનુંજ ભલે હોય, તે પરમાત્માની પ્રસન્નતાના ઉપાયપણેજ ધર્મોની ધર્મતા ભલે હોય અને તેથી ધર્મોની અભ્યુદય ( ઐહિક ફળ ) સાધનતા પણ પરમાત્મમૂળકતાજ ભલે હોય, પરંતુ તેટલામાત્રથી ધર્મોની નિઃશ્રેયસસાધનતા શી રીતે સંભવે ? કેમકે જ્ઞાનનીજ નિઃશ્રેયસસાધનતા છે ( મોક્ષમાં જ્ઞાનજ એક સાધન છે ) 'तमेवं विद्वानमृत इह भवति नान्यः पन्था अयनाय विद्यते' 'ऋते ज्ञानान्न मुक्तिः' એવી શ્રુતિ છે. સમાધાન–વિજ્ઞાનજ સાક્ષાત્ નિઃશ્રેયસનું સાધન છે એ સત્ય વાત છે, તે વિજ્ઞાનતો જો મન અનાદિ વિપરીત વાસનાથી વાસિત હોય તો નજ ઉદ્ભવે. કિંતુ આ પરમાત્માના આરાધનરૂપ, નિષ્કામપણે અનુષ્ઠાન કરેલા ધર્મથી આત્મા–મન પ્રસીદતિ–શુદ્ધ થાય છે.

क्लेशा शमो दमः । अहिंसा ब्रह्मचर्यं च त्यागः स्वाध्याय आर्जवम्

'धर्मेण पापमपनुदति' એવી શ્રુતિપણ છે અને એમાં तद्विदां-ધર્મના સ્વરૂપને પરમાર્થપણે જાણનારાઓનું स्मृतं-સ્મૃતિ 'इयाज सोऽपि सुबहून् यज्ञान् ज्ञानव्यपाश्रयः । ब्रह्मविद्यामधिष्ठाय तर्तुं मृत्युमविद्यया' એવું છે. તો ધર્મ નિઃશ્રેયસનો માર્ગ છે આ અર્થ સિદ્ધ થયો. માટે મોક્ષમાર્ગમાં પ્રવર્તેલાએ આગળ કહેવાશે એવો ધર્મ અવશ્યપણે જાણવો. અથવા— શંકા-'સનાતન ધર્મ કહીશ' એવી ધર્મની વૃથા સ્તુતિ કેમ કરો છો? તો તેમ નથી. આ પારમાર્થિક વિશેષણથી ધર્માભાસોની વ્યાવૃત્તિ (નિવારણ) કરી છે. તેતે પુરૂષોએ પોતાની બુદ્ધિથી ઉત્પ્રેક્ષા કરેલા, તેતે સંકેતને અનુસરનારાઓએજ ફક્ત સેવવા યોગ્ય એવા જે બીજા ધર્માભાસો છે તે સનાતન નથી, પરંતુ પુરૂષપ્રયુક્ત બુદ્ધિરૂપ દોષમૂળક હોવાથી આભાસજ છે. જે ધર્મ કહેવાશે તેતો સનાતન હોઇને સમય (સંકેત)ના પ્રવર્તક પુરૂષની બુદ્ધિરૂપ દોષથી ડોળાએલો નથી. શંકા-વેદવિધિબોધિત ધર્મોની સનાતનતા શી રીતે સંભવે? કેમકે તેનો પ્રવક્તા કોઈપણ પુરૂષ હોવોજ જોઇએ? તો તેમ નથી. **ધર્મનું મૂળ ભગવાન છે.** જે આ અનાદિ અને અનંત છે એજ ભગવાન્ આ ધર્મનું મૂળ છે. ધર્મોનો અવબોધ આપનારા વેદોનું મૂળ ભગવાન છે માટે તે ધર્મોનું મૂળપણ ભગવાનજ છે એમ કહ્યું છે, તો પ્રવક્તા પરમાત્માની સનાતનતા હોવાથી ધર્મોની સનાતનતા સંભવે છે. શંકા-ભગવાન્ અનાદિ અને અનંત ભલે હોય, તેટલામાત્રથી તેમણે નિર્માણ કરેલા વેદોની પરમાત્માના જેવી સનાતનતા શી રીતે ઘટે? ભારતાદિકની અપેક્ષાએ પ્રાચીનતાતો ઘટે? તો તેમ નથી. **સર્વવેદમય હરિ છે**-સર્વ વેદો તે અનાદિઅનંત એવા ભગવાનનું રૂપાંતર છે, વેદનામની શબ્દમયી મૂર્તિથી તે ભગવાનજ સદા પ્રકાશે છે, તો વેદોનો સ્વતઃપ્રમાણતારૂપ વિશેષ જણાવ્યો છે. (ઈશ્વરે ઉચ્ચારેલા હોવાથી વેદોનું પ્રામાણ્ય છે એમ નૈયાયિકો માને છે. મીમાંસકો તો વેદોનું સ્વતઃપ્રામાણ્ય માને છે. આજ પક્ષ સમુચિત છે એમપણ જણાવ્યું છે) શંકા-મન્વાદિ સ્મૃતિઓ ધર્મનો બોધ કરેછે, સ્મૃતિઓતો અર્વાચીન (પ્રાચીન નથી) છે, તો ધર્મ

॥११॥ सन्तोषः समदृक्सेवा ग्राम्येहोपरमः शनैः । नृणां विपर्ययेहेक्षा मौनमात्मविमर्शनम् ॥१२॥ अन्नाद्यादेः संविभागो भूतेभ्यश्च यथार्हतः। तेष्वात्मदेवताबुद्धिः सुतरां नृषु पाण्डव ! ॥१३॥

સનાતન શી રીતે હોઈ શકે ? તો તેમ નથી. સ્મૃતિકારો યોગબળથી અનંત શાખાઓને જાણનારા છે, તેઓ વેદાર્થોનેજ સ્મરણ કરેછે, તો સ્મૃતિમૂળ એવોપણ ધર્મ સનાતનજ છે. જે આ ધર્મના અનુષ્ઠાનથી આત્મા-મન પ્રસન્ન થાય છે. હે રાજન્ ! તે ધર્મને હું કહીશ ॥૧૦॥ એરીતે ધર્મમૂળ વેદનાં વખાણ કરીને, હવે મોક્ષાર્થિઓને અત્યંત અપેક્ષિત સામાન્ય ધર્મોને પાંચ શ્લોકથી કહેછે—सत्य-યથાદૃષ્ટાર્થ ( જેવું દેખ્યું હોય તેવું ) ભૂતહિતકારી વચન, दया-પરદુઃખની અસહનશીલતા, तप-કૃચ્છ્રચાંદ્રાયણાદિ, शौच-કાયિક, तितिक्षा-સુખદુઃખાદિ દ્વન્દ્વની સહનશીલતા, ईक्षा-આત્મા અનાત્માનો વિવેક, शम-અંતર ઇન્દ્રિયનો નિગ્રહ, दम-બાહ્ય ઇન્દ્રિયોનો નિગ્રહ, अहिंसा-પ્રાણિપીડા નહિ કરવાના વ્રતમાં નિષ્ઠા, ब्रह्मचर्य-અષ્ટપ્રકારે સ્ત્રીસંગની રહિતતા, त्याग-યથાકર્મ પ્રાપ્ત થએલા પદાર્થોમાં મમતાત્યાગ અથવા સત્પાત્રમાં દાન, स्वाध्याय-અધ્યયનશીલતા, आर्जव-ત્રણેય કરણ-( મન વચન અને કર્મ ) થી અકુટિલતા, संतोष અયત્નથી પ્રાપ્ત થએલા દેહયાત્રામાત્રથી પણ સંતોષશીલતા, समदृक्सेवा-શત્રુમિત્રમાં સમદૃષ્ટિવાળા (મહાત્માઓ)ઓની સેવાપરાયણતા, ग्राम्येहोपरम-ગ્રામ્ય-શબ્દાદિ વિષયોમાં ધીમે ધીમે ઈહા-ચેષ્ટાનો ઉપરમ-એષણાત્યાગ, नृणां विपर्ययेहेक्षा-મનુષ્યોની જે વિપરીત ચેષ્ટા છે તેનું દુઃખમાંજ પર્યવસાન થાય છે એવો વિચાર, ( તેમાં દુઃખપરિણતિરૂપ દોષનું ચિંતન કરવું ) मौन-વાણીનો નિયમ, आत्मविमर्शन-આત્મા જ્ઞાનૈકઘન છે અને ત્રિગુણથકી અત્યંન વિલક્ષણ છે એવું વારંવાર વિચિંતન કરવું, પોતાની દેહયાત્રામાં ઉપયોગી એવાપણ અન્નાદિકનો ભૂતોને યથાયોગ્ય વિભાગ કરી આપવો, ભૂતમાત્રમાં પોતાના ઈષ્ટદેવની બુદ્ધિ, ( એકજ અંતર્યામી ઈષ્ટદેવે વ્યાપ્ત હોવાથી ભૂતોમાં ઐકાત્મ્યબુદ્ધિ રાખવી ) મનુષ્યોમાં તો વિશેષપણે તેવી આત્મ દેવતાબુદ્ધિ રાખવી, મોટા બ્રહ્માદિકોનાપણ પરમ આત્મા હોવાથી ગતિભૂત

श्रवणं कीर्तनं चास्य स्मरणं महतां गतेः । सेवेज्यावनतिर्दास्यं सख्यमात्मसमर्पणम् ॥१४॥ नृणामयं परो धर्मः सर्वेषां समुदाहृतः । त्रिंशल्लक्षणवान्राजन्सर्वात्मा येन तुष्यति ॥१५॥ इत्थं श्रीनारदः प्राह सतो धर्मान् युधिष्ठिरम् । तेषामर्थं तत्त्वतोऽहं कथयामि समासतः ॥१६॥ तत्र सत्यं तु जीवनां हितकृद्वचनं मतम् । परदुःखासहिष्णुत्वं दया नत्वात्मबन्धकृत् ॥१७॥ यया

શ્રીકૃષ્ણ ભગવાનની શ્રવણ–કીર્તન–સ્મરણ–સેવન–પૂજન–નમસ્કાર–દાસ્ય–સખ્ય અને આત્મનિવેદન; આ નવ પ્રકારના ભક્તિના પર્વભેદો, હે રાજન્! સર્વ નરોનો આ સત્યાદિ ત્રીશ લક્ષણવાળો પરો ધર્મ–વર્ણ આશ્રમ વિશેષના નિયમની અપેક્ષા વિના (અમુક વર્ણના કે અમુક આશ્રમના હોય તેણેજ પાળવાના છે એમ નહિ) નિઃશ્રેયસમાટે સર્વ કોઇને અનુગત (સર્વસાધારણ) ધર્મ કહ્યો છે, જે ધર્મના અનુષ્ઠાનથી પરમાત્મા પ્રસન્ન થાય છે ॥૧૧–૨૫॥ હે ભક્તો ! આ પ્રકારે શ્રીનારદજીએ સચ્છબ્દવાચ્ય સત્યાદિ ધર્મો યુધિષ્ઠિર રાજાને કહ્યા છે તે સત્યાદિકનું વિવેચન સ્પષ્ટ જ્ઞાનમાટે સંક્ષેપમાં હું કહુંછું ॥૨૬॥ તેમાં સત્ય–તો યથાદૃષ્ટાર્થ (જેવું દેખ્યું હોય તેવું) જીવોના હિતને કરનારૂં વચન માનેલું છે. યથાદૃષ્ટાર્થ હોયપણ જે ભૂતોને ઉપઘાત કરનારૂં હોય તે સત્ય ન કહેવાય, કેમકે ધર્મ ભૂતોના શ્રેયસારૂ પ્રવર્ત્યો છે, જે પ્રાણિઓને પીડા કરનારૂં હોય તે યથાદૃષ્ટાર્થ હોય તોપણ તે ધર્મ કેમ હોઈ શકે ? માટે જે યથાદૃષ્ટાર્થ ભૂતહિત વચન એજ સત્ય કહેવાય. દયા–પરપીડાની અસહન શીલતા., તેતો યથાધિકાર યથાયોગ્ય પરપીડાને નિવારણ કરનારી માનીછે, માટેજ મુમુક્ષુએ બધો સંગ છોડી દીધા પછી પોતાને બન્ધન કરે એવા પરપીડાંના વિનિવારણ વ્યાપારમાં દયાશીલેપણ પ્રયત્ન કરવો નહિ, જેથી ઋષભદેવના પુત્ર ભરતજી દયાપરવશતાથી મૃગબાળકના દુઃખના નિવારણમાં પ્રવર્તતાં બન્ધનને પામ્યા હતા. વળી જે દયાએ કરીને પોતાની અને પોતાના અનુયાયી–પોતાના આશ્રયથી જીવતા સંબન્ધિ આદિ જનોની અપકીર્તિ થાય, આવી દયાપણ અમારા મતમાં ધર્મપદને યોગ્ય નથી. (જેમ પતિએ કે બન્ધુઓએ દોષશંકાથી પરિત્યાગ કરતાં અન્ય

भवेदपयशः स्वस्य वा स्वानुयायिनाम् । साप्यसार्क मते नूनं दया नैवास्ति सम्मता ॥१८॥ व्रतोपवासकृच्छ्राणि स्वधर्मश्च तपो मतम् । शौचं तु द्विविधं प्रोक्तं बाह्यं चाभ्यन्तरं तथा ॥१९॥ तत्र बाह्यं मृदम्बुभ्यामस्पर्शात्पापकर्मणाम् । त्यागाच्च मद्यमांसादेस्तथा साङ्कर्यकर्मणः ॥२०॥ आभ्यन्तरं तु सर्वेषामात्मवच्छुभचिन्तनम् । मानसानां मलानां च सद्विचारेण शोधनम् ॥२१॥ यत्प्राप्तं देशकालाभ्यां दुःखं प्रारब्धकर्मणा । तत्सम्मर्षस्तितिक्षा युक्तायुक्तविवेचनम् ॥२२॥ शमस्तु मनसोऽक्षोभः पञ्चभिर्विषयैरपि । प्रोक्तो बाह्येन्द्रियाणां च निग्रहोऽकार्यतो दमः ॥२३॥

વસ્ત્રની અપૂર્તિને લીધે ક્લેશ પામતી કોઈ યુવતિનું તેનો ક્લેશ ટાળવા તેને અન્ન વસ્ત્રાદિ આપીને તેનું સંરક્ષણ કરવું વિગેરે ) આવી દયાથી પોતાની અપકીર્તિ થાય જેથી તે યોગ્ય નથી ॥૧૭-૧૮॥ તપ-એકાદશી જન્માષ્ટમી વિગેરે વ્રત, પ્રાયશ્ચિત્ત નિમિત્તના ઉપવાસો અને ચાંદ્રાયણાદિ કૃચ્છ્રો તથા વર્ણાશ્રમોચિત સ્વધર્મ, આ બધું તપ માનેલું છે. શૌચ-બાહ્ય આભ્યંતર એવા ભેદથી ભિન્ન બે પ્રકારના શૌચમાં બાહ્ય શૌચતો મૃત્તિકા અને જળથી મળની નિવૃત્તિ કરનારૂં સ્નાન તથા શ્વાન-ચાંડાળ-પાખંડી-પતિત વિગેરે અસ્પૃશ્યોના સ્પર્શનો ત્યાગ તથા મદ્ય માંસાદિકનો ત્યાગ તથા વર્ણસાંકર્ય કર્મનો ત્યાગ વિગેરે કહ્યું છે. આભ્યંતર શૌચ તો સર્વે ભૂતોનું આત્મવત્ શુભ ચિંતન કરવું અને મનસંબંધી કામક્રોધાદિ મળોની સદ્વિચારથી શુદ્ધિ કરવી વિગેરે માન્યું છે ॥૧૯-૨૧॥ તિતિક્ષા-દેશ કાળના વેગથી જે દુઃખ પ્રાપ્ત થાય અને આરબ્ધ કર્મથી જે દુઃખ પ્રાપ્ત થાય તેની ધૈર્યથી સહનશીલતા. (તેમાં દેશદુઃખ-પ્રવાસાદિકમાં દુર્ગમ વનમાં પ્રવેશ, પર્વત ઉપર ચઢવું ઉતરવું વિગેરેથી થતું દુઃખ કાળદુઃખ-શીત ઉષ્ણ વાયુ વૃષ્ટિ વિગેરેથી થતું દુઃખ આરબ્ધદુઃખ-ન ચિકિત્સા થાય એવો ક્ષયરોગ પિત્તપ્રકોપ ચોથીયો તાવ વાઇની વ્યાધિ વિગેરેથી થતું દુઃખ ) ઈક્ષા-યુક્તાયુક્તનું વિવેચન ॥૨૨॥ શમ-શબ્દાદિ વિષયોની સન્નિધિમાંપણ મનના ક્ષોભે રહિતતા. દમ-વાગાદિ બાહ્ય ઇન્દ્રિયોનો અકાર્યથકી નિયઙ

आक्लिष्ाया आमनुष्यात्प्राणिमात्रस्य सर्वथा । अद्रोहो बुद्धिपूर्वं यः सा त्वहिंसेति कथ्यते ॥२४॥ आत्मघातानाचरणं स्वर्गार्थमपि सोच्यते । ब्रह्मचर्यं चागृहिणामष्टधा स्त्रीवियर्जनम् ॥२५॥ गृहस्थानां तु तत्प्रोक्तं परस्त्रीसङ्गवर्जनम् । त्यागस्तत्स्वस्त्रियाश्चोक्तं व्रतश्राद्धादिपर्वसु ॥२६॥ अष्टधा पुरुषत्यागो विधवानां तदुच्यते । स्त्रीणां च सधवानां तत्परपुंसङ्गवर्जनम् ॥२७॥ त्यागः स्वशक्तितो दानं पदार्थानां स्त्रियं विना । स्वाध्यायः स्वोचितस्तोत्रमन्त्रादेः शक्तितो जपः ॥२८॥ आर्जवं वक्रतात्यागः सन्तोषोऽप्राप्तांशुकादिषु । दैवलब्धेष्वलम्बुद्धिस्तथा स्तेयस्य वर्जनम् ॥२९॥ ब्रह्मच-

॥२૩॥ અહિંસા-પ્રાણિમાત્રનો અદ્રોહ, અલ્પ પ્રાણવાળીપણ લીખોને આરભીને મનુષ્યપર્યંત કોઇને પણ બુદ્ધિપૂર્વક સર્વથા પીડા ન કરવી, સ્વર્ગાર્થે પણ તીર્થાદિકમાં આત્મઘાત કરવો એ પીડાજ છે, તેથીપણ નિવૃત્તિ પામવી એ અહિંસાવ્રત છે બ્રહ્મચર્ય-અષ્ટ પ્રકારે સ્ત્રીસગની રહિતતા, આવુ બ્રહ્મચર્યતો ઊર્ધ્વરેતા આશ્રમિઓમા (બ્રહ્મચારી-વાનપ્રસ્થ-સન્યાસી અને ત્યાગીઓમાં ) પ્રવર્તે છે ॥૨૪-૨૫॥ ગૃહસ્થોને તો બ્રહ્મચર્ય પરદારામાં અષ્ટ પ્રકારના સગે રહિતતારૂપ જાણવુ અને પોતાની પત્નીમાંતો ઋતુકાળ થકી અન્યત્ર સગે રહિતપણુ તથા વ્રત શ્રાદ્ધ અને પર્વ દિવસોમા પોતાની પત્નીના સંગનો ત્યાગરૂપ જાણવું વિધવા સ્ત્રીયોને તે બ્રહ્મચર્યતો ઊર્ધ્વરેતાઓની પેઠે અષ્ટપ્રકારે પુરૂષપ્રસંગના પરિત્યાગરૂપ જાણવુ સધવા સ્ત્રીયોનેતો ગૃહસ્થ પુરૂષની પેઠ પરપુરૂષના પ્રસગના પરિત્યાગરૂપ વિગેરે જાણવુ ॥૨૬-૨૭॥ ત્યાગ-પોતાની પત્ની વિના દાનયોગ્ય દ્રવ્યનુ સત્પાત્રમાં યથાશક્તિ દાન. સ્વાધ્યાય-પોતાને ઉચિત શાખાના મંત્ર સ્તોત્રાદિકનું યથાશક્તિ અધ્યયન ॥૨૮॥ આર્જવ-ત્રણેય કરણની વિરૂપતાનો ત્યાગ, એટલે જેવુ મનમા હોય એવુજ બોલવુ અને એવીજ ક્રિયા કરવી, મનમા કાઇક હોય અને બોલે ત્યારે કાઇક અને ક્રિયા કરે ત્યારે કાઇક, એમ નહિ કરવુ તે આર્જવ કહેવાય સતોષ-પ્રયત્ન વિના પ્રાપ્ત થએલા અલ્પ એવાપણ અન્નવસ્ત્રાદિકમા અલબુદ્ધિ જે સતોષ ન હોય તો ચોરીમા

र्यादिनियमैर्युक्तानां कृष्णसेविनाम् । सेवोक्ता समदृक्सेवा विनये-नानुवर्तनम् ॥३०॥ शनैः शनैर्ग्राम्यसौख्याद्विरामः संसृतिप्रदात् । अनुद्योगस्तदर्थं च ग्राम्येहोपरमो मतः ॥३१॥ प्रोक्ता विपर्ययेहेक्षा ग्राम्यसौख्याप्तये नृणाम् । बहुधा यतमानानां दुःखबाहुल्यदर्श-नम् ॥३२॥ वृथा प्रलापतो बुद्ध्या निवृत्तिर्मौनमुच्यते । देहात्पृथ-क्तया ज्ञानं जीवस्याऽऽत्मविमर्शनम् ॥३३॥ यथोचितं तु जीवेभ्यो दत्त्वैवान्नोदकादि च । तस्योपभोगाचरणं संविभाग इतीर्यते ॥३४॥ ज्ञात्वैव व्यापकं विष्णुं सर्वभूतेषु सन्नतिः । ज्ञेयाऽऽत्मदेवता-बुद्धिर्मानमत्सरवर्जनम् ॥३५॥ कथामृतस्य श्रीविष्णोः पानं श्रव-णमुच्यते । गुणानां गायनं तस्य प्रेम्णा कीर्तनमुच्यते ॥३६॥ तस्य मूर्तेर्हृदि ध्यानं नित्यदा स्मरणं मतम् । तस्य निश्छद्मभावेन सदा

---

प्रवृत्ति थाय ॥२९॥ समदृक्सेवा–ब्रह्मचर्यादि नियमोએ संपन्न अने श्रीकृष्णचरणना समाश्रयवाળा જે संतो छे ते आ समदर्शी કહેવાય, તેઓની विनयथी अनुवृत्तिपूर्वक सेवा करवी. ग्राम्येहोपरम–જન્મ મરણરૂપ સંસૃતિને આપનારા ગ્રામ્ય ભોગ થકી અને તેના ઉદ્યમો થકી દોષદર્શનથી ધીરે ધીરે વિરામ પામવો ॥૩૦-૩૧॥ विपर्ययेहेक्षा–ગ્રામ્યસુખ સારૂ બહુધા પ્રયત્ન કરનારા નરોને ક્ષણેક્ષણે અચાનક બહુ દુઃખ આવી પડે છે એવો વિચાર કરવો ॥૩૨॥ मौन–વૃથા પ્રલાપથકી સદસતના વિવેકવાળી બુદ્ધિથી નિવૃત્તિ પામવી તે. आत्मविमर्शन–આત્મસ્વરૂપનું દેહાદિકથી વિલક્ષણપણે વિચિંતન કરવું તે ॥૩૩॥ संविभाग–અન્ન જળાદિક જે કાંઈ વસ્તુ પ્રાણિઓને યથાયોગ્ય વિભાગ કરી આપીનેજ પછીથી અવશિષ્ટ રહેલા અન્નાદિકનો ઉપયોગ કરવો તે ॥૩૪॥ आत्मदेवताबुद्धि–વિષ્ણુને સર્વે ભૂતોમાં અંતર્યામી જાણીનેજ બધાય ભૂતોમાં ઈષ્ટદેવતાપણાની બુદ્ધિ કરવી તે. જે બુદ્ધિથી માન મત્સરાદિકનો પ્રસંગજ ન આવે. આવી બુદ્ધિ મનુષ્યોમાં તો વિશેષપણે કરવી ॥૩૫॥ श्रवण–શ્રીવિષ્ણુના દિવ્ય ગુણ ચેષ્ટિત કથામૃતનું પ્રેમથી કર્ણપુટવડે પાન કરવું તે. कीर्तन–ભગવાનના તેવા ગુણોનું પ્રેમથી ગાયન કરવું તે ॥૩૬॥ स्मरण–ભગવાનની દિવ્ય મૂર્તિનું સદા હૃદયમાં

सेवानुवर्तनम् ॥३७॥ विधिना पूजनं चेज्या तस्य शक्त्यनुसारतः । नमस्कारश्च साष्टाङ्गं तस्मा अवनतिर्मता ॥३८॥ परिचर्या तस्य दास्यं सख्यं स्नेहातिशायिता । सर्वथा तदधीनत्वं प्रोक्तमात्मसमर्पणम् ॥३९॥ सद्धर्म एष कथितस्त्रिंशल्लक्षणवान् परः । सच्छब्दार्थं इति त्रेधा तत्त्वतोऽत्र निरूपित ॥४०॥ सच्छब्दवाच्यमेतच्च त्रितयं यत्र वर्णितम् । स्यात्तत्सच्छास्त्रमुदितं सङ्क्षिप्तं वापि विस्तृतम् ॥४१॥ वेदाः श्रीमद्भागवतं नीतिश्च विदुरोदिता । विष्णोर्नामसहस्रं च गीता भागवती तथा ॥४२॥ शारीरकाख्यसूत्राणि याज्ञवल्क्यस्मृतिस्तथा । श्रीवासुदेवमाहात्म्यमिति तज्ज्ञेयमष्टकम् ॥४३॥ येऽनुसृत्ता भवेयुश्च सद्ग्रन्था एतदष्टकम् । तेऽपि सच्छास्त्रमित्युक्ता मुमुक्षूणां हितावहाः ॥४४॥ सच्छब्दार्थ इति प्रोक्त सच्छब्दार्थ

ધ્યાન કરવુ તે સેવા-નિષ્કપટ ભાવથી નિરતર તેમના ચરણની પરિચર્યા આચરવી તે ઇજ્યા-યથાશક્તિ ભગવત્પ્રતિમાની પૂજા કરવી તે અનવતિ-ભગવાનને સાષ્ટાંગ પ્રણામ કરવો તે દાસ્ય-દાસની પેઠે નિર્માન ભાવથી ભગવાનની સર્વદેશ સર્વકાળ અને સર્વ અવસ્થામા ઉચિત પરિચર્યાપરાયણતા તે સખ્ય-ભગવાનમા વિશ્વાસપૂર્વક અતિશય સ્નેહ કરવો તે આત્મસમર્પણ -સર્વથા ભગવાનને આધીન રહેવાનો અધ્યવસાય રાખવો તે ॥૩૭ ૩૯॥ એ રીતે સદ્ધર્મોનુ વ્યાખ્યાન કર્યું સત્યાદિ ત્રિશ લક્ષણે યુક્ત સર્વોત્તમ જે આ ધર્મ કહ્યો તેપણ સચ્છબ્દવાચ્ય છે આ પ્રકારે આ પ્રકરણમા ત્રણ પ્રકારે (ભગવાન, તેમના સાધુઓ અને તેમણે કહેલો ધર્મ) સચ્છબ્દાર્થ યથાર્થ પણે નિરૂપણ કર્યો ॥૪૦॥ સચ્છબ્દવાચ્ય આ ત્રણનુ જેમા સક્ષેપથી કે વિસ્તારથી સર્વાધિકપણે વર્ણન કર્યું હોય તે સચ્છાસ્ત્ર કહ્યુ છે ॥૪૧॥ તેમા પ્રધાન આ આઠ છે—વેદો, શ્રીમદ્ભાગવતપુરાણ, વિદુરનીતિ, વિષ્ણુ નામસહસ્ર, ભગવદ્ગીતા, શારીરકસૂત્રો, યાજ્ઞવલ્ક્યસ્મૃતિ, શ્રીવાસુદેવ માહાત્મ્ય, આ આઠ ગ્રન્થો સચ્છાસ્ત્ર જાણવુ ॥૪૨-૪૩॥ આ આઠ ગ્રથોને અનુસરનારા બીજાપણ જે નિબન્ધો મુમુક્ષુઓના હિતને કરનારા હોય

उच्यते । सतः कृष्णस्य सङ्गस्तु साक्षाद्भक्तिर्दृढं स्थिरा ॥४५॥ साधूनां च सतां सङ्गः सेवाऽर्चा तद्वच.स्थितिः । धर्माणां तु सतां सङ्गस्तदत्यागो विपद्यपि ॥४६॥ सतः शास्त्रस्य सङ्गस्तु कृष्णभक्त्यादिपुष्टये । श्रवणं कीर्तनं प्रीत्या पाठनं श्रावणं तथा ॥४७॥ एतेषां हि सतां सङ्गो येषामीदृग्भवेद्भुवि । सत्सङ्गिनस्ते कथिता. सम्प्रदाय इहौद्धवे ॥४८॥ एत एकान्तिका भक्ता कथ्यन्ते शास्त्रदर्शिभिः । सन्तो भागवताश्चैव सात्त्वता. साधवस्तथा ॥४९॥ भक्ता एते तु देहान्ते धाम गोलोकमुत्तमम् । लभन्ते राजते यत्र श्रीराधाकृष्ण ईश्वरः ॥५०॥ एतं विहाय सत्सङ्गं स-

---

તેઓપણ 'સચ્છાસ્ત્ર' એવા વ્યપદેશને યોગ્ય અમોએ માન્યા છે ॥૪૪॥ હે ભક્તો ! આ રીતે સત્ શબ્દનો અર્થ ચાર પ્રકારે નિરૂપણ કર્યા હવે સંગ શબ્દનો અર્થ કહુંછું—તેમા સત્ શબ્દથી કહેલા સાક્ષાત્ પરબ્રહ્મ કૃષ્ણનો સગતો તેમને વિષે સ્થિર (વિઘ્નોથી નહિ હણાએલી) દૃઢ (માહાત્મ્ય જ્ઞાનપૂર્વક પ્રેમથી) નવધા ભક્તિ કરવી તે ॥૪૫॥ સત્ શબ્દથી કહેલા સાધુઓનો સગતો તેમની ચદન પુષ્પાદિવડે પૂજા કરવી, તેમની અન્ન વ સ્ત્રાદિકના પ્રદાનથી પરિચર્યા કરવી અને તેમણે ઉપદેશ કરેલા ધર્મમાર્ગમા સ્થિતિ રાખવી વિગેરે સત્ શબ્દથી કહેલા ધર્મોનો સગતો મહાવિપત્તિમા પણ તેનો ત્યાગ ન કરવો તે ॥૪૬॥ સચ્છબ્દથી કહેલા શાસ્ત્રોનો સગતો ભગવાનમા ભક્તિની અભિવૃદ્ધિમાટે વારેવારે તેનુ પ્રીતિથી શ્રવણ કીર્તન પઠનાદિ કરવુ તે ॥૪૭॥ આ સચ્છબ્દવાચ્ય પરબ્રહ્માદિ ચારનો કહ્યો એવો સગ ભૂમિમા જે જનોને થાય તેઓ આ ઉદ્ધવ સપ્રદાયમા 'સત્સગી' કહ્યા છે ॥૪૮॥ આજ સત્સગિઓને એકાતિક, ભક્ત, સત્, ભાગવત, સાત્વત, સાધુ, આ છ સજ્ઞાથીપણ શાસ્ત્રદર્શીઓ વ્યવહાર કરેછે ॥૪૯॥ આ સત્સગિ ભક્તોતો દેહને અતે ઉત્તમ ગોલોક નામના ધામને પામીને તેમા વિરાજમાન શ્રીરાધાસહિત કૃષ્ણ સર્વેશ્વરેશ્વરને પામેછે ॥૫૦॥ સત્સગિ શબ્દનો અર્થ કહેવાના પ્રસગથી વર્જવાવાસ્તે અસત્સગ શબ્દાર્થનેપણ નવ શ્લોકથી કહેછે—જે જનો પૂર્વોક્ત સત્સગનો ત્યાગ કરીને, કહ્યા થકી ભિન્ન

ऋन्तेऽन्यत्र येऽसति । कुसङ्गिनस्ते विज्ञेया असदीशादिसङ्गिनः ॥५१॥ कालो माया स्वभावश्च कर्म तामसदेवताः । अस्वातन्त्र्यादिमे प्रोक्ता असदीश्वरसंज्ञकाः ॥५२॥ कालाद्युपासका विष्णुं विहाय परमेश्वरम् । श्रुतिस्मृतिविरुद्धेहा असन्तः साधुसंज्ञकाः ॥५३॥ दम्भमानकलिक्रोधहिंसालोभस्मरादयः । अधर्मसर्गजाः पापा असन्तो धर्मविभ्रमाः ॥५४॥ असदेतत्त्रयं यत्र वर्णितं स्यान्निजेच्छया । असच्छास्त्रं तु तत्प्रोक्तमल्पं वा महदस्तु तत् ॥५५॥ एतच्चतुष्टये सक्ता ये नरा असति ध्रुवम् । कुसङ्गिनस्त एवोक्ता दम्भभक्तादिनामकाः ॥५६॥ जना असद्वियस्त्वेते पाषण्डिगुरु-

અસતમાં ( આગળ કહેશે એવા અસત્ ચારમાં ) સંગ પામેછે. અસત્ ઈશ્વર, ( ૨૭ તમના પ્રવર્તક દેવતાંતર ) અસત્ સાધુ, અસત્ ધર્મ અને અસત્ શાસ્ત્રના સંગવાળા જે જનો છે તે કુસંગી જાણવા, કેમકે તેઓને કુત્સિત એવા અસત્ ઈશ્વરાદિકનો સંગ વર્તે છે ॥૫૧॥ કયા તે અસત્ ઈશ્વરો? તો કહેછે—કાળ માયા સ્વભાવ કર્મ અને તામસ દેવતાઓ, આ સર્વે અસ્વતંત્ર ( પરતંત્ર ) હોવાથી અસત્ ઈશ્વર સંજ્ઞાથી કહ્યા છે ॥૫૨॥ જેઓ સર્વેશ્વર વિષ્ણુનો ત્યાગ કરીને કાળાદિકની ઉપાસના કરનારા છે તેઓ સાધુવેષવાળા છે પણ શ્રુતિ સ્મૃતિ થકી વિરૂદ્ધ વ્યાપારવાળા હોવાથી અસત્ સાધુઓજ કહ્યા છે ॥૫૩॥ દંભ માન કલિ ક્રોધ હિંસા લોભ કામ આદિક દોષો અધર્મવંશ થકી થએલા પાપહેતુ છે, માટેજ તેઓ અસત્ હોઇને ધર્માભાસોનું મૂળ થાયછે, અર્થાત્ પોતપોતાની ઈચ્છાથી કલ્પેલા અસદ્ધર્મો કહ્યા છે ॥૫૪॥ જે શાસ્ત્રમાં અસત્ શબ્દથી કહેલા, અસત્ ઈશ અસત્ ધર્મ અને તે બન્ને પરાયણ અસત્ સાધુઓ; આ ત્રણનું દુરાગ્રહથી યથેચ્છ વર્ણન કર્યું હોય તે અસચ્છાસ્ત્ર કહ્યું છે. તે શાસ્ત્ર ભલે નાનું હોય કે મોટું હોય પણ તે અસચ્છાસ્ત્રજ છે ॥૫૫॥ જે નરો તે આ અસચ્છબ્દવાચ્ય કાળાદિ ચારમાં સંગને પામ્યા છે તેઓજ કુસંગી કહ્યા છે. આજ કુસંગીઓ દંભભક્ત, ધર્મધ્વજી, પાખંડી, નાસ્તિક, અસુર, આદિક સંજ્ઞાથી પણ કહેવાય છે. તેઓ દંભથી ભક્તાદિભાવને ભૂમિમાં પ્રખ્યાપન કરતા થકા

भिर्मुदः । वञ्चिता वित्तयोषादिग्रहणेस्तांस्त्यजन्ति हि ॥५७॥ सतः श्रयन्ते तेऽथैषां दृष्ट्वा शीलं तु दुष्करम् । हित्वा तानथ कुण्डा दीन् श्रित्वा क्रीडन्ति कीशवत् ॥५८॥ ततस्ते गुरुभिः साकं शिष्यसंज्ञाः कुसङ्गिनः । प्रयान्ति नरकान् घोरान् देहान्ते नात्र संशयः ॥५९॥ इति सत्सङ्गशब्दार्थदीप उद्दीपितो मया । ज्ञात्वा तेनान्वहं सन्तः सङ्गम्या ईश्वरादयः ॥६०॥ सत्सङ्गदीपकमिमं कुमतान्धकारनाशं समाश्रयति यः श्रुतिकीर्तनाभ्याम् । सोऽज्ञानसन्तमसतो भवबन्धहेतोर्मुक्तो भवत्यभिमतं लभते स सौख्यम् ॥६१॥ सुव्रत उवाच—श्रुत्वा गुरोर्वचनमेतदसंशयं ते भक्ता-

પોતે નરકમા પડતા થકા બીજાઓનેપણ પાડેછે ॥૫૬॥ તે આ અસત્ બુદ્ધિ વાળા કુસગી લોકો પાખડિગુરૂઓના ઉપદેશથી ઠગાઇને વિત્ત વનિતા વિગેરે વસ્તુઓના આહરણથી વારવાર ઠગાયા થકા અતે સુખલેશને નહિ પામીને દુ ખથી પીડા પામતા તે ગુર્વાભાસોને ત્યાગ કરેછે ॥૫૭॥ ગુર્વાભાસોને ત્યાગ કરીને પછી શ્રેયની કામનાથી સાચા સતોનો સમાશ્રય કરેછે, તે સતોએ આચરણ કરાતા અને ઉપદેશ કરાતા શીલાદિ નિયમને તો પોતાથી દુષ્કર માનીને તે આ સાચા સંતોને ત્યાગ કરીને, પછી વિષયભોગમાજ એક તત્પર એવા કુંડ ગોલકાદિક અસજ્જનોને આશરીને તેમની સાથે ગ્રામ્ય ભોગમા પ્રવર્તતા વાનરવત્ ક્રીડા કરેછે ॥૫૮॥ તેપછી શિષ્યસજ્ઞાને ધારી રહેલા તે આ કુસગિજનો તે ગુર્વાભાસોની સાથે દેહને અતે ઘોર નરકને પામેછે, એમા સશય નથી ॥૫૯॥ હે ભક્તો ! આ પ્રકારે તમારા તમામના હિતમાટે મેં સત્સગશબ્દાર્થદીપ ( સત્સગ શબ્દનો જે અર્થ તે રૂપ દીપ ) ઉદ્દીપન કર્યો છે તે આ દીપથી સત્ ઈશ્વરાદિકને જાણીને તેમનો સગ પ્રતિદિન તમારે કરવો ॥૬૦॥ જે જન મેં કહેલા, કુત્સિત મતરૂપ અધ કારને નાશ કરનારા, આ સત્સગદીપને પ્રતિદિન સાભળે છે અને કીર્તન કરેછે તે જન ભવબન્ધનમા કારણભૂત અજ્ઞાનરૂપ મહાઅધકારથકી નિર્મુક્ત થઇને અભિલાષિત પરમ સુખને પામેછે ॥૬૧॥ હે રાજન્ ! સશયરહિત તે આ ભગવાનના વચનને સાભળીને સતુષ્ટ થએલા તેમના ભક્તોએ તે

स्तदेकशरणा जगृहु· शिरोभिः । आज्ञापिता निजनिजां वसतिं ययुस्ते तेनाथ सोऽप्युटजमात्मन आजगाम ॥८२॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे अन्नकूटोत्सवे सत्सङ्गदीपप्रकाशननामा द्वाविंशोऽध्याय ॥२२॥

सुव्रत उवाच—ततो यमद्वितीयायां पोलिकापायसादिभिः । बहुलाज्यसितैर्भोज्यैरतर्पयद्यतीन्नृप· ॥१॥ तस्यां निशि सद·संस्थं चरितुं भूतले मुनीन् । आजिज्ञापयिषुं भूपः प्रोवाच हरिमानतः ॥२॥ उत्तम उवाच—अन्नकूटोत्सवे ह्यद्य ललितायास्तु सर्वथा । मनोरथस्त्वया सर्वो भक्तवत्सल ! पूरितः ॥३॥ एवमेव त्वया कार्यं प्रबोधन्युत्सवेऽपि च । नातिदूरे वर्तमाने जयाया अपि

---

આ વચન તદેકશરણ થઇને મસ્તકે ગ્રહણ કર્યું તે પછી ભગવાને આજ્ઞા આપેલા તે ભક્તો પોતપોતાને નિવાસસ્થાને ગયા અને ભગવાનપણ પોતાના નિવાસ ભવને પધાર્યા ॥૮૨॥ ઇતિ શ્રીસત્સંગિજીવને તૃતીયપ્રકરણે અન્નકૂટોત્સવે સત્સંગદીપપ્રકાશનનામા દ્વાવિંશોઽધ્યાયઃ ॥૨૨॥

## [1]અધ્યાય ૨૩ મો.

સુવ્રતમુનિ કહેછે—હે રાજન્! ત્યારપછી યમદ્વિતીયા (કાર્તિક શુકલ દ્વિતીયા) ને દિવસે ઉત્તમ રાજાએ ઘણુ ઘી સાકર જેમા છે એવા પોળીયો દુધપાક વિગેરે ઉત્તમ ભોજ્ય પદાર્થોવડે સમસ્ત મુનિઓને તૃપ્ત કર્યાં ॥૧॥ તે રાત્રિએ સભામા વિરાજમાન, મુનિઓને ધર્મપ્રચાર માટે નાનાદેશો પ્રત્યે મોકલવા પ્રવર્તેલા ભગવાનને પ્રણામ કરીને ઉત્તમ ભૂપતિ એમ બોલ્યા કે ॥૨॥ હે ભક્તવત્સળ! આપે લલિતાનો સમસ્ત મનોરથ આ અન્નકૂટમહોત્સવ કરાવીને સર્વથા સપૂર્ણ કર્યો તો આ સમીપમાંજ આવનારા પ્રબોધનીના ઉત્સવમા પણ કૃષ્ણમહોત્સવ કરાવીને જયાનો

---

૧ આ અધ્યાયમા ઉત્તમ ભૂપની પ્રાર્થનાથી પ્રબોધનીનો ઉત્સવ વિશેષપણે કરવાની ઈચ્છાવાળા ભગવાને મુનિજનો અને હરિજનોની પુર્ણિમાપર્યંત પોતાની પાસેજ કરેલી સ્થાપનાનો અનુવાદ કર્યો છે

तोषणम् ॥४॥ स्थितिमत्रैव कुर्वन्तु पूर्णिमान्तं यथासुखम्। सर्वेऽपि मुनयः स्वामिन्निल्यस्ति प्रार्थितं मम ॥५॥ विप्रादयो यथा पूर्वं गृह्णन्त्वन्नादि मद्गृहात्। निमित्तमात्रमेवाहं कर्ता कारयिता भवान् ॥६॥ सुव्रत उवाच—इत्युत्तमवचः श्रुत्वा पश्यन् दूरस्थितां जयाम्। तथास्त्विति हरिः प्राह प्रहसन्मुखपङ्कजः ॥७॥ जयान्तिकमथोपेत्य तत्तथाऽवददुत्तमः। सापि प्रीता स्वानुजाव-त्तत्सम्भारानचीक्लृपत् ॥८॥ हरिश्चाह मुनीन्सर्वान् भक्तांस्तत्र च सङ्गतान्। पूर्णिमावधि सर्वेऽपि यूयमत्र वसन्तु भोः! ॥९॥ आ

મનોરથ પણ લલિતાની પેઠેજ પરિપૂરણ કરવો ॥૩-૪॥ હે સ્વામિન્! બધાય મુનિઓ કાર્તિક શુક્લ પૂર્ણિમાપર્યંત સુખેથી અહીંજ નિવાસ કરી રહો ( જેથી આપના એકાંતિક ભક્ત મુનિજનોની પરિચર્યાનો અલભ્ય લાભપણ જયાને મળે અને મહોત્સવપણ સર્વજનોના મન નેનને આહ્લાદ કરનારો પ્રવર્તે ) તે આ મારી પ્રાર્થનાને આપ ભગવાન્ સ્વીકાર કરો ॥૫॥ જે બ્રાહ્મણાદિ ભક્તો અહીં રહ્યા છે તે સર્વ કોઈ યથાપૂર્વ મારાજ ગૃહથકી અન્નાદિ અપેક્ષિત વસ્તુને સુખેથી ગ્રહણ કરો સર્વના સ્વામી આપજ ઉત્સવાદિ કૃત્યમાત્રના કરનારા અને કરાવનારા છો હું તો એમા નિમિત્તમાત્ર છુ ॥૬॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! આવુ ઉત્તમ નૃપનુ વચન સાભળીને અને બહુ દૂર નહિ રહેલા ( ભક્તિ વિનયેયુક્ત) જયાને જોઇને ભગવાન્ હસતા હસતા તેમનો મનોરથ પરિપૂર્ણ કરવા 'તથાસ્તુ' એમ બોલ્યા ॥૭॥ તેપછી મનોરથની સિદ્ધિને પામેલા ઉત્તમ રાજાએ જયાને સમીપે જઇને ભગવાનની આજ્ઞા નિવેદન કરી જયાપણ મનમા પ્રસન્ન થઇને પોતાથી નાની બ્હેન લલિતાની પેઠે મહોત્સવોપયોગી સમગ્ર સામગ્રીનો સગ્રહ કરવા તત્પર થયા ॥૮॥ તેપછી ભગવાને સર્વ મુનિઓ અને અન્નકૂટોત્સવ ઉપર આવેલા દેશદેશના હરિજનોને એમ કહ્યુકે-( આ શ્રદ્ધા ભક્તિએ સપન્ન ઉત્તમ નૃપતિ પ્રાર્થના કરેછે, તેમનો મનોરથ પરિપૂર્ણ કરવા હું એવી આજ્ઞા કરૂં છુ કે ) તમો સર્વે મુનિઓ તથા હરિજનો પૂર્ણિમાપર્યંત અહીંજ નિવાસ કરો ॥૯॥ તમારામા જે બ્રાહ્મણાદિકો કાચા અન્નાદિકને લેનારા

मात्रादेर्ग्रहीतारो येऽत्र स्युर्ब्राह्मणादयः। नृपमोदिवणिग्गेहात्ते गृह्णन्तु यथा पुरा ॥१०॥ सिद्धान्नस्य च भोक्तारो ये स्युस्तैर्नृपमन्दिरे। भोजनीयं यथाकालं दिवसानि त्रयोदश ॥११॥ इति प्रोक्ता भगवता विप्राद्यास्ते तथाऽऽचरन्। सुखेन न्यवसंश्चैते भक्ता भूपेन सत्कृताः ॥१२॥ मुन्यादींस्तांस्ततो राजा यथेष्टं प्रतिवासरम्। प्रचुराज्यसितैः खाद्यैः प्रीणयामास भक्तितः ॥१३॥ सम्भावयन्नृपं सोऽपि भगवान्विविधानि च। कारयामास भोज्यानि जयया नृपमन्दिरे ॥१४॥ रमा च ललितामुख्या योषितस्तत्र सादरम्। पाकसिद्ध्यादि चक्रुस्ता निर्मानाः पूर्ववन्नृप! ॥१५॥ हरौ भक्तिं परां प्राप्ता जयापि ललितेव सा। आरभ्यैव

હો તેઓ યથાપૂર્વ ઉત્તમ નૃપની આજ્ઞાને અનુવર્તનારા મોદી વાણીયાના ઘરથકી અપેક્ષિત અન્નાદિકને ગ્રહણ કરો જેઓ સિદ્ધાન્ન (તૈયાર) ભોજનમાં યોગ્ય હોય તે સર્વે નૃપતિનાજ ઘરમાં યથાકાળ સુખેથી જમો એરીતે તમો સર્વે ત્રયોદશ દિવસો સુખેથી અહીંજ નિવાસ કરી રહો ॥૧૦-૧૧॥ હે રાજન્! આ પ્રકારે ભગવાને કહેલા મુનિઓ તથા વિપ્રાદિ ભક્તોએ તેમના કહેવાપ્રમાણે કર્યું અને ઉત્તમ ભૂપે સત્કાર કરેલા તે સર્વે સુખેથી ત્યાં રહ્યા ॥૧૨॥ તેપછી ઉત્તમ રાજાએ પ્રતિદિન મુન્યાદિ ભક્તોને પુષ્કળ ઘૃતથી ભરપુર, સાકરે સમિશ્રિત ઉત્તમ ભોજ્યાન્નવડે પ્રેમથી યથેષ્ટ તૃપ્ત કર્યા ॥૧૩॥ ભગવાન્ શ્રીહરિપણ મુનિજનોની પરિચર્યા-પરાયણ તે ઉત્તમ નૃપને સત્કાર કરતા થકા વિવિધ પકવાન્નો જયા પાસે નૃપમંદિરમા કરાવા લાગ્યા (આથી ઉત્તમ નૃપની ભગવાનની આગળ દાસભાવને સમુચિત અત્યન્ત પરતંત્રતા, તેવી પરતંત્રતાને લીધે પોતાની સધી સ્વાર્થપ્રવૃત્તિની નિવૃત્તિ અને સર્વત્ર રાજ્યકર્તવ્યમા પણ ભગવાનની સ્વતંત્રતા વ્યક્ત થાય છે) હે નૃપ! તેમાં મુખ્ય રમા લલિતા આદિક પૂર્વોક્ત અબળાઓ પૂર્વની પેઠ પાકસિદ્ધિ આદિક કૃત્યને નિર્માની થઇને ભક્તિ શ્રદ્ધાપૂર્વક કરવા લાગી ॥૧૪-૧૫॥ આ જયા પણ લલિતાની પેઠે શ્રીહરિમા પરા ભક્તિને પામીને તૃતીયા તિથિને આરંભીનેજ પ્રબોધનીના

तृतीयायाः प्रसिताऽभवदुत्सवे ॥१६॥ प्रभाशङ्करमुख्याश्च ब्राह्मणा अपि पूर्ववत् । गङ्गाद्या विप्रपत्न्यश्च विदधुः पाकमादृताः ॥१७॥ दृढबद्धकटिस्तत्र नित्यं पाकादि कारयन् । आनन्दयामास हरिर्जयां तां ललितामिव ॥१८॥ महादानान्यथ स्वस्रा कारयन् हर्येनुज्ञया । आनयामास नृपतिर्देयवस्तून्युदारधीः ॥१९॥ प्रश्नोत्तरैरनेकैश्च सभायां प्रत्यहं प्रभुः । सर्वानानन्दयामास कुर्वन्निःसंशयान् जनान् ॥२०॥ तृतीयायां प्रदोपेऽसौ कृष्णनीराजनोत्तरम् । नामसङ्कीर्तनं कृत्वा सदःसंस्थोऽब्रवीन्निजान् ॥२१॥ प्रष्टव्यं

ઉત્સવકર્મમાં અત્યંત તત્પર થયાં ॥૧૬॥ પ્રભાશંકરપ્રમુખ વિપ્રો અને ગંગાપ્રમુખ વિપ્રપત્નીઓ પણ યથાપૂર્વ આદરપૂર્વક પાક કરવા લાગી ॥૧૭॥ ભગવાનપણ ઉત્સવના કૃત્યમાં સ્વયં દૃઢ કટિબદ્ધ ( અતિ ઉદ્યોગે યુક્ત ) થઇને પ્રતિદિન તેમાં સ્વયં સન્નિધિ ( હાજરી ) આપીને પાકાદિ કરાવતા થકા તે જયાને લલિતાની પેઠે આનંદ આપતા હતા ( ભક્તજનોને આહ્લાદ આપવો એજ એમનો સ્વભાવ છે, આ સ્વભાવ સૌશીલ્ય ગુણના આવિષ્કારથીજ વૃદ્ધિ પામેછે, તો એનો આ અવસર છે ) ॥૧૮॥ તેપછી ઉત્સવ સમયે ભગવાનની આજ્ઞાથી બ્હેન જયા પાસે મહાદાનો કરાવા ઉત્તમ રાજાએ દાનયોગ્ય દ્રવ્યો મંગાવ્યાં, કેમકે આ ઉત્તમ ભૂપતિ ઉદારબુદ્ધિ-દેશ કાળ પાત્રમાં દાન આપવાનાજ એક અધ્યવસાયવાળા હતા ॥૧૯॥ પ્રભુ શ્રીહરિ પ્રતિદિન સભામાં વિરાજમાન થઈ, તેતે અનેકવિધ પ્રશ્નોત્તરોવડે તેતે ધર્માદિકમાં સંશયને ટાળતા થકા સર્વ જનોને આનંદ આપતા હતા ॥૨૦॥ તેપછી તૃતીયા તિથિએ પ્રદોષસમયે આ ભગવાન્ શ્રીહરિ શ્રીકૃષ્ણ ભગવાનની સંધ્યા આરતી કર્યાપછી ભગવન્નામસંકીર્તનને પરિસમાપ્ત કરીને, મહાસભામાં વિરાજમાન થઇને સર્વ આશ્રિતો પ્રત્યે એમ બોલ્યા કે ॥૨૧॥ હે ભક્તો ! આ ભૂમિમાં ભક્તિ ધર્મ સેવ્યા થકા સર્વ ફળને આપનારા થાયછે, ( ભક્તિ વિનાનો ધર્મ કે ધર્મ વિનાની ભક્તિ ફળને આપનારી થતી નથી ) એમાં સંશયજ નથી, માટે આ બાબતમાં જેને જે કાંઈપણ પુછવું હોય તે તમો મને પુછો ( તેમા જે જાણવા જેવું

यस्य यत्किञ्चिद्भवेत्पृच्छतु मां स तत् । निःसंशयं सेवितो यद्भक्तिधर्मौ फलप्रदौ ॥२२॥ हेमन्तसिंहो नृपतिस्तदानीं सद स्थित स्तं विनयेन नत्वा । सद्धर्मपुष्टिं हृदि कामयान पप्रच्छ च स्वस्य सहान्वयस्य ॥२३॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीय प्रकरणे प्रबोधन्युत्सवे दुर्गपुरे मुन्याद्यावासननामा त्रयोविंशोऽध्याय ॥ २३ ॥

राजोवाच—पुंसां स्त्रीणां च भगवन्सम्प्रदाय इहोद्धवे । धर्म रक्षा भवेद्येन साधनं ब्रूहि तद्धि मे ॥१॥ स्यात्सद्धर्मस्य संवृद्धि र्यथा कृष्णस्य च प्रभो ! । उपासनायास्तद्ध्रासस्तथा सम्यग्विरूपय ॥२॥ श्रीनारायणमुनिरुवाच—शृणु राजन् ! ब्रुवे तुभ्यं सद्धर्मा

છે તેને હું જણાવીશ ) ॥૨૨॥ હે રાજન્ ! આ સમયે સભામા બેઠેલા હેમતસિંહ ( જુનાગઢના જીણોભાઈ ) રાજા સપરિવાર પોતાની સદ્ધર્મ પુષ્ટિને હૃદયમા ઈચ્છતા થકા ભગવાનને પ્રણામ કરીને વિનયવિનમ્ર થઈને પુછવા લાગ્યા ॥૨૩॥ ઇતિ શ્રીસત્સંગિજીવને તૃતીયપ્રકરણે પ્રબોધન્યુત્સવે દુર્ગપુરે મુન્યાદ્યાવાસનનામા ત્રયોવિંશોऽધ્યાય: ॥૨૩॥

## [1]અધ્યાય ૨૪ મો.

હેમંતસિંહ રાજા પુછે છે—હે ભગવન્ ! આ ઉદ્ધવ સંપ્રદાયમાં પુરૂષો તથા સ્ત્રીઓને જે સાધન ( ઉપાય )થી સદ્ધર્મનુ સરક્ષણ ( તેમા દૃઢ સ્થિતિ ) થાય તે સાધન મને કહો ॥૧॥ વળી હે પ્રભો ! ભગવદુપાસના અને તેમા ઉપયોગી સદ્ધર્મની સવૃદ્ધિ જેથી થાય અને જેથી હ્રાસ-ક્ષય થાય તે બન્નેને વિવેચન કરી કહો ( જે બેના જાણવાથી જે પરિત્યાગ કરવા યોગ્ય હોય તેનો પરિત્યાગ થાય અને જે ગ્રહણ કરવા યોગ્ય હોય તેનુ ગ્રહણ થાય ) ॥૨॥ શ્રીનારાયણમુનિ કહેછે—હે હેમતસિંહ રાજન્ ! તમો સાવધતાથી સાભળો સદ્ધર્મના સરક્ષણમા શાસ્ત્રસમત પ્રધાન સાધન સત્સંગ ( સચ્છબ્દથી કહેવા સાધુઓનો સમાગમ ) જ સમજો અસતનો

[1] આ અધ્યાયમા સાભળવા ઈચ્છતા શ્રદ્ધાળુ હેમતસિંહ રાજાને ઉદ્દેશીને ભગવાને બહુ યુક્તિથી કરેલા ધર્મરક્ષાના ઉપાયના નિરૂપણનો અનુવાદ કર્યો છે

वनसाधनम् । सत्सङ्गमेव तन्मुख्यं विद्धि सच्छास्त्रसम्मतम् ॥३॥ दैवसम्पद्युजां सङ्गात्सद्धर्मोपासनाबलम् । विवर्धते क्षीयते तत्सङ्गाद्ध्यासुरसम्पदाम् ॥४॥ धर्मज्ञानविरक्तीनां भक्तेश्चापि निरूपणे । बाह्यवेषे चास्ति साम्यमुभयेषां च योषिताम् ॥५॥ तत्र निष्कपटं स्वीयश्रेयोर्थं दैवसम्पदः । प्रीतये च हरेर्नित्यं स्वधर्माद्याचरन्ति हि ॥६॥ स्त्रीद्रव्यरसमानादिप्राप्तयेऽन्ये तु दाम्भिकाः ।

---

સગ તો તેમા વિરોધી છે ॥૩॥ તેમા જે દૈવી સપત્તિએ સંપન્ન હોય તે સંત અને જે આસુરી સંપત્તિએ સંપન્ન હોય તે અસંત કહેવાય તે એમાં સતોના સગથી સદ્ધર્મ અને તે મૂળ જેમાં છે એવી ઉપાસનાનું બળ વૃદ્ધિ પામે છે અસતોના સગથી તો ક્ષય પામે છે ॥૪॥ દૈવી સંપત્તિએ યુક્ત સાધુ અને આસુરી સંપત્તિએ યુક્ત અસાધુનાં લક્ષણોને સંક્ષેપમાં ચાર શ્લોકોથી વિવેચન કરી કહેછે-તેમાં જે ધર્મ જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિએ સંપન્ન છે તે દૈવી સપત્તિએ યુક્ત માન્યા છે અને જે અધર્મ અજ્ઞાન અવૈરાગ્ય અભક્તિએ સપન્ન છે તેતો આસુરી સપત્તિએ યુક્ત માન્યા છે. તેમા 'કેને ધર્મ જ્ઞાનાદિ દૈવી સપદાની સમૃદ્ધિ છે અને કેને અધર્મ અજ્ઞાન આદિક આસુરી સંપદાની સમૃદ્ધિ છે' એવો વિચાર નિસરતાં, ધર્મ જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિનું શાસ્ત્રવચન કહેવાપૂર્વક લક્ષણ કહેવામા અને બાહ્યવેષમાં બન્નેય ( દૈવ આસુર ) સમાન હોય છે, કેમકે આસુરી સંપદાએ યુક્ત એવા કેટલાક દંભપ્રધાન મહાપાપિષ્ઠો દૈવી સંપત્તિવાળા જનોના જેવાં બાહ્ય ચિહ્નોને ધારીને અંતે અત્યત અનર્થ કરનારા થાય છે, માટે 'બન્ને પણ સમાન છે' એમ આ સ્થળે કહે છે ॥૫॥ તેમાં જેઓ નિષ્કપટપણે પરમાત્માની પ્રીતિનીજ સ્પૃહા રાખીને પોતાના શ્રેયમાટે ( પણ બીજાને ઠગવા માટે નહિ ) નિત્ય સ્વધર્માદિકને આચરણ કરે છે તેઓજ દૈવી સંપદાએ સપન્ન કહેવાય તે આ જનો બહુ કાળના પરિચયથી પરીક્ષા કરીનેજ જાણવા, કેમકે આ કલિકાળમાં દાંભિકો દૈવી સંપદાનું નાટ્ય કરનારા બહુ અસુરો હોય છે. તે આ દાંભિકો તો સ્ત્રી દ્રવ્ય રસ માનાદિપરાયણ હોઈને તેની પ્રાપ્તિમાટે કાપટ્યરૂપ પટ ( વસ્ત્ર ) થી પોતાનુ

धर्मादिवार्ता कपटाद्वाङ्मात्रेणात्र कुर्वते ॥७॥ फूत्कृत्य गुप्तं दं शन्तो मूषका इव ते शनैः। धर्मादिवार्ता कृत्त्वैतन्मूलच्छेदं हि कुर्वते ॥८॥ सदसद्व्यक्तिबोधोऽतो यथा स्यादुद्धवाध्वनि। मनुष्याणां तथा स्पष्टं तल्लक्ष्माद्यपि कथ्यते ॥९॥ निःश्रेयसाय जीवानां श्रीविष्णुर्भगवान्स्वयम्। आविर्भवति भूलोके स्वतन्त्र करु

દુષ્ટ સ્વરૂપ ઢાંકી દઇને ધર્માદિ વાર્તાને ઉપરથી વાણીમાત્રથી કરે છે પણ ધર્માદિકને સ્વયં આચરતા નથી તે આ દાંભિકો પ્રથમ મુખવાયુથી ફુંકી ફુંકીને પછીથી ગુપ્તપણે કરડતા ઉંદરની પેઠ ધીમે ધીમે ધર્માદિ વાર્તાથી લોકોને ઠગીને પછી બીજામાં રહેલા ધર્મ જ્ઞાનાદિકનો પણ મૂળ માથી ઉચ્છેદ કરેછે ( આ તો આસુરોમા પણ આસુર છે ) ॥૬-૮॥ માટે આ ઉદ્ધવાચાર્યે પ્રવર્તાવેલા મોક્ષમાર્ગમા વિચરતા મનુષ્યોને સત્-દૈવી સંપત્તિએ યુક્ત સાધુ અને અસત્-આસુરી સંપત્તિએ યુક્ત અસાધુ ઓની વ્યક્તિ-વિવેકથી બોધ જેમ સ્પષ્ટ થાય તેમ તેમનાં લક્ષણો વિગેરે હવે કહું છુ ।૯॥ જે સમસ્ત જગતની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયરૂપ લીલા જેમની છે એવા સર્વેશ્વરેશ્વર છે તેજ કરૂણાનિધિ શ્રીવિષ્ણુ ભગવાન્ પોતે જીવો કે જેમને કરણ કલેવરનો યોગ પણ વર્તે છે અને વેદરૂપ પ્રમાણપ્રકાશ પણ પ્રકાશમાન છે અને સ્મૃત્યાદિ ઉપયોગી ઉપકરણ પણ વર્તે છે પણ અનાદિ અવિદ્યારૂપ અંધકારથી આવરિત દૃષ્ટિવાળા હોવાથી મોક્ષમાર્ગને નહિ પામેલા છે તેઓને મોક્ષ પમાડવામાટે ભૂલોકમા પ્રાદુર્ભાવ પામે છે ક્યારે ? કયા કારણે ? એવા તો પ્રશ્નનો અવસર નથી, કેમકે તે ભગવાન્ સ્વતંત્ર છે જે કર્મપરવશો હોય તેઓનેજ કાળનિયમ કે દેશનિયમ કે હેતુનિયમ હોય જે અકર્મવશ્ય સ્વતંત્ર સર્વેશ્વરેશ્વર હોય તેને આવિર્ભાવમાં કાળ દેશાદિ નિયમની અપેક્ષા શી છે ? કાંઈ નહિ કિંતુ કરૂણાનિધિ તે ભગવાનનો કરૂણાપૂર જ્યારે ઉત્તરંગિત ( ઉછળતા તરંગો વાળો ) થાય ત્યારે અવતરેજ એમ કહેવાથી-કેટલાક વૈદિકમન્યો-'ભગવાન્ કેમ અવતરે ? ભલે અવતરે પણ ભૂમિમા કેમ અવતરે ? ભલે ભૂમિમાં અવતરે પણ હમણાં ( કલિયુગમાં ) કેમ અવતરે ? અવતરેલા પણ ભગવાન્

णानिधिः ॥१०॥ नरनारायणो दत्त ऋषभः कपिलादयः । रामकृष्णादयश्चास्यावताराः सन्ति भूरिशः ॥११॥ ते निहत्यासुरान्दुष्टान्धर्मसाधुसुरद्रुहः । धर्मं प्रवर्तयन्त्यत्र सेव्यास्ते मोक्षकाङ्क्षिभिः ॥१२॥ असुरांस्ते यथा घ्नन्ति यादृशास्तेऽसुरा यथा । जातास्तदादौ वच्म्यत्र श्रीमद्भागवतोदितम् ॥१३॥ सर्गारम्भे पुरा ब्रह्मा छाययैवात्मनोऽसृजत् । अविद्यां पञ्चपर्वाणं निजसर्गोपबृंहणाम् ॥१४॥ तमो मोहो महामोहस्तामिस्रं च तुरीयकम् । पञ्चमं त्वन्धतामिस्रमविद्यापर्व कीर्त्यते ॥१५॥ एतामविद्यां सृष्ट्वैव

અમાયિક (દિવ્ય) દેહવાળા કેમ હોય ?" ઇત્યાદિ કુતર્કને કરનારા જેઓ હોય તે આસુરોજ છે, એ અર્થ સિદ્ધ થયો ॥૧૦॥ શ્રીવિષ્ણુના નરનારાયણ દત્તાત્રેય ઋષભદેવ કપિલ રામ કૃષ્ણ આદિક અનેક અવતારો થયા છે કિં બહુના-બીજા પણ બહુ અવતારો થાય છે, તેમના અવતાર સ્વરૂપને કોણ જાણવામાટે સમર્થ થાય ? કોઈપણ નહિ તેમની કૃપાના પાત્રભૂત કેટલાકજ હમણા પણ જાણે છે. આ અવતારો ધર્મ સાધુ અને સુરોનો દ્રોહ કરનારા દુષ્ટ અસુરોને હણીને ભૂતળમા ધર્મને પ્રવર્તાવે છે માટે તેમને વિષે મનુષ્યને સજાતીય આકારમાત્રથી અન્યથા બુદ્ધિનો પરિત્યાગ કરીને તે આ અવતારો મુમુક્ષુઓએ સાક્ષાત્ સેવવા યોગ્ય છે ॥૧૧-૧૨॥ આ અવતારો અસુરોને જે પ્રકારે મારે છે તેનો પ્રકાર અને આસુરવિભૂતિને સ્પષ્ટપણે તમોને જણાવામાટે હમણા પ્રથમ આસુર સર્ગની ઉત્પત્તિનો પ્રકાર જે શ્રીમદ્ભાગવતમા કહ્યો છે તેને કહુંછુ ॥૧૩॥ પૂર્વે સૃષ્ટિના સમારંભ સમયે જગત્સૃષ્ટા બ્રહ્માએ પોતાની છાયાએ કરીને સર્ગ વિસ્તારમા ઉપયોગી અવિદ્યા સર્જી (અવિદ્યાવડેજ પ્રજાસર્ગની વૃદ્ધિ થાય છે) આ અવિદ્યા પચ પર્વે સપન્ન હતી તેના તે આ પર્વ કહ્યાં છે- તમ, મોહ, મહામોહ, તામિસ્ર અને અંધતામિસ્ર એમના લક્ષણો વિષ્ણુ પુરાણમા કહ્યા છે-'तमोऽविवेको मोह. स्यादन्त करणविभ्रमः । महामोहस्तु विज्ञेयो ग्राम्यभोगसुखैषणा ॥ मरण ह्यन्धतामिस्रं तामिस्र क्रोध उच्यते । अविद्या पञ्चपर्वैषा प्रादुर्भूता महात्मन. ॥' इति ॥૧૪-૧૫॥

तां तनुं विजहावजः । तमोरूपा निशा साऽभूदसुराणां बलं यत. ॥१६॥ एतत्तनुसमुद्भूता विधेर्जघनजास्तथा । असुरा यक्षरक्षांसि यभूवुर्दुःखहेतवः ॥१७॥ सर्गोऽधर्मात्तदा चाभूद्ब्रह्मपृष्ठोद्भवाद्यम् । कामलोभमदेर्ष्या रुट् हिंसा माया कलिर्भयम् ॥१८॥ मोहमत्सरमानाद्या अधर्मकुलनायकाः । एते ह्यसुरदेहेषु न्यूषुः सर्वे यथासुखम् ॥१९॥ तदाविष्टास्तु ते यक्षुं भोक्तुं पातुं च निर्दया. । ब्रह्माणं दुद्रुवुः सर्वे स तं देहं तदा जहौ ॥२०॥ एतन्स देहः सन्ध्याऽभूत्ता ते मूढाः प्रपेदिरे । त्रिषु लोकेषु ते दुष्टाश्चरन्तोऽभ्यार्दयंश्च तान् ॥२१॥ आसीत्तेषां जीवनं चाथैहिकामुष्मिकं सु

બ્રહ્માએ પંચપર્વા અવિદ્યાને ઉપજાવીને, તેને આરંભ કરનારી તે ઘોરરૂપ તનુનો ત્યાગ કરી દીધો તેમણે ત્યાગ કરેલી તે તનુ તમોરૂપ રાત્રિ થઈ કે જેમાં અસુરોનુ બળ વધે છે (તે રાત્રિને આશરીને અસુરો બળોદ્ધત થયા) ॥૧૬॥ આ બ્રહ્માની તનુ થકી ઉત્પન્ન થએલા તથા દેહાંતરને પામેલા બ્રહ્માના જઘન (કટીના અગ્ર ભાગ) થકી ઉત્પન્ન થએલા અસુરો યક્ષો અને રાક્ષસો સર્વ જીવોને દુ ખનાજ એક કારણભૂત થયા ॥૧૭॥ તે સમયે બ્રહ્માના પૃષ્ઠભાગથકી ઉત્પન્ન થએલા અધર્મથકી કોઇ પણ આ (આગળ કહીશ) સર્ગ ઉત્પન્ન થયો, જે સર્ગમાં અધર્મ કુળના નાયકો—કામ લોભ મદ ઈર્ષ્યા રોષ હિંસા માયા (કપટ) કળિ ભય મોહ મત્સર માન આદિક ઉત્પન્ન થયા આ કામાદિક સર્વે અસુરદેહોમા અવકાશ પામીને સુખેથી નિવાસ કરી રહ્યા ॥૧૮-૧૯॥ આ અધર્મસર્ગે પ્રવેશ કરેલા તે નિર્દય અસુરો કામાદિકથી અભિભૂત ચિત્તવાળા થઇને, માંસ ખાવા રૂધિર પીવા અને મૈથુન કરવા બ્રહ્માનીજ પાછળ દોડ્યા તે સમયે અસુરોથકી ભય પામેલા તે બ્રહ્માએ તે તનુનો તત્કાળ ત્યાગ કરી દીધો ॥૨૦॥ તેમણે ત્યાગ કરેલી તે તનુ સંધ્યા (સાયંતની) થઈ મૂઢમતિના તે અસુરો આ સ્ત્રીરૂપિણી સંધ્યાને પામ્યા તે આ કામ ક્રોધાદિકથી કલુષિત ચિત્તવાળા ક્રૂર અસુરો ત્રણ લોકોમા ભમતા થકા ત્રણ લોકોને પીડવા પ્રવર્ત્યા ॥૨૧॥ દુરાત્મા અસુરોને આ લોક પરલોકમા

गम्। अधर्मसर्ग एवैकमसुराणां दुरात्मनाम् ॥२२॥ तन्वाऽथ प्रभया विद्यातपोयोगसमाधिना। देवानृषीन् मनूंश्च ससर्ज विधिरादरात् ॥२३॥ साक्षाद्धर्मस्ततो जातो ब्रह्मणो दक्षिणस्तनात्। सह स्वपरिवारेण देवादिष्ववसच्च सः ॥२४॥ श्रद्धा मैत्री दया शान्तिस्तुष्टिः पुष्टिः क्रियोन्नतिः। बुद्धिर्मेधा तितिक्षा ह्रीर्मूर्तिर्धर्मस्य योषितः ॥२५॥ एता लक्ष्मीर्यथा विष्णुं शिवा वा शङ्करं यथा। शक्तयोऽनुव्रताः सन्ति तथा धर्मं हि सर्वदा ॥२६॥ शुभं सुखं प्रसादश्च क्षेमाभयमुदादयः। पुत्रा धर्मस्य तैः साकं तत्रोवास सुखेन सः ॥२७॥ सह सम्बन्धिभिर्धर्मो देवादीनां तु जीवनम्। आसीदत्र परत्रापि स एव सुखमीप्सितम् ॥२८॥ वपूंष्यधर्ममुख्यानां सन्त्यविद्यामयानि वै। विद्यामयानि सर्वेषां धर्मादीनां भवन्ति च ॥२९॥ दैवी सम्पदिति प्रोक्तः सान्वयो

ભોગમાટે અધર્મસર્ગજ એક પ્રધાન સાધન થઇ પડ્યો ( સર્વદા સર્વત્ર અધર્મથીજ ઉપભોગ કરવા લાગ્યા ) ॥૨૨॥ તે પછી બ્રહ્માએ પ્રભારૂપ તનુએ કરીને વિદ્યા તપ યોગ સમાધિરૂપ બળે સપન્ન થઇને દેવો ઋષિઓ મનુઓ અને મનુષ્યો આદરથી સર્જ્યા ॥૨૩॥ તેપછી તેજ બ્રહ્માના દક્ષિણ સ્તનથકી સાક્ષાત્ ધર્મપ્રજાપતિ પ્રકટ થયા આ ધર્મ પોતાના પરિવાર ( આગળ કહેશે ) સાથે દેવાદિકમા આવેશ કરીને સુખેથી રહ્યા ॥૨૪॥ ધર્મનો આ પરિવાર કહ્યો છે–શ્રદ્ધા મૈત્રી દયા શાંતિ તુષ્ટિ પુષ્ટિ ક્રિયા ઉન્નતિ બુદ્ધિ મેધા તિતિક્ષા હ્રી મૂર્તિ, આ તેર ધર્મની પત્નીઓ છે આ શ્રદ્ધાદિ શક્તિઓ લક્ષ્મીજી વિષ્ણુનેજ જેમ અને પાર્વતી શકરનેજ જેમ તેમ ધર્મને સર્વદા નિત્ય પતિવ્રતા ધર્મથી અનુવરેલીઓ છે શુભ સુખ પ્રસાદ ક્ષેમ અભય આદિક તે ધર્મના પુત્રો છે તે આ પરિવાર સાથે ધર્મ સુખેથી દેવાદિકમા નિવાસ કરી રહ્યો ॥૨૫-૨૭॥ તે દેવાદિકોને તો તે આ સપરિવાર ધર્મજ સર્વત્ર દેશમા સર્વત્ર કાળમા ઇપ્સિત સુખસાધન થયો ( અધર્મથી ઉપભોગમા તેઓની કદાપિ પ્રવૃત્તિ થતીજ ન હતી ) ॥૨૮॥ આ ધર્મવશના દેહો વિદ્યામય ( જ્ઞાનપ્રધાન ) છે અને

धर्मं आसुरी । सम्पच्चाधर्मसर्गस्तु हरिगीतासु विस्तरात् ॥३०॥ दैवी सम्पन्मोक्षकर्त्री बन्धकर्त्री मताऽऽसुरी । देवतास्वस्ति दैव्येवमासुरी चासुरेष्वपि ॥३१॥ देशकालक्रियासङ्गवैषम्याद्दैवतेष्वपि । आसुरी सम्पदायाति तदा तेऽप्यसुरा मताः ॥३२॥ यथा शच्याः प्रसङ्गेन पारिजाततरोः कृते । कृष्णेन भूरि युयुधे देवेन्द्रोऽप्यसुरेन्द्रवत् ॥३३॥ देशादीनां सतां योगादसुरेष्वपि कुत्रचित् । दैवी निविशते सम्पत्तदा देवा हि ते मताः ॥३४॥ प्रह्लादो दैत्यपुत्रोऽपि यथा नारदसङ्गमात् । दैवीं सम्पदमेवाऽऽप विष्णौ भक्तिं परां व्यधात् ॥३५॥ तस्यैव सङ्गाच्च यथा तत्पौत्रो बलिरा-

અધર્મવંશના તો દેહો અવિદ્યામય છે ॥૨૯॥ શ્રીભગવદ્‌ગીતામાં 'સપરિવાર જે ધર્મ છે તે દૈવી સંપત્તિ છે' એમ વિસ્તારથી કહ્યો છે અને 'જે અધર્મસર્ગ છે તેતો આસુરી સંપત્તિ છે' એમ વિસ્તારથી કહ્યો છે તેમાં જે દૈવી સંપત્તિ છે તે મોક્ષને કરનારી અને જે આસુરી સપત્તિ છે તે બન્ધન કરનારી માની છે. દેવાદિકમાં દૈવી સંપત્ અને અસુરાદિકમાં આસુરી સંપત્ રહેલી છે. તે આ દેવાસુરનો વિભાગ પૃથક્‌પણે સ્પષ્ટ દેખાય છે ॥૩૦-૩૧॥ એમ ન માનવું કે-દેવયોનિના બધાય દૈવી સંપદાએ સંપન્ન હોય અને આસુર યોનિના બધાય આસુરી સંપદાએ સંપન્ન હોય કેમકે દેશ કાળ ક્રિયા અને સંગની વિલક્ષણતાને લીધે દેવયોનિવાળા પણ કદાચિત્ આસુર વૃત્તિવાળા થાય અને અસુર યોનિવાળા પણ તે દેશ કાળાદિકની વિલક્ષણતાથી દૈવી સંપત્તિએ સંપન્ન થાય. જેમ દેવોના પણ ઇન્દ્રે ઇન્દ્રાણીના પ્રસંગથી પારિજાત તરૂનિમિત્તે ભગવાન શ્રીકૃષ્ણ સાથે અસુરેન્દ્રવત્ ઘણું યુદ્ધ કર્યું અનેઅસુરસુત પણ પ્રહ્લાદજી નારદજીના સમાગમથી દૈવી સંપદાને પામીને પરમ ભાગવત થયા. માટે દેવયોનિમાં જન્મેલા હોય કે અસુરયોનિમાં જન્મેલા ભલે હોય પણ જે દૈવી સંપદાએ યુક્ત હોય તે દેવોજ માન્યા છે અને આસુરી સંપદાએ યુક્ત હોય તે અસુરોજ માન્યા છે ॥૩૨-૩૫॥ માટેજ પ્રહ્લાદના પૌત્ર (પુત્રના પુત્ર) બલિરાજએ તેમનાજ સમાગમથી આસુર ભાવ ત્યાગ કરીને દૈવી

सुरम् । त्यक्त्वा भावं हरिं चक्रे स्ववशं दैवसम्पदा ॥३६॥ देशादीनां सदसतां सम्बन्धात्सम्पदोर्द्वयम् । इदं देवासुराख्याक्रन्मनुष्येष्वपि वर्तते ॥३७॥ देशादेरसतो योगाद्दैविका अपि मानवाः । आसुरीं सम्पदं प्राप्य लभन्ते ह्यसुराभिधाम् ॥३८॥ दुर्योधनस्याश्रयणाद्द्रोणभीष्मादयो यथा । आसन्नधर्मरुचयस्ततो दुर्योधनार्थितैः ॥३९॥ पातालस्थासुरैर्विष्टा देवा अप्यसुरा इव । नरनारायणाभ्यां ते कृष्णाभ्यां युद्धमाचरन् ॥४०॥ कृतकार्येषु दैत्येषु निर्गतेषु तदङ्गतः । पुनस्ते भगवद्भक्तिं चक्रिरे धर्ममाश्रिताः ॥४१॥ सतो योगात्तथा क्वापि देशादेरासुरक्रियाः । अपि देवाभिधां यान्ति दैवीं प्राप्यात्र मानवाः ॥४२॥ कदर्यपिङ्गला-

સંપદાએ કરીને ભગવાનને પોતાને વશ કરી દીધા ॥૩૬॥ એવીજ રીતે માનુષ યોનિમાં પણ તે આ દૈવ આસુર વિભાગ શુભાશુભ દેશ કાળાદિકના સંબન્ધભેદથી પ્રવર્તે છે ॥૩૭॥ તે બતાવે છે–દૈવી સંપદાએ સપન્ન એવા પણ મનુષ્યો કદાચિત્ અશુભ દેશાદિકના યોગને લીધે આસુર સપદાએ આવિષ્ટ થઇને આસુરી ક્રિયાને અનુષ્ઠાન કરે છે, ત્યારે તેઓ તે સ્વભાવથી 'અસુર' એવા વ્યવહારને યોગ્ય થાયછે જેમ ભીષ્મપિતા દ્રોણાચાર્ય આદિક દૈવી સંપદાએ સંપન્ન હતા પણ આસુરપ્રકૃતિ દુર્યોધનના સંબન્ધથી અધર્મરૂચિવાળા થયા. તે પછી દુર્યોધને પ્રાર્થના કરેલા પાતાળવાસી અસુરોએ અનુપ્રવેશ કરેલા તે દ્રોણ ભીષ્માદિકો દેવ–પ્રથમ દૈવી સંપદાવાળા હતા પણ અસુરોની પેઠે સાક્ષાત્ નરનારાયણરૂપ કૃષ્ણ અર્જુન સાથે યુદ્ધમા પ્રવર્ત્યા. કાર્ય કરી લીધા પછી તે અસુરો તેમના શરીર થકી નીકળી જતાં આસુર સ્વભાવે રહિત થએલા તે દ્રોણ ભીષ્માદિક યથાપૂર્વે દૈવ સ્વભાવે સંપન્ન થઇને ફરીથી ભગવદ્ભક્તિપરાયણ થયા હતા ॥૩૮-૪૧॥ તેજ પ્રકારે આસુર પ્રકૃતિવાળા પણ મનુષ્યો કદાચિત્ શુભ દેશાદિકના યોગથી દૈવી સંપદાને પામીને 'દેવ' એવા નિર્દેશને યોગ્ય થાય છે, જેમ અવંતી નગરીનો કદર્ય દ્વિજ (લોભાતુર) અને મિથિલા નગરીની પિંગળા વેશ્યા (કામાતુર) ગૂહરાજ શબરી ભીલડી (હિંસક)

याश्च दत्तात्रेयसमागमात् । यथाऽऽसुरक्रिया हित्वा पूज्या देवा इवाभवन् ॥४३॥ धर्मेण चाप्यधर्मेण सवंश्येनाश्रितात्मनाम् । देवासुराणामेतेषां वैरमस्ति परस्परम् ॥४४॥ छिद्राणि स्वस्वशत्रूणां ते पश्यन्त इतस्ततः । विचरन्ति त्रिलोक्यां वै स्वयूथैर्विजिगीषवः ॥४५॥ देशकालक्रियासङ्गान् सतो यर्हि श्रयन्ति ह । देवास्तर्हि जयन्त्येव धर्माद्यैर्निजवैरिणः ॥४६॥ देशादीनसतो यर्हि श्रयन्ते देवताः क्वचित् । तदा स्वनिष्ठाधर्माद्यैरसुरास्ता जयन्ति हि ॥४७॥ इत्थं देवाश्चासुराश्च स्वस्वयोः सम्पदोर्वशात् । व्यवह्रियन्ते लोकेषु तत्तन्नाम्ना द्विधा किल ॥४८॥ तत्रैवद्यासुरान्हन्ति धर्मसंरक्षणाय सः । कृतावतारो भगवान् द्वेधा तदधुनोच्यते ॥४९॥ प्रवृत्तिमार्गमाश्रित्य भगवान् यर्हि वर्तते । राम-

ईत्यादिको दत्तात्रेय रामचंद्र आदिकना समागमथी आसुर स्वभावने त्याग करीने दैवी संपदाने पामीने, देवो जेवा पूज्य थया हता ॥४२-४३॥ परस्पर नित्य वैर जेमने छे एवा धर्मवंश अने अधर्मवंशे प्रकृतिथी नियमथी आवेश करेला होवाथी ते देवो असुरोने वैर कायमथी अनुवर्ते छे. सपरिवार धर्मे प्रवेश करेला देवादिको अने सपरिवार अधर्मे प्रवेश करेला असुरादिको पोतपोताना शत्रुओने जीतवानी ईच्छाथी सदाय एक बीजानां छिद्रोने जोता थका पोतपोताना मंडळोनी साथे त्रिलोकीमा अहीं तहीं विचरे छे ॥४४-४५॥ ज्यारे देवो शुभ देश काळ क्रिया संगनो आश्रय करे छे त्यारे पोतामां उद्‌भवेला धर्मवंशना बळने पामीने पोताना वैरी असुरोने जीते छे. जो कदाचित् देवताओ अशुभ देश काळादिकनो आश्रय करे छे तो असुरो पोतामां (देवमां) अनुप्रविष्ट थएला अधर्म वंशना बळने पामीने ते देवताओने जीतेछे ॥४६-४७॥ आ प्रकारे देवो अने असुरो पोतामां रहेली दैवी आसुरी संपदाना वशपणाथी तेने देव असुर नामथी लोकमां बे प्रकारे व्यवहार कराय छे ॥४८॥

तेमां धर्मरक्षणमाटे धरामां धारण कर्यो छे अवतार जेमने एवा ते भगवान् बे प्रकारे आवा असुरोने हणे छे, ते भेदने हवे हुं कहुं छुं तेने

कृष्णादिरूपेण तदा तान् हन्ति हेतिभिः ॥५०॥ क्वचित्क्वचिच्च तन्निष्ठान्कामादीनान्तरासुरान् । ज्ञानोपदेशसङ्गेन स हन्ति नतु तत्तनूः ॥५१॥ निवृत्तिमार्गमाश्रित्य भगवान् यर्हि वर्तते । नारायणादिरूपेण तदा हन्त्यान्तरान्रिपून् ॥५२॥ स्वाभाविकान्हन्ति दोषान्कामादीनसुरस्थितान् । सांसर्गिकांश्च देवस्थान्नतु तेषां तनूः क्वचित् ॥५३॥ स एव भगवान् पुंभिर्धृतमानुषविग्रहः ।

સાવધતાથી સાંભળો ॥૪૯॥ જ્યારે ભગવાન્ શ્રીવાસુદેવ ભૂમિમાં રામ કૃષ્ણાદિ રૂપથી અવતરીને રાજ્યપરિપાલનાદિરૂપ પ્રવૃત્તિ ધર્મને આશરીને તે અસુરોને આયુધોવડે હણેછે. ત્યારે તો તેમની તનુઓના ઉચ્છેદરૂપ આ અસુરહનન કહેવાય છે. એજ ભગવાન્ કવચિત્ કવચિત્ અસુરોમાં રહેલા, (અંતરના) તેમની જીવિકારૂપ કામાદિ દોષોને કેવળ જ્ઞાનોપદેશરૂપ ખડ્ગથી નાશ કરેછે, પણ તે સ્વાભાવિક આસુરી સંપદાવાળા અને સાંસર્ગિક આસુરી સંપદાવાળા અસુરોના દેહોને નથીજ નાશ કરતા ॥૫૦-૫૧॥ જ્યારે ભગવાન્ ભૂમિમાં શ્રીનરનારાયણાદિ સાધુ સ્વરૂપે પારમૈકાંતિક ધર્મરૂપ નિવૃત્તિમાર્ગને આશરીને વર્તે છે ત્યારે અસુરોની અંદર પ્રવેશ કરી રહેલા, તેમની જીવિકારૂપ કામાદિ રિપુઓને જ્ઞાનખડ્ગથી છેદે છે. અસુરોમાં રહેલા સ્વાભાવિક કામાદિ દોષો અને સાંસર્ગિક-અસુર સંપદાવિષ્ટ જનના સંબન્ધથી આવેલા, દેવોમાં રહેલા કામાદિ દોષોને હણે છે, ક્યારેય પણ તેમની તનુઓને હણતા નથી. ભગવાનનું આ અસુરપ્રકૃતિમાત્ર હનનરૂપ ચરિત્ર તો તેને ચેતનોના નિઃશ્રેયસમાં અત્યત ઉપયોગી હોઇને તેમના સમુજ્જીવનમાં પર્યવસાન પામે છે, જેથી તેની શ્રેષ્ઠતા જણાવી છે ॥૫૨-૫૩॥ કૃપાથી લોકોપકારાર્થે માનુષ ભાવ જેમણે સ્વીકાર્યો છે, પરમવત્સળ, સૌશીલ્યના એક નિધિરૂપ એજ ભગવાન્ મોક્ષાર્થીએ તેમના માહાત્મ્યજ્ઞાનપૂર્વક તેમના માનુષાકાર યોગમા અન્યથા બુદ્ધિનો ત્યાગ કરીને 'સર્વ ઈશ્વરોના ઈશ્વર, સર્વના સુહૃદ, અમારા ઉજ્જીવન માટે ધાર્યું છે નરનાટ્ય જેમણે એવા છે' એવી પરા ભક્તિથી સેવનીય છે. જે સ્વરૂપ અક્ષર

उपासनीयः श्रेयोऽर्थमज्ञानतिमिरापहः ॥५४॥ स्वतन्त्रत्वात्स भगवान्प्रत्यक्षः क्वापि वर्तते । क्वचित्परोक्षवच्चासावदृश्यो वर्तते नृभिः ॥५५॥ अदृश्यः स यदा तर्हि तूपास्या तस्य सर्वथा । प्रतिमैवाथ साधूनां सेवा कार्या च पूजनम् ॥५६॥ निष्कामा

થકી પરતર, સર્વે ભૂતોનુ કારણ, સત્ય જ્ઞાન અનત, નિત્યમુક્તોએજ એક દર્શનીય, શ્રુતિએજ એક જ્ઞાતવ્ય છે તેને પ્રાકૃત પુરૂષો સેવવા માટે સમર્થ થતા નથી, માટેજ પરમ કૃપાનિધિ ભગવાન્ પોતાના આરાધનની સુકરતા સપાદન કરી આપીને સર્વને શ્રેય પમાડવા પોતાનાજ રૂપથી ધર્મરક્ષણના મિષથી પ્રકટ થાય છે આ ભગવાન્ અજ્ઞાન અધકારને હરનારા છે શકા–આ ભગવાન પણ નિયત કાળ વ્યવસ્થાવાળા ( અમુક કાળમાજ પ્રકટ થાય છે સર્વદા નહિ ) છે તો સર્વના સમાશ્રયમા આવે એમ કેમ હોઈ શકે ? તો તે સત્ય છે એમા વિશેષ છે તે સાભળો, ઈતર–પ્રાકૃતના જેવુ એમનુ જન્મ કાળવિશેષ નિયત ( અમુક કાળમાજ થાય એમ ) નથી તેમ કાળે પરિચ્છિન્ન ( અમુક કાળ સુધીજ રહે ) નથી, કેમકે આ તો સદા સર્વત્ર નિત્ય સમીપસ્થ છે, સતત ગતિ જેની છે એવા સૂર્યના જેમ ઉદય અસ્તમય થાય છે તેમ ભગવાનના જે અપરોક્ષ ( પ્રત્યક્ષ ) પરોક્ષ ભાવ છે એજ પ્રાદુર્ભાવ તિરોભાવ છે ( અપરોક્ષને પ્રાદુર્ભાવ અને પરોક્ષને તિરોભાવ કહે છે ) પર સ્વય સ્વતત્ર હોવાથી અમુક દેશમા કે અમુક કાળમા એવી નિયમની અપેક્ષા વિના ક્વચિત્ કદાચિત્ નયનગોચર થાય અને ક્વચિત્ તિરોહિત ( અતર્ધાન ) રહે જ્યારે અપરોક્ષતા ( પ્રત્યક્ષતા )ને પામે છે ત્યારે સુખેથી સેવનીય થાય છે તેજ પ્રકારે ભગવાનનુ જેમ સ્વાતન્ત્ર્ય છે તેમ ભક્તપરવશપણું પણ નિરવધિક વર્તે છે, માટે પ્રકટ થઈને અતર્ધાન પામેલા તે ભગવાનનાજ પ્રતિમાદિભૂત રૂપને તેથકી અનન્યભાવવડે ભજતા પુરૂષને તેના તેજ રૂપથી લોચનગોચર થાય છેજ. તો આ રીતે આ ભગવાન્ સર્વદા પ્રત્યક્ષભાવને યોગ્યજ છે, માટે તેમનુ પ્રેમપૂર્વક ભજન સુકર અને સુસુખ છે વળી તે ભગવાનના પ્રત્યક્ષ અનુભવથી નિત્યતૃપ્ત

अथ निर्लोभा निःस्वादा निष्परिग्रहाः । निःस्नेहा निर्ममा दान्ता निर्मानाः साधवो मताः ॥५७॥ तितिक्षवः कारुणिकाः सुहृदः सर्वदेहिनाम् । अजातशत्रवः शान्ताः साधवः साधुभूषणाः ॥५८॥ सन्तोऽपि द्विविधा ज्ञेया धीमन्तोऽल्पधियस्तथा । धीमन्तस्तत्र देशादीन् सत एवाश्रयन्ति हि ॥५९॥ हरेरदृश्यादपि ते भिया पूर्ववदात्मनः । वर्तन्ते सर्वथा धर्मे जानन्तस्तस्य नित्यताम् ॥६०॥ माहात्म्यबलमाश्रित्य हरेरन्ये तु निर्भयाः । असतो

એવા સાધુઓની સેવા પૂજા તેવા ભગવાનના પ્રત્યક્ષ ભાવને કરનારી થાય છે માટે તે કરવી ॥૫૪-૫૬॥ તે સાધુઓનું આ લક્ષણ છે-નિષ્કામપણુ, નિર્લોભપણુ, નિસ્વાદપણુ, નિષ્પરિગ્રહપણુ, નિસ્નેહપણુ, મમતાએ રહિતપણુ, જીતેન્દ્રિયપણુ, નિર્માનપણુ, ક્ષમાશીલપણું, દયાશીલપણુ, સર્વ દેહિઓ ઉપર સુહૃદપણું, અજાતશત્રુપણુ, ઉપશમશીલપણુ, ઇત્યાદિ છે સાધુઓને આ ગુણોજ આભૂષણભૂત છે ॥૫૭-૫૮॥ તે આ સાધુઓ પણ ધીમંત તથા અલ્પધીમંત આવા ભેદથી બે પ્રકારના જાણવા જેઓની ધી-બુદ્ધિ સત્ અસતના વિવેચનમા સમર્થ હોઇને રજ તમથી ક્યારેય પણ પરાભવ ન પામે તે ધીમત કહેવાય અને જેઓની ધી-બુદ્ધિ સત્ અસતના વિવેચનમા અધિક હોઇને પણ રજથી કે તમથી કદાચિત્ પરાભવ પામે તે અલ્પધીમત કહેવાય તેમા ધીમંત સાધુઓ સદ્બુદ્ધિને સમુત્તેજન આપનારા શુભ દેશ કાળાદિકનેજ આશરીને નિત્ય સત્વગુણને વધારીને, સર્વાન્તરાત્મા સર્વનિયામક પરમાત્મામા ચિત્તને જોડી દઇને, તેમની આજ્ઞાના ભગથી ભય પામીને તેમની આજ્ઞાને અનુસારે વર્તું એજ એક ધર્મમા તત્પર થઇને, સર્વથા ભગવત્પરાયણ વર્તે છે, અર્થાત્ સ્વેચ્છાથી અદૃશ્ય ભાવને પામેલા પણ ભગવાનનો અતર્યામી ભાવથી સદ્ભાવ સમઝીને, અપ્રત્યક્ષ એવાપણ તેમના થકી 'સર્વજ્ઞ અતર્યામી ભગવાન્ મારા પાપને જુવેજ છે' એમ ભય પામીને ભગવાનના પ્રત્યક્ષ ભાવમાજ જેમ એમ પોતાના નિષ્કામાદિ ધર્મમા સર્વ પ્રકારે વર્તે છે ॥૫૯-૬૦॥ બીજાતો બુદ્ધિનુ અલ્પ બળ છે માટે રજથી કે તમથી

देशकालादीन् सेवन्ते च निरङ्कुशाः ॥६१॥ तानधर्मः सह स्वस्य वंशयेज्जयति सत्वरम् । धर्मभ्रष्टा भवन्त्येव ततस्ते पापचेतस ॥६२॥ भक्तेषु द्विविधेष्वेषु प्रागुक्ता धर्मसंस्थिता । ये ते तु परमप्रीत्या सेवनीया मुमुक्षुभि ॥६३॥ नियमान् ब्रह्मचर्यादीन् जहुर्ये भयाद्दूरे । ज्ञानिनो भगवद्भक्तास्तद्वशोऽस्ति यत प्रभु ॥६४॥ अधर्मसर्गेण जिता भक्ताख्या ये तु निर्भया । ते महापा

પરાભવ પામતા અશુભ દેશ કાળાદિકના સસર્ગને પામીને તેનાથી ક્ષોભ પામતા પોતાની ભક્તતા કે સાધુતાનું અભિમાન કરીને (અમો મોટા ભક્તો કે સાધુઓ છીએ) તેવા અભિમાનથીજ કરવા માડેલા અસત્કર્મોથી પોતાની નિર્લેપતા માનીને (અમો તો નિર્લેપ છીએ) ભગવાનના મહિમાને અસ્થાનમા–પોતાના દુરાચારની અપાપજનકતામા સાધન માનીને (દુરાચારમા જે પાપજનક શક્તિ છે તે માહાત્મ્ય બળથી નાશ થાય છે એમ) પછી નિરકુશપણે પ્રવર્તે છે તે આ સાધ્વાભાસોને અજ્ઞ લોકો 'સાધુ એમ કહે છે આવા અલ્પધીમત સાધુઓને અધર્મ પોતાના વશના કામ લોભાદિવડે જલદી જીતી લેછે તે પછી તેઓ પાપચિત્તવાળા થઈને ધર્મભ્રષ્ટ થાય છે ॥૬૧–૬૨॥ આ બે પ્રકારના ભક્ત સાધુઓમા જે પ્રથમ સદ્ધર્મૈકપરાયણ અને સાક્ષાત ભગવાન્ પુરૂષોત્તમમા ભક્તિનિષ્ઠાવાળા છે તેઓજ પરમ પ્રીતિથી મુમુક્ષુઓએ સેવવા યોગ્ય છે પણ બીજા નહિ ॥૬૩॥ જે મહાસાધુઓ ધર્મ જ્ઞાનનો નહિ ઉચ્છેદ કરીને બ્રહ્મચર્યમા નિષ્ઠાવાળા થઈ, પ્રશાસિતા ભગવાનના સાંનિધ્ય થકીજ જેમ એમ અધર્માચરણ થકી ભય પામીને, પરાત્પર પુરૂષોત્તમમા પ્રેમરસપરિપૂર્ણ મનવાળા છે તેમના વશપણામા ભગવાન વર્તે છે માટે એમનો આશ્રય કરવાથી ભગવાનનુ પ્રત્યક્ષપણુ થાયજ ॥૬૪॥ જેતો અશુભ દેશાદિકના સેવનને લીધે કામાદિ અધર્મસગ જીતેલા, બાહ્ય લિગમાત્રથી ભક્ત નામથી વ્યપદેશ કરાતા, ભગવાનના માહાત્મ્ય બળના આશ્રયથી પાપાચરણ થકી નહિ ભય પામનારા છે તેઓ તો મુમુક્ષુઓએ મહાપાતકીની પેઠે તત્કાળ દૂરથી ત્યાગ કરવા યોગ્ય છે (તેમનો સમાગમ ન કરવો)

पिवत्तूर्णं दूराद्धेया मुमुक्षुभिः ॥६५॥ न तेषां सेवया श्रेयो न प्रीतिश्च श्रियः पतेः । केवलं धर्महानिः स्यादतस्त्याज्या हि ते मताः ॥६६॥ धर्मस्योपासनायाश्च वलवृद्धिर्भवेत्सताम् । सङ्गात्तद्बलनाशश्च सङ्गात्स्यादसतां ध्रुवम् ॥६७॥ सदसद्व्यक्तिवोधस्तु भवेद्बुद्ध्यैव देहिनाम् । सा तु सुज्ञेषु पुंसु स्याद्यत्न स्त्रीषु कदाचन ॥६८॥ अतस्ताभिर्दृढं भक्त्या श्रीविष्णोः प्रतिमैव हि । साक्षाद्विष्णुधियोपास्या न सन्तोऽन्तर्हिते हरौ ॥६९॥ यदि सद्वृत्तयः सन्तः स्युस्तर्हि स्त्रीभिरात्मनः । साकं सम्वन्धिभिः श्रव्या कथा तेभ्यस्तु संसदि ॥७०॥ सम्वन्धिभिरपि स्त्रीणां पितृभ्रातृसुता-

તેવા અલ્પધીમંત સતોની સેવાથી શ્રેય ન થાય શ્રીપતિની પ્રીતિ ન થાય કિંતુ કેવળ ધર્મહાનિ થાય માટે શ્રેયની ઇચ્છાવાળાએ તેઓનો ત્યાગ કરવો ॥૬૫-૬૬॥ પૂર્વોક્ત ધીમત સતોના સમાગમથી સદ્ધર્મનું તથા ભગવદ્ભક્તિનુ બળ વૃદ્ધિ પામે છે અને પૂર્વોક્ત અલ્પધીમંત નામમાત્ર સાધુઓના સમાગમથી સદ્ધર્મ તથા ભક્તિનું બળ નિશ્ચે નાશ પામે છે, માટે અસતનો સમાગમ નહિ કરવાપૂર્વક સતનો સમાગમ કરવો ॥૬૭॥ મનુષ્યોને 'આ સંત છે આતો અસત છે' એવા વિવેચનનું સામર્થ્ય શાસ્ત્રના સંસ્કારવાળી બુદ્ધિથીજ થાય, આવી બુદ્ધિ તો સુજ્ઞ પુરૂષોમા હોય, સ્ત્રીયોમાં તેવી બુદ્ધિ ક્યારેય ન હોય, જેથી સ્ત્રિયોને તેમનું વિવેચન દુર્ઘટ છે, માટે સ્ત્રીયોએતો ભગવાન અંતર્ધાન પામેલા ( પરોક્ષ ) હોય ત્યારે તેમનો પ્રત્યક્ષભાવ સંપાદન કરવા સંતોના સમાશ્રયનું શોધન ન કરવું, કિંતુ સમીપમાં રહેલી તે ભગવાનની પ્રતિમાજ 'આ સાક્ષાત્ પુરૂષોત્તમ છે' એવી દૃઢ ભાવનાથી ભક્તિપૂર્વક સદાય સેવવી ॥૬૮-૬૯॥ જો ભાગ્યયોગે તેવા સાધુશીલ સંતો મળી આવે તોપણ સ્ત્રીયોએ પિતાપ્રમુખ પોતાના બન્ધુજનો સાથે સભામાં તેવા સંતોથકી કથા સાભળવી, તેમાપણ એકાંત સ્થળમાં કે બન્ધુવર્ગ વિના સ્વતંત્રપણે કથા નજ સાભળવી ॥૭૦॥ જે આ સ્ત્રિયોના પિતા ભ્રાતા પુત્રાદિ બન્ધુઓ હોય તેમણે પ્રથમ તે સાધુઓના શીલની સારી પરીક્ષા કરીનેજ પછી તેમનાં

दिभिः । परीक्ष्यादौ सतो नेया योषास्तद्दर्शनाय ताः ॥७१॥ असन्तोऽप्यत्र बहव सद्वेषा विचरन्ति हि । वाचातिज्ञानवैराग्यभक्तिधर्मनिरूपकाः ॥७२॥ अतस्तेषां परीक्षापि दुष्करा सर्वपूरुषैः । सुप्रयुक्तस्य दम्भस्य नान्तं गन्तुं हि शक्यते ॥७३॥ तथापि चतुरैः पुम्भिः परीक्षा शास्त्रबुद्धिभिः । कर्तुं तेषां शक्यतेऽतो ब्रुवे लक्ष्माणि सत्सताम् ॥७४॥ अहिंसाब्रह्मचर्याद्याः स्वधर्माः सन्ति येऽमलाः । अल्पस्यापि च्युतौ तेषामनुतापं मजन्त्यति ॥७५॥ तन्निष्कृतिं यथोक्तां च ततो भगवतो भयात् । परोक्षादपि कुर्वन्ति प्रत्यक्षादिव ये द्रुतम् ॥७६॥ आपद्वशात् कचित्तस्यामकृतायां तु निष्कृतौ । अनुतापविकार स्यात् येषामन्तर्बहिर्म-

દર્શન કરાવા તેમની પાસે તે મુમુક્ષુ સબન્ધી સ્ત્રિયોને લઈ જવી, કેમકે આ કલિયુગમા બહુજનો બાહ્ય ચિહ્નોને ધારણ કરીને, વાણીમાત્રથી જ્ઞાન વૈરાગ્ય ભક્તિ અને ધર્મના સ્વરૂપના નિર્ણયમા અતિ પ્રવીણ, સતોના ધર્મને દભથી અનુકરણ કરનારા સાધુનામધારીઓ (વસ્તુતાએ અસત ) ભટકે છે ॥૭૧-૭૨॥ માટે સતોની પરીક્ષાપણ સર્વ પુરૂષોએ સુદુષ્કર છે સારી રીતે પ્રયોજેલા દભનો અત-તત્વજ્ઞાન (આ દભજ કેવળ છે એવો નિશ્ચય) પામવામાટે પ્રજ્ઞાશાળી પુરૂષપણ સમર્થ થતો નથી ॥૭૩॥ તથાપિ ચતુર નરો શાસ્ત્રથી અને બુદ્ધિથી સત અસતની પરીક્ષા કરી શકે છે. તો તેમના સ્વરૂપનિર્ણય માટે સાચા સાધુઓના લક્ષણોનુ નિરૂપણ પ્રથમ કરૂછુ ॥૭૪॥ અહિંસા બ્રહ્મચર્ય આદિક નિર્મળ જે સ્વધર્મો છે તેમાથી અલ્પાશનો પણ ભગ પ્રમાદથીપણ ( સ્વેચ્છાથી તો નહિજ ) જો થઈ જાય તો અત્યત પશ્ચાત્તાપને જેઓ પામેછે તેપછી જેના ભય થકી અગ્નિ ઇન્દ્ર સૂર્ય આદિક પોતપોતાના કાર્યને કરેછે તે સર્વ ઇશ્વરોના ઇશ્વર સાક્ષાત્ સન્નિધિમા રહ્યા હોયનેજ જેમ એમ અત્યત ભય પામીને ( પ્રત્યક્ષ ભગવાન થકીજ જેમ એમ પરોક્ષથકી પણ ભય પામીને ) યથાશાસ્ત્ર પ્રાયશ્ચિત્તને જેઓ જલદી કરેછે ॥૭૫-૭૬॥ કદાચિત્ આપત્તિવશાત્ અલ્પ ધર્મ ભગનુ પણ પ્રાયશ્ચિત્ત જો ન કર્યું હોય તો નિરતર અંતર બહાર

हान् ॥७७॥ महापापेष्वन्यतमे क्वापि जाते यथाऽऽपदि । सम्भावितस्य पुंसः स्यात्तापस्तेषां तथाल्पके ॥७८॥ व्याघ्रादप्यधिका येषां स्त्रियाः स्त्रैणाच्च भीर्भुवि । नात्मश्लाघां च कुर्वन्ति ये ते ज्ञेया हि साधवः ॥७९॥ परीक्षितानामेतेषां दर्शनार्थं गृहस्थितैः । सम्बन्धिन्यः स्त्रियो नेयास्ताभिः श्रव्या च तत्कथा ॥८०॥ अथ ये दाम्भिका भक्ताः सद्रूपा वाचि साधवः । देहाचारेण वाचा च परीक्ष्यास्तेऽपि सज्जनैः ॥८१॥ ये वासुदेवमाहात्म्ये धर्मा भगवता स्वयम् । कथिताः साधुभक्तानां तत्र छिन्नच्युतावपि ॥८२॥ तन्निष्कृतेराचरणे स्वशैथिल्यस्य गोपनम् । कर्तुं नारायण-

પ્રવૃદ્ધિ પામતા અનુતાપાતિશયથી જેઓ સંતાપને પામેછે. તે આ સાચા સાધુ સમજવા. 'આ ધાર્મિકાગ્રેસર છે' એમ લોકમાં સર્વેએ સંભાવિતપણે માનેલા (શિષ્ટશ્રેષ્ઠ) પુરૂષને કદાચિત્ આપત્કાળમાં બ્રહ્મહત્યાદિક મધ્યેથી હરકોઈ મહાપાપ થઈ જતા જેટલો અનુતાપ થાય તેટલો અનુતાપ જેઓને અલ્પથકીપણ અલ્પ ( અતિઅલ્પ ) પાપ પ્રમાદથીપણ થઈ જતાં થાય તે આ સત્ય સાધુઓ જાણવા ॥૭૭-૭૮॥ જેઓને સ્ત્રી તથા સ્ત્રીલંપટથકી વ્યાઘ્ર થકીજ જેમ એમ અધિક બીતિ થાય તે આ સત્ય સતો છે જેમના મુખ થકી આત્મશ્લાઘા ક્યારેયપણ નજ થાય તે આ સત્ય સતો સમજવા ॥૭૯॥ આવાં લક્ષણોવડે સતોના સદ્ભાવની પરીક્ષા કરીને પછીથી બન્ધુજનોએ પોતાની સમ્બન્ધિની સ્ત્રિયોને તેમના મુખથકી કથાશ્રવણમાટે તેમની સમીપે લઈ જવી અને તે સ્ત્રીઓએપણ તેમના મુખ થકી ભગવત્કથા યથાસ્વધર્મ સાભળવી ॥૮૦॥ હવે સાધુઓના બાહ્ય ચિહ્ન ધારણ કરનારા, વાણીમાત્રથી સાધુતા કે ભક્તતાને પ્રખ્યાપન કરનારા જે દંભમાત્રમાજ નિષ્ઠાવાળા અસાધુઓ છે તેઓનુપણ જે મન તે કાય વાણીથી સજ્જનોએ પરીક્ષા કરી લેવુ ॥૮૧॥ વાસુદેવમાહાત્મ્યમા સ્વયં શ્રીનારાયણે સાધુ ભક્તોના જે ધર્મો વિસ્તારથી કહ્યા છે તેમાથી એ ત્રણ આદિક ધર્મનો લોપ થાય તોપણ લેશપણ પશ્ચાત્તાપને નહિ પામનારા, માટેજ પ્રાયશ્ચિત્તમા નહિ પ્રવર્તનારા જેઓ છે, તથાપિ પોતાની તેમાં શ્રદ્ધાશિથિ-

स्येत्थं माहात्म्यं दर्शयन्ति ये ॥८३॥ अधमोद्धारणो नून हरि. पतितपावन. । सकृत्तन्नामकीर्त्या वा पापं नैवावशिष्यते ॥८४॥ नाम्नोऽस्ति यावती शक्तिः पातकानां विनाशने । तावत्कर्तुं न शक्नोति पातकं पातकी नरः ॥८५॥ अङ्गसङ्गं वैष्णवानां वदेयुर्दुर्लभं च ये । आत्मश्लाघां मुहुर्यै च कुर्यु. सिद्धत्वबुद्धये ॥८६॥ ये च स्वसद्धर्मरतान्साधकानेव चक्षते । स्वैर तु चरतः सिद्धान्मु-

લતાને બહાર નહિ પ્રકાશ કરીને પરનો વિશ્વાસ લાવવા ભગવાનના આવા પ્રકારના મહિમાને બહુધા જેઓ વર્ણન કરેછે તેઓ અસત છે એમ જાણવું ॥૮૨–૮૩॥ તે અસાધુઓનો ભગવન્મહિમા વર્ણનનો પ્રકાર આવો છે—ભગવાનનાજ એક શરણને પામેલા આપણને ભૂત ભવિષ્યત્ કે વર્તમાન પાપસંચયથકી શી ભીતિ છે? કેમકે ભગવાને જાતિથી અધમોનાપણ ઉદ્ધારમા અને વૃત્તથી પતિતોનાપણ પાવનમા સકલ્પ કરેલો છે, એકવારપણ નારાયણના નામોચ્ચારણમાત્રથી સર્વ પાપ નિ શેષ નાશ થઈ જાય છે, લેશ પણ અવશેષ રહેતું નથી જેટલી પાપોના વિનાશનમા ભગવન્નામની શક્તિ છે તેટલું પાપ કરવા કયા પાતકી નરની શક્તિ છે? એકપણ સમર્થ નથી માટે તે ભગવાનના આશ્રયવાળા આપણને શો ભય છે? લેશપણ નથી, વિગેરે મહિમા પ્રકાર ॥૮૪–૮૫॥ વળી અંતરમા નિગૂઢ વિષય કામનાવાળા જેઓ એમ કહેછે કે—વૈષ્ણવોના અગસગના મહિમાને કોણ કહેવા સમર્થ થાય? કોઈ પણ નહિ, કેમકે તેતો સર્વસુલભ નથી કિંતુ અનેક જન્મમા કરેલા સુકૃતોના ફળભૂત છે, એમ જેઓ કહેતા હોય વળી અમારા જેવા ભગવદેકપરાયણ કોણ છે? એમ માનીને પોતાની સિદ્ધાઈ પ્રખ્યાપન કરવા વારવાર આત્મશ્લાઘાને કરતા હોય તેપણ અસત સમજવા ॥૮૬॥ વળી દુર્બુદ્ધિ જેઓ પોતાના નિષ્કામાદિ સદાચારમા નિષ્ઠાવાળા સાચા સાધુઓને સાધનદશામા વર્તતાને કહેછે, એટલે જેઓ સ્ત્રીસ્પર્શાદિ પાપ થકી ભય પામનારા છે તેતો સાધનદશામા રહેલા જાણવા એમ કહેછે, અને વિધિનિષેધને ઉલ્લઘન કરીને યથેષ્ટ વર્તતા અસાધુઓનેતો સિદ્ધદશાને પામેલા અને મુક્તભાવને પામેલા કહેછે, એટલે ધર્મનિષ્ઠમાં અવગુણ અને

कान्प्राहुश्च दुर्धियः ॥८७॥ वयं ब्रह्म जगत्सर्वं मूर्तिमद् ब्रह्म निश्चितम् । स्त्रीपुंसानां च शृङ्गारो ब्रह्मकल्लोल एव हि ॥८८॥ राधाकृष्णस्य रासोऽपि गोलोकेऽस्माभिरीक्ष्यते वै । समाधौ नात्र सन्देहः स कृष्णोऽस्मासु वर्तते ॥८९॥ कृष्णबुद्धिं करिष्यन्ति तस्मादस्मासु ये जनाः । भवित्री भगवल्लोकप्राप्तिस्तेषां यथैव नः ॥९०॥ इत्थं मिथ्यादम्भवार्ताचाटुभिर्वञ्चितान् जनान् । स्वविश्वस्तान् प्रकुर्युर्ये धर्मभ्रष्टान् दुराशयाः ॥९१॥ अधर्मसर्गेण जिता असन्तस्तेऽवगम्यताम् । यदाश्रयात्प्रपच्यन्ते कुम्भीपाकेषु मानवाः ॥९२॥ तत्परीक्षणकालं च सूचयामि समासतः । तद्धार्दं ज्ञायते यत्र मुहुस्तत्पार्श्वगैर्नरैः ॥९३॥ स्वतुल्यशीलिनो यर्हि भवे-

યથેચ્છાચારીમાં ગુરુને કહેછે, તે આ અસાધુઓ જાણવા ॥૮૭॥ વળી અમો તેઓ તમો જગત અધુય નિશ્ચે બ્રહ્મજ છે, જે મૂર્તિમત્ છે તે બ્રહ્મજ કહેવાય, તેમાં 'द्वे वा व ब्रह्मणो रूपे मूर्तं चामूर्तमेव च' એવી શ્રુતિ છે, તો સ્ત્રીપુરૂષનો જે શૃંગાર છે તેપણ પરમાનંદમય બ્રહ્મનો આનંદકલ્લોલજ છે ॥૮૮॥ સમાધિનિષ્ઠ અમો કદાચિત્ સમાધિવિષે ગોલોકમાં રાધાકૃષ્ણનો રાસપણ જોઇએ છીએ, એમાં સંશય નથી. એજ રાધાકૃષ્ણ અમારે વિષે સદાય નિવાસ કરી રહ્યા છે, તો અમારે વિષે અવિવેકથી કરાતા મનુષ્યભાવને ત્યાગ કરીને 'આ સાક્ષાત્ કૃષ્ણજ છે' એવી બુદ્ધિને જે જનો કરેછે તેમને અમારીપેઠે નિયમથી ભગવાનના લોકની પ્રાપ્તિ થાયજ ॥૮૯-૯૦॥ ઇત્યાદિ મિથ્યાભૂત દંભવાર્તાઓનાં પ્રિયવચનોવડે ઠગીને; પોતાવિષે વિશ્વાસને પામેલા લોકોને ધર્મથકી જેઓ ભ્રષ્ટ કરેછે, તે આ દુષ્ટ આશયવાળા, અધર્મસર્ગે અભિનવ કરેલા અસંત જાણવા. જે અસાધુઓના આશ્રયથી જનો કુંભીપાક નરકમાં રંધાય છે ॥૯૧-૯૨॥ તેઓની પરીક્ષા કરવાના કાળને સંક્ષેપથી તમોને હવે સૂચવું છું, જે સમયે તેઓનો હૃદ્ગત અભિપ્રાય તેમની પાસે નિત્ય વર્તનારા નરો જાણી શકે છે ॥૯૩॥ તેનેજ ચાર શ્લોકથી કહેછે—જ્યારે પોતાને સમાન સ્વભાવવાળા અસંતો ભેગા થાય ત્યારે તો 'આ સર્વ નિશ્ચે બ્રહ્મ છે' 'નીચે આત્મા છે અને ઉપરપણ

युक्ते तु सङ्गता. । भक्तिधर्मविरक्तीना कुर्युर्मूलच्छिदां तदा ॥९४॥ ब्रह्मणो ज्ञानमात्रस्य कुर्युश्च स्थापनं मुदा । एतस्मिन्नन्तरे कश्चि द्यद्यागच्छेदुपासक. ॥९५॥ तदा तु स्वस्य सिद्धान्तमाच्छाद्येवाशु ते खलाः । धर्मादिस्थापनं कुर्युस्तस्मादप्यधिकं सत. ॥९६॥ इत्यादिकाले ह्यसता ज्ञेय आभ्यन्तराशय । नित्यानुयायिभि पुम्भिर्धर्मध्वंसैकलक्षण. ॥९७॥ मद्ये मांसे पारदार्ये स्तेन्ये स्वपर हिंसने । गुप्तं तेषा प्रवृत्तिश्च ज्ञेया साङ्कर्यकर्मसु ॥९८॥ धर्मस्य स्थापने यादृक् श्रीविष्णोराग्रहोऽस्ति हि । तथैव तेषामसता धर्मोन्मूलन आग्रह ॥९९॥ इत्थ कुलक्षणैर्ज्ञात्वा दाम्भिकानसत खलान् । तद्दर्शनार्थं गृहिभिर्न नेया योषित क्वचित् ॥१००॥ न

આત્મા છે' 'દાશ ( વ્યાધ ) બ્રહ્મ છે અને દાસપણુ બ્રહ્મજ છે' માટે આ સર્વ બ્રહ્માત્મક છે એમ જાણતા આપણને સ્ત્રી પુરુષ એવો ભેદ શો ? પતિ પત્ની એવો ભેદ શો ? અને સ્વ પર ભેદ શો ? કશો ભેદજ નથી, એવા શુષ્ક બ્રહ્મજ્ઞાનવાદીને અતિહર્ષથી વદીને ભક્તિ ધર્મ વૈરાગ્યનુ મૂળમાથી ઉચ્છેદન કરે આવા રહસ્યવાર્તા પ્રવૃત્તિના અવસરમા જો કોઈ બીજો ઉપાસક આવી ચઢે તો તત્કાળજ પોતાનો આશય ઢાંકી દઈને ધર્માદિ સ્થાપનમાજ એક ઉપયોગી તેથીપણુ ( ઉપાસક થકી ) અધિક વા- કરવા મંડી પડે, ઈત્યાદિ અવસરમા નિત્ય તેમની પાસે રહેનારા જનોએ તે અસાધુઓનો ધર્મધ્વસજ એક લક્ષણ જેનુ છે એવો આભ્યતર આશય જેવો હોય તેવો સ્પષ્ટ જાણી શકાય છે ॥૯૪-૯૭॥ કિં બહુના-મદ્યપાન માસભક્ષણ પરસ્ત્રીસગ ચૌર્ય આત્મઘાત પરઘાત અને સસ્કરીકરણ જાતિભ્રંશીકરણાદિ ક્રિયાઓમાં તે અસતોની જે ગુપ્તપણે પ્રવૃત્તિ છે તેપણ નિત્ય પાસે રહેનારા નરોએ જાણી શકાય છે ॥૯૮॥ શ્રીવિષ્ણુ ભગવ નને જેવી ધર્મસ્થાપનમા અત્યાધિક આગ્રહવાળી પ્રવૃત્તિ છે તેવીજ અસતોને અધર્મસ્થાપનમા અધિક પ્રવૃત્તિ હોય ॥૯૯॥ આવા કુત્સિત લક્ષણોએ કરીને દાંભિક ખળ અસાધુઓને જાણીને પઠીથી તેમના દર્શન કરવા અવિવેકીની પેઠે ગૃહસ્થ જનોએ પોતાની સબન્ધિની નારીઓને ક્યારેય

पुम्भिरपि कर्तव्यः सङ्गस्तेषां ततः परम् । श्रीविष्णोः प्रतिमैवार्च्या सर्वैरपि मुमुक्षुभिः ॥१०१॥ एतां सच्छास्त्रमर्यादामतिक्रम्यात्र याः स्त्रियः । वर्तिष्यन्ते नरा वा ये नङ्क्ष्यन्ति च न संशयः ॥१०२॥ प्राप्स्यन्त्ययशसोऽत्रापि परत्र च यमालये । आर्तनादान्प्रकुर्वन्तो लप्स्यन्ते तीव्रवेदनाः ॥१०३॥ धर्मसंरक्षणेनैव मुक्तिमैकान्तिकीं तु ये । इच्छेयुस्तैश्चिन्तनीयमेतन्मद्वाक्यमादरात् ॥१०४॥ सुव्रत उवाच—श्रुत्वैतद्धरिणोदितं स नृपतिर्भूप ! स्वधर्मावनं प्रीतोऽभूच्च सदःस्थिता मुनिगणाः स्त्रीपुंसभक्तास्तथा । प्रीतिं प्राप्य परां प्रणम्य च हरिं तस्याज्ञयेयुः स्वकानावासांश्च निजाश्रमं प्रभुरपि प्रायाद्गुरूणां गुरुः ॥१०५॥ योषाणां च नृणां स्वधर्ममवितुं

લઈ જવી નહિ ॥૧૦૦॥ તેઓનુ અસાધુપણાનું જ્ઞાન થયા પછી પુરૂષોએ પણ અસતોનો ભગવત્કથાશ્રવણ પ્રસંગથીપણ સમાગમ કરવો નહિ મુમુક્ષુ સર્વ સ્ત્રીયો તથા પુરૂષોએપણ પોતાને પરમ પ્રિય એવી સાક્ષાત્ પ્રકટતાને પામેલા પુરૂષોત્તમની પ્રતિમાજ સર્વ પ્રકારે પૂજવી 'આજ સાક્ષાત્ ભગવાન છે' એવી ભાવનાથી એનું શ્રેય સિદ્ધ થાયજ તે આ સચ્છાસ્ત્રમર્યાદાને જેઓ અનુસરતા નથી કિંતુ અતિક્રમ કરીને વર્તે છે તે પુરૂષો કે સ્ત્રિયો નાશ પામી જશે, એટલે પોતાના મોક્ષમાર્ગ થકી ભ્રષ્ટજ થશે એમાં સશય નથી ॥૧૦૧-૧૦૨॥ મર્યાદાને ઉલ્લઘન કરનારા તેઓ આ લોકમા અપયશપ્રમુખ દુ:ખને પામીને પરલોક યમાલયમાં દુ ખી નાદને કરતા થકા નરકભોગ સબન્ધી તીવ્ર વેદનાને પામશે ॥૧૦૩॥ માટે જે મુમુક્ષુ જનો પારમૈકાતિક ધર્મથીજ એકાતિકી મુક્તિને ઇચ્છતા હોય તેમણે તો આ મારૂ વચન આદરથી વિચારવું ( ગ્રહણ કરવુ ) ॥૧૦૪॥ **સુવ્રતઋષિ** કહેછે—હે ભૂપ ! તે આ ધર્મજ્ઞાનાદિ ગર્ભિત ભગવાનનું વચનામૃત સાંભળીને હેમતસિંહરાજા, સભામા બેઠેલા સર્વ મુનિગણો અને સર્વ ભક્ત સ્ત્રીપુરૂષો પરમ પ્રસન્નતાને પામીને, ભગવાનને સાષ્ટાંગ પ્રણામ કરીને, તેમની આજ્ઞાથી પોતપોતાને નિવાસ સ્થાને ગયા. ગુરૂઓના ગુરૂ પ્રભુ શ્રી હરિપણ પોતાના નિવાસ ભવને પધાર્યા ॥૧૦૫॥ હે ભૂપતે ! ભગવાને પો-

सच्छास्त्रवारांनिधिं निर्मथ्यैव समुद्धृतोऽस्ति हरिणा सारस्तदीयो ह्ययम्। एतं येऽनुदिन पठन्ति मनुजाः शृण्वन्ति वा भूपते! ते धर्मं परिरक्ष्य च स्वममलं यान्त्येव विष्णो पदम् ॥१०६॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे प्रबोधयुत्सवे श्रीनारायणहेमन्तसिंहसंवादे धर्मरक्षानिरूपणनामा चतुर्विंशोऽध्याय ॥२४॥

सुव्रत उवाच—चतुर्थ्यां तु सद संस्थः स्वयमेव हरिर्निजान्। अस्पृश्यस्पर्शजाद्दोषाद्रिरक्षिषुरुवाच ह ॥१॥ श्रीनारायणमुनिरुवाच—शृण्वन्तु पुरुषाः सर्वे गृहिणस्त्यागिनस्तथा। सर्वेषां हि हितं वच्मि युष्माकं मामुपेयुषाम् ॥२॥ स्त्रियोऽत्र द्विविधाः सन्ति तत्रैका

તાના આશ્રિત નરનારીઓના સ્વધર્મની રક્ષા કરવા હમણા જે આ અશ ઉપદેશ કર્યો તે આ સમગ્ર સચ્છાસ્ત્રરૂપી ક્ષીરસાગરને મથન કરીનેજ તેનો સાર સમુદ્ધાર કર્યો છે જે મનુષ્યો આ સારને પાઠ કરે કે સાભળે તે આ આના સેવનપરાયણ જનો નિર્મળ સ્વધર્મનુ અનુષ્ઠાન કરી, જ્ઞાન વૈરાગ્યને પામીને ભગવાનમા પરા ભક્તિને પામીને ભગવાનના નિત્યમુક્ત લોગ્ય લોકને પામશે ॥૧૦૬॥ ઇતિ શ્રીસત્સંગિજીવનને પ્રબોધનુત્સવે શ્રીનારાયણહેમંતસિંહસવાદે ધર્મરક્ષાનિરૂપણનામા ચતુર્વિંશોऽધ્યાયઃ ॥૨૪॥

## [1]અધ્યાય ૨૫ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! ત્યારપછી કાર્તિક શુક્લ ચતુર્થીએ તો સધ્યા આરતી થયા પછી ભરેલી સભામાં ભગવાન્ પોતાના સિંહાસનમાં વિરાજમાન થઇને પોતાના ભક્ત સ્ત્રીપુરૂષોને અસ્પૃશ્યના સ્પર્શથી થતા દોષથકી રક્ષા કરવાની ઇચ્છાથી પોતેજ સ્પષ્ટ બોલ્યા ॥૧॥ શ્રીનારાયણમુનિ કહેછે—હે ભક્તો! ગૃહસ્થાશ્રમી તથા ત્યાગી તમો સર્વે જનો મારૂં વચન સાભળો મારા શરણને પામેલા તમો સર્વેના હિતને કરનારા આ એક વચનને હમણા હું કહુ છુ ॥૨॥ આ જગતમા પ્રકૃતિથી

[1] આ અધ્યાયમા ભગવાને પોતાના ભક્ત સ્ત્રીપુરૂષોના નિષ્કામવ્રતની દૃઢતા કરવા સ્પર્શવિવેક કહ્યો છે

धर्मसर्गजाः । पतिव्रतासतीसाध्वीसंज्ञाश्च शुचयः सदा ॥३॥ अधर्मसर्गजाश्चान्याः कृत्याः पातकचेतसः। पुंश्चलीकुलटाद्याख्या अपवित्राः सदा मताः ॥४॥ सम्बन्धीतरपुंस्पर्शे स्वतो जाते विनापदम् । तत्राद्या बिभ्यति यथा सर्पाद्देहाभिमानिनः ॥५॥ स्वं चेत्क्वापि स्पृशेदन्यस्तदा तु प्राप्नुयू रुजम् । स्पर्शे यथैव वानर्यास्तीक्ष्णाग्नेर्वा तथात्र ताः ॥६॥ द्वितीयास्त्वथ पुंस्पर्शे स्वतो जाते च वान्यतः । न तेन हृदि तप्यन्ते न क्रियास्वपि तद्भयम् ॥७॥ इत्थं द्वेधा स्त्रियः सन्ति पुमांसोऽपि तथा द्विधा । धर्मैकरुचयः पुण्यवन्तोऽ-

સ્ત્રિયો બે પ્રકારની છે, તેમાં પ્રથમની ધર્મસર્ગથી થએલી 'પતિવ્રતા સતી સાધ્વી' એવા નામથી ઓળખાતી સદા પવિત્ર છે. બીજી તો અધર્મસર્ગથી થએલી, પાપયુક્ત અંતઃકરણવાળી, કૃત્યાતુલ્ય, 'પુંશ્ચલી કુલટા' ઇત્યાદિ નામથી ઓળખાતી સદા અપવિત્ર છે ॥૩॥ તે બેમાં ધર્મસર્ગથી થએલી પતિવ્રતાઓ તો પિતા ભ્રાતા આદિક સમીપના બન્ધુઓ થકી ભિન્ન પુરૂષના સ્વતઃ સ્પર્શ થકી કૃષ્ણસર્પના સ્પર્શ થકી દેહાત્મબુદ્ધિવાળા જનોજ જેમ એમ ભયને પામે છે. પ્રાણ પ્રયાણરૂપ આપત્તિ ( કુવામાં પડી જવું વિગેરે ) માં ફકત શરીર સંરક્ષણમાંજ એક ઉપયોગી પુરૂષસ્પર્શને સંકુચિત શરીરવાળી થઇને સહન કરે છે ॥૪-૫॥ જો કદાચિત્ કોઈ અન્ય નર આપત્કાળ વિના પોતાના શરીરને સ્પર્શ કરે ત્યારે તો આ પતિવ્રતાઓ આ સ્પર્શમાં વાનરીના કે તીક્ષ્ણ અગ્નિના સ્પર્શથીજ જેમ એમ મહાવ્યથાને પામે છે ॥૬॥ અને બીજી કૃત્યાઓ તો પોતાથી કે બીજાથી પુરૂષનો સ્પર્શ થઇ જતાં તેથી મનમાં લેશપણ સંતાપને પામતી નથી અને જેમાં પુરૂષો બહુ જતા આવતા હોય એવાં માર્ગમાં ચાલવું વિગેરે ક્રિયાઓમાં પણ લેશપણ પુરૂષસ્પર્શના પ્રસંગથી ભીતિ રાખતી નથી ॥૭॥ આ પ્રકારે સ્ત્રિયો બે પ્રકારની કહી. એરીતે પુરૂષો પણ પ્રકૃતિથી બે પ્રકારના છે. તેમાં પ્રથમના તો ધર્મસર્ગથકી ઉત્પન્ન થએલા, ધર્મમાંજ એક રૂચિવાળા, પુણ્યશીલ છે. બીજા તો અધર્મસર્ગ થકી ઉત્પન્ન

१ 'मर्कट्या' इति पाठान्तरम् ।

धर्मवंश्याश्च पापिन ॥८॥ पतिव्रतातुल्यशीलास्तत्राद्या. पापभी रव.। छलाशीलाश्च सन्त्यन्ये स्त्रीस्पर्शाशङ्किनो नरा ॥९॥ ज्ञानाद्वाज्ञानतः स्पर्शे स्त्रीपुंसानां परस्परम्। जाते दोषो भवत्येव पापरूपश्च दु.खद.॥१०॥ तस्मात्स्पर्शविवेकोऽयं स्त्रीपुंसानां हितावह। सर्वेषामपि लोकेऽस्मिन्मया साधु निरूप्यते ॥११॥ अमङ्गलानां सर्वेषामशुचीनाममङ्गल.। अशुचिर्विधवादेह. पुराणे बहुधोच्यते ॥१२॥ अत उद्धववर्त्मस्थैर्विधवा योषितो नरे । स्प्रष्टव्या नापि

થએલા, અધર્મમાજ એક રૂચિવાળા પાપશીન છે ॥૮॥ તેમા ધર્મસર્ગથી થએલા પ્રથમના જનો પતિવ્રતા વનિતાઓની પેઠે પોતે અન્ય નારીના નિરીક્ષણ થકી પણ ભય પામનારા એકપત્ની વ્રતવાળા પાપભીરૂ હોય છે, બીજા અધર્મસર્ગથી થએલા અનાર્યો તો કુલટાની પેઠે પરસ્ત્રીસ્પર્શમા શકા રહિત, પાપ પ્રવૃત્તિવાળા હોય છે ॥૯॥ સ્ત્રીપુરૂષોને પરસ્પર જાણે અજાણે અગમાત્રનો સ્પર્શ થતા દોષ થાય છેજ આ દોષ ચડાળાદિ સ્પર્શની પેઠે સ્નાનથી પરિહાર્ય નથી કિંતુ પાપરૂપ છે, પ્રાયશ્ચિત્તથી પરિહાર કરવાયોગ્ય આ પાપવિશેષ છે તેનુ પ્રાયશ્ચિત ન કરે તો દુ ખ દેનારો થાય ॥૧૦॥ માટે હવે હુ સ્પર્શવિવેક રૂડીરીતે કહુંછુ જે આ વિવેક સ્ત્રીપુરૂષોના હિતને કરનારો છે અમારા ચરણના સમાશ્રયવાળા તમોને ઉદ્દેશીને પ્રવર્તેલો પણ આ ઉપદેશ સર્વ કોઇને આ લોકમા હિત કરનારો છે ॥૧૧॥ તેમા વિધવાઓ તો સર્વાધિક અપવિત્રપણે અને અમગળપણે તેતે પુરાણમા બહુધા કહી છે, માટે તેનો સ્પર્શ પુરૂષે નજ કરવો ( આ સ્થળે 'સ્ત્રીનો સ્પર્શ ન કરવો' એમ સામાન્યપણે કહેવાથી સ્ત્રીજાતિ યોગથી વિધવાસ્પર્શનો પણ નિષેધ આવી જાય છે, છતા તેના સ્પર્શના નિષેધનુ નિમિત્તાતર યોગ (વિધવાપણા રૂપ) થી ફરીથી વિધાન કર્યુ છે, તેથી પાપની અધિકતા જણાવી છે, એટલે બીજી સ્ત્રીઓ કરતા વિધવાના સ્પર્શમા અધિક પાપ છે ) ઉદ્ધવસપ્રદાય કે જે પાર મૈકાતિક ધર્મના પ્રવર્તનરૂપ છે તેમાં રહેલા નરોએ તો અત્યત તે વિધવાનો સ્પર્શ ન કરવો તથા તે વિધવાઓએ પુરૂષનો સ્પર્શ ન કરવો

गृहिभिस्ताभिः स्पृश्या न ते तथा ॥१३॥ अज्ञानाद्विधवास्पर्शे जाते स्नायात्पुमांश्च सा । ज्ञानाच्चेत्तर्हि कुर्यातामेकैकं तावुपोषणम् ॥१४॥ यदि बुद्ध्या स्पृशेत्कामाद्विधवा पुरुषं क्वचित् । तदा तु निष्कृतिस्तस्याः शास्त्रेषु द्विविधोदिता ॥१५॥ रहसि स्पर्शमात्रे तु दिनद्वयमुपोषणम् । तादृक्स्पर्शे जनैर्ज्ञाते कार्यं चान्द्रायणं व्रतम् ॥१६॥ एतां या निष्कृतिं नारी न कुर्याद्यद्यनादरात् । कायक्लेशभयाद्वा सा प्राप्नुयादापदं भृशम् ॥१७॥ प्राप्य सापयशोऽत्रापि मृत्वाथ यमयातनाः । भुक्त्वा निरुदकेऽरण्ये पिशाची

( એક જણે સ્પર્શ કર્યો તેથી બીજાને પણ સ્પર્શ થઈ જાય છે-એટલે ઉભય સાધારણ થઈ જાય છે. પરંતુ જેણે પ્રથમ સ્પર્શ કર્યો તેને પાપ અધિક થાય છે એમ જણાવામાટે પરસ્પર સ્પર્શનો પ્રતિષેધ કર્યો છે. એટલે પુરૂષે સ્ત્રીનો સ્પર્શ ન કરવો અને સ્ત્રીએ પુરૂષનો ન કરવો. કરે તો કરનારને પાપ અધિક છે ) ॥૧૨-૧૩॥ અજાણથી વિધવાનો સ્પર્શ થાય તો પુરૂષ પહેરેલા વસ્ત્રે સહિત સ્નાન કરે. અજાણથી પુરૂષનો સ્પર્શ થાય તો વિધવા વસ્ત્રે સહિત સ્નાન કરે જો જાણી જોઇને પરસ્પર સ્પર્શ કરે તો બન્ને વિધવા સ્ત્રી તથા પુરૂષ એક એક ઉપવાસ કરે ॥૧૪॥ જો વિધવા બુદ્ધિપૂર્વક કામભાવથી કદાચિત્ કામભાવે વર્જીત એવા પુરૂષનો સ્પર્શ કરે ત્યારે તો તે વિધવાને કરવાનું પ્રાયશ્ચિત શાસ્ત્રમા બે પ્રકારનું કહ્યું છે ॥૧૫॥ તે પ્રાયશ્ચિત્તને હવે કહે છે—એકાંત સ્થળમા બુદ્ધિપૂર્વક કામભાવથી કેવળ સ્પર્શ થયો હોય તો વિધવા બે દિવસ ઉપવાસ કરે. ( પુરૂષ તો કામભાવે વર્જીત છે માટે એક ઉપવાસ કરે એમ જાણી લેવું ) પોતે કરેલો તેવો સ્પર્શમાત્ર જો જનોના જાણવામા આવ્યો હોય તો વિધવા ચાંદ્રાયણવ્રત કરે. ( પુરૂષ તો બે ઉપવાસ કરે એમ જાણી લેવું ) ॥૧૬॥ જે નારી આ પ્રાયશ્ચિત્તને અનાદરથી કે કાયકલેશના ભયથી ન કરે તો તે અત્યંત આપદાને પામે ॥૧૭॥ ( આપદાને કહે છે ) તે નારી આ લોકમા મહા અપયશને પામીને પછી મરીને પણ યમયાતનાઓ ભોગવીને જળ વિનાના મહાવનમાં ક્ષુધાતુર પિશાચણીના જન્મને પામીને દશહજાર

स्यात् क्षुधाकुला ॥१८॥ अथ स्पृशेद्यः पुरुषः कामाद्बुद्ध्वा विमर्तृ-काम् । तस्यापि निष्कृतिः प्रोक्ता पूर्ववद्धिविधैव हि ॥१९॥ स्पर्शे जनैरविदिते दिनद्वयमभोजनम् । विदिते तु यथाशास्त्रं कार्यं चान्द्रायणं व्रतम् ॥२०॥ य एतन्नैव कुर्वीत प्रायश्चित्तं पुमान् कुधीः । सोऽत्रैवाप्नोत्यपयशो मृत्वा च यमयातनाः ॥२१॥ ततोऽयुतं स वर्षाणि पिशाचः स्यात् क्षुधाकुलः । विण्मूत्ररक्तमांसाशी वने धावन्नितस्ततः ॥२२॥ विधवानां मुख्यधर्मो ब्रह्मचर्यस्य पालनम् । तद्भङ्गः स्याद्धि पुंस्पर्शान्महान् दोषस्ततो मतः ॥२३॥ तस्याश्च ब्रह्मचर्यस्य स्वस्पर्शेनैव नाशनात् । पुंसो दोषो महानुक्तो विधवास्पर्शने किल ॥२४॥ यादृक् पतिव्रतानार्याः सङ्गे पुंसः परस्य वै ।

---

वर्षपर्यंत महा क्लेशने अनुभवशे ॥१८॥ अने जे पुरुष बुद्धिपूर्वक कामभावथी कामभावे वर्तत विधवानो स्पर्श करे तेने पण प्रथमनी पेठे बे प्रकारनु प्रायश्चित्त कह्यु छे ॥१९॥ बुद्धिपूर्वक कामभावथी पोते करेलो विधवास्पर्श एकांत स्थळमा थएलो होवाथी जो जनोना जाणवामा न आव्यो होय तो पुरुष बे उपवास करे ( विधवा तो कामभावे वर्तत छे माटे एक दिवस उपवास करे एम जाणी लेवु ) तेवो विधवास्पर्श जो जनोना जाणवामा आव्यो होय तो पुरुष यथाशास्त्र चान्द्रायणव्रत करे.( विधवा तो बे उपवास करे एम जाणी लेवु ) ॥२०॥ कुबुद्धि जे पुरुष आ मे कहेला प्रायश्चित्तने न करे ते आ लोकमा अपयशनेज पामे छे अने मरीने यमयातनाने पामे छे ॥२१॥ ते पछी ते पुरुष दशहजार वर्षपर्यंत क्षुधाकुळ, विष्ठा मूत्र रुधिर अने मासने भक्षण करनारो, निर्जळ वनमा अहीं तहीं दोडादोड करतो पिशाच थाय ॥२२॥ अथवा पुरुष सागरूप ब्रह्मचर्यव्रत पाळवु ए विधवाओनो मुख्य धर्म छे, पोने विधवाए करेला पुरुषस्पर्शथी ब्रह्मचर्यव्रतनो भग थाय, माटे पूर्वोक्त महान् दोष विधवाने थाय छे ॥२३॥ विधवा नारीना ब्रह्मचर्यव्रतनो पोताना स्पर्शथीज नाश थवानो सभव छे माटे विधवाना स्पर्शमा पुरुषने पूर्वोक्त महान् दोष कह्यो छे अर्थात् विधवा पुरुषनो स्पर्श करे अने पुरुष

स्याद्दोषस्तादृगेव स्यात्पुंस्पर्शे विधवास्त्रियाः ॥२५॥ दोषः स्याद्गृहिणो यादृक् स्वकीयेतरयोषितः । सङ्गे स्याद्विधवास्पर्शे बुद्ध्या तादृगसंशयम् ॥२६॥ सङ्गे परस्त्रिया दोषो गृहिणो यादृगीरितः । अगृहस्थस्य तादृक् स्यात्स्त्रीमात्रस्पर्शने किल ॥२७॥ मृते पत्यौ ब्रह्मचर्यं विधवाया दृढं मतम् । स्त्रीस्पर्शात् ब्रह्मचारीव भीता पुंस्पर्शतो भवेत् ॥२८॥ सच्छास्त्रश्रवणे दाने तीर्थे च ब्राह्मणार्चनम् । सदस्यावश्यकं कुर्याद्यदि सा नात्र दोषभाक् ॥२९॥ रहःस्थाने यदि तु तत्कुर्यात्तर्हि तयोर्द्वयोः । भक्तयोः स्त्रीपुरुषयोर्हरेः

વિધવાનો સ્પર્શ કરે તેમાં બન્નેને પૂર્વોક્ત અતિશય દોષ કહ્યો છે ॥૨૪॥ વળી વિધવા જો કામભાવથી પુરૂષનો સ્પર્શ કરે તો તેના અંગસ્પર્શ માત્રથી પણ પરપુરૂષના ઉપભોગમાં સધવા સાધ્વી સ્ત્રીને જે પાપ થાય તે પાપને પામે. તથા પુરૂષ કામભાવથી જો વિધવાનો સ્પર્શ કરે તો તેવા અંગસ્પર્શમાત્રથી પણ સાક્ષાત્ પરદારાના ઉપભોગમાં ગૃહસ્થ પુરૂષને જે પાપ થાય તે પાપને પામે, એમાં સંશય નથી ॥૨૫-૨૬॥ ગૃહસ્થને પરદારાના ઉપભોગમાં જે પાપ થાય તે પાપને અગૃહસ્થ (બ્રહ્મચારી વાનપ્રસ્થ સંન્યાસી અને ત્યાગી) કામભાવથી સધવા વિધવા કે કુમારી સ્ત્રીમાત્રના સ્પર્શમાત્રથી પામેછે ॥૨૭॥ પોતાનો પતિ મરણ પામતાં વિધવાને અષ્ટ પ્રકારે પુરૂષ પરિત્યાગરૂપ બ્રહ્મચર્યવ્રત દૃઢપણે પાળવાનું શાસ્ત્રમાં કહ્યું છે, માટે તેણીએ નૈષ્ઠિક બ્રહ્મચારી સ્ત્રીસ્પર્શથકી જેમ ભય પામે તેમ ભય પામનારી થવું ॥૨૮॥ હવે વિધવાને થતા પુરૂષ સ્પર્શમાં દોષાભાવનાં સ્થાનોને નવ શ્લોકથી કહેછે—જેમાં સાક્ષાત્ બ્રાહ્મણપૂજન શાસ્ત્રમાં કરવાનું કહ્યું હોય તેવા સચ્છાસ્ત્રશ્રવણમાં દાનમાં અને તીર્થમાં બ્રાહ્મણપૂજનમાંજ એક અંગભૂત, ચંદનપુષ્પાદિકના અર્પણ નિમિત્તથી થતો તેનો સાક્ષાત્ અંગસ્પર્શ જો સભામાં કરાય તો વિધવાઓને દોષને માટે નજ થાય. આજ સ્પર્શ જો એકાંત સ્થળમાં કરે તો દોષનેમાટે થાયજ ॥૨૯॥ મનમાં તો કલંકલેશ વિધવાને નથી તથા તે પૂજ્ય વિપ્રને નથી, બન્ને ભગવાનવિષે ભક્તિભાવે સંપન્ન છે, પરંતુ જનસમાજ આ-

शुद्धिर्मतैन्द्ववात् ॥३०॥ रोगे वैद्यस्य च स्पर्शे मुण्डने नापितस्य च। स्पर्शे तस्या न दोषोऽस्ति यदि तत्रेतरो भवेत् ॥३१॥ आसन्नसम्बन्धभाजां स्पर्शे जाते नृयोपिताम्। आवश्यकत्वादन्योन्यं न दोषो ह्यगतित्वतः ॥३२॥ पिता भ्राता पितृव्यश्च तत्पुत्रास्तत्सुतादयः। मातामहो मातुलश्च तत्पुत्रास्तत्सुतादयः ॥३३॥ मातृष्वसुः

દિક સંપત્તિનો અભાવ (કોઈ માણસ ન હોય) આદિક જે કોઈ પણ કારણથી એકાંતમાં તેના પૂજનનિમિત્તથી આવી પડેલો અંગસ્પર્શ થાય તો બન્ને-વિધવા બ્રાહ્મણે ચાંદ્રાયણવ્રતનું અનુષ્ઠાન કરવું. તેથી તે બન્નેની શુદ્ધિ થાય. (જો કામકલંકિત ચિત્તવાળાં બન્ને હોય તો તો મહાપાતકજ છે) ॥૩૦॥ એજ રીતે મહારોગાતુર થતાં વૈદ્યના નાડીપ્રદર્શન નિમિત્તે થતા સ્પર્શમાં અને મસ્તકના કેશમુંડન નિમિત્તે થતા નાપિતના સ્પર્શમાં વિધવાને દોષ નથી. જો તે સ્થળમાં ઇતર-ત્રીજો મનુષ્ય પુરુષ કે સ્ત્રી હોય તો દોષ નથી (નહિ તો એક ઉપવાસ કરવાનો જાણવો) ॥૩૧॥ સમીપ સંબન્ધવાળા પિતા પુત્રી આદિકને (પિતાને વિધવા પુત્રીનો અને વિધવા પુત્રીને પિતાનો) પરસ્પર આવશ્યક હોવાથી અને ગત્યંતર નહિ હોવાથી અંગસ્પર્શ દોષને માટે થતો નથી. તેમાં આવશ્યકતાતો-'માતા સ્વભાવે સર્વેષાં' ઇત્યાદિ વચન છે તો પિતા શ્વશુર આદિકે રહિત એવી વિધવાને કન્યાદાનસમયે જમાઈના સ્પર્શની આવશ્યકતા છે. અગતિકતાતો-વિધવા પુત્રી અને તેના પિતાને પદાર્થ આપવું લેવું આદિક આવશ્યક કર્મમાં ગત્યંતરનો અભાવ છે, ઇત્યાદિ જાણી લેવું ॥૩૨॥ આટલા સમીપ સંબન્ધિઓ સમઝવા-પિતા, ભ્રાતા, પિતૃવ્ય, (કાકો) ભાઈના પુત્રો, કાકાના પુત્રો, તેમના-ભાઈના પુત્રોના પુત્રો તથા કાકાના પુત્રોના પુત્રો અને તેઓની દીકરીઓના પુત્રો વિગેરે. તથા માતામહ, (માનો બાપ) મામો, મામાના પુત્રો, મામાના પુત્રોના પુત્રો અને તેમની દીકરીઓના પુત્રો વિગેરે. તથા માતૃશ્વસા (માશી)નો પતિ અને તેના પુત્રો તથા પિતૃશ્વસા (ફોઈ)નો પતિ અને તેના પુત્રો તથા આચાર્ય અને તેનો પુત્ર તથા અન્નદાતા (અન્ન આપીને જીવાડનારો) અને તેનો પુત્ર

पतिः पुत्रास्तथा पितृष्वसुः पतिः । तत्पुत्रा गुरुतत्पुत्रावन्नदाता च तत्सुतः ॥३४॥ सभ्रातृकश्च श्वशुरस्तथा ज्येष्ठाश्च देवराः । तेषां पुत्राश्च दौहित्रा दुहितृपतयस्तथा ॥३५॥ पुत्रपौत्रादयः स्वस्या एते सम्बन्धिनो मताः । एतेषां स्पर्शने दोषो नास्ति ते यदि धार्मिकाः ॥३६॥ एतद्भिन्ननरस्पर्शः क्रयविक्रयकर्मसु । जलाग्न्यादिभये वापि कृष्यादौ स्यान्न दोषकृत् ॥३७॥ तथा सम्बन्धियोषायाः स्पर्शोऽन्यस्याः क्रयादिषु । स्पर्शे च पुरुषस्यापि नास्ति दोषः स्त्रिया यथा ॥३८॥ प्रयाणकाले विधवादर्शनं चात्यमङ्गलम् । तिर्यग्गच्छत्कृ-

તથા ભ્રાતાએ સહિત શ્વસુર ( પોતાના પતિનો પિતા ) તથા જ્યેષ્ઠો, ( પોતાના પતિના મોટા ભાઈઓ ) દેવરો ( પોતાના પતિના નાના ભાઈઓ ) અને તે જેઠ દીયેરના પુત્રો તથા પોતાની પુત્રીઓના પુત્રો અને દીકરીઓના પતિઓ ( જમાતાઓ ) તથા પોતે વિધવાના પુત્રો, પુત્રોના પુત્રો અને તેમની દીકરીઓના પુત્રો વિગેરે આ પિતા આદિક સમીપના સબન્ધવાળાં જાણવા. આ પિતાદિકો જો ધાર્મિક હોય તો તેમનો આવશ્યક કાર્યમાં કરેલો સ્પર્શ વિધવા સ્ત્રીયોને દોષને માટે થતો નથી ॥૩૩-૩૬॥ જળમા ડુબી જતાં આવેલા ભયમાં અને ઘરમાં અગ્નિ લાગતાં આવેલા ભયમા તથા કૃષીકર્માદિકના આચરણમા તથા ક્રય-તૃણ કાષ્ઠ છાંણા સુતર પાત્ર અન્ન વસ્ત્ર પત્ર પુષ્પ ફળ મૂળ કંદ, ઘી તેલ દહી દુધ આદિક રસ, લવણ ગોળ મણિ ધાતુ વિગેરે વસ્તુઓ મૂલ્ય આપીને વેચાતી લેવી અને વિક્રય-મૂલ્ય લઇને વેચાતી આપવી વિગેરે ક્રિયાઓમા સમીપ સબન્ધી થકી ભિન્ન પુરૂષોના અંગનો સ્પર્શપણ ભાવદોષે રહિત હોવાથી વિધવા સ્ત્રીયોને દોષને માટે થતો નથી ॥૩૭॥ એવીજ રીતે ગૃહસ્થ પુરૂષનેપણ પૂર્વોક્ત સમીપના સબન્ધવાળી વિધવા નારીના સ્પર્શમા દોષ નથી અને જળ અગ્નિ આદિકનો ભય તથા ક્રમ વિક્રય કર્મ તથા કૃષીકર્માદિ નિમિત્ત ભાવદોષવર્જીત ઇતર ( સમીપ સબન્ધી થકી ભિન્ન ) વિધવા સ્ત્રીમાત્રનો સ્પર્શ દોષને માટે થતો નથી ॥૩૮॥ પ્રસગાત્ આ કહૂંછુ કે-પ્રયાણસમયે સન્મુખ વિધવાનું દર્શન અતિઅમગળ કરનારૂ અને માર્ગમાં વાકી રીતે

ष्णसर्पाद्प्येतदधिकं मतम् ॥३९॥ न केवलं कार्यहानिः किन्तु मृत्युरपि ध्रुवम्। स्वस्य स्वीयस्य वापि स्याद्धननाशोऽथवाग्निभी- ॥४०॥ अतस्तद्दर्शनाघस्य शान्तये शास्त्रवेदिभिः। सद्य एवास्ति कथितं हरिस्मरणमङ्गलम् ॥४१॥ तासां चाप्याशिषो ज्ञेया आशीविषविषोपमाः। ताभ्यो भेयमतः पुंभी राक्षसीभ्य इवाखिलैः ॥४२॥ मात्रा स्वस्रा दुहित्रा वा रह:स्थाने वय:स्थया। न तिष्ठेत्पुरुषस्तादृक् हरेर्भक्तो विनाऽऽपदम् ॥४३॥ अज्ञानात्तु रह:स्थाने स्थितावेकमुपोषणम्। उभाभ्यामपि कर्तव्यं स्त्रीपुंसाभ्यां प्रयत्नत ॥४४॥ सविकारेण मनसा स्पर्शमात्रे[1] रह कृते। चान्द्रायणं

જતા કાળા સર્પ થકીપણ અધિક અપશકુન કરનારૂ માન્યુ છે ॥૩૯॥ આવા અપશકુનનાં દર્શન થયા છતાપણ જો પ્રયાણ કરે તો કેવળ કાર્યની હાનિ થાય એટલુજ નહિ કિંતુ પોતાનો કે સબન્ધી સ્ત્રી પુત્રાદિકનો મૃત્યુ પણ નિશ્ચે થાય અથવા ધનનાશ થાય અથવા અગ્નિ આદિકનો ભય થાય (કાઇકિપણ થાયજ) ॥૪૦॥ માટે પ્રયાણસમયે વિધવાના દર્શનથી થતા પાપની નિવૃત્તિ માટે શાસ્ત્રજ્ઞોએ તત્ક્ષણજ હરિનામસ્મરણરૂપ પ્રાયશ્ચિત્ત કહ્યુછે, કેમકે તેતો સર્વ અમગળને નિવારનારૂં મગળનુ પણ મગળ છે ॥૪૧॥ વિધવાના 'સુખી થા જીવ્ય' ઇત્યાદિ આશીર્વાદોપણ કૃષ્ણસર્પના વિષ-સદૃશ છે, માટે સર્વ પુરૂષોએ વિધવા સ્ત્રીયોથકી રાક્ષસણીયો થકીજ જેમ એમ ભય પામવો (પ્રસગથી કહેલો આ બધો અર્થ વિધવાના પ્રસગની ત્યાજ્યતાને દૃઢ કરેછે) ॥૪૨॥ જે વિષયથકી વિરક્ત અને ભગવાનમા રક્ત છે તે યુવા વયમા વર્તતો પુરૂષ યુવા વયમાં વર્તતી માતા કે બ્હેન કે દીકરીની સાથે પણ એકાન્ત સ્થળમા આપત્કાળ વિના નજ રહે, કેમકે એકાતમા સ્ત્રીનુ સાન્નિધ્ય વિદ્વાનોનાપણ ચિત્તને ક્ષુભિત કરેછે ॥૪૩॥ અજાણથી એકાતમા જો સ્થિતિ થાય તો ઉક્ત બન્ને સ્ત્રીપુરૂષોએ પ્રયત્નથી એક ઉપવાસ કરવો ॥૪૪॥ વિકારવાળા મનથી એકાંતમા જો સ્થિતિમાત્ર કરે તો ઉક્ત બનેએ પોતાના પાપની નિવૃત્તિમાટે ચાદ્રાયણવ્રત કરવુ 'સ્પર્શમાત્રે' એવો પાઠ

1 'स्थितिमात्रे' इति पाठान्तरम्।

व्रतं कार्यमुभाभ्यां स्वाघशान्तये ॥४५॥ एकलः पुरुषः क्वापि कयाचिदपि योषया। गच्छेद्विधवया सार्कं नैव वर्त्मनि सर्वथा ॥४६॥ यदि गच्छेत्प्रमादेन तर्हि सार्कं तया स्त्रिया। उपवासं स कुर्वीत दिनमेकं स्वशुद्धये ॥४७॥ तरुणानां नराणां च तरुणीनां च योषिताम्। सर्वथैव प्रसङ्गोऽयं निषिद्धोऽस्ति परस्परम् ॥४८॥ अभर्तृकाणां नारीणां सम्बन्धिपुरुषैः सदा। स्वातन्त्र्यगमनाद्रक्षा कार्या पितृसुतादिभिः ॥४९॥ समाजोत्सवतीर्थेभ्यो विवाहात्पान्थसार्थतः। साधुभ्योऽनाश्रमिभ्यश्च रक्ष्या योषा हि सर्वथा ॥५०॥ असुरा राक्षसा यक्षा अतिकामातिहिंसकाः। स्त्रीद्रव्यहरणार्थं

હોય તો સ્પર્શનું ચાંદ્રાયણમાં નિમિત્તપણું જાણવું, ( સ્પર્શ કરેતો ચાંદ્રાયણ કરે ) આતો સર્વસ્ત્રીસાધારણ છે. માતા આદિકની સાથે તેવી રીતે સ્થિતિમાત્રમાં તો ચાંદ્રાયણ પ્રાયશ્ચિત્ત કહ્યું તેતો યુક્તજ છે, 'स्पर्शमात्रे' પાઠની અપેક્ષાએ 'स्थितिमात्रे' પાઠમાં સ્વારસ્ય રહ્યું છે ॥૪૫॥ એકાકી તરૂણ પુરૂષે એકાકી તરૂણી સંબન્ધીની સ્ત્રી સાથેપણ તેમાંપણ વિધવાની સાથે માર્ગમાં સર્વથા નજ જવું ॥૪૬॥ જો તે સ્ત્રીની સાથે પ્રમાદથી જાય તો પુરૂષ પોતાની શુદ્ધિમાટે એક દિવસ ઉપવાસ કરે. (સ્ત્રીપણ જો ભગવદ્ભક્ત હોય તો એક ઉપવાસ કરે એમ જાણી લેવું ) ॥૪૭॥ કિં બહુના- તરૂણ નરો અને તરૂણી સ્ત્રિયોનો પરસ્પર જે પ્રસંગ છે તે સર્વથા નિષિદ્ધ છે, માટે માર્ગમાં કે ઘરમાં ક્યારેયપણ તેનો પ્રસંગ કરવો નહિ ॥૪૮॥ પિતા પુત્રાદિ સંબન્ધિ પુરૂષોએ વિધવા નારીઓની જે કોઈપણ સ્થળમાં સ્વતંત્રપણે થતા વિચરણ થકી રોકીને સદાય રક્ષા કરવી ॥૪૯॥ સ્ત્રીયોને સ્વતંત્રપણે જવાનાં સ્થાનોને કહેછે—સમાજ, ( જનોનો સંઘાત ) ઉત્સવ, ( પુષ્પદોલોત્સવાદિ મહોત્સવ ) તીર્થ, ( યાત્રાનાં સ્થાન ) વિવાહ, વટેમાર્ગુ જનોનો સંઘ, વૈરાગી વિગેરે સાધ્વાભાસો અને અનાશ્રમીઓ ( વંઠેલા આદિક ભાર્યાવર્જિત જનો ) થકી સંબન્ધિની સ્ત્રિયોની પુરૂષોએ સર્વ પ્રકારે રક્ષા કરવી, કારણ કે તે સમાજાદિકમાં અતિકામી અતિહિંસક અસુરો રાક્ષસો અને યક્ષો સ્ત્રી દ્રવ્યના આહરણમાટે ગુપ્ત ગતિથી સર્વદા

हि तिष्ठन्त्येतेपु नित्यदा ॥५१॥ अवलानामतस्तेभ्यो रक्षणं पुरुपैः स्वकैः । प्रयत्नेनैव कर्तव्यं गृहिभिः पापभीरुभिः ॥५२॥ तासां रक्षापि धर्मिष्ठैर्बुद्धिमद्भिः सयुक्तिना । साम्ना दानेन वा कार्या पुंभिर्भेदेन चापि तैः ॥५३॥ नाङ्गच्छेदोऽङ्गभङ्गो वा तासां कार्यो न तैर्वधः । तदात्मघातहेतुश्च न वाच्या मर्मभिच्च वाक् ॥५४॥ धर्मस्य रक्षणे शक्तिः स्वस्यान्येषां च सर्वथा । भुवि भूपस्य च गुरोः सर्वेभ्योऽप्यधिकास्ति हि ॥५५॥ शिक्षयित्वा प्रजा राज्ञा

---

રહેછે ॥૫૦-૫૧॥ માટે સબન્ધી ગૃહસ્થ પુરૂષોએ પાપથકી ભય પામીને પોતાની અબળાઓનું સમાનાદિકથકી રક્ષણ પ્રયત્નથીજ કરવુ ॥૫૨॥ સ્ત્રીયોનુ સરક્ષણ કરતા સ્વજને સદ્બુદ્ધિ, સદ્ધર્મ અને યુક્તિયુક્ત વચનથી તેણીનું સરક્ષણ કરવુ. જો તે સ્ત્રીયો સ્વતંત્રપણાની વાસનાના લેશથી ઉદ્ધત હૃદયવાળી હોય ત્યારે તો સામ (પ્રેમપર વાક્ય) દાન (જોયતું વસ્તુ આપવુ) અને ભેદ (તેનો પક્ષ તોડી નાખવો)થી રક્ષા કરવી, પણ દંડથી નહિ. કેટલાક અવિવેકીઓ સ્ત્રીયોના નાસિકા કર્ણાદિ અગોનુ સ્છેદન ભેદન વધ આદિકમાં યતન કરેછે, આતો પાપ પથા છે, સરક્ષણનો આ અભ્યુપાય નથી, માટે અગસ્છેદ અંગભંગાદિ ન કરે તથા મર્મભેદક વચન તેણીના પ્રત્યે ન બોલે, કેમકે સાહસાદિ સ્ત્રીસ્વભાવને લીધે આત્મઘાતમા તેણીઓ યત્ન કરે, માટે તેવી વાણીઓ નજ વદવી ॥૫૩-૫૪॥ બે જણાજ લોકમા રક્ષણવિષે અધિકાર કરેલા સમર્થ છે, કોણ? તો એક રાજા અને બીજા ગુરૂ તે આ બન્ને પોતાના અને પરના સર્વથા ધર્મરક્ષણમા બીજાની અપેક્ષા વિના પિતાદિ સર્વ થકીપણ અધિક સમર્થ છે, તેમા પ્રથમનો રાજા પ્રશાસન (સન્માર્ગના અતિક્રમમા દંડ)થી નિગ્રહ કરીને રક્ષા કરેછે બીજા ગુરૂ સન્માર્ગના ઉપદેશથી રક્ષણ કરેછે આ દેશની અપેક્ષાએ ઉપદેશથી સરક્ષણ કરનાર ગુરૂ તો રાજાની અપેક્ષાએ અધિક છે, કેમકે આતો અજ્ઞાનરૂપ અધકારને ટાળીને જ્ઞાનરૂપ પ્રકાશ ઉપજાવીને સર્વને સન્માર્ગમા સુખેથી લઈ જાય છે ॥૫૫॥ માટે એમનુ પોતાના અધિકારને અનુસારે પ્રજાઓને અને શિષ્યોને યથાયોગ્ય શિક્ષા કરીને વિધવાઓનો બ્રહ્મચર્યરૂપ ધર્મ પુરૂષ-

शिष्यांश्च गुरुणा ततः । पुंस्पर्शाद्विधवाधर्मो रक्षणीयः प्रयत्नतः ॥५६॥ कुरुतो नैव यावित्थं तौ प्रजाशिष्यपातकैः । नृपो गुरुश्च युज्येते भुञ्जाते तान्यमुत्र च ॥५७॥ पितरश्च पतन्त्येव तयोः स्वर्गगता अपि । पापेन तेन महता निरयेषु न संशयः ॥५८॥ उद्धवस्वामिनैवैषा मर्यादास्ति पुरा कृता । उल्लङ्घयेत्तां यः कोऽपि स ज्ञेयस्तत्पथाद्बहिः ॥५९॥ एतामुल्लङ्घ्य मर्यादां स्त्री पुमान्वा निजेच्छया । वर्तिष्येते तयोर्भूरि भविष्यत्ययशो भुवि ॥६०॥ मिथ्याकलङ्कानपि तौ प्राप्यान्ते निरयान्बहून् । भोक्ष्येते नात्र सन्देहो नीलकण्ठो ब्रवीम्यहम् ॥६१॥ सुव्रत उवाच—एतन्निशम्य प्रमुदस्तदानीं सर्वे जनाः प्राञ्जलयः प्रभुं तम् । प्रणम्य ते बाढमितीशवा-

स्पर्शथकी प्रयत्नथीपण रक्षण करवो ॥५६॥ जो गुरु तथा राजा उक्त प्रकारे नज करे तो तेओ प्रजापाप अने शिष्यपापथी लेपाय छे. ते पापना फळने नरकमां भोगवे छे, अर्थात् राजा प्रजापापने भोगवे अने गुरु शिष्यपापने भोगवे छे ॥५७॥ जो राजा अने गुरु प्रजा अने शिष्योने धर्ममार्गमां न नियमन करे तो ते महापापथी तेमना पित्रिओ स्वर्गमां गएला पण नरकमा पडेज एमां संशय नथी ॥५८॥ आ मर्यादा पूर्वे अमारा गुरु साक्षात् उद्धवावतारभूत श्रीरामानंदस्वामीएज करेली छे. जे कोई पण जन आ मर्यादाने उल्लंघन करे ते तेमना अभिमत सन्मार्ग थकी बहिर्भूत होइने अमारो प्रसादपात्र न थाय ॥५९॥ ते आ मर्यादाने उल्लंघन करीने पुरुष के स्त्री जो इच्छामां आवे तेम वर्ते तो तेमनुं पृथ्वीमां बहु अपयश सर्वत्र निन्दास्पद थशे अने तेओ मिथ्या कलंकोनेपण पामीने मरण पामता नरकमां महावेदनाने अनुभवशे एमां संशय नथी. हुं–जे सर्वनो प्रशासिता छु ते साक्षात् कहुंछु. नीलकंठ–तपश्चर्यावडे भूमिमा 'नीलकंठ' नामथी विख्यात एवो हुं कहुंछु ( आ उपरथी–आ मर्यादाना उल्लंघनमां नीलकंठ–रुद्रना जेवो निग्रह महान् तमारे विषे आवी पडे एम पण व्यंजीत थायछे ) ॥६०–६१॥ सुव्रतऋषि कहेछे—हे नरेन्द्र ! ते समये सभामां बेठेला सर्वे भक्तोए भगवाननुं आ वचन सांभळीने ते

क्यमुपादधुः सम्मतयो नरेन्द्र! ॥६२॥ यः पूरुषः स्पर्शविवेकमेतं नारी पठेद्वा शृणुयात्प्रभूक्तम् । तावत्र कीर्तिं धनधान्यऋद्धिं सम्प्राप्नुतो धाम हरेस्तथान्ते ॥६३॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे प्रबोधन्युत्सवे स्पर्शविवेकनिरूपणनामा पञ्चविंशोऽध्यायः ॥२५॥

सुव्रत उवाच—प्रदोषकालेऽथ च पञ्चमीतिथौ महासभायामुपविष्टमीशम् । मुनिः शुकानन्द उदारबुद्धिः पप्रच्छ हेतुं नृप! धर्मसिद्धेः ॥१॥ भगवन्! हेतुना केन धर्मः सिद्ध्यति सान्वयः । शीघ्रं च मानवानां तद्वक्तुमर्हसि मेऽञ्जसा ॥२॥ श्रीनारायणमुनिरुवाच—

મહાપ્રભુને પ્રણામ કરીને બે હાથ જોડીને નમ્ર મસ્તકે અંગીકાર કર્યું, કેમકે આ બધા ભક્તો સન્મતય -દૈવી સંપત્તિએ યુક્ત હતા. એકપણ કુમતિ ન હતો કે જેથી ભગવાનના આદેશમાંપણ નર વિપરીત વૃત્તિવાળો થાય ॥૬૨॥ જે નર અથવા નારી ભગવાને કહેલા આ સ્પર્શવિવેકનો પાઠ કરે અથવા સાંભળે તે બન્ને આ લોકમાં સત્કીર્તિ તથા ધનધાન્યસમૃદ્ધિને પામીને, અંતે પરલોકમાં પરમ સુખને પામે ॥૬૩॥ ઇતિ શ્રીસત્સંગિજીવને - તૃતીયપ્રકરણે પ્રબોધન્યુત્સવે સ્પર્શવિવેકનિરૂપણનામા પંચવિંશોઽધ્યાયઃ ॥૨૫॥

## [1]અધ્યાય ૨૬ મો.

સુવ્રતઋષિ કહે છે—હે નૃપ ! તે પછી કાર્તિક શુકલ પંચમી તિથિએ પ્રદોષ સમયે ( સંધ્યા આરતી પછી ) મહાસભામાં વિરાજમાન થએલા ભગવાનને ધર્મસિદ્ધિના ઉપાયને જાણવાની ઇચ્છાવાળા વિશાળ બુદ્ધિશાળી શુકાનંદમુનિ પુછવા લાગ્યા કે—હે ભગવન્ ! આપના આશ્રિતજનોને સપરિવાર ધર્મ કયા ઉપાયથી સત્વર સિદ્ધ થાય તે ઉપાય મારી ઉપર પ્રસન્ન થઈને આપ તત્ત્વથી કહેવાને યોગ્ય છો ( ચકારથી 'ધર્મસિદ્ધિના વિઘાતના હેતુનેપણ કહેવાને યોગ્ય છો' એમ પુછેલું જાણી લેવું ) ॥૧-૨॥

[1] આ અધ્યાયમાં શુકાનંદમુનિના પુછવાથી ભગવાને સત્ અસત્ દેશ કાળાદિકના વિભાગનું નિરૂપણ કર્યું છે

धर्मः सहान्वयो ब्रह्मन् । देशादौ सति वर्तते । सिद्ध्येत्तत्सेविनां धर्मः स्यादैश्वर्यं सुखं च तत् ॥३॥ असत्यधर्मो देशादावास्ते सपरिवारकः । तत्सेविनामधर्मः स्याद्दुःखं चैश्वर्यतश्च्युतिः ॥४॥ देशः कालः क्रिया ध्यानं शास्त्रं दीक्षा तथा मनुः । सङ्गश्चेत्यष्ट धर्मस्य हेतवो ह्येतरस्य च ॥५॥ लक्षणानि सतां तेषां देशादीनां तथाऽसताम् । कथयामि समासेन हिताय वै नृणामहम् ॥६॥ चतुर्वर्णाश्रमवतां धर्मो यत्र विभागशः । यत्रैकान्तिकभक्ताः स्युर्हरेर्देशः स शोभनः ॥७॥ यत्र ह ब्राह्मणकुलं तपोविद्यादयान्वितम् । यत्र

શ્રીનારાયણમુનિ કહેછે—મુને ! ધર્મ પોતાના વંશે સહિત શુભ દેશ શુભ કાળાદિકમાં વર્તે છે, માટે જેઓ શુભ દેશ શુભ કાળાદિકનું સેવન કરેછે તેઓને ધર્મ સિદ્ધ થાય છે અને તેથી ધર્મને અનુગુણ ( ધર્મના ફળરૂપ અને ધર્મમા વિરોધિ નહિ ) ઐશ્વર્ય અને ધર્માનુબન્ધિ ( ધર્મના ફળરૂપ અને ધર્મમાં વિરોધિ નહિ ) સુખ સિદ્ધ થાયછે ॥૩॥ ધર્મસિદ્ધિનું કારણ કહીને તેના વિઘાતનું કારણ કહેછે—તેવીજ રીતે અધર્મ કામાદિ પોતાના પરિવારની સાથે અશુભ દેશ કાળાદિકમાં જાગેછે, માટે જે જનો અશુભ દેશ અશુભ કાળાદિકનું સેવન કરેછે તેઓને અધર્મ થાય અને તેથી અધર્મના ફળરૂપ અર્થહાનિ તથા દુઃખપ્રાપ્તિ થાય ॥૪॥ તે દેશાદિ આઠ આ છે–દેશ કાળ ક્રિયા શાસ્ત્ર દીક્ષા મત્ર ધ્યાન અને સંગ તેમા સત્ દેશાદિકનુ ધર્મમા હેતુપણું અને અસત્ દેશાદિકનું અધર્મમાં હેતુપણું છે એવો વિભાગ સમજવો ॥૫॥ તે સત્ અસત્ દેશાદિક આઠનાં લક્ષણો હવે સંક્ષેપમાં કહુંછુ, જેથી સત્ અસતનો વિવેક ઉત્પન્ન થતાં સર્વજનોનું હિત થાયજ ॥૬॥ તેમાં પ્રથમ સત્ દેશનું લક્ષણ ચાર શ્લોકથી કહે છે—જે દેશમાં ચાર વર્ણ અને ચાર આશ્રમના ધર્મની વ્યવસ્થા નહિ હણાએલી પ્રવર્તે છે અને જેમાં ભગવાનના એકાંતિક ભક્તો હોય તે દેશ શોભન–શ્રેયસ્કર છે. આમ કહેવાથી ધર્મ અને ભક્તિ પરસ્પર અવિનાભૂત ( ધર્મે સહિત ભક્તિ અને ભક્તિએ સહિત ધર્મ ) જેમાં પ્રવર્તે છે તે દેશ શુભ છે, એટલું તાત્પર્ય નિકળે છે ॥૭॥ જેમા તપ વિદ્યા

यत्र हरेरर्चा स देश श्रेयस पदम् ॥८॥ पुराणप्रथिता यत्र गङ्गाद्या स्युश्च निम्नगा । पुष्करादीनि तीर्थानि क्षेत्राण्यर्हाश्रितानि च ॥९॥ कुरुक्षेत्र गयाशीर्ष प्रयाग. पुलहाश्रम. । नैमिष फाल्गुन सेतु प्रभासोऽथ कुशस्थली ॥१०॥ वाराणसी मधुपुरी पम्पा विन्दुस रस्तथा । नारायणाश्रमोऽयोध्या सीतारामाश्रमादय. ॥११॥ सर्वे कुलाचला पुण्या महेन्द्रमलयादय । देशानामुत्तमो देश सत्पात्र यत्र लभ्यते ॥१२॥ एते पुण्यतमा देशा सेव्या श्रेयोर्थिभिर्नरै ।

दयाએ યુક્ત બ્રાહ્મણકુળ હોય અને જે દેશમાં પ્રતિમારૂપ ભગવાન્ સન્નિધિ પામેલા હોય તે દેશ શ્રેયનુ પદ છે, એટલે શુભ જાણવો (આ સ્થળે આ ટલુ જાણવુ—જે શમદમરૂપ તપે વિહીન કે વિદ્યાએ વિહીન કે દયાએ વિહીન હોય તે બ્રાહ્મણકુળ ન કહેવાય, કેમકે જાતિયોગમાત્રથી બ્રાહ્મણ પણાની સિદ્ધિ થતી નથી, માટે આ ગુણોએ પરિપૂર્ણ જે હોય એજ બ્રાહ્મણ કુળ કહેવાય, અન્યથા (ગુણ વિના) તો બ્રહ્મબન્ધુકુળજ કહેવાય, માટેજ આ અર્થને જણાવા ભગવાને 'तपोविद्यादयान्वित' આવુ વિશેષણ બ્રાહ્મણ કુળને આપ્યુ છે) ॥૮॥ જે દેશમા પુરાણપ્રખ્યાત ગગાપ્રમુખ નદીઓ હોય, પુષ્કરાદિ તીર્થો હોય અને પૂજ્ય મહર્ષિઓએ સેવેલા ક્ષેત્રો હોય તે સર્વ દેશ ધર્મનો અભિવર્ધક છે જે જળપ્રધાન હોય તે તીર્થ કહેવાય અને જે આશ્રમપ્રધાન હોય તે ક્ષેત્ર કહેવાય એવો ભેદ જાણવો ॥૯॥ તેને કહેછે—કુરૂક્ષેત્ર, ગયાશીર્ષ, પ્રયાગ, પુલહાશ્રમ, નૈમિષારણ્ય, ફાલ્ગુન (એ નામનુ એક તીર્થ) સેતુબધ, પ્રભાસ, દ્વારકા, કાશીપુરી મથુરાનગરી પપાસર, બિન્દુસર (સિદ્ધપદ) બદરીકાશ્રમ, અયોધ્યા, સીતારામાશ્રમ-ચિત્રકૂટ પચવટી વિગેરે, 'महेन्द्रो मलयः सह्य शुक्तिमानृक्षपर्वत । विन्ध्यश्च पारियात्रश्च सप्तैते कुलपर्वता' આ કહેલા મહેન્દ્ર મલયાદિ સાતેય કુળપર્વતો, આ બધા સ્થાનવિશેષો પુણ્ય છે, અર્થાત્ શુભ દેશો જાણવા જેમા સત્પાત્ર (ભગવાનમા અનન્ય ભક્તિએ સપન્ન ભાગવતોત્તમજ સત્પાત્ર છે) મળે તેજ દેશ શુભ દેશોને મધ્યે ઉત્તમ દેશ જાણવો ॥૧૦-૧૨॥ માટે શ્રેયોર્થી નરોએ આ પુણ્યતમ દેશોમાથી હરકોઈ દેશનો આશ્રય

धर्मो ह्यत्र कृतः पुंसां सहस्राधिकफलोदयः ॥१३॥ असद्देशानथो वच्मि हातव्यान् धर्मबुद्धिभिः। अङ्गवङ्गकलिङ्गाश्च म्लेच्छदेशाश्च कीकटाः ॥१४॥ असंस्कृताश्चोपराश्च हर्यर्चारहिताश्च ये। यत्र स्योदकपानेन भवेयुर्जाठरा रुजः ॥१५॥ स्वस्वधर्मविहीनाः स्युर्नरा यत्र तथा स्त्रियः। भक्ताश्चैकान्तिका यत्र न स्युर्भगवतोऽमलाः ॥१६॥ राजा च राजकीया वा बलाद्यत्र परस्त्रियः। परस्वानि हरेयुश्च पीडयेयुश्च दुर्बलान् ॥१७॥ यत्र च व्यभिचारिण्यो भवेयुः प्रायशः स्त्रियः। मद्यमांसादिलेपाः स्युर्यत्र च स्तेयकर्मिणः ॥१८॥ देशे सत्यपि यत्र स्यान्मारीरोगाद्युपद्रवः। राजसैन्योपद्रवश्च

કરવો. તેમા અનુષ્ઠાન કરેલો ધર્મ હજાર ઘણુ અધિક ફળને આપેછે અર્થાત્ ધર્મ અભિવૃદ્ધિ પામેછે ॥૧૩॥ હવે ધર્માર્થી જનોએ ત્યજવાના અસત્ દેશો કહુંછું-અંગ વગ કલિંગ દેશો, મ્લેચ્છોએ આશરેલા સિન્ધુથકી ઉત્તરના દેશો, કીકટનામના દેશવિશેષો, જે અસંસ્કૃત-વાળવું છાંટવું લીપવું વિગેરે સસ્કારે રહિત હોઇને કીટાદિકની અધિકતાવાળા હોય, જે ખારયુક્ત હોય, જે ભગવત્પ્રતિમાના પ્રસગે રહિત હોય, જે દેશમાં વર્તતું જળ પીવામાત્રમાં વિવિધ ઉદરવ્યાધિને ઉત્પન્ન કરતું હોય જે દેશમાં નરો કે નારીઓ પોતપોતાના ધર્મથકી વિમુખ હોય, જેમાં ભગવાનના એકાંતિક ભક્તો ન હોય, જેમાં રાજા કે રાજપુરૂષો બળાત્ પરદાર પરદ્રવ્યના હરણપરાયણ હોય અને દુર્બળ પીડનપરાયણ હોય, જેમા કુલટા સ્ત્રીઓનું આધિક્ય હોય, જેમાં મદ્યમાંસાદિ ભક્ષક જનોનુ બહુપણુ હોય તથા મદ્યમાંસાદિકના લેપી હોય, જેમા ચોર નરોની વિશેષતા હોય, તે આ સર્વે અસત્ દેશો જાણવા ॥૧૪-૧૮॥ શુભ દેશ છતાંપણ જેમાં મારીરોગ (ઝટ પ્રાણને હરનારો રોગવિશેષ) આદિક ન ચિકિત્સા થાય એવા રોગનો ઉપદ્રવ થતો હોય, વારેવારે જતા આવતા રાજસૈન્યની લુટ વિગેરે પીડા આવતી હોય, અનાવૃષ્ટિ વિગેરે સાત ઇતિઓનો ઉપદ્રવ થતો હોય, (ઈતિયો રાજધર્મમાં કહીછે-'अतिवृष्टिरनावृष्टिः शलभा मूषकाः शुकाः। स्वचक्रं परचक्रं च सप्तैता ईतयः स्मृताः॥' )હે મુને! જેમા અન-

स्याच्चेतीनामुपद्रवः ॥१९॥ यत्रान्नवस्त्रातिदुःखादपि स्वजनविक्रयम् । कुर्वीरन् पुरुषाश्चैते देशाः खल्वशुभा मुने ! ॥२०॥ शुभो ब्राह्ममुहूर्तादिः पूर्वाह्णो देवकर्मणि । कालोऽपराह्णः पैत्रे च कर्मणि प्रोच्यते शुभः ॥२१॥ तथायनं च विषुवं व्यतीपातो दिनक्षयः । चन्द्रादित्योपरागश्च द्वादशी वैष्णवं च भम् ॥२२॥ अक्षयाख्या तृतीया च नवमी कार्तिके सिता । चतस्रोऽप्यष्टकाश्चैव माघे च सितसप्तमी ॥२३॥ समासर्क्षाः पौर्णमास्य एकादश्यश्च सर्वशः ।

---

વસ્ત્રાદિ નહિ મળવાથી દુઃખી થતાં તેની પ્રાપ્તિ માટે લોકો પોતાની પત્ની પુત્ર પુત્રી વિગેરે સ્વજનનો વિક્રય કરતા હોય, તે આ બધા દેશો અશુભ સમજવા ॥૧૯-૨૦॥ હવે સત્ કાળનાં લક્ષણો કહેછે-'रात्रेरुपान्त्यो मुहूर्तो ब्राह्मसंज्ञः' આ આચારમયૂખમાં કહેલો બ્રાહ્મમુહૂર્ત આદિક કાળ શુભ-સત્ત્વગુણની અભિવૃદ્ધિ કરનારો સમય હોવાથી ઈશ્વરધ્યાનાદિકમાં અત્યંત ઉપકાર કરનારો છે. પૂર્વાહ્ન-દિવસનો પૂર્વભાગ (મધ્યાહ્ન પહેલો) કાળ શુભ છે. આ કાળ શ્રીવિષ્ણુ પ્રમુખ દેવોના પૂજન કર્મમાં, શ્રેષ્ઠ છે, તે સમયમાં કરેલા કર્મથી દેવો તૃપ્ત થાયછે, 'पूर्वाह्णो वै देवानां' એવી શ્રુતિ છે. અપરાહ્ન-મધ્યાહ્ન થકી પછીનો ૭ ઘડીરૂપ કાળ શુભ છે, આ કાળતો પિતૃસંબન્ધિ કર્મ (શ્રાદ્ધ)માં શ્રેષ્ઠ છે, તે સમયમાં કરેલા શ્રાદ્ધકર્મથી પિત્રિઓ તૃપ્ત થાયછે, 'अपराह्णः पितॄणां' એવી શ્રુતિ છે ॥૨૧॥ તથા અયન-દક્ષિણાયન અને ઉત્તરાયણ, (કર્ક સંક્રાન્તિ અને મકરસંક્રાંતિનો કાળ) વિષુવ, (તુળાસંક્રાન્તિ અને મેષસંક્રાન્તિનો કાળ) વ્યતીપાત, (વિષ્કુંભાદિ સત્તાવીશ યોગની અંદરનો યોગવિશેષ) દિનક્ષય-અવમદિન, ('यत्रैकः स्पृशति तिथित्रयावसानं वारश्चेदवमदिनं तदुक्तमार्यैः' આ રત્નમાળામાં કહેલા લક્ષણવાળો કાળ) ચંદ્રસૂર્યના ગ્રહણનો કાળ, સર્વ દ્વાદશીઓ, શ્રવણ નક્ષત્ર, અક્ષયતૃતીયા, (વૈશાખ શુક્લ તૃતીયા) કાર્તિક માસના શુક્લપક્ષની નવમી તિથિ, માગશર પોષ માઘ અને ફાગણ આ ચાર માસની કૃષ્ણપક્ષની ચાર અષ્ટમીઓ, માઘ માસના શુક્લપક્ષની સપ્તમી, તેતે માસનાં નામનક્ષત્રે યુક્ત પૌર્ણમાસીઓ, સર્વ એકાદશીઓ, પોતાની પત્નીનો

संस्कारकालो जायाया अपत्यस्यात्मनस्तथा ॥२४॥ सप्तमी भानुयुक्ता च सोमामा च बुधाष्टमी। अङ्गारकचतुर्थी च षष्ठी च कपिलाह्वया॥२५॥ यस्मिंश्चापररात्रे स्युर्देवविप्रेक्षणादयः। सुस्वमाः शकुनाश्च स्युः सन्ति कालः स शोभनः ॥२६॥ प्रेतक्रियायाः कालश्च मृताहो व्रतवासराः। जन्मोत्सवा हरेश्चेति पुण्यकाला प्रकीर्तिता ॥२७॥ एषु स्नानं जपो होमो व्रतं देवद्विजार्चनम्। पितृदेवनृभूतेभ्यो यद्दत्तं तद्ध्यनश्वरम् ॥२८॥ प्रदोषश्च निशीथादिः सूतक

પુંસવનાદિ સસ્કાર કાળ, પુત્રનો જાતકર્માદિ સસ્કારકાળ, પોતાનો વિષ્ણુ દીક્ષા યજ્ઞદીક્ષાદિ સસ્કારકાળ, રવિવારસહિત સપ્તમી, સોમવાર સહિત અમાવાસ્યા, બુધવાર સહિત અષ્ટમી ભૌમવારે યુક્ત ચતુર્થી, કપિલાષષ્ઠી ઈત્યાદિ કાળવિશેષો શુભ-શુભકારી છે તે કાળમા કરેલુ દાનાદિ સત્કર્મ અધિક ફળને આપનારૂ થાય (માટે આ કાળવિશેષો ધર્મવર્ધક હોવાથી સત્કાળમા ગણ્યા છે) ॥૨૨-૨૫॥ વળી જે અપરરાત્ર-રાત્રિના પાછલા ભાગમા દેવ બ્રાહ્મણ ભગવદ્ભક્ત દર્શનાદિ શુભ સ્વપ્નો આવે તથા શખાદિ મગળધ્વનિનુ શ્રવણાદિરૂપ શુભ શકુનો થાય તે સમયપણ શુભ કહ્યોછે ॥૨૬॥ પોતાના પિતાની ઔર્ધ્વદૈહિક ક્રિયાનો કાળ, મૃતાહ-પોતાના માતા પિતા આદિકનો સાવત્સરિક દિવસ, બધાય કૃચ્છ્રાદિ વ્રતાચરણ દિવસો અને ભગવાનના જન્માષ્ટમી રામનવમી વિગેરે જન્મોત્સવ દિવસો, ઈત્યાદિ કાળો શુભ કહ્યાછે (કરેલા ધર્મનુ અધિક ફળ આપનારા છે માટે શુભ કહ્યાછે) તેને સ્પષ્ટપણે કહેછે—આ શુભ કાળોમાં કરેલુ સ્નાન, જપ હોમ, વ્રત, દેવ ભૂદેવ પૂજન અને દેવ પિત્રિ નર ભૂતોને અર્પણ કરેલુ તે સર્વ અક્ષય ફળ આપનારૂ થાય (અધિક ફળ થાય 'અક્ષય' કહ્યુ એતો એની સ્તુતિ કરેલી જાણવી, વસ્તુતાએ નહિ ॥૨૭-૨૮॥ હવે અશુભ કાળનુ લક્ષણ કહેછે—પ્રદોષ-રાત્રિનુ મુખ, (જેમા ચદ્ર તારાઓ સ્પષ્ટ દેખાતા હોય) મધ્યરાત્રિ આદિક, જન્મમરણાદિ આશૌચ કાળ, દુર્દિન, (અકાળમા આવેલા મેઘથી ઢકાએલા દિવસો) દિવ્ય-આકાશમા થતા વિજળીપાત વિગેરે અને ભૌમ-ભૂમિ ઉપર થતા ભૂકપાદિ ઉત્પાતોનો

दुर्दिनानि च । दिव्यभौमोत्पातहेतुः सर्वोद्वेगादिकृत्तथा ॥२९॥ आत्मनः पशुवित्तादेर्हानिकृत्सर्वथा च यः । असन्त एते विज्ञेयाः कालाः पुंभिर्विचक्षणैः ॥३०॥ यस्मिंश्चापररात्रे स्युः कृष्णसर्पेक्षणादयः । दुःस्वप्नाश्चापशकुनाः प्रोक्तः कालः स चाप्यसन् ॥३१॥ सत्क्रियास्तु हरेर्भक्तिर्नवधा श्रवणादिका । अहिंसयज्ञा दानानि व्रतानि नियमा यमाः ॥३२॥ स्वधर्मश्च सतां सेवा ब्राह्मणाराधनं तथा । तीर्थयानादिका ज्ञेयाः क्रियाः सत्यो मनीषिभिः ॥३३॥ असत्क्रियास्तु विज्ञेया जीवहिंसानृतं तथा । मद्यमांसाशनं स्तेयं दम्भः साङ्कर्यकर्म च ॥३४॥ द्यूतं च परनारीणां सङ्गः क्ष्वेलिश्च नर्म च । अपमानः सतां चेति ह्यसत्यः कथिताः क्रियाः ॥३५॥ शान्तमूर्तेर्भगवतो वासुदेवस्य सत्पतेः । नारायणस्य श्रीभर्तुर्य-

હેતુભૂત જે સમય તથા દુર્લિક્ષાદિ સર્વને ઉદ્વેગ કરનારો જે સમય તે આ બધોય અસત્ કાળ જાણવો ॥૨૯॥ જે કાળતો પોતાના પશુ વિત્ત વિગેરેના વિનાશને કરનારો છે તે કાળ અસત્કાળ છે એમ જણાય છે (કેમકે અ ધર્મ જે પાપ તેના ઉપભોગમા હેતુ થાયછે) આ પ્રદોષાદિ કાળો વિચક્ષણ પુરૂષોએ એસત સમજવા ॥૩૦॥ જે અપરરાત્રિમા કૃષ્ણસર્પદર્શન પ્રેતદર્શનાદિ દુ સ્વપ્નો આવે અને બીજાપણ અપશકુનો થાય તે કાળપણ અસત્કાળ જાણવો ॥૩૧॥ હવે સત્ ક્રિયાનાં લક્ષણ કહેછે—હે મુને! સત્ક્રિયાતો–ભગવાનમા શ્રવણ કીર્તનાદિ લક્ષણા નવધા ભક્તિ, હિંસારહિત યજ્ઞો, દાનો, વ્રતો, નિયમો, યમો, વર્ણાશ્રમપ્રાપ્ત સ્વધર્મ, સતોની સેવા, બ્રાહ્મણોનુ આરાધન, તીર્થયાત્રા, ઈત્યાદિ આ સત્ક્રિયાઓ સમજવી ॥૩૨–૩૩॥ હવે અસત્ક્રિયાનાં લક્ષણો કહેછે—અસત્ક્રિયાતો–પ્રાણિહિંસા, અસત્ય ભાષણ, મદ્યપાન, માંસભક્ષણ, ચોરકર્મ, મિથ્યાચાર રૂળ જેનુ છે એવો દંભ, જાતિમાથી ભ્રષ્ટ કરનારૂં કર્મ, આ સર્વ અસત્કર્મ જાણવુ. તથા દ્યૂત, પર પત્ની પરિગ્રહ, તેની સાથે ક્રીડા, તેની સાથે પરિહાસ, સત્ય સાધુઓનુ અપમાન, આ બધી અસત્ય ક્રિયાઓ કહીછે ॥૩૪–૩૫॥ હવે ગત્ ધ્યાનનું લક્ષણ કહેછે—સત્ત્વ ગુણના એક પ્રવર્તક, સત્ત્વપ્રધાન જનોએ

ध्यानं तत्सदुच्यते ॥३६॥ कृष्णसम्बन्धिनां स्थानासनभूषणवाससाम् । वेणुमालायुधादीनां ध्यानं च सदुदीरितम् ॥३७॥ कालीभैरवयक्षाणां मद्यमांसाशिनां तु यत् । ध्यानं तामसदेवानामशुभं परिकीर्तितम् ॥३८॥ मूर्तयश्चावताराणां श्रीविष्णोः प्रतिपादिताः । श्रीरामकृष्णमुख्यानां यत्र सच्छास्त्रमेव तत् ॥३९॥ यच्चारदोद्धवादीनामैकान्तिकसतां हरेः । प्रतिपादनकर्तृ स्यान्मूर्तीनां तच्च सन्मतम् ॥४०॥ यत्र साक्षाद्भगवतो धृतदिव्यनराकृतेः । तत्सतां

સમાશ્રયણીય, પ્રશાંત દિવ્ય મૂર્તિ જેમની છે, ભગવાન-જ્ઞાન શક્તિ બળ ઐશ્વર્ય વીર્ય અને તેજના નિધિ, સર્વાવાસ વાસુદેવ, સંતોના પતિ એવા શ્રીમાન્ નારાયણનું જે પ્રેમપૂર્વક અનુધ્યાન તે સત્ ધ્યાન કહ્યું છે, કેમકે આ ધ્યાન સત્ત્વશુદ્ધિ સંપાદનદ્વારા પરમ નિઃશ્રેયસ ફળને આપનારૂં છે. તે શ્રીકૃષ્ણનાં જે સ્થાન આસન આભૂષણ વસ્ત્ર વેણુ માળા આયુધ આદિક છે તેમનું ધ્યાન પણ શુભ ધ્યાનજ જાણવું ॥૩૬-૩૭॥ હવે અસત્ ધ્યાન કહેછે—તમ પ્રધાનપણે જેમને પ્રિય છે, તમોગુણના અભિવર્ધનમાંજ એક તત્પર, મદ્ય માંસાદિકનું નૈવેદ્ય જેમને પ્રિય છે એવા કાળી ભૈરવ યક્ષાદિ જે ક્ષુદ્રદેવતાઓ તેમનું જે ધ્યાન તે અસત્ ધ્યાન કહ્યું છે, કેમકે તે તમ પ્રાય ક્ષુદ્ર અલ્પ ફળને આપનારૂં છે ॥૩૮॥ હવે સત્ શાસ્ત્રનું લક્ષણ કહેછે—જેમાં ભગવાન્ શ્રીવિષ્ણુના અવતારભૂત શ્રીરામ શ્રીકૃષ્ણ આદિકનું સ્વરૂપ અને તેમના સબન્ધિ દિવ્ય ચરિત્ર પ્રતિપાદન કર્યું હોય તેજ સત્ શાસ્ત્ર કહ્યુંછે. ભગવાનના એકાંતિક ભક્ત જે નારદજી ઉદ્ધવજી વિગેરે છે તેમનુ સ્વરૂપ તથા ચરિત્ર જેમાં પ્રતિપાદન કર્યું હોય તેપણ સત્ શાસ્ત્ર માન્યું છે ॥૩૯-૪૦॥ જેમાં ધર્મરક્ષણ માટે દિવ્ય નરાકાર સ્વીકારનાર સાક્ષાત્ ભગવાનના દિવ્ય સ્વરૂપનો તથા દિવ્ય ચરિતનો અનુવાદ કર્યો હોય તે સચ્છાસ્ત્ર સમજવું. ( આ સ્થળે આટલું જાણવું–આ વિભાગ પૌરૂપેય-વેદથકી ભિન્નમા નિરૂપણ કર્યોછે. અપૌરૂપેય વેદ સ્વતઃપ્રમાણભૂત હોવાથી તેનું સચ્છાસ્ત્રપણુંતો સિદ્ધજ છે માટે સિદ્ધ કરવાનું નથી આમ કહેવાથી-વેદોની આમાં ગણના કેમ કરી નથી? એવી શંકાનો

च वचांसि स्युः प्रतिपाद्यानि तच्च सत् ॥४१॥ सच्छास्त्रलक्षणं प्रोक्तमसच्छास्त्रं ब्रवीम्यथ। एतच्छास्त्रविरुद्धं यदसच्छास्त्रं तदुच्यते ॥४२॥ आकारखण्डनं यत्र स्याद्धरेश्चापि तत्सताम्। आत्मनिष्ठा च भक्तिश्च स्यात्र रहिता यमैः ॥४३॥ अवतारचरित्रेषु विष्णोरारोप्य दूषणम्। कृतं स्यान्निन्दनं यत्र तदसच्छास्त्रमुच्यते ॥४४॥ यत्र तामसदेवानां द्रव्यैरशुचिभिर्भवेत्। पूजाविधिश्च तत्सर्वं शास्त्रं ह्यसदितीर्यते ॥४५॥ कण्ठस्रक् जपमाला च पुण्ड्रं वस्त्राणि दैहिकी। प्रकृतिश्च भवेत्सौम्या यस्यां दीक्षा तु सा सती ॥४६॥ आनखादाशिखं वेषो यस्यां स्याच्च भयानकः। यस्यां क्रोध

---

અવસર નથી ) ॥૪૧॥ હે મુને ! એરીતે સચ્છાસ્ત્રનુ લક્ષણ કહ્યુ હવે અસત્ શાસ્ત્રનુ લક્ષણ કહુંછુ—આ સચ્છાસ્ત્રથકી જે વિરૂદ્ધ હોય તે અસચ્છાસ્ત્રો જાણવા ॥૪૨॥ જેમા ભગવાન દિવ્યાકાર હોવા છતાપણ તેમના આકારને ખડન કરનારી કુયુક્તિ ગર્ભિત વાક્યજાળ હોય તથા મુક્તોના આકારને ખડન કરનારૂં વાક્ય હોય તે અસત્ શાસ્ત્ર માન્યુ છે વળી જેમા અહિંસાદિ યમોએ રહિત આત્મનિષ્ઠા કે ભક્તિનિષ્ઠા નિરૂપણ કરી હોય, એટલે અહિંસા બ્રહ્મચર્ય આદિક યમોની અપેક્ષા વિનાજ આત્મનિષ્ઠા અને ભક્તિનિષ્ઠાનુ નિ શ્રેયસમા સાધનપણુ કહ્યુ હોય તેપણ અસત્ શાસ્ત્ર માન્યુ છે ॥૪૩॥ વળી જેમા ભગવાનના અવતારચરિત્રોમા દૂષણ આરોપણ કરીને નિંદા કરી હોય તેપણ અસચ્છાસ્ત્ર માન્યુ છે ॥૪૪॥ વળી જેમાં કાળી ભૈરવ વિગેરે તામસ દેવોનો મદ્યમાંસાદિ અપવિત્ર પદાર્થોવડે પૂજાપ્રકાર પ્રતિપાદન કર્યો હોય તેપણ અસચ્છાસ્ત્ર કહ્યુછે ॥૪૫॥ હવે સતી દીક્ષાનુ લક્ષણ કહેછે—જે દીક્ષામા નિરતર જપવાનો મત્ર જેમ એમ અઢારનોપણ તેનો માળા પુડ્રાદિ અગવિશેષ સત્ત્વગુણનો સવર્ધક હોય જેમકે-જે દીક્ષાને પામેલો પુરૂષ પ્રકૃતિથીજ સૌમ્યદર્શન હોય અને કઠમા ધારવાની માળા, જપ કરવાની માળા, તિલક વસ્ત્ર વિગેરે આદિ ચિહ્નપણ પ્રિયદર્શન હોય તે દીક્ષા સતી માનેલી છે ॥૪૬॥ હવે અસતી દીક્ષાનુ લક્ષણ કહેછે—જે દીક્ષામાં તેના અગભૂત વેષ નખને

आपद्दाब्दाः सा दीक्षा त्वसती मता ॥४७॥ यद्दर्शनाद्विभीयुश्च जना व्याघ्रादितो यथा। मद्यमासाद्यभक्ष्यस्य भक्षणं यत्र वा भवेत् ॥४८॥ आरक्ते लोचने यत्र गञ्जभङ्गादिभक्षणात्। प्रोक्ता सा चासती दीक्षा पारदार्यं च यत्र वा ॥४९॥ सन्मन्त्रः स तु विज्ञेयो यत्र स्युर्मङ्गलाभिधाः। कृष्णनारायणनरवासुदेवादयो हरेः ॥५०॥ असन्मन्त्रस्तु स ज्ञेयो मारणोच्चाटनादिकृत्। युक्तस्तामसदेवानां नाम्ना चित्तभ्रमश्च यः ॥५१॥ ये तु भागवतास्तेषां सङ्गः सत्सङ्ग उच्यते। लक्षणैस्ते तु विज्ञेया सच्छास्त्रेपूपवर्णितैः ॥५२॥ अष्टाङ्गं ब्रह्मचर्यं ये पालयेयुर्दृढव्रताः। धन-

આરભીને શિખાપર્યંત ભયાનક (જેમ ચિતાભસ્મનો લેપ કરવો અસ્થિ ધારવા વિગેરે) હોય, જેમા ક્રોધ અને અપશબ્દો સહજ હોય તે દીક્ષાતો અસતી માની છે ॥૪૭॥ જે વેષના દર્શનથી જનો વ્યાઘ્રાદિકથીજ જેમ એમ ભય પામતા હોય એવો વેષ ધારવાના નિયમવાળી અને જેમા મદ્ય માસ ડુંગળી લસણ આદિક અભક્ષ્યનુ ભક્ષણ નિયમથી હોય તે દીક્ષા અસતી સમજવી ॥૪૮॥ વળી જે દીક્ષામા ભાગ્ય ગાજો આદિક માદક વસ્તુનુ સેવનાદિ અગતરીકે હોય, તેથી તે દીક્ષાવડે દીક્ષિત થએલો જન સદાય લાલચોળ લોચનવાળો રહેતો હોય અને જેમા પરાગનાસગનો પ્રસગ હોય તેપણ અસતી દીક્ષા જાણવી ॥૪૯॥ હવે સન્મંત્રનું લક્ષણ કહે છે—જેમા શ્રવણમાત્રથી અને ઉચ્ચારણમાત્રથી સકળમગળ કરનારાં કૃષ્ણ-નારાયણ-વાસુદેવ આદિક ભગવન્નામો બાધેલ હોય તેતો સન્મત્ર સમજવો ॥૫૦॥ હવે અસન્મંત્રનું લક્ષણ કહેછે—જેમા શ્રવણમાત્રથી કર્ણ વિદારણ કરનારો મારણ ઉચ્ચાટનાદિકને કરનારો ભયાનક શબ્દ તામસ દેવતાના નામયુક્ત જોડેલો હોય તે તથા જે લેશપણ પ્રસ્ખલન થતા ચિત્તવિભ્રાતિ વિગેરે અનર્થને કરનારો હોય તે મત્રતો અસત્ મત્ર જાણવો ॥૫૧॥ હવે સત્સંગનું લક્ષણ કહેછે—જેતો ભાગવત-ભગવાનના એકાતિક ભક્ત સાધુઓ હોય તેમનો જે સંગ-સમાગમ તે 'સત્સગ' કહ્યોછે. તે ભાગવતોતો સચ્છાસ્ત્રમા કહેલા લક્ષણોવડે જાણવા ॥૫૨॥ તે

मात्रत्यागिनश्च निःस्वादाः स्नेहवर्जिताः ॥५३॥ निर्मानाः नि·स्पृहाः शुद्धाः क्रोधेर्ष्याद्रोहवर्जिताः । निर्मत्सराश्च निर्लोभा आत्मनिष्ठा जितेन्द्रियाः ॥५४॥ भक्तिं हर्यवतारेषु माहात्म्यज्ञानपूर्विकाम् । कुर्युरैकान्तिका भक्तास्तेषां सङ्गो हि सन्मतः ॥५५॥ धृतावतारस्य हरेः साक्षात्सङ्गश्च यो भुवि । तदीयानां च शास्त्राणां सङ्गः सत्सङ्ग उच्यते ॥५६॥ देशादिसप्तकस्यापि सच्छब्देनोदितस्य यः । सङ्गः स सर्वोऽपि मतः सत्सङ्गो मुनिसत्तमैः ॥५७॥ सङ्गोऽसतामसत्सङ्गो ज्ञातव्यास्तेऽपि लक्षणैः । भक्तिहीना भवेयुर्ये श्रीविष्णौ वैष्णवेषु च ॥५८॥ ये

ભાગવતોના લક્ષણો સ્વય કહેછે—જેઓ અષ્ટાગ બ્રહ્મચર્ય વ્રતમા દૃઢ નિષ્ઠાવાળા, ઉગ્ર અગ્નિથકીજ જેમ એમ ધનમાત્રથકી વિમુખ, તીવ્ર વિષથકીજ જેમ એમ સ્વાદમાત્રથી નિવૃત્ત થએલા, કુટિલ કાટાવાળી વાડથકીજ જેમ એમ પુત્ર કળત્રાદિકથી વિમુખ રહેનારા, ( માટેજ ) નિ સ્નેહ–દેહ દેહાનુબન્ધિમા મમતાએ રહિત, ( માટેજ ) દેહપોષણના ઉપકરણોમાં નિ સ્પૃહ, જીતેંદ્રિય, ક્રોધ ઈર્ષ્યા દ્રોહ માન મત્સર લોભ આદિક અંત શત્રુઓનો જય કરી રહેલા, માટેજ શુદ્ધ–નિર્મળ મનવાળા, ત્રણ દેહથકી વિલક્ષણ આત્મસ્વરૂપમા નિષ્ઠાએ સપન્ન અને ભગવાનના અવતારોમા માહાત્મ્ય જ્ઞાનપૂર્વક ભક્તિએ યુક્ત હોય આવા જે એકાતિક ભક્તો તેમનો જે સગ તે સત્સગ સમજવો, અર્થાત્ ભક્તોનો સગ એજ સત્સગ જાણવો અને ભગવાન તથા તેમના અવતારોમા જેઓ માહાત્મ્યજ્ઞાનપૂર્વક એકાતિકી ભક્તિને કરેછે તે ભક્તો જાણવા ભૂમિમા સાક્ષાત્ પ્રકટતાને પામેલા ભગવાનમા જે ભક્તિરૂપી સગ અને જે તેમના વચનામૃતોએ પરિપૂર્ણ તેમના શાસ્ત્રોનો સગ તેપણ સત્સગ કહ્યોછે તથા સત્ શબ્દથી અહીં કહેલા ( શુભ ) દેશાદિક સાતનોપણ જે સગ તે સર્વ મુનિસત્તમોએ સત્સગ માન્યોછે ॥૫૩–૫૭॥ હવે અસત્સંગ કહેવાપૂર્વક અસંતોનાં લક્ષણો કહેછે—અસતોનો સગ તે અસત્સગ કહ્યોછે અસતોપણ તેમના લક્ષણોવડે જાણવા જેઓ શ્રીવિષ્ણુ અને વૈષ્ણવોમાં ભક્તિએ રહિત, સત્ શાસ્ત્રોમા વિશ્વાસે

सच्छास्त्रेष्वविश्वासा नास्तिका धनलोलुपाः । पारदार्यरताः स्तेनाः सुरामिषनिषेविणः ॥५९॥ मानिनो मत्सरग्रस्ता दाम्भिका द्यूतदेविनः । अभक्ष्यभक्षा हिंसाश्च मदमत्ताः पुरुक्रुधः ॥६०॥ महतो ब्रह्मचर्यादीन् गुणांस्त्यक्त्वाल्पकेऽपि ये । सतां दोषे दैहिके तु महादोषापवादिनः ॥६१॥ आत्मश्लाघापरा ये च हरितद्भक्तनिन्दकाः । गृह्णन्तोऽन्नादि च स्वार्थमुपद्रुत्य परान् भृशम् ॥६२॥ नृदेहं हरिणा दत्तं कृपया भक्तिधर्मयोः । संसाधकमपि प्राप्य पौरुषं नाचरन्ति ये ॥६३॥ कालं दैवं च संस्कारं कृपां

वर्जीत नास्तिक, धनमांज એક લોલુપતાવાળા, પરદારા પરદ્રવ્યના હરણપરાયણ, સુરામાંસાદિકના સેવનપરાયણ, માન મત્સર દંભાદિકે ગળી લીધેલા, જુગટુ રમવામાં આસક્ત, અભક્ષ્યના ભક્ષણમાં પ્રીતિવાળા, મદ ક્રોધથી ઉદ્ધત, પરહિંસાપરાયણ, આ સર્વે અસંત સમઝવા ॥૫૮-૬૦॥ વળી બ્રહ્મચર્યાદિ મહાવ્રતમાં નિષ્ઠાવાળા મહાત્માઓમાંપણ તેમના ગુણોને નહિ ગણીને દૈહિક અલ્પ દોષ-શબ્દાદિ વિષયોનો સ્પર્શ થતાં અવશ્ય થનારા શીતઉષ્ણાદિ દુઃખની દેશ કાળ વયની વિષમતાને લીધે અસહનતારૂપ અથવા ભોજન કરવું વસ્ત્ર પહેરવું ઈત્યાદિકમાં અવ્યવસ્થારૂપ અલ્પમાત્ર દોષમાં દોષવાદોને જેઓ કરતા હોય તેપણ અસંત કહ્યાછે ॥૬૧॥ વળી જેઓ વારંવાર પોતાના મુખથી પોતાની પ્રશંસાપરાયણ, ભગવાન અને ભાગવતોની નિંદાપરાયણ અને પરોપદ્રવથીજ પોતાના ઉદરભરણપરાયણ હોય તે અસંત કહ્યાછે ॥૬૨॥ વળી જેઓ નિઃશ્રેયસના સાધનભૂત એવા ભક્તિધર્મનાજ એક સાધનપણે ભગવાને કૃપા કરી આપેલા એવાપણ મનુષ્ય દેહનો અસ્થાનમાં વિનિયોગ કરનારા અને શ્રેયના સાધનપણે કહેલા ભગવદુપાસન ધર્માનુષ્ઠાનરૂપ પૌરૂપ (પુરુષપ્રયત્ન)માં તો વિમુખ રહેનારા છે તે આ અસંતો કહ્યાછે (સ્થાનમાં વિનિયોગ ન કરવો અને અસ્થાનમાં વિનિયોગ કરવો એમ બે મળીને એક દૂષણ જાણવું. 'આત્મા અત્યંત પરતંત્ર છે' એમ જાણતા, આર્ત, અશક્ત, આદિજ ભગવાનના શરણને પામેલા જનોને પૌરૂપેયનો પરિત્યાગ જે શરણાગતિધર્મથી પ્રાપ્ત થાયછે તેતો મહાન્ ગુણ છે, આ બાબતતો

भगवतस्तथा । श्रेयोऽर्थे पौरुषे हेतुं मन्यन्ते ये प्रमादिनः ॥६४॥ अशान्त्यादिभिरन्यैश्च युक्ता दुर्लक्षणैस्तु ये । असन्तस्ते हि पुरुषास्तेषां सङ्गस्त्वसन्मतः ॥६५॥ देशादिसप्तकं यद्यदसच्छब्देन कीर्तितम् । तत्तत्सङ्गोऽप्यसञ्ज्ञेयः स्त्रीभिः पुंभिश्च तत्त्वतः ॥६६॥ इत्थं सतां चासतां च देशादीनां समासतः । लक्षणानि मयो-

સમગ્ર શાસ્ત્રોનુ નિગૂઢ હાર્દ છે માટે અહીં એનો વિસ્તાર કરતા નથી) ॥૬૩॥ વળી જેઓ પોતાના કુટુંબપોષણમાં હજારો પ્રકારે વ્યાપાર કરે અને શ્રેયને માટેતો કેવળ આળસથી કાળ કે દૈવ કે સંસ્કાર કે ભગવત્કૃપામાં ભાર (જો કાળ અનુકૂળ હશે તો સર્વ શ્રેય સાધન સિદ્ધ થશે, હમણાં યત્ન કરવાની શી જરૂર? તથા જો દૈવ (દિષ્ટ) અનુકૂળ હશે તો બધુ સિદ્ધ થશે, જો પૂર્વસંસ્કાર સાનુકૂળ હશે તો સર્વે સપન્ન થશે, જો ભગવાનની કૃપા હશે તો સર્વ અર્થ સિદ્ધ થશે એવો ભાર) આરોપીને દૈવાદિકના વાદી પ્રમાદીઓ છે તેપણ અસત જાણવા (જો આ જનો ઉદરભરણ નિમિત્તના પ્રયાસથકીપણ નિવૃત્ત પામી જાય ત્યારેતો ભગવાનનીજ એક કૃપાના શરણને પામતા શ્રેયના સાધનપણે કહેવા સર્વ ધર્મોથકી નિવૃત્તિ પામવામા અધિકારી થાય ત્યારે આ અનન્ય ગતિવાળા, પોતાના ચરણમાજ એક નિષ્ઠાવાળા આ જનોને પોતે ભગવાનજ નિ શ્રેયસ પમાડે છે અને ધર્માદિકતો એમને સાધનભાવે નહિ પ્રાપ્ત થતાં ભગવાનની પરિચર્યારૂપે પ્રાપ્ત થાયછે સર્વ કોઈ સર્વથકી વિલક્ષણ આ શરણાગતિ ધર્મના અધિકારી હોઈ શકતા નથી આનો વિસ્તારતો અન્ય થકી જાણવો) ॥૬૪॥ વળી જેઓ અશાંતિ આદિક અનેક અપલક્ષણોએ યુક્ત હોય, એટલે દેશ કાળ વયની વિપરીતતા હોવા છતાપણ જેમને રાગ લોભના તરંગો ક્ષણે ક્ષણે ઉઠ્યા કરતા હોય અને સર્વ ઇન્દ્રિયોની શિથિલતા થઈ ગઈ હોય તોપણ મનોવ્યાપાર જેમનો ઉપશાંત થયો ન હોય તે આ અસત પુરૂષો માન્યા છે તેમનો જે સંગ તે અસત્સંગ કહ્યોછે ॥૬૫॥ વળી જે દેશાદિ સાત પ્રથમ અસત્ શબ્દથી (અશુભ) કહ્યાછે તેનો સંગપણ અસત્સંગ કહેલો સ્ત્રીપુરૂષોએ તત્ત્વથી જાણવો ॥૬૬॥

कानि बोधायैव मुमुक्षताम् ॥६७॥ शुभैरेतैः सेवितैस्तु शुभा बुद्धिर्भवेन्नृणाम् । अशुभैस्तैर्भवेद्बुद्धिरशुभा नात्र संशयः ॥६८॥ यादृशी यस्य बुद्धिः स्यात्कर्म कुर्यात्स तादृशम् । कर्मानुरूपं च फलं प्राप्नुयात्स ततो मुने ! ॥६९॥ असतो देशकालादीन्न सेवेत ततः सुधीः । विहाय ताञ्छुभानेव हितार्थी शीघ्रमाश्रयेत् ॥७०॥ यथा पीयूषममलमज्ञानादपि सेवितम् । मूर्खं वा पण्डितं वापि नयत्यमरतां किल ॥७१॥ तथा सद्देशकालादिरज्ञानादपि सेवितः । संसृतेर्मोचयत्येव सुज्ञमज्ञं च देहिनम् ॥७२॥ पीतं च मद्यभङ्गादि शास्त्रज्ञं वा जडं नरम् । मादयित्वा यथा सद्यो नयत्युन्मत्ततुल्यताम् ॥७३॥ तथैव देशकालादिरसन्नेप स्वसेविनम् । उत्पथं प्रापयत्येव विद्वांसमपि सात्त्विकम् ॥७४॥ ईदृक्स्वभावमे-

આ પ્રકારે સત્ અસત્ દેશાદિકના લક્ષણો મુમુક્ષુઓના બોધમાટેજ મેં સક્ષેપમાં કહ્યાં ॥૬૭॥ હે મુને ! જો પૂર્વોક્ત શુભ દેશ કાળાદિકનુ સેવન કરે તો જનોની બુદ્ધિ શુભ થાય અને તે શુભ બુદ્ધિથી શુભ કર્મ કરે અને તે શુભ કર્મેથી શુભજ ફળ સિદ્ધ થાય તેમજ જો પૂર્વોક્ત અશુભ દેશકાળાદિકનું સેવન કરે તો જનોની બુદ્ધિ અશુભ થાય અને તે અશુભ બુદ્ધિથી અશુભ કર્મ કરે અને તે અશુભ કર્મેથી અશુભજ ફળ સિદ્ધ થાય ॥૬૮-૬૯॥ માટે સ્વધર્મસિદ્ધિરૂપ હિતનો અર્થી સદ્બુદ્ધિ નર અશુભ દેશ કાળાદિકનું સેવન ન કરે તેનો ત્યાગ કરીને શુભ દેશાદિકનું જલદી સેવન કરે ॥૭૦॥ જેમ અજાણથીપણ પીધેલું નિર્મળ અમૃત અજ્ઞજન કે સુજ્ઞજનને પણ અમરતાને આપેછે, તેમ અજાણથી પણ સેવન કરેલા શુભ દેશ શુભ કાળાદિક સુજ્ઞજન કે અજ્ઞજનને વિશુદ્ધિ-પૂર્વક ધર્મસિદ્ધિદ્વારા ભવબંધન થકી મુકાવેજ છે ॥૭૧-૭૨॥ જેમ મદ્ય ભાગ્ય આદિક માદક વસ્તુ પાન કર્યું થકુ પંડિત નર કે મૂર્ખ નરને મદયુક્ત કરીને તત્ક્ષણજ ઉન્મત્તતુલ્યતાને પમાડે છે, તેમજ સેવન કરેલા અશુભ દેશકાળાદિક પોતાને સેવન કરનારા સાત્ત્વિક વિદ્વાન્ નરને પણ કુમાર્ગમાં લઈજાયછે ॥૭૩-૭૪॥ હે મુને! પોતાની પાસે રહેલાને પોતાના સ્વભા-

प्रेतद्वतते सर्वथा मुने !। स्वाभाविक गुण नैव हातु शक्नोति कश्चन ॥७५॥ य सतो देशकालादीन्सेवते नित्यमादृत । धर्म सिद्ध्यति तस्यैव सकलाभीप्सितार्थद ॥७६॥ यावज्जीवं सुख भुंक्ते स एवात्र धरातले। देहान्ते परमं धाम गोलोक लभते प्रभो ॥७७॥ तत्र चैतन्यदेहेन सोऽनन्तानक्षयान्पर । प्राप्नोति स्वेप्सितान् दिव्यान्भोगानमरदुर्लभान् ॥७८॥ देशादीनसतो यस्तु सेवेत स पुमानिह। यावज्जीव तु खमेव प्राप्नुयाद्धर्मत च्युतः ॥७९॥ देहान्ते नरकान् भुक्त्वा दारुणान् स यमालये। चतुरशीतिलक्षेषु ततो भ्राम्यति योनिषु ॥८०॥ असद्देशादिस म्बन्धाद्भीत एव तत पुमान्। धर्मस्य सिद्धये नित्य देशादीना श्रयेत्सतः ॥८१॥ सुव्रत उवाच—श्रुत्वेति नारायणवाचमापद्दर्प

वने अनुरूप ભાવવાળો સર્વથા કરવો, એવોજ તે સત્ અસત્ દેશ કાળા દિકનો સ્વભાવ વર્તેછે આ દેશાદિકો (શુભ કે અશુભ) પોતાના સ્વભાવને છોડી શકતાજ નથી કોઈપણ પ્રાકૃતભાવ સ્વાભાવિક ગુણને ઉલ્લંઘન કરવા સમર્થ થતો નથી જેમ જળનો પલાળવાનો સ્વભાવ છે તે ટળી જતો નથી, જેમ અગ્નિનો દાહક સ્વભાવ ટળી જતો નથી તેમ ॥૭૫॥ માટે જે જન શુભ દેશ કાળાદિકનુ આદરથી નિત્ય સેવન કરે તેનેજ સમગ્ર અભિલષિત અર્થને આપનારો ધર્મ સિદ્ધ થાય (વૃદ્ધિને પામે) ॥૭૬॥ ધર્મસિદ્ધિને પામેલો પુરૂષજ આ ભૂતળમા જીવિતપર્યંત સુખને ભોગવીને દેહને અને મહાપ્રભુના પરમ ગોલોક નામના ધામને પામેછે ॥૭૭॥ તે ગોલોક લોકમા તે ભક્તજન ચૈતન્યમય દિવ્ય દેહવાળો થઈ અનત અક્ષય અભિલષિત દિવ્ય દેવદુર્લભ ભોગોને પામેછે ॥૭૮॥ જેતો અશુભ દેશાદિકનુ સેવન કરેછે તે પુરૂષ પોતાનુ જીવિત રહે ત્યાંપર્યંત દુ ખને પામીને ધર્મથકી ભ્રષ્ટ થઈને દેહને અતે યમાલયને પામીને દુરત દુ ખદાયી નરકભોગોને ભોગવીને ફરીથી અહી નાનાવિધ નીચ યોનિયોમા (ચોરાશી લાખ) ભટકયા કરેછે ॥૭૯-૮૦॥ માટે બુદ્ધિમાન્ નર અશુભ દેશાદિકના સબન્ધથકી બહુ ભય પામીનેજ સ્વધર્મની સિદ્ધિ સારૂ સર્વે । શુભ દેશાદિકનુ સેવન કરે ॥૮૧॥

महान्तं स मुनिः सहान्यैः । भक्तैस्तमानस्य तदीयवाचं जग्राह राजन् ! शिरसा हितार्थी ॥८२॥ इत्येषा धर्मसिद्धिर्भुवि नृषु गृहिणस्त्यागिनो वापि ये स्युस्तेषां धर्मावनार्थं निगमगणमता कीर्तिता वर्णिराज्ञा । एतां श्रोष्यन्ति ये वा प्रतिदिनमपि ये कीर्तयिष्यन्ति तेषां धर्मस्थैर्यं च सौख्यं विविधमिह तथा संभविष्यत्यमुत्र ॥८३॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे प्रबोधन्युत्सवे श्रीनारायणशुकानन्दसंवादे धर्मसिद्धिनिरूपणनामा षड्विंशोऽध्यायः ॥२६॥

सुव्रत उवाच—षष्ठ्यां निशागमे राजन् ! सदस्युच्चासनस्थितम् ।

સુવ્રતઋષિ કહે છે—હે રાજન્ ! આવી શ્રીનારાયણમુનિની વાણી સુણીને શુકાનંદમુનિ સર્વ બીજા સભામાં બેઠેલા ભક્તો સાથે પરમ હર્ષ પામ્યા અને તે ભગવાનને પ્રણામ કરીને, તેમણે તેમનું વચન હિતનીજ એક આકાંક્ષાથી મસ્તકે પ્રતિગ્રહ કર્યું ॥૮૨॥ હવે આ અધ્યાયમાં કહેલા અર્થની સ્તુતિ કરેછે—ભૂમિમાં વર્ણિરાજ ભગવાને ત્યાગી ગૃહી સર્વે કોઈના સદ્ધર્મ સંરક્ષણસારૂ જે આ ધર્મસિદ્ધિના ઉપાયરૂપ પોતાનું દિવ્ય વચનામૃત સભામા પ્રકાશ કર્યુંછે તે આ સમગ્ર વેદના સારરૂપ ભગવાનના દિવ્ય વચનને ( ધર્મસિદ્ધિને ) જેઓ પ્રતિદિન સાંભળશે કે કીર્તન કરશે તેઓને ધર્મસમૃદ્ધિ અને તે મૂળ જેમાં છે એવું વિવિધ સુખ આ લોક પરલોકમાં પ્રાપ્ત થશે ॥૮૩॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...તૃતીયપ્રકરણે પ્રબોધન્યુત્સવે શ્રીનારાયણશુકાનંદસંવાદે ધર્મસિદ્ધિનિરૂપણનામા ષડ્વિંશોઽધ્યાયઃ ॥૨૬॥

## [1]અધ્યાય ૨૭ મો.

સુવ્રતઋષિ કહેછે—હે પ્રતાપસિંહ રાજન્ ! ત્યારપછી કાર્તિક શુક્લ ષષ્ઠી તિથિએ શ્રીવાસુદેવનારાયણની સંધ્યા આરતી થઈ રહ્યા પછી સભામાં

૧ આ અધ્યાયમા ભગવાને નિષ્કામી નરોએ અવશ્ય પાળવા યોગ્ય નિષ્કામ શુદ્ધિ બ્રહ્માનંદમુનિને ઉદ્દેશીને કહી છે

ब्रह्मानन्दो मुनीन्द्रोऽथ प्रणम्यापृच्छदीश्वरम् ॥१॥ सम्प्रदायेऽत्र भगवन्निष्कामं हि बृहद्व्रतम्। आश्रिताः सन्ति बहवस्त्यागिनस्ताधका इमे ॥२॥ व्रतभङ्गे कचित्त्वेषां जाते सम्बन्धतः स्त्रियाः। यथा शुद्धिर्भवेत्स्वामिंस्तथा वक्तुं त्वमर्हसि ॥३॥ श्रीनारायणमुनिरुवाच— बुद्धिपूर्वं न कर्तव्यो व्रतभङ्गः कचिन्मुने।। जाते त्वज्ञानतः कार्या तच्छुद्धिः सद्य एव हि ॥४॥ अष्टाङ्गब्रह्मचर्यस्य रक्षणं स्यात्तया ततः। एकान्तिकत्वं भक्तानां भवत्येवेति सोच्यते ॥५॥ निष्कामव्रतकृद्यस्तु पुरुषः क्वापि योषिताम्। वार्तां चेच्छृणुयात् प्रीत्या कुर्यादेकमुपोषणम् ॥६॥ स्त्रीणां गुणान्वाप्यगुणान्सच्छास्त्रीयकथां

ઉંચા સિંહાસનમાં વિરાજમાન થએલા તે ભગવાન્ શ્રીહરિને મુનીન્દ્ર બ્રહ્માનંદજી પ્રણામ કરીને એમ પુછવા લાગ્યા કે-હે ભગવન્! આ ઉદ્ધવ સંપ્રદાયમાં આ આપના આશ્રિત અનેક ત્યાગિઓ (વર્ણી સાધુ પાળાઓ) નિષ્કામ બૃહદ્ વ્રતને આશરીને નિ શ્રેયસ સારૂ પ્રવર્તે છે. હે સ્વામિન્! એ ત્યાગિઓને કદાચિત્ સ્ત્રિના દર્શનાદિ સંબન્ધથી નિ'કામવ્રતનો ભંગ થાય તો શાથી તેની શુદ્ધિ થાય તે અમોને કહેવાને યોગ્ય છો ॥૨-૩॥ એરીતે મુનિએ પુછેલા **શ્રીનારાયણમુનિ** બોલ્યા કે—હે મુને! જાણીને તો તે નિષ્કામવ્રતનો ભગ ક્યારેયપણ નજ કરવો. જો અજાણથી થઈ જાય તો તેની શુદ્ધિ (પ્રાયશ્ચિત) તત્કાળ (કહીશ એવી રીતિએ) કરવી તત્કાળ કરેલી શુદ્ધિથી અષ્ટાગ બ્રહ્મચર્યવ્રતનુ રક્ષણ થાય અને ભક્તિમાં ભગ ન થાય અને તેથી ત્યાગિભક્તોને એકાતિકપણું થાયછે માટે તે શુદ્ધિ તમોને કહુંછુ ॥૪-૫॥ નિષ્કામવ્રતમા નિષ્ઠાવાળો જે ત્યાગી પુરૂષ છે ને કોઈપણ કાળમાં નારીઓની વાર્તાને જો અવધાનથી કાન દઈને સાંભળે તો 'અરેરે મારાથી સ્ત્રીવાર્તા સંભળાઈ ગઈ' એમ પશ્ચાત્તાપ પામીને તત્કાળ એક ઉપવાસ કરે ॥૬॥ જે ઉપદેષ્ટા નિષ્કામવ્રતવાળો પુરૂષ સચ્છાસ્ત્રના કથાપ્રસંગ વિના સ્ત્રીયોના ગુણ કે અવગુણ (દોષ)ને કહે તો તે તેવા સ્ત્રિયોના ગુણદોષ કહેવાના પ્રસંગરૂપ પ્રમાદથી બૃહદ્વ્રતની રક્ષા કરવા એક ઉપવાસ કરે (સ્ત્રીયોના ગુણવર્ણનમા એક ઉપવાસ તથા દોષવર્ણનમાં પણ એક

विना । व्रती चेद्वर्णयेत्तर्हि कुर्यादेकमुपोषणम् ॥७॥ मुग्धामध्यादिकान्भेदानसत्काव्योपवर्णितान् । शृणुयाच्चेत्कीर्तयेद्वा कुर्या० ॥८॥ रममाणा यदि स्वैरं योषितो मूढवच्चिरम् । पश्यंस्तिष्ठेत्तदाप्येष कुर्या० ॥९॥ स्त्रिया दृशा निजदृशं बध्नन् प्रेक्षेत तां यदि । क्षणमात्रमपि ह्येष कुर्या० ॥१०॥ स्त्र्यङ्गस्थवस्त्रस्पर्शे च स्पर्शे स्त्र्यवयवस्य वा । स्त्रीधार्यवस्त्रस्पर्शेऽपि कुर्या० ॥११॥ स्त्रियमुद्दिश्य भगवद्वार्ताः पुंसां पुरो यदि । कुर्याद्व्रती स तु तदा कुर्या० ॥१२॥ स्त्रीसम्बन्धिनि सङ्कल्पे दुष्टे जातेऽपि चेतसि । भाषणे वा स्त्रिया जाते कुर्या० ॥१३॥ पुंद्वारा बोधनं नार्याः प्रच्छन्नं कारयेत्तथा ।

ઉપવાસ કરે ) ॥૭॥ એજ રીતે અસત્કાવ્ય જે રતિરહસ્ય અનંગરંગ રસમંજરી વિગેરે છે તેમાં વયોવિશેષ વિગેરેને લીધે વર્ણન કરેલા સ્ત્રીયોના મુગ્ધા મધ્યા પ્રગલ્ભાપ્રમુખ ભેદો બીજાએ વર્ણન કરેલાને નિષ્કામી નર સાંભળે અથવા સ્વયં વર્ણન કરે તો એક ઉપવાસ કરે ॥૮॥ બગીચા આદિકમાં યથેચ્છ પરસ્પર ક્રીડા કરતી નારીઓને મૂઢની પેઠે બહુ વાર જોતો થકો જો ત્યાં ઉભો રહે તોપણ તત્ક્ષણ પશ્ચાત્તાપ પામીને આ નિષ્કામી નર એક ઉપવાસ કરે ॥૯॥ જો સ્ત્રીની દૃષ્ટિસાથે પોતાની દૃષ્ટિને બાંધીને ક્ષણમાત્ર તેને જુવે, એટલે જોતી સ્ત્રીને ક્ષણમાત્રપણ જોતાં પરસ્પર નેત્રસંસર્ગને પામે તો તત્કાળ અનુતાપ પામીને નિષ્કામી નર એક દિવસ ઉપવાસ કરે ॥૧૦॥ સ્ત્રીયોના કરચરણાદિક અવયવનો કે તેણીએ અંગમાં ધારેલા વસ્ત્રનો કે તેણીએ અંગમાં ધારીને ઉતારી મુકેલાપણ વસ્ત્રનો ( ધોયું થકુ ભીનું કે ધોયું થકું સુકાએલું કે નવીન વસ્ત્ર થકી બીજા ) પ્રમાદથી પણ સ્પર્શ થઈ જાય તો નિષ્કામવ્રતધારી પુરૂષ એક ઉપવાસ કરે ॥૧૧॥ સભામાં પુરૂષોની આગળ ભગવત્કથા કહેતાં સ્ત્રીને લક્ષ કરીને જો તે વાર્તાને કરે તો નિષ્કામી નર એક ઉપવાસ કરે ॥૧૨॥ સ્ત્રીને લક્ષ કરીને 'આની રૂપ યૌવનની સંપત્તિ અહો ! !—અલૌકિક છે' એવો મનમાં કામકલંકિત જો સંકલ્પ થાય કે સ્ત્રીની સાથે બોલાય તો નિષ્કામવ્રતધારી પુરૂષ તુરત એક એક ઉપવાસ કરે ॥૧૩॥ તથા જે નિષ્કામવ્રતવાળો

तद्वार्तां शृणुयाद्योऽसौ कुर्या० ॥१४॥ प्रासादिकं भगवतो गुप्तं चेत्प्रेषयेत्स्त्रियै । स निष्कामव्रती तर्हि कुर्या० ॥१५॥ नार्या वा प्रेषितं विष्णोर्यदि प्रासादिकं पुमान् । गुप्तं गृह्णीत तर्ह्येष कुर्या० ॥१६॥ प्रच्छन्नं प्रेषयेन्नार्यै पुस्तकं वा तयार्पितम् । गृह्णीयात्काकुदं सोऽपि कुर्या० ॥१७॥ यत्किञ्चिद्वस्तु वा नार्यै प्रेषयेद्वार्पितं तया । गृह्णीयाद्गुप्तमेवासौ कुर्या० ॥१८॥ स्त्रीचित्रप्रेक्षणे चासौ स्त्रीचित्रकरणे तथा । स्त्रीवेशधारिपुंस्पर्शे कुर्या० ॥१९॥ या क्रिया यत्र च स्त्रीणां भवेत्स्नानासनादिका । तां तत्र कुर्याद्यश्चासौ कुर्या० ॥२०॥ स्त्रीणां सञ्चरणस्थाने चोत्सर्गे मलमूत्रयोः । यदि कुर्यात्तर्हि पुमान्

પુરૂષ ગુપ્તરીતે પુરૂષદ્વારા સ્ત્રીને કોઈપણ પ્રકારની બાબત જણાવે કે ગુપ્ત રીતે નારીએ નરદ્વારા મોકલેલા સંદેશાને શ્રવણ કરે તો તે તરત એક એક ઉપવાસ કરે ॥૧૪॥ તથા ભગવાનના પ્રસાદભૂત ચંદન પુષ્પાદિકપણ જો છાનીરીતે સ્ત્રીને ત્યાં મોકલે તો તે નિષ્કામી નર એક ઉપવાસ તુરત કરે ॥૧૫॥ અને ગુપ્તપણે મોકલેલા ભગવત્પ્રસાદભૂત ચંદન પુષ્પાદિકને નિષ્કામવ્રતવાળો પુરૂષ જો ગ્રહણ કરે તો એક ઉપવાસ કરે ॥૧૬॥ તથા પુસ્તકાદિકપણ છાનીરીતે નારીને ત્યાં નિષ્કામી નર મોકલે અથવા તેણીએ છાનીરીતે મોકલેલા કાગળ-પત્રને ગ્રહણ કરે તોપણ એક ઉપવાસ કરે ॥૧૭॥ કિં બહુના-યત્કિંચિત્ વસ્તુમાત્ર ગુપ્ત પ્રકારે નારીને ત્યાં મોકલે અથવા તેણીએ ગુપ્તપ્રકારે મોકલેલાને ગ્રહણ કરે તો નિષ્કામવ્રતી એક એક ઉપવાસ કરે આ બધી બાબતમાં ગુપ્તપણુ છે એજ કલંક માટેછે ॥૧૮॥ ભીંત આદિકમાં શિલ્પિએ ચિતરેલા સ્ત્રીચિત્રને મન દઈને જુવે કે સ્ત્રીચિત્રને પોતે કરે કે સ્ત્રીવેષધારી પુરૂષનો સ્પર્શ કરે કે તેની સાથે ભાષણ કરે કે તેનું દર્શન કરે તો નિષ્કામવ્રતવાળો પુરૂષ એક એક ઉપવાસ કરે ॥૧૯॥ જે પ્રદેશમાં સ્ત્રીયોની સ્નાન આસન આદિક ક્રિયા નિયમથી થતી હોય તેજ પ્રદેશમાં નૈષ્ઠિક નર તેતે ક્રિયાઓને જો કરે તો એક ઉપવાસ કરે ॥૨૦॥ નારીઓનુ જવું આવવું જેમાં વિશેષપણે થતુ હોય એવા સ્થાનમાં પોતે નિષ્કામી નર જો મળમૂત્રનો ત્યાગ કરે તો એક ઉપવાસ કરે

कुर्या०॥२१॥ स्त्रीमुखाद्भगवद्वार्तां श्रोतुं तिष्ठेच्च सन्मुखम्। स्त्रीणामुपविशेच्चश्च कुर्या०॥२२॥ धनुर्मानाभ्यन्तरे च पृथी मार्गेऽप्यनापदि। यः कुर्याद्गमनं सोऽपि कुर्या० ॥२३॥ सह स्त्रिया चोपविशेदेकस्मिञ्छकटे तथा। स्त्रीचित्रं च स्पृशेद्योऽसौ कुर्या० ॥२४॥ काष्ठादिजायाः स्त्रीमूर्तेः स्पर्शे जातेऽपि च व्रती। स्त्रीगुह्याङ्गेक्षणे चासौ कुर्या० ॥२५॥ पशूनां पक्षिणां चापि मैथुनस्येक्षणे क्वचित्। जाते मनोवशतया कुर्या० ॥२६॥ प्रयोजनेन वा स्वैरं स्त्र्यागच्छेच्चेत्स्वसन्धने। स्वस्थाने तत्र चैकश्चेत् कुर्या० ॥२७॥ कार्यार्थं सहजं वापि ह्यापदैकः स्त्रिया गृहम्। प्रविश्य प्रतिगच्छेत्स कुर्या० ॥२८॥ स्त्रीसम्बन्धेन मलिने स्वप्ने जाते तथा स्त्रियाः। दर्शनाद्वीर्यपाते च

॥२१॥ જે સ્ત્રીયોના મુખથકી ભગવાનની વાર્તાનિપણ સાંભળવા ઉભો રહે કે સ્ત્રીયોને સન્મુખ બેસે તો તે નિષ્કામી નર એક ઉપવાસ કરે ॥૨૨॥ જવાનો માર્ગ વિશાળ હોવા છતાંપણ અને આપત્કાળનો અભાવ હોવા છતાંપણ જતી સ્ત્રીથકી ચાર હાથની અંદરજ જો ચાલે તો નિષ્કામવ્રતધારી ત્યાગી એક ઉપવાસ કરે ॥૨૩॥ સ્ત્રીની સાથે એક ગાડામાં બેસે તથા સ્ત્રીના ચિત્રનો સ્પર્શ કરે તો નિષ્કામવ્રતી એક એક ઉપવાસ કરે ॥૨૪॥ કાષ્ઠ પાષાણાદિકથી કરેલી સ્ત્રીની પુતળીનો સ્પર્શ થઈ જાય અને સ્ત્રીનું ગુહ્ય અંગ જોવાઈ જવાય તોપણ આ નિષ્કામવ્રતીએ એક દિવસ ઉપવાસ કરવો ॥૨૫॥ કદાચિત્ પશુ પક્ષિઓનું પણ મૈથુન બુદ્ધિપૂર્વક જોવાઈ જવાય તો નિષ્કામી નર એક ઉપવાસ કરે ॥૨૬॥ ભીંત વાડ કે વંઢીથી આવરણવાળા પોતાના નિવાસસ્થાનમાં કોઈ સ્ત્રી પ્રયોજનવશાત્ કે અજાણપણે કે સહજ સ્વભાવે ( કામકલુષિત ચિત્તથી નહિ કિંતુ યદૃચ્છાથી ) જો આવી ચઢે અને તેવા સ્થાનમાં જો પોતે એકાકીજ હોય તો નિષ્કામી જન એક ઉપવાસ કરે ॥૨૭॥ કોઈ કાર્યવશાત્ કે સહજ સ્વભાવે કે આપત્કાળવશાત્ પોતે એકાકીજ જેમાં સ્ત્રી એકાકી હોય એવા ઘરમાં પ્રવેશ કરીને તત્ક્ષણજ પાછો નિકળી આવે તો તે નિષ્કામવ્રતધારી ત્યાગી એક દિવસ ઉપવાસ કરે ॥૨૮॥ સ્ત્રીના દર્શનાદિ સબન્ધથી મલિન સ્વપ્ન આવે તથા સ્ત્રીના

कुर्या०॥२९॥ उपविष्टं भोजनार्थं यं नारी परिवेषयेत् । शुद्ध्यर्थमात्मनश्चासौ कुर्या० ॥३०॥ अनाच्छादितकौपीनस्त्यागी चेद्वाससा सभाम् । आगच्छेत् स्त्रीयुतां तर्हि कुर्या०॥३१॥ इत्थं सामान्यतः प्रोक्तं स्त्रीसंसर्ग उपोषणम् । अन्यत्रापीदृशे स्थाने कुर्या० ॥३२॥ एकाकिन्या स्त्रिया साकं स्वस्यैकस्य रहःस्थितौ । स्त्रिया साकं चाध्वगतौ दिनत्रयमुपोषणम् ॥३३॥ करेण कामवैवश्याद्वीर्यपाते कृते व्रती । उपोषणं प्रकुर्वीत दिनानां स चतुष्टयम् ॥३४॥ स्त्रीसङ्गे तु कृते साक्षाद्धारणापारणं व्रतम् । वर्षमेकं प्रकुर्वीत सकृन्निर्लवणान् पिबन् ॥३५॥ एतत्कर्तुमशक्तस्तु धर्मशास्त्र उदीरितम् । विध्यन्तरं विदित्वा तत्कुर्याच्छक्त्यनुसारतः ॥३६॥ शुद्ध्यर्थंपूप-

દર્શનથી વીર્યસ્ખલન થાય તો આ બ્રહ્મચર્યવ્રતધારી એક ઉપવાસ કરે ॥૨૯॥ ભોજન કરવા બેઠેલા પોતાને જો નારી પિરસે તો નિષ્કામવ્રતનિષ્ઠ નર પોતાની શુદ્ધિમાટે એક દિવસ ઉપવાસ કરે ॥૩૦॥ દૂર રહેલી સ્ત્રીયોએ સંયુક્ત એવી સભામાં ત્યાગી જન જો કૌપીન (અંતર્વસ્ત્ર)ને બહિર્વાસે નહિ ઢાંકીને પ્રવેશ કરે તો તે એક દિન ઉપવાસ કરે ॥૩૧॥ હે મુને ! આ પ્રકારે સામાન્યપણે સ્ત્રીના સંબન્ધમાં એક દિવસ ઉપવાસ કરવારૂપ પ્રાયશ્ચિત્ત કહ્યું. આવા બીજાપણ સ્ત્રીપ્રસંગમાં એક દિન ઉપવાસરૂપ પ્રાયશ્ચિત્ત જાણી લેવું॥૩૨॥ એકાંતમાં એકાકીની સ્ત્રીની સાથે એકાકી પોતાની ક્ષણમાત્ર સ્થિતિ થઈ જાય તથા એકાકીની સ્ત્રીની સાથે એકાકી પોતાથી માર્ગમાં ક્ષણપણ પ્રયાણ થઈ જાય તો નિષ્કામી નર ત્રણ દિવસ લાગટ ઉપવાસ કરે ॥૩૩॥ કામપરવશતાથી પોતાના હાથે વીર્યપાત કરે કે બીજાના હાથે કરાવે તો વ્રતી નર ચાર દિવસ લાગટ ઉપવાસ કરે ॥૩૪॥ જો સાક્ષાત્ સ્ત્રીસંગ કરે ત્યારે તો એક વર્ષ લવણવર્જીત સાથવાને જળમાં પલાળીને પારણાં દિવસે ખાતો થકો ધારણાપારણા વ્રત કરે ॥૩૫॥ આવું વ્રત વર્ષપર્યંત કરવા અસમર્થ એવો વ્રતી તો ધર્મશાસ્ત્રમાં કહેલા પ્રકારથી ગૌણપક્ષને આશરીને યથાશક્તિ પ્રાયશ્ચિત્ત કરે (આ બધુ ચતુર્થ પ્રકરણમાં ત્યાગિધર્મમાં કહેશે) ॥૩૬॥ પૂર્વોક્ત પોતાના પ્રાયશ્ચિત્ત પ્રયોજનના ઉપ-

चासेषु नीरमात्रं पिबेद्व्रती। न त्वन्यद्भक्षयेत्किञ्चिद्बालो रुग्णो जरन्नपि ॥३७॥ एतेऽवश्यं तूपवासा निष्कामव्रतचारिभिः। कार्या इति ममैवाज्ञा भवतीत्यवगम्यताम् ॥३८॥ व्रतक्षतौ करिष्यन्ति नोपवासांस्तथा च ये। निषेधिष्यन्ति तत्कर्तॄंस्ते भविष्यन्ति कामिनः ॥३९॥ दयया ये निषेधेयुर्बालादीनुपवत्स्यतः। स्वयं त एवोपवासान् विदध्युस्तद्विशुद्धये ॥४०॥ ये मया विहितामेतां मर्यादामात्मशुद्धये। पालयेयुस्तु ते बोध्या औद्धवीया नहीतरे ॥४१॥ सुव्रत उवाच—श्रुत्वेति वाक्यं स हरेर्महर्षिः प्रीतस्तथान्येऽपि गृहीतराश्च। तथा विधातुं विदधुः प्रतिज्ञां प्रणम्य तं भक्तहितप्रसक्तम्

---

વાસોમાં વ્રતી ત્યાગી કેવળ જળમાત્રજ પિવે પણ બીજું કાંઇપણ વસ્તુ નજ ભક્ષણ કરે. બાળક (આઠ વર્ષથી અધિક સોળ વર્ષ સુધીનો) હોય કે રોગી હોય કે વૃદ્ધ (એંશી વર્ષ સુધીનો) હોય તોપણ સર્વેને આ નિયમ છે ॥૩૭॥ આ પ્રાયશ્ચિત્તપણે કહેલા ઉપવાસોતો નિષ્કામવ્રતનિષ્ઠોએ અવશ્ય કરવા. જો ન કરે તો મારી આજ્ઞાના ભંગથી વિશેષપણે પાપભાગી થાય ॥૩૮॥ નિષ્કામવ્રતના ભંગમાં પ્રાયશ્ચિત્તપણે મેં કહેલા ઉપવાસોને જે ત્યાગીઓ નહિ કરશે તથા તેને કરનારાને નિષેધ કરશે તે સર્વે કામથી પરાભવ પામીને નરકપાતી થશે ॥૩૯॥ જેઓ બાલ્ય વય કે રોગ કે વૃદ્ધ વયને લીધે પ્રાયશ્ચિત્ત કરવામાં અશક્તિનો વિચાર કરીને તે બાળક કે વૃદ્ધ કે રોગી ઉપર દયાવશાત્ પ્રાયશ્ચિત્તને કરશે એવા તેઓને નિષેધ કરે તો તેમણે તેમની શુદ્ધિમાટે નિષેધ કરનારા પોતે તે ઉપવાસોને કરે ॥૪૦॥ જે ત્યાગીઓ મારી આ આજ્ઞાને પોતાની શુદ્ધિમાટે અનુસરે તેજ આ ઉદ્ધવસંપ્રદાયમાં અપ્રસ્ખલિત મર્યાદાવાળા અને મારા અનુગ્રહના પાત્રભૂત જાણવા, બીજા નહિ ॥૪૧॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! આ પ્રકારનું શ્રીનારાયણમુનિનું વચન સાંભળીને મુનિવર બ્રહ્માનંદ તથા બીજાપણ ત્યાગિઓ (સાધુ-બ્રહ્મચારી-પાળાઓ) પ્રહર્ષ પામ્યા. અને તેમણે પોતાના ભક્તોનું હિત કરવામાંજ તત્પર એવા તે શ્રીહરિને પ્રણામ કરીને 'અમો તમારા કહેવા પ્રમાણેજ કરીશું' એમ પ્રતિજ્ઞા લીધી-નિયમ ગ્રહણ કર્યો

॥४२॥ इति परमपवित्रमत्र निष्कामशुद्धिं प्रतिदिनमनुरागाद्ये पठेयुः प्रभाते। त्रिभुवनजयदर्पं ते सुखेनैव कामं सकलगुणकलङ्कं नूनमुन्मूलयेयुः ॥४३॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे प्रबोधन्युत्सवे श्रीनारायणब्रह्मानन्दसंवादे निष्कामशुद्धिनिरूपणनामा सप्तविंशोऽध्यायः ॥२७॥

सुव्रत उवाच—सप्तम्यामथ संसत्स्थं नारायणमुनिं निशि। गोपालानन्द ऋषिराट् पप्रच्छ प्राञ्जलिर्नृप ! ॥१॥ साधूनामिह सर्वेषां त्यागिनां त्वामुपेयुषाम्। बुभुत्सात्म्याह्निकविधिमनुष्ठेयं महाप्रभो! ॥२॥ श्रीनारायणमुनिरुवाच—सङ्क्षेपतो मुने !॑ वच्मि त्यागिनामाह्निक

---

॥४२॥ હવે આ નિષ્કામશુદ્ધિની સ્તુતિ કરેછે—ભગવાને સ્વય કહેલી આ પરમ પવિત્ર નિષ્કામશુદ્ધિનો આ ઉદ્ધવસપ્રદાયમા જે ત્યાગિજનો પ્રતિદિન પ્રભાતમા પ્રેમથી પાઠ કરે તેઓ ત્રિલોકીના જયથી ગર્વને પામેલા અને સમગ્ર સદ્ગુણોને કલકિત કરનારા એવા કામને સમુળ સુખેથી નિશ્ચે ઉખાડી નાખે એટલે પ્રતિદિન પાઠ કરવાથી થતા કામગત દોષના અનુસ્મરણથી તે કામથકી દૂરજ રહેતા તેને વશ વર્તનારા ન રહે ॥૪૩॥ ઇતિ શ્રીસત્સંગિજીવને . તૃતીયપ્રકરણે પ્રબોધન્યુત્સવે શ્રીનારાયણબ્રહ્માનંદસંવાદે નિષ્કામશુદ્ધિનિરૂપણનામા સપ્તવિંશોઽધ્યાયઃ ॥૨૭॥

## [1]અધ્યાય ૨૮ મો.

સુવ્રતઋષિ કહેછે—હે નૃપ ! તેપછી કાર્તિક શુક્લ સપ્તમી તિથિએ શ્રીવાસુદેવનારાયણની સધ્યા આરતી થયાપછી, મહાસભાના મધ્યભાગમાં રહેલા ઉંચા સિંહાસનમા વિરાજમાન ભગવાનને ગોપાળાનદ નામના મુનીન્દ્ર પ્રણામ કરીને બે હાથ જોડીને એમ પુછવા લાગ્યા કે-હે મહાપ્રભો ! આપના ચરણકમળના આશ્રયવાળા સર્વ ત્યાગી સાધુઓએ અવશ્ય અનુષ્ઠાન કરવાયોગ્ય આહ્નિકવિધિ આપના મુખકમળથકી હું સાભળવા ઇચ્છુ છુ ॥૧-૨॥ એવીને પુછેલા શ્રીનારાયણમુનિ કહેછે—હે મુને ! તમોએ

1 આ અધ્યાયમાં ગોપાળાનદમુનિએ પુછેલા ભગવાને ત્યાગિઓના આહ્નિક વિધિ સક્ષેપમાં બતાવે

विधिम् । अनुष्ठेयमवश्यं हि शृणु त्वं मदुपाश्रितैः ॥३॥ रजन्या अन्तिमे यामे मुहूर्ते ब्राह्मसंज्ञके । उत्थायाऽऽशु स्वेष्टदेवं त्यागी भक्तो विचिन्तयेत् ॥४॥ नामसङ्कीर्तनं कुर्याच्छ्रीकृष्णस्य ततो मुनिः । प्रणम्य वैष्णवान् गच्छेत्सोदपात्रः पुराद्बहिः ॥५॥ मलोत्सर्गविधिं कृत्वा विजनेऽथ जलाशयम् । उपेत्य करपादादिशुद्धिं कुर्यान्मृदम्बुभिः ॥६॥ न तिष्ठन्नाप्सु नो विप्रगोवन्ह्यर्केन्दुसन्मुखः । न फालकृष्टभूभागे न मार्गे न नदीतटे ॥७॥ गवां मध्ये धान्यमध्ये जीर्णदेवालये क्वचित् । विण्मूत्रे ष्ठीवनं नैव कुर्यात्स्त्रीसन्मुखस्तथा

बहु सारु पुछ्युं. मारा आश्रित त्यागीओए अवश्य अनुष्ठान करवायोग्य एवो आह्निकविधि संक्षेपमां कहुंछु तेने सावधानताथी तमो सर्वे सांभळो ॥३॥ त्यागी भक्त रात्रिना छेला पहोरमां तेमांपण ब्राह्म मुहूर्तमां जलदी उठीने पोताना ईष्टदेव श्रीकृष्णनुं प्रथम ध्यान करे तेपछी वाणी तथा श्रवणना फळभूत एवुं भगवानना राम कृष्ण गोविंद आदिक नामोनुं संकीर्तन प्रेमथी करे ( आ कीर्तन प्रथम करेला भगवद्ध्यानना प्रवाहरूप छे, एकलुं कीर्तन नहि ) तेपछी समीपमां रहेला वैष्णवोने प्रणाम करीने, जळपात्र लइने पुरथकी बहार जाय ॥४-५॥ तेपछी स्त्रीयादि जनोना ससर्गे वर्जीत एकांत प्रदेशमा मळोत्सर्ग विधि करीने जळाशय ( नदी सरोवर वाव्य कूवो विगेरे ) प्रत्ये जइने मृत्तिका जळवडे विधिथी हस्त पादादिकनी शुद्धि करे. यद्यपि 'मळोत्सर्ग करीने' एटलुंज कहेवुं युक्त छे, मळोत्सर्ग ए कांई विधि नथी, केमके तेतो देहस्वभावथी प्राप्त थायछे. ( अपूर्व अर्थमा विधि प्रवर्तेछे ) तथापि कानमां यज्ञोपवीत वींटवी विगेरे नियमयोगथी विधिपणानी उपपत्ति थायछे, तो तेम कहेवुं युक्त छे. तेमा जे विशेष छे ते समीपना श्लोकथीज कहेशे ॥६॥ उभो उभो मळमूत्रनो त्याग न करे जळमां न करे गो-ब्राह्मण-अग्नि-सूर्य-चंद्रने सन्मुख न करे. हळथी खेडेला भूभागमां न करे मार्गमां न करे नदीना तटमा न करे तथा गायोना मध्यमां, धान्यमध्यमां, जीर्ण देवालयमां न करे. तथा स्त्रीयोने सन्मुख न करे तथा आ जळादिकमां ष्ठीवन-ना-

॥८॥ सजन्तुर्मृत्तिका नैव ग्राह्या शौचविधौ क्वचित्। अशुचिस्था नगा चैव शौचशिष्टा च नाकुजा ॥९॥ एका लिङ्गे गुदे तिस्रो दश वामकरे मृदः। दोष्णोर्द्वयोः सप्त देयास्तिस्रस्तिस्रश्च पादयोः ॥१०॥ यथालब्धेन काष्ठेन दन्तधावनमाचरेत्। नतु त्यागी स्वयं छिन्द्यादार्द्रकाष्ठं द्रुमात्कचित् ॥११॥ व्रतोपवासदिवसे न कार्यं दन्तधावनम्। काष्ठेनापां तु गण्डूषैस्तदा द्वादशभिर्मतम् ॥१२॥ नद्यां तडागे कूपे वा ततः स्नानं समाचरेत्। उष्णोदकेनापदि तु मानसं वा तदाचरेत् ॥१३॥ ध्यात्वा हरिं स्वहृदये तन्नामोच्चारपूर्वकम्। मनसा कल्पितैस्तोयैर्यत्स्नानं तत्तु मानसम् ॥१४॥ स्नानकाले

સિકામળનો ત્યાગપણ ન કરે ॥૭-૮॥ શૌચને માટે મૃત્તિકા જળ લેવામા આ વિશેષ જાણવો-કૃમિકીટાદિકે વર્જીતજ શુદ્ધ મૃત્તિકા ગ્રહણ કરવી અપવિત્ર પ્રદેશમાં રહેલી, બીજાએ શૌચ કરતા બાકી રહેલી અને રાફડાની મૃત્તિકા નજ ગ્રહણ કરવી ॥૯॥ વર્જવાની મૃત્તિકા કહી, હવે સ્થાન ભેદથી મૃત્તિકાસખ્યાનો નિયમભેદ નિરૂપણ કરેછે—લિંગને મૃત્તિકાસહિત જળવડે એકવાર ધુવે, ગુદાને ત્રણવાર ધુવે, ડાબા હાથને દશવાર ધુવે, ડાબા જમણા બન્ને હાથને ભેગા કરીને સાતવાર ધુવે અને બન્ને ડાબા જમણા પગને ત્રણવાર ધુવે ॥૧૦॥ ત્યાગી નહિ નિષેધ કરેલા કાષ્ઠોમાથી જેતુ મળી આવે એવા કાષ્ઠથી દતધાવન કરે પોતેતો ક્યારેય પણ વૃક્ષથકી લીલા કાષ્ઠને કાપીને નજ લાવે વ્રતોપવાસના દિવસે તો કાષ્ઠથી દતધાવન નજ કરે, કિંતુ જળના બાર કોગળાવડે તેને કરે, આવોજ આર્ષ મત છે ॥૧૧-૧૨॥ ત્યારપછી યથાસભવ નદી કે સરોવર કે કુવામા સ્નાન કરે કુવામા સ્નાનતો તેમાથી જળ કાઢીને જાણવુ નદીમા સ્નાન પ્રવાહને અભિમુખ કરવુ અને તળાવ આદિકમા સૂર્યને અભિમુખ કરવુ, એવો વિશેષ જાણવો આપત્કાળમા તો ઉષ્ણ જળથી સ્નાન કરે, તેમાપણ રોગના ઉપશોધમા માનસ સ્નાન કરે ॥૧૩॥ તે એવી રીતે કે—નામોચ્ચારણપૂર્વક ભગવાનનુ સ્વહૃદયમા ધ્યાન કરીને 'તેમના ચરણનખમાથી નિકળતા જળની ધારાથી હું સર્વ અગે સારી રીતે સ્નાન કરી રહ્યોછુ' એમ ધ્યાન કરે તે આ

सरेद्गङ्गां विष्णुपादोदकीं शिवाम्। भगीरथतपःसिद्धिं महापातकनाशनीम् ॥१५॥ वसीत धौतं कौपीनं बहिर्वासश्च तादृशम्। धौतवस्त्रान्तराभावे त्वार्द्रवासाश्चरेद्विधिम् ॥१६॥ उदङ्मुखः प्राङ्मुखो वा निषीदेदासने शुचौ। एकोपवेशनार्हे च कौशाद्यन्यतमे मुनिः ॥१७॥ नारायणं वासुदेवं विष्णुं चेति क्रमात्स्मरन्। कुर्यादाचमनं त्यागी गालितेन त्रिरम्भसा ॥१८॥ नारायणार्चावशिष्टचन्दनेन सचन्द्रकम्। ऊर्ध्वपुण्ड्रं प्रकुर्वीत स गोपीचन्दनेन

માનસસ્નાન સમજવું ॥૧૪॥ આદ્ય સ્નાનના અવસરમાં શ્રીવિષ્ણુના ચરણમાંથી નીકળેલી, ભગીરથ રાજાએ કરેલા તપના ફળભૂત, મહાપાતકને પ્રણાશ કરનારી અને સમસ્ત શ્રેયને કરનારી એવી ગંગાજીનું સ્મરણ કરવાપૂર્વક સ્નાન કરે ॥૧૫॥ તેપછી ધોએલું કૌપીન અને બહિર્વસ્ત્ર ધારીને આગળ કહેશે એવા પ્રકારે વિધિને કરે. ધોએલું બીજું વસ્ત્ર ન હોય તો ધોએલા ભીના વસ્ત્રનેજ વાયુથી પવિત્ર થએલાને ધારણ કરીને નિત્યવિધિ કરે ॥૧૬॥ ત્યાગી ઉત્તરાભિમુખે કે પૂર્વાભિમુખે દર્ભથી કે કામળી આદિકથી બનાવેલા હરકોઈ એક પવિત્ર, પોતે એકજ બેસી શકે (બહુ લાંબું પહોળું નહિ) એવા આસનમાં બેસે બેસવામાત્રમાં વિધિ ન લેવો પરંતુ ઉત્તરપૂર્વાભિમુખરૂપ તથા કાંબળાદિ આસનરૂપ વિશિષ્ટ અર્થમાં આ વિધિ લેવો, તેથી પશ્ચિમાદિ મુખે બેસવાનું નિવારણ કર્યું છે તથા આસન વિના પણ બેસવાનું નિવારણ કર્યું છે ॥૧૭॥ તેપછી ત્યાગી નારાયણ વાસુદેવ અને વિષ્ણુને અનુક્રમે અનુસ્મરણ કરતો થકો ગાળેલા જળથી ત્રણવાર આચમન કરે. આ આચમનવિધિમાં ત્યાગીઓના પ્રતિ આ મંત્રવિશેષનું અહીં વિધાન કર્યું છે. પૂર્વ ઉત્તર અનુક્રમે ઓંકારપદ અને નમઃપદના યોગથી ચતુર્થી વિભક્તિનો પ્રયોગ કરતાં આ પદોનું મંત્રપણું જાણી લેવું. એટલે **ॐ નારાયણાય નમઃ** એમ કહીને પ્રથમ આચમન કરે. **ॐ વાસુદેવાય નમઃ** એમ કહીને દ્વિતીય આચમન કરે. **ॐ વિષ્ણવે નમઃ** એમ કહીને તૃતીય આચમન કરે. તેપછી શિખાબંધન કરે ॥૧૮॥ ત્યાગી જન ભગવાનની પૂજા કરતાં બાકી રહેલા ચદનથી અથવા ગોપીચંદનથી

वा ॥१९॥ ललाटे हृदये नित्यं कार्यं पुण्ड्रं च दोर्द्वये। श्रीराधार्चाशिएवरचन्द्रको वा तदन्तरे ॥२०॥ वासुदेवं स्मरेद्भाले हृदि सङ्कर्षणं तथा। प्रद्युम्नमनिरुद्धं च दक्षे वामे च दोष्णि ॥२१॥ आचम्याथ यथापूर्वं नामभिर्वैष्णवैस्त्रिभिः। साधुस्त्रैवर्णिको भक्त्या गायत्रीं वैष्णवीं जपेत् ॥२२॥ अस्य श्रीविष्णुगायत्रीमन्त्रस्यर्षिस्तु नारदः। गायत्रीछन्द उदितं श्रीविष्णुर्देवता तथा ॥२३॥ ज्ञानं

ગોળ ચંદ્રકે સહિત ઊર્ધ્વપુંડ્ તિલક કરે ॥૧૯॥ તે તિલક લલાટ, હૃદય અને બે બાહુના મૂળમાં કરે. ધારવાનાં ઊર્ધ્વપુંડ્રોના સ્થાનભેદના નિયમનું અહીં વિધાન કર્યું છે. ઊર્ધ્વપુંડ્ર દ્રવ્યથીજ વિધાન કરેલા ચંદ્રકનુંજ વિકલ્પથી વિધાન કરેછે—અથવા ઊર્ધ્વપુંડ્રના મધ્યમાં રાધાલક્ષ્મીના પ્રસાદભૂત કુંકુમથી ચંદ્રક કરે ॥૨૦॥ ઊર્ધ્વપુંડ્રના સ્થાનમાં અનુસધાન કરવાયોગ્ય ભગવદ્વ્યૂહભેદો કહેછે—તેમાં ભાલમાં વાસુદેવને સ્મરણ કરે હૃદયમાં સંકર્ષણને સ્મરણ કરે. દક્ષિણ બાહુ મૂળમાં પ્રદ્યુમ્નને સ્મરણ કરે. વામ બાહુ મૂળમાં અનિરૂદ્ધને સ્મરણ કરે. અર્થાત્ 'વાસુદેવાય નમઃ' એમ બોલીને ભાલમાં, 'સંકર્ષણાય નમઃ' એમ બોલીને હૃદયમાં, 'પ્રદ્યુમ્નાય નમઃ' એમ કહીને દક્ષિણ બાહુ મૂળમા, 'અનિરૂદ્ધાય નમઃ' એમ કહીને વામ બાહુ મૂળમાં તિલક કરે ॥૨૧॥ ત્યારપછી એના એજ વૈષ્ણવ મંત્રોવડે ( નારાયણાય નમઃ વાસુદેવાય નમઃ વિષ્ણવે નમઃ ) ફરીથી ત્રણવાર આચમન કરીને, બ્રાહ્મણાદિ ત્રણ વર્ણનો સાધુ વૈષ્ણવી ગાયત્રીનો ભક્તિથી જપ કરે. 'नारायणाय विद्महे वासुदेवाय धीमहि। तन्नो विष्णुः प्रचोदयात्' આ વિષ્ણુગાયત્રી મંત્ર છે. બ્રાહ્મણાદિ ત્રણ વર્ણની અંતર્ગત સાધુઓનો આ જપવિધિ પોતપોતાના વર્ણાશ્રમ સામાન્યધર્મથી અધિકપણે કહેલો જાણવો. એમ કહેવાથી–'આ સ્થળે સ્મૃતિપ્રોક્ત સંધ્યાગાયત્રી આદિક વિધિનું ઉલ્લંઘન કર્યું છે' એવી શંકાનો પ્રસંગ રહ્યો નહિ ॥૨૨॥ હવે આ વિષ્ણુગાયત્રી જપના અગવિધિને નિરૂપણ કરેછે—આ મંત્રના ઋષિ નારદ કહ્યા છે. ગાયત્રી છંદ કહ્યોછે. શ્રીવિષ્ણુ દેવતા કહી છે. જ્ઞાન બીજ કહ્યુંછે. ધ્યાન શક્તિ કહી છે. આજ્ઞા કીલક છે. શ્રીવિષ્ણુ પ્રી

बीजं मतं ध्यानं शक्तिराज्ञा च कीलकम्। श्रीविष्णुदेवप्रीत्यर्थे विनियोगो जपे मतः ॥२४॥ शीर्षास्यवक्षोनाभ्यङ्घ्रिसर्वाङ्गेषु क्रमाद्न्यसन्। नारदर्षिमुखान् कुर्यात् न्यासानृष्यादिकांस्ततः ॥२५॥ विभक्त्यन्तैर्मन्त्रपदैः करन्यासान् समाचरेत्। तन्न तन्नो विष्णुरिति ज्ञेयमेकं पदं मुने ! ॥२६॥ हृदयादीनेवमेव न्यासान् कुर्यात्ततः स च। लक्ष्मीरूपां हृदि ध्यायेद्गायत्रीं वैष्णवीं मुनिः ॥२७॥ श્રીવિષ્ણુ-

ત્યર્થે જપે વિનિયોગ માન્યો છે ॥૨૩-૨૪॥ ઉક્ત ઋષિ છંદ આદિક છોનો ન્યાસપ્રકાર કહેછે—તેમાં મસ્તકમાં ઋષિનો, મુખમાં છંદનો, હૃદયમાં દેવતાનો, નાભિમાં બીજનો, પાદમાં શક્તિનો અને સર્વાંગમાં કીલકનો, આવા અનુક્રમથી 'नारदऋषये नमः' 'गायत्रीछन्दसे नमः' 'श्रीविष्णुपरमात्मादेवतायै नमः' 'ज्ञानबीजाय नमः' 'ध्यानशक्तये नम.' 'आज्ञाकीलकाय नम' આ તેના તેના મન્ત્રોવડે ન્યાસ કરવો ॥૨૫॥ હવે કરન્યાસ કહે છે—વિષ્ણુગાયત્રીનાં જે વિભક્ત્યંત પદો 'नारायणाय' ઈત્યાદિક છે તેણે કરીને કરન્યાસને કરે તેમાં 'तन्नो विष्णु' આ બેગુ મળેલું એક પદ જાણવું. (જુદાં પદ નહિ) તો છો મન્ત્રઘટક પદોનો અંગુષ્ઠ-તર્જની-મધ્યમા-અનામિકા-કનિષ્ઠિકા અને કરતળ કરપૃષ્ઠમાં અન્વય અનુક્રમે જાણવો તેનો પ્રકાર એવી રીતે કે-'नारायणाय' इति अंगुष्ठाभ्यां नमः। 'विद्महे' इति तर्जनीभ्यां नमः। 'वासुदेवाय' इति मध्यमाभ्यां नम.। 'धीमहि' इत्यनामिकाभ्यां नम'। 'तन्नो विष्णु' इति कनिष्ठिकाभ्यां नम.। 'प्रचोदयात्' इति करतलकरपृष्ठाभ्यां नमः। ઈતિ ॥૨૬॥ હવે હૃદયાદિ ન્યાસ કહેછે—એ-બીજ રીતે ઉક્ત છ મન્ત્રપદોવડેજ હૃદયાદિ ન્યાસને કરે. હૃદય-શિર-શિખા-કવચ-નેત્ર અને અસ્ત્રમાં યથાક્રમે 'नारायणाय' ઈત્યાદિકનો અન્વય જાણવો. તેનો પ્રકાર આવો છે-'नारायणाये'ति हृदयाय नम.। 'विद्महे' इति शिरसे नम'। 'वासुदेवाये'ति शिखायै नमः। 'धीमहि' इति कवचाय नम'। 'तन्नो विष्णु'रिति नेत्राभ्यां नमः। 'प्रचोदयात्' इत्यस्त्राय नमः। ઈતિ એરીતે ન્યાસ કરીને ત્યાગીજન તે વિષ્ણુગાયત્રીનું લક્ષ્મીરૂપે હૃદયમાં ધ્યાન ધરે ॥૨૭॥ ધ્યાનનો પ્રકાર ચાર શ્લોકથી નિરૂપણ કરેછે—વિષ્ણુના વામ

वामपार्श्वस्थां सर्वकालमनुव्रताम् । कोटिशारदपूर्णेन्दुप्रभैकैकाङ्गसुन्दराम् ॥२८॥ कौसुम्भवसनां गौरीं नानालङ्कारशोभनाम् । शान्तां सहासवदनां महापुरुषलक्षणाम् ॥२९॥ कमलं दक्षिणे पाणौ वामेऽमृतघटं करे । दधतीं देवदेवीभिर्वन्दितां पूजितां मुहुः ॥३०॥ मुक्तिमैकान्तिकीं तूर्णं भक्तेभ्यो ददतीं श्रियम् । ध्यायामि हृदये नित्यं गायत्रीं वैष्णवीमहम् ॥३१॥ इति ध्यात्वा यथाशक्ति तत्त्ववर्णां जपेत्स ताम् । निवेदयेद्भगवते यथासङ्ख्यं जपं ततः ॥३२॥ सहस्रपरमां देवीं शतमध्यां दशावराम् । गायत्रीं ता जपे

ભાગમાં સદા રહેલા, सर्वकालमनुव्रता–વિષ્ણુના દિવ્ય રૂપમા સદા અવિના ભાવથી અનુવર્તતા અથવા તેમના ચિત્તને નિરતર અનુસરનારા, એક સાથેજ ઉદય પામેલા કોટિ શરદ ઋતુના પૂર્ણ ચદ્રની પ્રભા જેવી જેના એક એક અગની પ્રભા છે એવાં સર્વાંગ સૌન્દર્ય સપન્ન, કસુંબલ રંગથી રગેલા દિવ્ય વસ્રોને ધારી રહેલા, ગૌર વર્ણવાળા, નાનાવિધ દિવ્ય અલકારો વડે સુશોભિત, સર્વ કોઈએ સમાશ્રય કરવામા સમુચિત શાત દિવ્ય આકૃતિએ સપન્ન, મદહાસવડે મધુર મુખારવિંદવાળા, મહાપુરૂષ ભગવાનના જે દિવ્ય લક્ષણો જ્ઞાન શક્તિ બળ ઐશ્વર્ય આદિક તેણે સપન્ન, જમણા હાથમા લીલાકમળ અને ડાબા હાથમા અમૃતકળશને ધારી રહેલાં, ઈન્દ્રાદિ દેવો તથા ઈન્દ્રાણી આદિક દેવીઓએ વારવાર નમસ્કાર કરીને પૂજ્યા છે ચરણકમળ જેમના, સર્વ ફળને આપનારા, ભક્તોને જલદી એકાતિકી મુક્તિને આપનારા, એવા લક્ષ્મીરૂપ વૈષ્ણવી ગાયત્રીનુ હું હૃદયમા નિત્ય ધ્યાન કરૂંછુ ગાયત્રીનુ જે અધિષ્ઠાત્રીપણું તેરૂપ ગુણયોગથી 'ગાયત્રી' એવો લક્ષ્મીમા નિર્દેશ કર્યોછે ॥૨૮–૩૧॥ આ પ્રકારે ત્યાગિભક્ત ધ્યાન કરીને ચોવીશ અક્ષરવાળી ગાયત્રીને યથાશક્તિ જપે તેપછી જેટલી સખ્યાનો જપ કર્યો હોય તેટલો ભગવાનને નિવેદન કરે તે એવી રીતે કે–'अनेन यथाशक्ति कृतेन एतावत्संख्याकेन जपेन सर्वात्मा भगवान् श्रीलक्ष्मीनारायण प्रीयताम्' ઇતિ ॥૩૨॥ સહસ્રવાર કે શતવાર કે દશવાર પ્રતિદિન (યથાશક્તિ યથાવકાશ) તે લક્ષ્મીરૂપ વૈષ્ણવી ગાયત્રીનો જપ કરે તે આ

त्रित्यं स्वायकाशानुसारतः ॥३३॥ स्वेष्टदेवं ततो भक्तः श्रीकृष्णं स प्रबोधयेत् । मन्त्रेणानेन सप्रेम कुर्वाणस्तालिकाध्वनिम् ॥३४॥ उत्तिष्ठोत्तिष्ठ गोविन्द ! उत्तिष्ठ गरुडध्वज ! । उत्तिष्ठ कमलाकान्त ! त्रैलोक्ये मङ्गलं कुरु ॥३५॥ तां च मूर्ति भगवत उपावेश्य शुभासने । प्रमार्ज्य वस्त्रखण्डेन ध्यायेच्छ्रीकृष्णमन्तरे ॥३६॥ विधाय मानसीं पूजां सद्गुरूक्तक्रमेण च । प्रतिमायामिष्टदेवं तं भक्त्यावाह्येन्मुनिः ॥३७॥ शैली दारुमयी लौही लेप्या लेख्या च सैकती । मनोमयी मणिमयी प्रतिमाऽष्टविधा स्मृता ॥३८॥ उदङ्मुखः

ત્રણ પક્ષો અનુક્રમે ઉત્તમ મધ્યમ અને અધમ એવા ભેદથી ભેદ પામેલા જાણવા એટલે સહસ્રવાર જપ કરવો તે ઉત્તમ છે. શતવાર જપ કરવો તે મધ્યમ છે. દશવાર જપ કરવો તે અધમ છે ॥૩૩॥ હવે ભગવાનની પૂજાવિધિ નિરૂપે છે-તેપછી સાધુભક્ત પોતાના ઇષ્ટદેવ પ્રતિમારૂપ શ્રીકૃષ્ણને **'उत्तिष्ठोत्तिष्ठ गोविंद'** આ મંત્રથી તાળીયો વજાડવાપૂર્વક પ્રેમથી જગાડે જગાડવાના મંત્રનો અર્થ-હે ગોવિંદ! તમો ઉઠો ઉઠો. (આદરમાં દ્વિરૂક્તિ છે) હે ગરૂડધ્વજ! તમો ઉઠો. હે કમળાકાંત! તમો ઉઠો. ઉઠીને ત્રિલોકીનું મંગળ કરો ॥૩૪-૩૫॥ ત્યારપછી તે ભગવાનની મૂર્તિને વિશુદ્ધ કોમળ વસ્ત્રના કટકાથી માર્જન કરીને શુભ આસનમાં પધરાવે. પછીથી તે શ્રીકૃષ્ણનું હૃદયમાં ધ્યાન કરે ॥૩૬॥ તેપછી ગુરૂએ ઉપદેશ કરેલા પ્રકારે પ્રથમ માનસી પૂજા કરીને પછી બાહ્ય પૂજામા પ્રવર્તતાં તે પ્રતિમામાં તે ઇષ્ટદેવ શ્રીકૃષ્ણનું ભક્તિથી આવાહન કરે ॥૩૭॥ આ પ્રતિમા આઠ પ્રકારની કહી છે-શૈલી-પાષાણથી બનાવેલી, દારૂમયી-અનિષિદ્ધ કાષ્ઠથી બનાવેલી, લૌહી-અનિષિદ્ધ સુવર્ણાદિ ધાતુથી બનાવેલી, લેપ્યા-ચંદનાદિમયી, લેખ્યા-ચિત્રમયી, સૈકતી-વેળુથી બનાવેલી, મનોમયી (મન.સંકલ્પિતા) અને મણિમયી-સ્ફટિકાદિ મણિની બનાવેલી જાણવી (બાહ્ય પૂજામાં મનોમયીનો ઉપયોગ નથી, સ્થંડિલમાં થતી પૂજામાં તેનો સંભવ સમજવો) ॥૩૮॥ ઉત્તરમુખે કે પૂર્વમુખે કે પ્રતિમાસન્મુખ થઈ, જેવા મળી આવે એવા ઉપચારોવડે યથાવિધિ

प्राङ्मुखो वा प्रतिमासन्मुखोऽथवा। यथाविध्यर्चयेद्भक्त्या यथालब्धोपचारकैः ॥३९॥ अभापमाणश्चान्येन भगवन्तं समर्चयेत्। उपचारैः षोडशभिस्तदभावे तु मन्त्रतः ॥४०॥ मन्त्रैः पौराणिकैरेव नाममन्त्रेण चार्चनम्। साधुः सप्रेम कुर्वीत श्रीविष्णोः प्रतिवासरम् ॥४१॥ प्रमादानादरौ त्यक्त्वा स्वस्थः पूजनमाचरेत्। ततो जपेत् कृष्णमन्त्रं नियतं शक्तितः सदा ॥४२॥ तुलसीकाष्ठजा श्रेष्ठा पद्मबीजोद्भवाऽथवा। श्रीखण्डकाष्ठजा वापि जपमाला शुभावहा ॥४३॥ औणं तार्णं च पार्णं वा चार्मं वाऽऽजिनमासनम्। मुनीनामुचितं प्रोक्तं भूमौ मन्त्रजपो वृथा॥४४॥ऋजुरेकाग्रदृष्टिश्च स्वस्ति-

भक्तिथी ઇષ્ટદેવનું પૂજન કરે ॥૩૯॥ બીજાની સાથે નહિ બોલતો થકો ભગવાનમાંજ મનને જોડી દઈને સોળ ઉપચારોવડે ભક્તિથી ભગવાનનું પૂજન કરે. ઉપચાર પદાર્થો ન મળે તો તેના તેના મંત્રોવડેજ પૂજન કરે. આવાહન–આસન–પાદ્ય–અર્ઘ્ય–આચમન–સ્નાન–વસ્ત્ર–ઉપવીત–ચંદન–પુષ્પ–ધૂપ–દીપ–નૈવેદ્ય–તાંબૂલ–પ્રદક્ષિણા અને વિસર્જન આ સોળ ઉપચારો કહ્યા છે ॥૪૦॥ આવાહનાદિ તેતે ઉપચારોમાં જે મંત્રોનું વિધાન કર્યું છે તેનાથી પૂજા કરે. અધિકાર હોય તો શ્રૌત મંત્રોવડે અને ન હોય તો પૌરાણિક મંત્રોવડે પૂજન કરે. અથવા અધિકાર હોય કે ન હોય પણ પૌરાણિક મંત્રોવડેજ ( સાધારણ હોવાથી ) પૂજન કરે અથવા નામમંત્રોવડે પ્રતિદિન પ્રીતિથી શ્રીકૃષ્ણનું પૂજન કરે ॥૪૧॥ પ્રમાદ અને અનાદરનો દૂરથી પરિત્યાગ કરીને સ્થિર ચિત્ત થઈ પ્રતિદિન પૂર્વોક્ત પ્રકારે પૂજા કરે. તેપછી કૃષ્ણના અષ્ટાક્ષરમંત્રને યથાશક્તિ સંખ્યાનિયમથી સદા જપે ॥૪૨॥ તેમાં જપમાળા તુલસીકાષ્ઠથી કરેલી ગ્રહણ કરવી. એજ માળા શ્રેષ્ઠ કહીછે. તે ન મળે તો કમળબીજથી કરેલી લેવી. તે ન મળે તો ચંદન કાષ્ઠથી બનાવેલી માળા જપ માટે ગ્રહણ કરવી ઠીક છે ॥૪૩॥ આસનમાં બેસીનેજ જપ કરે, કેમકે આસન વિના કરેલો જપ વ્યર્થ થાય છે. તે આસન ઊનથી બનાવેલું કે તૃણથી બનાવેલું કે પાંદડાથી બનાવેલું કે વસ્ત્રના કટકાથી કરેલું કે મૃગચર્મ વ્યાઘ્રચર્મ આદિકથી બનાવેલું આસન મુનિજ-

फासनमास्थितः । वस्त्राच्छादितमालश्च जपेन्मौनव्रतः स्थिरः ॥४५॥ स्तोत्रपाठं यथाशक्ति श्रीविष्णोर्विदधीत सः । नामसङ्कीर्तनं कुर्यादापत्काले तु केवलम् ॥४६॥ ततः संस्थाप्य भगवत्प्रतिमा मुचितस्थले । गुरुं प्रणम्य भिक्षार्थं स गच्छेद्गृहिणः शुचीन् ॥४७॥ अपक्वान्नं तु याचित्वा शुचिर्भूत्वा समाहितः । गायत्रीं कृष्णमन्त्रं च यथाशक्ति जपेत्पुनः ॥४८॥ आपत्काले तु कुर्वीत प्रातर्माध्याह्निकं जपम् । प्रातर्भवं च मध्याह्ने कुर्यादेवं द्वयं द्वयम् ॥४९॥ नैवेद्यार्थं ततः पाकं विष्णोः कुर्याच्छुचिस्थले । महानैवेद्यमीशाय समर्प्य

નોને શ્રેષ્ઠ કહ્યુ છે ॥૪૪॥ સ્વતિકાસને બેસીને સરલ શરીરવાળો થઈ એકાગ્ર દૃષ્ટિ રાખીને ( સાવધાન થઈ) જપમાળાને વસ્ત્રથી ઢાંકીને મૌન વ્રતમાં નિષ્ઠાવાળો અને સ્થિરમન થઈ જપને કરે ॥૪૫॥ એરીતે જપ કર્યા પછી ત્યાગી સાધુ ભગવાનના સહસ્રનામાદિ સ્તોત્રનો પાઠ યથાશક્તિ કરે આપત્કાળમા તો કેવળ ભગવન્નામકીર્તન કરે ॥૪૬॥ એરીતે પૂજા-જપ-સ્તુતિ-પાઠ કરી રહ્યા પછી ભગવાનની પ્રતિમાને તેને ઉચિત સ્થાનમા સ્થાપન કરીને, પછી ગુરૂને પ્રણામ કરીને ભિક્ષા-માટે પવિત્ર ગૃહસ્થોના ગૃહોપ્રત્યે જાય-તેમના ઘરપ્રત્યે જઇને ભિક્ષા માગે ॥૪૭॥ ગૃહસ્થના ગૃહથકી લોટ ચોખા દાળ આદિક કાચા અન્નરૂપ ભિક્ષા પામીને પોતાના આશ્રમમા પાછો આવીને, ફરીથી શુદ્ધ અને એકાગ્ર મનવાળો થઈ વૈષ્ણવી ગાયત્રી અને કૃષ્ણમંત્રને યથાશક્તિ જપે ॥૪૮॥ એરીતે બે કાળમા કરવાના કહેલા ગાયત્રીજપ અને કૃષ્ણ મંત્ર જપને કદાચિત્ આપત્તિપ્રસગ પ્રાપ્ત થાય તો એક કાળમાજ કરી લે, મધ્યાહ્ને જે કર્તવ્ય છે તેનેપણ પ્રાત કાળમાજ કરી લે અને પ્રાત કાળમાં જે કર્તવ્ય છે તેને મધ્યાહ્ન કાળમા પણ કરી લે ॥૪૯॥ ત્યારપછી ત્યાગી ભગવાનના નૈવેદ્ય નિમિત્તે પવિત્ર સ્થળમા પાક પોતે કરે માટેજ ત્યાગીને અપકવાન્ન ભિક્ષાગ્રહણ કરવાનુ વિધાન ભગવાને કર્યુ છે, એમને પ્રવૃત્તિમાત્ર ભગવાનનો જે યાગ (પૂજા વિગેરે) તેના અગપણે કરવાની કહીછે, માટેજ અધિકારીભેદથી ( આ અધિકારી ભિન્ન છે માટે ) પકવાન્ન ભિક્ષા

स्वापयेच्च तम् ॥५०॥ प्रासादिकं हरेरन्नं सम्प्रोक्ष्यैवाथ भक्षयेत्। एकाहारं च कुर्वीत प्रत्यहं स विनापदम् ॥५१॥ त्यागी न भक्षयेदन्नं विष्णवे ह्यनिवेदितम्। आपदि प्रतिमाभावे मनसा तन्निवेदयेत् ॥५२॥ यदि भोजनवेलायां कश्चिद्याचेत भिक्षुकः। तर्हि दद्यादात्मबुद्ध्या तस्मा अन्नमविक्लवः ॥५३॥ एकादशीषु सर्वासु हरेर्जन्मोत्सवेषु च। प्रायश्चित्तोपवासेषु नाद्यादन्नं च सन्नर ॥५४॥ पठनं पाठनं कार्यं सच्छास्त्रस्यानुवासरम्। न दिवा शयनं कार्यं त्यागिना तु विनापदम् ॥५५॥ श्रवणं कीर्तनं विष्णोर्ध्यानं वन्दनमर्चनम्। विना कालो वृथा नैव नेतव्यस्तेन च क्वचित् ॥५६॥ मलोत्सर्गे कटिस्नानं वस्त्रशुद्धिश्च योगिना। कार्याथ मूत्रो

ગ્રહણનું વિધાન કરનારા બીજા વચનો સાથે એનો વિરોધ નથી રસોઈ તૈયાર થતાં તે આ નૈવેદ્ય ભગવાનને નિવેદન કરીને પ્રતિમારૂપ પ્રભુને પોઢાડી દે ॥૫૦॥ તેપછી ત્યાગી ભગવાનનું પ્રસાદિ તે અન્ન પ્રાસાદિક જળથી કે ચરણોદકથી પ્રોક્ષણ કરીનેજ પોતે 'ભગવત્પ્રસાદ સ્વીકાર કરવો જોઈએ એવી બુદ્ધિથી જમે પ્રતિદિન આપત્કાળ વિના એકજ વાર જમે (આપત્કાળમાં બીજી વાર જમવામાં દોષ નથી) ॥૫૧॥ ત્યાગી પ્રતિમારૂપ વિષ્ણુને નહિ નિવેદન કરેલું અન્ન આપત્તિમાંપણ નજ જમે પાસે પ્રતિમા ન હોય તો મનથી કલ્પેલી તે પ્રતિમાને નિવેદન કરે ॥૫૨॥ જો ભોજનવેળાએ જે કોઈપણ ભુખ્યો ભિક્ષુક અન્ન માગે તો તેને આત્મબુદ્ધિથી (પોતાથકી અનન્ય માનીને) ક્ષુધાજન્ય વિકળતાએ રહિત થઈને અન્ન આપે ॥૫૩॥ સાધુપુરૂષ સર્વ એકાદશીઓ જન્માષ્ટમી આદિક ઉત્સવ દિવસો અને પ્રાયશ્ચિત્તના અંગભૂત ઉપવાસ દિવસોમાં નજ જમે ॥૫૪॥ ત્યાગીએ પ્રતિદિવસ સચ્છાસ્ત્રનું પઠન પાઠનાદિ કરવું આપત્કાળ વિના તો દિવાનિદ્રા નજ કરવી ॥૫૫॥ સાધુએ વિષ્ણુના શ્રવણ-કીર્તન-સ્મરણ-વંદન-પૂજન-આદિકમાંથી હરકોઈ એક ભક્તિવ્યાપાર વિના ક્યારેય ક્ષણપણ કાળ વ્યર્થ નજ નિર્ગમન કરવો કિંતુ ભગવાનના ગુણશ્રવણ કીર્તનાદિકવડેજ કાળનિર્ગમન કરવો (આજ સાધુઓનું પ્રધાન લક્ષણ છે)

रसर्गे तु लिङ्गदोःशुद्धिरम्बुना ॥५७॥ सायं शुचिः प्रबोध्येशं कुर्यान्नीराजनं ततः । नामसङ्कीर्तनं कृत्वा कुर्वीत स्तुतिपाठनम् ॥५८॥ नमस्कृत्य स्वापयेच्च श्रीकृष्णं हृदयाम्बुजे । करण्डकादौ प्रतिमां वन्देताथ निजं गुरुम् ॥५९॥ ततः शुचिः समासीनः पूर्ववत्सुस्थिरासनः । गायत्रीं कृष्णमन्त्रं च जपेत्स निजशक्तितः ॥६०॥ ततः सच्छास्त्रपठनपाठनध्यानकीर्तनैः । विष्णुसम्बन्धिभिः कृत्यैर्याममेकं स जागृयात् ॥६१॥ श्रीकृष्णमेव हृदये चिन्तयन् स ततः स्वपेत् । भूमावापदि तु त्यागी खट्वायामपि संविशेत् ॥६२॥ क्रमेणानेन कर्तव्यं त्यागिना नित्यमात्मनः । आह्निकं विधिवत्तेन श्रीकृष्णः प्रीयतेतराम् ॥६३॥ सुव्रत उवाच—इत्युक्तमाश्रुत्य मुनिप्र-

॥५६॥ ત્યાગીએ મળત્યાગમાં કટિસ્નાન કરવું અને તે સમયે ધારેલું વસ્ત્ર ધોઈ નાંખવું. મૂત્રત્યાગમાં તો જળથી લિંગ અને બન્ને હાથની શુદ્ધિ કરવી (અને જળના કોગળા કરવા) ॥૫૭॥ તેપછી ત્યાગી સાયંસમયે (સ્નાન કરી) શુદ્ધ થઈ ભગવાનને જગાડીને સંધ્યા આરતી કરે. પછી નામસંકીર્તન-સ્તુતિપાઠન-નમસ્કારાદિકને કરે. પછી પ્રાત:કાળને પ્રારંભીને આ રીતે આરાધેલા શ્રીકૃષ્ણને પોતાના હૃદયકમળમાં પોઢાડી દે. અને પ્રતિમારૂપ કૃષ્ણને તો કંડીયા આદિકમાં કરેલી સુખશય્યામાં પોઢાડી દે. પછીથી પોતાના ગુરૂને પ્રણામ કરે ॥૫૮-૫૯॥ તેપછી સાધુ શુદ્ધ થઈ બેસીને પૂર્વવત્ સ્થિર આસનવાળો થઈ યથાશક્તિ વૈષ્ણવી ગાયત્રી તથા કૃષ્ણમંત્રને જપે ॥૬૦॥ ત્યારપછી ત્યાગી સચ્છાસ્ત્રપઠન-પાઠન-ધ્યાન-કીર્તન આદિક કૃષ્ણ સંબન્ધીજ વ્યાપારોવડે એક પહોર જાગે પછી સ્વેષ્ટદેવ શ્રીકૃષ્ણનુંજ ચિંતન કરતો થકો પૃથ્વી ઉપરજ સુઈ જાય. ખાટલામાં ન સુવે. (ત્યાગિઓને તેનો નિષેધ છે) રોગાદિ આપત્કાળમાં તો ખાટલામાં સુવે ॥૬૧-૬૨॥ હે મુને! ત્યાગિએ આ અનુક્રમે પોતાનું આહ્નિક પ્રતિદિન યથાવિધિ કરવું, તેથી સર્વાન્તરાત્મા ભગવાન્ શ્રીકૃષ્ણ અતિશય પ્રસન્ન થાયછે ॥૬૩॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! આ પ્રકારે ભગવાન નારાયણે ઉપદેશ કરેલા ઉત્તમ આહ્નિક પ્રકારને ગોપાળાનંદ મુનીન્દ્ર સાંભળીને

वीरो नारायणेनाह्निकमुत्तमं सः । प्रीतस्तथैव स्वयमाचरंस्तद्वीवृतत्त्यागिमुनींश्च राजन् ! ॥६४॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे प्रबोधन्युत्सवे श्रीनारायणमुनिगोपालानन्दसंवादे त्यागिनां संक्षिप्ताह्निकविधिनिरूपणनामाष्टाविंशोऽध्यायः ॥२८॥

सुव्रत उवाच—अथाष्टम्यां निशारम्भे कृतसन्ध्याविधिर्हरिः । नीराजनान्ते कृष्णस्य न्यषीदद्भक्तसंसदि ॥१॥ प्रणम्य तं मुनिश्रेष्ठो मुक्तानन्दो महामतिः । पप्रच्छ कुर्वन्सकलान् कृष्णभक्तानसंशयान् ॥२॥ स्वामिन् ! स्वरूपं कृष्णस्य बुभुत्साम्यहमञ्जसा । अस्माकमिष्टदेवस्य प्रतिपाद्यस्य चागमैः ॥३॥ कथं स सगुणो ज्ञेयो

પરમ હર્ષ પામીને, ભગવાને ઉપદેશેલા પ્રકારે પ્રતિદિન આહ્નિક પોતે કરતા થકા બીજા બધા ત્યાગીઓ પાસે તેમજ કરાવા લાગ્યા ॥૬૪॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...તૃતીયપ્રકરણે પ્રબોધન્યુત્સવે શ્રીનારાયણમુનિગોપાલાનંદસંવાદે ત્યાગિનાં સંક્ષિપ્તાહ્નિકવિધિનિરૂપણનામાઽષ્ટાવિંશોઽધ્યાયઃ ॥૨૮॥

## [1]અધ્યાય ૨૯ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! ત્યારપછી કાર્તિક શુકલ અષ્ટમી તિથિએ સાયંકાળે સંધ્યાવિધિ કરી પરવારેલા ભગવાન્ શ્રીહરિ, શ્રીવાસુદેવ ભગવાનની સંધ્યા આરતી થઈ રહ્યા પછી ભક્તમંડળપરિપૂર્ણ એવી સભામાં વિરાજમાન થયા હતા ॥૧॥ તે ભગવાનને મુનિશ્રેષ્ઠ મહામતિ મુક્તાનંદમુનિ નમસ્કાર કરીને, બધાય ભક્તોને ભગવત્સ્વરૂપમાં સંશયરહિત કરવા એમ પુછવા લાગ્યા કે—હે સ્વામિન્ ! જે આ આપણા ઇષ્ટદેવ કૃષ્ણ છે તેનું સ્વરૂપ જે શ્રુતિસ્મૃતિઓએ ઉપગાન કરેલું છે તેને તત્ત્વથી હું જાણવા ઇચ્છુછુ ॥૨-૩॥ આમા વિવાદથી સંશય થાય છે કે—આ જગ-

૧ આ અધ્યાયમા ભગવાને પરબ્રહ્મ પુરુષોત્તમ સ્વય શ્રીકૃષ્ણ ભગવાન કે જે સાધુસંરક્ષણમાટે પૃથિવી ઉપર મનુષ્યરૂપથી પ્રકટતાને પામેલા છે તેમના સ્વરૂપમા કે સ્વભાવમા અવિવક્ષણતારૂપ અદ્વૈત (એકત્વ) ઉપદેશ કર્યું છે.

निर्गुणश्च जगत्प्रभुः । साकारश्च निराकारः कर्ताऽकर्ता कथं च सः ॥४॥ ब्रह्मधामस्थिताद्दिव्यात्स्वरूपान्मनुजाकृतिः । भिन्नो भवत्यभिन्नो वा तन्मे ब्रूहि दयानिधे ! ॥५॥ एतेऽपि वैष्णवाः सर्वे जिज्ञासन्तीदमञ्जसा । शास्त्रानुभवसिद्धान्तमतस्त्वं वक्तुमर्हसि ॥६॥ सुव्रत उवाच—इति जिज्ञासुना तेन सम्पृष्टो भगवान् हरिः । उवाचानन्दयन्वाचा निजाश्रितजनान्नृप ! ॥७॥ श्रीनारायणमुनिरुवाच—शृणु वैष्णवसिद्धान्तं मुनेऽवश्यमुपासकैः।

---

પ્રભુ ભગવાન્ સગુણ છે કે નિર્ગુણ છે ? અથવા સગુણ નિર્ગુણ બન્નેરૂપ છે ? સાકાર છે કે નિરાકાર છે ? અથવા સાકાર નિરાકાર બન્નેરૂપ છે ? કર્તા છે કે અકર્તા છે ? અથવા અકર્તા કર્તા બન્નેરૂપ છે ? શ્રુતિ સ્મૃતિઓમાં બન્ને પ્રકારનાપણ વાદો હોવાથી એમાં સંશય મહાન્ થાયછે ॥૪॥ હે દયાનિધે ! વળી જયારે સાધુઓના સરક્ષણમાટે અવતરે છે ત્યારે મનુષ્યાકૃતિથી દૃશ્યમાન થતા ભગવાન્, અક્ષરબ્રહ્મ ધામમા રહેલા દિવ્ય પોતાના સ્વરૂપથકી કે સ્વભાવથકી લેશપણ વિલક્ષણતા (ભિન્નતા)ને પામેછે ? કે નથી પામતા ? (એજ આ છે કે કેમ ?) આજ અર્થને આ સર્વ વૈષ્ણવો તત્વથી જાણવા ઇચ્છેછે, કેમકે આ વિષય સર્વ કોઈ જાણી શકે નહિ શાસ્ત્રદૃષ્ટિથી સુસંસ્કૃત એવી યોગસાક્ષાત્કાર દૃષ્ટિવડેજ આ અર્થમાં નિશ્ચય થાય, માટે તમો અમારા સંશયને સદુપદેશથી નિરાકરણ કરવાને યોગ્ય છો ॥૫-૬॥ સુવ્રતઋપિ કહેછે—હે નૃપ ! એરીતે જીજ્ઞાસુ મુક્તાનદ મહામુનિએ પુછેલા ભગવાન્ શ્રીહરિ સર્વ નિજાશ્રિત જનોને નિજ વચનામૃતથી આનંદ આપતાથકા બોલ્યા ॥૭॥ **શ્રીનારાયણમુનિ કહેછે**—હે મુક્તાનંદ મુને ! વૈષ્ણવ થકી બીજાઓને આવી જીજ્ઞાસા થતી નથી, કેમકે પરમાત્મા પુરૂષોત્તમ શ્રીકૃષ્ણના સ્વરૂપમાં જે આ જીજ્ઞાસા તે સત્વગુણની પુષ્કળતાનું કાર્ય છે (સત્વગુણ પુષ્કળ હોય તો એવી જીજ્ઞાસા થાય) સત્વની પુષ્કળતાવાળા તો વૈષ્ણવોજ હોય. વળી જે અવતારની યથાર્થ જીજ્ઞાસા છે તેપણ પરમ નિ શ્રેયસમાટે થાયછે. માટેજ ભગવાને અવતારના યથાવસ્થિત જ્ઞાનની ગીતામાં 'अजोऽपि सन्नव्ययात्मा' 'जन्म कर्म च मे दिव्यं'

**श्रोतव्यं हृदि धार्यं च तत्त्वत कथयामि ते ॥८॥ श्रीकृष्णो य पर ब्रह्म स्वयज्योति परात्परः । ज्ञेयो नारायणो । विष्णुर्भगवान् पुरुषोत्तम ॥९॥ महेश्वरो वासुदेवो भूमा च परमेश्वर । आत्मा**

ઈત્યાદિકથી બહુ પ્રશસા કરીછે તો અહી મેં પ્રતિપાદન કરવા ધારેલો સિદ્ધાત વૈષ્ણવ-શ્રીકૃષ્ણની ચરણસેવામા રસિકોને અત્યત ઈષ્ટતમ છે તે આ સિદ્ધાત ભગવદુપાસકોએ અવશ્ય સાભળવા યોગ્ય અને હૃદયમા ધારવા યોગ્ય છે તે તમોને તત્ત્વથી હવે કહુંછુ તેને એકાગ્ર મનથી સાભળો ॥૮॥ જે શ્રીકૃષ્ણ છે એજ પરબ્રહ્મ છે એમ કહેવાથી-'સમગ્ર વિશેષમા વિરોધિ સ્વરૂપવાળુ જ્ઞાપ્તિમાત્ર પરબ્રહ્મ છે' એવા વાદનુ નિરાકરણ થઈ ગયુ વસ્તુતાએ આનદમય સમસ્ત કલ્યાણગુણ પરિપૂર્ણ શ્રીકૃષ્ણજ પરબ્રહ્મ છે તે સ્વયજ્યોતિ-સ્વયપ્રકાશ છે કેમકે તે જ્ઞાનાનદૈકસ્વરૂપ છે, તેમા 'त देवा ज्योतिषां ज्योति' એવી શ્રુતિ છે એજ પરાત્પર છે તેમાં 'अक्षरात्परत पर' એવી શ્રુતિ છે એજ નારાયણ વિષ્ણુ-પુરૂષોત્તમ-ભગવાન્ આદિક શબ્દોથી તેતે શાસ્ત્રમા પ્રતિપાદન કરાય છે, તેમા 'आपो नारा इति प्रोक्ता आपो वै नरसूनव । अयन तस्य ता पूर्वं तेन नारायण स्मृत ॥' આ સ્થૂળ દૃષ્ટિથી વ્યુત્પત્તિ છે, नराणा समूहो नार-नित्यवस्तुसमूह , तस्यायन तदयनमस्य च' આવી સૂક્ષ્મ દૃષ્ટિથી વ્યુત્પત્તિ છે, આવી બે પ્રકારની વ્યત્પત્તિના યોગથી 'નારાયણ' કહેવાય છે સર્વેન અતર્યામિપણે વ્યાપ્તિ હોવાથી વિષ્ણુ શબ્દ પ્રવર્તે છે જ્ઞાન શક્તિ-બળ-ઐશ્વર્ય-વીર્ય અને તેજ આ છ ગુણ યોગને લીધે **ભગવાન** શબ્દ પ્રવર્તે છે ક્ષરઅક્ષરપુરૂષથકી ઉત્તમ હોવાથી **પુરૂષોત્તમ** શબ્દ પ્રવર્તે છે ઈશ્વરોના ઈશ્વર હોવાથી **મહેશ્વર** શબ્દ પ્રવર્તે છે સર્વ જગત્ એમા વસેછે અને સર્વત્ર આ વસેછે માટે **વાસુદેવ** શબ્દ પ્રવર્તે છે સ્વરૂપથી અને સ્વભાવથી અનવધિકાતિશય વિપુળતાના યોગને લીધે **ભૂમા** એવો શબ્દ પ્રવર્તે છે (આ શ્રૌત પ્રયોગ છે) જેની અપેક્ષાએ કોઈ પર માન્નથી માટે **પરમેશ્વર** (અનન્યેશ્વર) શબ્દ પ્રવર્તે છે તે આ ભગવાન્ આત્માઓના આત્મા-શરીરીઓના શરીરી છે, અર્થાત્ સર્વાંતર આત્મા છે અને ચેતનોના ચેતન છે, એટલે

रमनां चेतनानां चेतनश्च श्रुतीरितिः ॥१०॥ कालस्य प्रकृतेश्चापि नियन्ता पुरुषस्य च । प्रकाशकश्च सर्वेषां स्वतन्त्रो दिव्यविग्रहः

સર્વ ચેતનોના ચૈતન્યજ્યોતિષનો જે પ્રસરણવિશેષ (વિકાસ) છે તેને કરાવનારા પરમ ચેતન આજ છે આવા 'શ્રીકૃષ્ણ પરંબ્રહ્મ છે' આ અર્થ શ્રુતિઓમા કહ્યોછે આમ કહેવાથી–બીજાઓનો જે સગુણનિર્ગુણવાદ છે, જેવો કે–જ્ઞાન શક્તિ આદિક સમગ્ર વિશેષો (ભેદો) એ રહિત, માટેજ ગુણમાત્રે રહિત હોવાથી નિર્ગુણ એવું જે બ્રહ્મ છે તે અનાદિ અવિદ્યાથી સ્વસ્વરૂપ તિરોહિત થતા ઈશ ઈશિતવ્ય (નિયામ્ય) આદિક સમગ્ર વિકલ્પો (ભેદો)ના સ્થાનભૂત થાયછે તે આ બ્રહ્મ માયાથી શબળિત–રંજીત થતાં ઈશ્વરભાવને પામેછે, તો આ નિર્વિશેષ બ્રહ્મનુ માયાનુ અવિષ્ઠાન થવાના વશપણાથી ઈશ્વરપણુ અને તેના સંબન્ધથી જ્ઞાન શક્તિ આદિક ગુણયોગ લાગુ થાયછે, તે ઈશ્વરભાવ અને ગુણયોગ તો કાલ્પનિક છે, માટે સગુણ સર્વેશ્વર કહેવાય છે, આવો જે વાદ છે તેનુ પણ નિરાકરણ થઈગયુ, કેમકે સમગ્ર કલ્યાણગુણે પરિપૂર્ણ શ્રીકૃષ્ણજ પરંબ્રહ્મ છે એમ નિરૂપણ કર્યું છે ॥૯–૧૦॥ કાળ પ્રકૃતિ અને પુરૂષ જે સૃષ્ટિના ઉપકરણભૂત છે તેના નિયંતા–આત્માપણે અંત પ્રવેશ કરીને નિયંતા, માટેજ આ સર્વ કાર્યોના પ્રકાશના કારણ છે, એટલે સર્વ કાર્યોના પ્રાદુર્ભાવનું કારણ છે જે પ્રાદુર્ભાવ તિરોભાવ છે એજ કાર્યોની ઉત્પત્તિ અને વિનાશ છે (પ્રાદુર્ભાવ એજ ઉત્પત્તિ અને તિરોભાવ એજ વિનાશ છે) કેમકે જે છે એજ કાર્ય થાય, જે નથી તે કાર્ય ન થાય અથવા–સર્વને પોતપોતાનુ કાર્ય કરવામા પ્રકાશ–જ્ઞાનવિકાસને સર્વના અંતરાત્મા આ ભગવાનજ કરી આપેછે આ સર્વમા આત્માપણે વ્યાપી રહ્યા છે તથાપિ વ્યાપ્ય ચેતનોના કર્મોવડે આ ભગવાન્ લેપાતા નથી, (તેના દોષો તેમને અડતા નથી) કેમકે સ્વતંત્ર–અકર્મવશ્ય (કર્મવશ નથી) છે અથવા પોતાના સકલ્પને આધીન સર્વની પ્રવૃત્તિ છે તે આ ભગવાન્ દિવ્ય દેહવાળા છે એમ કહેવાથી–બીજાઓનો જે નિરાકારતા વાદ છે તેનુ નિરાકરણ થઈ ગયું ॥૧૧॥ તે આ પરંબ્રહ્મ શ્રીકૃષ્ણનુ ધામતો અક્ષર છે તેનેજ બ્રહ્મપુર કહેછે, 'तदेतस्य ब्रह्मपुर' એવી

॥११॥ धामाक्षरं तु यत्तस्य तद्ब्रह्मपुरमुच्यते । यस्यैकः सूक्ष्मदेशोऽपि कोटिकोट्यर्कभासुरः ॥१२॥ यदुच्यते चिदाकाशं ध्रुवमाकाशवत्सदा । अनाद्यनन्तं चाखण्डं सच्चिदानन्दलक्षणम् ॥१३॥ नवीननीरदश्यामस्तत्र दिव्ये स्वधामनि । विभात्यतिश्वेतरुचिः सूर्यचन्द्राग्नितेजसः ॥१४॥ तस्यैकरोमणस्तेजोऽपि समग्राक्षरतेजसः । अधिकत्वान्न तत्तेन तत्रस्थैरुपमीयते ॥१५॥ स प्रभुर्दिव्यवसनो दिव्यालङ्कारशोभनः । राधारमादिभिः स्वामिः शक्ति-

श्रुति छे जेनी प्रभानो एक देश सूक्ष्मपण कोटिगुणित कोटी सूर्यनी प्रभानेपण उल्लंघन करे छे, (तेथी अधिक छे) एज ब्रह्मपुर धामने चिदाकाश कहेछे ज्ञानमय अने सर्वत प्रकाशमान छे माटे चिदाकाश कहेवाय छे. वळी आकाशनी पेठे सदा ध्रुव-एकरूप छे यद्यपि भूताकाश तो नश्वर छे, तथापि बहु काळ एकरूप रहेछे माटे लोकोनी बुद्धिमा आ बाबत उतारवा माटे तेनु दृष्टात आप्युछे, वस्तुताएतो अनादि अनत-उत्पत्ति नाशे रहित छे भूताकाशथकी विलक्षणता आ बे पदथी स्पष्ट करीछे अथवा देशपरिच्छेदे रहित एवो एनो अर्थ लेवो वळी अखड-अवयवथी नहि आरभेलु होवाथी अच्छेद्य छे जे जे अवयवे आरभेलुं होय ते सखड अने छेद्य होय छे वळी सच्चिदानंदलक्षण छे, जे धामने पामेलाओज सच्चिदानंदरूप स्वस्वरूपने साक्षात्कार करेछे अने सच्चिदानंदघन परब्रह्मना स्वरूपने साक्षात्कार करेछे माटे सच्चिदानदलक्षण छे. अथवा-स्वयं सच्चिदानंदलक्षण छे-सतत एकरूप छे माटे सत् कहेछे, अजड छे माटे चित् कहेछे, प्रतिकूळ ज्ञानरूप जे दु ख तेना स्थानभूत नथी (दु खरहित छे) माटे आनंद कहेछे ॥१२-१३॥ आवा ते पोताना दिव्य अक्षर धाममा ते परं ब्रह्मशब्दवाच्य भगवान् पुरुषोत्तम श्रीकृष्ण नवीन मेघ सरखा श्याम दिव्य देहवाळा होइने सूर्य चद्रादि सर्व तेजो थकी पण अतिशयित दिव्य अतिउज्जवळ तेजथी विराजे छे. समग्र अक्षरब्रह्मतेज जेना तेजना अंशलेशनीपण समानताने योग्य थतुं नथी, केमके आ तेज अनवधिकातिशयित छे ॥१४-१५॥ आ सर्वेश्वरेश्वर श्रीकृष्ण पोताने उचित दिव्य

मिश्च निषेव्यते ॥१६॥ श्रीदामविष्वक्सेनाद्यैः पार्षदैर्दिव्यविग्रहैः। सेव्यमानश्च सच्छत्रचामरव्यजनादिभिः ॥१७॥ सुदर्शनादिभिः स्वास्त्रैर्मूर्तिमद्भिरुपासितः। ऐश्वर्याद्यैर्भगैः षड्भिः सिद्धिभिश्चाणिमादिभिः ॥१८॥ असङ्ख्यैश्च महामुक्तैर्दिव्यसुन्दरविग्रहैः। दिव्यैरनेकोपचारैः पूज्यमानपदाम्बुजः ॥१९॥ द्विभुजः स सदा स्वामी भक्तेभ्यो निजदर्शनम्। चतुर्भुजादिरूपेण दत्ते क्वापि तदिच्छया ॥२०॥ न प्राकृता गुणास्तस्मिन्सन्तीत्युक्तः स निर्गुणः। अप्राकृ-

વસ્ત્રને ધારી રહેલા, દિવ્ય અલંકારોથી અલંકૃત, રાધા રમા આદિક જે પોતાની અપૃથક્સિદ્ધ શક્તિવિશેષરૂપ છે તેમણે દિવ્ય ઉપચારોવડે પરિચર્યા કરાતા, દિવ્ય દેહવાળા શ્રીદામ વિશ્વક્સેનાદિ પાર્ષદોએ છત્ર ચામરાદિ રાજોપચારવડે સેવા કરાતા, મૂર્તિમાન્ સુદર્શનાદિ પોતાનાં દિવ્ય આયુધોએ સદા સેવાતા, મૂર્તિમાન્ ઐશ્વર્ય આદિક છ ગુણોએ અને અણિમાદિ સિદ્ધિઓએ સદા સેવા કરાતા, દિવ્ય સુંદર દેહવાળા અપરિમિત મહામુક્તોએ દિવ્ય ચંદન પુષ્પાદિ અનેક ઉપચારોવડે નિરંતર પૂજ્યાં છે ચરણકમળ જેનાં એવા થકા વિરાજે છે. તેમાં 'तदक्षरे परमे व्योमन्' 'दिव्ये ब्रह्मपुरे ह्येष व्योमन्यात्मा प्रतिष्ठितः' એવી શ્રુતિ છે ॥૧૬-૧૯॥ તે આ સર્વ સ્વામી પરબ્રહ્મ શ્રીકૃષ્ણ ભગવાન્ સદા સ્વતઃ દ્વિભુજ દિવ્ય વિગ્રહવાળા છે છતાંપણ ભક્તોની રૂચિને અનુરૂપ પોતાના સંકલ્પબળથી ચતુર્ભુજાદિ રૂપે પોતાના દિવ્ય સ્વરૂપનું દર્શન ભક્તોને ક્યારેક આપેછે ॥૨૦॥ પ્રથમ સૂચવેલા નિર્ગુણ શ્રુતિઓના તાત્પર્યને હમણાં સ્પષ્ટ કહેછે— તે શ્રીકૃષ્ણમાં પ્રાકૃત ગુણો-કર્મવશ્યતાએ કરાવેલા પ્રકૃતિસંસર્ગને આધીન સુખદુઃખાદિ છેજ નહિ, માટેજ 'निर्गुणं' એમ શ્રુતિમાં ગુણનિષેધ કર્યોછે, 'सत्त्वादयो न सन्तीशे यत्र च प्राकृता गुणाः' 'योऽसौ निर्गुण इत्युक्तः शास्त्रेषु जगदीश्वरः। प्राकृतैर्हेयसंयुक्तैर्गुणैर्हीनः स उच्यते' એવી સ્મૃતિયો છે. અપ્રાકૃત ગુણો તો સત્યસંકલ્પત્વાદિ અનેક છે, તેમાં 'अपहतपाप्मा विजरो विमृत्युर्विशोकोऽविजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसङ्कल्पः' એવી શ્રુતિ છે. તેમજ અપ્રાકૃત આકૃતિવાળા છે, માટે ક્વચિત્ શ્રવણ થતો આકૃતિનો

ताकृतित्वाच्च निराकारः स कीर्त्यते ॥२१॥ स्वधर्मज्ञानवैराग्ययुजा भक्त्या ह्यनन्यया । ये भजेयुस्त एवामुं तथाभूतं विचक्षते ॥२२॥ ज्ञानाद्यैरपि सम्पन्ना भक्त्या हीनास्त्वनन्यया । ब्रह्मतेज' प्रपश्यन्ति न तु साक्षात्तमीश्वरम् ॥२३॥ तेजोमण्डलमध्यस्थं द्विभुजं दिव्यविग्रहम् । नेक्षन्तेऽर्कं यथा लोकाः साकारं तं तथैव ते ॥२४॥ ततो ब्रह्म निराकारमिति मन्यन्त एव ते । तावता न निराकारं कृष्णाख्यं हि परं बृहत् ॥२५॥ एकदेशस्थितस्यापि पूर्णत्वं तस्य

નિષેધપણુ પ્રાકૃત આકૃતિના નિષેધમા પર્યવસાન પામેછે ॥૨૧॥ મુમુક્ષુઓમા પણુ કેટલાએક પ્રકૃતિવિલક્ષણુ બ્રહ્માત્મક પોતાના આત્માના ઉપાસનપરાયણુ હોવાથી ભગવાનમા અનન્ય ભક્તિએ રહિત હોવાથી તે આ પરાત્પર પરંબ્રહ્મ દિવ્યમૂર્તિ શ્રીકૃષ્ણુને મૂક્તિદશામાપણુ સાક્ષાત્ કરતા નથી જે અનન્યભક્તો છે તેઓજ આ દિવ્ય રૂપને સદા સાક્ષાત્ કરેછે, માટે અનન્યભક્તિએ રહિત એવા જે કોઈ બીજાઓ છે તેમનો જે આ નિરાકારવાદ છે તે નજ માનવો એમ હવે કહેછે—ધર્મ જ્ઞાન વૈરાગ્યે યુક્ત એવી અનન્ય ભક્તિથી જેઓ આ શ્રીકૃષ્ણુને ભજે છે તેઓજ તેવા દિવ્ય આકારવાળા આ ભગવાનને સાક્ષાત્ કરેછે અને જેવા જોયા હોય એવા સાકાર સ્વરૂપનેજ કહેછે જેઓ તો આ ભગવાનમા અનન્ય ભક્તિએ રહિત, બ્રહ્માત્મક સ્વાત્મસ્વરૂપના સાક્ષાત્કારમા તત્ત્વજ્ઞાન બળથી પ્રવર્ત્યા છે તેઓ જ્ઞાનાદિ બળે સપન્ન હોય પણુ અનન્યભક્તિએ રહિત હોવાથી તે ભગવાનને સાક્ષાત્ કરતા નથી, કિંતુ અક્ષરને પામીને તેના જ્યોતિપમાત્રથી દૃષ્ટિ રોકાઈ જતા પરબ્રહ્મને નિરાકારપણેજ અનુભવીને તેવીજ રીતે (નિરાકાર) કહેછે જેમ તેજોમંડળરૂપ તેજ પુંજથી જેમની દૃષ્ટિ અટકી ગઈ છે એવા લોકો તેજોમંડળના મધ્યમા રહેલા દ્વિભુજ દિવ્યવિગ્રહ પુરૂપવિશેષ (સૂર્ય)ને સાક્ષાત્ કરવા સમર્થ થતા નથી, જેથી મંડળનેજ સૂર્ય કહેછે પણુ તેનાથી ભિન્ન પુરૂપવિશેષને કહેતા નથી તેમજ આ કૈવલ્યાર્થિઓપણુ સાકાર કૃષ્ણુને જોતા નથી, અક્ષર તેજનેજ જુવે છે તેથી તેઓ તેમ માનેછે એટલામાનથી પરબ્રહ્મ શ્રીકૃષ્ણુનું નિરાકારપણુ યુક્ત નથી ॥૨૨-૨૫॥

तेजसा । सर्वत्रास्ति यथार्कस्य शृण्वत्र वचनं निधेः ॥२६॥ अहो भाग्यमहो भाग्यं नन्दगोपव्रजौकसाम् । यन्मित्रं परमानन्दं पूर्णं ब्रह्म सनातनम् ॥२७॥ अनेकाण्डोद्भवाद्यर्थं निर्गुणः स यदा प्रभुः ।

શંકા-જો એરીને દેશવિશેષ ( અક્ષરધામ )માં પરબ્રહ્મ શ્રીકૃષ્ણની સ્થિતિ માનશો તો તેમનું વિભુત્વ ( સર્વવ્યાપકપણું ) જે શ્રુતિમાં કહ્યુંછે તેનો ભંગ થશે અને જો વિભુત્વ માનશો તો દેશવિશેષમાં સ્થિતિ ઘટતી આવશે નહિ. ઉત્તર-તો તેમ નથી. એક પ્રદેશમાં રહેલાપણ તે પરબ્રહ્મ શ્રીકૃષ્ણનું પોતાના અનન્ય તેજ ( જ્ઞાનમય )થી સર્વત્ર વ્યાપ્તિ હોવાથી પૂર્ણપણું છે માટે વિભુપણાની હાનિ નથી. તેમાં આ દૃષ્ટાંત છે-જેમ મંડળરૂપે એકત્ર રહેલા તેજોમય સૂર્યની પોતાના તેજથી સર્વ દિગંતમાં વ્યાપ્તિ છે. અભિપ્રાય એવો કે-આ ભગવાન્ શ્રીકૃષ્ણ સ્વયં જ્ઞાનાનંદમય છે, તે આ દિવ્યાકૃતિથી અક્ષરધામમાં નિત્ય બિરાજે છે, તેમની જે અંતર્યામી શક્તિરૂપ જ્ઞાનપ્રભા, જે વસ્તુતાએ તેમનાથી અત્યંત ભિન્ન નહિ હોઇને સર્વમાં અનુપ્રવેશ કરી રહીછે, માટે એજ સર્વમાં અનુપ્રવેશ કરી રહ્યા છે તો તેમનું વિભુપણું મુખ્યજ છે ( આજ અંતર્યામી સ્વરૂપ છે એમ રામાનુજાચાર્ય કહેછે, તેમની સાથે આ અર્થની એકાર્થતા અન્યત્ર સ્પષ્ટ છે. ) લૌકિક તેજઃપિંડરૂપ સૂર્યનું જે દૃષ્ટાંત આપ્યું છે તેતો આ અર્થ લોકોની બુદ્ધિમાં ઉતારવામાટે છે આ ભગવાનના પૂર્ણપણામાં બ્રહ્માનું વચન છે તેને સાંભળો ॥૨૬॥ શ્રીમદ્ભાગવતમાં 'अहो भाग्यमहो भाग्यं' આવું વચન છે. તેનો અર્થ-વ્રજવાસિઓનાં અહો ભાગ્ય અહો ભાગ્ય છે, તેમનું ભાગ્ય હું શું વર્ણન કરૂં ? કેમકે પરમાનંદમય સનાતન પૂર્ણ શ્રીકૃષ્ણ બ્રહ્મ જેના મિત્રભાવે વર્તે છે, 'પરમાનંદ' આ પદથી અનવધિક આનંદપણારૂપ આનદમયત્વ જે પરબ્રહ્મને અસાધારણ શ્રૌત લિંગ તે કહ્યુંછે. 'પૂર્ણ' આ પદથી વ્રજવાસિઓના ભાગ્યભૂત પરબ્રહ્મનું પોતાને અસાધારણ એવું જે અંતર્યામિપણું તેરૂપ જે શક્તિવિશેષ તેણે કરીને સર્વત્ર વ્યાપ્તિ છે માટે પૂર્ણપણું કહ્યુંછે ॥૨૭॥ સમસ્ત હેય ગુણોએ રહિત અને સમસ્ત કલ્યાણ ગુણોએ પરિપૂર્ણ એવા પરબ્રહ્મ

मायागुणाननुपादत्ते सगुणः प्रोच्यते तदा ॥२८॥ अनिरुद्धस्वरूपेण

શ્રીકૃષ્ણનો પ્રકારાંતરથી પણ આ સગુણ વ્યવહાર તેતે શાસ્ત્રોમા શ્રવણ થાયછે તે એવી રીતે કે-સત્વ રજ અને તમ આ ત્રણ ગુણો કહ્યા છે તેનાથી આ લેપાતાજ નથી, કેમકે આતો તેનાથી વિરોધિ સ્વભાવવાળા છે, જેથી એના ઉપાસકોપણ ગુણાતીતતાને પામેછે. યદ્યપિ નિત્યમુક્તો પણ તેવાજ છે, પરંતુ તેઓનુ જે તેવાપણુ છે તે આ ભગવાનની તેવી નિત્ય ઇચ્છાને આધીન છે એરીતે સ્વત ગુણોના પ્રતિભટ (સામાવાડીયા) છે પણ ગુણોના અધિષ્ઠાનથી (સ્વયં તેને વશ નહિ હોઇને નેતા કે પ્રેરક થાય તે) સગુણ અને અનધિષ્ઠાન (અધિષ્ઠાન નહિ થવાથી)થી નિર્ગુણ એવા ભેદથી કહેવાય છે અધિષ્ઠાન અનધિષ્ઠાન ભેદ તો આ પ્રકારે છે-અનવધિક આનંદમય, નિત્યમુક્તોએ નિરંતર પરિચર્યા કરાતા છે ચરણકમળ જેમનાં, પોતાના આનંદમય દિવ્ય રૂપથી સદાય પોતાના બ્રહ્મપુર ધામમા વિરાજમાન એવા તે આ ભગવાન્ જ્યારે સૃષ્ટિઆદિક લીલાવ્યાપારોવડે વિહાર કરવાનો સંકલ્પ કરેછે ત્યારે તરત પોતે અનિરૂદ્ધરૂપે થઇને માયાના ગુણ રજને અધિષ્ઠાન કરેછે, તેના અધિષ્ઠાનથી સ્રષ્ટા બ્રહ્મા એમ કહેવાય છે, કેમકે એમનોજ અંશ બ્રહ્મા છે. ત્રણ ગુણની સામ્ય (ન્યૂન નહિ તેમ અધિક નહિ એક સરખી) અવસ્થાને પામેલી જે માયા તેમા રજનો ઉન્મેષ અનિરૂદ્ધના અધિષ્ઠાનથી થાયછે તથા પુરૂષમા માયાને અભિમુખ થવા રૂપ રજ કાર્ય ઉદ્ભવે છે, તેથી બ્રહ્માંડની ઉત્પત્તિ થાયછે નિત્યમુક્તોએજ એક અનુભવ કરાતા, અક્ષરજ એક રહેવાનુ સ્થાન જેને છે એવા પોતાના દિવ્ય રૂપથી ગુણોનુ અધિષ્ઠાન નથી માટે એજ નિર્ગુણ કહેવાય છે અને અનિરૂદ્ધરૂપે ગુણોના અધિષ્ઠાન થાયછે માટે એજ સગુણ કહેવાય છે એટલામાત્રથી ગુણવશગામિનુ જેવું સગુણત્વ છે તેવું એમનુ સગુણત્વ દેહમાં પર્યવસાન પામનારૂં નથી, કિંતુ એતો એક પ્રકારનુ ઐશ્વર્ય સર્વેએ ઉપસેવનીય છે, માટે અનિરૂદ્ધ તે આ ભગવાનનો સગુણ મૂર્તિવિશેષ છે એમ જાણવું મૂળમાં 'मायागुणाननुपादत्ते सगुणः प्रोच्यते तदा' આમા જે ઉપાદાન પદ છે, 'रजोगुणं गृहीत्वा' ઇત્યાદિકમાં જે ગૃહીત્વા પદ છે

मायायास्तु रजोगुणम् । गृहीत्वा ब्रह्मसंज्ञः सन् ब्रह्माण्डं सृजति प्रभुः ॥२९॥ त्रैलोक्यमौदरीकृत्य लये नैमित्तिके ह्यसौ । एकार्णवजले शेते काले सृजति तत्पुनः ॥३०॥ स प्रद्युम्नस्वरूपेण वासुदेवोऽखिलं जगत् । सत्त्वं मायागुणं धृत्वा पाति विष्णुः प्रजापतिः ॥३१॥ असौ वैराजपुरुषः कथ्यते लोकपालकः । मुक्तिं चतुर्विधां दत्ते स्वभक्तेभ्यः सुरारिहा ॥३२॥ सङ्कर्षणस्वरूपेण वासुदेवस्तमोगुणम् । अङ्गीकृत्यैव मायायाः शिवाख्यः संहरत्यदः ॥३३॥ शेषरूपेण भूगोलं धत्ते सङ्कर्षणो ह्यसौ । मूर्तयो वासुदेवस्य एतेताः

તેનું અધિષ્ઠાનમાત્ર તાત્પર્ય લેવું, અન્યથા તો તેનું નિરૂપણ દુઃશક છે, બીજાના અવિનાભૂત (પોતામાંજ અપૃથક્‌પણે રહેલા) ગુણોને બીજો ગ્રહણ કરવા સમર્થ થાય નહિ, સત્વાદિક તો પ્રકૃતિના ગુણો છે તેને તેનાથી ભિન્ન પરમાત્મા શી રીતે ગ્રહણ કરીલે, તેમજ ગુણમયમાં જોડાઈ ગએલાની પેઠે એમનું ગુણાધીન પ્રવૃત્તિવાળાપણું નથી, કેમકે આ કર્મ વશ્ય નથી ગુણોનું જે વશીકરણ એજ એ છે એમ જો કહો તો તે વશીકરણ એટલે શું ? જો પોતાના સંકલ્પને આધીન ઉન્મેષ નિમેષ થવાપણું એમ કહો તો આજ અધિષ્ઠાન જાણવું, જે મૂર્તિથી ઉપલક્ષિત થઇને સર્ગાદિકમાં ઉપકરણભૂત માયાગુણોને અધિષ્ઠાન કરેછે-પ્રેરેછે તે તેની સગુણ મૂર્તિ છે એમ તેતે સ્થળમાં પરિભાષાથી પ્રયોગ થાય છે, એવો અભિપ્રાય છે ॥૨૮-૨૯॥ એજ આ અનિરૂદ્ધ નૈમિત્તિક લયમાં ત્રિલોકીને ઉદરમાં રાખીને એકાર્ણવ જળમાં સુવેછે, તે રાત્રિને અંતે ફરીથી ત્રિલોકીને સર્જે છે ॥૩૦॥ એજ અક્ષરધામનિવાસી ભગવાન વાસુદેવ પ્રદ્યુમ્ન સ્વરૂપે પ્રાદુર્ભાવ પામીને પ્રજાપતિ વિષ્ણુરૂપે થઇને માયાના સત્વ ગુણને અધિષ્ઠાન કરીને સમસ્ત જગતની રક્ષા કરે છે ॥૩૧॥ તેજ આ પ્રદ્યુમ્ન વૈરાજપુરૂષરૂપે પ્રાદુર્ભાવ પામીને અસુરસંહારપૂર્વક લોકોની રક્ષા કરેછે અને ભક્તોએ પ્રાર્થના કર્યા શિવા તેમને ચતુર્વિધા મુક્તિ આપેછે ॥૩૨॥ એજ ભગવાન વાસુદેવ સંકર્ષણસ્વરૂપે તમોગુણને અધિષ્ઠાન કરીને શિવસંજ્ઞાથી થઇને (આ તો અનુપ્રવેશથી સમજવું) આ ત્રિલોકીનો સંહાર

सगुणा मता ॥३४॥ कार्यार्थं मूर्तयोऽप्यासां सन्त्यन्याश्च सहस्रश । एता' सर्वा गुणत्यागे प्रोच्यन्ते निर्गुणा अपि ॥३५॥ दिव्याङ्गो निर्गुणो ह्येष देवक्या वसुदेवत । प्रादुर्बभूव कृष्णाख्यो भूतले मनुजाकृति ॥३६॥ दिव्यमूर्तिनराकृत्योस्तस्य भेदो न किञ्चन । इति जानीहि सद्बुद्धे ! वैष्णवाचार्यनिश्चयम् ॥३७॥ स दिव्यमूर्तिं सन्नेव नराकृत्व दधौ प्रभु । तेनैव च स्वरूपेण सोऽभूद्दिव्याकृतिर्मुहु ॥३८॥ कथैषा विस्तृताऽस्त्येव पुराणेषु च भारते ।

કરે છે, તેજ આ સકર્ષણ શેષરૂપે ભૂગોળને ધારણ કરે છે વાસુદેવની આ છ (અનિરૂદ્ધ, બ્રહ્મા, પ્રદ્યુમ્ન વિષ્ણુ સકર્ષણ શિવ) મૂર્તિઓ સગુણ મૂર્તિઓ માની છે ॥૩૩-૩૪॥ સૃષ્ટ્યાદિ કાર્ય કરવા આ અનિરૂદ્ધાદિકના સબન્ધિની બીજીપણ મૂર્તિઓ બહુ થાય છે તે સર્વપણ સગુણ સમજવી એજ મૂર્તિઓ જ્યારે પોતપોતાના વ્યાપારમા વિરામ પામતા ગુણાધિષ્ઠાનથી નિવૃત્ત થાય છે ત્યારે નિર્ગુણજ જાણવી ॥૩૫॥ હવે અવતારનુ યથાર્થપણુ કહે છે—જે અક્ષર ધામમા દિવ્ય મૂર્તિથી બિરાજમાન પરાત્પર પુરૂષોત્તમ નિર્ગુણ વાસુદેવ ભગવાન કહ્યા એજ મનુષ્યાકૃતિ થઈ દેવકીમા વસુદેવ થકી કૃષ્ણનામથી ભૂતળમા પ્રકટ થયા હતા જે અક્ષરધામમા રહેની તેમની દિવ્ય મૂર્તિ છે અને જે આ સ્વેચ્છાથી સ્વીકારેલી નરાકાર લક્ષણવાળી મૂર્તિ છે તે બન્નેમા લેશપણ ભેદ (વિલક્ષણતા) નથી એજ આ છે એવોજ પ્રામાણિકોનો વિનિશ્ચય છે સર્વે વૈષ્ણવાચાર્યો એમજ માને છે કે બહુના તે હુ કહુછુ—જે હુ ભગવાન દિ ય મૂર્તિથી નરનાટ્ય કરતો થકો તેજ સ્વસ્વરૂપથી હમણા પ્રાદુર્ભાવ પામ્યો છુ નરનાટ્ય સ્વીકારમાત્રથી પોતાના દિવ્ય સ્વરૂપ થકી લેશપણ પ્રચ્યુતિ નથી, તે ગીતામા કહ્યુ છે 'अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् । प्रकृतिं स्वामधिष्ठाय सम्भवाम्यात्ममायया' ઇતિ સ્વય ભગવાને વસુદેવના ગૃહમા પ્રકટ થઈને સમગ્ર મનુષ્યોના નયનગોચરતાને પમાડેલા તે મનુષ્ય રચનાવાળા રૂપથીજ પોતાનુ અસાધારણ દિવ્યાકૃતિપણ પણ વારેવાર મૃત્તિકાભક્ષણ વિગેરે લીલા

तत्सारमाघमाकृष्य कथयामि समासतः ॥३९॥ स वासुदेवः प्रथमं सतां धर्मस्य गुप्तये । भूभारहरणार्थं च वसुदेवमनोऽविशत् ॥४०॥ तद्द्वारा देवकीगर्भो भूत्वा काले व्यजायत । प्राग्जन्मस्मृतये पित्रोर्विष्णुरूपः स एव च ॥४१॥ पितृभ्यां कंसभीताभ्यां प्रार्थितोऽथाभवन्नरः । स जृम्भणे यशोदायै विश्वरूपमदर्शयत् ॥४२॥ मृद्भक्षणे पुनस्तस्यै नराकृतिरपि स्वयम् । ब्रह्माण्डमखिलं व्यात्ते स्वमुखे समदर्शयत् ॥४३॥ नराकृतिः स एवेशो दाम्नोलूखलबन्धने । अपरिच्छेद्यतां स्वस्य सर्वा गोपीरदर्शयत् ॥४४॥ गोपवत्सापहरणे कृतेऽजेन नरोऽपि सन् । तत्तद्रूपः

વ્યાપારોમાં પ્રદર્શાવ્યું હતું આ કથા શ્રીમદ્ભાગવત આદિક પુરાણોમાં તથા ભારતમાં વિસ્તારથી વર્ણવી છે. હું હમણાં તેનો સારમાત્ર આકર્ષણ કરીને સંક્ષેપમાં કહું છુ ॥૩૬-૩૯॥ તે દિવ્યમૂર્તિ વાસુદેવ ભગવાન્ પોતાના એકાંતિક સાધુજનો તથા પોતાના આરાધનભૂત સદ્ધર્મની રક્ષા કરવાનો અને પૃથ્વીનો ભાર ઉતારવાનો સંકલ્પ કરીને પ્રથમ વસુદેવના મનમાં પ્રવિષ્ટ થયા. વસુદેવદ્વારા દેવકીના ગર્ભભૂત થઇને સમય આવતાં પ્રકટ થયા. પ્રકટ થઇને તરતજ માતા પિતાને પૂર્વ જન્મની સ્મૃતિ કરાવા વિષ્ણુરૂપે થઇને પોતાનુ દિવ્ય રૂપ પ્રદર્શાવ્યું ॥૪૦-૪૧॥ તે પછી વળી કંસથકી ભય પામેલાં માતાપિતાએ પ્રાર્થના કરતા એકદમ નરબાળકાકાર થઈ ગયા. તે પછી કદાચિત્ બગાસુ ખાવાના સમયે મુખમાં માતા યશોદાજીને વિશ્વરૂપ પ્રદર્શાવ્યુ ॥૪૨॥ વળી નરાકાર એવા પણ પરમેશ્વર શ્રીકૃષ્ણે કદાચિત્ મૃત્તિકા ભક્ષણની આશંકા ટાળવાના મિષથી વિશાળ પોતાના મુખમાં યશોદાને સમગ્ર બ્રહ્માંડ દર્શાવ્યું ॥૪૩॥ એજ નરાકાર કૃષ્ણે પોતાને દામણાથી ખાંડણીયાએ બાંધવાના સમયે પોતાની અમાપતા સર્વ ગોપીઓને બતાવી હતી ( ખાંડણીયા સાથે બાંધવા પ્રવર્તેલા યશોદાજી બાળકૃષ્ણના ઉદરબંધનને પર્યાપ્ત દામણાને પામ્યાજ ન હતાં ) ॥૪૪॥ બ્રહ્માએ ગોપબાળકો અને વત્સોનુ વૃંદાવનમાંથી અપહરણ કર્યું ત્યારે નરાકારથી દૃશ્યમાન થતા એજ કૃષ્ણ સ્વયં વિવિધ વત્સ વત્સપાળ

स्वयं भूत्वा स चिक्रीडेऽब्दवत्सरम् ॥४५॥ वत्सवत्सपरूपान् स्वान्विष्णुरूपांस्ततोऽखिलान् । ब्रह्माणं दर्शयामास पुनरेको ऽभवन्नर ॥४६॥ कालीयदमनं कृत्वा विषोदेन मृतान् पशून् । गोपांश्च जीवयामास स दृष्ट्यामृतवर्षया ॥४७॥ निशि दावानलं पीत्वा नराकृतिधरोऽपि स । सर्वान् व्यमोचयत्तीरे कालिन्द्या व्रजवासिन ॥४८॥ पुनर्दावानलं पीत्वा गा ररक्ष स एव च । सप्ताहमेकहस्तेन दध्रे गोवर्धनं च स ॥४९॥ नन्दं च दर्शयामास वारुणे लोक उत्तमे । लोकपालैरर्च्यमानां निजमूर्तिं स एव च ॥५०॥ पुनर्वैकुण्ठलोकेऽसौ सर्वान् गोपानदीदृशत् । छन्दोभि स्तूयमान स नन्दादीन् रूपमद्भुतम् ॥५१॥ सर्वासा

રૂપે થઇને એક વર્ષપર્યંત વ્રજમા રમ્યા હતા તે પછી એજ બ્રહ્માને વત્સ વત્સપાળરૂપ પોતાના સર્વે સ્વરૂપોને ચતુર્ભુજ વિષ્ણુરૂપે ( પોતાથી અનન્યરૂપે ) પ્રદર્શાવીને ફરીથી તરતજ એકાકી નરબાળકાકાર થઈ ગયા હતા ॥૪૫-૪૬॥ એજ નરાકાર શ્રીકૃષ્ણે કાલીય નાગનુ દમન કરીને, વિષજળના પાનથી મરી ગએલા પશુઓ અને ગોપોને અમૃતવર્ષિણી દૃષ્ટિથી જીવાડ્યા હતા ॥૪૭॥ નરાકૃતિ ધારી રહેલા એજ શ્રીકૃષ્ણે રાત્રિએ પ્રવૃદ્ધિ પામેલા દાવાનળનુ પાન કરી જઇને યમુના નદીના તટમાં રહેલા સર્વે વ્રજવાસિઓને દાવાનળ દાહ થકી મુકાવ્યા હતા ॥૪૮॥ ફરીથી કદાચિત્ મુંજના વનમાથી લાગેલા દાવાનળનુ પાન કરીને ગાયો ગોપોની તેથકી રક્ષા કરી હતી બાલ્યવયમા વર્તતા એજ નરાકાર કૃષ્ણે સાત દિવસસુધી પોતાની એકજ આગળી ઉપર ગોવર્ધનગિરિ અધર ધારી રાખ્યો હતો ॥૪૯॥ કદાચિત્ વરૂણે હરણ કરેલા નંદગોપને પાછા લાવવાના પ્રસગમા તેના લોકમા પધારેલા નરાકૃતિ કૃષ્ણે વરૂણલોકમા તે લોકપાળોએ મહાવિભૂતિથી પૂજેલી પોતાની દિવ્ય મૂર્તિ નંદજીને પ્રદર્શાવી હતી ॥૫૦॥ ફરીથી કદાચિત્ આજ કૃષ્ણે વૈકુંઠ જેનો અપર પર્યાય છે એવા અક્ષરધામમા મૂર્તિમાન્ વેદોએ સ્તુતિ કરાતું પોતાનુ અદ્ભુત દિવ્ય રૂપ નંદાદિ સર્વે ગોપોને સદર્શાવ્યુ હતું ॥૫૧॥ એજ નરાકાર કૃષ્ણે

मपि गोपीनां परिपूर्णसुखाप्तये । तावद्रूपधरो भूत्वा स रेमे रासमण्डले ॥५२॥ यमुनाया ह्रदेऽक्रूर कंसमारणशङ्कितम् । स्वरूपं दर्शयामास तद्बहिः स्यन्दने च सः ॥५३॥ कंसरङ्गसभामध्ये सर्वेभ्योऽपि स्वदर्शनम् । पृथक् पृथग् यथायोग्यं तत्तद्रसमयं ददौ ॥५४॥ स एव विष्णुरूपेण दृष्टो यवनभूभुजा । पलायमानो दृष्टश्च मुचुकुन्देन तादृशः ॥५५॥ चिरान्मृतं गुरोः पुत्रमानिनाय यमालयात् । सोदरांश्चानिनायासौ मातुः प्रीत्यै रसातलात् ॥५६॥ दुःशासनेन द्रौपद्याः कृष्टे वस्त्रे स्मृतस्तया । सद्यः श्रीशयनादेत्य तत्र वासांस्यपूरयत् ॥५७॥ वने स्मृतश्च पाञ्चाल्या दुर्वासःशापसङ्कटे ।

પોતાની અનન્યભક્ત ગોપીઓને રાસમંડળમાં રમવાના પ્રસગે પોતાના અસાધારણ આનદમય દિવ્ય સ્વરૂપનો પરિપૂર્ણ સશ્લેષ ( ભેટ) પ્રત્યેકને આપવા જેટલી ગોપીઓ એટલાજ રૂપે થઇને મુક્તોનેજ એક મળી શકતો પૂર્ણ બ્રહ્માનદ આપ્યો હતો ॥૫૨॥ પોતાના પરમ ભક્ત અક્રૂરજીને 'કૃષ્ણને કસ મારશે' એવી આશકા આવતા યમુનાજીના ધરામા તેમજ તેથી બહાર રથમા એકસાથે પોતાનુ દિવ્ય રૂપ દર્શાવ્યુ હતું ફરીથી પણ જળમા શેષશાયી સ્વરૂપ દર્શાવ્યુ હતું ॥૫૩॥ કૃષ્ણમારણ માટે કસે કરાવેલી રગસભાના મધ્યમા પધારેલા નરાકૃતિ ભગવાને મલ્લાદિ તેતે જનોને તેમના તેમના ભાવને અનુસારે પૃથક્ પૃથક્ પોતાનુ સ્વરૂપ તેતે રૌદ્ર અદ્ભુત શૃગારાદિ રસમય પ્રદર્શાવ્યુ હતું ॥૫૪॥ એજ શ્રીકૃષ્ણે મથુરાથકી પલાયન કરતા પણ કાળયવનને પોતાનુ વિષ્ણુરૂપ ( ચતુર્ભુજ ) બતાવ્યુ તથા મુચુકુદ રાજાને તેવુજ દિવ્ય રૂપ બતાવ્યુ હતું ॥૫૫॥ બહુકાળથી પ્રભાસમા મરણ પામેલા ગુરૂપુત્રને યમાલય થકી લાવી આપ્યો હતો અને માતા દેવકીજીનુ પ્રિય કરવા ઇચ્છતા મરણ પામેલા મોટા ભાઇઓને રસાતળ થકી લાવી આપ્યા હતા ॥૫૬॥ દુ શાસને દ્રૌપદીજીનાં વસ્ત્ર હરણ કર્યાં ત્યારે તેણીએ સ્મરણ કરતા તરતજ રૂક્મિણીના શયનતળ થકી ઉઠીને અદૃશ્ય રૂપથી સન્નિધિમા રહીને અપરિમિત વિવિધ વસ્ત્રો આપીને તે આપદા ટાળી હતી ॥૫૭॥ વનવાસ સમયે દુર્વાસાઋષિ

तत्रैत्याऽत्त्वाऽथ शाकान्नं त्रिलोकीं सोऽप्यतर्पयत् ॥५८॥ विश्वरूपोऽभवत्सोऽथ ग्राकृतिः पार्थसारथिः । ताक्ष्यारूढो ययौ स्वर्गं पारिजातजिहीर्षया ॥५९॥ द्वार्वत्यां सकलस्त्रीणां प्रीतये तावदाकृतिः । वसन्प्रतिगृहं प्रादान्नारदाय स्वदर्शनम् ॥६०॥ आनेतुं विप्रतनयान्रथस्थः सार्जुनो ययौ । स ब्रह्मधाम स्वस्यैव प्राकृतात्तमसः परम् ॥६१॥ तपः कुर्वन्स पुत्रार्थं हिमाद्रौ वैष्णवाग्निना । स्थावराञ्जङ्गमान्दग्ध्वा पुनस्तांश्चाप्यजीवयत् ॥६२॥ बहुलाश्वनृपावासे श्रुतदेवगृहे च स. । मिथिलायां द्विधाऽवात्सीत् ग्राकृतिर्ऋषिभिः सह ॥६३॥ उभयत्र ब्रह्मवादं कुर्वन्नानन्दयन्द्विजौ । भक्तौ राजर्षिब्र

---

थकी शापसंकटनो प्रसंग प्राप्त थता द्रौपदीએ स्मरण करता द्वारका થકી એકદમ વનમા આવીને શાકાન્નને પ્રેમપૂર્વક જમીને ત્રિલોકી પણ તૃપ્ત કરી હતી ॥૫૮॥ મનુષ્યાકાર એજ કૃષ્ણે સ્વય સારથિ થઇને પ્રિય પાર્થ ( અર્જુન )ને યુદ્ધપ્રોત્સાહનના મિષથી વિશ્વરૂપ પ્રદર્શાવ્યુ હતું અને ગરૂડ ઉપર બેસીને પારિજાત તરૂના હરણમાટે ઈન્દ્રલોકમા પધાર્યા હતા ॥૫૯॥ વળી એજ નરાકાર કૃષ્ણે એકસમયે દ્વારકાપુરમા સોળ હજાર એકસો આઠ દિવ્ય મહિષી ( પટ્ટરાણી )ઓએ અલંકૃત એવા અંત પુરમા પ્રત્યેક મહિષીજનની પ્રસન્નતામાટે પ્રત્યેક મહિષીભવનમા એક સાથેજ તેટલા બહુ રૂપો ધારીને રહીને પરમભક્ત નારજીને પ્રત્યેક મહિષીભવનમા તેવાને તેવાજ દિવ્ય રૂપથી પોતાનુ દર્શન આપ્યુ હતું ॥૬૦॥ વળી કદાચિત્ આ ભગવાન કૃષ્ણ મરણ પામેલા વિપ્રપુત્રોને પાછા લાવવા અર્જુનસાથે રથમા બેસીને પ્રાકૃત તમથકી પાર વર્તતા પોતાનાજ બ્રહ્મધામમા પધાર્યા હતા ॥૬૧॥ કદાચિત્ માનુષભાવનુ અનુકરણ કરીને પુત્રપ્રાપ્તિ માટે હિમાદ્રિમા તપશ્ચર્યામા પ્રવર્તતા પોતાના મુખ થકી ઉત્પન્ન થએલા વૈષ્ણવ વહ્નિવડે ભસ્મસાત કરેલા સ્થાવરજંગમ સહિત સમગ્ર વનને કૃપાકટાક્ષવડે ફરીથી જીવાડયુ હતુ ॥૬૨॥ નરાકૃતિ એજ કૃષ્ણ કદાચિત્ મિથિલાનગરીમા બહુલાશ્વસંજ્ઞિક જનક રાજાના ભવનમા તથા શ્રુતદેવ વિપ્રના ઘરમા એક સાથેજ બે રૂપ ધારણ કરીને વ્યા-

र्षिणा मासमेकमुवास सः ॥६४॥ तथाऽसौ भगवान्कृष्णो देवमानुषदुःखदान्। देवैरवध्यानसुरान् जघानामानवक्रियः ॥६५॥ पूतनां च तृणावर्तं शकटं वत्सकं बकम्। अघं वृषं केशिनं च गजमल्लोग्रसेनजान् ॥६६॥ अन्यांश्च सद्द्रुहो दैत्यान्निर्दयान् नृपरूपिणः। बहून्सेतुभिदो हत्वा भुवि धर्ममतिष्ठिपत् ॥६७॥ एवंविधान्यनेकानि चरित्राण्यस्य सन्ति वै। मानुषत्वेऽपि दिव्यानि तानीत्येव विदुर्बुधाः ॥६८॥ तस्माद्दिव्याकृतिः कृष्णोः प्राकृतिश्चैक एव सः। भेदं य उभयोर्विद्युस्ते त्वज्ञानिन ईरिताः ॥६९॥ अनेकरूपिणोऽप्यस्य ये जानन्त्येकरूपताम्। मानुष्येऽप्यस्य दिव्यत्वं ते ज्ञेया

સાદિ મુનિઓ સાથે રહ્યા હતા ॥૬૩॥ રાજર્ષિ બ્રહ્મર્ષિ બન્ને પોતાના તે ભક્તોને બ્રહ્મવાદવડે આનંદ આપતા થકા એક માસસુધી તેમને ત્યાં રહ્યા હતા ॥૬૪॥ આ બીજું અમાનુષ ચરિત્ર એમનું છે. શું ? તો જે આ ભગવાન કૃષ્ણે સમગ્ર લોકના કંટકભૂત, દેવોએપણ અવધ્ય એવા અસુરો જેવા કે-પૂતના, તૃણાવર્ત, શકટાસુર, વત્સાસુર, બકાસુર, અઘાસુર, વૃષભાસુર, કેશી, કુવલયાપીડ, ચાણુર આદિક મલ્લો અને કસ આદિકને સ્વય હણીને દેવ મનુષ્યોને નિર્ભય કરી દીધા અને બીજા શિશુપાળપ્રમુખ જે સતોના દ્રોહમાજ પ્રવર્તેલા, અતિનિર્દય, ધર્મમર્યાદાને ભેદનારા અનેક અસુર રાજાઓ હતા તેમને હણીને પૃથ્વીમા ધર્મની સ્થાપના કરી હતી ॥૬૫-૬૭॥ આ માનુષભાવ ધારી રહેલા કૃષ્ણનાં આવા અનેક અમાનુષ દિવ્ય ચરિત્રો છે. તો આ માનુષભાવથી આવિર્ભાવ પામેલા છે પણ એમના તે ચરિત્રો દિવ્ય છે એમજ એમના સ્વરૂપને યથાર્થ જાણનારા ભક્તજનો કહેછે ॥૬૮॥ માટે વસુદેવના ગૃહમાં જે નરાકૃતિ કૃષ્ણ પ્રકટ થયા હતા તેમના સ્વરૂપમાં અને સાક્ષાત અક્ષરધામમા રહેલા શ્રીકૃષ્ણના દિવ્ય સ્વરૂપમાં લેશપણ અંતર નથી. ( એકજ છે ) જે પુરૂષો તો એ બન્નેમા ભેદને સમજે છે તેતો અજ્ઞાનિઓજ કહ્યા છે ॥૬૯॥ અનેક રૂપને ધરનારાપણ શ્રીકૃષ્ણની એકરૂપતા—આનંદમય દિવ્યૈકરૂપપણે અભેદતાને જેઓ જાણે છે તથા માનુષ રચનાવાળા

ज्ञानिनो नराः ॥७०॥ यथा यो बलिना राज्ञा वामनो भगवान् पुरा। दृष्टः स एव वैराजो वामनश्च पुनः स वै ॥७१॥ एक एव यथा विष्णुरजितोऽमृतमन्थने। चतुर्मूर्तिधरश्चक्रे क्रिया दिव्याः पृथक् पृथक् ॥७२॥ तत्राजितो ममन्थाब्धिं कूर्मो दध्रे च मन्दरम्। धन्वन्तरिः सुधां निन्ये व्यभजत्तां च मोहिनी ॥७३॥ विप्राकृति र्यथा वाग्निः खाण्डवस्य दिधक्षया। कृष्णौ सम्प्रार्थयामास तुन्दरुक् श्मश्रुपिङ्गलः ॥७४॥ तदाज्ञया स एवाभूज्ज्वालामाली च तद्वनम्। दग्ध्वा सजीवमखिलं विप्रोऽभूत्पूर्ववत्पुनः ॥७५॥ नराकृतिस्तथा कृष्णो ज्ञातव्यो दिव्यविग्रहः। दिव्यविग्रह एवासौ नरनाट्यधरश्च

ભાવમાં પણ એમની દિવ્યસ્વરૂપતાને જાણે છે તેજ જ્ઞાનિઓ જાણવા બીજા નહિ ॥૭૦॥ શ્રીકૃષ્ણની નરાકૃતિ અને દિવ્યાકૃતિનું એકપણું ત્રણ દૃષ્ટાંતથી કહે છે–જેમ પૂર્વે વામનરૂપથી પ્રકટ થએલા જે ભગવાને બલિ રાજાના યજ્ઞમા ત્રણ પગલા પરિમિત પૃથ્વી માગી હતી તેજ વામને વિરાટ્સ્વરૂપે થઈ (ત્રિવિક્રમ થઈ) દ્યાવાપૃથિવીને બે પગલાવડે આ ક્રમણ (ભરી) કરી લીધી અને વળી એજ પાછા વામનરૂપે થઈ ગયા એ બન્નેમા ભેદ નથી વળી જેમ પૂર્વે અજીતનામે વિષ્ણુએ અમૃત મથન નિમિત્તે એક હોવા છતા ચાર રૂપોને ધારીને પૃથક્ પૃથક્ દિવ્ય ક્રિયાઓ કરી હતી તેમા કૂર્મરૂપ થઈને મદરાચળ ધાર્યા, સ્વય અજીતનામે થઈ સમુદ્રમથન કર્યું ધન્વતરિ થઈ અમૃત લાવી આપ્યુ અને મોહિનીરૂપ થઈ અમૃતનો વિભાગ કરી દેવતાઓને પાયુ, આ ચાર મૂર્તિઓમા વિષ્ણુસ્વરૂપ થકી ભેદ નથી વળી જેમ પૂર્વે અગ્નિએ ખાંડવવન બાળવાની ઈચ્છાથી વિપ્રરૂપ ધારી, તેમાપણ ઉદરરોગે યુક્ત અને પીળી દાઢી મુછવાળો થઈ શ્રીકૃષ્ણ અર્જુનની પ્રાર્થના કરી તે બન્નેએ આજ્ઞા આપેલો અગ્નિ બળતી મોટી જ્વાળાવાળારૂપે થઈ તે સમગ્ર સજીવ વનને બાળી મુકીને પૂર્વની પેઠ વિપ્રાકૃતિ થઈને તે બને આગળ દેખાઓ, તે બન્ને સ્વરૂપમાં અગ્નિસ્વરૂપથકી અત્યંત ભેદ નથી તેમજ નરનાટ્યધારી એવાપણ જે શ્રીકૃષ્ણ છે તેજ આ અક્ષરધામવાસી દિવ્યવિગ્રહ જાણવા

धे ॥७६॥ जन्मकर्माणि दिव्यानि ज्ञातव्यानि ततोऽस्य च । अभेद एव च सदा दिव्यमानुषरूपयोः ॥७७॥ वासुदेवोऽयमेवास्ति भगवाञ्जगतः प्रभुः । स्वातन्त्र्येण करोत्यस्य भवस्थित्यप्ययान् यतः ॥७८॥ कालकर्मस्वभावानां मायायाश्चैष आदितः । कर्तास्तीत्युच्यतेऽना-

॥૭૨-૭૬॥ માટે ભગવાનનાં જન્મ કર્મ દિવ્યજ જાણવાં. તેમનું જે નિત્યમુક્તોએ ઉપસેવ્ય દિવ્ય રૂપ અને જે ધર્મરક્ષણમાટે ધારેલું માનુષ રૂપ તેમાં ભેદજ નથી, કેમકે ભગવાન્ સ્વેચ્છાથી મનુષ્યને મળતું આવે એવું સાજાત્ય સપાદન કરીને પોતાનાજ દિવ્ય રૂપથી આવિર્ભાવ પામે છે ॥૭૭॥ આજ વાસુદેવ ભગવાન્ આ સર્વ જગતની ઉત્પત્તિ સ્થિતિ પ્રલયને સ્વેચ્છાથી સ્વતંત્રપણે કરે છે. પૂર્ણકામ સ્વતંત્ર આ ભગવાનનો જે વિહાર છે એજ જગદ્વ્યાપાર છે ॥૭૮॥ હવે કર્તાપણું અને અકર્તાપણાનું ઉપપાદન કરેછે—કાર્યના આરંભમાં કાળ, કર્મ, સ્વભાવ અને ત્રિગુણાત્મિકા માયા આ સર્વે હેતુ થાય છે. બધુય કાર્ય કાળવિશેષને અનુસારે થાય છે, કેમકે અકાળમાં કાંઈપણ ઉદ્ભવતું નથી. તથા પ્રાણિઓનું જન્મ કર્મવિશેષને અનુસારે થાય છે, કેમકે કોઈપણ પોતાના કર્મને ઉલ્લઘન કરીને ઉદ્ભવે નહિ. તથા સર્વનો સ્વભાવે નિયત કરેલો સમુદ્ભવ છે, કેમકે સ્વભાવને સમુલ્લંઘન કરીને કિંચિત્પણ ઉદ્ભવે નહિ. જેમકે દુગ્ધજ દધિરૂપે થાય છે અને પૃથ્વીજ અન્નરૂપે થાય છે (બીજું થાય નહિ) તે આ પરિણામ સ્વભાવ સમજવો. આ સર્વ વિકારવર્ગનું મૂળ ગુણમયી માયા છે, કેમકે ગુણવૈષમ્યવિશેષે કરેલો આ બધો વિકાર છે. તે માયા ગુણતરંગિત લક્ષણવાળી, (ગુણોના તરંગો ક્ષણેક્ષણે થયા કરે એજ જેનું લક્ષણ છે) અનેસતત ચેષ્ટાવાળી (એમાં અખડ ચેષ્ટા થયાજ કરે) છે. જેમ સમુદ્રવેળામાં સતત તરંગો ઉઠ્યા કરે તેમ તે માયા જાણવી. ઉચ્ચનીચ ભાવને પામેલા ગુણતરંગોએ કરીને જગતનો આરંભ થાય છે. પરંતુ આ કાળ કર્માદિ બધાં જડ હોવાથી સમર્થ ચેતનવિશેષના અધિષ્ઠાન (પ્રેરણા) વિના પોતાનું કાર્ય કરવાનું સામર્થ્ય એમને નથી. લોકદૃષ્ટિથી પણ આ બધુ સ્પષ્ટ જણાય છે. યદ્યપિ કાળાદિકો

दिरादिकर्तेश्वरेश्वर. ॥७९॥ कालादिशक्तिभि. स्वाभिर्विश्वसर्गादि कारयन् । अकर्ता निष्क्रियश्चेति प्रोक्त. सम्राडिवैष च ॥८०॥ स्वात

પ્રલયવેળામા પણ અનુવર્તે છે પરતુ પરમાત્માના સૃષ્ટિસકલ્પ વિના કાર્યના આરભમાટે સમર્થ થતા નથી શંકા-પ્રલય સમયે સ્વરૂપથી વિદ્યમાન એવાપણ તે કાળ કર્માદિકમા તરત કાર્ય કરવાની ઉન્મુખતા રૂપ ક્ષોભ કે પરિપાક નથી માટે તરત કાર્ય કરવાપણુ નથી પરિપાક થતા તો તરતજ કાર્ય કરવાપણુ થાય છે? (માટે કાર્યારભમા અન્ય સમર્થ ચેતનની અપેક્ષા નથી) એમ જો કહો તો તે પરિપાક પરમાત્માના સકલ્પ લક્ષણથકી બીજો નથી, પરમાત્માનો સકલ્પજ પરિપાક સ્થાને છે માટે 'કાળ કર્મ સ્વભાવ અને માયાનાપણ આદિકર્તા અનાદિ ઈશ્વરેશ્વર ભગવાન છે' એમ આ સ્થળે કહે છે માટે કર્તાપણુ શ્રીકૃષ્ણ પરમાત્મામા સુસ્થિત છે ॥૭૯॥ એરીતે ચક્રવર્તી નૃપની પેઠે ભગવાન્ સર્વ સર્ગના કર્તા હોવા છતા પણ તેની વિષમતામા સ્વય હેતુ થતા નથી માટે અકર્તા અને નિષ્ક્રિય કહ્યા છે જેમ કોઈ દેવયોનિમા, કોઈ મનુષ્ય યોનિમાં, કોઈ પશુયોનિમા જન્મ પામે છે આવા ઉચ્ચનીચ ભાવને સ્વત પરમાત્મા કરતા નથી, કિંતુ યથાકર્મ કરે છે એરીતે કાળની વિષમતાને અનુસારે, સ્વભાવની વિષમતાને અનુગુણ ગુણોની વિષમતાને અનુરૂપજ કાર્યવિષમતાને ઉપજાવે છે, માટે સૃષ્ટિની વિષમતામા પરમાત્માનુ અપ્રધાનપણુ હોવાથી અકર્તા કહ્યા છે શકા-જ્યારે કાળકર્માદિકની વિષમતાને લીધે કાર્યની વિષમતા થાય છે તો એમા પરમાત્માની શી જરૂર? એમ કહેવુ નહિ, કેમકે તે કાળાદિક તો પરમાત્માનીજ શક્તિઓ છે જે શક્તિ હોય તેતો શક્તિમાનને આધીન સત્તાવાળી સદાય હોય છે તો વિશ્વસર્ગમા હેતુપણારૂપ જે ઐશ્વર્ય છે તે પરમાત્માનુ જ છે ॥૮૦॥ માટે સ્વતંત્રપણે-પરમાત્માની પ્રેરણા વિના કાળાદિકનુ જગત્સર્ગાદિ કર્મા હેતુત્વ છેજ નહિ તો તેઓનુ સ્વતત્રપણે હેતુત્વ નથી શકા-પરમાત્માપણ કાળકર્માદિ સહકારની સાપેક્ષતાથી જગત્ સર્જે છે તો તે બન્નેનુ અસ્વાતત્ર્ય તુલ્યજ છે તો તેમા પરમાત્માનો વિશેષ શો? તો

न्यैणैव हेतुत्वं कालादीनामतः क्वचित्। उत्पादनादौ जगतो मन्तव्यं नैव कर्हिचित् ॥८१॥ विनापि कालमायादीन्स्वतन्त्रो भग-

તેમ નથી, તે કાળાદિકતો પોતાની શક્તિઓ છે એમ પ્રથમ કહ્યું છે. અને ફરીપણુ કહે છે કે કાળમાયાદિકના વિનાપણ અનંત જગતને સર્જવામાટે આ પરમાત્મા સર્વથા સમર્થ છે, કેમકે આ તો પ્રભુ છે. શંકા—જો પરમાત્મા સમર્થ હોય તો કાળાદિકની અપેક્ષા વિના જગતને કેમ સર્જતા નથી? જે નિત્ય હોઇને સમર્થ હોય તેનું કાર્ય કરવાપણું અવશ્ય હોયજ. ક્યારેયપણુ કોઈપણ કાર્ય કરવાપણું ન જોવામાં આવે તો તે અસામર્થ્યનેજ જણાવે. (સામર્થ્ય નથી માટે કાર્ય કરી શકતા નથી) ઉત્તર-તમો કહો છો તે સત્ય છે, એનો આ ભાવ છે—કાળમાયાદિકને વશ વર્તનારો પુરૂષ કાંઈપણ કાર્ય કરતાં કાળાદિકની અનુકૂળતાની રાહ જોઈ રહે છે. આ પરમાત્મા તો તેવા નથી. કિંતુ કાળાદિક વિનાપણ—એટલે તેની અનુકૂળતા પ્રતિકૂળતા વિભાગની ચિંતાથી તેની વાટ જોવા વિના પણ સર્જે છે—સંકલ્પમાત્રથી સર્વ કાળાદિક કાર્ય કરવા અભિમુખ હોઈજ આવે છે તો પરમાત્માના વશમાં કાળાદિક વર્તે છે માટે એમના સ્વાતંત્ર્યની હાનિ નથી, એવો ભાવ છે તાત્પર્ય એવું છે કે-જે વિદ્યમાન છતા પણ જેના વિલંબથી કાર્યનો વિલંબ થાય, તે તેની અપેક્ષતાવાળો હોય. જેમ મૃત્તિકા દંડ કુલાલ આદિક પરસ્પર અપેક્ષાવાળા છે. મૃત્પિંડ વિદ્યમાન છતાં પણ દંડાદિકના વિલંબથી કાર્યનો વિલંબ થાય છે. દંડાદિક વિદ્યમાન છતાં પણ મૃત્તિકાના વિલંબથી કાર્યનો વિલંબ થાય છે. તેમજ કાળાદિક વિદ્યમાન છતાંપણુ પરમાત્માના વિલંબથી સર્ગાદિરૂપ કાર્યનો વિલંબ થાય. પરમાત્મા (સંકલ્પવિશિષ્ટ) થતાં તો કાળાદિકના વિલંબથી કાર્યનો વિલંબ થતો નથી, કેમકે કાળાદિકતો પરમાત્માને વશ હોવાથી તેના વિલંબની ઉપપત્તિ નથી. (વિલંબ ઘટતો આવે નહિ) માટે કાળાદિક જગત્સર્ગમાં પરમાત્માની અપેક્ષાવાળો છે. પરમાત્મા તો તેની અપેક્ષાવાળા નથી આ સ્થળે સાપેક્ષતા તો અપેક્ષાવિશેષ સ્વતંત્રતાના અભાવરૂપ સમજવો. એટલામાત્રથી કાળાદિકોનું ઉપકરણભૂત થઈને

वान्स्यम् । ब्रह्माण्डकोटिसर्गादौ समर्थोऽस्ति प्रभुत्वतः ॥८२॥ ईदृक्सामर्थ्यवानेव प्रादुर्भावेऽपि स प्रभुः । भवतीत्यस्य दिव्यत्वं नृत्वं चैक्येन वर्णितम् ॥८३॥ कृष्णस्यैतादृशस्यापि जन्म कर्म च विग्रहम् । प्राकृतं रूपभेदं च ये वदन्त्यसुरा हि ते ॥८४॥ साधु धर्मसुरद्रोहिदुष्टदैत्यवधादिषु । दोषानेव प्रपश्यन्ति कृष्णलीलासु ते किल ॥८५॥ अभ्यसूयन्ति भक्तेभ्यो वर्णयद्भ्यो गुणान्प्रभोः । यथार्थानपि ते मन्दा स्तुवन्त्यन्यांस्तु सद्द्रुहः ॥८६॥ सतां गुणेषु दोषेक्षा वैरं चाथासतां नृणाम् । दोषेषु गुणधीर्मैत्रीत्यसुराणां स्वभावतः ॥८७॥ पुराणादिप्रसिद्धा च भवत्यात्ख्यायिकात्र ताम् ।

કાર્યમાં જે કારણપણું છે તે નથી ઘટતું એમ નહિ, ઘટેજ છે ॥૮૧-૮૨॥ આવા સામર્થ્યવાળા તે આ પરાત્પર અક્ષરધામાધિપતિ શ્રીકૃષ્ણ નર નાટ્યનો સમાશ્રય કરે તોપણ પોતાના અસાધારણ અખિલ ઐશ્વર્ય સપન્નજ છે તો માનુષરૂપથી થતા પ્રાદુર્ભાવમા પણ એમનુ દિવ્યપણું વિશ્લેષ પામતું નથી માટે 'એજ આ છે' એમ બન્નેનુ એકપણુ વર્ણવ્યુ છે ॥૮૩॥ આવાપણ કૃષ્ણના માનુષાકારની સમતાના દર્શનમાત્રથી જન્મ કર્મ અને દેહને પ્રાકૃત જેઓ કહે છે તથા દિવ્યાકાર મનુષ્યાકાર રૂપમા ભેદને કહેછે તે પુરૂષો અસુરોજ છે તે ગીતામા કહ્યું છે—'अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम् । परं भावमजानन्तो मम भूतमहेश्वरम् ॥ मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः । राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥' इति ॥૮૪॥ તે મૂઢ અસુરો કૃષ્ણની સાધુ ધર્મ અને દેવોના દ્રોહમાજ એક પ્રવર્તેલા દુષ્ટ દૈત્યોનો વિનાશ વિગેરે દિવ્ય લીલાઓ કે જેનુ સાધુ સરક્ષણજ એક ફળ છે તેમા દોષોનેજ જુવે છે, અને ભગ વાનના યથાર્થ એવાપણ ગુણોને વર્ણન કરતા ભક્તોની ઉપર અભ્યસૂ યાને કરે છે તેમના ગુણોમા દોષારોપણ કરે,છે અને સતોનો દ્રોહ કર વામાં પ્રવર્તેલા બીજા અસુરોનીતો પ્રશસા કરેછે, કેમકે અસુરોનો આ સ્વભાવ છે કે-સતોના સદ્‌ગુણોમા દોષદર્શન અને સતોઉપર નિષ્કારણ વૈરભાવ રાખવો તેમજ અસતોના દોષોમા ગુણદર્શન કરવુ અને અસતો

दुष्टासुरस्वभावस्य बुद्ध्यै वच्मि समासतः ॥८८॥ शिशुपालो राजसूये धर्मराजस्य संसदि । दोषान्कृष्णगुणेष्वाह भीष्मोक्तेष्वखिलेष्वपि ॥८९॥ बालग्रहस्य राक्षस्याः पूतनाया वधे स तु । स्त्रीहत्यादोषमवदन्नतु बालावनं गुणम् ॥९०॥ अजीवकाष्ठभङ्गं च शकटासुरनाशने । चापल्यदोषं स प्राह श्रीकृष्णचरितेऽसुरः ॥९१॥ नाशेऽघस्य बकस्याऽऽह हत्यां सोऽहिपतत्रिणोः । नाशे वत्सारिष्टयोश्च गोहत्यादोषमाह च ॥९२॥ वल्मीकोत्खातदोषं च गोवर्धनगिरेर्धृतौ । कालीयमर्दनं दावानलपानं च मायिकम् ॥९३॥ कामदर्पहतौ रासे गोपीभिर्बहुरूपिणा । ऊर्ध्वरेतसा कृष्णेन पार-

સાથે મિત્રભાવ રાખવો વિગેરે ॥૮૫-૮૭॥ આ મેં કહેલી બાબતમાં આખ્યાયિકા પુરાણાદિકમાં પ્રખ્યાત છે, તેને દુષ્ટ અસુરસ્વભાવના જ્ઞાન-માટે સંક્ષેપથી કહું છું ॥૮૮॥ આસુરપ્રધાન શિશુપાળ પૂર્વે રાજસૂયયજ્ઞમાં થએલી મહાસભામાં ભીષ્મપિતાએ નિરૂપણ કરવા માંડેલા કૃષ્ણભગવાનના બધાય ગુણોમાં દોષભાવજ આરોપણ કરતો હતો ॥૮૯॥ તે એવી રીતે કે-બાળગ્રહ પૂતના રાક્ષસણીનો વધ કે જે અનેક બાળકના સંરક્ષણ ફળવાળો હતો તેને સ્ત્રીહત્યા પાપરૂપ કહેતો હતો પણ બાળરક્ષણરૂપ ગુણને તો નજ ગ્રહણ કરતો ॥૯૦॥ શકટાસુરના હનનરૂપ કૃષ્ણચરિતમાં આ શિશુપાળ પાણિપાદની ચપળતારૂપ અને અજીવ કાષ્ઠભંગરૂપ દોષને આરોપતો હતો ॥૯૧॥ અઘાસુરના સંહારમાં સર્પહત્યારૂપ દોષ, બકાસુરના સંહારમાં પક્ષિવધરૂપ દોષ, વત્સાસુર તથા વૃષભાસુરના સંહારમાં ગોહત્યારૂપ દોષને આરોપતો હતો ॥૯૨॥ ગોવર્ધનગિરિના ઉદ્ધારણમાં રાફડો ઉખાડવારૂપ દોષને કહેતો અને કાળીયદમન, દાવાનળપાન, વિશ્વરૂપપ્રદર્શન, ચતુર્ભુજદર્શનાદિ કૃષ્ણચરિત્રમાં માયિક-ઇન્દ્રજાળતાને કહેતો હતો ॥૯૩॥ ઊર્ધ્વરેતા કૃષ્ણે બહુ રૂપ ધારીને ગોપાંગનાઓ સાથે કરેલો રાસ કે જે વૈષયિક સુખમાં વિરોધિ એવા એક બ્રહ્માનંદ સાથેજ જોડનારો, કામાદિકના ગર્વને હરાવવામાંજ એક ઉપયોગી, પરભક્તિને પેદા કરનારો, પરાનુરાગરૂપ જે એક રસ, તેમાં પર્યવસાન પામનારો હતો તેમાં

दार्यं कृतेऽवदत् ॥९४॥ अन्नदस्य गुरोर्हत्यां दुष्टकंसविनाशने। राजहत्यां च तां प्राह ब्रह्महत्याधिकां खलः ॥९५॥ सैन्यैः सप्तदशकृत्वः स्वजिघांसोर्यदुद्रुहः। जरासन्धस्याऽऽह नाशे स छलाद्धर्मिघातनम् ॥९६॥ इत्याद्यसूयावाक्यानि कृष्णलीलासु सोऽवदत्। जगन्मङ्गलरूपासु धर्मस्थापनहेतुषु ॥९७॥ नैष्ठिकव्रतिनं भीष्मं प्रशंसन्तं गुणान् प्रभोः। स षण्ढं वन्दिधर्माणमपुत्राघं तथावदत् ॥९८॥ कृष्णार्चकं धर्मनिष्ठमपि भूपं युधिष्ठिरम्। स तु धर्मभ्रष्टमाह चाबुद्धिं पशुधर्मिणम् ॥९९॥ ये तु कामक्रोधलोभाद्यधर्मान्व-

---

પારદાર્યે દોષને કહેતો હતો ॥૯૪॥ કૃષ્ણે કરેલા દુષ્ટ કંસના વિનાશમા અન્નદાતા ગુરૂની હત્યાદોષ અને બ્રહ્મહત્યા થકી અધિક રાજહત્યાદોષ, એમ બે દોષને ખળ એવો શિશુપાળ કહેતો હતો ॥૯૫॥ ત્રેવીશ અક્ષૌહિણી પરિમિત સૈન્યસાથે સત્તરવાર પોતાના વધમાં પ્રવર્તેલા યાદવદ્રોહી જરાસંધના વધમાં કપટથી ધર્મિષ્ઠનો ઘાત કરવારૂપ દોષને આરોપતો હતો ॥૯૬॥ ઈત્યાદિ અસુયાવાદોને, સ્મરણમાત્રથી સમસ્ત જગતના મંગળને કરનારી, ધર્મસ્થાપનજ જેનો મુખ્ય હેતુ છે એવી કૃષ્ણની દિવ્ય લીલાઓમા અસુરપ્રધાન શિશુપાળ બોલતો હતો ॥૯૭॥ એરીતે ભગવાનના દિવ્ય ગુણોમાં દોષારોપણરૂપ તેનો આસુરસ્વભાવ કહીને, હવે ભગવદ્ભક્તોના ગુણોમાં દોષારોપણરૂપ તેનો આસુરસ્વભાવ કહેછે—પ્રભુ શ્રીકૃષ્ણના ગુણોની પ્રશસા કરતા, નૈષ્ઠિકવ્રતનિષ્ઠ ભીષ્મપિતાને તે શિશુપાળ નપુસક, (વીર્યે વિનાનો) બંદિધર્મા ( પરની સ્તુતિ કરીનેજ જીવિકા કરનારો ) અને પુત્રને નહિ ઉત્પન્ન કરવારૂપ પાપના પાત્રભૂત કહેતો હતો ॥૯૮॥ વળી રાજસૂયયજ્ઞમા પરમ પ્રેમથી કૃષ્ણપૂજામાં પ્રવર્તેલા, ધર્મમાંજ દૃઢ નિષ્ઠાવાળા યુધિષ્ઠિર રાજાને આ શિશુપાળ તો સ્રીઘાતી ગૌઘાતી એવા કૃષ્ણ ગોપનુ પૂજન કર્યું માટે 'ધર્મભ્રષ્ટ' અને રૂકમી આદિકના પાત્રપણાનું જ્ઞાન નથી માટે 'બુદ્ધિરહિત' અને એક પત્નીમા પાંચ જણની પ્રવૃત્તિ છે માટે 'પશુધર્મી' કહેતો હતો ( આ આસુરસ્વભાવમા શું બાકી રહ્યું ? કાંઈ પણ નહિ, કેમકે આ તો અસુ

यमास्थिताः । भूभाराः कृष्णतद्भक्तद्रोग्धारः पापबुद्धयः ॥१००॥
रुक्मिसाल्वैकलव्याद्या नृपा दैत्यांशसम्भवाः । तांस्त्वग्रपूज्यानेषाऽऽह महायज्ञे स तत्र च ॥१०१॥ दयाक्षमासत्यशौचधर्मसंज्ञादिभिस्तथा । धर्मचर्यैरनेकैश्च गुणैः कल्याणकारिभिः ॥१०२॥
युक्तं कृष्णं नराकारं परं ब्रह्म तु सोऽसुरः । अपूज्यं श्वपकाकादितुल्यं च प्राह दुर्मतिः ॥१०३॥ इत्थं स चैद्यः कृष्णस्य तद्भक्तानां गुणेष्वपि । दोषानेव हि जग्राह नत्वेकमपि सद्गुणम् ॥१०४॥
अन्येऽपि तद्धियो ये ते तदुक्तं मेनिरे ऋतम् । साम्प्रतं तादृशा ये स्युस्ते ज्ञेया ह्यसुरास्तत. ॥१०५॥ ईदृशाः पुरुषा ये च नार्यो वा दुष्टचेतसः । कृष्णलीलासु मुह्यन्ति त एव भुवि नेतरे ॥१०६॥

રોમાં અગ્રેસર હતો ) ॥૯૯॥ હવે અસતોના દોષોમાં ગુણબુદ્ધિરૂપ તેના અસુરસ્વભાવને બે શ્લોકથી કહે છે—જે કોઈ કામ ક્રોધ લોભ આદિક અધર્મવશમાંજ એક નિષ્ઠાવાળા, કૃષ્ણ અને તેના ભક્તોના દ્રોહમા પ્રવર્તેલા, પાપબુદ્ધિવાળા, ભૂમિના ભારભૂત, દૈત્યાંશથી ઉત્પન્ન થએલા એવા રૂક્મી સાલ્વ એકલવ્ય આદિક રાજાઓ હતા તેમને તો રાજસૂય મહાયજ્ઞમા અગ્રપૂજ્યપણે કહેતો હતો ॥૧૦૦-૧૦૧॥ દયા ક્ષમા આદિક અનેક કલ્યાણ ગુણગણોએ યુક્ત, નરાકારથી પ્રકટ થએલા સાક્ષાત્ પરબ્રહ્મ શ્રીકૃષ્ણને તો દુર્મતિ શિશુપાળ અપૂજ્ય અને શ્વપક કાકાદિકને તુલ્ય કહેતો હતો ॥૧૦૨-૧૦૩॥ આ પ્રકારે તે શિશુપાળે કૃષ્ણ અને કૃષ્ણભક્તોનો એકપણ ગુણ નજ ગ્રહણ કર્યો, કિંતુ તેમના ગુણોમાં પણ દોષોજ ગ્રહણ કર્યા ॥૧૦૪॥ તે સભામા શિશુપાળને સમાન સ્વભાવવાળા જે બીજા રૂક્મીપ્રમુખ રાજાઓ હતા તેમણે તેનું કહેલુંજ સત્ય માન્યુ, માટે હમણા પણ જેઓ તેવા સ્વભાવવાળા જે હોય તો તે સર્વે અસુરોજ જાણવા ॥૧૦૫॥ જે નરો કે નારીઓ સ્વય દુષ્ટચિત્ત હોવાથી કૃષ્ણની દિવ્ય લીલાઓમાં મોહ પામે છે—અન્યથા બુદ્ધિને કરેછે તે આવાજ—શિશુપાળની પેઠે આસુરસ્વભાવવાળાજ છે બીજા નહિ—દૈવી સંપત્તિએ સંપન્ન તો એરીતે નથીજ મોહ પામતા ॥૧૦૬॥ અજ્ઞ—સ્વય ન જાણતા

अघत्वं पारवश्यत्वं विधिभेदादिकं तथा । तथा प्राकृतदेहत्वं देहत्यागादिकं तथा ॥१०७॥ असुराणां विमोहाय दोषा विष्णोर्नहि क्वचित् । इति ब्रह्मपुराणे तु तन्मोहः स्पष्टमीरितः ॥१०८॥ अभक्तानां हि मोहः स्यादासुर्या दुष्टया धिया । भक्तानां नेति भगवान् गीतायां प्राह सोऽर्जुनम् ॥१०९॥ जन्म कर्म च मे दिव्यमेव यो वेत्ति तत्त्वतः । त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन !

હોયને શુ ? પરવશ હોયને શુ ? વિધિનિષેધને વશવર્તી હોય ને શુ ? બાલ્ય યૌવન જરા આદિક પ્રાકૃત વિકારે યુક્ત હોય ને શુ ? અંતે દેહને ત્યાગ કરતા હોય ને શુ ? એમ જે આ ભગવાન્ જણાય છે તે બધુ સાધુસરક્ષણમાટે અવતરેલા તેમના માનુષભાવનુ અનુકરણમાત્ર છે આ બાબતને સાધુઓ સારીરીતે સમજેછે અને સૌશીલ્યવિશેષ મહાગુણને અનુસ્મરણ કરીને તેમનો સમાશ્રય કરેછે જે વિપરીત ચિત્તવૃત્તિવાળા અસુરો છે તેમના વિમોહને માટે પૂર્વોક્ત સર્વ થાય છે અને તેઓ પ્રાકૃત પુરૂષને સજાતીય બુદ્ધિથી દોષારોપ માટે પ્રવર્તે છે આ બધોય આસુરસ્વભાવ દોષ છે ભગવાનને તો દોષલેશપણ નથીજ, તે આ અર્થ બ્રહ્મપુરાણમા સ્પષ્ટપણે કહ્યો છે ॥૧૦૭-૧૦૮॥ આસુરી સપદાને પામેલા ( અભક્તો ) પરમાત્માના પ્રાદુર્ભાવમા મોહ પામે છે, દૈવી સંપદાએ યુક્ત ( ભક્તો )તો મોહ પામતા નથી, એમ ગીતામા ભગવાને સ્વય કહ્યુ છે ॥૧૦૯॥ તેમના 'जन्म कर्म च मे दिव्य' ઈત્યાદિ વચનો છે એનો આવો અર્થ ભગવાન્ રામાનુજાચાર્યે વર્ણવ્યો છે—હે અર્જુન ! એરીતે કર્મ મૂળ જેમા છે એવો જે ત્રિગુણ પ્રકૃતિનો સસર્ગ તેરૂપ જે જન્મ તેણે રહિત, સર્વેશ્વરપણુ સર્વજ્ઞપણુ સત્યસકલ્પપણુ વિગેરે કલ્યાણ ગુણગણોએ યુક્ત એવો જે હુ તે મારૂ સાધુઓના સરક્ષણ પ્રયોજનવાળુ મારો સમાશ્રય કરવારૂપ પ્રયોજનવાળુ, દિવ્ય, અપ્રાકૃત, મારે અસાધારણ જે જન્મ અને કર્મ ( ચરિત્ર ) તેને તત્ત્વથી જે જન જાણે છે તે વર્તમાન દેહનો ત્યાગ કરીને ફરીને જન્મને પામતો નથી, મારા દિવ્ય જન્મચરિત્રના યથાર્થ વિજ્ઞાનથી મારા સમાશ્રયમા વિરોધિ સમસ્ત પાપો

॥११०॥ अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम् । परं भावमजानन्तो मम भूतमहेश्वरम् ॥१११॥ मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः । राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥११२॥ तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् । क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥११३॥ आसुरीं योनिमापन्ना मूढा

विनाश थतां आज जन्ममां यथोक्त प्रकारे मारो आश्रय करी हुंज एक प्रिय जेने छे अने मारे विषेज एक चित्त जेनुं छे एवो थको मनेज पामे छे ॥११०॥ एरीते सर्व भूतोनो महेश्वर, सर्वज्ञ सत्यसंकल्प, समस्त जगतनो परम कारण अने परम करुणाए करीएज सर्व कोइए समाश्रय करी शकवामाटे मानुषी तनुने आशरेला एवा मने (श्रीकृष्णने) पोते करेलां पापकर्मोए करीने मूढ एवा जनो अवज्ञा करेछे, एटले प्राकृत मनुष्यने समान माने छे. भूतमहेश्वर मारो परंभाव जे आ अपार कारुण्य औदार्य सौशील्य वात्सल्यादि गुणोथी प्रवर्तेलो, मनुष्यपणाने स्वीकार करवारूप छे तेने नहि जाणीने, मनुष्यतनुना समाश्रयणमात्रथी मने बीजा (प्राकृत) जेवो जाणीने तिरस्कार करे छे ॥१११॥ मारा मनुष्यपणामां वर्तता परम कारुण्यादि परंभावने आच्छादन करनारी राक्षसी आसुरी मोहिनी प्रकृतिने आशरेला ते मूढो, निष्फळ वांछितवाळा, निष्फळ आरंभवाळा, निष्फळ ज्ञानवाळा (सर्व मदात्मक चराचर अर्थोमां विपरीतज्ञान होवाथी निष्फळ ज्ञानवाळा) अने विचेतस-सर्वत्र यथार्थ ज्ञाने रहित थाय छे. अर्थात् मने सर्वेश्वरने ईतर सजातीय समजीने मारे विषे जे कांई करवा ईच्छे छे, जेने उद्देशीने आरंभ करे छे ते सर्वे निष्फळ थाय छे ॥११२॥ जेओ एरीने मारो द्वेष करे छे ते क्रूर नराधम अशुभोने हुं निरंतर संसारमां-जन्म जरा मरणादि रूपथी चक्रवत् परिवर्तन थता संतानमां तेमां पण आसुरीज योनिमां नांखुं छुं. एटले मारी अनुकूळता (आश्रय) मां विरोधि एवाज जन्ममां नांखुं छुं, क्रूर जनोने तो तेते जन्मनी प्राप्तिने अनुगुण प्रवृत्तिमां कारणभूत बुद्धिमां हुं योजुं छुं ॥११३॥ मारी अनुकूळतामां

जन्मनि जन्मनि । मामप्राप्यैव कौन्तेय ! ततो यान्त्यधमां गतिम् ॥११४॥ महात्मानस्तु मां पार्थ ! दैवीं प्रकृतिमाश्रिता. । भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥११५॥ इत्यादि बहुशो वाक्यैरिदमेव स ऊचिवान् । त्यक्त्वाऽतः प्राकृतधियं तस्मिन्सेव्य. स सर्वथा ॥११६॥ यथा चिन्तामणिर्लोके कल्पवृक्षश्च कामधुक् । सेवितोऽसौ तथा कृष्ण सर्वाभीष्टफलप्रदः ॥११७॥ यत्र क्वापि

વિરોધિ એવા જન્મને પામેલાઓ ફરી પણ જન્મોજન્મમા મૂઢ-મારા વિષયમા વિપરીત જ્ઞાનવાળા હોઇને મને નહિ પામીનેજ એટલે 'ભગવાન વાસુદેવ સર્વેશ્વર છે' એવા જ્ઞાનને નહિ પામીને તેતે જન્મ થકી અધમજ ગતિને પામે છે ॥૧૧૪॥ જે કોઈ તો પોતે કરેલા પુણ્ય કર્મા વડે મારા શરણને પામીને, તેથીજ સમગ્ર પાપબન્ધનનો વિનાશ થતા દૈવી પ્રકૃતિને આશરેલા મહાત્માઓ છે તેઓ મને ભૂતાદિ-સર્વ જગતનું કારણ, અવ્યય અવિનાશી, મનવાણીને અગોચર નામ કર્મ સ્વરૂપવાળા, પરમ કરૂણાથી સાધુ સરક્ષણ સારૂ મનુષ્યપણે અવતરેલા, એવાને જાણીને અનન્યમન થઈ મને ભજે છે, એટલે મારે વિષે પ્રીત્યતિશયપૂર્વક પ્રવર્તતા મારા ભજન વિના મન તથા આત્માનુ ધારણ નહિ પામીને મારૂં ભજન કરવુ એજ એક પ્રયોજનવાળા હોઇને ભજે છે ॥૧૧૫॥ હે મુને ! તે ભગવાન્ શ્રીકૃષ્ણે ઇત્યાદિ બહુ વચનોવડે આ મેં કહેલો અર્થજ કહ્યો છે, માટે તેમને વિષે પ્રાકૃતપણાની બુદ્ધિનો ત્યાગ કરીને તે સર્વ પ્રકારે સેવનીય છે ॥૧૧૬॥ ચિંતામણિની પેઠે તથા કલ્પતરૂની પેઠે આ ભગવાન્ શ્રીકૃષ્ણ સેવનમાત્રથી સર્વ અભીષ્ટ અર્થને આપે છે જેમ ચિંતામણિ કે કલ્પવૃક્ષ આશ્રયણથકી બીજુ આશ્રિતમા સત્કુળ કે સદ્વૃત્ત કે તપ કે શ્રુત ( શાસ્ત્રાધ્યયન )ની અપેક્ષા રાખતો નથી, તેમ આ ભગવાન્ સર્વ સમાશ્રિતોપ્રત્યે તુલ્યપણે યથેપ્સિત અર્થોને આપે છે વળી ચિંતામણિ આદિકની અપેક્ષાએ આમા વિશેષ આ છે કે-ચિંતામણિ આદિક થકી તો પરિમિત ફળ મળે છે અને એમના થકી તો અપરિમિત ફળ મળે છે, કેમકે ભગવાન્ અમૃત આનન્દમય પોતાના આત્માનેજ આપી દે છે

वसेद्भूमौ तत्र त्वप्रार्थितोऽप्यसौ । स्वप्रतापेन कुरुते धनं धर्मं यशः सुखम् ॥११८॥ नित्यं सन्निहितोऽस्त्येव सोऽधुना द्वारिकापुरि । भक्तैरेकान्तिकैरेव दृश्यते हि क्वचित् क्वचित् ॥११९॥ या देहत्यागलीलाऽस्य सा त्वस्त्यसुरमोहिनी । न त्वत्र मोहो भक्तानां दृष्टान्तोऽत्र निगद्यते ॥१२०॥ कश्चिद्याति यथा स्वर्गमैन्द्रजालि-

॥૧૧૭॥ ચિંતામણિ આદિક થકી બીજો પણ આ એક વિશેષ ભગવાનનો છે-શો ? તો ચિંતામણિ અને કલ્પવૃક્ષ એક પગલું પણ આગળ ચાલતા નથી અને પોતાસાથે નિરંતર એક દેશમાં રહેલાઓને પોતાના સન્નિધિ સમાગમ વિના તેમજ તેમની પ્રાર્થના વિના અલ્પ પણ આપતા નથી, સ્વયં ઉદાસીન સ્તબ્ધજ રહે છે આ ભગવાન તો અત્યંત દૂર દેશમાં રહેલા પણ મનુષ્યોનું હિત કરવાની કામનાથી પર અક્ષર સ્વસ્થાન થકી ધરાતળમાં સ્વય આવે છે, આવીને જે કોઈ સ્થળમાં નિવાસ કરી રહે છે, ત્યાં રહેલા સર્વને પોતાના ચરણતળના સન્નિધિમાજ રહેલા માનીને સ્વય પ્રાર્થના કર્યા વિનાજ પોતાના પ્રભાવ બળથીજ તેઓને ધન ધર્મ યશ અને સુખને આપે છે. તો એરીતે દયાનિધિ, વાત્સલ્ય સૌશીલ્યના નિધિરૂપ તેજ આ ભગવાન છે ॥૧૧૮॥ તે આ કૃષ્ણ ભગવાન્ હમણાં પણ દ્વારિકાપુરીમા નિત્ય નિવાસ કરી રહ્યા છે. જે તેમના એકાંતિક ભક્તો છે તેઓ તેમને હમણાં પણ કવચિત્ કવચિત્ સાક્ષાત્ કરે છે ॥૧૧૯॥ શ્રીકૃષ્ણની જે દેહત્યાગ લીલા છે તે તો આસુર સ્વભાવવાળાઓના વિમોહ વાસ્તે થાય છે. તેમના સ્વરૂપના તત્વને જાણનારા ભક્તોને તો તેમા મોહ-અન્યથા બુદ્ધિ થતીજ નથી, કેમકે તેઓ તો તેને માનુપભાવનું અનુકરણમાત્ર માને છે. આ બાબતમાં એક દૃષ્ટાંત દઉંછું ॥૧૨૦॥ જેમ કોઈ ઈન્દ્રજાળ વિદ્યામા નિપુણ નટ સભામાં ખેલ કરાવનાર રાજાના વશમાં પોતાની પત્નીને થાપણરૂપે સોંપીને જોઈ રહેલા સભાસદોની સમક્ષ સ્વર્ગમા જાય છે અને સ્વર્ગમા દેવો સાથે યુદ્ધ કરતા અસુરો સાથે દેવોની સહાયમાટે યુદ્ધ કરે છે અને યુદ્ધમાં સર્વ અવયવો વિચ્છિન્ન થઈગયા હોય એમ જણાતો થકો ફરીથી પૃથ્વી ઉપર

कविन्नटः । पत्नीं राज्ञेऽर्पयित्वा स्वां युध्यते तत्र चासुरैः ॥१२१॥ विच्छिन्नसर्वावयवः पुनः पतति स क्षितौ । ततस्तत्स्त्री रुदन्त्यग्नौ तदङ्गैः सह दह्यते ॥१२२॥ पूर्ववद्बद्धशस्त्रोऽथ नट एत्य निजां स्त्रियम् । नृपं याचति साक्रोशं जनयञ्जनविस्मयम् ॥१२३॥ नट-विद्याविदो ये स्युस्ते तु मुह्यन्ति नात्र वै । अन्ये तु सर्वे भूपाद्या

પડે છે પછી રૂદન કરતી તેની પત્ની તેના બળતા અંગોમાં તેની સાથેજ બળી મરે છે. એરીતે માયાશક્તિથી બતાવીને ફરીથી પોતાના પૂર્વ રૂપથી (બદ્ધશસ્ત્રાદિ)થી પાછો સમીપમાં આવીને રાજા અર્થે થાપણરૂપ પોતાની પત્નીની આક્રોશ સાથે જોનારા જનોને વિસ્મય પમાડતો થકો યાચના કરે છે (પછી રાજાએ 'તારી પત્નીતો તારા અવયવોને ભેગા કરીને ચિત્તાગ્નિમાં પોતાના શરીરને પ્રજ્વાળીને પરલોકને પામી ગઇછે' એમ કહેતાં, રાજા થકી પહેરામણીની ઇચ્છાવાળો નટ 'હે અંગને ! તું આવ્ય' એમ તેને બોલાવે છે. એરીતે નટે બોલાવેલી તેની પત્ની રાજાના આસનના નીચલા પ્રદેશ થકી આવીને રાજાને નમસ્કાર કરે છે, આટલુ પણ પ્રસંગાત્ જાણવું) ॥૧૨૧-૧૨૩॥ તે આ બધી બાબતને તેના સ્વભાવને નહિ જાણનારા બીજા બધા જોનારા રાજા વિગેરે જનો આશ્ચર્ય પામીને અસંભાવિત માને છે, નટમાયાની કુશળતાને જાણનારા તો 'તેની આ માયા (વિચિત્ર શક્તિનું કાર્ય) છે' એમ નિશ્ચય કરીને નથીજ મોહ પામતા તેમજ માનુષલીલાના અનુકરણ માટે પ્રવર્તેલા, અચિંત્ય માયાશક્તિશાળી એવા શ્રીકૃષ્ણે દેહત્યાગ લીલા કેવળ બતાવી છે પણ વસ્તુતાએ દેહતો ત્યાગ કર્યો નથી જો એક અપૂર્વ દેહ ધારણ કર્યો હોય તો તેનો ત્યાગ પણ ઘટે. જે આનંદમય અસાધારણ નિત્યસિદ્ધ દિવ્ય રૂપ છે તેના તેજ રૂપથી ફક્ત માનુષાકારની સમાનતા સંપાદનમાત્રથી પ્રકટ થયા છે તે પોતાનો આત્મા કિંચિત્ કાળ સર્વને નયનગોચર કર્યો છે. ધર્મ-સ્થાપન કરીને કૃતકાર્ય થતાં અંતર્ધાનને પમાડ્યો છે ઇન્દ્રિજાળ વિદ્યામાં કુશળ નર પોતાના અવયવ વિચ્છેદાદિને પ્રદર્શાવે છે તેની પેઠ દેહત્યાગાદિ સર્વ અચિંત્ય માયાવૈભવનું કાર્ય છે આમ કહેવાથી-જે દિવ્ય દેહ સમગ્ર

मुह्यन्त्येवाशुभावतः ॥१२४॥ तथैवात्रापि कृष्णस्य देहत्यागोऽथ तद्वपुः। गृहीत्वाग्निप्रवेशोऽपि रुक्मिण्यादेश्च मायिकः ॥१२५॥ एवं भगवता तेन तिरोधाने निजेच्छया। कृतेऽप्यज्ञा विमुह्यन्ति तन्मायावेदिनो न तु ॥१२६॥ असुराणां मोहनार्थं लीलां भगवता कृताम्। एतां विदन्तो भक्तास्तं पश्यन्तीह यथा पुरा ॥१२७॥ स एव भगवान्कृष्णः पुम्भिः स्त्रीभिश्च निर्गुणः। ब्रह्मचर्यादिनियमान्पालयद्भिरुपास्यताम् ॥१२८॥ उपासकानां तस्यापि तत्सम्बन्धवशान्मुने!। निर्गुणत्वं भवत्येव तज्ज्ञानादेश्च सर्वथा ॥१२९॥

મનુષ્યોના નયનગોચર થયો છે તેની માયાકલ્પિતત્વશંકાનું નિરાકરણ થઈ ગયું ( માયાકલ્પિત નથી ) ॥૧૨૪-૧૨૫॥ એરીતે સ્વેચ્છાથીજ પોતાના દિવ્ય રૂપથી ધર્મરક્ષણાર્થે પ્રકટ થએલા ભગવાને ધર્મસંસ્થાપન કાર્ય પરિપૂર્ણ થતાં સ્વેચ્છાથી પોતાનો આત્મા અંતર્ધાન પમાડતાં, માનુષભાવનું અનુકરણરૂપ દેહત્યાગાદિ લીલાને અજ્ઞજનો કર્મપરવશ પ્રાકૃત જનોની પેઠે માનીને વિમોહ પામે છે પણ ભગવાનના દિવ્ય અવતાર સ્વરૂપને જાણનારા, તેમની માયાશક્તિના વૈભવને જાણનારા ભક્તજનો તો નથીજ મોહ પામતા ॥૧૨૬॥ અસુરોના મોહનમાટે ભગવાને કરેલી આ દેહત્યાગ લીલાને જાણતા તેમના એકાંતિક ભક્તો હમણાં પણ ( જેમ પૂર્વનાએ સાક્ષાત્ કર્યા હતા તેમજ ) તે શ્રીકૃષ્ણને દ્વારિકામાં સાક્ષાત્ કરે છે, કેમકે તે કૃષ્ણ તેમાં નિત્ય નિવાસ કરી રહ્યા છે ॥૧૨૭॥ તે આ ભગવાન્ કૃષ્ણ પૂર્વોક્ત પ્રકારે નિર્ગુણ-ગુણોને અનિરુદ્ધાદિ રૂપથી પ્રવર્તાવનારા છે તથાપિ પોતે ગુણોથકી વિરુદ્ધ સ્વભાવવાળાજ છે, કેમકે એમનેવિષે ગુણો પોતાનું કાર્ય ( પરિણામાદિ ) કરવા સમર્થ થતા નથી. તો એરીતે નિર્ગુણ એવા આ શ્રીકૃષ્ણને જે સ્ત્રિયો કે પુરૂષો બ્રહ્મચર્યાદિ નિયમોએ સપન્ન થઈ અનન્ય ભક્તિથી જો સેવે તો તેમની ઉપાસનાના બળથી તેઓપણ નિર્ગુણતાને પામે છે, એટલે ગુણોથકી વિરુદ્ધ સ્વભાવતાને પામે છે, એમનેવિષે ગુણો પોતાનું કાંઈ પણ કાર્ય કરવા સમર્થ થતા નથી, અર્થાત્ ગુણાતીત થાય છે અને તેમના જ્ઞાનાદિક

श्रीमद्भागवते ह्येतद्धकमेकान्तिकं निजम् । उद्धवं भगवानाह स्वमुखेनैव तच्छृणु ॥१३०॥ कैवल्यं सात्त्विकं ज्ञानं रजो वैकल्पिकं

પણ નિર્ગુણ થાય છે ॥૧૨૮-૧૨૯॥ આ બાબતમાં ભગવાને સ્વમુખથી ભાગવતમા પોતાના એકાંતિક ભક્ત ઉદ્ધવજી પ્રત્યે કહ્યુ છે તેને તમો સાંભળો ॥૧૩૦॥ કૈવલ્ય-પ્રકૃતિ થકી વિલક્ષણ જ્ઞાનમય સ્વાત્મસ્વરૂપના અવલંબનવાળું જે જ્ઞાન તે સાત્ત્વિક કહ્યુ છે, ઇન્દ્રાદિ વિવિધ પદના અવલંબનવાળું અને તેની પ્રાપ્તિના સાધનભૂત યાગાદિકના સબન્ધવાળું જે જ્ઞાન તે રાજસ કહ્યુ છે, જે પ્રાકૃત-પશુની પેઠે ગ્રામ્ય ભોગમાંજ એક આસક્તિવાળુ જ્ઞાન છે તે તામસ કહ્યુ છે અને જે મારાજ એક અવલંબનવાળું જ્ઞાન છે તે તો નિર્ગુણ કહ્યું છે શંકા-કેવળાત્મા નિર્ગુણ હોવાથી તેના સબન્ધિ જ્ઞાનપણ કેમ નિર્ગુણ ન કહેવાય ? તે જો સાત્ત્વિક છે તો ભગવાનના અવલંબનવાળું પણ જ્ઞાન કેમ સાત્ત્વિક ન કહેવાય ? (કેમકે તુલ્ય ન્યાય છે) સમાધાન-તો તેમ નથી, પ્રકૃતિવિલક્ષણ જ્ઞાનૈકાકાર આત્માના અવલંબનવાળુ જ્ઞાન સત્ત્વવૃદ્ધિથી સમુદ્ભવે છે અને સત્ત્વપ્રવૃદ્ધિમા હેતુ થાય છે. અનુદિન આત્માના અનુધ્યાનથી અભિવૃદ્ધિ પામ્યુ છે સત્ત્વ જેમાં એવુ અતઃકરણ ભક્તિરૂપ પરમાત્મોપાસનમાટે સમર્થ થાય છે, કેમકે આત્મજ્ઞાન ભક્તિમા અગ છે, અંગપણ તો અગિ (ભક્તિ)ના સ્વરૂપની સિદ્ધિ કરવાદ્વારા કે તેમાં તરત અતિશય કરવાદ્વારા છે તો આ જ્ઞાન સત્ત્વની પ્રવૃદ્ધિ મૂળ જેમા છે અને વળી ઉત્તરોત્તર સત્ત્વાતિશયને જલદી કરનાર છે માટે સાત્ત્વિક કહ્યુ છે ભગવાનમા જે ભક્તિ છે તે તો ગુણના વિનાશદ્વારા પરબ્રહ્મમા લય કરી દે છે માટે ગુણવિરોધિસ્વભાવ હોવાથી ભગવાનનુ જ્ઞાન નિર્ગુણ કહ્યુ છે અથવા-સત્ત્વ રજ અને તમ આ ત્રણેય ગુણો બધક છે એમ ગીતામા કહ્યુ છે-'सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसम्भवाः । निबध्नन्ति महाबाहो ! देहे देहिनमव्ययम् ॥ तत्र सत्त्वं निर्मलत्वात्प्रकाशकमनामयम् । सुखसङ्गेन बध्नाति ज्ञानसङ्गेन चानघ ! ॥ रजो रागात्मकं विद्धि तृष्णासङ्गसमुद्भवम् । तन्निबध्नाति कौन्तेय ! कर्मसङ्गेन देहिनम् ॥ तमस्त्वज्ञानज

तु यत् । प्राकृतं तामसं ज्ञानं मन्निष्ठं निर्गुणं स्मृतम् ॥१३१॥ वनं तु सात्त्विको वासो ग्रामो राजस उच्यते । तामसं द्यूतसदनं मन्निकेतं तु निर्गुणम् ॥१३२॥ सात्त्विकः कारकोऽसङ्गी रागान्धो राजसः स्मृतः । तामसः स्मृतिविभ्रष्टो निर्गुणो मदुपाश्रयः ॥१३३॥ सात्त्विक्याध्यात्मिकी श्रद्धा कर्मश्रद्धा तु राजसी । ताम-

विद्धि मोहनं सर्वदेहिनाम् । प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ! ॥' ઈત્યાદિ. તો સાત્વિક એવું પણ આત્માવલંબી જ્ઞાન કદાચિત્ આત્મસુખને પ્રકાશ કરીને તેના સુખમાંજ એને બાંધી દઈને પરમાત્માના અનુભવમાં એને પહોચાડે નહિ તો સાત્વિક એવું આ જ્ઞાન સત્ત્વને અનુગુણ એવા બન્ધન કાર્યને કરે એપણ સભાવિત છે. પરમાનંદનો લાભ નહિ કરાવતાં સ્વાત્મસુખમાં ડુબાડી દે છે માટે આ જ્ઞાનપણ બન્ધપ્રાય છે. માટે ઈતર સાત્વિકનીજ જેમ એમ આ આત્મજ્ઞાનની પણ ન્યૂનતાની સભાવના કરીને 'સાત્વિક' એમ કહ્યું છે. પરમાત્માનુલંબી જે જ્ઞાન છે તે તો ગુણબન્ધનને ટાળી નાંખેછે માટે નિર્ગુણ કહ્યું છે તથા ઇન્દ્રાદિ પદના ભોગ સંબન્ધિ જ્ઞાન રજથી ઉપજેલું અને રજમાં હેતુ છે માટે રાજસ કહ્યું છે. તથા પ્રાકૃત જ્ઞાન તમનું કાર્ય અને તમમાં હેતુ છે માટે તામસ કહ્યું છે ॥૧૩૧॥ વનમાં જે વાસ તે સાત્વિક છે, કેમકે સત્ત્વનું કાર્ય છે અને સત્ત્વમાં કારણ છે. ગ્રામ કે જે વિવિધ ભોગોપકરણે પરિપૂર્ણ છે તેમાં જે નિવાસ તે રાજસ છે. જુગટુ તથા મદ્યાદિ પાન કરવાનું જે સ્થાન તેમાં જે વાસ તે તામસ કહ્યો છે. મારા ભવનમાં વાસ તો નિર્ગુણ છે, કેમકે નિ શ્રેયસ જેનું લક્ષણ છે એવું જે નિર્ગુણપણું તેમાં હેતુ છે ॥૧૩૨॥ કર્મફળનો પરિત્યાગ કરીને કર્મોનો જે કર્તા તે સાત્વિક કહ્યો છે, (કેમકે તેવું કર્મ સત્ત્વવિશુદ્ધિમાં હેતુ છે) ફળલાલસાથી કર્મનો કર્તા રાજસ કહ્યો છે સ્મૃતિવિરૂદ્ધ કર્મોનો કર્તા તામસ કહ્યો છે. મારા આ-શ્રયવાળો કર્તા-મારી પ્રસન્નતા એજ એક પરમ પ્રયોજનથી કર્મનો જે કર્તા તે નિર્ગુણ છે (કેમકે કર્મમા નિર્ગુણપણું સાધી આપે છે) ॥૧૩૩॥ એરીતે પ્રકૃતિવિલક્ષણ કેવળ આત્મસ્વરૂપના અવલંબનવાળી શ્રદ્ધા સાત્વિકી

स्वधर्मे या श्रद्धा मत्सेवायां तु निर्गुणा ॥१३४॥ पथ्यं पूतमनायस्तमाद्यं सात्त्विकं स्मृतम् । राजसं चेन्द्रियप्रेष्ठं तामसं चार्तिदाशुचि ॥१३५॥ सात्त्विकं सुखमात्मोत्थं विषयोत्थं तु राजसम् । तामसं मोहदैन्योत्थं निर्गुणं मदुपाश्रयम् ॥१३६॥ इत्येवं भगवद्वाक्यप्रामाण्यान्मामकैर्जनैः । सगुणत्वं निर्गुणत्वमित्थं ज्ञेयं न चान्यथा ॥१३७॥ इत्युक्तं वासुदेवस्य स्वरूपं ते सुनिश्चितम् । ऐक्यं च दिव्यमनुजाकारयोरपि सन्मते ! ॥१३८॥ एतच्छ्रुतेर्विलीयन्ते कुतर्काः संसृतिप्रदाः । देशकालानुसारासु कृष्णलीलासु

માની છે. યાગ તપ હોમાદિ કર્મમાં જે શ્રદ્ધા તે રાજસી માની છે. અધર્મમા જે શ્રદ્ધા તે તામસી માની છે મારીજ એક સેવામા જે શ્રદ્ધા તે નિર્ગુણ માની છે ॥૧૩૪॥ જે પથ્ય (હિતકારી) પૂત (જાતિ આશ્રય નિમિત્ત દોષથી નહિ સ્પર્શ થએલુ) અને અનાયાસની પ્રાપ્ત થએલુ અન્નાદિ છે તે સત્ત્વવર્ધક હોવાથી સાત્ત્વિક કહ્યુ છે. જે ઇન્દ્રિયોનેજ રાજી રાખવા માટે છે તે રાજસ કહ્યુ છે જે રોગાદિકને કરનારૂ અશુદ્ધ છે તે તામસ છે અને મને નિવેદન કરેલુ તો નિર્ગુણ છે ॥૧૩૫॥ દેહાદિ વિલક્ષણ કેવળ આત્મજ્ઞાનથી ઉપજતું સુખ સાત્ત્વિક કહ્યુ છે શબ્દાદિ વિષયોના અનુભવથી ઉપજતું સુખ રાજસ કહ્યુ છે. મોહ-માદક વસ્તુના ભક્ષણથી થતી ચિત્તની પરવશતા અને દૈન્ય-પુત્ર કલત્ર આદિકના લાલનથી ઉપજતુ સુખ તામસ કહ્યુ છે. અને મારા અનુભવથી ઉપજતુ જે સુખ તે તો નિર્ગુણ માન્યું છે ॥૧૩૬॥ હે મુને ! આવા ભગવદ્વાક્યનું પ્રામાણ્ય છે તો મારા આશ્રિતોએ સગુણ નિર્ગુણપણાનો વિવેક ભગવાનના વચનને અનુસારે જાણવો, પણ પ્રકારાંતરે નહિજ ॥૧૩૭॥ હે મુને ! આ પ્રકારે સાભળવા ઇચ્છતા સદ્બુદ્ધિશાળી તમોને અક્ષરધામમા રહેલા પર વાસુદેવભગવાનના અને દિવ્ય મનુષ્યાકારથી પ્રાદુર્ભાવ પામેલા સ્વરૂપનું એકપણું સ્પષ્ટપણે કહ્યુ ॥૧૩૮॥ હવે આના શ્રવણાદિકનું ફળ કહેછે— દેશકાળને અનુસરીને પ્રવર્તેલી કૃષ્ણની દિવ્ય લીલાઓમાં સંસૃતિને આપનારા જે કુતર્કો થાય છે તે સર્વે આ જ્ઞાનવાદના શ્રવણથી નાશ થાય છે

ये नृणाम् ॥१३९॥ निरीशशास्त्रश्रुतिजं विश्वोत्पत्तिलयादिषु । स्वतन्त्रहेतुताज्ञानं कालादेश्च निवर्तते ॥१४०॥ एतदेवाभ्यसेन्नित्यं मुमुक्षुर्भक्तिवृद्धये । सम्यक्स्वरूपज्ञानार्थं श्रीकृष्णस्य च सत्पतेः ॥१४१॥ अधीयते ज्ञानमेतत्सकृदप्यादराच्च ये । भगवद्विषयास्तेषां सर्वे नश्यन्ति संशयाः ॥१४२॥ दिव्यं कृष्णस्य रूपं भवति च सततं तस्य लोकोऽपि दिव्यो दिव्या भोगाश्च भोग्यान्यपि च भगवतस्तस्य दिव्यानि सन्ति । दिव्या वै पार्षदाश्च प्रकटितनृतनोः शक्तयस्तस्य दिव्या दिव्या भक्ताश्च सर्वे जगति यदुपतेः सन्ति दिव्याः क्रियाश्च ॥१४३॥ इत्थं निर्दोषरूपं सकलगुणगणालङ्कृतं दिव्यमूर्तिं ज्ञात्वा श्रीवासुदेवं भजत भुवि सदा मुक्तये

અને અસચ્છાસ્ત્રના શ્રવણથી થએલું જે કાળાદિકનું સર્ગાદિકમાં સ્વતંત્ર હેતુપણાનું જ્ઞાન તેપણ નિવૃત્ત થાય છે ॥૧૩૯-૧૪૦॥ મુમુક્ષુ મનુષ્ય મેં ઉપદેશ કરેલા આ જ્ઞાનનોજ પ્રતિદિન મનનાદિકવડે અભ્યાસ કરે. તેનાથી સ્વસ્વરૂપ તથા શ્રીકૃષ્ણ સ્વરૂપના યથાર્થ જ્ઞાનની સિદ્ધિ થાય અને સતાંપતિ શ્રીકૃષ્ણવિષે ભક્તિની વૃદ્ધિ થાય જેઓ એકવારપણ આ મેં કહેલા જ્ઞાનવાદનો આદરથી પાઠ કરે તેમના ભગવત્સ્વરૂપ સમ્બન્ધી સર્વે સંશયો નાશ થાયછે ॥૧૪૧-૧૪૨॥ હવે કહેલાજ અર્થને વિશેષ સાથે ઉપસહાર કરેછે—પોતાનાજ દિવ્ય રૂપથી અક્ષરધામમાં વિરાજમાન ભગવાનનુંજ જેમ એમ પૃથ્વીમાં પ્રાદુર્ભાવ સમયે દિવ્ય નરાકારને ધારી રહેલા ભગવાન્ શ્રીકૃષ્ણનું પણ સ્વરૂપ નિત્ય દિવ્ય છે. તેમનો લોકપણ દિવ્ય છે. તેમના બધા ભોગો દિવ્ય છે. ભોગયોગ્ય વસ્તુઓ પણ દિવ્ય છે. વળી તેમના પાર્ષદો દિવ્ય છે. તેમની શક્તિઓ પણ દિવ્ય છે. તેમના સર્વે ભક્તો દિવ્ય છે. તેમની ક્રિયાઓ દિવ્યજ છે ॥૧૪૩॥ હે મુક્તાનંદાદિ મારા ભક્તો ! પૂર્વોક્ત પ્રકારે સર્વથા સર્વદા નિર્દોષસ્વરૂપ, સમગ્ર કલ્યાણ ગુણોએ પરિપૂર્ણ દિવ્યમૂર્તિ શ્રીવાસુદેવને સમઝીને મુક્તિમાટે તેમને પ્રીતિથી સદા તમો ભજો. તે ભગવાન્ ધર્મરક્ષણમાટે પ્રકટતાને પામતાં તે સમયના તેમના દિવ્ય મનુષ્યાકાર સ્વરૂપમાં લેશપણ તે એક

भो मदीयाः ! । एकस्मिन्नद्वितीये भगवति च परब्रह्मणि द्वैतबुद्धिः कर्तव्या नैव तस्मिन्नणुरपि च कुधीः सच्चिदानन्दरूपे ॥१४४॥
सुव्रत उवाच—इति श्रुत्वाऽऽक्षलोर्हरिगदितमद्वैतमुर्षिराड् रमाभर्तुः सोऽभूत्सह सकलभक्तैः प्रमुदितः । नराकारे तस्मिन्भगवति हि नारायणमुनौ दृढं दिव्यं भावं सपदि नृपते ! प्रापदमलम् ॥१४५॥
स्वरूपाद्वैतं यः पठति च शृणोतीह विमलं परं ज्ञानं नारायणमुनिमुखाब्जिग्स्तमिदम् । प्रभौ तस्मिन् भक्तिं परमसुखरूपे स परमां समुक्तिं मुक्तिं चेप्सितमखिलसौख्यं च लभते ॥१४६॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे प्रबोधन्युत्सवे श्रीनारायणमुक्तानन्दसंवादे श्रीकृष्णस्वरूपाद्वैतज्ञाननिरूपणनामैकोनत्रिंशोऽध्यायः ॥२९॥

---

અદ્વિતીય પરમાત્મ સ્વરૂપથકી ભેદબુદ્ધિ (ભિન્નપણાની બુદ્ધિ) નજ કરવી, (બન્ને સ્વરૂપ એકજ છે) તેમજ તેમને વિષે અણુપણુ દોષબુદ્ધિ નજ કરવી, કારણકે તે પરંબ્રહ્મ ભગવાન્ સચ્ચિદાનંદરૂપ છે ॥૧૪૪॥ સુવ્રતઋષિ કહેછે—હે નૃપતે ! મુક્તાનંદ નામના મહામુનિ આ પ્રકારે ભગવાને કહેલા બ્રહ્મસ્વરૂપમાં આ અદ્વૈત (અભેદભાવ)ને સાંભળીને સર્વ ભક્તોની સાથે સમગ્ર સંશયે રહિત થઈને પરમ આનંદને પામ્યા અને સાધુઓના પરિરક્ષણમાટે પૃથ્વી ઉપર દિવ્ય નરાકારથી પ્રકટ થએલા તે આ પરંબ્રહ્મ ભગવાન્ નારાયણમુનિમા દૃઢ નિર્મળ દિવ્યભાવ બુદ્ધિને તત્કાળ પામ્યા ॥૧૪૫॥ તે આ બ્રહ્મસ્વરૂપમાં અદ્વૈત-પ્રાદુર્ભાવમાપણુ ભેદાભાવને જણાવનારા, ભગવાન્ નારાયણમુનિના મુખકમળથકી નિકળેલા નિર્મળ સર્વોત્તમ જ્ઞાનશાસ્ત્રને આ લોકમાં જે જન પાઠ કરેછે કે સાંભળે છે તે જન પરમ આનંદમય પ્રભુ શ્રીનારાયણમુનિમાં પરાભક્તિને પામીને, આ લોકમાં ઇપ્સિત સમગ્ર ભુક્તિરૂપ અને પરલોકમાં મુક્તિરૂપ સુખને પામેછે ॥૧૪૬॥ ઇતિ શ્રીમત્સઙ્ગિજીવને...તૃતીયપ્રકરણે પ્રબોધન્યુત્સવે શ્રીનારાયણમુક્તાનંદસંવાદે શ્રીકૃષ્ણસ્વરૂપાદ્વૈતજ્ઞાનનિરૂપણનામૈકોનત્રિંશોઽધ્યાયઃ ॥૨૯॥

सुव्रत उवाच—तं राजमानं सदसि नवम्यां च निशागमे। वासुदेवानन्दनामा पप्रच्छ वर्णिराडथ ॥१॥ कृष्णमन्त्रजपस्याद्य कार्यस्य प्रत्यहं हरे! । विधानं श्रोतुमिच्छामि कृतः सिद्ध्येत्स येन वै ॥२॥ श्रीनारायणमुनिरुवाच—कथयामि समासेन विधिं ते वर्णिसत्तम ! । मन्त्रराजजपस्याहं सच्छास्त्रप्रतिपादितम् ॥३॥ स्नातः शुचिः स्वस्थचित्तः क्रोधचिन्ताविवर्जितः । सद्गुरुप्राप्तमन्त्रश्च जापकः पुरुषो मतः ॥४॥ यतीनामासनं श्लक्ष्णं कूर्माकारमुदीरितम् । अन्येषां

## [1]અધ્યાય ૩૦ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! ત્યારપછી કાર્તિક શુકલ નવમી તિથિએ શ્રીવાસુદેવની સંધ્યા આરતી થઈરહ્યા પછી, સભાના મધ્યભાગમાં રહેલા સિંહાસનમાં વિરાજમાન ભગવાનને વાસુદેવાનંદ નામના વર્ણિરાજે પ્રણામ કરીને પુછ્યું કે-હે હરે! પ્રતિદિન કરવા યોગ્ય કૃષ્ણમંત્ર જપના વિધિને સાંભળવા ઇચ્છુંછુ, જે વિધિથી કરેલો જપ સિદ્ધિને આપનારો થાય ॥૧-૨॥ એરીતે પુછેલા શ્રીનારાયણમુનિ બોલ્યા-હે વર્ણિવર્ય ! મંત્રરાજ અષ્ટાક્ષરનો સચ્છાસ્ત્રમા પ્રતિપાદન કરેલો જપ વિધિપ્રકાર સક્ષેપમા તમોને હુ કહુછુ તેને સાવધાનતાથી સાંભળો ॥૩॥ તેમાં પ્રથમ જાપકનુ લક્ષણ કહુછુ-યથાવિધિ સ્નાન જેણે કર્યુંછે, શુચિ-અસ્પૃશ્યના સ્પર્શે રહિત અથવા સંધ્યાદિ કર્મના અનુષ્ઠાનથી શુદ્ધ થએલો, (આ સ્નાનાદિ બાહ્ય શૌચ સમઝવું ) ક્રોધ ચિંતાએ રહિત, (આ આતર શૌચ સમઝવું) માટેજ સ્વસ્થ-સાવધ ચિત્તવાળો, સદ્ગુરૂથકી (આચાર્યપરંપરાથી) પ્રાપ્ત થયોછે મત્ર જેને, આવા લક્ષણવાળો જે હોય તેજ જપમા અધિકારી થાય. આથી વિપરીત લક્ષણવાળો અધિકારી ન હોઈ શકે ॥૪॥ તે જપમા યતીઓને બેસવા યોગ્ય આસન કૂર્માકાર ( ગોળ ) શ્રેષ્ઠ કહ્યુછે અન્ય આશ્રમિઓને તો જો પટ્ટાસન-પાટલો કે બાજઠ હોય તો ચાર પાયાવાળુ અને તેથી

૧ આ અધ્યાયમા વાસુદેવાનદવર્ણિને ઉદ્દેશીને ભગવાને કરેલુ શ્રીકૃષ્ણમત્રજપ વિધિનુ નિરૂપણ અનુવાદ કર્યુ છે

तु चतुष्पादं चतुरस्रं च सम्मतम् ॥५॥ कार्ष्णाजिनं व्याघ्रचर्म कौशेयं वेत्रनिर्मितम्। वास्त्रं वा काम्बलं कौशमासनं जपसिद्धिदम् ॥६॥ गोमयं मृन्मयं भिन्नं पालाशं पैप्पलं तथा। लोहबद्धं[1] वंशजं च पाषाणं वर्ज्यमासनम् ॥७॥ काष्ठं चाघटितं वर्ज्यं लोहकीलमयज्ञियम्। स्यादापदि शुभं सर्वं विना ह्यशुचिलेपनम् ॥८॥ तुलसीकाष्ठसम्भूता जपमाला शुभा मता। धात्रीकाष्ठभवा वापि पद्मबीजोद्भवा तथा ॥९॥ तथा स्फटिकमाला च ग्राह्या रुद्राक्षमालिका। कुशग्रन्थिभवा वापि चन्दनादिमयी च वा ॥१०॥ सर्वापि माला श्रीविष्णुपादस्पर्शाच्छुचिर्भवेत्। जपोचिता च तस्मात्तां विभूया

બીજુ હોય તો ચાર ખુણાવાળુ આસન શ્રેષ્ઠ માનેલુ છે આસનનો આકાર કહીને તેનુ દ્રવ્ય (શેનાથી આસન કરવુ તે) કહેછે—કાળીયાર મૃગનુ ચર્મ, વ્યાઘ્રચર્મ, કામળ-ઊનથી બનાવેલુ, રેશમી વસ્ત્રના કટકારૂપ, વસ્ત્રના કટકારૂપ, નેતરથી બનાવેલુ, દર્ભથી બનાવેલું, આ બધા આસન જપસિદ્ધિને આપનારા છે ॥૫-૬॥ જપમા વર્જ્ય આસનો આ છે-ગોમય-છાણથી કલ્પેલુ, મૃત્તિકામય, (ઈંટો આદિકથી કરેલું) ખાખરાના કાષ્ઠથી કરેલું, પિંપળાના કાષ્ઠથી કરેલું, લોહબદ્ધ-લોખડના ખીલા પાટીએ જડેલું 'લોહ જાત' એવો પાઠ હોય તો લોખડના પતરાથી કરેલુ, પાષાણથી બનાવેલુ અને ભાગી ગએલુ, આ બધા આસનો જપમા વર્જ્ય છે તથા ઘડ્યા વિનાનુ કાષ્ઠ-આસનને આકારે નહિ તૈયાર કરેલો કાષ્ઠનો કટકો, યજ્ઞાર્હ કાષ્ઠથી કરેલુ પણ લોખડના ખીલાથી જડેલુ, યજ્ઞને યોગ્ય નહિ એવા કાષ્ઠથી કલ્પેલુ, આ સર્વે આસન વર્જ્ય છે આપત્કાળમા તો અપવિત્ર પદાર્થના લેપે વર્જીત જે કોઈ આસન ગ્રહણ કરવુ ॥૭-૮॥ હવે આ જપમાં જપમાળા તુળસી કાષ્ઠથી કરેલી શ્રેષ્ઠ માની છે તેનો લાભ ન થાય તો આમળીના કાષ્ઠથી કરેલી, કમળ બીજથી બનાવેલી, સ્ફટિક મણિમાળા, રૂદ્રાક્ષમાળા, દર્ભની ગાંઠયો વાળીને બનાવેલી અથવા ચન્દનકાષ્ઠથી કરેલી ગ્રહણ કરવી ॥૯-૧૦॥ આ માળામધ્યેથી યથાસભવ એક માળાને ગ્રહણ કરીને, તેને ભગવાનના

1 'लोहजात'मिति पाठान्तरम्।

त्तादृशीं पुमान् ॥११॥ निश्चला त्रुटिता चैव सशब्दा च पुरातनी। ग्रथिता जीर्णसूत्रेण जपे माला विगर्हिता ॥१२॥ धृता पापण्डिभिर्या तु पापिभिश्च दुरात्मभिः। असंस्कृता तथा माला ज्ञेया दुःस्वप्नदा नृणाम् ॥१३॥ अष्टोत्तरशतेनोक्ता मणिभिर्मालिकोत्तमा। मध्यमा स्यात्तदर्धेन तदर्धेन कनीयसी ॥१४॥ अकारादिक्षकारान्तान् वर्णान् सर्वान् क्रमेण च। लिखित्वा स्थापयेदग्रे पङ्क्त्यैव मणिकानिव ॥१५॥ एकैकमानुलोम्येन प्रातिलोम्येन च क्रमात्।

ચરણકમળનો સ્પર્શ કરાવીને સુસંસ્કૃત કરે. અન્યથા-સસ્કાર કરાવ્યા વિનાની માળા જપમાં અયોગ્ય માની છે. માટે જાપક જન તેવી સસ્કૃત માળાનેજ જપમાં રાખે ॥૧૧॥ વર્જ્ય માળાઓ તો આ છે-જે નિશ્ચળ (પરોવાનો દોરો જાડો હોવાથી અને પરોવાનું છિદ્ર જીર્ણું હોવાથી દૃઢપણે પરોવેલા હોવાથી મણકા ફેરવી શકાય નહિ તે નિશ્ચળ મણિકાવાળી માળા નિશ્ચળા કહેવાય) હોય, જે તુટી ગએલી હોય, જે મણુકા ફેરવતી વખતે કટકટ શબ્દે સહિત હોય, જે પુરાતની-જીર્ણ હોય, જે જીર્ણ સૂત્રથી પરોવેલી હોય, તથા પાખંડી પાપી દુરાચારીઓએ પોતાના હાથ કંઠમાં ધારેલી હોય અને જે અસસ્કૃત-ભગવાનના ચરણારવિંદનો સ્પર્શ વિગેરે સંસ્કારે વર્જીત હોય, આ બધી માળાઓ દુષ્ટ સ્વપ્નને આપનારી હોવાથી વર્જ્ય માની છે ॥૧૨-૧૩॥ તેમાં એકસો આઠ મણકાની માળા ઉત્તમ માની છે, ચોપન મણકાની માળા મધ્યમ માની છે અને સત્તાવીશ મણકાની માળા અધમ માની છે ॥૧૪॥ અકાર જેમાં આદિ છે અને ક્ષકાર જેમાં અંતે છે એવા ચોપન અક્ષરોને અનુક્રમે પંક્તિબંધ લખીને પોતાની આગળ મણકાના સ્થાનમાં સ્થાપન કરીને, મંત્રાવૃત્તિના અનુક્રમને અનુસારે એક એક અક્ષરને અનુલોમ પ્રતિલોમ ભાવથી (પ્રથમથી છેલાસુધી અને છેલેથી પ્રથમ સુધી) જોતો થકો મત્રજપને કરે તે આ અક્ષરમાળા જાણવી તેમાં અક્ષરનો અનુક્રમ એવો છે-અ આ ઈ ઈત્યાદિ ચૌદ સ્વરો, ક થી મ સુધીના પચીશ સ્પર્શો, ય ર લ વ આ ચાર અંત સ્થો, શ ષ સ હ આ ચાર ઊષ્માણો, અનુસ્વાર વિસર્ગ આ બે, જીહ્વામુળીય ઉપધ્માનીય આ

पदयन्वर्णजपं कुर्यादक्षमालेयमुच्यते ॥१६॥ आरभ्यानामिकामध्यात्प्रादक्षिण्येन च क्रमात् । तर्जनीमूलपर्यन्तं जपेत् सा करमालिका ॥१७॥ स्वस्तिकासनमासीनो मुक्तपद्मासनं तु वा । ऋजुरेकाग्रदृष्टिश्च भगवन्तं हृदि स्मरन् ॥१८॥ वस्त्रगोपितमालश्च मन्त्रमेकैकमुच्चरन् । त्यजन्नेकैकमणिकं जपेन्नियतसङ्ख्यया ॥१९॥ तर्जन्या न स्पृशेत्सूत्रं मध्यमामध्यपर्वणि । अङ्गुष्ठपर्वणा मालामणिमेकैकमाहरेत् ॥२०॥ न स्पृशेद्वामहस्तेन जपमालां कदाचन । न पातयेत्करात्तां च जपान्तावधि जापकः ॥२१॥ प्रमादात्पतितायां तु मालायां स्वस्य हस्ततः । तद्दोषशान्तये कुर्याज्जपमष्टोत्तरं शतम्

બે, ॐ ઞઃ ક્ષ આ ત્રણ, એમ મળીને ચોપન અક્ષરી જાણવા ॥૧૫-૧૬॥ અનામિકા (છેલીની જોડેની) આંગળીના મધ્ય પર્વને આરંભીને પ્રદક્ષિણ ક્રમથી અનુક્રમે તર્જની (અંગુઠાની જોડેની) આંગળીના મૂળપર્વ પર્યંત દશ પર્વમાં મંત્રાવૃત્તિને ગણતો થકો જપે, તે આ કરમાળા કહી છે. તેમાં મધ્યમા (વચલી) આંગળીનું મૂળ તથા તેના મધ્યપર્વને મેરૂપણે કલ્પેલાં છે અને તેના ઉલ્લંઘનમાં દોષ કહ્યો છે માટે તે બેને વર્જવા. તે તંત્રસારમાં કહ્યુ છે— 'पर्वद्वयं मध्यमाया जपकर्मणि वर्जयेत् । एतं मेरुं विजानीयात् दूषितं ब्रह्मणा स्वयम् ॥' ઇતિ ॥૧૭॥ સ્વસ્તિકાસને કે પદ્માસને બેસીને સરલ શરીરવાળો, એકાગ્ર દૃષ્ટિવાળો (અહીં તહીં દૃષ્ટિને નહિ દેનારો) થઇને હૃદયમાં મંત્રપ્રતિપાદ્ય ભગવાનને સ્મરણ કરતો થકો, વસ્ત્રથી માળાને ઢાંકીને એક એક મંત્રોચ્ચારણમાં એક એક મણકાને મુકતો થકો, 'પ્રતિદિન આટલી જપ કરવો' એવા સંખ્યાનિયમથી જપ કરે ॥૧૮-૧૯॥ તર્જની (હાથના અંગુઠાની પાસેની) આંગળી વડે માળાના દોરાને સ્પર્શ કરે નહિ અંગુઠાના પર્વના આગલા ભાગથી એક એક માળામણકાને મધ્યમા આંગળીના મધ્ય પર્વમાં આહરણ કરે ॥૨૦॥ જાપક જન તે જપમાળાને કદાપિ ડાબા હાથથી સ્પર્શ કરે નહિ અને જપની સમાપ્તિપર્યંત તે માળાને જમણા હાથ થકી પાડી નાંખે નહિ પ્રમાદને લીધે માળા પોતાના હસ્તથકી પડી જાય તો તે દોષની શાંતિમાટે અષ્ટોત્તરશત જપ અધિક કરે (એક માળા વધારે

॥२२॥ मालां न स्पर्शयेद्भूमिं स्वस्य पादतलं तथा । जपं कुर्वन्न हस्तं च धूनयेन्न च मस्तकम् ॥२३॥ उष्णीषी कञ्चुकी नम्रो मुक्तकेशो मलावृतः । अपवित्रकरोऽशुद्धः प्रलपन्न जपेत्कचित् ॥२४॥ अप्रावृतकरश्चैव संवेष्टितशिरास्तथा । चिन्ताशोकाकुलमनाः क्रुद्धो भ्रान्तः क्षुधाकुलः ॥२५॥ अनासनः शयानश्च गच्छन्नुत्थित एव च । उपानत्पादुकारूढो यानशय्यागतस्तथा ॥२६॥ न जपेद्वैष्णवो मन्त्रं प्रौढपादश्च कर्हिचित् । प्रसार्य पादौ न जपेत्काकासनगतस्तथा ॥२७॥ प्रहसंस्त्वरमाणश्च नेक्षमाण इतस्ततः । करसंज्ञां नेत्रसंज्ञां

---

ફેરવે ) ॥૨૧-૨૨॥ જપસમયે આલેલી માળાને ભૂમિનો સ્પર્શ ન કરાવે તથા પોતાના પાદતળનો સ્પર્શ ન કરાવે તથા જપ કરતાં હસ્ત મસ્તકાદિ અંગને ન કંપાવે ॥૨૩॥ માથે પાઘડી વિગેરે મુકીને કે અગરખુ-કેડીયુ આદિક ધારીને કે નીચુ મુખ રાખીને ( સરલ શરીર નહિ રાખીને ) કે મસ્તકના કેશને છુટા મુકીને ( શિખાબંધન નહિ કરીને ) કે મળથી લિંપાએલા શરીરવાળો હોઇને કે અપવિત્ર હાથવાળો હોઇને કે ઉલટી આદિકથી અશુદ્ધ શરીરવાળો હોઇને જાપક જન મત્ર જપને ન કરે તથા બીજા સાથે બોલતો થકો ક્યારેય પણ જપ નજ કરે ॥૨૪॥ જમણા હાથમા ધારેલી જપ માળાને ગોમુખી આદિકથી નહિ ઢાંકીને કે વસ્ત્રવિગેરે વડે મસ્તકને બાંધીને ( એમ કહેવાથી-મસ્તકનુ વસ્ત્રથી નિબન્ધનજ નિષિદ્ધ છે, પણ ઉત્તરીય વસ્ત્રાદિકથી મસ્તકનુ ઢાંકવુ નિષિદ્ધ નથી, કેમકે 'नाप्रावृतशिरास्तथा' એમ પરાશરે મસ્તકને આચ્છાદન કર્યા વિના જપ ન કરવો એમ કહ્યુ છે ) કે ચિંતા શોક ક્રોધ ભ્રાંતિ ક્ષુધા આદિકે વ્યાકુળ હોઇને કે આસન વિનાજ બેસીને કે સુતા સુતા કે ચાલતા ચાલતા કે ઉભાં ઉભા કે પગમા પગરખાં પહેરીને કે પાદુકા પહેરીને કે રથાદિ વાહનમા બેસીને કે પર્યંકાદિ શય્યામા ચઢીને નજ જપ કરે ॥૨૫-૨૬॥ તથા ભગવદ્ભક્ત જાપક પ્રૌઢ પાદ-જંઘાઉપર કે ઢીંચણઉપર કે સાથળઉપર બીજો પગ મુકીને કે પગને લાંબા કરીને કે કાકાસનથી બેસીને જપ નજ કરે ॥૨૭॥ તથા હસતો થકો કે ત્વરાને કરતો થકો ( દોડતો થકો કે સત્વર મંત્રવર્ણને ઉચ્ચા

कुर्वन्नैव जपेत्पुमान् ॥२८॥ रथ्यायामशिवस्थाने न जपेत्तिमिरान्तरे । दुर्गन्धिवातस्थाने च न पापिजनसन्निधौ ॥२९॥ निद्राल्योऽस्ति महान्विघ्नो जपे ह्यलसदुर्जयः । जयेत्तं सावधानोऽतो विफलोऽस्त्यन्यथा जपः ॥३०॥ अङ्गुल्यग्रे तु यज्जप्तं यज्जप्तं मेरुलङ्घने । असङ्ख्यातं तु यज्जप्तं तत्सर्वं निष्फलं भवेत् ॥३१॥ निषेधातिक्रमं नैव कुर्यादेष विनापदम् । मनो नियम्य मतिमान् जपं कुर्वीत सर्वथा ॥३२॥ मनःसंयमनं शौचं मौनं मन्त्रार्थचिन्तनम् । अव्यग्रत्वमनिर्वेदो जपसंसिद्धिहेतवः ॥३३॥ जपेच्च नियतो भक्त्या त्रिकालं पुरु-

---

રણ કરતો થકો કે જલદી બહુ માળામણિકાને ગ્રહણ કરતો થકો) કે અહીં તહીં જોતો થકો કે હસ્તસંજ્ઞાને કરતો થકો કે નેત્રસંજ્ઞાને કરતો થકો જપને ક્યારેય નજ કરે ॥૨૮॥ હવે જપમાં વર્જ્ય દેશો આ છે–બજારમાં કે અશિવ સ્થાન–શ્મશાનાદિકમાં કે ગાઢ અંધકારથી આવરિત પ્રદેશમાં કે દુર્ગંધિ વાયુ આવતો હોય એવા સ્થાનમાં કે પાપિજનનાં સન્નિધિમાં, ઈત્યાદિ દુષ્ટ સ્થાનોમાં જપને નજ કરે ॥૨૯॥ જપમાં આ મહાન્ વિઘ્ન છે, શો ? તો જે આ નિદ્રા છે તે, કેમકે જપમાં પ્રવર્તેલા બહુ જનો નિદ્રાસુખના સમાગમને અનુભવીને નેત્રને મીચી જાય છે. આ વિઘ્ન આળસુ જનથી દુર્જય છે. તો આ અંતરાયને સાવધાન થઇને જીતે. ન જીતે તો કરેલો જપપણ નિષ્ફળ થાય ॥૩૦॥ જપમાળા વિના આંગળીના અગ્રથી જે જપ કરેલો છે તથા જપમાળામાં મેરૂને ઉલ્લંઘીને જે જપ કર્યો છે તથા ગણના કર્યા વિના જે જપ કર્યો છે તે સર્વે નિષ્ફળ થાયછે ॥૩૧॥ મતિમાન્ નર જપમાં જે આ નિષેધો કહ્યા તેને આપત્કાળ વિના નજ ઉલ્લંઘન કરે. સર્વ પ્રકારે મનને નિયમમાં રાખીને જપ કરે ॥૩૨॥ જપસિદ્ધિમાં આ છ હેતુઓ છે–મનનો અન્યવિષયો થકી નિરોધ, બાહ્ય આભ્યંતર શૌચ, નહિ ભાષણ કરવારૂપ મૌન, મંત્રના અર્થનું અનુસ્મરણ, વ્યગ્રતાએ રહિતપણું અને અનિર્વેદ–ઉદાસીનતાએ રહિતપણું ॥૩૩॥ બાહ્ય પૂજાપદાર્થોવડે કે મનઃકલ્પિત પૂજાપદાર્થોવડે ત્રિકાળ ( પ્રાતઃકાળ–મધ્યાહ્નકાળ–સાયંકાળ ) ભગવાન્ શ્રીપુરૂષોત્તમનું અચળ મનથી

पोत्तमम् । बाह्यैर्वा मानसैर्द्रव्यैः पूजयित्वा स्थिरान्तरः ॥३४॥ मार्जारमूषकस्पर्शे क्रोधेऽधोवायुसर्पणे । जपकाले तु सञ्जाते मालां वस्त्रोपरि न्यसेत् ॥३५॥ आचम्य प्राणानायम्य दृष्ट्वा वाऽर्कं हरिं स्मरन् । शेषं कुर्याज्जपं स्नात्वा स्पर्शे त्वस्पृश्यवस्तुनः ॥३६॥ त्रयो भेदा जपस्योक्ता वाचिकोपांशुमानसाः । कनीयोमध्यमोत्कृष्टास्तान् ज्ञात्वोत्तममाचरेत् ॥३७॥ उदात्तनीचस्वरितैः शब्दैः स्पष्टपदाक्षरैः । मन्त्रस्योच्चारणं यत्र स जपो वाचिको मतः ॥३८॥ किञ्चिच्छ्रवणयोग्यं च मन्त्रस्योच्चारणं शनैः । यत्रेषच्चौष्ठचलनं स उपांशुर्जपो मतः ॥३९॥ धिया यत्राक्षरश्रेणी स्वरवर्णपदात्मिका ।

પૂજન કરીને, પૂર્વોક્ત નિયમોએ યુક્ત થઇને ભક્તિથી મન્ત્રજપને કરે ॥૩૪॥ જપમધ્યે બિડાલ ઉંદર આદિકનો સ્પર્શ થાય કે ક્રોધ ચઢી આવે કે અધોવાયુનો ઉત્સર્ગ થાય તો જપમાળાને વસ્ત્રઉપર મુકીને, આચમન કરી પ્રાણાયામ કરી સૂર્યદર્શન કરીને અથવા હરિસ્મરણ કરીને પછીથી બાકી રહેલા જપને કરે અસ્પૃશ્ય-નીચ જાતિ કે મદ્ય માસ વિષ્ટા મૂત્રાદિકના સ્પર્શમાં તો સ્નાન કરીને બાકીનો જપ કરે ॥૩૫-૩૬॥ જપમા ત્રણ પ્રકારનો ભેદ-વાચિક ઉપાશુ અને માનસ એવો છે. તેમા ઉત્તરોત્તર શ્રેષ્ઠ છે અધમ મધ્યમ અને ઉત્તમ એવા ક્રમથી છે તે આ ભેદનો વિચાર કરીને ઉત્તમજ ( માનસ ) જપ કરવો ॥૩૭॥ તેના લક્ષણો કહું છું-ઉદાત્ત અનુદાત્ત અને સ્વરિત આવા ત્રિવિધ સ્વરથી યથાયોગ્ય ઉચ્ચારણ કરેલા, સ્પષ્ટ મંદપદના અક્ષરો જેમા છે એવા શબ્દોથી જેમાં મંત્રનુ ઉચ્ચારણ થાય તે જપ વાચિક કહ્યો છે અર્થાત્ બીજાના શ્રવણવિષયને યોગ્ય થાય તે વાચિક કહેવાય ॥૩૮॥ જેમા કિંચિત્ શ્રવણને યોગ્ય ધિમેથી મંત્રનુ ઉચ્ચારણ થાય ( પોતાના શ્રવણવિષયને યોગ્ય થાય ) તે જપ ઉપાંશુ માન્યો છે જેમા કિંચિત્ હોઠ હાલે તે જપ પણ ઉપાંશુ માન્યો છે. આમા જીહ્વા વિના હોઠ હાલવાનો સભવ નથી માટે જીહ્વાનુ સાહિત્ય સમજવુ, એરીતે ઉપાશુ જપમા બે ભેદ જાણવા ॥૩૯॥ જેમા સ્વર વર્ણ પદ ક્રમવાળું બુદ્ધિથીજ એક સ્મરણરૂપ ઉચ્ચારણ ( જેમાં

उच्चार्येत च संस्मृत्या स जपो मानसो मतः ॥४०॥ उच्चैर्जपादुपांशुः स्याद्विशिष्टो दशभिर्गुणैः । जिह्वाजपः शतगुणः सहस्रगुण आन्तरः ॥४१॥ गृहे जपं समं प्राहुर्गोष्ठे दशगुणं तथा । गृहोद्याने शतगुणं सहस्रगुणकं वने ॥४२॥ अयुतं पर्वते पुण्ये नद्यां लक्षगुणं तथा । देवालये कोटिगुणमनन्तं हरिसन्निधौ ॥४३॥ इत्थं योषापि कुर्वीत नाममन्त्रजपं हरेः । सधवा विधवा वापि भक्ता भगवतोऽनघ ! ॥४४॥ अस्नातो मालया नैव जपं कुर्वीत कर्हिचित्

હોઠ હાલે નહિ ) થાય તે જપ માનસ માન્યો છે ॥૪૦॥ વાચિક જપની અપેક્ષાએ ઉપાંશુ જપ ( કિંચિત્ શ્રવણયોગ્ય મંત્રાક્ષરરૂપ પ્રથમનો ) દશ ઘણો અધિક છે તેની અપેક્ષાએ જીહ્વાજપ ( કિંચિત્ હોઠ હલાવા રૂપ બીજો ઉપાંશુ જપ ) સો ઘણો અધિક છે જીહ્વાજપની અપેક્ષાએ જે તો આંતર-માનસ જપ છે તેતો સહસ્રઘણો અધિક છે ॥૪૧॥ તેમજ જપનુ દેશવિશેષથી ગુણાધિક્ય છે, જેમકે-પોતાના ઘરમા કરેલો જપ સમ ( ન્યૂનાધિક બળવાળો નહિ ) છે, ગોષ્ઠ-ગાયો બાંધવાના સ્થાનમા કરેલો જપતો દશઘણો અધિક ( તેથી અધિક બળવાળો ) છે, ગૃહોદ્યાન-ઘરપાસે બનાવેલા બાગમા કરેલો જપ સોઘણો અધિક ( તેથી અધિક બળવાળો ) છે, વનમા કરેલો જપ તો સહસ્રઘણો અધિક ( તેથી પણ અધિક બળવાળો ) છે, પુણ્ય પર્વતમા કરેલો જપ તો દશહજાર ઘણો અધિક ( તેથી પણ અધિક બળવાળો ) છે, પુણ્ય નદી તટે કરેલો જપ તો લાખઘણો અધિક ( તેથી પણ અધિક બળવાળો ) છે, દેવાલય-રૂદ્રાદિ દેવાલયમા કરેલો જપ તો કોટિઘણો અધિક ( તેથી પણ અધિક બળવાળો ) છે, ભગવદાલયમાં કરેલો જપ તો અનંત ઘણા ફળને આપનારો છે ॥૪૨-૪૩॥ હે નિષ્પાપ વર્ણિન્ ! આ પ્રકારે સ્રીયોએ પણ ભગવાનના નામમંત્રનો જપ કરવો, ( ૐકાર અને નમ શબ્દે રહિત ) ૐકારમા એમને અધિકાર નથી, સધવા હોય કે વિધવા હોય, સર્વ કોઈ સ્રિયોને તુલ્યપણે એમાં અધિકાર છે ભગવદ્ભક્ત નારીએ તો નામમંત્ર જપ કરવોજ ॥૪૪॥ સ્નાન કર્યા વિના તુલસ્યાદિ માળાથી ક્યારેય જપ નજ

आपन्नो मानसं स्नानं कृत्वा कुर्याज्जपं पुमान् ॥४५॥ स्नानादि-नियमो नास्ति मानसे तु जपे नृणाम् । कीर्तने च हरेर्नाम्नां विना मालां कदाचन ॥४६॥ मालामशुचिहस्तेन न स्पृशेन्न क्षिपेद्भुवि । स्त्रियं च स्पर्शयेन्नैव जपान्ते निदधीत खे ॥४७॥ इत्थं जपन्ति नियतं हरिनाममन्त्रं ये मानवा भुवि सदोद्धववर्त्मसंस्थाः । ते यान्ति धाम परमं परमात्मनो वै गोलोकसंज्ञममलं कमलाधवस्य ॥४८॥ सुव्रत उवाच—श्रुत्वा पुरातनमहामुनिनेरथमुक्तं श्रीकृष्णमन्त्रजपनिर्णयमाप तुष्टिम् । वर्णी स चान्यमुनिभिः सह भूमिपाल ! प्रीतो ननाम च हरिं सकलार्थसिद्धिम् ॥४९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे प्रबोधन्युत्सवे श्रीनारायणवासुदेवानन्द-संवादे श्रीकृष्णमन्त्रजपविधिनिरूपणनामा त्रिंशोऽध्यायः ॥३०॥

---

કરે. આપત્તિને પામેલો પુરૂષ તો માનસ સ્નાન કરીને જપ કરે ॥૪૫॥ માનસ જપમાં તો સ્નાનાદિ નિયમ છેજ નહિ તથા માળા વિના ભગવાનના નામકીર્તનમા સ્નાનાદિ નિયમ ક્યારેય છેજ નહિ ॥૪૬॥ જપમાળાને અપવિત્ર હાથથી નજ સ્પર્શ કરે. તેમ ભૂમિઉપર પણ ક્યારેય પણ નજ નાંખી દે. તેમ નારીને સ્પર્શ નજ કરાવે. જપ કરી રહ્યા પછી પોતેજ ખુંટી આદિક ઉપર મુકી દે ॥૪૭॥ આ પ્રકારે પ્રતિદિન ભક્તિથી ભગવાનના નામમત્રને સંખ્યાના નિયમથી જેઓ ઉદ્ધવસપ્રદાયમાં રહીને જપે છે તે મનુષ્યો કમળાકાત પરમાત્મા કૃષ્ણના નિર્મળ ગોલોક નામના પરમ ધામને પામેછે ॥૪૮॥ સુવ્રતઋષિ કહેછે—હે ભૂમિપાળ! આ પ્રકારે પુરાતન ભગવાન્ નારાયણ મહામુનિએ કહેલો શ્રીકૃષ્ણમંત્ર જપવિધિ સાંભળીને વાસુદેવાનદવર્ણી સભામાં બેઠેલા બીજા બધા મુનિજનો તથા હરિજનો સાથે બહુ પ્રસન્ન થયા અને પ્રસન્ન થએલા તેમણે સમગ્ર પુરૂષાર્થની સિદ્ધિને આપનારા તે ભગવાન્ શ્રીહરિને દંડવત પ્રણામ કર્યા ॥૪૯॥ ઇતિ શ્રીસત્સંગિજીવને.. તૃતીયપ્રકરણે પ્રબોધન્યુત્સવે શ્રીનારાયણવાસુદેવાનંદસંવાદે શ્રીકૃષ્ણમંત્રજપવિધિનિરૂપણનામા ત્રિંશોઽધ્યાયઃ ॥૩૦॥

सुव्रत उवाच—अथो दशम्यां तरणौ गतेऽस्तं विधाय सान्ध्यं स विधिं विधिज्ञ. । महासभायामुपविष्ट उच्चे पीठे प्रसन्नास्य उवाच भक्तान् ॥१॥ श्रीनारायणमुनिरुवाच—शृण्वन्तु मुनय. सर्वे गृहिणश्च स्त्रियोऽखिला. । हितं वदामि सर्वेषां गुरुत्वादहमादरात् ॥२॥

## [1]અધ્યાય ૩૧ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! ત્યાર પછી કાર્તિક શુકલ દશમી તિથિએ સૂર્ય અસ્ત પામતા વિધિજ્ઞ ભગવાન્ સાયસધ્યામા કરવાના વિધિને યથાવિધિ કરીને, સર્વ ભક્તોને આનદ આપવા મહાસભાના મધ્યમા રહેલા ઉંચા સિંહાસનમા વિરાજમાન થઇને, પ્રસન્ન મુખકમળથી સર્વે ભક્તો પ્રત્યે બોલ્યા ॥૧॥ શ્રીનારાયણમુનિ કહેછે—હે ભક્તો ! તમો સર્વે સાભળ્યો, કહીશ એવો હિતોપદેશ સર્વે કોઇને સમાન છે, કેમકે એમા સર્વને અધિકાર છે, તો જે મુનિઓ જે ગૃહસ્થો જે સ્ત્રિયો છે તે તમો સર્વે સાભળો સાવધતાથી સાભળો, કેમકે આ તમારા સર્વેનુ હિત કહુ છુ જે ગુરૂઓ હોઇને સમયે હિતનો ઉપદેશ ન આપે તો દોષનુ સ્થાન થાય છે, કેમકે ધર્મનું અનુશાસન કરવુ એ ગુરૂઓનો ધર્મ છે, તેનુ ઉલ્લઘન કરે તો દોષથી કેમ ન લેપાય ? લેપાયજ, માટે તમારા તમામનુ હું હિત કહું છુ તેને એકાગ્ર મન રાખી સાભળો અથવા-નિર્લેપ, આપ્તકામ અને આત્મકામો તત્વાર્થનો ઉપદેશ કરે કે ન કરે તેથી તેમને કશો અર્થ નથી તો પ્રાકૃત પુરૂષોની પેઠે અમો દોષથી લેપાતા નથી કિંતુ પરપીડાને નહિ સહન કરવાના સ્વભાવવાળા અને પરપીડાની નિવૃત્તિમાંજ એક પ્રવર્તેલા અમારે હિતોપદેશ સ્વયપ્રયોજનપણે( સ્વાર્થ સીવાય ) કરવો જોઇએ, કારણ કે ગુરૂઓ દયાપ્રધાન હોય છે, તો આદરપૂર્વક હું કહું છુ, હિતશ્રવણમા જે આદર તમારો છે તેથી તમારા હિતના કથનમા અમારો અધિક આદર અનુવર્તે

[1] આ અધ્યાયમા ભગવાને ભક્તોને ઉદ્દેશીને એકાદશીનો મતમહિમા સર્વાધિક કહ્યો છે

प्रबोधन्यभिधा ख्योऽस्ति तिथिरेकादशी जनाः!। व्रतं तस्याः प्रकर्तव्यं सर्वैरेव मदाश्रितैः ॥३॥ अस्माकमिष्टदेवो हि श्रीकृष्णः पुरुषोत्तमः। व्रतं तस्यैतदस्तीति सर्वैः कार्यं प्रयत्नतः ॥ ४ ॥ न करोति हि यो मूढ एकादश्यामुपोषणम्। स नरो नरकं याति रौरवं तमसावृतम् ॥५॥ यानि कानि च पापानि ब्रह्महत्यासमानि च। अन्नमाश्रित्य तिष्ठन्ति संप्राप्ते हरिवासरे ॥ ६ ॥ तानि पापान्यवाप्नोति यो भुङ्क्ते हरिवासरे। मातृहा पितृहा चैव गुरुहा च स उच्यते ॥७॥ एकादश्यां तु यो भुङ्क्ते पक्षयोरुभयोरपि। प्रतिग्रासं स वै भुङ्क्ते मलं पृथ्वीसमुद्भवम् ॥८॥ निष्कृतिर्ब्रह्महत्यायाः शास्त्रे प्रोक्ता मनीषिभिः। एकादश्यन्नकामस्य निष्कृतिः क्वापि नोदिता ॥९॥ इह पानेन मद्यस्य पातैव नरकं व्रजेत्। एका-

છે ॥૨॥ હે જનાઃ ! આવતી કાલે પ્રબોધની નામની એકાદશી તિથિ છે, તેનુ વ્રત અમારા આશ્રિત સર્વે કોઇએ વિશેષપણે કરવું ॥૩॥ વળી આ એકાદશીવ્રત વ્રતાન્તરની અપેક્ષાએ અધિક છે, કેમકે આ વ્રત ભગવાન પુરૂષોત્તમ શ્રીકૃષ્ણનું છે, તેનાથી તેમની પ્રસન્નતા થાય છે. એ શ્રીકૃષ્ણ આપણા ઇષ્ટદેવ છે, માટે સર્વ મદાશ્રિતોએ આ વ્રત પ્રયત્નથી કરવું ॥૪॥ જે નર એકાદશી દિવસે ઉપવાસને ન કરે તે મૂઢ ગાઢ અંધકારથી વ્યાપ્ત એવા રૌરવ નરકને પામે છે ॥૫॥ બ્રહ્મહત્યાને સમાન જે કોઈ પાપો છે તે સર્વે હરિદિવસ આવતા અન્નનો આશ્રય કરીને રહે છે. માટે તે દિવસે જે અન્નને જમે છે તે જન તે પાપોને પામે છે અને એકાદશી દિવસે અન્નને ખાનારો તે જન માતૃહત્યા પિતૃહત્યા ગુરૂહત્યાદિ મહાપાપનો ભાગી થાય છે ॥૬-૭॥ જે શુક્લ કે કૃષ્ણ બન્ને પક્ષની પણ એકાદશી તિથિએ અન્નને ખાય છે તે પુરૂષ પ્રત્યેક કોળીએ પૃથ્વીથકી ઉત્પન્ન થતા કોઈ પણ મળને ખાય છે ( મળભક્ષણ સદૃશ દોષભાગી થાય છે ) ॥૮॥ બ્રહ્મહત્યાનું પણ શાસ્ત્રમા મન્વાદિ મહર્ષિઓએ પ્રાયશ્ચિત્ત કહ્યુ છે એકાદશી દિવસે અન્ન ભક્ષણનું તો કોઇપણ ધર્મગ્રંથમા પ્રાયશ્ચિત્ત કહ્યુંજ નથી, કે જેથી તે શુદ્ધ થાય ॥૯॥ લોકમા મદ્યપાન કરનારો નર પોતે એકલોજ નરકને

दश्यन्नकामस्तु पितृभिः सह मज्जति ॥१०॥ वैष्णवः पुरुषः स्त्री च कुर्यादेकादशीव्रतम् । यथा शुक्ला तथा कृष्णा विशेषो नात्र विद्यते ॥११॥ अष्टवर्षाधिको मर्त्यो ह्यशीतिन्यूनवत्सरः। एकादशी मुपवसेत् पक्षयोरुभयोरपि ॥१२॥ ब्रह्मचारी गृहस्थश्च वानप्रस्थश्च भिक्षुकः । एकादशीव्रतं कार्यं तैश्च स्त्रीभिश्च सर्वशः ॥ १३ ॥ विधवा या भवेन्नारी भुञ्जीतैकादशीदिने । तस्यास्तु सुकृतं नश्ये-द्ब्रह्महत्या दिने दिने ॥१४॥ सम्प्राप्य वासरं विष्णोर्यो नरः संयतेन्द्रियः । उपवासपरो भूत्वा पूजयेन्मधुसूदनम् ॥१५॥ तत्कथा-श्रुतिकीर्तिभ्यां रात्रौ कुर्याच्च जागरम् । स शोधयति पापानि शरदम्बुमलं यथा ॥१६॥ एकादशीसमुत्थेन वह्निना पातकेन्ध-

પામે એકાદશી દિવસે અન્નભક્ષણ કરનારો તો પોતાના પિતાપ્રમુખ પૂર્વજો સાથે નરકમાં પડેછે ॥૧૦॥ વૈષ્ણવ પુરૂષ કે સ્ત્રી તે આ એકાદશી વ્રતને કરે. જેવી શુકલપક્ષની એકાદશી છે એવી કૃષ્ણપક્ષની છે, એ બેમા ન્યૂનાધિક ભાવ નથી. એકાદશીમાત્ર તો વ્રતને યોગ્ય છે ॥૧૧॥ જે બાલક આઠ વર્ષેથી અધિક વયનો ન હોય અને જે વૃદ્ધ એંશીવર્ષથી ન્યૂન વયનો ન હોય તેવા બાળ વૃદ્ધ વિના બીજા બધાએ આ ઉપોષણ વ્રત કરવું ॥૧૨॥ આ વ્રત સર્વ આશ્રમને સાધારણ છે, નૈષ્ઠિક બ્રહ્મચારી તથા સંન્યાસી વાનપ્રસ્થ અને ગૃહસ્થ આ સર્વેએ આ એકાદશીવ્રત કરવું તથા સધવા કે વિધવા સર્વ કોઈ સ્ત્રિયોએ આ વ્રત કરવું ॥૧૩॥ જે વિધવા નારી એકાદશી દિવસે અન્ન જમે તેનું તો સુકૃત નાશ પામે અને દિન દિને બ્રહ્મહત્યા પાપને પામે ( આમ કહેવાથી આ વ્રત ન કરે તો વિધવાને વિશેષ પાપ છે એમ કહેલું જાણવું ) ॥૧૪॥ જે નર એકાદશીને દિવસે ઉપવાસ કરીને, જીતેન્દ્રિય થઇને શ્રીકૃષ્ણનું પૂજન કરે અને તેમની કથાના શ્રવણ કીર્તને કરીને રાત્રિએ જાગરણ કરે તે નર શરદ્કાળમા નિર્મળ જળજ જેમ એમ પાપમળને શુદ્ધ કરે છે ( પોતે નિર્મળ થઇને પોતાના આશ્રિત જનના મળને પણ ટાળી નાખે છે ) ॥૧૫-૧૬॥ યથાવિધિ કરેલા એકાદશીવ્રતથી ઉદ્ભવેલા અગ્નિથી પ્રાચીન

नम् । भस्मतां याति सकलमपि जन्मशतोद्भवम् ॥१७॥ नेदृशं पावनं किञ्चिन्नराणामिह विद्यते । यादृशं पद्मनाभस्य दिनं पातकहानिदम् ॥१८॥ तावत् पापानि देहेऽस्मिंस्तिष्ठन्ति हि महान्त्यपि । यावन्नोपोष्यते मर्त्यैः पद्मनाभदिनं शुभम् ॥१९॥ कुरुक्षेत्रे तु यत्पुण्यं ग्रहणे चन्द्रसूर्ययोः । गोदानेन भवेत्तत्स्यादेकादश्यामुपोषणात् ॥२०॥ तपस्विनो गृहे नित्यं लक्षं यस्य च भुञ्जते । षष्टिवर्षसहस्राणि तस्य पुण्यं तु यद्भवेत् ॥२१॥ एकादशीव्रतेनैव तत्पुण्यं प्राप्नुयान्नरः । स्वधर्मदृढनिष्ठश्च वासुदेवपरायणः ॥२२॥ अश्वमेधसहस्राणि राजसूयशतानि च । एकादश्युपवासस्य कलां नार्हन्ति षोडशीम् ॥२३॥ एकादशेन्द्रियैः पापं यत्कृतं पूर्वजन्मसु । एकादश्युपवासेन तत्सर्वं विलयं व्रजेत् ॥२४॥ एकादश्या समं

અનેક જન્મના સમચ પાપરૂપ કાષ્ઠ ભસ્મપણાને પામે છે ॥૧૭॥ લોકમા જેવુ એકાદશીવ્રત ઉપવાસ જાગરણ ભગવદ્ભજનાદિકવડે સેવન કર્યું થકું પાપને નાશ કરે છે તેવુ કોઈ પણ વ્રતાદિક નરોને પાવન કરનારૂ નથી ॥૧૮॥ જ્યાસુધી મનુષ્યોએ ઉપવાસ નામનું શુભ એકાદશીવ્રત કર્યું નથી ત્યાંસુધી મોટા એવાં પણ પાપો દેહમા રહેછે (આ દેહીને ત્યાગ કરતા નથી) આ વ્રતનુ અનુષ્ઠાન કરતા તો મોટાં એવા પણ પાપો પ્રણાશ પામી જાય છે ॥૧૯॥ કુરૂક્ષેત્ર (દેશવિશેષ)મા ચંદ્ર કે સૂર્યના ગ્રહણમા (કાળ વિશેષમાં) કરેલા ગોદાનથી (દેયવિશેષના દાનથી) જે પુણ્ય થાય તે પુણ્ય એકાદશીના ઉપવાસથી થાય (આ ઉપરથી આ વ્રતનુ અધિક પુણ્યમા હેતુપણુ કહેલુ જાણવું) ॥૨૦॥ એનોજ પ્રપચ કરી કહે છે– સાઠ હજાર વર્ષપર્યંત પ્રતિદિન લાખ તપસ્વિ ભક્ત બ્રાહ્મણોને જમાડનારા જનને જે પુણ્ય થાય તે પુણ્ય દૃઢ ધર્મ ભક્તિએ સહિત એકાદશી વ્રતનું અનુષ્ઠાન કરનારાને થાય ॥૨૧-૨૨॥ એકાદશી ઉપવાસનું જે સુકૃત થાય તેના સોળમા ભાગને પણ હજાર અશ્વમેધ અને સો રાજસૂય યજ્ઞનું સુકૃત સમાન થતું નથી ॥૨૩॥ પ્રાચીન અનેક જન્મમા નેત્ર શ્રોત્રાદિ સર્વે ઇન્દ્રિયોથી જે પાપ કર્યું છે તે સર્વ એકાદશીના ઉપવા

किञ्चित्पापत्राणं न विद्यते । व्याजेनापि कृता या तु न दर्शयति भास्करिम् ॥२५॥ स्वर्गमोक्षप्रदा ह्येषा शरीरारोग्यदायिनी । सुकलत्रप्रदा ह्येषा राज्यपुत्रप्रदायिनी ॥२६॥ न गङ्गा न गया वापि न काशी न च पुष्करम् । न चापि कौरवं क्षेत्रं न रेवा न च देविका ॥२७॥ यमुना चन्द्रभागा च तुल्या नैवानया यतः । अनायासेन व्रतिभिः प्राप्यतेऽस्याः परं पदम् ॥२८॥ रात्रौ जागरणोपेतं समुपोष्य हरेर्दिनम् । सर्वपापविनिर्मुक्तो विष्णुलोकं व्रजेन्नरः ॥२९॥ दशैव मातृके पक्षे तथैव दश पैतृके । प्रियाया दश चात्मानं पुरुषानुद्धरेत्स च ॥३०॥ कल्पद्रुचिन्तामणिवन्नृणां वाञ्छितपूरणी । भवत्येकादशी तस्मात्तद्व्रतात्पूर्णकामता ॥३१॥ एकादशीं प्रपन्ना

સથી વિનાશ થાય છે ॥૨૪॥ આ એકાદશીવ્રતને સમાન પાવન બીજું કોઈ પણ વ્રતાદિ નથી કોઈ મિષથી પણ કરેલું જે આ ઉપોષણ વ્રત યમદર્શન થકી નિવૃત્તિ કરેછે, જેનો ઉપવાસ કરનારાને કદાપિ યમરાજનું દર્શન કરવાનું રહે નહિ, અર્થાત્ એનો નરકપાત ન થાય ॥૨૫॥ આ વ્રતના અનુષ્ઠાનથી ઐહિક-કલત્ર પુત્ર ક્ષેત્ર આયુષ્ આરોગ્ય રાજ્ય આદિક, પારલૌકિક-સ્વર્ગાદિ અને નિઃશ્રેયસ જે અનવધિક સુખસ્વરૂપ છે તે સિદ્ધ થાય છે. અર્થાત્ જે જન જેને ઇચ્છે તે તેને આ વ્રતથી પામે છે ॥૨૬॥ આ એકાદશીને તુલ્ય ગંગાજી નથી, ગયાંજી પણ નથી, કાશીપુરી નથી, પુષ્કર સરોવર નથી, કુરુક્ષેત્ર પણ નથી, નર્મદા તથા દેવિકા નદી નથી, યમુના નદી તથા ચંદ્રભાગા નદી નથી, કેમકે આ એકાદશીના વ્રતથી જનો અનાયાસથીજ અપુનરાવૃત્તિ પરંપદ (ભગવદ્ધામ) ને પામે છે ॥૨૭-૨૮॥ જે જન હરિદિને ઉપવાસ કરીને રાત્રિએ જાગરણ ભગવદ્ભજનપૂર્વક કરે તે સર્વ પાપમાંથી વિનિર્મુક્ત થઇને વિષ્ણુલોકને પામે ॥૨૯॥ માતાના કુળમાં દશ, પિતાના કુળમાં દશ, પત્નીના કુળમાં દશ, અને પોતે, એમ એકત્રિશ પુરુષોને આ વ્રતમાં નિષ્ઠાવાળો નર સંસારથકી ઉદ્ધાર કરેછે ॥૩૦॥ તે આ એકાદશી કલ્પવૃક્ષ ચિંતામણી આદિકની પેઠે પોતાનું વ્રત કરનારા જનોના સમગ્ર વાંછિ-

ये नरास्ते हि वरोत्तमाः। छिद्रन्ध्रवाहयो भूत्वा नागारिकृतवाहनाः ॥३२॥ स्रग्विणः पीतवस्त्राश्च प्रयान्ति हरिमन्दिरम्। प्राप्नुवन्ति पुनर्नैव संसृतिं च कदाचन ॥३३॥ एष प्रभावो हि मया ह्येकादश्याः प्रकीर्तितः। पापेन्धनस्य सर्वस्य पावकाख्यो महीतले॥३४॥ माहात्म्यमेकादशिकाव्रतस्य शुष्कार्द्रपापक्षयकारि भक्ताः !। प्रोक्तं मयैतद्धृदयेऽवधार्य तत्कार्यमेव स्वहिताय सर्वैः ॥३५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे प्रबोधन्युत्सवे एकादशीव्रतमाहात्म्यनिरूपणनामैकत्रिंशोऽध्यायः ॥३१॥

सुव्रत उवाच—एकादश्यास्तु माहात्म्यमित्थं भगवतोदितम्। श्रुत्वाह्यपजनाः सर्वे धर्मनिष्ठास्तु निर्भरम् ॥१॥ तेषु ये प्रश्नि-

तને પૂરણ કરનારી છે, માટે તેના વ્રતાચરણથી પૂર્ણકામતા થાય ॥૩૧॥ જે નરો એકાદશીવ્રતને ભગવદ્ભક્તિપૂર્વક કરે છે તે નરો ઉત્તમોત્તમ થઈ, ચતુર્ભુજરૂપે થઈ, ગરૂડ ઉપર બેસીને, વનમાળા ધારીને પિતાંબરધારી થઈને, ભગવાનના ધામને પામે છે. અર્થાત્ ભગવાનનું જે સાલોક્ય સારૂપ્ય તે રૂપ મોક્ષને પામે છે. તેઓ ફરીને સંસારને ક્યારેય નથીજ પામતા ॥૩૨–૩૩॥ ભૂતળમાં સર્વ પાપરૂપ કાષ્ઠનો અગ્નિરૂપ ( દાહક ) આ એકાદશીનો પ્રસિદ્ધ પ્રભાવ મેં તમોને કહી સંભળાવ્યો ॥૩૪॥ હે ભક્તા ! જે આ જ્ઞાત અજ્ઞાત પાપને પ્રણાશ કરનારૂં એકાદશીવ્રત મેં કહ્યું તેને હૃદયમા ધારીને તમો સર્વેએ કરવુંજ, કેમકે આ તમારૂં હિત છે ॥૩૫॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...તૃતીયપ્રકરણે પ્રબોધન્યુત્સવે એકાદશીવ્રતમાહાત્મ્યનિરૂપણનામૈકત્રિંશોઽધ્યાયઃ ॥૩૧॥

## [1]અધ્યાય ૩૨ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! પૂર્વોક્ત પ્રકારે ભગવાને કહેલું એકાદશીનું માહાત્મ્ય સાંભળીને સર્વકોઈ ધર્મમાં નિષ્ઠાવાળા જનો બહુ હર્ષને

[1] આ અધ્યાયમા ભગવાને એકાદશીવ્રતના સર્વાધિકપણામાં કહેલા હેતુ નિરૂપણનો અનુવાદ કર્યો છે

पुष्टा जनास्तेऽथ प्रणम्य तम् । पप्रच्छु स्वामिनं भक्त्या बद्धाञ्जलिपुटा नृप ! ॥२॥ जना ऊचुः—तिथिरेकादशी स्वामिंस्त्वया सर्वव्रताधिका । प्रोक्ता महाफला चात्र हेतुं नो वक्तुमर्हसि ॥३॥ सुव्रत उवाच—इति पृष्टो निजैर्भक्तैर्भक्तवत्सल ईशिता । तन्माहात्म्याधिक्यहेतुं वक्तुं समुपचक्रमे ॥४॥ श्रीनारायणमुनिरुवाच—माहात्म्यस्याधिकत्वं तु विष्णो सम्बन्धतो नृणाम् । सर्वेषां जायते नूनमिति जानीत सुव्रता ! ॥५॥ साक्षाच्छ्रीवासुदेवस्य देहजत्वात्तथा वरात् । माहात्म्यमीदृश तस्या यथा जातं तथा ब्रुवे ॥६॥ आसीत्पुरा कृतयुगे नाडीजङ्घाभिधोऽसुर । तस्य पुत्रो मुरो नाम्ना बभूवातिबलोद्धत ॥७॥ ब्रह्माणं तपसाराध्य दुष्करेण स दैत्यराट् । देवै सर्वैरवध्यत्व

---

પામ્યા ॥૧॥ હે નૃપ ! તેમા જે કોઈ જનો જીજ્ઞાસુ હોઇને પ્રશ્ન પુછવામા પ્રવીણ હતા તેઓ સ્વામી શ્રીહરિને પ્રેમથી પ્રણામ કરીને બે હાથ જોડીને પુછવા લાગ્યા ॥૨॥ હરિજનો પુછેછે—હે સ્વામિન્ ! આપે એકાદશી તિથિ સર્વે વ્રતોથકી અધિક અને મહાફળને આપનારી કહી, એના આવા મહિમામાં કારણ શુ ? ( તિથિઓ મધ્યે એનો શો વિશેષ છે ? અને એનો આટલો બધો મહિમા શાથી ? ) તે તમો અમોને કહેવાને યોગ્ય છો ॥૩॥ સુવ્રત ઋષિ કહેછે—હે રાજન્ ! એરીતે નિજભક્તોએ પુછેલા ભક્ત વત્સળ ભગવાને એકાદશીના મહિમાના અધિકપણામા કારણ કહેવાનો ઉપક્રમ કર્યો ॥૪॥ શ્રીનારાયણમુનિ કહેછે—હે સુવ્રતા ! સર્વેકોઈનરોને વિષ્ણુના સબન્ધથીજ અધિક માહાત્મ્ય થાયછે, એમ તો તમો સર્વે નિશ્ચ યથી જાણો ॥૫॥ એકતો સાક્ષાત્ ભગવાન વાસુદેવના દિવ્ય દેહથકી ઉત્પત્તિ થઈ છે અને બીજુ તેમના થકી વર મળ્યો છે માટે એકાદશીનો આવો મહિમા થયો છે, તે તમોને હુ સક્ષેપમા કહુંછુ ॥૬॥ પૂર્વે સત્ય યુગમા નાડીજંઘ નામનો કોઈ એક અસુર હતો, તેનો પુત્ર મુરનામે મહા બળસંપન્ન ઉદ્ધત હતો ॥૭॥ આ દૈત્યરાજ મુર દુષ્કર તપે કરીને બ્રહ્માનુ આરાધન કરીને, તેમના થકી સર્વ દેવોએ નહિ વધ થવારૂપ ઇચ્છિત વરને

वरं लेभे निजेप्सितम् ॥८॥ ततो मदोद्धतः सर्वान्स जित्वा दिक्पतीन् द्रुतम् । चक्रे स्वतेजसैवान्यानिन्द्रादीनेकराट् स्वयम् ॥९॥ ततः सुरगणाः सर्वे स्थानभ्रष्टा हतौजसः । भीता दैत्यपतेश्चेरुः कामरूपा महीतले ॥१०॥ कालेन कियता तेऽथ दुःखितास्त्रिदिवौकसः । ब्रह्माणं शरणं गत्वा स्वीयं दुःखं न्यवेदयन् ॥११॥ अकल्पस्तत्प्रतीकारे सोऽपि तैः शङ्करेण च । साकं जगाम क्षीरोदं श्वेतद्वीपोऽस्ति यत्र तु ॥१२॥ तीरे पयोनिधेस्तस्य समाहितधियः सुराः । उपतस्थू रमाकान्तं निराहारा जितेन्द्रियाः ॥१३॥ एकपादस्थिताः सर्वे ह्यूर्ध्वलोचनबाहवः । चक्रुस्तीव्रं तपोऽव्यग्रास्तत्प्रसादमभीप्सवः ॥१४॥ तेषामत्युग्रतपसा सन्तुष्टः कमलापतिः ।

પામ્યો હતો ॥૮॥ તેપછી પ્રકૃતિથીજ ઉદ્ધત આ સુરદાનવ વરલાભથી અત્યંત ઉદ્ધત થઇને ઇન્દ્રાદિ દિગ્પાળોને જલદી જીતીને, સ્વયં એકાધિપતિ થઇને પોતાના સામર્થ્યથીજ તેમના તેમના સ્થાનમાં (ઐન્દ્રાદિ પદમાં) પોતાની જાતિના બીજા દિક્પાળોની તેણે યોજના કરી ॥૯॥ તે સમયે સ્થાનભ્રષ્ટ થતાં નિસ્તેજ થએલા સર્વે દેવો દૈત્યપતિ સુરથકી ભય પામીને કામરૂપ (યથેષ્ટ પ્રચ્છન્નરૂપ ધારીને) થઇને ભૂતળમાં અહીં તહીં વિચરવા લાગ્યા ॥૧૦॥ તેપછી તે ઇન્દ્રાદિ દેવો કેટલેક કાળે દુઃસહ દુઃખને પામતાં તેના નિવારણનો ઉપાય નહિ પામીને, બ્રહ્માના શરણને પામીને તેમણે પોતાનું દુઃખ તેમને નિવેદન કર્યું ॥૧૧॥ તેમના દુઃખનિવારણમાં અસમર્થ બ્રહ્માપણ પોતાના વરદાનથી પ્રાપ્ત થએલા બળના મદે કરીને ઉદ્ધત તે મૂઢ અસુરના નિગ્રહમાં અશક્ત હોઇને શ્રીનારાયણને પ્રસન્ન કરવા શંકરને સાથે લઇને તે ઇન્દ્રાદિકોની સાથે ક્ષીરસાગરના પ્રતિ ગયા, જેમાં શ્વેતદ્વીપ રહ્યોછે ॥૧૨॥ તે ક્ષીરસાગરના ઉત્તર તીરમાં બ્રહ્માદિ દેવો સાવધાન મનવાળા થઈ, નિરાહાર જીતેન્દ્રિય થઈ, રમાપતિનું આરાધન કરવા લાગ્યા ॥૧૩॥ તે ભગવાનના પ્રસાદની આકાંક્ષાથી એક પગે ઉભા રહી, ઊર્ધ્વ દૃષ્ટિ અને ઊર્ધ્વ બાહુ રાખીને ભવબ્રહ્માદિ સર્વે દેવો અવ્યગ્રપણે તીવ્ર તપ કરવા લાગ્યા ॥૧૪॥ તેમના અતિઉગ્ર તપથી પ્રસન્ન થએલા ભગવાન્

प्रादुर्बभूव वैकुण्ठात्तेषामग्रे महाद्युतिः ॥१५॥ तपस्यन्तः सुरास्तेऽथ महान्तं ददृशुस्तदा । अयुतार्कप्रतीकाशं तेजःपुञ्जमतर्कितम् ॥१६॥ तत्र श्रीवासुदेवं ते साक्षाद्विष्णुं जगत्पतिम् । ददृशू रमया सार्कं सेवितं पार्षदोत्तमैः ॥१७॥ चतुर्भुजं गदापद्मशङ्खचक्रविभूषितम् । इन्द्रनीलमणिश्यामं पद्माक्षं सुस्मिताननम् ॥१८॥ ततस्ते परया भक्त्या नत्वा स्तुत्वा प्रसाद्य च । सर्वं निवेदयामासुः कर्म दैत्यपतेस्तु तत् ॥१९॥ दृष्ट्वा देवगणान् क्लिष्टान्भगवान्करुणानिधिः । प्रदाय तेभ्यो ह्यभयं दैत्यं हन्तुं मनोऽकरोत् ॥२०॥ देवैः सहैव तस्याथ गत्वा चन्द्रवतीं पुरीम् । पाञ्चजन्यं हरिर्दध्मौ तेन त्रेसुः सुरारयः ॥२१॥ अमृष्यमाणस्तं नाद मुरः स युयुधे सुरैः ।

શ્રીપતિ બહુ પ્રકાશયુક્ત થઈને વૈકુંઠ લોકથકી તેમની આગળ પ્રાદુર્ભાવ પામ્યા ॥૧૫॥ તપ કરતા તે સર્વે સુરોએ તે સમયે અતર્કિત આવિર્ભાવ પામેલા, એક સાથે ઉદય પામેલા દશ સહસ્ર સૂર્યને સદૃશ કોઈપણ મહાતેજ:પુંજ જોયો ॥૧૬॥ તેના મધ્યમા નંદ સુનંદાદિ પ્રવરપાર્ષદોએ રાજોપચારથી પરિચર્યા કરાતા, લક્ષ્મીએ સમલંકૃત, શંખ ચક્ર ગદા પદ્મ આદિક દિવ્ય આયુધોને ધારી રહેલા, ચતુર્ભુજ, ઈન્દ્રનીલમણિ સરખા શ્યામ, કમળદળ સરખાં સુંદર લોચનવાળા, મંદહાસે સહિત મુખકમળવાળા, સમસ્ત જગતના અધીશ્વર સાક્ષાત્ શ્રીવાસુદેવ વિષ્ણુને જોયા ॥૧૭-૧૮॥ તેપછી તે શ્રીવાસુદેવને પરાભક્તિથી પ્રણામ કરી સ્તુતિ કરી પ્રસન્ન કરીને, દૈત્યપતિ મુરથકી આવેલો સર્વ ભય યથાસ્થિત નિવેદન કર્યો ॥૧૯॥ તેપછી મહાક્લેશને પામેલા દેવગણોને દેખીને ભગવાન કરુણાનિધિ હોવાથી તેઓને અભય આપીને, તે દૈત્યને હણવાનો સંકલ્પ કરીને, દેવોની સાથે ચંદ્રાવતી નામની તે અસુરની પુરીને પામીને પાંચજન્ય નામનો પોતાનો મહાશંખ વગાડ્યો. તે પાંચજન્યનાદથી સર્વ અસુરો ત્રાસ પામી ગયા ॥૨૦-૨૧॥ તે મુરદાનવ તે શંખનાદને નહિ સહન કરીને, પુરી થકી એકદમ બહાર આવીને, સુરો સાથે સંગ્રામ કરવા લાગ્યો તે સમયે તે મુરદૈત્યે કરેલા અસ્ત્રશસ્ત્રના પ્રહારને સહન કરવા અસમર્થ

अशक्तास्तत्प्रहारं ते सोढुं दश दिशो ययुः ॥२२॥ भगवानपि चक्रेण युद्धं कुर्वन् स दारुणम् । हन्तुं शशाक न मुरं सहस्रं वत्सरा ययुः ॥२३॥ ततः श्रान्तो हरिः प्रायात्स्वकीयं बदरीवनम् । गुहां सिंहवतीं तत्र प्राप्य शिश्ये भयादिव ॥२४॥ इन्द्रियाणि दशैकं च स्वस्वरूपोन्मुखानि सः । विधाय स्वीचकाराशु योगनिद्रां क्षणं प्रभुः ॥२५॥ योजनानि द्वादशैव विस्तीर्णामेकनिर्गमाम् । तां गुहां पृष्ठलग्नोऽसौ मुरश्चाप्याययौ द्रुतम् ॥२६॥ तमागतं हरिर्दृष्ट्वा दुर्जयं दैत्यमुद्धतम् । चुक्रोध तस्मै विज्ञाय वरेणाद्यवध्यतां विधेः ॥२७॥ एकादशेन्द्रियभवात्तदानीं तस्य तेजसः । दिव्य-

એવા દેવો દશ દિશામાં પલાયન કરી ગયા ॥૨૨॥ ચક્રાયુદ્ધ ભગવાનપણ તેની સાથે દારૂણ યુદ્ધ કરતા થકા તેને હણવામાટે જાણે સમર્થ ન હોય એમ થયા. એરીતે સહસ્ર સંવત્સર વીતિ ગયાં. ( બ્રહ્માએ આપેલા વરદાનનું આ અનુપાલન જાણવું ) ॥૨૩॥ તેપછી પરિશ્રમને પામ્યા હોય ને શું? એમ ભગવાન્ પોતાના બદરીવનને પામીને, તેમાં રહેલી સિંહવતી નામની ગુહામાં પ્રવેશ કરીને, તેના ભય થકીજ શું? એમ સ્વયં સુઈ ગયા ॥૨૪॥ સુઈ ગએલા ભગવાન્ શ્રીવાસુદેવે દશ ઇન્દ્રિયો અને મન એમ એકાદશ ગણુને સ્વસ્વરૂપને સન્મુખ કરીને ( બહિર્વૃત્તિએ રહિત અંતર્મુખવૃત્તિ કરીને ) જલદી ક્ષણકાળ યોગનિદ્રા અંગીકાર કરી ( આ યોગનિદ્રા દેવસંરક્ષણમાં અને દૈત્ય સંહરણમાં ઉપયોગી સંકલ્પવિશેષરૂપ સમજવી ) ॥૨૫॥ તે સુરદાનવતો વાસુદેવની પાછળ દોડતો દોડતો બાર યોજન ( અડતાળીશ ગઉ ) વિસ્તારવાળી અને એકજ નિકળવાના દ્વારવાળી ( જે ગુહાદ્વારથી પ્રવેશ કરાય તેજ દ્વારથી બહાર નિકળી શકાય પણ બીજા દ્વારથી નહિ ) તે ગુહામાં એકદમ પ્રવિષ્ટ થયો ॥૨૬॥ યોગનિદ્રામાં રહેલા શ્રીવાસુદેવ તે આવેલા દૈત્યને અતિઉદ્ધત દેખીને, 'આને બ્રહ્માનો વર મળ્યો છે માટે દેવોએ વધ થાય એવો નથી' એમ નિશ્ચય કરીને, ઉપાયાંતરથી તેને હણવામાટે તેની ઉપર મહાક્રોપને પામ્યા ॥૨૭॥ તે સમયે ક્રોપવેગથી સમુત્તેજીત થયો છે શક્ત્યતિશય જેમાં અને વાસુદેવે અધિષ્ઠાન કરેલી એવી એ-

प्रहरणैका स्त्री बभूवातितपस्विनी ॥२८॥ रूपसौभाग्यसम्पन्नां दृष्ट्वा तां स तु दानवः । मुग्धे ! मां वरयस्वेति प्रार्थयामास सादरम् ॥२९॥ तं कामविह्वलं देवी प्राह सा दैत्य ! मां युधि । जित्वा गृहाण यस्मान्मे व्रतं जेता भवेत्पतिः ॥३०॥ ततस्तया स युयुधे शस्त्रैरस्त्रैश्च दानवः । क्रुद्धा चिच्छेद सा तस्य शिरः खड्गेन दुर्मतेः ॥३१॥ ततः प्रसन्नो भगवान्देवताश्चातिहर्षिताः । प्रशशंसुः पूजयन्तः पप्रच्छुश्चासि केति ताम् ॥३२॥ देव्युवाच—अहमेकादशी स्वामिन् ! शक्तिरस्मि तव प्रभो ! । त्वत्तेजसः समुद्भूता तपोरूपात्तपस्विनी ॥३३॥ ब्रह्माण्डे यानि पापानि लघूनि

કાદશ ઇન્દ્રિયોથકી કોઇપણ દુર્વિષહ્ય વેગવાળો તેજોરાશિ એકદમ ઉદય પામ્યો તે તેજથકી દિવ્ય આયુધો ધારી રહેલી કોઇપણ અતિતપસ્વિની એક સ્ત્રી પ્રકટ થઈ આવી ॥૨૮॥ તે સમયે તે મુરદૈત્ય તે સ્ત્રીને રૂપ સૌભાગ્યે સંપન્ન જાણીને, કામવ્યાકુળ થઈ એમ આદરથી પ્રાર્થના કરવા લાગ્યો કે–હે મુગ્ધે ! (તું રૂપ લાવણ્યે સંપન્ન છુ અને હું રૂપ યૌવન ઐશ્વર્યે અનુપમ છું તો) મને તું વર્ય એમ ॥૨૯॥ તે કામવિહ્વળ દૈત્યપ્રત્યે તે દેવી તે કાળમા ઉચિત વચન બોલી કે–હે દૈત્ય ! આવું તો મારે વ્રત છે, શું ? તો 'જે યુદ્ધમાં મને જીતે તે મારો પતિ થાય' માટે મને યુદ્ધમાં જીતીને ગ્રહણ કર્ય ॥૩૦॥ તેપછી મુરદાનવ તે દેવીસાથે વિવિધ શસ્ત્ર અસ્ત્રોવડે યુદ્ધ કરવા લાગ્યો મહા ક્રોધને પામેલી તે દેવીએ ખડ્ગે કરીને દુર્મતિ દૈત્યનું મસ્તક છેદી નાખ્યું ॥૩૧॥ તેપછી દેવો સંતુષ્ટ થઇને દેવીને સત્કાર કરતા થકા પ્રશંસા કરવા મંડ્યા અને ભગવાન્ પ્રહર્ષ પામ્યા તેપછી ભગવાન જાણે જાણતાજ ન હોય એમ તે દેવીને 'તું કોણ છુ' એમ પુછવા લાગ્યા તથા દેવો પણ પુછવા લાગ્યા ॥૩૨॥ તેપછી પુછેલી દેવી બોલી કે–હે સ્વામિન્ ! હે પ્રભો ! હું એકાદશી–તમોએ અધિષ્ઠાન કરેલી એકાદશ ઇન્દ્રિયોથકી ઉત્પન્ન થવાપણું હોવાથી **એકાદશી** નામથી વિખ્યાત તમારી જ શક્તિવિશેષરૂપ છુ અને આપના તપરૂપ તેજથકી ઉત્પન્ન થવાપણું હોવાથી **તપસ્વિની** નામથી પ્રખ્યાત છુ ॥૩૩॥ બ્રહ્માંડમાં જે નાના

च गुरूणि च । दैत्याश्च येऽखिलास्तेषामसि संहारकारिणी ॥३४॥ तां प्रसन्नः प्रभुः प्राह त्वदीयेऽद्य दिनेऽनघे ! । आनन्दोऽभूत्त्रिलोक्यां वै सा त्वं वरय मद्वरम् ॥३५॥ एकादश्युवाच—यदि तुष्टोऽसि मे देव ! यदि देयो वरो मतः । तर्हि मद्व्रतकर्तॄणां सर्वं सिद्ध्यतु वाञ्छितम् ॥३६॥ उपवासं तु यः कुर्यान्मदीये व्रतवासरे । सर्वपापविनिर्मुक्तो मुक्तिं मुक्तिं स चाप्नुयात् ॥३७॥ एकभक्तेन नक्तेन तथैवायाचितेन वा । योऽशक्तोऽपि व्रतं कुर्यात्सोऽपि वाञ्छितमाप्नुयात् ॥३८॥ त्रिषु लोकेषु भगवंश्चतुर्ष्वपि युगेषु च । द्वादशस्वपि मासेषु प्रवर्तेत व्रतं मम ॥३९॥ चतुर्विंशतिरूपिण्या मम स्वामी त्वमीश्वर ! । भूत्वानन्दय मां नित्यमित्येतद्याचितं मम ॥४०॥ श्रीभगवानुवाच—भद्रे ! त्वया वरो मत्तो देवैरपि

મોટાં પાપો છે અને જે દૈત્યસમૂહો છે તે સર્વના સંહારને કરનારી હું છું ॥૩૪॥ હે ભક્તાઃ ! એરીતે બોલતી એકાદશી ઉપર પ્રસન્ન થએલા પ્રભુ શ્રીવાસુદેવ બોલ્યા કે-હે અનઘે ! આ તારે દિવસે ત્રિલોકીમાં આ મહાન્ આનંદ થયો છે, તો મારા થકી તું વર માગ્ય ॥૩૫॥ તેપછી ભગવાનના પ્રસાદથી પ્રસન્ન થએલી એકાદશી બોલી કે-હે દેવ ! જો મારી ઉપર પ્રસન્ન થયા હો તો મારે આજ વર માગવો છે કે-જે જન મારા વ્રતનું અનુષ્ઠાન કરે તેનુ આલોક પરલોકમા સર્વ વાછિત સિદ્ધ થાય ॥૩૬॥ તથા જે જન મારા વ્રતદિવસે ઉપવાસ કરે તે સર્વ પાપમાથી વિનિર્મુક્ત થઇને મુક્તિને પામે અને યાવજ્જીવિત આ લોકમાં સુખને પામે ॥૩૭॥ તથા જે રોગાદિકના વશપણાથી ઉપવાસ કરવામાં અસમર્થ હોય તે એકભક્ત-એકવાર ભોજનથી કે નક્ત-સાયસમયમાત્ર ભોજનથી કે અયાચિત-યાચના વિના મળેલા ભોજનથી વ્રતને કરે તેપણ વ્રતફળને પામીને વાછિતને પામે ॥૩૮॥ વળી હે ભગવન્ ! ત્રણેય લોકમા ચારેય યુગમાં બારેય માસમા મારૂ વ્રત પ્રવર્તે ॥૩૯॥ હે ઇશ્વર ! ચોવીશ રૂપવાળી ( એક વર્ષમા ચોવીશ એકાદશીઓ આવે છે ) હુ તે મારા આપજ સ્વામી થઇને મને નિત્ય આનંદ આપો આટલુજ મારૂ યાચિત છે ॥૪૦॥ એરીતે એકા-

दुर्लभः । याचितोऽसौ तथाप्यद्य प्रसन्नोऽहं ददामि ते ॥४१॥ अद्यप्रभृति ये केचित्करिष्यन्ति व्रतं तव । मत्पूजनोत्सवोपेतं ते प्राप्स्यन्त्येव वाञ्छितम् ॥४२॥ व्रतकर्ता तु मोक्षार्थी मोक्षं प्राप्स्यति संसृतेः । सांसारिकसुखार्थी च कामान् सर्वान् हि लप्स्यते ॥४३॥ सर्वान्कामानवाप्स्यन्ति त्वद्व्रतेन यतो नराः । भुक्तिदा मुक्तिदा चातः ख्याता लोके भविष्यसि ॥४४॥ चतुर्विंशतिसङ्ख्याकैः स्वरूपैः केशवादिभिः । चतुर्विंशतिरूपिण्या भविष्यामि पतिस्तव ॥४५॥ श्रीनारायणमुनिरुवाच—प्रभोः प्राप्तवरा सैवं सन्तुष्टैकादशी गता । भगवान्कारयामास व्रतं तस्यास्तदा निजान् ॥४६॥ चक्रुस्तन्मुनयः सर्वे बदरीवनवासिनः । तत आरभ्य लोकेषु व्रतमेतत्प्रवर्तते ॥४७॥ एकादश्यै वरं दत्त्वा व्रतं तस्याश्च भूतले । प्रवर्त-

---

दशीએ પ્રાર્થના કરેલા ભગવાન્ બોલ્યા કે–હે ભદ્રે ! ભવબ્રહ્માદિ દેવોનેપણ દુર્લભ એવો આ વર તમોએ મારાથકી માગ્યો છે, તથાપિ તમારી ઉપર પ્રસન્ન થએલો હું હવે તે વર તમોને આપું છું ॥૪૧॥ આ દિવસને આરંભીને ( માગશર માસના શુકલપક્ષની એકાદશીને આરંભીને ) જે કોઈ ( જાતિથી ઉત્કૃષ્ટ કે કનિષ્ઠ ) મારા પૂજનોત્સવે સહિત તમારું વ્રત કરશે, તે સર્વે પોતપોતાના અભિલષિતને પામશેજ વ્રતકર્તા જો મોક્ષાર્થી હશે તો મોક્ષને પામશે અને જો સાંસારિક–આલોક પરલોકના સુખની સ્પૃહા વાળો હશે તો તે તે સુખને નિશ્ચે પામશે ॥૪૨-૪૩॥ જે હેતુ માટે તમારા વ્રતપરાયણ નરો સર્વ કામોને પામશે તે માટે તમો લોકમાં 'ભુક્તિદા' અને 'મુક્તિદા' એરીતે વિખ્યાત થશો ॥૪૪॥ વળી હું કેશવાદિ ચોવીશ રૂપથી ચોવીશ રૂપવાળા તમારો પતિ થઇને તમોને આનંદ આપીશ ॥૪૫॥ શ્રીનારાયણમુનિ કહેછે—એરીતે ભગવાન વાસુદેવથકી વરદાનને પામેલી એકાદશી દેવી પ્રસન્ન થઇને અંતર્ધાન થઈ ગઈ, પછી ભગવાને પોતાના બધા દેવોપાસે એકાદશીનું વ્રત કરાવ્યું ॥૪૬॥ બદરીવનવાસી બધા મુનિઓએપણ તે વ્રત કર્યું તે દિવસને આરંભીને લોકમાં આ વ્રત પ્રવર્તે છે ॥૪૭॥ ભગવાન્ વાસુદેવ એરીતે એકાદશીને વર

यित्वा भगवान्स्वधाम परमं ययौ ॥४८॥ एकादशी योगनिद्रा विष्णोर्लब्धवराऽथ सा । तदङ्गवासं लक्ष्मीवत्सस्याचीकमत ध्रुवम् ॥४९॥ तं प्रसन्नं पुनः कर्तुं श्वेतद्वीपेऽमृतस्थले । तपःप्रिया तपो घोरं साऽकरोच्छतवत्सरान् ॥५०॥ तस्या भक्त्या च तपसा स प्रसन्नः पुनर्हरिः । तत्समीपमुपेत्याह वरं वरय मत्प्रिये ! ॥५१॥ एकादश्युवाच—यदि प्रसन्नो भवसि प्रभो ! मयि तदा निजे । एकस्मिन्नेव मामङ्गे वासय त्वं रमामिव ॥५२॥ श्रीभगवानुवाच—अधः कट्या मदङ्गं तु गरुडेनात्मसात्कृतम् । वक्षो लक्ष्म्या च चक्राद्यै-

આપીને, તેનું વ્રત લોકોમા પ્રવર્તાવીને સ્વય સ્વધામ પધાર્યા ॥૪૮॥

તે આ એકાદશી યોગનિદ્રાને પામેલા ભગવાન થકી પ્રાદુર્ભાવ પામી છે માટે પોતે યોગનિદ્રારૂપજ છે તે આ એકાદશીએ વિષ્ણુથકી વરદાન મેળવ્યા પછી વળી લક્ષ્મીજીની પેઠે ભગવાનના દિવ્ય દેહમાંજ નિશ્ચળ નિવાસની ઇચ્છા કરી ॥૪૯॥ તેની પ્રાપ્તિમાટે ભગવાનને ફરીથી પ્રસન્ન કરવા તપ પ્રિયા તેણીએ અમૃતસ્થળ શ્વેતદ્વીપમા શતસંવત્સરપર્યંત ઘોર તપ કર્યું ॥૫૦॥ એકાદશીની ભક્તિ અને તપથી ફરીથી પ્રસન્ન થએલા ભગવાન્ શ્રીપતિ તેની સમીપે પ્રકટ થઈ આવીને બોલ્યા કે–હે પ્રિયે ! મારા થકી વર માગ્ય ॥૫૧॥ એરીતે ભગવાને કહેલી એકાદશી પ્રણામ કરીને બોલી કે–હે પ્રભો ! જો તમો મારી ઉપર પ્રસન્ન થયા હો તો લક્ષ્મીજીની પેઠે મને પણ આપના એક અગમાજ નિવાસ આપો ॥૫૨॥ એરીતે વર માટે પ્રાર્થના કરેલા **શ્રીભગવાન્** બોલ્યા કે—હે પ્રિયે ! મારાં અંગોને મધ્યે બહુધાપણે બધા અંગ ભક્તપરાધીન મેં તેમના તેમના નિવાસપણે કલ્પી દીધાં છે જેમ કે–કટિથકી નીચેનું મારૂં અંગ તો ગરૂડજીએ સ્વાધીન કરી લીધુ છે, મારૂં વક્ષ સ્થળ લક્ષ્મીજીએ સ્વાયત્ત કર્યું છે, મારા બાહુઓ પણ ચક્રાદિ આયુધોએ સ્વાધીન કરી લીધા છે, મારા કર્ણ કુંડળોએ (સાખ્યયોગરૂપ) કબજે કરી લીધા છે, મારૂં મુખ સરસ્વતીએ રોકી લીધુ છે, મારૂં મસ્તક મુકુટે તાબે કરી લીધુ છે, એરીતે તેતે અગ તેમના તેમના નિવાસસ્થાન થઈ ગયું છે હવે એક

रायुधैर्बाहवोऽपि मे ॥५३॥ श्रवसी कुण्डलाभ्यां च सरस्वत्या च मे मुखम् । किरीटेन शिरो रुद्धं नेत्रस्थानं तु ते ददे ॥५४॥ अतिप्रियस्य हि स्थानं नेत्रमुक्तं मनीषिभिः । लक्ष्म्या अतिप्रियासि त्वमतो नेत्रे निवासये ॥५५॥ अद्यास्त्याषाढमासस्य शुक्ला ह्येकादशी तिथिः । इत आरभ्य मन्नेत्रे मासांस्त्वं चतुरो वस ॥५६॥ वार्षिकांश्चतुरो मासान्प्रतिवर्षं तपस्विनि ! । धारयित्वा स्वनयने स्वप्स्यामि क्षीरनीरधौ ॥५७॥ त्वं हि जाता तपोरूपादैन्द्रियात्तेजसो मम । हन्तुं दैत्यं मुरं नाम्ना योगनिद्राऽसि सुन्दरि ! ॥५८॥ अब्धौ शेषाहिशयने स्वीकृतायां मया त्वयि । तप एव करिष्यन्ति मद्भक्ता गृहिणोऽपि हि ॥५९॥ मत्प्रीतये तपो योगं मत्पूजां वापि ये नराः । चातुर्मास्ये करिष्यन्ति सिद्धिः शीघ्रं भविष्यति ॥६०॥ इति दत्त्वा वरं तस्यै वासुदेवोऽमृतोदधौ । नेत्रयोर्धारयित्वा

---

નેત્ર અંગ બાકી રહ્યુ છે તે તમને આપુ છુ લોકમાં બુદ્ધિશાળીઓ જે અતિપ્રિય હોય તેનુ સ્થાન નેત્ર કહે છે, (મારે તો તમો આખ્યને ઠેકાણે છો એમ) તમે મને લક્ષ્મી થકી પણ અતિ પ્રિય છો, માટે તમને મારા નેત્રમા નિત્ય નિવાસ આપુ છુ ॥૫૩-૫૫॥ આ દિવસે તો આષાઢ માસના શુક્લપક્ષની એકાદશી તિથિ છે, તો આ તિથિને આરંભીને મારા નેત્ર સ્થાનમા ચાર માસસુધી તમો વસો હે તપસ્વિનિ ! પ્રતિવર્ષ વાર્ષિક આષાઢાદિ ચાર માસ તમોને મારા નેત્રમાં ધારણ કરીને ક્ષીર સાગરમા શયન કરીશ ॥૫૬-૫૭॥ હે સુન્દરિ ! તમો મુરદૈત્યને હણવા માટે મારા ઇન્દ્રિયોમા રહેલા તપરૂપ તેજ થકી પ્રકટ થયાં છો માટે તમો યોગનિદ્રારૂપ છો, માટે મારા નેત્રમાં તમારો નિવાસ ઉચિત છે ક્ષીરસમુદ્રમા શેષનાગરૂપ પર્યંકમા શયન કરતા મેં તમારો સ્વીકાર કરતા, મારા ભક્ત ગૃહસ્થો પણ તપનેજ કરશે (બીજું મગળ કાર્ય નહિ કરશે) ॥૫૮-૫૯॥ જે જનો મારીજ પ્રીતિ માટે ચાતુર્માસ્યમાં મારી પૂજા તપ યોગને કરશે તેમને અભીષ્ટ સિદ્ધિ જલદી થશે ॥૬૦॥ હે ભક્તો ! આરીતે એકાદશીને વર આપીને ભગવાન્ વાસુદેવ યોગનિદ્રારૂપ તે એકાદશીને

तां शेपेऽशेतेव मञ्चके ॥६१॥ त्यक्त्वेन्द्रियाणामाहारं तत्तद्विषयलक्षणम् । वृत्तीस्तेषां समनसां चकार स्वस्वरूपगाः ॥६२॥ निराहारे भगवति योगनिद्रामुपेयुषि । निराहारा चकारास्य पादसंवाहनं रमा ॥६३॥ तदा नन्दसुनन्दाद्याः पार्षदास्तस्य सर्वशः । क्षीराब्धेरुत्तरे तीरे निराहारास्तपोऽचरन् ॥६४॥ तथा मुनिगणास्तत्र तन्मूर्त्यर्पितदृष्टयः । निर्निमेषमतप्यन्त निराहारा जितेन्द्रियाः ॥६५॥ चातुर्मास्ये ततः सर्वैर्यथाशक्ति तपो जनाः ! । कर्तव्यं वासुदेवस्य सह लक्ष्म्या च पूजनम् ॥६६॥ योगनिद्रां तपोरूपां हराविथ्थं तु बिभ्रति । खिद्यन्ते हृदि ते भक्ताः

નેત્રમાં ધારીને ક્ષીરસિંધુમાં શેષપર્યંકપર પોઢી ગયા ॥૬૧॥ તે પછી યોગનિદ્રામાં પ્રવર્તેલા ભગવાને ઇન્દ્રિયોના તેતે વિષયરૂપ આહારને ત્યાગ કરીને, તેમની બધી વૃત્તિઓને સ્વસ્વરૂપને સન્મુખ કરી દીધી. યદ્યપિ પ્રાકૃત પુરૂષની પેઠે ભગવાનનાં ઇન્દ્રિયો પ્રાકૃત નથી તેમ પ્રાકૃત વિષયો શબ્દાદિક નથી, કેમકે ભગવાન્ પ્રાકૃત ઇન્દ્રિયોથી પ્રાકૃત વિષયોને ભોગવતા નથી, કારણ કે આતો આપ્તકામ આત્મારામ ઇશ્વર છે, તથાપિ પોતાના ભક્તજનોએ કરાતા સેવાવિશેષને સ્વીકાર કરવારૂપ, બીજાથી વિલક્ષણ, વિષયોપભોગોજ આહારશબ્દથી કહેવા ઇચ્છ્યા છે ॥૬૨॥ એરીતે ભગવાન્ નિરાહાર ( આત્મામાંજ એક આરામવાળા ) હોઇને યોગનિદ્રાને પામતાં તેમની સાથે અખંડ અનુવર્તતાં રમાપણ નિરાહાર (ભગવાનમાંજ એક વિલીન હૃદયવાળાં) થઇને તેમના ચરણકમળ ચાંપવા લાગ્યાં ॥૬૩॥ તે સમયે ભગવાનના નંદ સુનંદ આદિક સર્વે પાર્ષદો ક્ષીરસાગરના ઉત્તરતીરમાં નિરાહાર થઈ તપ કરવા લાગ્યા ॥૬૪॥ તથા શ્વેતદ્વીપવાસી મુનિઓ ( મનનૈકશીલ ) નિરાહાર જીતેન્દ્રિય હોઇને વાસુદેવની મૂર્તિમાંજ અંતર્દષ્ટિ અર્પણ કરીને નિર્નિમેષ-નિમેષવિચ્છેદે રહિત થઈ ત્યાં તપ કરવા લાગ્યા ( ધ્યાનમાંજ એક નિષ્ઠાવાળા થયા ) ॥૬૫॥ માટે હે જનો ! ચાતુર્માસ્યમાં યથાશક્તિ તપ અને લક્ષ્મીએ સહિત વાસુદેવનું પૂજન સર્વ જનોએ કરવું ॥૬૬॥ એરીતે તપોરૂપ યોગનિદ્રા

क्षीराब्धितटवासिन ॥६७॥ नोग्रेणाप्यात्मतपसा तेषां खेदोऽभवत्कचित् । कष्टं तु स्वामिनो वीक्ष्य खिन्नास्ते भक्तभावत ॥६८॥ भुवि मङ्गलकृत्यानि चातुर्मास्ये बुधाः कचित् । गृहिणोऽपि न कुर्वन्ति कुर्वन्त्येव तपस्त्वत ॥६९॥ चातुर्मास्ये व्यतीतेऽथ कार्तिकैकादशीदिने । जागर्ति भगवांस्तर्हि जायते ह्युत्सवो महान् ॥७०॥ आनन्दं परमं प्राप्य मुनय पार्षदास्तथा । ब्रह्मेन्द्रमुख्या सगणा देवाश्चार्चन्ति त प्रभुम् ॥७१॥ दिव्यैरनेकोपचारैर्वादयन्त खदुन्दुभीन् । योगेश्वर तमर्चन्ति लक्ष्म्या युक्त सुरास्तदा ॥७२॥ अस्मरन्दो भवत्येव ब्रह्माण्डेऽप्यखिले जना ! । एकादश्यामूर्ज

નામની દેવીને ભક્ત પરવશતાથી ( વરદાનને અનુસારે ) પોતાના નેત્રમા ભગવાને ધારણ કરતા તો ક્ષીરસમુદ્ર તટે રહેલા સર્વે ભક્તો ભગવાનમા પ્રેમાતિશયથી અહો !! આને કમળદળ થકી પણ અતિકોમળ નય નથી કેમ વહન કરે છે ?, આ તો મહાકષ્ટ છે હન્ત !! ( ખેદમા ) ભક્ત માટે સ્વય કલેશને અનુભવે છે, એમ હૃદયમા ખેદ કરવા લાગ્યા આ બધા ભક્તો પોતે અનુષ્ઠાન કરાતા ઉગ્ર તપથી ક્યારેય ખેદ પામતા ન હતા કિંતુ પ્રેમોત્કર્ષે કરેલા વ્યામોહથી સર્વસમર્થ એવા ભગવાનના પ્રયાસદુ ખની આશકા કરીને ખેદ પામ્યા હતા પ્રેમાતિશયે કરેલી ભગવાનમાપણુ આ અતિશકા છે, તેથી આતો ભક્તિપરિપાકરૂપ ગુણવિશેષ છે ( દોષ નથી ) ॥૬૭-૬૮॥ માટેજ ભૂમિમા વિવેકી ગૃહસ્થોપણુ ચાતુર્માસ્યમા તપશ્ચર્યાનેજ આચરેછે મગળકર્મ વિવાહ વિગેરે ઉત્સવમા પ્રવર્તતા નથી ॥૬૯॥ તેપછી ચાતુર્માસ્ય વ્યતીત થતા કાર્તિક શુક્લ એકાદશીએ ભગવાન યોગનિદ્રાથકી જાગે છે ત્યારે તે નિમિત્તનો મહોત્સવ થાય છે ॥૭૦॥ તે સમયે તે વાસુદેવના સર્વે પાર્ષદો મુનિઓ અને સગણુ બ્રહ્માદિ દેવો પરમાનદ પામીને તે પ્રભુ વાસુદેવની પરા ભક્તિથી પૂજા કરેછે ॥૭૧॥ તે સમયે સર્વકોઈ સુરો દિવ્ય વિવિધ ઉપચારોવડે દુદુભિ વાદનપૂર્વક પરમહર્ષથી લક્ષ્મીએ યુક્ત યોગેશ્વર શ્રીવાસુદેવની આરાધના કરેછે । ૭૨॥ હે જના ! માટેજ કાર્તિક શુક્લ એકાદશી દિવસે બ્રહ્માડમા સર્વત્ર મહાન્

शुक्ले ततो ह्येषाऽधिका मता ॥७३॥ एषा जन्मतिथिश्चास्ति साक्षाद्धर्मस्य मत्पितुः । आत्रेयमुनिशापस्य ततोऽपीष्टाऽस्ति नः खलु ॥७४॥ योगेश्वरो वासुदेवः प्रातरस्यां सह श्रिया । पूज्यश्च भक्त्या सहितो धर्मदेवो मदाश्रितैः ॥७५॥ एकादश्यधिपश्चार्च्यो राधया सहितो जनाः ! । प्रदोषकाले भगवान् प्रीत्या दामोदराभिधः ॥७६॥ उपवासो जागरश्च ब्रह्मचर्यादिभिर्यमैः । सहात्र कार्यो द्वादश्यां पुनश्चोत्तरपूजनम् ॥७७॥ सन्तर्प्य भगवद्भक्तान्ब्राह्मणांश्चेष्टभोजनैः । सह स्वेष्टजनैः कार्या व्रतिभिः पारणा ततः ॥७८॥ आरभ्यैकादशीं भक्ता ! दिनानां पञ्चकं सुराः । महोत्सवं प्रकुर्वन्ति क्षीराब्धौ मुनिभिः सह ॥७९॥ दिनपञ्चक एतस्मिन्ग्रहदोषोऽपि नास्ति वै । ब्राह्मणानामपि ततो भवेदुद्वाहमङ्गलम् ॥८०॥ प्रबोधन्युत्सवो ह्येष प्रतिवर्षं मदाश्रितैः । अवश्यमेव कर्तव्यः

આનંદ ઉત્સવ થાય છે, આ કારણથીજ આ એકાદશી સર્વેથકી અધિક માની છે ॥૭૩॥ વળી તમો સર્વે સાભળો–આ એકાદશી દુર્વાસાના શાપને પ્રતિપાલન કરવાના મિષથી આ પૃથ્વીમા પ્રાદુર્ભાવ પામેલા સાક્ષાત્ ધર્મદેવ મારા પિતાની પ્રાદુર્ભાવતિથિ પણ છે, માટે અમને પ્રિયતમા આ તિથિ છે ॥૭૪॥ તો આ તિથિએ પ્રાત કાળે મારા આશ્રિતોએ લક્ષ્મીએ સહિત યોગેશ્વર વાસુદેવની અને ભક્તિએ સહિત ધર્મદેવની પૂજા કરવી ॥૭૫॥ હે જના ! સાયંસમયે પ્રબોધની એકાદશીના સ્વામી દામોદર નામના ભગવાનની રાધાસાથે પ્રીતિથી પૂજા કરવી ॥૭૬॥ આ તિથિએ ઉપવાસ જાગરણ અને બ્રહ્મચર્યાદિ નિયમ અવશ્ય અનુષ્ઠાન કરવો દ્વાદશીએ ફરીથી ઉત્તરપૂજન કરીને, ભગવદ્ભક્ત બ્રાહ્મણોને ઇષ્ટ ભોજનોવડે જમાડીને પછીથી સ્વેષ્ટજનો સાથે સ્વયં વ્રતી પારણા કરે ॥૭૭–૭૮॥ હે ભક્તો ! દેવતાઓ ક્ષીરસાગરના તીરમાં કાર્તિક શુક્લ એકાદશીને આરંભીને પૂર્ણિમાપર્યંતના પાંચ દિવસ મુનિઓ સાથે મહોત્સવ કરેછે ॥૭૯॥ આજ પાચ દિવસોમાં ગ્રહવિગુણતાનો પણ દોષ નથી, માટેજ બ્રાહ્મણોએપણ વિવાહાદિ માગલિક કાર્યપણ તે આ

सर्वमतफलप्रदः ॥८१॥ औद्धवीये सम्प्रदाये सर्वाण्येकादशी तिथिः। उपोषितव्या पुरुषैर्नारीभिश्चात्मशुद्धये ॥८२॥ एकादशीं वासुदेव आत्मीयामेव यत्तिथिम्। चकारातः सदोपोष्या शुक्ला कृष्णा च साखिलैः ॥८३॥ यतिभिर्विधवास्त्रीभिस्त्वेषोपोष्या विशेषतः। अन्यथा ब्रह्महत्या स्यात्तेषां तासां दिने दिने ॥८४॥ एकादशीनां सर्वासामशक्ता य उपोषणे। कुर्युस्ते फलनक्ताद्यैरनु कल्पैरपि व्रतम् ॥८५॥ ईदृशाः पुरुषा ये स्युरशक्ता योषितोऽपि च। चातुर्मास्यैकादशिकास्तैरुपोष्याः प्रयत्नतः ॥८६॥ तत्राप्यशक्तैः पुरुषैः फलमूलाशनं जनाः। विधाय तद्व्रतं कार्यं दानपूजासमन्वितम् ॥८७॥ अपि तादृग्विधैः पुम्भिरुपोष्यास्तिस्र आदरात्।

---

દિવસોમા થાયજ ॥૮૦॥ તે આ પ્રબોધનીનો ઉત્સવ સર્વ મારા આશ્રિતોએ પ્રતિવર્ષે અવશ્ય કરવોજ, કેમકે આ ઉત્સવ સર્વ મતફળને આપનારો છે ॥૮૧॥ તો આ ઉદ્ધવસપ્રદાયમા રહેલા સ્ત્રીપુરૂષ સર્વેએ ચિત્તશુદ્ધિ માટે તે આ સર્વ એકાદશીનુ ઉપોષણવ્રત કરવુ ॥૮૨॥ ભગવાન વાસુદેવે એકાદશી તિથિને પોતાનીજ કરી માની છે, માટે શુક્લ કે કૃષ્ણ સર્વકોઈ એકાદશીનો ઉપવાસ અમારા આશ્રિતોએ કરવો ॥૮૩॥ યતિઓએ અને વિધવાઓએ તો આ ઉપોષણવ્રત વિશેષપણે કરવુ ન કરે તો દિને દિને બ્રહ્મહત્યાને સમાન પાતક થાય ॥૮૪॥ જે પુરૂષો વ્યાધિ વિગેરેવડે પરાભવ પામ્યા હોય તેમણે તો ફળાહાર નક્તભોજન આદિક ગૌણપક્ષે કરીનેપણ આ વ્રત રાખવુ ॥૮૫॥ તેવાપણ અશક્ત નર નારીઓએ પ્રયત્નથી ચાતુર્માસ્ય સબન્ધી એકાદશીનો અવશ્ય ઉપવાસ કરવો ॥૮૬॥ હે જના ! સર્વથા જે અશક્ત હોય તેમણે તેમા પણ ઉપવાસના પ્રતિનિધિ તરીકે ફળ મૂળાદિમાત્રના ભક્ષણથી એકાદશીવ્રત દાન પૂજા આદિકે સહિત કરવુ ॥૮૭॥ તેવા અસમર્થ પુરૂષોએપણ શયની, (આષાઢ શુક્લ એકાદશી) બોધની (કાર્તિક શુક્લ એકાદશી) પરિવર્તિની (ભાદ્ર શુક્લ એકાદશી) આ ત્રણ એકાદશીનો અવશ્ય ઉપવાસ કરવો ત્રણમા પણ આ પ્રબોધની અભ્યધિક છે, કારણ કે વ્રતથી અનુપાલન

शयनी बोधनी चैव तृतीया परिवर्तिनी ॥८८॥ तासामप्यधिका ह्येषा बोधन्यानन्ददायिनी। उपोष्यावश्यमखिलैः सकृद्द्विर्वाम्बुपायिभिः ॥८९॥ एकेनाप्युपवासेन प्रबोधन्याः कृतेन वै। एकादशीनां सर्वासां निराहारफलं भवेत् ॥९०॥ व्यावहारिकविक्षेपो न येषां धनिनश्च ये। महापूजा तु तैः कार्या सर्वास्वेकादशीष्वपि ॥९१॥ श्रीकृष्णो निर्गुणो यस्तु सर्वकारणकारणम्। स मध्यकलशे पूज्यः सर्वतोभद्रमण्डले ॥९२॥ पञ्चरात्रप्रसिद्धाभिः शक्तिभिः सह तस्य याः। मूर्तयः केशवाद्यास्ताः पूज्यास्तत्परिमण्डले ॥९३॥ पञ्चामृतेन स्नपनमभिषेको महांस्तथा। महानैवेद्यदानं च महानीराजनं प्रभोः ॥९४॥ एतत्सर्वं हि शास्त्रोक्तं कार्यमेकादशीदिने। सर्वत्र कर्तुं योऽशक्तः स चातुर्मास्य आचरेत् ॥९५॥ तत्राप्यशक्तो बोधन्यां कुर्यादेव महोत्सवम्। वित्तशाठ्यं न कर्तव्यं धनि-

કરતા આ એકાદશી આલોક પરલોકમાં આનંદ દેનારી છે. એનો સર્વેએ અવશ્ય ઉપવાસ કરવો. એકવાર કે બે વાર જળને પિવે પણ અધિક નહિ ॥૮૮-૮૯॥ પ્રબોધનીનો ઉપવાસ એકપણ કરવાથી સર્વ એકાદશીઓના નિરાહાર ઉપવાસ ફળને પામે (આ સ્તુતિ સમઝવી) ॥૯૦॥ જેઓ ધનાઢ્ય હોય અને જેમને વ્યાવહારિક કાર્યાન્તરનો વિક્ષેપ ન હોય, તે સાવધ ચિત્તવાળા દ્રવ્યસપન્ન નરોએ તો સમસ્ત એકાદશીએ ભગવાનની મહાપૂજા કરાવવી ॥૯૧॥ મહાપૂજાનો ક્રમતો આ છે-જે તો સર્વેશ્વરેશ્વર નિર્ગુણ સર્વકારણકારણભૂત શ્રીકૃષ્ણ ભગવાન છે તેમની તો સર્વતોભદ્ર મડળના મધ્યમા રહેલા કળશમાં પૂજા કરવી ॥૯૨॥ પંચરાત્રમાં પ્રસિદ્ધ શક્તિઓએ સહિત જે શ્રીકૃષ્ણની કેશવાદિ મૂર્તિઓ છે તેમની તેમના પરિમંડળમા (ચોમેર મડળાકાર પ્રદેશમા) પૂજા કરવી ॥૯૩॥ પંચામૃત સ્નાન મહાભિષેક મહાનૈવેદ્ય મહાનીરાજન આદિક સર્વે શાસ્ત્રોક્ત વિધિથી એકાદશી દિવસે કરવું સર્વ એકાદશીઓમાં મહાપૂજા કરવા અસમર્થ હોય તો ચાતુર્માસ્યની એકાદશીઓમાં કરે ॥૯૪-૯૫॥ તેમાંપણ અશક્ત પુરૂષ પ્રબોધની એકાદશીએ મહાપૂજોત્સવ કરેજ. એમાં વિત્તલોભને નજ કરે.

कैरत्र मामकैः ॥९६॥ एकादशी तिथि प्रेष्ठा वासुदेवस्य सद्वियं ।। ततस्तत्रोत्सवः कार्यो विशेषेण मदाश्रितैः ॥९७॥ य एतां नैव मन्येत तिथिं स तु पुमाञ्जनाः ।। औद्धवीयाध्वनो बाह्यो भवतीत्यवगम्यताम् ॥९८॥ सुव्रत उवाच—एतन्निशम्यातिमुदं प्रपन्ना महामुनेस्तस्य वचो जनास्ते । विधिं व्रतस्यास्य बुभुत्सवस्तं पुनश्च पृच्छन्ति हरिं नरेश ! ॥९९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे प्रबोधन्युत्सवे एकादश्युत्पत्तितद्वरदानादिनिरूपणनामा द्वात्रिंशोऽध्यायः ॥३२॥

जना ऊचुः—एकादशीव्रतमिदं विधिना केन सत्पते ! । अस्माभिरिह कर्तव्यं वक्तुमर्हसि तद्धि नः ॥१॥ श्रीनारायणमुनिरुवाच—

ધનાઢ્ય હોઇને જે ધનલોભથી ન કરે તો તે મારો આશ્રિત નથી મારા આશ્રયણપરાયણોએ આ અવશ્ય કરવુંજ ॥૯૬॥ હે સદ્ગુરુવ્ય ! એકાદશી તિથિ વાસુદેવ ભગવાનને પરમ પ્રિય છે, માટે મારા આશ્રિતોએ વિશેષપણે એકાદશી દિવસે મહોત્સવ કરવો ॥૯૭॥ હે જના ! જે જન આ એકાદશી તિથિને નજ માને (વ્રત ન કરે) તે તો ઉદ્ધવસંપ્રદાયથકી વિમુખ થાય, એમ જાણવું ॥૯૮॥ સુવ્રતઋષિ કહેછે—હે નરેશ ! મુનિરાજ ભગવાન શ્રીહરિનું પૂર્વોક્ત વચન સાંભળીને, સર્વે જનો પ્રહર્ષ પામીને, વિશેષપણે આ વ્રતનો વિધિ જાણવાની વાંછાથી ફરીથી તે શ્રીહરિને પુછવા લાગ્યા ॥૯૯॥ ઇતિ શ્રીસત્સંગિજીવને . તૃતીયપ્રકરણે પ્રબોધન્યુત્સવે એકાદશ્યુત્પત્તિ-તદ્વરદાનાદિનિરૂપણનામા દ્વાત્રિંશોઽધ્યાયઃ ॥૩૨॥

## [1]અધ્યાય ૩૩ મો.

હરિજનો પુછેછે—હે ભગવન્ ! આ એકાદશીવ્રત અમારે કયા વિધિથી અહીં કરવું, તે વિધિને વિસ્તારથી સ્પષ્ટપણે અમોને તમો કહેવાને યોગ્ય છો ॥૧॥ એરીતે પુછેલા શ્રીનારાયણમુનિ કહેછે—હે ભક્તો !

1 આ અધ્યાયમાં ભગવાને એકાદશી વ્રતનો સર્વ વિધિ વિસ્તારથી વર્ણવ્યો છે

एकादशीव्रतविधिं स्मृतिवाक्यैः सनिर्णयम् । मदाश्रितेभ्यो वक्ष्यामि स्निग्धेभ्यो योऽहमादरात् ॥२॥ उदयात्प्राक् चतस्रस्तु घटिका अरुणोदयः । पलमात्रमपि त्याज्यं दशम्यास्तत्र सर्वथा ॥३॥ शुद्धा विद्धा द्वयी नन्दा त्रेधा न्यूनसमाधिकैः ।

જેમ તમારે મારાથકી સાંભળવામાં આદર વર્તેછે તેમ તમોને કહેવામાં મનેપણ આદર વર્તે છે, તો આદરથી હું કહું છું. વળી તમો મારાજ એક આશ્રયવાળા અને મારે વિષેજ સ્નેહવાળા છો. એવી આશ્રિત ઉપર કેને આદર ન થાય? થાયજ. યદ્યપિ સ્મૃતિવાક્યો વિવિધ હોવાથી મદમતિઓને તેનાથી નિર્ણય થઈ શકે નહિ, તો જે રીતે તમોને નિર્ણય થાય તે રીતે અવિરોધથી એકાર્થતાને પમાડેલાં તે સ્મૃતિવાક્યોએ કરીને એકાદશીના વ્રતવિધિને સ્પષ્ટપણે તમારી આગળ નિરૂપણ કરૂંછું ॥૨॥ તેમાં એકાદશી દશમીના વેધવાળી વ્રતમાં ન લેવી, અરૂણોદય સમયે પળમાત્રપણ દશમીનો જો સંબન્ધ હોય તો તે એકાદશી વેધવાળી ગણાય, અરૂણોદય તો સૂર્યોદય પહેલાં ચાર ઘડી પરિમિત સમય સમજવો, આ સ્થળે સૂર્યોદય શબ્દથી એક ઘડી પરિમિત, રાત્રિનો અવશેષ સમય કહેવા ઇચ્છયો છે પણ સૂર્યબિંબના દર્શનરૂપ નહિ. માટેજ 'दशमी पञ्चपञ्चाशत् घटिका यावदेव हि । तावन्न दशमीवेधः प्रोक्तः प्रोक्तस्तदूर्ध्वतः ॥' આ ઉત્તર ગ્રંથની સાથે એકાર્થતા થાય ॥૩॥ આ સ્થળે આટલું જાણવું—નંદા-એકાદશી શુદ્ધા અને વિદ્ધા એરીતે બે પ્રકારની છે, બે પ્રકારની પણ આ એકાદશી ન્યૂન સમ અને અધિક એવા ભેદથી પ્રત્યેક ત્રણ પ્રકારની છે, શુદ્ધન્યૂના શુદ્ધસમા શુદ્ધાધિકા તથા વિદ્ધન્યૂના વિદ્ધસમા વિદ્ધાધિકા એમ મળીને છ પ્રકારની છે. એરીતે આ છ પ્રકારની એકાદશીઓ પ્રત્યેક, દ્વાદશીના ન્યૂન સમ અને અધિક એવા ભેદથી એટલે ન્યૂનદ્વાદશિકા સમદ્વાદશિકા અધિકદ્વાદશિકા ભેદથી ફરી ત્રણ પ્રકારે થાયછે—એક એક ભેદ ત્રણ પ્રકારે કરવો, એમ થતાં અઢાર ભેદો થાય છે (આ સ્થળે—પર દિવસે સૂર્યોદયથી પ્રથમજ નિવૃત્ત થઈ જાય છે માટે ન્યૂનત્વ, સૂર્યોદયના સમસમયેજ નિવૃત્ત થઈ જાય છે માટે સમત્વ અને સૂર્યોદય થયા પછી અનુવર્તે છે માટે અધિકત્વ

षड्प्रकाराः पुनस्त्रेधा द्वादश्यूनसमाधिकैः ॥४॥ एवमष्टादशविधा प्रोक्ता पूर्वमहर्षिभिः । विद्धायास्तत्र हेयत्वाच्छुद्धायां किञ्चिदुच्यते ॥५॥ आदित्योदयवेलायाः प्राङ्मुहूर्तद्वयान्विता । एकादशी तु सम्पूर्णा शुद्धा च परिकीर्तिता ॥६॥ एकादशी द्वादशी वाऽधिका चेत्त्यज्यतां दिनम् । पूर्वं ग्राह्यं तूत्तरं स्यादिति

છે, એવો ન્યૂન સમ અધિકનો વિભાગ જાણવો) તે ભેદો એવી રીતે થયા કે—૧ શુદ્ધન્યૂન–ન્યૂનદ્વાદશિકા, ૨ શુદ્ધન્યૂન-સમદ્વાદશિકા, ૩ શુદ્ધન્યૂન-અધિકદ્વાદશિકા, ૪ શુદ્ધસમ-ન્યૂનદ્વાદશિકા, ૫ શુદ્ધસમ-સમદ્વાદશિકા, ૬ શુદ્ધસમ-અધિકદ્વાદશિકા, ૭ શુદ્ધાધિક-ન્યૂનદ્વાદશિકા, ૮ શુદ્ધાધિક-સમદ્વાદશિકા, ૯ શુદ્ધાધિક-અધિકદ્વાદશિકા, ૧૦ વિદ્ધન્યૂન-ન્યૂનદ્વાદશિકા, ૧૧ વિદ્ધન્યૂન-સમદ્વાદશિકા ૧૨ વિદ્ધન્યૂન-અધિકદ્વાદશિકા, ૧૩ વિદ્ધસમ-ન્યૂનદ્વાદશિકા, ૧૪ વિદ્ધસમ-સમદ્વાદશિકા, ૧૫ વિદ્ધસમ-અધિકદ્વાદશિકા, ૧૬ વિદ્ધાધિક-ન્યૂનદ્વાદશિકા, ૧૭ વિદ્ધાધિક-સમદ્વાદશિકા, ૧૮ વિદ્ધાધિક-અધિકદ્વાદશિકા. એરીતે અઢાર પ્રકારની એકાદશી પૂર્વના મહર્ષિઓએ કહી છે. તેમાં નવપ્રકારની વિદ્ધા એકાદશીતો ત્યાજ્ય હોવાથી તેમાં કાંઈ કહેવાનું નથી. નવ પ્રકારની શુદ્ધા એકાદશી ગ્રાહ્ય હોવાથી તેમાં જે કાંઈ કહેવાનું છે તે હવે હું કહું છું ॥૪-૫॥ એક ઘટિકા પરિમિત રાત્રિ બાકી રહેવા રૂપ સૂર્યોદય કાળ થકી પૂર્વે બે મુહૂર્તે યુક્ત-ચાર ઘટિકાપર્યંત વ્યાપતી એવી એકાદશી તો શુદ્ધ અને સંપૂર્ણ કહી છે, કારણ કે ઉક્ત કાળમાં દશમીનો વેધ આવતો નથી ॥૬॥ એકાદશી જો અધિક-વૃદ્ધિને પામેલી હોય એટલે પ્રથમ દિવસે એકાદશી સૂર્યોદયને સમારંભીને સાઠ ઘડીપર્યંત વ્યાપતી હોય અને બીજે દિવસે વળી એક ઘડી પરિમિત હોય ત્યારે તો પ્રથમ દિવસ જે સાઠ ઘડીરૂપ છે તેનો ત્યાગ કરવો-એટલે તે દિવસે વૈષ્ણવોએ વ્રત ન કરવું કિંતુ ઉત્તર દિવસ જે એક ઘટિકારૂપ છે તે દિવસે એકાદશી વ્રત કરવું. તેમજ જો દ્વાદશી અધિક-એકાદશી જેમ વૃદ્ધિને પામેછે તેમ કોઈ વખતે દ્વાદશી વૃદ્ધિને પામતી હોયત્યારેપણ પૂર્વ દિવસ (એકાદશી દિન)નો

वैष्णवनिर्णयः ॥७॥ एकादशी यदा लुप्ता परतो द्वादशी भवेत् ।

ત્યાગ કરીને ઉત્તર દિવસ (સાઠ ઘડીરૂપ દ્વાદશી દિવસ) વ્રતમાં ગ્રહણ કરવો. વિદ્ધાનો ત્યાગ કરવાનો કહ્યો એથીજ પ્રથમ દિવસ ત્યાજ્ય છે એમ સિદ્ધ થઈ જાય છે તો 'વિદ્ધાને અધિકાર કરીને આ વચન પ્રવર્ત્યું છે' એમ કહેવું સારૂ નથી, અથાપિ શુદ્ધાના વિવેચનમાં ઉપયોગી હોવાથીજ એનો અહીં પ્રસંગ છે એમ કહેવાથી કશી ક્ષતિ નથી. અથવા-શુદ્ધાને અધિકાર કરીનેજ આ વચનની પ્રવૃત્તિ છે—જે શુદ્ધા હોય તેજ જો અધિક હોય તો પૂર્વા (પ્રથમની) એકાદશી ત્યાગ કરવી અને પરા (પછીની) જ વ્રતમાં ગ્રહણ કરવી. એકાદશીતો અધિક ન હોય કિંતુ દ્વાદશી અધિક હોય ત્યારેપણ પૂર્વ દિવસ એકાદશીએ પૂર્ણ હોવા છતાં પણ તેનો ત્યાગ કરવો અને પર (પછીનો) દિવસ જે પ્રથમ દ્વાદશી રૂપ છે તે વ્રતમાં લેવો. **'क्वचिद्वैकादशी त्याज्य द्वादशी वृद्धिगामिनी'** આ ઉત્તરવચન તો અધિકદ્વાદશિકા અધિકશુદ્ધા વિષયવાળું છે માટે એનાથી એનો ભેદ છે. આ વચનતો ન્યૂન-દ્વાદશિકા શુદ્ધાધિકા અને અધિકદ્વાદશિકા શુદ્ધન્યૂના એકાદશીને અધિકાર કરીને પ્રવર્તેલું છે. આ વ્યાખ્યાન પક્ષમાં **'शुद्धायां किञ्चिदुच्यते'** આ ઉપક્રમ વાક્યની અનુરૂપતા સ્પષ્ટ છે ॥૭॥ જો એકાદશીનો લોપ હોય, એટલે સાક્ષાત્ સૂર્યોદય પછી એક ઘટિકાપરિમિત દશમી હોય, તેની ઉપર પંચાવન ઘટિકા પરિમિત એકાદશી હોય તે આ એકાદશી લુપ્તા-ક્ષય પામેલી કહેવાય. (કેમકે બન્ને તિથિમાં સૂર્યોદય સાથે એનો સંબન્ધ રહ્યો નહિ) આવા સમયે આ એકાદશી વિદ્ધા થતાં વ્રતમાં અયોગ્ય હોવાથી આવી લુપ્તા એકાદશીને બીજે દિવસે જે દ્વાદશી હોય તેનોજ પરમ ગતિની ઇચ્છાવાળાએ ઉપવાસ કરવો. વિદ્ધાનો નિષેધ કરવાથીજ આ અર્થ આવી જાય છે, એટલે આ વચનની જરૂર નથી. તથાપિ 'જ્યારે અંશથીપણ સૂર્યોદયસાથે એકાદશીનો સંબન્ધ નથી તો પર દિવસે (દ્વાદશી દિવસે) વ્રત કરવું તેતો અયોગ્ય હોવાથી બીજી કોઈ ગતિ નથી માટે વિદ્ધાનો પણ આદર કરવો ઠીક છે' એમ કોઈ આશંકા લાવે તેનું નિવારણ કરવું એ આ વચનનું પ્રયોજન છે. તો આ વચન ન્યૂનદ્વાદશિકા અને ન્યૂના વિદ્ધા એકાદશીને

उपोष्या द्वादशी तत्र यदीच्छेत्परमां गतिम् ॥८॥ दशमीमिश्रिता पूर्वा द्वादशी यदि लुप्यते । उपोष्या द्वादशी तत्र त्रयो

અભિપ્રાય કરીને પ્રવર્ત્યું છે, એમ સમજવું ॥૮॥ પૂર્વા–એકાદશી જો દશમીએ મિશ્રિત હોય અને દ્વાદશી લુપ્ત–ક્ષય પામી ગઈ હોય–એટલે પૂર્વ દિવસે દશમી સૂર્યોદય પછી બે ઘડી કે ત્રણ ઘડી સમ્બન્ધ ધરાવતી હોય પછીથી એકાદશી પ્રવર્તતી હોય, આ એકાદશી અધિક હોવાથી બીજે દિવસે સૂર્યોદય પછી ઘડી કે બે ઘડી પહોંચતી હોય, તેપછી દ્વાદશી બેસતી હોય, આ દ્વાદશી પચાવન ઘડીપર્યંત રહેતી હોય, તે આ દ્વાદશી પૂર્વ દિવસે અને ઉત્તર દિવસે સૂર્યોદય સમયે સમ્બન્ધે રહિત હોવાથી લુપ્તા સમજવી આવા યોગમાં ત્રયોદશીએજ પારણાં કરવા, ઉપવાસ તો દ્વાદશીએજ કરવો તેના થકી પ્રથમ દિવસે જે એકાદશી તેતો દશમીથી મિશ્રિત હોવાથી હેયજ છે વિદ્ધાનો ત્યાગ કરવાનો કહ્યો એથીજ આ અર્થ આવી જાય છે તો આ વચનની જરૂર નથી, તથાપિ 'પારણામા ઉપયોગી દ્વાદશીનો યોગ નથી માટે અગતિથી વિદ્ધાનોજ આદર કરવો' એવી કોઈ શંકા લાવે તેના નિવારણમાટે આ વચનનું પ્રયોજન છે યદ્યપિ એકાદશીનો બે દિવસે યોગ હોવા વિના દ્વાદશીના લોપનો સભવ નહિ હોવાથી દ્વાદશીના લોપમાં એકાદશીનુ અધિકપણુ પ્રાપ્ત થઈ જાય છે માટે 'एकादशी द्वादशी वाऽधिका चेत्त्यज्यतां दिनम् । पूर्वं' આ પૂર્વ વચનથીજ એ અર્થ આવી જાય છે તથાપિ તેમાં એકાદશીની વૃદ્ધિ એ શંકામૂળ છે, અહીં તો તેની વૃદ્ધિ નથી એક તિથિ પૂર્વ દિવસે સૂર્યોદયને સમારભીને પ્રવર્તી હોય તેનો બીજે દિવસે સૂર્યોદય પછી પણ યોગ રહેતો હોય તો તે 'વૃદ્ધિ' એમ પરિભાષાથી કહેવાય છે અહીં 'દશમીમિશ્રા' એમ કહ્યુ છે તો પૂર્વ દિવસે પ્રાત સમયે સૂર્યોદયપછી ઘટિકામાત્ર કે તેનો અંશ દશમીનો સબન્ધ જણાય છે, એમ કહેવાથીજ 'દશમીમિશ્રા' આ પ્રયોગનુ સ્વારસ્ય આવે છે, અન્યથા તો દશમીવિદ્ધા' એવો પ્રયોગ કરાત, માટે આવો સૂક્ષ્મ ભેદ જાણવો તેમ તેમા એકાદશીનો પુષ્કળ યોગ એ આશંકાનુ બીજ છે, અહીં તો પારણામા ઉપયોગી દ્વાદશીનો અભાવ એ આશંકાનુ

दश्यां तु पारणम् ॥९॥ सम्पूर्णैकादशी त्याज्या परतो द्वादशी यदि । उपोष्या द्वादशी तत्र द्वादश्यामेव पारणम् ॥१०॥ नवमी पलमेकं स्याद्दशमी परतो यदि । उपोष्या द्वादशी शुद्धा त्रयोदश्यां

બીજ છે એવોપણ ભેદ છે ॥૯॥ પૂર્વ દિવસે યદ્યપિ એકાદશી સપૂર્ણ હોય, તે થકી બીજે દિને પ્રવર્તેલી જે દ્વાદશી તેજ તે થકી બીજે દિવસે પણ જો પહોચતી હોય તો પ્રથમ દ્વાદશીએ ઉપવાસ કરવો અને બીજી દ્વાદશીએ પારણા કરવા, પણ સપૂર્ણ એકાદશીએ ઉપવાસ ન કરવો તેમ પ્રથમ દ્વાદશીએ પારણાં ન કરવા (અર્થાત્ પૂર્વદિને પૂર્ણ એકાદશી હોય, બીજે દિને સૂર્યોદયને સમારભીને સાઠ ઘડી પરિમિત દ્વાદશી હોય, આજ દ્વાદશી બીજે દિવસે સૂર્યોદય પછી પણ બે ઘડી કે ત્રણ ઘડી વ્યાપતી હોય, ત્યારે પ્રથમ દ્વાદશીમા ઉપવાસ અને બીજી દ્વાદશીમાં પારણા કરવા ) યદ્યપિ આ વચનનો અર્થ **'द्वादशी वाऽधिका चेत्स्यज्यतां दिनं पूर्वं ग्राह्यमुत्तर'** આ પૂર્વવચનથીજ આવી જાય છે તો આ વચનની જરૂર જણાતી નથી તથાપિ દ્વાદશીની વૃદ્ધિને અધિકાર કરીનેજ આ વચન પ્રવર્ત્યુ છે એમ જાણવુ. આમા 'એકાદશીનું વિદ્ધાપણુ છે અને આમા શુદ્ધાપણુ છે' એવા વિશેષને જણાવનારૂં તો કાઈપણ પદ બન્ને વચનમા પણ નથી, તથાપિ **'संपूर्णा'** એવા વિશેષનો અહી નિર્દેશ કર્યો છે અને વળી શુદ્ધામા **'संपूर्णा'** એવા શબ્દની પરિભાષા અન્ય સ્થળે છે તો પૂર્વવચન વિદ્ધાને અભિપ્રાય કરીને પ્રવર્ત્યુ છે અને આ વચન શુદ્ધાને અભિપ્રાય કરીને પ્રવર્ત્યુ છે આવી વિષમતા સમજવી પૂર્વવચન પણ શુદ્ધાપર છે એમ લઇએ તો તેની દૃઢતા કરવા આ બીજું પ્રમાણ છે એમ જાણવુ ॥૧૦॥ જો નવમી સૂર્યોદય પછી પળ પરિમિતા હોય, તેપછી દશમી પ્રવર્તતી હોય, તે આ દશમી બીજે દિવસે સૂર્યોદય પહેલાજ નિવૃત્ત થઈ જતી હોય, ત્યારે દશમી લુપ્ત–ક્ષય પામેલી જાણવી તેથકી બીજે દિવસે જે એકાદશી આવે તેનો ઉપવાસ ન કરવો, કેમકે તેમા દશમીનો વેધ આવે છે, માટે શુદ્ધ દ્વાદશીમાજ ઉપવાસ કરવો અને ત્રયોદશીમા તો પારણા કરવા યદ્યપિ વિદ્ધાપણાથીજ તેનો ત્યાગ પ્રાપ્ત થાય છે તો દશમીનો ક્ષય

तु पारणम् ॥११॥ अविद्धैकादशी स्याच्च द्वादशी वृद्धिगामिनी। यदा तदोपवासस्तु शक्तै कार्यो दिनद्वये ॥१२॥ द्वादश्यामेव चाशक्तैर्विष्णुभक्तैरुपोषणम्। कर्तव्यं सोत्सवं भक्त्या द्वादश्यामेव पारणम् ॥१३॥ एकादशीमुपोष्याथ द्वादशीं समुपोषयेत्। न तत्र

ફરી વિધાનમા અહીં વિભેદક થતો નથી, અથાપિ ત્રયોદશીએપણ પાર ણાનો સભવ બતાવામાટે એનો આ ઉપન્યાસ છે 'વેધ ન હોવા છતા પણ આ વિશેષવચન છે' એમ બીજા કહેછે આમા સપ્રદાયને અનુસારે નિર્ણય જાણવો ॥૧૧॥ અવિદ્ધાજ એકાદશી પળમાનપણ બીજે દિવસે પહોચતી હોય, તેની ઉપર પ્રાપ્ત થતી દ્વાદશી બીજે દિવસે સૂર્યોદય પછી ઘટીમાન કે પળમાન પહોચતી હોય, ત્યારે સમર્થોએતો બે દિવસ (શુદ્ધા એકાદશીમા અને પ્રથમ દ્વાદશીમા) ઉપવાસ કરવો અને બીજી દ્વાદશીમા પારણા કરવા ॥૧૨॥ અસમર્થ વિષ્ણુભક્તોએ તો પરદિન દ્વાદશીમાજ ઉત્સવ સહિત ઉપવાસ ભક્તિથી કરવો અને તેથકી પરદિન બીજી દ્વાદ શીમાજ પારણા કરવા 'શુદ્ધા એકાદશીનો પ્રથમ દિવસેજ લાભ થવાથી તે દિવસે ઉપોષણ પ્રાપ્ત થાય છે તો ફરી તે થકી બીજે દિવસે ઉપવાસ કરવામા આવે તો પ્રથમ ઉપવાસના અગભૂત પારણાનુ અનુષ્ઠાન નહિ થવાથી વ્રતભગ થાય' એમ કોઈ આશકા કરે તો તેમ નથી દ્વાદશીની જ્યારે વૃદ્ધિ હોય ત્યારે તે થકી બીજે દિવસજ પારણાનો મુખ્ય સમય છે એમ સિદ્ધ થાય છે, વળી બને તિથિના (એકાદશી દ્વાદશી) દેવતા વિષ્ણુ હોવાથી તેમ બન્નેય દિવસે શુદ્ધ એકાદશીનો અન્વય હોવાથી બન્નેય તિથિઓ હરિદિન થતા ઉપવાસને યોગ્ય દિવસ થાય છે માટે બીજી દ્વાદ શીએ પારણા કરવા વસ્તુતાએ વ્રતમા મુખ્યપણું તો પછીના (બીજા) દિવસનુજ છે આ જે બે દિવસ ઉપવાસ કરવાનો કહ્યો, એતો શક્તોના પ્રત્યે અભ્યનુજ્ઞામાત્ર છે તો આ વચન અધિકદ્વાદશીકા અધિકશુદ્ધા એકાદશીને અભિપ્રાય કરીને પ્રવર્તેલ જાણવુ બીજાઓતો–અધિક દ્વાદશિકા શુદ્ધન્યૂના એકાદશીને અભિપ્રાય કરીને પ્રવર્ત્યું છે એમ યોજના કરેછે એમ માને તો શક્તોના પ્રત્યે જે બે દિવસ ઉપવાસ કરવાની અભ્યનુજ્ઞા

विधिलोपः स्याद्देवो यदुभयोर्हरिः ॥१४॥ दशमी पञ्चपञ्चाशद्घटिका यावदेव हि । तावन्न दशमीवेधः प्रोक्तः प्रोक्तस्तदूर्ध्वतः ॥१५॥ एवमेव हि गोस्वामिविठ्ठलेशमतं ततः । मदीयैरपि युष्माभिस्तदेव ग्राह्यमादरात् ॥१६॥ बहुवाक्यविरोधेऽथ सन्देहे च तिथेर्विदाम् । उपोष्या द्वादशी शुद्धा त्रयोदश्यां तु पारणम् ॥१७॥ एकादशी प्रमादेन विस्मृता स्याद्यदा तदा । परेऽह्नि द्वादशीमेव समुपोष्य व्रतं चरेत् ॥१८॥ एकादशेन्द्रियाणां यत्तत्तद्विषयलक्षणम् । हित्वाऽऽहारं वासुदेवसम्मुखत्वमखण्डितम् ॥१९॥ एकादशीव्रतस्यैतन्मुख्यं भवति लक्षणम् । उपवासो निराहार एष एव मतो बुधैः ॥२०॥ उपावृत्तस्य पापेभ्यो यस्तु वासो गुणैः सह । उपवासः

---

કરી તેતો યથાસંપ્રદાય જાણવી ॥૧૩-૧૪॥ દશમીનો વેધ સ્પષ્ટપણે પ્રતિપાદન કરેછે—જ્યાંસુધી દશમી પંચાવન ઘડી વ્યાપતી હોય ત્યાંસુધી દશમીવેધ કહ્યો નથી જે પચાવન ઘડી ઉપર પળમાત્રપણ દશમી હોય તો દશમીવેધ કહેલો જાણવો વિઠ્ઠલેશ ગોસ્વામિઓનેપણ આ અનુમત છે, માટે મારા આશ્રિત તમારેપણ એજ આદરથી ગ્રહણ કરવું ॥૧૫-૧૬॥ જ્યારે નિબન્ધકારો બહુ હોવાથી તેમના વિવિધ વચનોના અર્થનો વિચાર કરતા પરસ્પર વિરોધ આવવાથી વેધમાં સંશય થાય કે તિથિનિર્ણયને જાણનારા જ્યોતિષીઓની ગણનામાં પરસ્પર વિરોધ આવતા વેધમાં સંશય થાય ત્યારે શુદ્ધ દ્વાદશીનોજ ઉપવાસ કરવો અને ત્રયોદશીએ પારણા કરવા ॥૧૭॥ હવે પ્રમાદથી શુદ્ધ એકાદશીના ઉપવાસના અતિક્રમમાં નિર્ણય કહેછે—જો એકાદશી પ્રમાદને લીધે વિસ્મૃત થઈ જાય તો બીજે દિવસે દ્વાદશીએ ઉપવાસ કરીને ત્રયોદશીએ પારણા કરવા ॥૧૮॥ હવે ઉપવાસનું સ્વરૂપ કહેછે—આ એકાદશીવ્રતમાં નિરાહારતારૂપ જે ઉપવાસ કહ્યો તે કેવળ અન્નત્યાગમાત્રરૂપ ન સમજવો, કિંતુ શ્રોત્રાદિ તેતે એકાદશ ઇન્દ્રિયોના આહારરૂપ જે શબ્દાદિ વિષયો તેના ત્યાગરૂપ મુખ્ય ઉપવાસ જાણવો તેતે ઇન્દ્રિયોના આહારનો ત્યાગ કરવાપૂર્વક જે વાસુદેવનું અવિચ્છિન્ન સન્મુખપણું (વાસુદેવપરાયણતારૂપ) છે એજ એકાદશીનું

स विज्ञेय. सर्वभोगविवर्जित. ॥२१॥ तज्जप्यजपनं ध्यानं तत्कथा श्रवणादय' । उपवासकृतामेते गुणा प्रोक्ता मनीषिभि ॥२२॥ क्षमा सत्य दया शौच दानमिन्द्रियनिग्रह । देवपूजाग्निहवनं सन्तोष स्तेयवर्जनम् ॥२३॥ एकादशं ब्रह्मचर्यमहिंसा रसवर्जनम् । सर्वव्रतेषु सामान्या धर्मा एते त्रयोदश ॥२४॥ स्मृतिश्चालोकन गन्ध. स्वादन चापि कीर्तनम् । अन्नस्य सर्वथा वर्ज्यमुपवासं प्रकुर्वता ॥२५॥ पतितान्नास्तिकान्हिस्त्रानन्त्यजान्वेदनिन्दकान् । नाभि

નિરાહાર ઉપવાસવ્રત બુધજનોએ મુખ્ય માન્યુ છે ॥૧૯-૨૦॥ ઉપવાસ શબ્દની નિરૂક્તિ આ છે-પાપકર્મોથકી ઉપ-ઉપનિવૃત્ત થએલા જનને આગળ કહેશે એવા જપાદિ ગુણોસાથે જે વાસ સ્થિતિ તે આ સર્વ વિષયભોગવર્જીત ઉપવાસ સમજવો ॥૨૧॥ તે વાસુદેવનો જપવા યોગ્ય જે મન્ત્ર તેનો જપ કરવો, તેમની મૂર્તિનુ ધ્યાન કરવુ, તેમની કથા સાભળવી, તેમની પૂજા કરવી, ઈત્યાદિ આ સર્વે ઉપવાસવ્રતમા નિષ્ઠાવાળાઓને અપેક્ષિત ગુણો મુનિઓએ કહેલા જાણવા ॥૨૨॥ વળી સર્વ વ્રતોમા સાધારણ ક્ષમા આદિક જે તેર ધર્મો છે તેપણ આ વ્રતમા નિષ્ઠાવાળાને અપેક્ષિત જાણવા તેમાં ક્ષમા-પરાપરાધ સહન કરવો, સત્ય-ભૂતહિતપૂર્વક યથાર્થ ભાષણ, દયા-પરપીડાનુ અસહન, શૌચ-બાહ્ય આભ્યતર એમ બે પ્રકારનુ, દાન-પોતાના વિત્તાદિકનુ પરને સ્વત્વ (માલકીપણુ) સપાદન કરી આપવુ, ઇન્દ્રિય નિગ્રહ-વિષયોને અભિમુખ મર્યાદા મુકીને દોડતી શ્રોત્રાદિ ઇન્દ્રિયોનુ નિયમન, દેવ-પોતાના ઈષ્ટદેવનુ પૂજન, અગ્નિહવન-અગ્નિમા તેમનુજ યજન, સતોષ-સદા સતુષ્ટ રહેવારૂપ લોભરાહિત્ય, અસ્તેય-પરપદાર્થનુ અપહરણ ન કરવુ, બ્રહ્મચર્ય-સ્ત્રીસગત્યાગ અહિંસા-પ્રાણીઓને પીડા ન કરવી, રસવર્જન-રસાસ્વાદનો પરિત્યાગ, આ તેર ધર્મો સર્વ વ્રતોમા સામાન્ય પાળવાના જાણવા ॥૨૩-૨૪॥ ઉપવાસવ્રતમાં નિષ્ઠાવાળો નર અન્નનું વારેવારે અનુસ્મરણ રાગપૂર્વક તેનુ દર્શન, તેના ગધનુ 'અહો ! કેવો ગધ છે,' એમ ગ્રહણ અને તેના ગુણોનુ વર્ણન પણ સર્વથા ન જ કરે તેમજ રસપરીક્ષામાટે પત્ર

भाषेत नेक्षेत न स्पृशेच्च व्रती नरः ॥२६॥ अनातुरोऽसकृच्चैव पिबे-
त्तोयं व्रती क्वचित् । इन्द्रियक्षोभजननं भक्षयेन्न च किञ्चन ॥२७॥
गात्राभ्यङ्गं शिरोभ्यङ्गं ताम्बूलं चानुलेपनम् । व्रतस्थो वर्जयेदेव
खट्वायां शयनं तथा ॥२८॥ स्त्रीणां सम्प्रेक्षणात्स्पर्शात्ताभिः सङ्क-
थनादपि । विपद्यते ब्रह्मचर्यं स्वदारेषु तु सङ्गमात् ॥२९॥ प्राप्त
आवश्यके कार्ये भाषणे तु परस्त्रिया । स्पर्शे चापदि संवृत्ते न दोषो
गृहिणां स्मृतः ॥३०॥ असकृज्जलपानाच्च सकृत्ताम्बूलचर्वणात् ।

અન્નને નજ ભક્ષણ કરે ॥૨૫॥ વ્રતી નર પતિત, નાસ્તિક, હિંસક, અ-ન્ત્યજ, ( ધોબી મોચી આદિક ) વેદનિંદક, ( બૌદ્ધ જૈનાદિક ) આ સર્વની સાથે બોલે નહિ, તેમ તેમનો સ્પર્શ ન કરે અને તેમને જુવેપણ નહિ. યદ્યપિ પતિતાદિકની સાથે નહિ બોલવાનો વિધિ સર્વને સાધારણ છે ( વિ-શેષ નથી ) તથાપિ વ્રતિના પ્રતિ જે તેનું વિધાન છે તે વ્રતભંગને કરવા-પણું જણાવામાટે છે, અન્યથા ( ન જણાવે તો ) 'પાપસંપાદક છે પણ વ્રતભંગ કરનાર નથી' એવી કોઈ શંકા કરે ॥૨૬॥ ઉપવાસવ્રતમાં નિષ્ઠા-વાળો નર વારંવાર જળને ક્યારેય નજ પિવે, કારણ કે વારંવાર જળપાન કરવાથી પણ ઉપવાસનો ભંગ થાય છે. આ અનાતુર ( નિરોગી )ને પ્રતિ-ષેધ છે, આતુર-રોગીને તો આ પ્રતિષેધ નથી. તથા અશક્તને અભ્યનુજ્ઞા કરેલો ફળાદિ આહારપણ જે ઇન્દ્રિયક્ષોભ કરનારો હોય તો તેને ક્યારેય નજ ભક્ષણ કરે ॥૨૭॥ વ્રતકર્તા પુરૂષ ગાત્રાભ્યંગ-સુગન્ધિ તૈલાદિક શરીર ઉપર મર્દન કરીને સ્નાન કરવું, શિરોભ્યંગ-સુગન્ધિ તૈલાદિકથી મસ્તક કેશનું પ્રસાધન કરવું, તાંબૂળ-નાગરવેલના પાનની બીડીનું ભક્ષણ, ચંદનથી અંગરાગ, આ સર્વનો ત્યાગ કરે-નજ કરે. તથા ખાટલામાં શય-નને નજ કરે ॥૨૮॥ વ્રતમાં પાળવાપણે કહેલું જે બ્રહ્મચર્ય તે નારીઓના નિરીક્ષણથી, તેના સ્પર્શથી, તેની સાથે સંભાષણથી વિલુપ્ત થાયછે, માટે વ્રતીએ એનો પરિત્યાગ કરવો. ગૃહસ્થને તો પોતાની પત્નીમાં કેવળ સંગમથીજ બ્રહ્મચર્યલોપ થાય પણ તેના નિરીક્ષણાદિકથી ન થાય. આવ-શ્યક કાર્ય પ્રાપ્ત થતાં તો પરસ્ત્રી સાથે ભાષણથી તથા આપત્કાળમાં તેના

स विज्ञेयः सर्वभोगविवर्जितः ॥२१॥ तन्मन्त्यजपनं ध्यानं तत्कथा श्रवणादयः । उपवासकृतामेते गुणाः प्रोक्ता मनीषिभिः ॥२२॥ क्षमा सत्यं दया शौचं दानमिन्द्रियनिग्रहः । देवपूजाग्निहवनं सन्तोषः स्तेयवर्जनम् ॥२३॥ एकादशं ब्रह्मचर्यमहिंसा रसवर्जनम् । सर्वव्रतेषु सामान्या धर्मा एते त्रयोदश ॥२४॥ स्मृतिश्चालोकनं गन्ध. स्वादनं चापि कीर्तनम् । अन्नस्य सर्वथा वर्ज्यमुपवासं प्रकुर्वता ॥२५॥ पतिताद्मास्तिकान्हिंस्रानन्त्यजान्वेदनिन्दकान् । नाभि-

નિરાહાર ઉપવાસવ્રત બુધજનોએ મુખ્ય માન્યું છે ॥૧૯-૨૦॥ ઉપવાસ શબ્દની નિરૂક્તિ આ છે-પાપકર્મોથકી ઉપ-ઉપનિવૃત્ત થએલા જનને આગળ કહેશે એવા જપાદિ ગુણોસાથે જે વાસ-સ્થિતિ તે આ સર્વ વિષયભોગવર્જીત ઉપવાસ સમજવો ॥૨૧॥ તે વાસુદેવનો જપવા યોગ્ય જે મંત્ર તેનો જપ કરવો, તેમની મૂર્તિનુ ધ્યાન કરવુ, તેમની કથા સાંભળવી, તેમની પૂજા કરવી, ઈત્યાદિ આ સર્વે ઉપવાસવ્રતમા નિષ્ઠાવાળાઓને અપેક્ષિત ગુણો મુનિઓએ કહેલા જાણવા ॥૨૨॥ વળી સર્વ વ્રતોમા સાધારણ ક્ષમા આદિક જે તેર ધર્મો છે તેપણ આ વ્રતમા નિષ્ઠાવાળાને અપેક્ષિત જાણવા તેમા ક્ષમા-પરાપરાધ સહન કરવો, સત્ય-ભૂતહિતપૂર્વક યથાર્થ ભાષણ, દયા-પરપીડાનુ અસહન, શૌચ-બાહ્ય આભ્યંતર એમ બે પ્રકારનુ, દાન-પોતાના વિત્તાદિકનુ પરને સ્વત્વ ( માલકીપણું ) સંપાદન કરી આપવુ, ઇન્દ્રિય નિગ્રહ-વિષયોને અભિમુખ મર્યાદા મુકીને દોડતી શ્રોત્રાદિ ઇન્દ્રિયોનુ નિયમન, દેવ-પોતાના ઇષ્ટદેવનુ પૂજન, અગ્નિહવન-અગ્નિમા તેમનુજ યજન, સંતોષ-સદા સંતુષ્ટ રહેવારૂપ લોભરાહિત્ય, અસ્તેય-પરપદાર્થનુ અપહરણ ન કરવું, બ્રહ્મચર્ય-સ્ત્રીસંગત્યાગ, અહિંસા-પ્રાણીઓને પીડા ન કરવી, રસવર્જન-રસાસ્વાદનો પરિત્યાગ, આ તેર ધર્મો સર્વ વ્રતોમા સામાન્ય પાળવાના જાણવા ॥૨૩-૨૪॥ ઉપવાસવ્રતમાં નિષ્ઠાવાળો નર અન્નનું વારેવારે અનુસ્મરણ રાગપૂર્વક તેનુ દર્શન, તેના ગંધનું 'અહો ! કેવો ગંધ છે,' એમ સ્રદ્દણ અને તેના ગુણોનુ વર્ણન પણ સર્વથા ન જ કરે તેમજ રસપરીક્ષામાટે પણ

भाषेत नेक्षेत न स्पृशेच्च व्रती नरः ॥२६॥ अनातुरोऽसकृन्नैव पिबे-त्तोयं व्रती कचित् । इन्द्रियक्षोभजननं भक्षयेन्न च किञ्चन ॥२७॥ गात्राभ्यङ्गं शिरोभ्यङ्गं ताम्बूलं चानुलेपनम् । व्रतस्थो वर्जयेदेव खट्वायां शयनं तथा ॥२८॥ स्त्रीणां सम्प्रेक्षणात्स्पर्शात्ताभिः सङ्कथनादपि । विपद्यते ब्रह्मचर्यं स्वदारेषु तु सङ्गमात् ॥२९॥ प्राप्त आवश्यके कार्ये भाषणे तु परस्त्रिया । स्पर्शे चापदि संवृत्ते न दोषो गृहिणां स्मृतः ॥३०॥ असकृज्जलपानाच्च सकृत्ताम्बूलचर्वणात् ।

अन्नने नज भक्षण करे ॥२५॥ व्रती नर पतित, नास्तिक, हिंसक, अंत्यज, (धोबी मोची आदिक) वेदनिंदक, (बौद्ध जैनादिक) आ सर्वनी साथे बोले नहि, तेम तेमनो स्पर्श न करे अने तेमने जुवेपण नहि. यद्यपि पतितादिकनी साथे नहि बोलवानो विधि सर्वने साधारण छे (विशेष नथी) तथापि व्रतिना प्रति जे तेनुं विधान छे ते व्रतभंगने करवापणुं जणावामाटे छे, अन्यथा (न जणावे तो) 'पापसंपादक छे पण व्रतभंग करनार नथी' एवी कोई शंका करे ॥२६॥ उपवासव्रतमां निष्ठावाळो नर वारंवार जळने क्यारेय नज पिवे, कारण के वारंवार जळपान करवाथी पण उपवासनो भंग थाय छे. आ अनातुर (निरोगी)ने प्रतिषेध छे, आतुर-रोगीने तो आ प्रतिषेध नथी. तथा अशक्तने अभ्यनुज्ञा करेलो फळादि आहारपण जे इन्द्रियक्षोभ करनारो होय तो तेने क्यारेय नज भक्षण करे ॥२७॥ व्रतकर्ता पुरुष गात्राभ्यंग-सुगन्धि तैलादिक शरीर उपर मर्दन करीने स्नान करवुं, शिरोभ्यंग-सुगन्धि तैलादिकथी मस्तक केशनुं प्रसाधन करवुं, तांबूळ-नागरवेलना पाननी बीडीनुं भक्षण, चंदनथी अंगराग, आ सर्वनो त्याग करे-नज करे. तथा खाटलामां शयनने नज करे ॥२८॥ व्रतमां पाळवापणे कहेलुं जे ब्रह्मचर्य ते नारीओना निरीक्षणथी, तेना स्पर्शथी, तेनी साथे संभाषणथी विलुप्त थायछे, माटे व्रतीए एनो परित्याग करवो. गृहस्थने तो पोतानी पत्नीमां केवळ संगमथीज ब्रह्मचर्यलोप थाय पण तेना निरीक्षणादिकथी न थाय. आवश्यक कार्ये प्राप्त थतां तो परस्त्री साथे भाषणथी तथा आपत्काळमां तेना

उपवासः प्रणश्येद्धि दिवास्वापाच्च मैथुनात् ॥३१॥ अश्रुप्रपातो रोषश्च कलहस्य कृतिस्तथा । पुरुषं च स्त्रियं सद्यो व्रताद्भ्रंशयति ध्रुवम् ॥३२॥ दानं व्रतं च नियमा ज्ञानं ध्यानं हुतं जपः । यत्नेनापि कृतं सर्वं क्रोधितस्य वृथा भवेत् ॥३३॥ मिथ्यावादे दिवास्वापे बहुशोऽम्बुनिषेवणे । अष्टाक्षरं व्रती जप्त्वा शुद्ध्येदष्टोत्तरं शतम् ॥३४॥ स्तेननास्तिकहिंस्रादिभाषणादौ व्रती पुमान् । अष्टाक्षरं जपेत्स्नात्वा शतत्रयमुदङ्मुखः ॥३५॥ ताम्बूलमद्यमांसादिभक्षणे

અંગના કાર્યવશાત્ સ્પર્શથી ગૃહસ્થોને બ્રહ્મચર્યલોપ ન થાય ॥૨૯-૩૦॥ જેમ વારંવાર જળપાનથી ઉપવાસવ્રતનો ભંગ થાય તેમ એકવાર તાંબૂળ ચર્વણથી તેનો ભંગ થાયછે. તથા જેમ મૈથુનથી ઉપવાસવ્રતનો ભંગ થાય તેમ દિવાનિદ્રાથી પણ તેનો ભંગ થાય. વારંવાર જળપાનનું અને મૈથુનનું દૃષ્ટાંતપણે ગ્રહણ કર્યું છે માટે પુનરૂક્તિ દોષ નથી. અથવા-પોતે કહેલા અર્થમાં આ સ્મૃતિવાક્યનું પ્રદર્શન છે એમ જાણવું ॥૩૧॥ રોષા-વેશ, કલેશ કરવો અને અશ્રુપ્રપાત-રૂદન કરવું, આ દોષો નર-નારીના વ્રતના વિલોપને અવશ્ય કરનારા છે, માટે વ્રતી નર તે આ દોષોને નજ કરે ॥૩૨॥ મહા યત્નથી અનુષ્ઠાન કરેલાં જપ-દાન-વ્રત-નિયમ-ધ્યાન-જ્ઞાન-હોમ આદિક સત્કર્મો ક્રોધ કરવાથી નિષ્ફળ થાય છે, માટે ક્રોધને સર્વ પ્રકારે પરિત્યાગ કરે ॥૩૩॥ હવે વ્રતનિયમ ભંગમાં પ્રાયશ્ચિત્તને કહેછે—શરીરની અસ્વસ્થતાને લીધે (પ્રામાદિક) દિવાસ્વાપ થઈ જાય કે અસત્ય ભાષણ થઈ જાય કે બહુવાર જળપાન થઈ જાય તો વ્રતી નર એકસો આઠવાર અષ્ટાક્ષરમંત્રનો જપ કરવાથી શુદ્ધ થાય છે (તે દોષના નિવારણદ્વારા વ્રતફળને પામેછે) ॥૩૪॥ ચોર-નાસ્તિક-હિંસક-પતિત-વેદનિંદક આદિકની સાથે પ્રામાદિક સંભા-ષણાદિક થઈ જાય તો વ્રતી પુરૂષ સ્નાન કરી ઉત્તરમુખે બેસીને ત્રણસો વાર અષ્ટાક્ષરમંત્ર જપ કરવાથી શુદ્ધિને પામે છે ॥૩૫॥ પ્રાયશ્ચિત્તથી પણ ન પરિહાર થાય એવા તો આ દોષો છે. ક્યા ? તો કહે છે—તાંબૂળ-મદ્ય-માંસાદિકનું પ્રમાદથી પણ ભક્ષણ, તથા ગ્રામ્યવાર્તાનું

मैथुने तथा । ग्राम्यवार्ताप्रकथने गालिदाने च ताडने ॥३६॥ तमालभक्षे मदकृद्भक्षे च द्यूतदेवने । अज्ञानादपि सज्ञाते व्रतलोपो भवेद्ध्रुवम् ॥३७॥ विभर्तृकायाः स्पर्शास्तु भवेत्पुंसो धिया यदा । तस्याः पुंसोऽथ च स्पर्शो व्रतलोपस्तदोभयोः ॥३८॥ बुद्धिपूर्वं वीर्यपातः पुंसः स्वप्नेऽपि चेद्भवेत् । तदापि व्रतलोपः स्यात्तत्पुमान् विभियात्स्त्रियाः ॥३९॥ अष्टावेवाव्रतघ्नानि जलं मूलं फलं पयः । हविर्ब्रा-

કથન-ગાળિદાન-તાડનાદિ, તથા તમાકુનું ભક્ષણ, માદક વસ્તુનું ભક્ષણ, દ્યૂતક્રીડા અને સ્ત્રીસંગ આમાંથી એક પણ દોષ અજ્ઞાનથી જો થઈ જાય તો નિશ્ચે વ્રત લોપ થાય ॥૩૬-૩૭॥ એરીતે જો પુરૂષને બુદ્ધિપૂર્વક વિધવાનો સ્પર્શ થાય અને જો વિધવાને બુદ્ધિપૂર્વક પુરૂષનો સ્પર્શ થાય તો બન્નેના વ્રતનો લોપ થાય ॥૩૮॥ જો પુરૂષને બુદ્ધિપૂર્વક વીર્યપાત થાય અને સ્વપ્નમાં પણ વીર્યપ્રસ્ખલન થાય તો તેના પણ વ્રતનો વિલોપ પ્રાયશ્ચિત્તથી પણ ન પરિહાર થાય એવો થાય, માટે વ્રતી પુરૂષ સ્ત્રીથકી ભય પામે ॥૩૯॥ આ ઉપવાસ વ્રતમાં નહિ વિરોધ કરનારાં આ આઠજ છે-જળ, ( એકવાર કે બે વાર પીધેલું ) મૂળ ફળ કે દુધ ( એક વાર સેવેલું ) હવિઃ-હોમતાં બાકી રહેલું, વિધિપ્રાપ્ત, ઋત્વિજોને નિયમથી ભક્ષણપણે લાગુ થતું એવું હવિષ્યાન્ન, ( અથવા વ્રતોચિત હવિષ્યાન્ન ) બ્રાહ્મણકામ્યાથી અન્નનો સ્વીકાર ( એકાદશીએ શ્રાદ્ધમાં કોઈ બ્રાહ્મણે પિત્રાદિકને સ્થાને નિમંત્રણ કરેલાને તે બ્રાહ્મણની કામ્યાથી અન્નનો સ્વીકાર વ્રતલોપ માટે ન થાય ) ગુરૂનું વચન-ગુરૂવચનથી અન્નસ્વીકાર, શંકા-ગુરૂ હોઈને શિષ્યને અધર્મમાં કેમ પ્રેરે ? એકાદશીવ્રતતો નિત્ય છે, તેનો જે પ્રતિરોધ થાય એ અધર્મજ કહેવાય. સમાધાન-તો તે સત્ય છે, ગુરૂથકી બીજાએ કરેલો એકાદશીવ્રતનો જે પ્રતિરોધ તે અધર્મ કહેવાય, ગુરૂએ કરેલો તેનો પ્રતિરોધ અધર્મ ન કહેવાય, કેમકે આજ તેમાં અપવાદ વચન છે, તો ગુરૂ સ્વયં અધર્મમાં પ્રેરતા નથી. એમ થાય તો વ્રતના નિત્યપણામાં વિરોધ આવશે ? તો વિરોધ પણ નથી, કેમકે વયોવિશેષની પેઠે ગુરૂવચનરૂપ જે પ્રતિરોધ તેનો અભાવ પણ અધિકારીમાં વિશેષણ થાય

क्षणकाम्या च गुरोर्वचनमोपधम् ॥४०॥ सर्वभूतभयेनाथ व्याधि नाऽज्ञानतोऽपि वा। व्रतभङ्गो यदि भवेत्तर्हि दोषो न विद्यते ॥४१॥ पूर्वं व्रतं गृहीत्वा यो नाचरेत्काममोहितः। जीवन्भवति चण्डालो

છે એટલે જેમ આ વ્રત નિત્ય હોવા છતાં અમુક વર્ષનાજ મનુષ્યને નિત્ય લાગુ થાય છે ( પણ બાળ વૃદ્ધાદિકને નહિ ) તેમ ગુરુવચનરૂપ પ્રતિરોધ જેને ન હોય એવા અધિકારીને આ વ્રત નિત્ય લાગુ થાય (પ્રતિરોધવાળાને નહિ) એમ કહેવાથી વ્રતના નિત્યપણામાં કશો વિરોધ આવતો નથી વળી શિષ્યનું કાંઈ પણ હિત ચિંતન કરતા થકાજ ગુરૂ આ અર્થને ઉપદેશ કરે છે માટે ગુરૂની અસ્થાનમાં વિના કારણ આવી વચનપ્રવૃત્તિ નથી, તો લેશપણ ગુરૂ ઉપર આક્ષેપનો પ્રસંગ નથી ઔષધ-વ્યાધિ પ્રશમન માટે સેવેલું ઔષધ, આ આઠ વ્રતને હણતાં નથી ॥૪૦॥ ધાડ સ્વચક્ર પરચક્રાદિકથી આવેલા સર્વ પ્રાણીને સાધારણ ભયથી કે વ્યાધિથી કે અજ્ઞાનથી જો વ્રતભંગ થાય તો દોષ નથી ॥૪૧॥ લીધેલા વ્રતના ત્યાગમા પ્રાયશ્ચિત્ત કહે છે—જે પુરૂષ પ્રથમ 'બન્નેય પક્ષનું પણ એકાદશીવ્રત હુ કરીશ' એવો સંકલ્પ કરી વ્રતને ગ્રહણ કરીને, પછીથી કોઈ કામનાથી મોહિત થતા તે વ્રતનો ત્યાગ કરે છે તે પુરૂષ જીવતો થકો ચંડાળ સમાન થાય છે અને મરીને શ્વાન થાય છે. ( આ લોક પરલોકમાં દુ ખને પામે છે ) શંકા–પ્રથમ ગ્રહણ કરેલા વ્રતના ત્યાગમા દોષ કહ્યો, તે ઉપરથી અગ્રહણપક્ષ (વ્રત નહિ ગ્રહણ કરવાનો પક્ષ ) વ્યંજીત થાય છે, તેથી આ વ્રતની કામ્યતા ( આ વ્રત કામ્ય છે ) જણાય છે તો એની નિત્યતા શી રીતે સંભવે ? ( સમાધાન ) તો એમ નથી એકાદશીવ્રતમા નિત્યત્વ અને કામ્યત્વ એ બન્નેનો અન્વય છે, તેવાં સ્મૃતિવચનો છે, તેમાં 'उपोष्यैकादशी नित्यं पक्षयोरुभयोरपि ।' 'न करोति हि यो मूढ एकादश्यामुपोषणम् । स नरो नरकं याति रौरवं तमसाऽऽवृतम् ॥' ઇત્યાદિ વચનો નિત્યત્વને જણાવે છે 'यदीच्छेत् विष्णुसायुज्यं सुतान् संपदमात्मनः । एकादश्यां न भुञ्जीत पक्षयोरुभयोरपि ॥' ઇત્યાદિ વચનો કામ્યતાને જણાવે છે તો નિત્ય અનિત્યનો એકમા સયોગ થવામા કશો વિરોધ નથી. ખાદિર

मृतः श्वा च स जायते ॥४२॥ क्रोधात्प्रमादाल्लोभाद्वा व्रतभङ्गो भवेद्यदि। दिनत्रयं न भुञ्जीत मुण्डनं शिरसोऽथवा ॥४३॥ जाताशौचे मृताशौचे व्रतप्रारम्भतः पुरा। प्राप्ते नित्यं व्रतं कुर्याद्दानार्चादिविवर्जितम् ॥४४॥ उपावसंश्च नियमान् पालयन्सूतकी स्वयम्। व्रताङ्गदेवपूजादि कारयेद्ब्राह्मणेन वै ॥४५॥ प्रारब्धेऽथ व्रते प्राप्ते सूतके तु व्रती स्वयम्। स्नात्वा व्रताङ्गदेवस्य भक्त्या कुर्वीत पूजनम् ॥४६॥ नारी रजोदर्शने तु कृत्वा स्वयमुपोषणम्। देवार्चनादि चान्येन कारयेत्प्रयता व्रते ॥४७॥ व्रतोपवासदिवसे श्राद्धप्राप्तौ

યૂપની પેઠે દ્વિરૂપતા ( નિત્યત્વ કામ્યત્વ ) ની ઉપપત્તિ થાય છે. 'खादिरो यूपो भवति' એમ યજ્ઞમાં ખાદિર યૂપને નિત્યપણે કહ્યો છે, 'खादिरं वीर्यकामस्य यूप कुर्वीत' એમ તેજ યજ્ઞમાં કામ્યપણે તે ખાદિર યૂપને કહ્યો છે. એરીતે નિત્ય અનિત્યના સંયોગનો વિરોધ નથી, તો એકાદશીવ્રતનું નિત્યત્વ કામ્યત્વ સંભવે છે. ( ખાદિર યૂપ એટલે ખેરના કાષ્ઠનો યજ્ઞસ્તંભ કરવો ) ॥૪૨॥ જો ક્રોધવેગથી કે લોભવેગથી કે પ્રમાદવશથી આરંભેલા વ્રતનો વિલોપ થાય તો ત્રણ દિવસ ઉપવાસ કરવારૂપ અથવા શિખાશ્મશ્રુસહિત મસ્તકનું મુંડન કરાવારૂપ પ્રાયશ્ચિત્ત જાણવું ॥૪૩॥ હવે વ્રતવિઘ્નમાં વિનિર્ણય કહે છે—વ્રતારંભ પહેલાંજ જન્માશૌચ કે મૃતાશૌચ આવી પડે તો સૂતકી નર દાન પૂજાદિકે વર્જીત ઉપવાસરૂપ નિત્ય વ્રતમાત્રને સ્વય કરે અને તેમાં ઉપયોગી અહિંસા બ્રહ્મચર્ય આદિક નિયમોને સ્વયં પાળે વ્રતના અંગભૂત દેવપૂજા વિગેરે તો બ્રાહ્મણદ્વારા કરાવે ॥૪૪-૪૫॥ અને વ્રતનો પ્રારંભ કર્યા પછી મધ્યે સૂતકાદિ પ્રાપ્ત થાય તો સ્વયં વ્રતી સ્નાન કરીને વ્રતના અંગદેવ શ્રીકૃષ્ણનુ ભક્તિથી પૂજનાદિકને કરે, આ વ્રતનિષ્ઠને આશૌચનો અન્વય વ્રતાંગ પૂજનાદિકમાં વિરોધી નથી ( કેમકે આ તો દીક્ષિત છે ) ॥૪૬॥ તથા નારી રજસ્વળાપણું પ્રાપ્ત થતાં તો સ્વય ઉપવાસ કરીને, પોતે આરંભેલા વ્રતનિયમાદિકમાં તત્પર થઇને દેવપૂજાદિ બીજાપાસે કરાવે ( સ્વયં ન કરે ) ॥૪૭॥ વ્રતોપવાસ દિવસે પિત્રાદિકના શ્રાદ્ધનો પ્રસંગ આવે તો શ્રાદ્ધ કરીને,

हरणकाम्या च गुरोर्वचनमौषधम् ॥४०॥ सर्वभूतभयेनाथ व्याधि
नाऽज्ञानतोऽपि वा। व्रतभङ्गो यदि भवेत्तर्हि दोषो न विद्यते ॥४१॥
पूर्वं व्रतं गृहीत्वा यो नाचरेत्काममोहितः। जीवन्भवति चण्डालो

છે એટલે જેમ આ વ્રત નિત્ય હોવા છતા અમુક વર્ષનાજ મનુષ્યને નિત્ય
લાગુ થાય છે (પણુ બાળ વૃદ્ધાદિકને નહિ) તેમ ગુરૂવચનરૂપ પ્રતિરોધ
જેને ન હોય એવા અધિકારીને આ વ્રત નિત્ય લાગુ થાય (પ્રતિરોધવા
ળાને નહિ) એમ કહેવાથી વ્રતના નિત્યપણુામાં કશો વિરોધ આવતો નથી
વળી શિષ્યનુ કાંઈ પણુ હિત ચિંતન કરતા થકાજ ગુરૂ આ અર્થને ઉપ
દેશ કરે છે માટે ગુરૂની અસ્થાનમાં વિના કારણુ આવી વચનપ્રવૃત્તિ
નથી, તો લેશપણુ ગુરૂ ઉપર આક્ષેપનો પ્રસંગ નથી ઔષધ-વ્યાધિ
પ્રશમન માટે સેવેલુ ઔષધ, આ આઠ વ્રતને હણુતા નથી ॥૪૦॥ ધાડ
સ્વચક્ર પરચક્રાદિકથી આવેલા સર્વ પ્રાણીને સાધારણ ભયથી કે વ્યાધિથી
કે અજ્ઞાનથી જો વ્રતભંગ થાય તો દોષ નથી ॥૪૧॥ લીધેલા વ્રતના ત્યાગમા
પ્રાયશ્ચિત્ત કહે છે—જે પુરૂષ પ્રથમ 'બન્નેય પક્ષનુ પણુ એકાદશીવ્રત
હુ કરીશ' એવો સંકલ્પ કરી વ્રતને ગ્રહણુ કરીને, પછીથી કોઈ કામનાથી
મોહિત થતાં તે વ્રતનો ત્યાગ કરે છે તે પુરૂષ જીવતો થકો ચડાળ સમાન
ધર્મા થાય છે અને મરીને શ્વાન થાય છે (આ લોક પરલોકમાં દુ ખને
પામે છે) શંકા-પ્રથમ ગ્રહણુ કરેલા વ્રતના ત્યાગમાં દોષ કહ્યો, તે ઉપ
રથી અગ્રહણુપક્ષ (વ્રત નહિ ગ્રહણુ કરવાનો પક્ષ) વ્યજીત થાય છે, તેથી
આ વ્રતની કામ્યતા (આ વ્રત કામ્ય છે) જણુાય છે તો એની નિત્યતા
શી રીતે સભવે ? (સમાધાન) તો એમ નથી એકાદશીવ્રતમા નિત્યત્વ
અને કામ્યત્વ એ બનેનો અન્વય છે, તેવાં સ્મૃતિવચનો છે, તેમા 'उपोष्यै
कादशीं नित्य पक्षयोरुभयोरपि ।' 'न करोति हि यो मूढ एकादश्यामुपो
षणम्। स नरो नरक याति रौरव तमसाऽऽवृतम् ॥' ઈત્યાદિ વચનો નિત્ય
ત્વને જણુાવે છે 'यदीच्छेत् विष्णुसायुज्य सुतान् संपदमात्मन । एका-
दश्यां न भुञ्जीत पक्षयोरुभयोरपि ॥' ઈત્યાદિ વચનો કામ્યતાને જણુાવે છે
તો નિત્ય અનિત્યનો એકમા સયોગ થવામા કશો વિરોધ નથી. ખાદિર

मृतः श्वा च स जायते ॥४२॥ क्रोधात्प्रमादाल्लोभाद्वा व्रतभङ्गो भवेद्यदि। दिनत्रयं न भुञ्जीत मुण्डनं शिरसोऽथवा ॥४३॥ जाताशौचे मृताशौचे व्रतप्रारम्भतः पुरा। प्राप्ते नित्यं व्रतं कुर्याद्दानार्चादिविवर्जितम् ॥४४॥ उपावसंश्च नियमान् पालयन्सूतकी स्वयम्। व्रताङ्गदेवपूजादि कारयेद्ब्राह्मणेन वै ॥४५॥ प्रारब्धेऽथ व्रते प्राप्ते सूतके तु व्रती स्वयम्। स्नात्वा व्रताङ्गदेवस्य भक्त्या कुर्वीत पूजनम् ॥४६॥ नारी रजोदर्शने तु कृत्वा स्वयमुपोषणम्। देवार्चनादि चान्येन कारयेत्प्रयता व्रते ॥४७॥ व्रतोपवासदिवसे श्राद्धप्राप्तौ

યૂપની પેઠે દ્વિરૂપતા ( નિત્યત્વ કામ્યત્વ ) ની ઉપપત્તિ થાય છે 'खादिरो यूपो भवति' એમ યજ્ઞમાં ખાદિર યૂપને નિત્યપણે કહ્યો છે, 'खादिरं वीर्यकामस्य यूपं कुर्वीत' એમ તેજ યજ્ઞમાં કામ્યપણે તે ખાદિર યૂપને કહ્યો છે એરીતે નિત્ય અનિત્યના સંયોગનો વિરોધ નથી, તો એકાદશીવ્રતનું નિત્યત્વ કામ્યત્વ સંભવે છે. ( ખાદિર યૂપ એટલે ખેરના કાષ્ઠનો યજ્ઞસ્તંભ કરવો ) ॥૪૨॥ જો ક્રોધવેગથી કે લોભવેગથી કે પ્રમાદવશથી પ્રારંભેલા વ્રતનો વિલોપ થાય તો ત્રણ દિવસ ઉપવાસ કરવારૂપ અથવા શિખાશ્મશ્રુસહિત મસ્તકનું મુંડન કરાવારૂપ પ્રાયશ્ચિત્ત જાણવું ॥૪૩॥ હવે વ્રતવિઘ્નમાં વિનિર્ણય કહે છે—વ્રતારંભ પહેલાંજ જન્માશૌચ કે મૃતાશૌચ આવી પડે તો સૂતકી નર દાન પૂજાદિકે વર્જીત ઉપવાસરૂપ નિત્ય વ્રતમાત્રને સ્વયં કરે અને તેમાં ઉપયોગી અહિંસા બ્રહ્મચર્ય આદિક નિયમોને સ્વયં પાળે વ્રતના અંગભૂત દેવપૂજા વિગેરે તો બ્રાહ્મણદ્વારા કરાવે ॥૪૪-૪૫॥ અને વ્રતનો પ્રારંભ કર્યા પછી મધ્યે સૂતકાદિ પ્રાપ્ત થાય તો સ્વયં વ્રતી સ્નાન કરીને વ્રતના અંગદેવ શ્રીકૃષ્ણનું ભક્તિથી પૂજનાદિકને કરે, આ વ્રતનિષ્ઠને આશૌચનો અન્વય વ્રતાંગ પૂજનાદિકમાં વિરોધી નથી ( કેમકે આ તો દીક્ષિત છે ) ॥૪૬॥ તથા નારી રજસ્વળાપણું પ્રાપ્ત થતાં તો સ્વયં ઉપવાસ કરીને, પોતે પ્રારંભેલા વ્રતનિયમાદિકમાં તત્પર થઇને દેવપૂજાદિ બીજાપાસે કરાવે ( સ્વયં ન કરે ) ॥૪૭॥ વ્રતોપવાસ દિવસે પિત્રાદિકના શ્રાદ્ધનો પ્રસંગ આવે તો શ્રાદ્ધ કરીને,

तु पूरप.। पित्र्यमन्नमुपाघ्राय कुर्वीत व्रतमादरात् ॥४८॥ वैष्णवैस्तु विशेषेण श्राद्धमेकादशीभवम् । द्वादश्यामेव कर्तव्यं पितरो वैष्णवा यत ॥४९॥ गर्भिणी रोगिणी च स्त्री सूतिका चापद गता। अन्येनैव व्रतं स्वीय कारयेन्न तु हापयेत् ॥५०॥ भार्या पत्युर्व्रतं कुर्याद्भार्यायाश्च पतिर्व्रतम्। तदभावे परस्ताभ्या व्रते प्रतिनिधि मतः ॥५१॥ पुत्रं शिष्यं विनीत वा भगिनीं भ्रातर च वा। एषा मभावे विप्र वा व्रते स्वस्य नियोजयेत् ॥५२॥ पितृमातृपतिभ्रातृ

પિત્રિઓને નિવેદન કરેલુ અન્ન સુઘીને આદરથી વ્રતનુ સરક્ષણ કરે (આ સ્થળે જે અન્ન સુઘવાનુ કહ્યુ તે જમવાને ઠેકાણે જાણવુ) ॥૪૮॥ વૈષ્ણવોએ તો એકાદશીના ઉપવાસ દિવસે શ્રાદ્ધ નજ કરવુ, કિંતુ દ્વાદશીએજ કરવુ પિત્રિઓ એકાદશી દિવસે કવ્યને જમતા નથી, કારણ કે તેઓ પણ વૈષ્ણવો છે (તેઓ પણ વિષ્ણુની ઉપાસના કરે છે) 'एकादशी यदा नित्या श्राद्ध नैमित्तिक भवेत्। उपवास तदा कुर्यात् द्वादश्या श्राद्धमाचरेत् ॥' 'ये कुर्वन्ति महीपाल! श्राद्ध त्वेका दशीदिने। त्रयस्ते नरक यान्ति दाता भोक्ता परेतक' ॥ એવી સ્મૃતિ છે (અહીં 'વૈષ્ણવૈઃ' એમ કહ્યુ છે તેથી એકાદશીએ પણ શ્રાદ્ધ કરવાનુ કહેનારા વચનોનુ વૈષ્ણવો થકી અન્ય વિષયપણું જાણવું) ॥૪૯॥ જે ગર્ભિણી રોગિણી, પ્રસૂતિકા અને જે કોઈ પણ આપત્કાળને પામેલી સ્ત્રીયો હોય તેમણે પણ 'બન્ને પક્ષની એકાદશીનુ વ્રત હુ કરીશ' એવા સકલ્પ વિશેષપૂર્વક પ્રારભેલું એકાદશીવ્રત નજ ત્યાગ કરવુ, કિંતુ પ્રતિનિધિભૂત બીજા પાસે કરાવવુ ॥૫૦॥ હવે પોતાથી વ્રત ન થઈ શકે તો તેમાં પ્રતિનિધિઓને કહેછે-પતિનુ વ્રત પત્ની કરે અને પત્નીનું વ્રત પતિ કરે તેના અભાવમાં બીજા પ્રતિનિધિ પાસે વ્રત કરાવે ॥૫૧॥ તેમા પણ પુત્રને, પુત્રના અભાવમાં શિષ્યને, શિષ્યના પણ અભાવમા ભ્રાતાને, ભ્રાતાના પણ અભાવમા ભગિનીને ભગિનીના પણ અભાવમા જે કોઈ પણ ધર્મિષ્ઠ વિપ્રને પ્રતિનિધિપણે નિયોગ કરે ॥૫૨॥ પિતા માતા પતિ ભ્રાતા અને ગુરૂ આદિકના નિમિત્તે જે જન વિશેષ ઉપવાસને કરે તે સો ઘણા પુણ્યને

गुर्वर्थे च विशेषतः । यः कुर्यादुपवासं स पुण्यं शतगुणं व्रजेत् ॥५३॥ उपवासासमर्थो वा विप्रमेकं सुभोजयेत् । तावद्धनं च वा दद्याद्भुक्तस्य द्विगुणं पुमान् ॥५४॥ सहस्रसंमितां देवीं जपेद्वा प्राणसंयमान् । कुर्याद्द्वादशसङ्ख्याकान् यथाशक्त्यातुरो नरः ॥५५॥ शारीराश्नियमांस्त्वत्र कर्ता कारयिता तथा । पालयेत्सकलान्भक्त्या श्रम एवान्यथा भवेत् ॥५६॥ कांस्यं मापान्मसूरांश्च चणकान्कोरदूपकान् । शाकं मधु परान्नं च पुनर्भोजनमैथुने ॥५७॥ द्यूतमत्यम्बुपानं च मृषावादं तथा कलिम् । गन्धताम्बूलपुष्पादि दशम्यां वैष्णवस्त्यजेत् ॥५८॥ अत्याहारमसत्सङ्गमनृतं च दिवास्वपिम् ।

પામે ॥૫૩॥ અથવા ઉપવાસ કરવામાં અસમર્થ પુરૂષ એક ધર્મનિષ્ઠ બ્રાહ્મણને દ્વાદશીએ મિષ્ટાન્નથી રૂડી રીતે જમાડે, જમાડવાની અનુકૂળતા ન હોય તો મિષ્ટાન્ન ભોજન પર્યાપ્ત ધન થકી બમણું ધન આપે અથવા તેમા અસમર્થ તો મિષ્ટાન્નભોજનપર્યાપ્ત ધન આપે. તેમાંપણ અસમર્થ તો સહસ્રપરિમિત વિષ્ણુગાયત્રી મંત્રનો જપ કરે. તેમાં પણ અસમર્થ નર દ્વાદશ પ્રાણાયામને યથાશક્તિ કરે ॥૫૪-૫૫॥ આ વ્રતમાં કર્તા ( પ્રતિનિધિ ) અને કારયિતા ( અશક્ત મુખ્ય કર્તા ) શરીર સંબન્ધી શૌચાદિ સર્વે નિયમોને આદરથી પાળે. અન્યથા-નિયમ ન પાળે તો બન્નેનો પરિશ્રમ વ્યર્થજ થાય ( વ્રત ફળને ન પામે ) ॥૫૬॥ હવે એકાદશીવ્રતના અંગભૂત, દશમીએ પાળવાના નિયમવિશેષને કહે છે—એકાદશીના વ્રતમાં પ્રવર્તેલો વૈષ્ણવ પૂર્વદિવસે દશમીએ અડદ મસૂર ચણા કોદરા આદિકને ખાય નહિ, કાંસાના પાત્રમાં કાંઈ પણ ખાય નહિ, દશ પ્રકારના શાકને ત્યાગ કરે, ફરીવાર ભોજનને ત્યાગ કરે. પારકા અન્નને ત્યાગ કરે, મધ ( મક્ષિકાઓએ બનાવેલું ) ને ત્યાગ કરે, અાત જળપાનને ત્યાગ કરે તથા દ્યૂતસેવન, કલહ, ગ્રામ્યવાર્તાવાદ વિગેરેને ત્યાગ કરે તથા ગંધ તાંબૂળ પુષ્પમાળાદિકને ત્યાગ કરે ॥૫૭-૫૮॥ તથા અતિશય આહાર, અસતોનો સંગ, અસત્ય ભાષણ અને દિવાનિદ્રાને ત્યાગ કરે. રાત્રિએ પર્યંકશયનને ત્યાગ કરે ( પૃથ્વી ઉપર સુઈ રહે ) અને શબ્દાદિ વિષ-

त्यजेत्स्वपेन्निशि भुवि शब्दादिविषयोज्झितः ॥५९॥ दिवा दशम्यां लघुभुक् स्नात्वाभ्यर्च्य हरिं निशि। उदङ्मुखो व्रतस्यास्य गृह्णीयान्नियमं नरः ॥६०॥ एकादश्यां तु वा प्रातर्दन्तधावनपूर्वकम्। स्नात्वोपवासनियमं गृह्णीयात्सन्निधौ हरेः ॥६१॥ एकादश्यां निराहारः स्थित्वाहमपरेऽहनि। भोक्ष्यामि पुण्डरीकाक्ष! शरणं मे भवाच्युत! ॥६२॥ रजन्या अन्तिमे यामे समुत्थाय हरिं हृदि। ध्यात्वा प्रणम्य भक्तांश्च कुर्याच्छौचविधिं पुमान् ॥६३॥ न दन्तधावनं कार्यं काष्ठेनैकादशीदिने। अपां द्वादश गण्डूषैः पर्णाद्यैः शोधयेन्मुखम् ॥६४॥ स्नात्वा स्वं नैत्यकं कर्म विधाय स समाहितः। शक्त्या सम्भृतसम्भारः कुर्यात्कृष्णमहार्चनम् ॥६५॥ व्रतकर्ता पुमा-

योपभोग थकी विमुख थाय ॥५९॥ दशमीने दिवसे मिताहारी थई, सायसमये स्नान करी, रात्रिमुखमा देवनुं पूजन करी, रात्रिए देवनी आगळ उत्तरमुखे थईने एकादशीव्रतना नियमोने ग्रहण करे ॥६०॥ अथवा एकादशीए प्रातःकाळमां दंतधावनपूर्वक स्नान करी, भगवत्प्रतिमासमीपे उपवासनियमने ग्रहण करे ॥६१॥ नियमग्रहणनो प्रकार कहे छे-हे भगवन्! हुं आवती काले आवनारी एकादशीए अन्नादि इन्द्रियाहारे रहित थई अपर दिवस द्वादशीए भोजन करीश तो हे पुंडरीकाक्ष! (कमळनयन) हे अच्युत! आ व्रत (तमारीज प्रसन्नता प्रयोजनवाळा)मा तमेज शरण थाव (आ व्रतने विना विघ्ने परिपूरण करो) ॥६२॥ हवे एकादशीए जे कर्तव्याश छे तेने कहे छे—व्रतकर्ता पुरुष रात्रिना छेल्ला पहोरमा उठीने, भगवाननुं हृदयमा ध्यान करीने, तेमना भक्तोने मनथी प्रणाम करीने, पछी शौचविधि करे ॥६३॥ एकादशी दिवसे काष्ठथी दंतधावन (दात घसवापूर्वक शुद्धि) न करे, किंतु जळना बार कोगळावडे अने पादडानी सळी घसवी विगेरेवडे मुखशुद्धिने करे ॥६४॥ ते पछी स्नान करी पोताना नित्यकर्मने करीने, शक्तिने अनुसारे समग्र पूजासामग्रीने भेगी करीने, कृष्णनी महापूजनने करे ॥६५॥ व्रतकर्ता पुरुष पोतपोतानी शक्तिओए सहित एवा केशवादि

नर्चदेकादश्यधिपैः सह । सशक्तिमिश्र श्रीकृष्णं रुक्मिणीकान्तमादरात् ॥६६॥ एकादशीस्वामिनाम्ना कृष्णं चैकं समर्चयेत् । तच्छक्तिनाम्ना लक्ष्मीं च भक्त्याऽशक्तस्तु पूरुषः ॥६७॥ मार्गशीर्षे शुक्लपक्षे मोक्षदैकादशी मता । पूजनीयश्च मालत्या केशवोऽत्र श्रिया सह ॥६८॥ अर्घ्ये फलं तु नारिङ्गं नैवेद्ये मोदकास्तथा । सप्त धान्यानि देयानि मुख्यान्यत्रोदितानि वै ॥६९॥ मार्गशीर्षे कृष्णपक्षे सफलैकादशी मता । सङ्कर्षणोऽत्र सम्पूज्यः सुनन्दासहितः प्रभुः ॥७०॥ पूजायां मुनिपुष्पाणि नैवेद्ये गुडका मताः । अत्रार्घ्ये चामृतफलं स्वर्णदानं च कथ्यते ॥७१॥ पोषे शुक्ला तु सानन्दा कथितैकादशी तिथिः । नारायणोऽत्र

એકાદશીના અધિદેવો સાથે રૂક્મિણીસહિત શ્રીકૃષ્ણની આદરથી અર્ચા કરે અશક્ત પુરૂષતો તેતે એકાદશીના અધિપતિ કેશવાદિ નામથી એકલા શ્રીકૃષ્ણનીજ ભક્તિથી પૂજા કરે અને તેમની તેમની શક્તિભૂત શ્રીઆદિક નામથી રૂક્મિણીરૂપ લક્ષ્મીની પૂજા કરે (પૂર્વોક્ત વિસ્તૃત પક્ષ છે, અસમર્થને આ ઉત્તરપક્ષ સક્ષિપ્ત છે, એવો ભેદ જાણવો) ॥૬૬-૬૭॥ હવે માસ પક્ષ ભેદથી વિભિન્ન એકાદશીઓ, તેના અધિપતિ દેવો, તે દેવોની શક્તિઓ અને તે દેવોની પૂજાના ઉપકરણવિશેષોને કહે છે—માગશર માસના શુક્લપક્ષની એકાદશી મોક્ષદા નામની કહી છે, તેના અધિષ્ઠાતા કેશવ નામે છે, તેમની શ્રીનામની પત્નીની સાથે માલતી (જાયપુષ્પ)થી આ એકાદશીએ પૂજા કરવી અર્ઘ્યમા નારંગફળ કહ્યુ છે નૈવેદ્યમા મોદક (ઘીમા તળેલા લાડુ) કહ્યા છે આ એકાદશીએ જવ વિગેરે સાત ધાન્યનુ દાન મુખ્ય માન્યુ છે (જવ ઘઉં ડાંગર તલ કાંગ શ્યામો અને ચીણો આ સાત ધાન્ય કહ્યા છે) ॥૬૮-૬૯॥ માગશર માસના કૃષ્ણપક્ષની એકાદશી સફળા નામની માની છે તેના અધિષ્ઠાતા સંકર્ષણ પ્રભુ માન્યા છે તેમની સુનંદા નામની શક્તિસાથે આ એકાદશીએ મુનિપુષ્પો (અગથીયો) વડે પૂજા કરવી અર્ઘ્યમા અમૃતફળ (જામફળ) કહ્યુ છે નૈવેદ્યમા ગૂડક (લાકડશા લાડુ) માન્યા છે

सम्पूज्यः पद्मया सह भक्तितः ॥७२॥ कुम्भान्युक्तानि पुष्पेषु चूर्णं नैवेद्यमत्र च । अर्घ्ये च दाडिमफलं देयं च घृतपात्रकम् ॥७३॥ एकादशी पौषकृष्णा तिलदाख्या च कीर्तिता । तस्यां श्रीप्रियया साकं वासुदेवोऽर्च्य उच्यते ॥७४॥ कह्लाराण्यत्र पुष्पाणि नैवेद्ये घृतपूरकाः । ज्ञेया द्राक्षाफलं चार्घ्ये वस्त्रदानमिहोत्तमम् ॥७५॥ माघे शुक्ला जयानाम्नी कथितैकादशी तथा । नित्यया सह सम्पूज्यो माधवस्तत्र हीश्वरः ॥७६॥ पुष्पेषु वकुलान्यर्घ्ये बीजपूरं निवेदने । मण्डकाश्चात्र दाने च तिलद्रोणः प्रकीर्तितः ॥७७॥ एकादशी माघकृष्णे विजयाख्याथ कथ्यते ।

દાનમાં તો સુવર્ણ મુખ્ય માન્યું છે ॥૭૦-૭૧॥ પૌષમાસના શુક્લપક્ષની એકાદશી તો સાનંદા નામથી વિખ્યાત છે. તેના અધિષ્ઠાતા નારાયણ નામે છે. તેમની પદ્મા નામની પત્ની સાથે ગુગ્ગુળ (ગુગળ વૃક્ષનાં) પુષ્પોવડે આ એકાદશીએ ભક્તિથી પૂજા કરવી. અર્ઘ્યમાં દાડમફળ કહ્યું છે. નૈવેદ્યમાં ચુરમાના લાડુ કહ્યા છે. (પ્રથમતો ઘીમાં તળેલા લાડુ કહ્યા, આતો રોટલો બનાવી શેકીને કરેલા જાણવા, એવો ભેદ સમજવો) અને ઘૃતપાત્ર (ઘીથી ભરેલું કાંસાનું પાત્ર)નું દાન કહ્યું છે ॥૭૨-૭૩॥ પોષમાસના કૃષ્ણપક્ષની એકાદશી તિલદા નામથી પ્રસિદ્ધ છે. તેના અધિષ્ઠાતા વાસુદેવ નામે છે. તેમની શ્રીપ્રિયા નામની પત્નીસાથે આ એકાદશીએ કહ્લાર (એક જાતનું કમળ-લગાર ધોળું લગાર લાલ નાની આકૃતિવાળું) પુષ્પોથી પૂજા કરવી. અર્ઘ્યમાં દ્રાક્ષાફળ કહ્યું છે. નૈવેદ્યમાં ઘેબર જાણવા. આમાં દાનતો વસ્ત્રનું ઉત્તમ માન્યું છે ॥૭૪-૭૫॥ માઘમાસના શુક્લપક્ષની એકાદશી જયા નામની જાણવી. તેના અધિષ્ઠાતા માધવ નામે જાણવા. તેમની પત્ની નિત્યા નામે જાણવી. તેની સાથે માધવ ભગવાનની તે એકાદશીએ બોરસડીનાં પુષ્પોવડે પૂજા કરવી. અર્ઘ્યમાં બીજોરૂ કહ્યું છે. નૈવેદ્યમાં માંડા માન્યા છે. દાનમાં દ્રોણ-(બત્રીશ શેર. આ શેર એંશી રૂપીયા ભારનો સમજવો) પરિમિત તલથી ભરેલું તાંબાનુંજ પાત્ર કહ્યું છે ॥૭૬-૭૭॥ માઘમાસના કૃષ્ણપક્ષની

स्यमाम्रपुष्पं च पूजने । नैवेद्ये सक्तवश्चान्न दाने पक्वान्नमीरितम् ॥८६॥ एकादशी कृष्णपक्षे चैत्रे प्रोक्ता वरूथिनी । नन्दया सहितः शक्त्या तत्रार्च्यः पुरुषोत्तम. ॥८७॥ अर्घ्ये जातीफलं प्रोक्तं नैवेद्ये वटकास्तथा । चम्पकानि च पुष्पेषु तत्र दाने च भूर्मता ॥८८॥ एकादशी मोहिनी च वैशाखस्य सितोदिता । माधव्या सह सम्पूज्यस्तस्यां तु मधुसूदनः ॥८९॥ पुष्पेषु मल्लिकाप्रोक्ता नैवेद्ये पायसं तथा । अर्घ्ये फलं च पनसं शय्या दानं च कीर्त्यते ॥९०॥ एकादशी त्वपराख्या वैशाखस्यासिता मता । केतकैः पूजनीयोऽत्र सह त्रय्या ह्यधोक्षजः ॥९१॥ अर्घ्यं बहुफलं प्रोक्तं दुग्धौदननिवेदनम् । सवत्सायाश्च गोर्दानं ब्राह्मणायोदितं त्विह ॥९२॥ एकादशी

વડે પૂજા કરવી ( યથાવિત્ત યથાવિધિ ષોડશ ઉપચારથી પૂજા કરવી, આટલો સર્વત્ર સબન્ધ લેવો ) અર્ઘ્યમાં ચિર્ભટ નામનુ ફળ માન્યુ છે નૈવેદ્યમા દળના લાડુ માન્યા છે દાનમા પકવાન્ન કહ્યુ છે ॥૮૪-૮૬॥ ચૈત્રમાસના કૃષ્ણપક્ષની એકાદશી **વરૂથિની** નામે વિખ્યાત છે તેના અધિષ્ઠાતા **પુરૂષોત્તમ** નામે પ્રખ્યાત છે તેની શક્તિ ( દેવી ) **નંદા** નામે છે તેની સાથે તે ભગવાનની તે એકાદશીએ ચંપાના પુષ્પોવડે પૂજા કરવી અર્ઘ્યમા જાયફળ જાણવુ નૈવેદ્યમા વડાં જાણવા દાનમા તો ભૂમિ માની છે ॥૮૭-૮૮॥ વૈશાખમાસના શુકલપક્ષની એકાદશી **મોહિની** નામથી વિખ્યાત છે તેના અધિષ્ઠાતા **મધુસુદન** નામે છે તેમની દેવી **માધવી** નામે છે તેની સાથે તે ભગવાનની તે એકાદશીએ મોટા મોગરાના પુષ્પોવડે પૂજા કરવી અર્ઘ્યમા ફનસ ફળ કહ્યુ છે નૈવેદ્યમા પાયસ-દુધપાક કહ્યો છે દાન તો શય્યાનુ માનેલું છે ॥૮૯-૯૦॥ વૈશાખમાસના કૃષ્ણપક્ષની એકાદશી **અપરા** નામથી પ્રખ્યાત છે તેના અધિષ્ઠાતા **અધોક્ષજ** નામે છે તેની શક્તિ **ત્રયી** નામે છે તેની સાથે તે ભગવાનની તે એકાદશીએ કેતકી કુસુમથી પૂજા કરવી અર્ઘ્યમા બીજફલી માની છે નૈવેદ્યમા દુધભાત માન્યો છે દાન તો સવત્સા ગાયનુ માનેલુ છે ॥૯૧-૯૨॥ જ્યેષ્ઠમાસના શુકલપક્ષની એકાદશી **નિર્જળા** નામે છે

निर्जलाख्या ज्येष्ठशुक्ले प्रकीर्तिता । पद्माक्ष्या सह सम्पूज्यस्त्रिविक्रम इह प्रभुः ॥९३॥ पुष्पेषु यूथिका मुख्या अर्घ्येऽत्राम्रफलं मतम् । नैवेद्ये दधिभक्तं च दाने छत्रं प्रकीर्त्यते ॥९४॥ एकादशी ज्येष्ठकृष्णा योगिनीसंज्ञिका मता । क्षेमङ्कर्या सहात्रार्च्यो नृसिंहाह्वय ईश्वरः ॥९५॥ भृङ्गराजोऽत्र पुष्पेषु ज्ञेयोऽर्घ्ये जाम्बवं फलम् । नैवेद्ये पिण्डकाः प्रोक्ता दानं च जलगोर्मतम् ॥९६॥ आषाढे शुक्लपक्षेऽथ शयन्येकादशी मता । वामनः कमलायुक्तः पूजनीयोऽत्र भक्तितः ॥९७॥ अपामार्गोऽत्र पुष्पेषु नैवेद्ये पूरिकास्तथा । नालिकेरीफलं त्वर्घ्ये दानं च स्वर्णगोर्मतम् ॥९८॥ आषाढकृष्णपक्षे च कामिकैकादशी मता । अच्युतो विजयायुक्तः सम्पूज्यस्तत्र भक्तितः ॥९९॥ पुष्पेषु पारिजातानि बिल्वमर्घ्ये फलं मतम् । शतच्छिद्रं च

તેના અધિષ્ઠાતા ત્રિવિક્રમ નામે છે તેમની દેવી **પદ્માક્ષી** નામે છે. તેની સાથે તે ભગવાનની તે એકાદશીએ જુઇના પુષ્પોવડે પૂજા કરવી. અર્ઘ્યમાં આમ્રફળ (કેરી) માન્યું છે. નૈવેદ્યમાં દહીભાત માન્યો છે. દાન તો છત્રનું માન્યું છે ॥૯૩-૯૪॥ જ્યેષ્ઠમાસના કૃષ્ણપક્ષની એકાદશી **યોગિની** નામે વિખ્યાત છે તેના અધિષ્ઠાતા **નૃસિંહ** નામે છે. તેમની દેવી **ક્ષેમંકરી** નામે છે. તેની સાથે તે ભગવાનની તે એકાદશીએ ભાંગરાનાં પુષ્પોવડે પૂજા કરવી. અર્ઘ્યમા જાંબુફળ કહ્યું છે. નૈવેદ્યમાં પેંડા કહ્યા છે. દાનમાં જળધેનુ કહી છે ॥૯૫-૯૬॥ આષાઢમાસના શુક્લપક્ષની એકાદશી **શયની** નામે માની છે. એના અધિષ્ઠાતા **વામન** નામે માન્યા છે. તેમની દેવી **કમળા** નામે માની છે. તેની સાથે તે ભગવાનની તે એકાદશીએ અંઘેડાના પુષ્પોવડે ભક્તિથી પૂજા કરવી. અર્ઘ્યમાં નાળીયેર માન્યું છે. નૈવેદ્યમાં પુરીઓ માની છે. દાનમા તો સુવર્ણધેનુ માની છે ॥૯૭-૯૮॥ આષાઢમાસના કૃષ્ણપક્ષની એકાદશી **કામિકા** નામે કહી છે. તેના અધિષ્ઠાતા **અચ્યુત** નામે કહ્યા છે. તેમની શક્તિ **વિજયા** નામે કહી છે. તેની સાથે તે ભગવાનની તે એકાદશીએ પારિજાતનાં (હારશણગાર) પુષ્પોવડે પ્રેમથી પૂજા કરવી. અર્ઘ્યમાં બીલી-

नैवेद्ये दान स्त्रीपुसवस्त्रयो ॥१००॥ एकादशी पुनदाख्या श्रावणस्य सिता मता । श्रीधर पूजनीयोऽत्र कान्तिमत्या सदैव च ॥१०१॥ शतपत्राणि पुष्पेषु नैवेद्येऽपूपकास्त्विह । प्रोक्ता सीताफल चार्घ्ये पादुकादानमुत्तमम् ॥१०२॥ अजाख्या श्रावणे मासि कृष्णैकादश्युदीरिता । सुन्दर्या च सहैवार्च्यस्तस्या देवो जनार्दन ॥१०३॥ पुष्पेषु पाटला मुख्या अर्घ्ये पूगीफल मतम् । दाने च महिषी प्रोक्ता नैवेद्ये गुडमोदका ॥१०४॥ एकादशी भाद्रपदे शुक्ला पद्माभिधा मता । हृषीकेशोऽत्र सम्पूज्यो ह्यपराजितया सह ॥१०५॥ काशपुष्पाणि पूजाया तिलपिष्ट निवेदने । कूष्माण्डमर्घ्ये विज्ञेय दाने ब्रह्मपुरी मता ॥१०६॥ एकादशी भाद्रपदे कृष्णा च

કળ જાણવુ નૈવેદ્યમા ખાજા જાણવા દાનતો સ્ત્રીપુરુષોએ ધારવા યોગ્ય વસ્ત્રોનુ જાણવુ ॥૯૯-૧૦૦॥ શ્રાવણમાસના શુકલપક્ષની એકાદશી પુનદા નામે સમજવી એના અધિષ્ઠાતા શ્રીધર નામે સમજવા તેમની શક્તિ કાંતિમતી નામે સમજવી તેની સાથે તે ભગવાનની તે એકાદશીએ કમળોવડે પૂજા કરવી અર્ઘ્યમાં સીતાફળ સમજવુ નૈવેદ્યમા તો માલપુવા સમજવા દાન તો પાદુકાનુ ઉત્તમ સમજવુ ॥૧૦૧-૧૦૨॥ શ્રાવણમાસના કૃષ્ણપક્ષની એકાદશી અજા નામે માની છે તેના અધિષ્ઠાતા જનાર્દન નામે માન્યા છે તેની શક્તિ સુદરી નામે માની છે તેની સાથે તે ભગવાનની તે એકાદશીએ સુદરશેણના પુષ્પોવડે પૂજા કરવી અર્ઘ્યમા તો સોપારી માની છે નૈવેદ્યમા ગોળના લાડુ માન્યા છે દાન તો મહિષી ( ભેંસ ) નુ માન્યુ છે ॥૧૦૩-૧૦૪॥ ભાદ્રપદમાસના શુકલપક્ષની એકાદશી પદ્મા નામે છે તેના અધિષ્ઠાતા હૃષીકેશ નામે છે તેમની દેવી અપરાજીતા નામે છે તેની સાથે તે ભગવાનની તે એકાદશીએ કાશ (કાહ ) ના પુષ્પોવડે પૂજા કરવી અર્ઘ્યમાં કોળુ કહ્યુ છે નૈવેદ્યમા તલસાકળી કહી છે દાનમા તો બ્રહ્મપુરી કહી છે ॥૧૦૫-૧૦૬॥ ભાદ્રપદમાસના કૃષ્ણપક્ષની એકાદશી ઇન્દિરા નામે માની છે એના અધિષ્ઠાતા ઉપેન્દ્ર નામે માન્યા છે તેમની શક્તિ સુભગા નામે માની છે

कथितेन्दिरा । उपेन्द्रः सुभगायुक्तः पूज्यो दूर्वाभिरत्र तु ॥१०७॥ अर्घ्ये शिवाफलं प्रोक्तं कर्णवेष्टं निवेदने । कन्यादानं तथात्रोक्तं व्रतसाङ्गफलाप्तये ॥१०८॥ एकादश्याश्विने मासि शुक्ला पाशाङ्कुशाभिधा । पद्मनाभः पद्मवत्या सह पूज्योऽत्र भक्तितः ॥१०९॥ शमीपत्राणि पूजायामर्घ्ये कामफलं मतम् । शालिपिष्टं च नैवेद्ये दाने प्रोक्तास्तु मोदकाः ॥११०॥ आश्विने कृष्णपक्षे तु रमाख्यैकादशी मता । हिरण्यया सहाभ्यर्च्यो हरिस्तस्यामधीश्वरः ॥१११॥ पुष्पेषु मुचुकुन्दानि तत्रार्घ्ये कदलं मतम् । नैवेद्येऽपि च तत्साज्यं दानं घृतघटस्य च ॥११२॥ कार्तिके शुक्लपक्षे तु बोधन्येकादशी मता । राधया सह सम्पूज्यस्तत्र दामोदरः प्रभुः ॥११३॥ पद्मपुष्पाणि पूजायां मुख्यान्यत्र निवेदने । मुद्गचूर्णं पद्मफलमर्घ्ये देय-

તેની સાથે તે ભગવાનની તે એકાદશીએ દુર્વા (ધરો) વડે પૂજા કરવી અર્ઘ્યમાં આમળીનું ફળ માન્યું છે. નૈવેદ્યમાં જલેબી માની છે. દાનતો કન્યાનું માન્યું છે ॥૧૦૭-૧૦૮॥ આસોમાસના શુકલપક્ષની એકાદશી **પાશાંકુશા** નામે છે. તેના અધિષ્ઠાતા **પદ્મનાભ** છે. તેમની પત્ની **પદ્મવતી** છે તેની સાથે તે ભગવાનની તે એકાદશીએ શમડીનાં પત્રોવડે પ્રીતિથી પૂજા કરવી અર્ઘ્યમાં મીંઢળ માન્યું છે. નૈવેદ્યમાં હરિસો કહ્યો છે. દાનમાં તો ઘૃત સાકરે સહિત ચોખાના લોટના લાડુઓ કહ્યા છે ॥૧૦૯-૧૧૦॥ આસોમાસના કૃષ્ણપક્ષની એકાદશી **રમા** નામે જાણવી. તેના અધીશ્વર **હરિ** નામે જાણવા. તેમની શક્તિ **હિરણ્યા** નામે જાણવી તેની સાથે તે હરિ ભગવાનની તે એકાદશીએ સાતપડા મોગરાનાં પુષ્પોવડે પૂજા કરવી. અર્ઘ્યમાં કેળાં કહ્યા છે. નૈવેદ્યમાં પણ ઘૃતસાકરે સહિત કેળાં કહ્યાં છે. દાન તો ઘૃતપૂર્ણ ઘટનું કહ્યું છે ॥૧૧૧-૧૧૨॥ કાર્તિક માસના શુકલપક્ષની એકાદશી તો **પ્રબોધની** નામે માની છે. તેના પ્રભુ **દામોદર** નામે માન્યા છે તેમની દેવી **રાધા** નામે માની છે. તેની સાથે તે ભગવાનની તે એકાદશીએ કમળપુષ્પોવડે પૂજા કરવી અર્ઘ્યમાં કમળફળ માન્યું છે. નૈવેદ્યમાં મગદળ માન્યું છે. દાન તો ભગ-ખાટ-

स्तु मञ्जकः ॥११४॥ कार्तिके कृष्णपक्षे स्यादेकादश्यभयाभिधा । कृष्णः सुलक्षणोपेतः पूजनीयोऽत्र च प्रभुः ॥११५॥ तिलपुष्पाणि पूजायां नैवेद्ये च गुडौदनः । ग्राह्यं सदाफलं चार्घ्ये तत्र देयो वृषो मतः ॥११६॥ एकादश्यधिके मासि कमलाख्या च तत्पतिः । पुरुषोत्तम इत्युक्तो विधिस्तन्मासिकोऽपरः ॥११७॥ इत्येकादशिकाधीशा मया प्रोक्ता सशक्तिकाः । तत्तत्पूजाविशेषश्च पूजकेप्सितपूरकः ॥११८॥ अलाभे तूक्तवस्तूनां सर्वास्वेकादशीष्वपि । कार्या पूजा यथाशक्ति यथालब्धोपचारकैः ॥११९॥ फले पूगीफलं देयं पुष्पे च तुलसीदलम् । नैवेद्ये शर्कराखण्डो दाने चान्नं सशक्तितः ॥१२०॥ आनूकूल्ये सति पुमाननुकल्पं न कर्हिचित् । गृह्णीयाद्वि-

લાનુ માન્યુ છે ॥૧૧૩—૧૧૪॥ કાર્તિકમાસના કૃષ્ણપક્ષની એકાદશી અભયા નામની કહી છે તેના અધીશ્વર કૃષ્ણ નામે કહ્યા છે તેમની શક્તિ સુલક્ષણા નામે કહી છે તેની સાથે તે ભગવાનની તે એકાદશીએ તલપુષ્પોવડે પૂજા કરવી અર્ઘ્યમા સદાફળ (નાળીયેર) કહ્યુ છે નૈવેદ્યમા ખીરજ કહ્યો છે દાનમા તો વૃષભ કહ્યો છે ॥૧૧૫-૧૧૬॥ અધિકમાસની એકાદશી કમળા નામની કહી છે તેના પતિ પુરૂષોત્તમ નામે કહ્યા છે બીજો વિધિ જે જે અધિક માસ આવે તે તે માસમા કહેલો પૂર્વોક્ત જાણવો ॥૧૧૭॥ હે ભક્તા ! આ પ્રકારે મેં એકાદશીઓના અધિષ્ઠાતાઓ તેતે શક્તિઓ સાથે કહ્યા અને પૂજકોના અપેક્ષિત અખિલ અર્થોને આપનારો તેમનો તેને વિશેષપૂજાપ્રકાર કહ્યો, (એકજ વિષ્ણુ સંજ્ઞાભેદથી તથા રૂપભેદથી ભિન્ન ભિન્ન એકાદશીઓના અધિષ્ઠાતાપણે કહ્યા છે, પણ વસ્તુતાએ સ્વરૂપમા ભેદ નથી) ॥૧૧૮॥ પૂર્વોક્ત પૂજોપકરણાદિકના અભાવમાં તો સર્વ એકાદશીઓમા યથાશક્તિ મળી આવેલા ઉપચારોવડે પૂજાને પ્રીતિથી કરે ॥૧૧૯॥ અલાભમા પ્રતિનિધિ કહે છે-ઉક્ત ફળોના અલાભમા ફળને ઠેકાણે સોપારીફળ સમર્પણ કરવું ઉક્ત પુષ્પોના અલાભમાં તુળસીદળ સમર્પવુ મુખ્ય નૈવેદ્યના અલાભમા સાકરનો કટકો નિવેદન કરવો મુખ્ય દાનયોગ્ય પદાર્થના

त्तलोभेन प्रमादाद्वाप्यनादरात् ॥१२१॥ प्रतिमां कारितां शक्त्या श्रीकृष्णस्य सहश्रियः । हैम्यादिं पूजयेद्भक्त्या सर्वतोभद्रमण्डले ॥१२२॥ चतुर्विंशतिसङ्ख्याकैः पूर्वोक्तैः केशवादिभिः । नन्दादिभिः पार्षदैश्च तमर्चेत्स सहश्रियम् ॥१२३॥ अशक्तस्त्वेकमभ्यर्चेत्तण्डुलाष्टदलाम्बुजे । श्रीकृष्णं सश्रियं भक्त्या यथालब्धोपचारकैः ॥१२४॥ एकादश्यधिपो यः स्यात्तन्नाम्ना कृष्णमर्चयेत् । तस्य शक्तिर्भवेद्या च तन्नाम्ना रुक्मिणीं तथा ॥१२५॥ एकादश्यधिपाः सर्वे कृष्णस्यैकस्य पूजया । पूजिताः स्युः शक्तयश्च तेषां लक्ष्म्यास्तु पूजया ॥१२६॥ स्थापयित्वाऽव्रणं कुम्भं रत्नगर्भं सकाञ्चनम् । वस्त्रेण वेष्टिते तस्मिन् स्थापयेत्पात्रमुत्तमम् ॥१२७॥ कमलं द्वादशदलं कृत्वा तत्र सुशोभनम् । तत्रार्चेत्सश्रियं कृष्णं स्थापयित्वा

અલાભમા યથાશક્તિ અન્ન આપવું ॥૧૨૦॥ વ્રતકર્તા પુરૂષ મુખ્યપક્ષથી કરવાની અનુકૂળતા હોય તો વિત્તલોભને લીધે કે અનાદરથી કે પ્રમાદથી ગૌણપક્ષને કદાચિત્ પણ નજ ગ્રહણ કરે ॥૧૨૧॥ સુવર્ણથી કે રજતથી કે બીજા કોઈ ધાતુથી યથાશક્તિ લક્ષ્મીની તથા કૃષ્ણની પ્રતિમા કરાવીને, તે લક્ષ્મીસહિત શ્રીકૃષ્ણની મૂર્તિની સર્વતોભદ્રમંડળમાં ભક્તિથી પૂજા કરે ॥૧૨૨॥ શક્ત પુરૂષ ચોવીશ પૂર્વોક્ત સશક્તિક કેશવાદિક એકાદશીઓના અધિપતિઓ સાથે નંદાદિ પાર્ષદોથી વીંટાએલા તે શ્રીસહિત શ્રીકૃષ્ણની પૂજા કરે ॥૧૨૩॥ અશક્ત પુરૂષતો શ્રીસહિત એક શ્રીકૃષ્ણની ચોખાથી પરિકલ્પેલા અષ્ટદળના કમળમાં યથાલબ્ધ પુષ્પાદિ ઉપચારોવડે ભક્તિથી પૂજા કરે. જે જે એકાદશીના અધિપતિ હોય તેના નામથી કૃષ્ણની પૂજા કરે અને તેમની જે જે શક્તિ હોય તેના નામથી રૂકિમણીની પૂજા કરે. રૂકિમણીસહિત એક કૃષ્ણની પૂજા કરવાથી શક્તિઓએ સહિત સર્વે એકાદશીઓના અધિપતિઓ પૂજીત થાય છે ॥૧૨૪-૧૨૬॥ વ્રતકર્તા પુરૂષ છિદ્ર વિનાના કુંભને સ્થાપીને, તેમાં જળ પુરીને, તેમા કાંચન તથા રત્નને નાંખીને, વસ્ત્રથી વીંટીને, તે કુંભની ઉપર ઉત્તમ એક પાત્ર સ્થાપીને, તેમાં સુશોભિત બાર દળનું કમળ

स्तु मञ्चक. ॥११४॥ कार्तिके कृष्णपक्षे स्यादेकादश्यभयाभिधा । कृष्ण. सुलक्षणोपेत. पूजनीयोऽत्र च प्रभु' ॥११५॥ तिलपुष्पाणि पूजायां नैवेद्ये च गुडौदन. । ग्राह्य सदाफल चार्घ्ये तत्र देयो वृषो मत' ॥११६॥ एकादश्यधिके मासि कमलाख्या च तत्पति । पुरुषोत्तम इत्युक्तो विधिस्तन्मासिकोऽपर ॥११७॥ इत्येकादशिकाधीशा मया प्रोक्ता सशक्तिका । तत्तत्पूजाविशेषश्च पूजकेप्सित पूरक ॥११८॥ अलाभे तूक्तवस्तूना सर्वास्वेकादशीष्वपि । कार्या पूजा यथाशक्ति यथालब्धोपचारके ॥११९॥ फले पूगीफलं देयं पुष्पे च तुलसीदलम् । नैवेद्ये शर्कराखण्डो दाने चान्न स्वशक्तित ॥१२०॥ आनूकूल्ये सति पुमाननुकल्प न कर्हिचित् । गृह्णीयाद्धि

લાનુ માન્યુ છે ॥૧૧૩—૧૧૪॥ કાર્તિકમાસના કૃષ્ણપક્ષની એકાદશી અભયા નામની કહી છે તેના અધીશ્વર કૃષ્ણ નામે કહ્યા છે તેમની શક્તિ સુલક્ષણા નામે કહી છે તેની સાથે તે ભગવાનની તે એકાદશીએ તલપુષ્પોવડે પૂજા કરવી અર્ઘ્યમા સદાફળ (નાળીયેર) કહ્યુ છે નૈવેદ્યમા ખીરજ કહ્યો છે દાનમા તો વૃષભ કહ્યો છે ॥૧૧૫-૧૧૬॥ અધિકમાસની એકાદશી કમળા નામની કહી છે તેના પતિ પુરૂષોત્તમ નામે કહ્યા છે બીજો વિધિ જે જે અધિક માસ આવે તે તે માસમા કહેલો પૂર્વોક્ત જાણવો ॥૧૧૭॥ હે ભક્તા ! આ પ્રકારે મેં એકાદશીઓના અધિષ્ઠાતાઓ તેતે શક્તિઓ સાથે કહ્યા અને પૂજકોના અપેક્ષિત અખિલ અર્થોને આપનારો તેમનો તેતે વિશેષપૂજાપ્રકાર કહ્યો, (એકજ વિષ્ણુ સંજ્ઞાભેદથી તથા રૂપભેદથી ભિન્ન ભિન્ન એકાદશીઓના અધિષ્ઠાતાપણે કહ્યા છે પણ વસ્તુતાએ સ્વરૂપમા ભેદ નથી) ॥૧૧૮॥ પૂર્વોક્ત પૂજોપકરણાદિકના અભાવમાં તો સર્વ એકાદશીઓમા યથાશક્તિ મળી આવેલા ઉપચારોવડે પૂજાને પ્રીતિથી કરે ॥૧૧૯॥ અલાભમા પ્રતિનિધિ કહે છે-ઉક્ત ફળોના અલાભમાં ફળને ઠેકાણે સોપારીફળ સમર્પણ કરવુ ઉક્ત પુષ્પોના અલાભમા તુળસીદળ સમર્પવુ મુખ્ય નૈવેદ્યના અલાભમા સાકરનો કટકો નિવેદન કરવો મુખ્ય દાનયોગ્ય પદાર્થના

त्तलोभेन प्रमादाद्वाप्यनादरात् ॥१२१॥ प्रतिमां कारितां शक्त्या श्रीकृष्णस्य सहश्रियः । हैम्यादिं पूजयेद्भक्त्या सर्वतोभद्रमण्डले ॥१२२॥ चतुर्विंशतिसङ्ख्याकैः पूर्वोक्तैः केशवादिभिः । नन्दादिभिः पार्षदैश्च तमर्चेत्स सहश्रियम् ॥१२३॥ अशक्तस्त्वेकमभ्यर्चेत्तण्डुलाष्टदलाम्बुजे । श्रीकृष्णं सश्रियं भक्त्या यथालब्धोपचारकैः ॥१२४॥ एकादश्यधिपो यः स्यात्तन्नाम्ना कृष्णमर्चयेत् । तस्य शक्तिर्भवेद्या च तन्नाम्ना रुक्मिणीं तथा ॥१२५॥ एकादश्यधिपाः सर्वे कृष्णस्यैकस्य पूजया । पूजिताः स्युः शक्तयश्च तेषां लक्ष्म्यास्तु पूजया ॥१२६॥ स्थापयित्वाऽव्रणं कुम्भं रत्नगर्भं सकाञ्चनम् । वस्त्रेण वेष्टिते तस्मिन् स्थापयेत्पात्रमुत्तमम् ॥१२७॥ कमलं द्वादशदलं कृत्वा तत्र सुशोभनम् । तत्रार्चेत्सश्रियं कृष्णं स्थापयित्वा

અલાભમાં યથાશક્તિ અન્ન આપવું ॥૧૨૦॥ વ્રતકર્તા પુરુષ મુખ્યપક્ષથી કરવાની અનુકૂળતા હોય તો વિત્તલોભને લીધે કે અનાદરથી કે પ્રમાદથી ગૌણપક્ષને કદાચિત્ પણ ન જ ગ્રહણ કરે ॥૧૨૧॥ સુવર્ણથી કે રજતથી કે બીજા કોઈ ધાતુથી યથાશક્તિ લક્ષ્મીની તથા કૃષ્ણની પ્રતિમા કરાવીને, તે લક્ષ્મીસહિત શ્રીકૃષ્ણની મૂર્તિની સર્વતોભદ્રમંડળમાં ભક્તિથી પૂજા કરે ॥૧૨૨॥ શક્ત પુરુષ ચોવીશ પૂર્વોક્ત સશક્તિક કેશવાદિક એકાદશીઓના અધિપતિઓ સાથે નંદાદિ પાર્ષદોથી વીંટાએલા તે શ્રીસહિત શ્રીકૃષ્ણની પૂજા કરે ॥૧૨૩॥ અશક્ત પુરુષતો શ્રીસહિત એક શ્રીકૃષ્ણની ચોખાથી પરિકલ્પેલા અષ્ટદળના કમળમાં યથાલબ્ધ પુષ્પાદિ ઉપચારોવડે ભક્તિથી પૂજા કરે. જે જે એકાદશીના અધિપતિ હોય તેના નામથી કૃષ્ણની પૂજા કરે અને તેમની જે જે શક્તિ હોય તેના નામથી રૂક્મિણીની પૂજા કરે. રૂક્મિણીસહિત એક કૃષ્ણની પૂજા કરવાથી શક્તિઓએ સહિત સર્વે એકાદશીઓના અધિપતિઓ પૂજિત થાય છે ॥૧૨૪-૧૨૬॥ વ્રતકર્તા પુરુષ છિદ્ર વિનાના કુંભને સ્થાપીને, તેમાં જળ પુરીને, તેમાં કાંચન તથા રત્નને નાંખીને, વસ્ત્રથી વીંટીને, તે કુંભની ઉપર ઉત્તમ એક પાત્ર સ્થાપીને, તેમાં સુશોભિત બાર દળનું કમળ

यथाविधि ॥१२८॥ उपचारैः षोडशभिर्महापूजां समाचरेत् । लघुपूजामशक्तस्तु भक्त्या कुर्वीत पूरुषः ॥१२९॥ सहैव वैदिकैर्मन्त्रैर्द्विजः पूजनमाचरेत् । देशकालादि सङ्कीर्त्य मन्त्रानेतांश्च कीर्तयन् ॥१३०॥ तेजोमण्डलमध्यस्थं कोटिकन्दर्पसुन्दरम् । नवीननीरदश्यामं पीताम्बरधरं प्रभुम् ॥१३१॥ दक्षेण पाणिना चक्रं शाङ्गं वामेन बिभ्रतम् । रमया सेवितं वामे दिव्यपङ्कजहस्तया ॥१३२॥ अनेकदिव्यालङ्कारं वनमालाविभूषितम् । उपास्यमानं प्रयतैः पार्ष-

---

(ચોખાથી) કરીને, તે કમળમાં શ્રીસહિત કૃષ્ણની સ્થાપના કરીને, યથાવિધિ ષોડશ ઉપચારોવડે તેમની મહાપૂજા કરે અશક્ત પુરૂષતો ભક્તિથી લઘુ પૂજા કરે ॥૧૨૭-૧૨૯॥ તેમા દ્વિજ-ત્રૈવર્ણિક નર 'અમુક દેશમા અમુક તિથિએ આ કર્મ હું કરીશ' એમ દેશકાળાદિકનો સંકલ્પ કરીને, વૈદિક મંત્રોસાથે આ કહીશ એવા પણ મન્ત્રોને ઉચ્ચારતો થકો પૂજાને કરે ૧૩૦॥ તેમાં ધ્યાન આવાહન આદિકનો પ્રકાર ક્રમથી નિરૂપણ કરે છે—દિવ્ય તેજોમડળના મધ્યમા વિરાજમાન સિંહાસનમા સરાજમાન, કોટિ કામદેવ સરખા સુંદર, (સૌન્દર્યાતિશયનુ નિરવધિપણુ આપણી બુદ્ધિમા બેસારવા વાસ્તે આ દૃષ્ટાંત કલ્પનામાત્ર છે, કામદેવ થકી પણ અતિસુંદર છે એટલોજ પરમાર્થ છે) નવીન મેઘસમાન શ્યામ, (સર્વે સતાપને સહરનાર નયનરમણીય શ્યામ દિવ્ય દેહવાળા) પીતાંબરને ધારી રહેલા, (આ બે વિશેષણથી-વિજળીની પ્રભાથી પ્રભાસ્વર મેઘની પેઠે રહેલા, એવો ભાવાર્થ સમજવો) પ્રભુ, (સર્વના પ્રશાસિતા) પ્રભુપણાને જણાવનારા શંખ ચક્રાદિ દિવ્ય આયુધોને ધારી રહેલા, દિવ્ય કમળને હાથમા ધારી રહેલા રૂકિમણીરૂપ રમાએ સેવ્યો છે વામ ભાગ જેમનો, કટક મુકુટ આદિક અનેક અપ્રાકૃત અલકારોવડે અલકૃત, ગળામા પહેરેલી વનમાળાઓવડે વિભૂષિત, (ધોળું કમળ, કપૂર, જુઈ, કદબ, કેવડો, તુળસી, આસોપાલવ, ઇત્યાદિના નાનાવિધ પલ્લવ પુષ્પોવડે કરેલી માળાને વનમાળા કહેછે) ગરૂડાદિ અનેક પરિચર્યાપરાયણ પાર્ષદોએ રાજોપચારથી પરિચર્યા કરાતું છે ચરણકમળ યુગળ જેમનુ, સનક

दैर्गरुडादिभिः ॥१३३॥ स्तूयमानं मुनिगणैर्देवगन्धर्वकिन्नरैः । कृष्णमेवंविधं ध्यात्वा ततः पूजनमाचरेत् ॥१३४॥ आवाहनीयं देवेशं भक्तानामभयप्रदम् । सुस्निग्धं वरदं शान्तं मनसावाहयाम्यहम् ॥१३५॥ सुवर्णमणिभिर्दिव्यैः खचिते देवनिर्मिते । दिव्यसिंहासने स्निग्धे निषीद त्वं सुराधिप ! ॥१३६॥ गङ्गोदकं सुरश्रेष्ठ ! सुवर्णकलशे स्थितम् । गन्धपुष्पाक्षतैर्युक्तं गृहाण रमया सह ॥१३७॥ गन्धपुष्पादिसंयुक्तं स्वर्णपात्रे स्थितं जलम् । अर्घ्यं गृहाण भो देव ! भक्तानामभयप्रद ! ॥१३८॥ देवदेव ! नमस्तुभ्यं पुराण ! पुरुषोत्तम ! । मया दत्तमिदं तोयं गृहीष्वाचमनीयकम् ॥१३९॥

---

સનંદન નારદ આદિક મુનિગણોએ અને બ્રહ્માદિ દેવગણોએ અને ગંધર્વ કિંનર ગણોએ સ્તુતિ કરાતા, આવા શ્રીકૃષ્ણ ભગવાનનું ધ્યાન કરીને પછી પૂજન કરે ॥૧૩૧-૧૩૪॥ તે આવાહનાદિકમા વિનિયોગ કરવાના મંત્ર વિશેષો 'आवाहनीयं' ઇત્યાદિકને હવે કહેછે—( તેમા પ્રથમ આવાહનમંત્ર કહેછે-)—બ્રહ્માદિકોએપણ આવાહન કરવા યોગ્ય, તે બ્રહ્માદિ દેવોના ઈશ, ભક્તોની સમગ્ર પીડાને પ્રણાશ કરનારા, વાછિત સમગ્ર વરને આપનારા, પોતાના ભક્તોવિષે વત્સળતાવાળા, પ્રસન્ન ગંભીર દિવ્ય આકૃતિવાળા, એવા તમો શ્રીકૃષ્ણનું પ્રેમરસપરિપૂર્ણ મનવડે આવાહન કરૂં છું ( આ મન્ત્રવડે આવાહન કરે આ પ્રકારે આગળ પણ જાણી લેવું ) ॥૧૩૫॥ ( હવે આસન પ્રદાન મંત્ર કહે છે- ) હે સુરાધિપતિ ભગવન્ ! નાનાવિધ રત્ને જડિત, સુવર્ણમય, દેવનિર્મિત, મનોહર આ દિવ્ય સિંહાસનમાં આપ વિરાજમાન થાઓ ॥૧૩૬॥ ( હવે પાદ્યાર્પણ મંત્ર કહે છે- ) હે સુરશ્રેષ્ઠ ! આ કનકમય કળશમા ભરેલું, ગધ પુષ્પ અક્ષતે યુક્ત, આ ગગોદકને પાદ્યમાટે તમો રમાસાથે ગ્રહણ કરો ॥૧૩૭॥ ( હવે અર્ઘ્યાર્પણમંત્ર કહે છે- ) હે ભક્તોને અભય આપનારા દેવ ! આ કાંચનમય કળશમા રહેલુ, ગંધ પુષ્પાદિકે સંયુક્ત એવું જળ અર્ઘ્ય માટે અંગીકાર કરો ॥૧૩૮॥ ( હવે આચમનીય જળાર્પણ મંત્ર કહે છે- ) હે દેવદેવ ! હે પુરાણ પુરૂષોત્તમ ! તમોને નમસ્કાર છે મેં ભક્તિથી અર્પેલા

पयो दधि घृतं चैव मधु शर्करया युतम्। पञ्चामृतेन स्नपनं प्रीत्यर्थं प्रतिगृह्यताम् ॥१४०॥ कामधेनुसमुद्भूतं सर्वेषां जीवनं परम्। पावनं यज्ञहेतुस्ते पय. स्नानार्थमर्पये ॥१४१॥ पयसस्तु समुद्भूतं यदम्लद्रव्ययोगतः। दध्यानीतं मया देव! स्नानार्थं प्रतिगृह्यताम् ॥१४२॥ नवनीतसमुत्पन्नं सर्वसन्तोषकारकम् ॥ यज्ञाङ्गं देवताहारं घृतं स्नानार्थमर्पये ॥१४३॥ वृक्षसारसमुद्भूतं सर्वतेजोविवर्धनम्। सर्वपुष्टिकरं देव! मधु स्नानार्थमर्पये ॥१४४॥ इक्षुसारसमुद्भूतां शर्करा सुमनोहराम्। मलापहारिणीं स्नातुं गृहाण त्वं मयार्पिताम् ॥१४५॥ नदीनां चेव सरसां मया नीतं जलं शुभम्। गृहाण स्नानमन्त्रेण प्रभो! स्नानीयमर्पितम् ॥१४६॥

---

આચમનીય જળને ગ્રહણ કરો ॥૧૩૯॥ (હવે પચામૃત સ્નાનમન કહે છે-) મધ સાકરે સહિત દુધ દહી ઘૃત આ પચામૃત સ્નાનમાટે પરિકલ્પેલું છે, તે આ પચામૃતથી સ્નાન તમો પ્રીતિથી પ્રતિગ્રહ કરો ॥૧૪૦॥ (હવે પૃથક્ પૃથક્ પચામૃત મન્ત્રોવડે સ્નાન કહેતા પ્રથમ પય સ્નાનમત્ર કહેછે—) કામધેનુથકી ઉપજેલુ, સર્વના સજીવનરૂપ, પાવન, યજ્ઞસાધન આ પય (દુધ) આપના સ્નાનમાટે પરિકલ્પેલુ છે તેને સ્વીકાર કરો (હવે દધિસ્નાન મત્ર કહેછે—) હે દેવ! ગાયના પયથકી ખાટા વસ્તુના યોગથી બનેલુ આ દહી સ્નાનમાટે મેં સમર્પ્યું છે તેને સ્વીકાર કરો (હવે ઘૃતસ્નાન મત્ર કહેછે—) માખણમાંથી તાજુ બનેલુ, સર્વને સતોષ કરનાર, યજ્ઞના અગભૂત, દેવતાઓને પ્રીતિ કરનાર, આ ઘૃત સ્નાનાર્થે આપને અર્પણ કરૂછુ તેને અગીકાર કરો (હવે મધુસ્નાન મત્ર કહેછે—) હે દેવ! સર્વ વૃક્ષોના સારભૂત રસથકી ઉત્પન્ન થએલુ, સર્વને વૃદ્ધિ કરનારૂ, સર્વને પુષ્ટિ કરનારૂં એવુ મધ સ્નાનમાટે સમર્પુ છુ તેને સ્વીકારો (હવે શર્કરાસ્નાન મત્ર કહેછે—) શેલડીના સારથી ઉપજેલી, સુમનોહર, ઘૃતાદિકની ચિકાસને હરનારી, મેં અર્પણ કરેલી આ શર્કરાને તમો સ્નાન માટે સ્વીકારો ॥૧૪૧-૧૪૫॥ (હવે શુદ્ધોદકસ્નાનમત્ર કહેછે—) હે પ્રભો! નાનાવિધ પુણ્ય ગગાદિ નદીઓથકી અને પુષ્કરાદિ સરોવરો થકી

वस्त्रयुग्मं गृहाण त्वं पट्टसूत्रेण निर्मितम्। सूक्ष्मं कार्पासतन्तूनां सुवर्णेन विराजितम् ॥१४७॥ नारायण! नमस्तेऽस्तु पाहि मां भवसागरात्। ब्रह्मसूत्रं सोत्तरीयं गृहाण पुरुषोत्तम! ॥१४८॥ केयूरमुकुटैश्चैव नूपुरैरङ्गुलीयकैः। पूजितोऽसि प्रयत्नेन रत्नैराभरणैर्विभो! ॥१४९॥ चन्दनं मलयोद्भूतं कस्तूर्यगुरुसंयुतम्। कर्पूरेण च संमिश्रं स्वीकुरुष्वानुलेपनम् ॥१५०॥ शतपत्रैः कर्णिकारैश्चम्पकैर्मल्लिकादिभिः। पुष्पैर्नानाविधैश्चैव पूजयामि सुरेश्वर! ॥१५१॥ दशाङ्गसंज्ञितं धूपं सुगन्धं च मनोहरम्।

મેં આણેલુ આ શુદ્ધોદક સ્નાનમાટે સમર્પું છું તેને સ્વીકાર કરો ॥૧૪૬॥ (હવે વસ્ત્રાર્પણ મંત્ર કહેછે—) કપાસના તંતુઓને મધ્યે પટ્ટસૂત્ર (રેશમી સૂતર અથવા રંગેલું સુતર)થી નિર્માણ કરેલુ, માટેજ સૂક્ષ્મ, સુવર્ણના તતુમય કોર પાલવે સમલંકૃત એવા વસ્ત્રયુગળ (પહેરવા ઓઢવાનું)ને ગ્રહણ કરો ॥૧૪૭॥ (હવે યજ્ઞોપવીતાર્પણમંત્ર કહેછે—) હે પુરૂષોત્તમ! નારાયણ! તમોને નમસ્કાર હો. ભવસાગરથકી મારી રક્ષા કરો. મેં અર્પણ કરેલું, ઉત્તરીયાર્થક ઉપવીતસાથે આ યજ્ઞોપવીતને અંગીકાર કરો ॥૧૪૮॥ (હવે આભરણાર્પણમંત્ર કહેછે—) હે વિભો! બાજુબંધ મુગટ કડાં ઝાંઝર વીંટીઓ આદિક અનેક રત્નમય આભરણોવડે પ્રયત્નથી સમલંકૃત કરીને આપને પુજાુંછું ॥૧૪૯॥ (હવે ચંદનાર્પણમંત્ર કહેછે—) કસ્તુરી કપૂર અગરૂથી સંમિશ્રિત, મલયાચળમાં નિપજેલુ આ ઘસેલું ચદન અંગરાગ માટે અર્પણ કરૂંછું તેને અંગીકાર કરો ॥૧૫૦॥ (હવે પુષ્પાર્પણમત્ર કહેછે—) હે સુરેશ્વર! કમળ, કાર્ણિકાર (ગરમાળો) ચંપો મોગરો વિગેરે વિવિધ સુગન્ધભર પુષ્પોવડે આપની પૂજા કરૂંછું ॥૧૫૧॥ (હવે ધૂપનિવેદન મત્ર કહેછે—) હે દેવદેવેશ! દશાંગ સંજ્ઞા જેની છે એવો સુગન્ધ સુમનોહર ધૂપ આપને ભક્તિથી અર્પણ કરૂંછું તેને ગ્રહણ કરો. (ધૂપનાં દશ અંગ-ઉપલોટના છ ભાગ, લાખના ત્રણ ભાગ, નખલાના પાંચ ભાગ, શીલાજીતના ત્રણ ભાગ, કપૂરના ચાર ભાગ, ગોળના બાર ભાગ, સર્જરસ (રાળ) હરડે જટામાંસી અને ગુગળનો એક એક ભાગ, આ દશાંગ ધૂપ

गृहाण देवदेवेश ! मया भक्त्या समर्पितम् ॥१५२॥ आरात्रिकां सुरश्रेष्ठ ! वर्त्यां गोघृतसिक्तया। संयुक्तां तेजसा कृष्ण ! गृहाण सुरपूजित! ॥१५३॥ अन्नं च पायसं भक्ष्यं सितालेह्यसमन्वितम्। दधिक्षीरघृतैर्युक्तं गृहाण सुरवल्लभ ! ॥१५४॥ नागवल्लीदलैर्युक्तं पूगीफलसमन्वितम्। कर्पूरखदिरोपेतं ताम्बूलं प्रतिगृह्यताम् ॥१५५॥ बीजपूराम्रपनसखर्जूरीकदलीफलम्। नालिकेरफलं दिव्यं गृहाण भगवन्निदम्॥१५६॥ न्यूनातिरिक्तपूजायाः सम्पूर्णफलहेतवे दक्षिणां काञ्चनीं देव ! स्थापयामि तवाग्रतः ॥१५७॥ नीराजनं गृहाणेश ! पञ्चवर्तिसमन्वितम्। तेजोराशे ! मया दत्तं लोकानन्दकर ! प्रभो ! ॥१५८॥ जय देव ! जय देव ! जय मङ्गलदाता २

---

કહ્યો છે ॥૧૫૨॥ ( હવે દીપનિવેદન મંત્ર કહેછે—) હે સુરપૂજીત કૃષ્ણ ! ગાયના ઘીમાં પલાળેલી વાટોવાળી પ્રકટાવેલી મંગળ દીપશિખાવડે આ-રતી આપને અર્પણ કરૂંછું તેને સ્વીકારો ॥૧૫૩॥ ( હવે નૈવેદ્યનિવેદન મંત્ર કહેછે—) હે સુરવલ્લભ ! દધિ દુગ્ધ ઘૃતે યુક્ત આ અન્ન, ( ભોજ્ય ) તથા સાકર અને લેહ્યગુણે યુક્ત આ દુધપાક, ( લેહ્ય ) તથા જલેબી આ-દિક ભક્ષ્ય તથા ચોષ્ય, એરીતે ચાર પ્રકારનું અન્ન ભક્તિથી હું અર્પણ કરૂંછું તેને ગ્રહણ કરો ॥૧૫૪॥ હવે તાંબૂલાર્પણમંત્ર કહેછે—) કર્પૂર તથા ખેરના રસે સહિત, સોપારીએ સહિત, નાગરવેલનાં પાને સહિત એવા તાંબૂળને ગ્રહણ કરો ॥૧૫૫॥ ( હવે ફલાર્પણમંત્ર કહેછે—) હે ભગવન્ ! બીજોરી આંબો ફનસ ખજૂરી કેળ આદિકનું આ દિવ્ય ફળ તથા નાળી-યેરને ગ્રહણ કરો ॥૧૫૬॥ હવે દક્ષિણાર્પણ મંત્ર કહેછે—) હે દેવ ! પૂજામાં જો ન્યૂનાધિક દોષ થયો હોય તો તેના નિવારણદ્વારા સંપૂર્ણ ફળની પ્રાપ્તિ માટે સુવર્ણની દક્ષિણા આપની આગળ અર્પણ કરૂંછું તેને સ્વીકાર કરો ॥૧૫૭॥ ( હવે મહાનીરાજન મંત્ર કહેછે—) હે ઈશ ! સર્વ લોકોને આનંદ- કરનારા તમો મેં અર્પણ કરેલા પાંચ વાટોએ સહિત નીરાજન ( આરતી )ને ગ્રહણ કરો. યદ્યપિ આપ નિરવધિ તેજના રાશિ છો તે તમારા પ્રકાશનમાટે આ નથી, કિંતુ પ્રીતિથી કરાતો સાંદર્શનિક

लक्ष्मीवर ! राधावर ! २ शरणागतपाता । ध्रुवपदम्—हर्तुं भारमवन्या जातो भुवि विष्णु २ र्दितिजानीकमनेकं २ जघनिथ सहजिष्णुः । भीष्मकतनयावरणे विधिसुरपतिमुख्यै २ रभिषिक्तोऽधिपतिस्त्वं २ नरपतिगणमुख्यैः जय देव० ॥१५९॥ पार्थप्रेमवशस्त्वं बहुधा पुरि तेषां २ न्यवसो ननु भवसि त्वं २ जीवन-

---

કોઈ ઉપચારવિશેષ છે તો તેને પ્રતિગ્રહ કરો ॥૧૫૮॥ હવે નીરાજન સમયે બોલવાના જયાશંસારૂપ મંત્રવિશેષોને કહેછે—હે દેવ ! અનન્ય-સામાન્ય ઐશ્વર્યથી સર્વદા આપ જય પામો. 'હે દેવ ! જય પામો' એમ જે અહીં બે વાર કહેવામાં આવ્યું છે તે આદરાતિશયને જણાવામાટે જાણવુ હે લક્ષ્મીવર ! હે રાધાવર ! તમો સર્વે કોઇને મગળના દાતા છો (આપના આશ્રયથી સર્વે સર્વ મગળને પામેછે, કારણ કે આપ મંગળમૂર્તિ છો) અને શરણાગતોના સમગ્ર પીડાના પ્રશમનપણે સરક્ષક છો સમસ્ત જગતની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયરૂપ લીલા જેમની છે એવા તે વિષ્ણુ તમો ભૂમિનો ભાર ઉતારવા ભૂમિમા અવતરીને, દૈત્યના અશભૂત દુર્યોધન જેનો અધિષ્ઠાતા છે એવુ અનેક રાજ-સૈન્ય યુદ્ધમા અર્જુનને નિમિત્તમાત્ર કરીને તમોએજ સંહાર્યું હતું રૂક્મિણીનું સ્વયંવરણ થતા, સર્વ મુખ્ય મુખ્ય રાજાઓએ તથા બ્રહ્મા ઇન્દ્ર-પ્રમુખ સર્વ દેવોએ સર્વ લોકોના અધિપતિપણામાં તમારો મહાભિષેકો-પચારોવડે અભિષેક કર્યો હતો (આ કથા હરિવંશથકી સવિસ્તર જાણવી) ॥૧૫૯॥ હે ભગવન્ ! આપનો આશ્રિતમાટે પક્ષપાત નિરવધિ વર્તે છે, કારણ કે જે તમો પાર્થ–યુધિષ્ઠિરાદિ પાંડવોનો જે પોતાવિષે પ્રેમ અથવા પાડવો ઉપરનો જે પોતાનો પ્રેમ તેને પરવશ થઇને દ્વારિકાપુરીનો પણ પરિત્યાગ કરીને તેમના હસ્તિનાપુરમાં બહુધા નિવાસ કરી રહ્યા હતા. વળી સ્વયં સર્વેશ્વરેશ્વર હોવા છતા પણ પાર્થ–અર્જુન ઉપર પ્રેમાતિશયને લીધે તેનું સારથિપણું પણ સ્વીકારીને, સ્વયં શસ્ત્રધારણે રહિત હોઇનેજ પોતાની સન્નિધિમાત્ર બળથી વિજય–અર્જુનને પ્રતિપક્ષી રાજસંઘો અને સુરસંઘોએપણ દુર્જય કરી દીધા હતા કિં બહુના–સમયે સમયે સન્નિધિ

मपि तेषाम्। सौख्यं विदधद्विजयं प्रतिभटनृपसङ्घै २ दुर्जयमुज्झितशस्त्रोऽ २ प्यकरोः सुरसङ्घैः जय देव० ॥१६०॥ नूनं पाण्डवपत्न्या त्वयि कृतबहुदाने २ प्रेमा कार्मणविद्या २ निदधे त्विति जाने । निःस्पृहमुक्तपतिस्त्वं विवशो हि वनादिं २ ययिथ यया स्मृतमात्रो २ हित्वा कमलादिं जय देव० ॥१६१॥ वात्स्यायनमुनिगीतं प्रथमं रसमखिलं २ गोपीषु च भामायां २ विदधिथ तं सफलम्। साकं देवकलत्रैर्निजललनासङ्घैः २ केलिं चाम्बुधिवारिणि २ यदुसुरमुनिसङ्घैः जय देव० ॥१६२॥ चञ्चद्रत्नकिरीटं

આપીને સર્વ આપત્તિના નિવારણથી તમોજ તેમના જીવનરૂપપણ થયા હતા (અથવા તેઓએ તમો જીવિત થકીપણ અધિકપણે માન્યા હતા) ॥૧૬૦॥ વળી પાંડવપત્ની દ્રૌપદીએ બહુધા તેના મનોરથ પુરનારા આપને વિષે પરમપ્રેમરૂપ કોઈ પણ કામણવિદ્યા (વશીકારવિદ્યા)નો પ્રયોગ કર્યો હોય એમ હું માનું છું, કેમકે આપ આત્મૈકારામ એવા મુક્તોના ઈશ્વર હોવા છતાં પણ જેણીએ કેવળ સભાર્યા થકાજ પરવશ થઈને પોતાની રાજધાની દ્વારિકાનો પરિત્યાગ કરીને તથા દિવ્ય મહિષી લક્ષ્મીજીનોપણ પરિત્યાગ કરીને વનમાં પણ પધાર્યા હતા ॥૧૬૧॥ વળી ગોપીઓ તથા સત્યભામા આદિકની જે શૃંગારરસ તેને પોતાના સંશ્લેષથી આપે સફળ કર્યો હતો. એટલે જે પ્રિયતમ આપના સંશ્લેષથી શૃંગારરસ પરમનિઃશ્રેયસ (મોક્ષ) રસરૂપ થઈને સફળતાને પામ્યો હતો આનંદમયથકી અન્યત્ર પ્રવર્તેલો જે શૃંગાર રસ છે તે વસ્તુતાએ વિચાર કરતાં રસાભાસતાનેજ પામેછે. નિરવધિક આનંદમયમાં પ્રવર્તેલો તો આનંદમયતાને પામે છે. જે આનંદ છે એજ રસ છે. શૃંગાર રસપણ કોઈ આનંદનો લવવિશેષ છે. જે આ આનંદમય (પરમાત્મા) છે તે સર્વથકી સમધિક રસ છે. (એમ કહેવાથી પામરોની જે શૃંગારરસમાં ગ્રામ્ય સુખાનુભવની સંકા છે તેનું નિવારણ થઈ ગયું) વળી કોઈ સમયે પોતાની રૂક્મિણી આદિક પટ્ટાંગનાઓના સંઘો તથા દેવાંગનાના સંઘો તથા યદુસંઘો સુરસંઘો અને મુનિસંઘોની સાથે સમુદ્રના જળમાં આપે વિહાર કર્યો હતો

नवजलदश्यामं २ मकराभश्रुतिभूषण २ मीषत्स्मितरामम् । स्वर्णद्युति वसनं त्वां दधतं च नवीनं २ वन्दे हारिलकण्ठं २ द्दशिमोदितदीनं जय देव० ॥१६३॥ अञ्जलिस्थानि पुष्पाणि चार्पयामि जगत्पते ! । गृहाण सुमुखो भूत्वा जगदानन्ददायक ! ॥१६४॥ नमस्ते देवदेवेश ! नमस्ते गरुडध्वज ! । नमोऽस्तु विष्णवे तुभ्यं व्रतस्य फलदायक ! ॥१६५॥ पद्भ्यां कराभ्यां जानुभ्यामुरसा शिरसा दृशा । वचसा मनसा चेति प्रणामोऽष्टाङ्ग ईरितः ॥१६६॥ बाहुभ्यां चैव जानुभ्यां शिरसा वचसा दृशा । पञ्चाङ्गोऽयं प्रणामः स्यात्पूजासु प्रवराविमौ ॥१६७॥

(આપણુ કથા હરિવંશમાં પ્રસિદ્ધ છે)॥૧૬૨॥ પ્રકાશમાન દિવ્ય રત્નમય મુકુટથી અલંકૃત, મકરાકાર કુંડળોથી સમલંકૃત છે કર્ણયુગળ જેમનું, મનોભિરામ મંદ હાસ જેમનો છે, સુવર્ણમય નવીન પીતાંબરને ધારી રહેલા, મનોહર ત્રણ રેખાથી અંકિત સુંદર કંઠપ્રદેશ જેમનો છે અથવા મુક્તાહારથી સમલંકૃત છે કંઠપ્રદેશ જેમનો, નવીન મેઘ સરખા શ્યામ, કૃપામૃતને વર્ષનારા કટાક્ષવડે દીનવર્ગને આહ્લાદ આપનારા એવા આપને હું નમસ્કાર કરૂંછું ॥૧૬૩॥ (હવે પુષ્પાંજળિ નિવેદન મંત્ર કહેછે—) હે જગત્પતે ! આ ઋગાદિ વેદત્રયીના મંત્રોથી અભિમંત્રેલા અંજળિમાં રહેલા પુષ્પોને આપ પ્રસન્ન મુખવાળા થઈ અંગીકાર કરો અને જગતને આનંદ આપો ॥૧૬૪॥ (હવે નમસ્કાર મંત્ર કહેછે)—હે દેવદેવેશ ! હે ગરૂડધ્વજ ! જે આપના સમારાધનથી વ્રતો ફળને આપનારાં થાયછે તે તમો વિષ્ણુને વારંવાર નમસ્કાર છે ॥૧૬૫॥ પ્રસંગાત્ નમસ્કારના ભેદનું નિરૂપણ કરેછે—બે પાદ, (આ એક અંગ) બન્ને બાહુ, (આ બીજું અંગ) બન્ને ઢીંચણ (આ ત્રીજું અંગ) વક્ષસ્થળ, મસ્તક, દૃષ્ટિ (ભગવાનના ચરણમાં એકાગ્ર નમાસેથી) વચન, (નમ શબ્દ પૂર્વે જેમાં છે એવી સ્તુતિવાણી) અને મન (ભગવન્માહાત્મ્યના વિચારથી કરેલા અસ્તબ્ધ મન)થી સંપન્ન એવો જે પ્રણામ તે અષ્ટાંગ કહ્યોછે ॥૧૬૬॥ બે બાહુ, (એક અંગ) બે ઢીંચણ, (એક અંગ) મસ્તક, વચન અને દૃષ્ટિથી જે પ્રણામ તે આ પંચાંગ પ્ર-

तनाष्टाङ्ग प्रणामस्तु पुंसामेव हितो मत. । अन्यः पुंसां तथा स्त्रीणां सर्वेषामपि सम्मत ॥१६८॥ प्रणमेद्दक्षिणे भागे किञ्चिद्दूरे तु दण्डवत् । कराभ्यां दक्षवामाभ्यां पादौ गृह्णन् हरे क्रमात् ॥१६९॥ गोविन्द! माधव! दयालय! दीनबन्धो! श्रीमन्! मनोनयननन्दन दिव्यमूर्ते!। दिव्येन्द्रनीलमणिकान्तिमनोहराङ्ग! श्रीद

णाम कह्योछे　આ બન્ને પ્રણામો પૂજાવિધિમાં પ્રવર માન્યા છે ॥१६७॥ તેમાં અષ્ટાંગ પ્રણામ પુરુષોએજ કરવો　પંચાંગ પ્રણામતો સ્ત્રીપુરૂષ બન્નેએ પણ કરવો આવો વિશેષ છે ॥१६८॥ ભગવાનના જમણા ભાગમાં રહીને પોતાના જમણા ડાબા હાથવડે અનુક્રમે ભગવાનના જમણા ડાબા ચરણને પકડીને કિંચિત્ દૂર રહી દંડની પેઠે પડીને સાષ્ટાંગ પ્રણામ કરે (આ ચરણગ્રહણ માનસિક સમજવું ) એક હસ્તથી પ્રણામનો પ્રતિષેધ છે માટે 'कराभ्यां' આ દ્વિવચન કહ્યું છે 'एकहस्तप्रणामश्च एका चापि प्रदक्षिणा। अकाले दर्शनं विष्णोर्हन्ति पुण्यं पुरा कृतम्' એવી વિષ્ણુસ્મૃતિ છે વામ ભાગમાં પ્રણામનો પ્રતિષેધ છે માટે દક્ષિણભાગમાં પ્રણામ કરવાનો કહ્યોછે માટેજ 'अग्रे पृष्ठे वाममागे समीपे गर्भमन्दिरे । जपहोमनमस्कारान् न कुर्यात्केशवालये' એમ હરિભક્તિવિલાસમાં કહ્યું છે ॥१६९॥ ( હવે પ્રાર્થના ગર્ભિત સ્તુતિને નવ શ્લોકથી કહેછે—) સર્વોપરીપણું-સુલભપણું-સુશીલપણું-વત્સલપણું-ઇત્યાદિ દિવ્ય ગુણોને જણાવનારાં તે તે સંબોધન પદોવડે સ્તુતિ કરતા થકા 'गोविंद' ઇત્યાદિકથી પ્રાર્થના કરેછે—હે માધવ! શ્રીમન્!-માધવ (લક્ષ્મીપતિ) હોવાથી નિરતિશય શ્રીમાન્પણું અહીં અભિપ્રાય કરેલું છે નિરતિશય શ્રીતો સર્વેશ્વરેશ્વર હોવાથી યુક્ત છે સર્વેશ્વરેશ્વરપણું તો સકળ જગતની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયરૂપ લીલા પણું હોવાથી યુક્ત છે હે મનોનયનનન્દન દિવ્યમૂર્તે!-તમારી દિવ્ય આનંદમયી મૂર્તિ નિત્ય મુક્તોના મનોનયનને આનંદ કરનારી છે તેવા નિત્યમુક્ત સંસેવ્યમાન, સર્વેશ્વરેશ્વર, સર્વકારણભૂત, શ્રીપતિ તમો સંસારરૂપી અટવીમાં થના પરિભ્રમણથી પરિખેદ પામતા, ધર્મપથથી પરિભ્રષ્ટ થએલા, દુ ખદરીયામાં પડીને પીડા પામતા દીન જનોને જોઇને, દયાથી ભૂમિમાં અવતાર

क्मिणीरमण ! मामव वासुदेव ! ॥१७०॥ कंसादिदुष्टदमन ! प्रणतैकबन्धो ! कामान्तकादिनुत ! शङ्खरथाङ्गपाणे ! । श्रीद्वारिकापु-

ધરો છો તો તમો દયાના આલય-ભવનભૂત અને દીનના બન્ધુરૂપ છો. આ અર્થ હે દયાલય ! હે દીનબન્ધો ! આ સંબોધનપદથી સૂચવ્યો છે. હે દિવ્યેન્દ્રનીલમણિકાંતિમનોહરાંગ ! નંદભવનમાં પ્રકટતાને પામેલા આપનું દિવ્ય રૂપ દિવ્ય ઈન્દ્રિનીલ મણિની કાંતિ સરખું મનોહર હતું ( સુર નર પશુ પક્ષ્યાદિ સર્વ ભૂતોને આહ્લાદ આપનારૂં હતું ) હે ગોવિંદ !-'ગોવિંદ' એવા અસાધારણ નામથી તમો વિખ્યાત છો આવા હે શ્રીરૂક્મિણીરમણ ! હે વાસુદેવ ! મારી આ દુઃખમય સંસારથકી રક્ષા કરો. ( અહીંથી આરંભીને સાતેય શ્લોકમાં પૂર્વ શ્લોકના અંતિમ પાદની યોજના કરવી) ॥૧૭૦॥ બાળ ભાવમાંજ પ્રકટ કરેલા, કંસસંહારસુધીના અમાનુષ સામર્થ્યને અનુસ્મરણ કરતા થકા તથા કાળયવન જરાસંધ આદિક અસુરોના અભિઘાતને મિષ કરીને કરેલા દ્વારકા નામના દિવ્ય નગરના પ્રતિષ્ઠાપનને અનુસ્મરણ કરતા થકા સ્તુતિ કરેછે—હે કંસાદિદુષ્ટદમન !-પુતના શકટાસુર તૃણાવર્ત આદિકમાં અગ્રેસર અસુરેશ્વર કંસ બાલ્યમાંજ આપે હણ્યો હતો તે ધર્મમાર્ગને ઉપમર્દન કરનારા અસુરોને હણીને તમારૂંજ એક શરણ જેને હતું એવા અક્રૂર માળાકાર વિગેરે આપે ઈષ્ટ ફળ પ્રતિ પમાડ્યા હતા, માટે આપ પ્રણત જનના એક બન્ધુ છો હે શંખરથાંગપાણે !-પોતાને અસાધારણ એવાં શંખ ચક્ર દિવ્ય આયુધોવડે દુષ્ટદમનપણું અને પ્રણતબન્ધુપણું પ્રખ્યાપન કરતા થકા વિરાજો છો. હે કામાન્તકાદિનુત !-જે હેતુ માટે તમો ઈશ્વરોના ઈશ્વર શંખરથાંગપાણિ છો, માટેજ કામાંતક-રૂદ્ર આદિક ઈશ્વરોપણ આપની સ્તુતિ કરેછે. હે શ્રીદ્વારિકાપુરપુરંદર !-ભૂમિમાં જેમણે અવતરણ કર્યું છે એવા તમો પોતાના ઐશ્વર્યને અસાધારણ દ્વારિકા નામનું દિવ્ય નગર નિર્માણ કરીને તેમાં નિવાસ કરી રહેલા તમો જેમ પુરંદર ( ઈન્દ્ર ) નાક લોકમાં સર્વ અમરોએ સ્તુતિ કર્યો થકો શોભે છે તેમ સ્તુતિ કર્યા થકા સદા શોભો છો. હે પૂર્ણકામ !-આપ સત્યસંકલ્પ છો, જેનો સંકલ્પ અસત્ય થાય તે પૂર્ણકામ ન કહેવાય અથવા કામનાએ

रपुरन्दर! पूर्णकाम! श्री० ॥१७१॥ आनन्दकन्द! यदुनन्दन! शारदीयपूर्णेन्दुविम्बवदनाम्बुजमन्दहास! । भूभारराजवलनाशन! शेषबन्धो! श्री० ॥१७२॥ भामानुरञ्जनसमाहृतपारिजात! प्रद्युम्न-

રહિત માટે પૂર્ણકામ કહેવાય. અથવા–ભવબ્રહ્માદિ સમર્થ સુરેશ્વરોએ સેવનીય, પોતાને અસાધારણ, શંખચક્રને હાથમાં ધારી રહેલા, તેજ દિવ્ય રૂપથી વસુદેવના ગૃહમાં પ્રકટ થઇને પોતાના પાદારવિંદનાજ એક સમાશ્રયવાળા માળાકાર આદિક પ્રણત જનો ઉપર બન્ધુભાવને પોતાનો સંશ્લેષ–આલાપ–પ્રીતિભોજનાદિકવડે પ્રકાશ કરીને, તેમના વિરોધી કંસાદિકને હણીને ગોકુળ–મથુરા–દ્વારકામાં અનુક્રમે નિવાસ કરીને, આનંદમય આત્માને 'આ ગ્રામ્ય છે આ નાગરિક છે' એવા ભેદભાવ વિના અને 'આ સુર છે આ નર છે આ તિર્યંગ્ (પશુ પક્ષ્યાદિક) છે' એવા ભેદભાવ વિના સર્વ કોઇને અનુભવ કરાવીને, તેમના સંશ્લેષથી પોતેપણ પરમાનંદ પામીને પૂર્ણકામ હોઇને દ્વારકા નગરમાં વિરાજો છો. (સૌશીલ્ય નામનો જે ગુણવિશેષ કહેવાય છે તે આજ છે, એનો આવિષ્કાર કરવો એજ અવતારધારણનું પ્રયોજન છે, એવો ભાવાર્થ છે) ॥૧૭૧॥ કૃષ્ણે કરેલા શિશુપાલાદિ ભૂભારના હરણને અનુસ્મરણ કરતા થકા સ્તુતિ કરેછે—હે શેષબન્ધો!–શેષાવતાર બળભદ્રના ભાઈ કૃષ્ણ! જે શિશુપાળ વિગેરે પોતાવિષે વૈરાનુબંધ બાંધી રહ્યા હતા તેમના તિરસ્કાર વચનને સાંભળતા થકા પણ તમો ભગવાન યદુનંદન સ્વયં આનંદકંદ આટેજ પોતાનું સ્વાભાવિક જે સર્વભૂત ઉપર સૌહાર્દ અને દ્વેષ્ય પ્રિય વિભાગરહિતતા છે તેને લીધે સ્વયં ચિત્તમાં લેશપણ વિકાર નહિ પામીને શારદ પૂર્ણચંદ્રવત્ પ્રસન્ન મુખકમળવાળા અને મંદસ્મિતે મધુર અધરવાળાજ રહ્યા હતા. અંતે આપે ભૂભાર હરણના એક પ્રયોજનની પ્રવૃત્તિથીજ તે શિશુપાળ આદિકનો સંહાર કર્યો હતો. તે આ સર્વ અભિપ્રાયને અનુસરીને આનંદકંદ! શારદીયપૂર્ણેન્દુબિંબવદનાંબુજમંદહાસ! ભૂભારરાજબળનાશન! ઈત્યાદિ કહ્યું છે ॥૧૭૨॥ ઈન્દ્રાદિકના ઐશ્વર્યને અતિક્રમ કરનારા પારિજાત આહરણાદિકને અનુસ્મ-

तात ! पुरुहूतसभासदस्य ! । पट्टाङ्गनाद्विगुणिताष्टसहस्रकान्त ! श्री० ॥१७३॥ आत्मीयपाण्डवहिते रत ! जिष्णुसूत ! कृष्णामनोभिलषितप्रदकल्पवृक्ष ! । देवेन्द्रवन्द्य ! गरुडध्वज ! शार्ङ्गपाणे ! श्री० ॥१७४॥ धर्माध्वसेतुरचनोद्यत ! नित्यदानैः सन्तर्पितद्विजवरौघ ! हरे ! मुरारे ! । श्रीनारदादिमुनिगीतपवित्रकीर्ते ! श्री० ॥१७५॥

રણ કરતા થકા સ્તુતિ કરેછે—હે સત્યભામાના અનુરંજન માટે પારિજાત તરૂને લાવનારા, હે પ્રદ્યુમ્નના તાત, હે ઈન્દ્રે મોકલેલી સુધર્મા નામની સભાના મહાસભ્ય, હે અષ્ટ પટ્ટાંગનાઓએ સહિત એકસોએ સહિત સોળ હજાર રાણીઓના કાંત-સ્વામી એવા તમો છો ॥૧૭૩॥ હવે પાંડવ કૌરવ યુદ્ધના મિષથી કરેલા ભૂભારહરણને અનુસ્મરણ કરતા થકા સ્તુતિ કરેછે—હે આત્મીય પાંડવોના હિતમાં રત-તત્પર, પોતા થકી અન્ય શરણ જેમને નથી એવાઓનું હિત કરવું એજ ભગવાનનું કૃત્ય છે, જે અનન્યશરણ હોય એજ આત્મીય કહેવાય, પાંડવો તો તેવાજ હતા, માટેજ તેમનું જે હિત-પ્રતિકૂળતા ટાળી નાખવી અને અનુકૂળતા સંપાદન કરી આપવી તેમાં સ્વય તત્પર છે માટેજ અર્જુનનું સારથિપણું પણ સ્વીકારીને કૌરવ કુળનું નિકંદન કર્યું અને તેનું પક્ષપાતી જે રાજકુળ ભૂભારભૂત હતું તેનો સંહાર કર્યો. વળી શરણાગત દ્રૌપદીજીના સમગ્ર મનોરથો કલ્પવૃક્ષવત્ પરિપૂરણ કર્યા. તો એરીતે આત્મીયજનોનું હિત કરવામાં સદા પ્રવર્તેલા તે આ તમો ગરૂડધ્વજ છો ( ગરૂડધ્વજપણું આશ્રિતોના સંરક્ષણમા ચિહ્નભૂત છે ) તમો શાર્ઙ્ગપાણિ હોવા છતાં પણ, ગરૂડધ્વજ હોવા છતાં પણ, દેવેન્દ્રવંદનીય હોવા છતાં પણ આત્મીય જનોના હિતમાટે અને શરણાગતના મનોરથો પરિપૂરણ કરવા સારથિપણું સ્વીકાર કરનારા તમો બહુ ઉદાર હૃદયવાળા છો ॥૧૭૪॥ હે હરે ! હે મુરારે ! એરીતે દુષ્ટસંહાર અને શિષ્ટસરક્ષણથી નિરંતર ધર્મમાર્ગની મર્યાદાના દૃઢીકરણમાં દૃઢ ઉદ્યમી છો અને તે તે અભિલષિત અર્થ આપવાવડે નિરતર બ્રાહ્મણમડળને સંતૃપ્ત કરનારા છો. અને નારદાદિ દેવર્ષિઓએ પણ સ્તુતિ કર્યા છે ચરણ કમળ જેમનાં એવા છો. કેમકે

कारुण्यसागर ! भवाम्बुधिपारदायिन् ! कल्याणकृत्पतितपावननामधेय ! । ब्रह्मण्यदेव ! नरदेवशिखामणे ! त्वं श्री० ॥१७६॥ संसारखिन्नशरणागतजीवरक्षानित्योद्यतोद्धवसमर्पितनैजबुद्धे ! । नानावतारपरिपालितसाधुलोक ! श्री० ॥१७७॥ अन्यथा शरणं नास्ति त्वमेव शरणं मम । तस्मात्कारुण्यभावेन रक्ष रक्ष रमेश्वर ! ॥१७८॥ परमान्नमिदं दिव्यं कांस्यपात्रेण संयुतम् । वायनं द्विजवर्याय सहिरण्यं ददाम्यहम् ॥१७९॥ इति सम्पूज्य सम्प्रार्थ्य दिवाशेषं नयेत्ततः । श्रीमन्नारायणकथाकीर्तनश्रवणादिभिः ॥१८०॥

આપની કીર્તિ અનુસ્મરણ કરતાં સમસ્ત દોષના નિવારણમાં સમર્થ છે ॥૧૭૫॥ વળી તમો સ્વયં કરૂણાસાગર હોઇને ભવસાગરના તો તારક છો સમગ્ર કલ્યાણ ગુણોએ સંપન્ન હોવાથી આશ્રિતોને પણ સકળ કલ્યાણને આપનારા છો. આપના નામસ્મરણમાત્રથી પતિતો પણ પાવન થઈ જાય છે. બ્રાહ્મણોના હિત દેવ અને નર તથા દેવોના શિખામણિ તમો છો. અવતરણમાં માનુષભાવના એવા અનુકરણથી 'નરોના શિખામણિ' એમ કહ્યું છે અથવા 'નરદેવોના શિખામણિ' એવો અર્થ કરવો ॥૧૭૬॥ વળી તમો સંસારસાગરમાં નિમગ્ન થએલા, માટેજ શરણે આવેલા ચેતનોના ઉદ્ધારમાં ઉદ્યોગ કરનારા છો અંતર્ધાનસમયે તમોએ પોતાનું જ્ઞાન પોતાના અનન્યભક્ત ઉદ્ધવજીને લોકહિત માટે સમર્પ્યું હતું. વળી તે તે સમયે ( ધર્મગ્લાનિસમયે ) પૃથ્વી ઉપર પ્રકટ થઇને સાધુલોકોને પરિપાલન કરો છો એવા હે શ્રીરૂક્મિણીરમણ ! વાસુદેવ ! મારી રક્ષા કરો ॥૧૭૭॥ હે રમેશ્વર ! મારે તમારા થકી બીજું કોઈ શરણ નથી. તમો એકજ મારે શરણ છો, તો અનન્યશરણ મારી કૃપા કરીને રક્ષા કરો રક્ષા કરો ॥૧૭૮॥ ( હવે વાયન પ્રદાનમંત્ર કહેછે— ) કરેલી પૂજાની સદ્‌ગુણતા માટે સુવર્ણસહિત, કાંસાના પાત્રમાં રહેલું સુંદર આ પરમાન્ન (શ્રેષ્ઠ અન્ન) જે વાયન નામથી વિખ્યાત છે તે વિપ્રવર્યને હું આપું છું ॥૧૭૯॥ હે લક્ષ્મા. ! આ પ્રકારે શ્રીકૃષ્ણની પૂજા કરી પ્રાર્થના કરીને પછી અવશેષ દિવસને ભગવત્કથા શ્રવણ કીર્તનાદિવડે નિર્ગ-

न व्यावहारिकं कर्म कार्यमेकादशीदिने। औद्धवीयैर्नृभिः स्त्रीभिः किञ्चिदप्यापदं विना ॥१८१॥ कर्षुकैर्न कृषिः कार्या वणिग्भिः पणनं न च। न क्रयो विक्रयश्चापि कार्यः कस्यापि वस्तुनः ॥१८२॥ स्त्रीभिः शोको रोदनं च न कार्यं सूत्रकर्तनम्। न वृथाभाषणं कार्यं नास्पृश्यस्पर्शनादि च ॥१८३॥ इत्यर्थमेव कर्तव्यमिदं त्वेकादशीदिनम्। मदाश्रितैः कृष्णभक्तैः पुम्भिः स्त्रीभिश्च सर्वथा ॥१८४॥ परतन्त्रो भवेद्यस्तु दरिद्रो दुर्बलोऽथवा। आवश्यकं स कुर्वीत व्यवहारं न चाधिकम् ॥१८५॥ दानं देयं यथाशक्ति द्विजाय प्रीतये प्रभोः। रात्रौ जागरणं कार्यं भगवत्कीर्तनादिभिः ॥१८६॥ विष्णवालयं जागरार्थं सन्मण्डलमथापि वा। गच्छतोऽस्त्यश्वमेधस्य फलं पुंसः पदे पदे ॥१८७॥ स्त्रीभिः स्त्रीष्वेव कर्तव्यः

मन करे ॥१८०॥ ઉદ્ધવસંપ્રદાયમા વર્તતા નરનારી જનોએ એકાદશીએ વ્રતાદિ ધાર્મિક ક્રિયાએ રહિત વ્યવહારૈકપ્રધાન કર્મ કાંઈ પણ આપત્કાળ વિના નજ કરવું ॥૧૮૧॥ તેજ વ્યાવહારિકને વિવેચન કરી કહેછે—ખેડુતોએ ખેતી ન કરવી વણિજોએ પણન—નાણાની દેવણ લેવણ ન કરવી કોઈ પણ વસ્તુનો ક્રયવિક્રય-વેચણ લેવણનો વ્યાપાર ન કરવો ॥૧૮૨॥ સ્ત્રીયોએ શોક અને તે નિમિત્તનુ રોદન ન કરવું. ગ્રામ્યવાર્તાનું લવન, અસ્પૃશ્યનો સ્પર્શ, અભાષ્ય સાથે ભાષણ, સૂતર કાંતવું વિગેરે ન કરવું ॥૧૮૩॥ મારા આશ્રિત કૃષ્ણભક્ત સ્ત્રીપુરૂષોએ તે આ એકાદશી દિવસ તો ભગવાનની પૂજા વિગેરે કર્મવડેજ નિર્ગમન કરવો પણ અન્યથા નહિ ॥૧૮૪॥ જે કોઈ પરતંત્ર હોય કે દરિદ્ર-ધનદુર્બળ હોય કે દુર્બળ-શરીરદુર્બળ હોય તે નર તો વ્યાવહારિક પણ આવશ્યક કર્મને કરે, તેથી અધિક તો ન કરે ॥૧૮૫॥ એકાદશી દિવસે પ્રભુની પ્રસન્નતામાટે યથાશક્તિ પાત્ર વિપ્રને દાન કરવું અને ભગવત્કીર્તનાદિવડે જાગરણ રાત્રિએ કરવું ॥૧૮૬॥ રાત્રિએ જાગરણમાટે વિષ્ણુમંદિરમાં કે સંતમંડળસન્નિધિમાં જતા પુરૂષને પદે પદે અશ્વમેધ યજ્ઞના ફળની સિદ્ધિ થાય છે ॥૧૮૭॥ તેમા જાગરણમાટે પ્રવર્તેલા પુરૂષોએ પુરૂષ એવાજ સંતોના મંડળની સમીપે

पुम्भिः पुंसेव जागरः । कथादिभिर्हरेरेव नतु द्यूतादिभिः क्वचित् ॥१८८॥ एकादशीदिने यस्तु भुञ्जीतान्नं कुसङ्गतः । चान्द्रायणेन शुद्धिः स्यात्तस्य पुंसो न चान्यथा ॥१८९॥ एकभक्तेन नक्तेन तथैवायाचितेन च । उपवासेन दानेन न निर्द्वादशिको भवेत् ॥१९०॥ नक्तं हविष्यान्नमनोदनं वा फलं तिलाः क्षीरमथाम्बु चाज्यम् । यत्पञ्चगव्यं यदि वापि वायुः प्रशस्तमत्रोत्तरमुत्तरं हि ॥१९१॥ प्रातः स्नात्वा पुनः पूजां नित्यनैमित्तिकार्चयोः । कुर्यात्तत्र यथालब्धेन सदन्नेन निवेदनम् ॥१९२॥ तत्क्रमेण मूर्त्योरुभयोः समाप्य प्रातरर्चनम् ।

જવું. સ્ત્રિયોએ તો સતી સ્ત્રિયોનાજ મંડળની સમીપે જવું. તે જાગરણ ભગવાનની કથા વિગેરેવડેજ કરવું પણ દ્યૂત ગ્રામ્યવાર્તા વિગેરેવડે ક્યારેય ન કરવું ॥૧૮૮॥ જે કોઈ પુરૂષ કુસંગદોષથી એકાદશી દિવસે અન્નને જમે તો તે ચાંદ્રાયણવ્રત કરવાથી શુદ્ધ થાય. અન્યથા—અન્ય પ્રકારથી શુદ્ધ ન થાય ॥૧૮૯॥ એકાદશીદિવસે ઉપવાસ કરે. તેમાં અશક્તોને અધિકાર કરીને ઉપવાસના પ્રતિનિધિભૂત ચાર ગૌણપક્ષ છે. જેમકે—એકભક્ત-મધ્યાહ્ન પછી યથાલબ્ધ યોગ્ય અન્નનું એકવાર ભક્ષણ, નક્ત—જ્યારે પોતાની છાયા દ્વિગુણ થાય એવા સમયમાં યથાલબ્ધ પવિત્ર મિત અન્નનું ભક્ષણ, અયાચિત—યાચના વિના પ્રાપ્ત થએલા પવિત્ર મિત અન્નનું ભક્ષણ અને દાન—તે નિમિત્તે સુવર્ણ અન્ન આદિકનું યથાશક્તિ પ્રદાન, આમાથી હરકોઈ એક પક્ષના આશ્રયણથી એકાદશી વ્રતને સાધે પણ ત્યાગ ન કરે ॥૧૯૦॥ ઉપવાસમાં ગૌણ પક્ષભેદો બીજા પણ છે, જેવા કે-પૂર્વોક્ત પ્રકારે નક્તભોજન, વ્રતહવિષ્યાન્નભોજન, ભાતવર્જીત હવિષ્યાન્ન ભક્ષણ, ખજૂર નાળીયેર આદિક ફળભક્ષણ, કેવળ કાળા તલ વર્જીત તલ ભક્ષણ, યથોચિત પયઃપાન, જળપાન, સ્વલ્પ ઘૃતપાન, પંચગવ્ય ભક્ષણ, પવનપાન આ દશ અનુકલ્પો મધ્યે ઉત્તર ઉત્તર (નક્ત થકી આગળ આગળ) ઉત્તમ માન્યા છે ॥૧૯૧॥ હવે દ્વાદશીનો વિધિ કહેછે—દ્વાદશીના પ્રાતઃકાળમાં સ્નાન કરી નિત્ય અર્ચા અને નૈમિત્તિક અર્ચાની અર્ચા કરે. તે દિવસે યથાલબ્ધ શ્રેષ્ઠ અન્નથી તે બન્ને પ્રતિમાનું નૈવેદ્ય કરે ॥૧૯૨॥

व्रतं निवेदयेद्भक्त्या हरये सकृतं व्रती ॥१९३॥ अज्ञानतिमिरान्धस्य व्रतेनानेन मे हरे ! । प्रसीद सुमुखो भूत्वा ज्ञानदृष्टिप्रदो भव ॥१९४॥ कृष्णमूर्तिं ततो दद्याद्ब्राह्मणाय सदक्षिणाम् । दानानि दद्याचान्यानि यथाशक्त्यन्नमेव वा ॥१९५॥ भोजयित्वा ततो विप्रान् शक्त्या साधूंश्च वैष्णवान् । हविष्यान्नेन कुर्वीत पारणां प्रयतो व्रती ॥१९६॥ दिवानिद्रां परान्नं च पुनर्भोजनमैथुने । द्वादश्यां वर्जयेत्तैलं कांस्यपात्रे च भोजनम् ॥१९७॥ पारणाहे तु लभ्येत स्वल्पापि द्वादशी यदि । तत्रैव पारणां कुर्यान्न तामुल्लङ्घयेद्व्रती ॥१९८॥ कलार्धां द्वादशीं दृष्ट्वा निशीथादूर्ध्वमेव हि ।

એરીતે નિત્ય નૈમિત્તિક અને પ્રતિમાનુ પ્રાત પૂજન સાથેજ કરીને, તે પ્રાત પૂજનને પરિસમાપ્ત કરીને, વ્રતકર્તા નર પોતે કરેલુ સાગ વ્રત શ્રીહરિને ભક્તિથી નિવેદન કરે ॥૧૯૩॥ તેમા વ્રતનિવેદન મન્ત્ર આ છે-અજ્ઞાનરૂપ અધકારથી અન્ધ થએલા મારી ઉપર આ વ્રતથી પ્રસન્ન થાવ અને મને અભિમુખ થઇને જ્ઞાનદૃષ્ટિને આપનારા થાવ ॥૧૯૪॥ ત્યારપછી તે નૈમિત્તિક કૃષ્ણમૂર્તિને દક્ષિણાસાથે બ્રાહ્મણને આપે બીજા પણ જે દાનો વિહિત હોય તેને પણ આપે અથવા યથાશક્તિ અન્ન આપે ॥૧૯૫॥ તે પછી વ્રતી નર નિયમતત્પર થઇને પોતાની શક્તિને અનુસારે વિષ્ણુભક્ત વિપ્રોને અને સાધુઓને જમાડે પછી સ્વય હવિષ્યાન્નથી પારણા કરે ॥૧૯૬॥ હવે દ્વાદશીએ વર્જ્યને કહેછે-દિવાનિદ્રા, પારકા અન્નનો પ્રતિગ્રહ, બીજીવાર ભોજન, કાસાના પાત્રમા ભોજન, તેલભક્ષણ, મૈથુન, આટલાને દ્વાદશીએ વર્જી મુકે ॥૧૯૭॥ હવે પારણાનિર્ણય કહેછે— જો પારણા દિવસે ઘટિકામાત્ર પરિમિત પણ દ્વાદશી મળે તો તેમાજ પારણા કરે, તે દ્વાદશીને ઉલ્લઘન ન કરે તેને ઉલ્લઘીને પારણા ન કરે ॥૧૯૮॥ નિશીથ ( મધ્યરાત્રિ થકી ઉપરનો એક પ્રહરરૂપ ) કાળ થકી ઉપરજ અર્ધ કળામાત્ર પણ દ્વાદશી જો હોય તો તે નિશીથ થકી ઊર્ધ્વ પરદિને કરવાની સ્નાન સધ્યાદિ સમગ્ર મધ્યાહ્નસુધીની ક્રિયાઓ કરી લઇને પારણા કરે એવુ શભુનુ શાસન છે, માટે તે સમયે નિત્ય

आमध्याह्नान्तक्रियाः सर्वाः कर्तव्याः शंभुशासनात् ॥१९९॥ यदा भवेदतीवाल्पा द्वादशी पारणादिने । उषःकाले द्वयं कार्यं प्रातर्मध्याह्नकर्म च ॥ २००॥ सङ्कटे समनुप्राप्ते द्वादश्यां दैवयोगतः । अद्भिस्तु पारणां कुर्यात्पुनर्भुक्तं न दोषकृत् ॥२०१॥ द्वादश्याः प्रथमः पादो हरिवासरसंज्ञितः । तमतिक्रम्य कुर्वीत पारणं विष्णुतत्परः ॥२०२॥ आषाढासितपक्षेषु मैत्रश्रवणरेवती । सङ्गमे नैव भोक्तव्यं द्वादश द्वादशीर्हरेत् ॥२०३॥ मैत्राद्यपादे स्वपितीह विष्णुः श्रुतेश्च मध्ये परिवर्तमेति । पौष्णान्त्यपादे प्रतिबोधमेति सुप्तिप्रबोधपरिवर्तनमेव वर्ज्यम् ॥२०४॥ एकादशीव्रतविधिस्तु मया यथावदुक्तो

ક્રિયા પછી પારણાં કરવામાં દોષ નથી ॥૧૯૯॥ જો પારણાદિને દ્વાદશી અતીવ અલ્પ હોય તો ઉષઃકાળ જે સાક્ષાત્ સૂર્યોદય પહેલાં પાંચ ઘટિકારૂપ છે તેમાંજ પ્રાતઃકાળ મધ્યાહ્નકાળમાં કરવાનું સંધ્યાદિકર્મ કરવું ॥૨૦૦॥ યથાકાળ પારણાં કરવામાં અતિથિ આદિકનો સમુપરોધરૂપ સંકટ દૈવયોગે પ્રાપ્ત થતાં કેવળ જળવડે પારણાસમયે પારણાં કરીને પછી યથાવસર ભોજન કરે. એમાં કોઈ દોષ (બીજીવાર ભોજન વિગેરે) નથી ॥૨૦૧॥ તેમાં પરદિવસે દ્વાદશી જો અધિક કાળ વર્તતી હોય તો દ્વાદશીનો જે પ્રથમ પાદ (પંદર ઘટીરૂપ) છે તે 'હરિવાસર' સંજ્ઞાથી કહ્યો છે. તેને અતિક્રમ કરીને પછી વૈષ્ણવ પુરૂષ પારણાં કરે ॥૨૦૨॥ આષાઢ, ભાદ્રપદ અને કાર્તિક માસની શુક્લ દ્વાદશીએ અનુક્રમે અનુરાધા શ્રવણ અને રેવતી નક્ષત્રનો યોગ હોય તો જ્યાંસુધી સંયોગ હોય ત્યાંસુધી પારણાંને નજ કરે જો કરે તો દ્વાદશ એકાદશીવ્રતના આચરણનું ફળ નાશ થાય ॥૨૦૩॥ તેમાં આષાઢમાસમાં અનુરાધાના આદિપાદમાં ભગવાન શ્રીવિષ્ણુ શયન કરેછે ભાદ્રપદમાસમાં શ્રવણના મધ્યભાગમાં પરિવર્તન (પડખુ ફેરવવું) ને કરેછે. કાર્તિકમાસમાં રેવતીના અંતિમ પાદમાં પ્રબોધને પામેછે—જાગેછે માટે તે તે નક્ષત્રોના તે તે પાદો (શયનસમય જાગરણસમય અને પાર્શ્વપરિવર્તન સમયને) પારણાંમાં પરિત્યાજ્ય છે—તેમાં પારણાં ન કરવાં ॥૨૦૪॥

जनाः ! स्मृतिवचोन्वितवर्त्मनेत्थम् । सर्वैर्भवद्भिरयमादरतो विधेयोऽथोद्यापनं विधिवदस्य वदामि सम्यक् ॥२०५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे प्रबोधन्युत्सवे एकादशीव्रतविधिनिरूपणनामा त्रयस्त्रिंशोऽध्यायः ॥३३॥

श्रीनारायणमुनिरुवाच-उद्यापनं विना नैव व्रतं हि फलदं भवेत् । तस्मात्प्रयत्नतः कार्यमेकादश्या व्रतस्य तत् ॥१॥ अस्तगे च गुरौ शुक्रे बाले वृद्धे मलिम्लुचे । उद्यापनं न कर्तव्यं कार्यमन्यत्र शक्तितः ॥२॥ महापूजा प्रकर्तव्या विप्रसन्तर्पणं तथा । शक्त्या स्वर्णं च गौर्देया सामान्योद्यापनं त्विति ॥३॥ सकृदेव हविष्याशी दशम्यां

હે જના ! આ પ્રકારે તમારૂં હિત કરવાની કામનાથી મેં યથાર્થપણે એકાદશી વ્રતવિધિ શાસ્ત્રદૃષ્ટ માર્ગથી કહ્યો. તો આ વિધિ તમો સર્વેએ આદરથી કરવો હવે આ વ્રતનો ઉદ્યાપનવિધિ યથાશાસ્ત્ર રૂડીરીતે કહું છુ ॥૨૦૫॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...તૃતીયપ્રકરણે પ્રબોધન્યુત્સવે એકાદશીવ્રતવિધિનિરૂપણનામા ત્રયસ્ત્રિંશોઽધ્યાય: ॥૩૩॥

## [1]અધ્યાય ૩૪ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે ભક્તા ! જે હેતુ માટે સર્વ કોઈ વ્રત ઉદ્યાપનના અનુષ્ઠાન વિના ફળ આપવા સમર્થ નજ થાય, માટે તે એકાદશીવ્રતનુ ઉદ્યાપન પ્રયત્નથી કરવું. તેનો વિધિ હવે નિરૂપણ કરૂંછુ ॥૧॥ તે ઉદ્યાપનમા પ્રતિષિદ્ધ કાળ આ છે-ગુરૂ શુક્રનો અસ્તમય સમય તથા તે બન્નેનો બાળ વૃદ્ધ ભાવ સમય તથા મળમાસ (અધિક માસ) તથા બૃહસ્પતિનો સિંહ રાશિમા સ્થિતિ સમય, આ બધા નિષિદ્ધ કાળ છે-તેમા ઉદ્યાપન ન કરવું. તેથકી અન્ય (કાર્તિક–માર્ગશીર્ષ–માઘ–વૈશાખ માસમાથી હરકોઈ એકમાં) કાળમા યથાશક્તિ કરવું ॥૨॥ તેમાં ઉદ્યાપનસામાન્યમાં કર્તવ્યાર્થ આટલો છે-યથાશક્તિ સુવર્ણદાન, ગોદાન, બ્રાહ્મણસતર્પણ અને મહાપૂજા કરવી (આ ઉદ્યાપનનુ સામાન્ય લક્ષણ છે) ॥૩॥ એકાદશીના

[1] આ અધ્યાયમા ભગવાને એકાદશીવ્રતનો ઉદ્યાપનવિધિ ઉપવર્ણન કર્યો છે

प्रयत पुमान् । ब्रह्मचर्यपरो रात्रौ स्वपेद्भूमौ हरिं स्मरन् ॥४॥ रजन्या अन्तिमे यामे समुत्थाय यथाविधि । अदीर्घसूत्री कुर्वीत शौचस्नानादि नैत्यकम् ॥५॥ पूजोपहारान्सम्भृत्य विधिज्ञं ब्राह्मणं ततः । आहूय स्वस्थचित्तोऽर्चेद्भक्त्या श्रीपुरुषोत्तमम् ॥६॥ स्वकीयगेहे सुस्वच्छे पुण्यक्षेत्रेऽथवा शुभे । विष्णवालये विशेषेण कुर्यात्पूजाविधिं व्रती ॥७॥ मण्डपे निर्मिते रम्ये कदलीस्तम्भमण्डिते । विधाय सर्वतोभद्रं तन्मध्ये स्थापयेद्धटम् ॥८॥ पञ्चपल्लवसंयुक्ते सूक्ष्मवस्त्राभिवेष्टिते । तस्मिन् पात्रं निदध्याच्च रम्यास्तरणमण्डितम् ॥९॥ कमलं द्वादशदलं नानावर्णोपशोभितम् । अन्तर्द्वादशभिः पत्रैर्युक्तं कुर्यात्तदन्तरे ॥१०॥ तन्मध्ये वासुदेवस्य

ઉદ્યાપનમા તો વ્રતકર્તા પુરૂષ દશમીએ એકજવાર વ્રતહવિષ્યાન્નનુ ભક્ષણ કરીને નિયમ તત્પર થઈ બ્રહ્મચર્યવ્રતપરાયણ થઈ રાત્રિએ શ્રીહરિનુ સ્મરણ કરતો થકો ભૂતળ ઉપર સુવે ॥૪॥ રાત્રિના છેલા પહોરમા ( બ્રાહ્મ મુહૂર્તમા ) ઉઠીને અદીર્ઘસૂત્રી-આળસતાનો ત્યાગ કરી શૌચસ્નાનાદિ નિત્ય પ્રાપ્ત કર્મ યથાવિધિ કરે ॥૫॥ તેપછી ચદન પુષ્પાદિ સર્વ પૂજોપચારો ભેગા કરીને વિશેષવિધિને જાણનારા વિપ્રને આગળ રાખીને સ્વસ્થચિત્ત થઈ પ્રીતિથી શ્રીપુરુષોત્તમનુ પૂજન કરે ॥૬॥ પૂજા કરવાના સ્થાનો કહેછે —પોતાના ઘરમા સુસ્વચ્છ સ્થાનમા અથવા પુણ્યક્ષેત્રરૂપ શુભ સ્થાનમા અથવા વિષ્ણુમદિરમા વિશેષપણે વ્રતી નર તે પૂજાવિધિને કરે તેમા ઉત્તરોત્તર સ્થાન શ્રેષ્ઠ સમજવુ ॥૭॥ કેળના થાભલાથી સમલકૃત, યથાવિધિ યથાશોભા કરેલા રમણીય મડપમા સર્વતોભદ્ર નામનુ મડળ કરીને, તે મડળના મધ્યમા મહાકુભને સ્થાપન કરે ॥૮॥ પિપળી, ઉમરડો પીંપર આબો અને વડ આ પાચ પલવોએ યુક્ત, સૂક્ષ્મ વસ્ત્રથી વીંટેલા તે કુભ ઉપર રમણીય આસ્તરણ વસ્ત્રથી સમલકૃત એક પાત્રને સ્થાપન કરે ॥૯॥ તે પાત્રના મધ્યમા બાર બાહ્યપત્રો અને તેથી સૂક્ષ્મ બીજા બાર આભ્યતર પત્રોએ યુક્ત, નાનાવિધ વર્ણોવડે વિરાજમાન કમળ કરે તે કમળના મધ્યમા લક્ષ્મીસહિત વાસુદેવની પ્રતિમા સુવર્ણની યથાશાસ્ત્ર કરાવીને

हैमीं लक्ष्मीयुतस्य च। यथाशास्त्रं कारयित्वा प्रतिमां स्थापयेन्नरः ॥११॥ पूर्वाद्यनुक्रमेणैव केशवाद्याः सशक्तयः। तदङ्गदेवताः स्थाप्याः पद्मपत्रेषु सर्वतः ॥१२॥ आद्ये दले केशवस्तु स्थापनीयः श्रिया सह । नारायणस्तदग्रे च पद्मया दक्षिणक्रमात् ॥१३॥ माधवो नित्यया साकं गोविन्दश्चन्द्रया सह । रमया सह विष्णुश्च माधव्या मधुसूदनः ॥१४॥ त्रिविक्रमश्च पद्माक्ष्या वामनः कमलायुतः। श्रीधरः कान्तिमत्या च हृषीकेशापराजिते ॥१५॥ पद्मनाभः पद्मवत्या राधादामोदरौ ततः। स्थापनीयाः क्रमेणैवमेता द्वादश देवताः ॥१६॥ तथाभ्यन्तरपत्रेषु स्थाप्या द्वादश देवताः। सङ्क-

સ્થાપન કરે ॥૧૦-૧૧॥ શક્તિસહિત કેશવાદિક ચોવીશ મૂર્તિઓની અંગદેવતા તરીકે સમગ્ર કમળપત્રોમા કમળના પૂર્વ દિશામા રહેલા પત્રથકી દક્ષિણ અનુક્રમથી સ્થાપના કરે ॥૧૨॥ તેમા પૂર્વ દિશામા રહેલા પ્રથમ પત્રમા કેશવ ભગવાનની **શ્રીશક્તિ** સાથે સ્થાપના કરે તેથકી આગળના પત્રમા પ્રદક્ષિણક્રમથી **નારાયણ** ભગવાનની **પદ્મા** પત્નીની સાથે સ્થાપના કરે તેપછી **નિત્યા** પત્ની સાથે **માધવ** ભગવાનની, તેપછી **ચંદ્રવતી** પત્ની સાથે **ગોવિંદ** ભગવાનની, તેપછી **રમાદેવી** સહિત **વિષ્ણુ** ભગવાનની, તેપછી **માધવી** શક્તિ સહિત **મધુસૂદન** ભગવાનની, તેપછી **પદ્માક્ષી** પત્ની સાથે **ત્રિવિક્રમ** ભગવાનની, તેથકી આગળના પત્રમા **કમળા** દેવી સહિત **વામન** ભગવાનની, તેપછી **કાંતીમતી** પત્ની સાથે **શ્રીધર** ભગવાનની, તેપછી **અપરાજીતા** પત્ની સાથે **હૃષીકેશ** ભગવાનની, તેપછી **પદ્મવતી** પત્ની સહિત **પદ્મનાભ** ભગવાનની, તેપછી **રાધા** દેવી સાથે **દામોદર** ભગવાનની સ્થાપના કરે આવા અનુક્રમથી આ શુક્લપક્ષની એકાદશીના અધિદેવ કેશવાદિક બારની બહારના બાર પત્રોમા સ્થાપના કરે ॥૧૩-૧૬॥ તેપછી પૂર્વોક્ત ક્રમથીજ આભ્યતર પત્રોમા કૃષ્ણપક્ષની એકાદશીઓના અધિપતિ સકર્ષણાદિ દ્વાદશ દેવોની સ્થાપના કરે તેને કહેછે—તેમા પૂર્વ દિશામા રહેલા પ્રથમ પત્રમા સંકર્ષણ ભગવાનની **સુનંદા** શક્તિસાથે સ્થાપના કરે તેપછી બીજા પત્રમા

प्रयतः पुमान् । ब्रह्मचर्यपरो रात्रौ स्वपेद्भूमौ हरिं स्मरन् ॥४॥ रजन्या अन्तिमे यामे समुत्थाय यथाविधि । अदीर्घसूत्री कुर्वीत शौचस्नानादि नैत्यकम् ॥५॥ पूजोपहारान्सम्भृत्य विधिज्ञं ब्राह्मणं ततः । आहूय स्वस्थचित्तोऽर्चेद्भक्त्या श्रीपुरुषोत्तमम् ॥६॥ स्वकीयगेहे सुस्वच्छे पुण्यक्षेत्रेऽथवा शुभे । विष्ण्वालये विशेषेण कुर्यात्पूजाविधिं व्रती ॥७॥ मण्डपे निर्मिते रम्ये कदलीस्तम्भमण्डिते । विधाय सर्वतोभद्रं तन्मध्ये स्थापयेद्घटम् ॥८॥ पञ्चपल्लवसंयुक्ते सूक्ष्मवस्त्राभिवेष्टिते । तस्मिन् पात्रं निदध्याच्च रम्यास्तरणमण्डितम् ॥९॥ कमलं द्वादशदलं नानावर्णोपशोभितम् । अन्तर्द्वादशभिः पत्रैर्युक्तं कुर्यात्तदन्तरे ॥१०॥ तन्मध्ये वासुदेवस्य

ઉદ્યાપનમા તો વ્રતકર્તા પુરૂષ દશમીએ એકજવાર વ્રતહવિષ્યાન્નનુ ભક્ષણ કરીને નિયમ તત્પર થઈ બ્રહ્મચર્યવ્રતપરાયણ થઈ રાત્રિએ શ્રીહરિનું સ્મરણ કરતો થકો ભૂતળ ઉપર સુવે ॥૪॥ રાત્રિના છેલ્લા પહોરમા ( બ્રાહ્મ મુહૂર્તમા ) ઉઠીને અદીર્ઘસૂત્રી—આળસતાનો ત્યાગ કરી શૌચસ્નાનાદિ નિત્યપ્રાપ્ત કર્મ યથાવિધિ કરે ॥૫॥ તેપછી ચદન પુષ્પાદિ સર્વ પૂજોપચારો ભેગા કરીને વિશેષવિધિને જાણનારા વિપ્રને આગળ રાખીને, સ્વસ્થચિત્ત થઈ પ્રીતિથી શ્રીપુરૂષોત્તમનુ પૂજન કરે ॥૬॥ પૂજા કરવાના સ્થાનો કહેછે—પોતાના ઘરમાં સુસ્વચ્છ સ્થાનમા અથવા પુણ્યક્ષેત્રરૂપ શુભ સ્થાનમાં અથવા વિષ્ણુમદિરમા વિશેષપણે વ્રતી નર તે પૂજાવિધિને કરે તેમા ઉત્તરોત્તર સ્થાન શ્રેષ્ઠ સમઝવું ॥૭॥ કેળના થાંભલાથી સમલકૃત, યથાવિધિ યથાશોભા કરેલા રમણીય મડપમાં સર્વતોભદ્ર નામનુ મડળ કરીને, તે મંડળના મધ્યમાં મહાકુંભને સ્થાપન કરે ॥૮॥ પિંપળો, ઉમરડો પીંપર આંબો અને વડ આ પાચ પલ્લવોએ યુક્ત, સૂક્ષ્મ વસ્ત્રથી વીંટેલા તે કુંભ ઉપર રમણીય આસ્તરણ વસ્ત્રથી સમલકૃત એક પાત્રને સ્થાપન કરે ॥૯॥ તે પાત્રના મધ્યમા બાર બાહ્યપત્રો અને તેથી સૂક્ષ્મ બીજાં બાર આભ્યંતર પત્રોએ યુક્ત, નાનાવિધ વર્ણોવડે વિરાજમાન કમળ કરે તે કમળના મધ્યમા લક્ષ્મીસહિત વાસુદેવની પ્રતિમા સુવર્ણની યથાશાસ્ત્ર કરાવીને

हैमीं लक्ष्मीयुतस्य च। यथाशास्त्रं कारयित्वा प्रतिमां स्थापयेन्नरः ॥११॥ पूर्वाद्यनुक्रमेणैव केशवाद्याः सशक्तयः। तदङ्गदेवताः स्थाप्याः पद्मपत्रेषु सर्वतः ॥१२॥ आद्ये दले केशवस्तु स्थापनीयः श्रिया सह। नारायणस्तदग्रे च पद्मया दक्षिणक्रमात् ॥१३॥ माधवो नित्यया साकं गोविन्दश्चन्द्रया सह। रमया सह विष्णुश्च माधव्या मधुसूदनः ॥१४॥ त्रिविक्रमश्च पद्माख्या वामनः कमलायुत.। श्रीधरः कान्तिमत्या च हृषीकेशापराजिते ॥१५॥ पद्मनाभ. पद्मवत्या राधादामोदरौ ततः। स्थापनीयाः क्रमेणैवमेता द्वादश देवताः ॥१६॥ तथाभ्यन्तरपत्रेषु स्थाप्या द्वादश देवताः। सङ्क-

---

સ્થાપન કરે ॥૧૦-૧૧॥ શક્તિસહિત કેશવાદિક ચોવીશ મૂર્તિઓની અગ દેવતા તરીકે સમગ્ર કમળપત્રોમા કમળના પૂર્વ દિશામા રહેલા પત્રથકી દક્ષિણ અનુક્રમથી સ્થાપના કરે ॥૧૨॥ તેમા પૂર્વ દિશામા રહેલા પ્રથમ પત્રમા કેશવ ભગવાનની શ્રીશક્તિ સાથે સ્થાપના કરે તેથકી આગળના પત્રમા પ્રદક્ષિણક્રમથી નારાયણ ભગવાનની પદ્મા પત્નીની સાથે સ્થાપના કરે તેપછી નિત્યા પત્ની સાથે માધવ ભગવાનની, તેપછી ચંદ્રવતી પત્ની સાથે ગોવિંદ ભગવાનની, તેપછી રમાદેવી સહિત વિષ્ણુ ભગવાનની, તેપછી માધવી શક્તિ સહિત મધુસૂદન ભગવાનની, તેપછી

देवः पूर्वपत्रे स्थाप्यः सह सुनन्दया ॥१७॥ वासुदेवो हरिण्याथ दक्षिणक्रमतस्ततः । प्रद्युम्नश्च धिया साकमनिरुद्धः सुशीलया ॥१८॥ स्थापनीयः क्रमेणैव नन्दया पुरुषोत्तमः । अधोक्षजस्त्रयी-युक्तः क्षेमङ्कर्यां नृकेसरी ॥१९॥ अच्युतो विजयायुक्तः सुन्दर्या च जनार्दनः । उपेन्द्रः सुभगायुक्तो हरिः सह हिरण्यया ॥२०॥ कृष्णः सुलक्षणायुक्तः स्थापनीयोऽन्तिमे दले । ततः पूजां प्रकुर्वीत यथाशक्ति यथाविधि ॥२१॥ पञ्चामृतेन च स्नानं कार्यमभ्यङ्गपूर्वकम् । महाभिषेकः कर्तव्यः कृत्वादौ लघुपूजनम् ॥२२॥ नवीनवस्त्रभूषादि समर्प्य च चतुःसमम् । सर्वगन्धं च वा भक्त्या सुमनोभिः प्रपूजयेत् ॥२३॥ सहस्रतुलसीपत्रैः पूजयित्वाऽमृता-

---

હરિણી ( પૂર્વે શ્રીપ્રિયા નામથી કહેલી ) પત્નીસાથે વાસુદેવ ભગવાનની, તેપછી ધી શક્તિસાથે પ્રદ્યુમ્ન ભગવાનની, તેપછી સુશીલા શક્તિ સહિત અનિરૂદ્ધ ભગવાનની, તેપછી નંદા દેવી સાથે પુરૂષોત્તમ ભગવાનની, તેપછી ત્રયી શક્તિસહિત અધોક્ષજ ભગવાનની, તેપછી ક્ષેમંકરી શક્તિ સહિત નૃકેસરી ભગવાનની, તેપછી વિજયા પત્ની સાથે અચ્યુત ભગવાનની, તેપછી સુંદરી શક્તિ સહિત જનાર્દન ભગવાનની, તેપછી સુભગા શક્તિ સાથે ઉપેન્દ્ર ભગવાનની, તેપછી હિરણ્યા દેવી સાથે હરિ ભગવાનની, તેપછી સુલક્ષણા શક્તિસહિત કૃષ્ણ ભગવાનની અંતિમ પત્રમાં સ્થાપના કરે આવા અનુક્રમથી દ્વાદશ દેવતાઓની સ્થાપના કરવી. ત્યારપછી સ્થાપેલી દેવતાઓની યથાશક્તિ યથાવિધિ પૂજા કરે ॥૧૭-૨૧॥ તેનો પ્રકાર કહેછે—પ્રથમ લઘુ પૂજા કરીને, પછી પુષ્પ તૈલ મર્દનપૂર્વક પંચામૃતથી સ્નાનાદિ કરાવારૂપ મહાઅભિષેક કરે ॥૨૨॥ તેપછી નવીન વસ્ત્ર વિભૂષણ વિગેરે સમર્પીને, ચતુ સમ નામના કે સર્વગંધ નામના ચંદનવિશેષને સમર્પીને, પુષ્પમાળાઓવડે ભક્તિથી પૂજા કરે ( કસ્તુરિના બે ભાગ, ચંદનના ચાર ભાગ, કુંકુમના ત્રણ ભાગ અને કપૂરનો એક ભાગ, આ 'ચતુ સમ' કહ્યુ છે કપૂરના બે ભાગ, કુંકુમનો સમાંશ ભાગ, કસ્તુરીના બે ભાગ અને ચંદનના ચાર ભાગ, આ 'સર્વગંધ' કહ્યુ

ह्यम्। धूपं समर्प्य दीपं च नैवेद्यं तु निवेदयेत् ॥२४॥ मोदकान् गुडकांश्चैव चूर्णानि घृतपूरकान्। सोहालिकांश्च कंसारं सक्तूंस्तेवाश्च मण्डकान् ॥२५॥ वटकान् पायसं दुग्धकूरं दध्योदनं तथा। पिण्डकान् पूरिकाश्चैव शतच्छिद्रांश्च लड्डुकान् ॥२६॥ तिलपिष्टं कर्णवेष्टं शालिपिष्टं सशर्करम्। रम्भाफलं च सघृतं मुद्गचूर्णं गुडौदनम् ॥२७॥ समर्प्येत्यादि नैवेद्यं ताम्बूलं च फलं व्रती। महानीराजनं कृत्वा दद्यात्पुष्पाञ्जलिं ततः ॥२८॥ समाप्य पूजां दानानि दद्याच्छक्त्यनुसारतः। गोभूतिलहिरण्याश्वगजादीनि दृढव्रतः ॥२९॥ ततो देवस्य पुरतो गोष्ठे वा होममाचरेत्। मन्त्रेणेदं विष्णुरिति समिदाज्यतिलौदनैः ॥३०॥ तैरेव च यजेत्पश्चान्नामभिः केशवादिभिः। गाश्चतुर्विंशतिं दद्याद्दशोक्तां वाथ काञ्च-

છે ॥૨૩॥ તેપછી સહસ્ર તુલસી દળથી પૂજા કરીને, અમૃત નામનો ધૂપ અર્પણ કરીને દીપને અર્પણ કરીને નૈવેદ્યને નિવેદન કરે (અગરૂ ચદન નાગરમોથ લોબાન કસ્તુરી, આ સર્વને સમાન ભાગે કરવુ તે 'અમૃત' નામનો ધૂપ કહ્યો છે) ॥૨૪॥ તે નૈવેદ્યમાં—તળ્યા લાડુ, લાકડશા લાડુ, રોટલો બનાવી શેકીને કરેલા બાજ્યા લાડુ, ઘેબર, માડા, સુહાળિયો, કસાર, સેવો, દાળના લાડુ, વડા, દુધપાક દુધભાત, દહીભાત, પેંડા, પુરીયો, ખાજાં, માલપુવા, ગોળના લાડુ, તલસાકળી, જલેબી, હરિસો, ઘૃત સાકરે સહિત કેળા, મગદળ, ખીરજ, ઇત્યાદિક નૈવેદ્યને યથાશક્તિ ભક્તિથી અર્પણ કરે ॥૨૫-૨૭॥ વ્રતી નર ઇત્યાદિ નૈવેદ્યને સમર્પિને તાંબૂળ તથા ફળને સમર્પિને પછીથી આરતી કરે તેપછી પુષ્પાન્જળિ સમર્પે ॥૨૮॥ ત્યાર પછી દૃઢ વ્રતી નર પૂજાને પરિસમાપ્ત કરીને, શક્તિને અનુસારે ગાયો ભૂમિ તલ સુવર્ણ અશ્વ ગજ શય્યા આદિકનુ દાન કરે ॥૨૯॥ ત્યારપછી મંડળમા સ્થાપેલા દેવની આગળ અથવા ગોષ્ઠ-ગાયો બાંધવાના સ્થાનમા 'इदं विष्णु' આ મત્રવડે સમિધ-યજ્ઞકાષ્ઠ ઘી તલ ભાતથી હોમ કરે ॥૩૦॥ ત્યારપછી કેશવાદિક તેતે નામ મત્રોવડે તેના તેજ હોમદ્રવ્ય સમિધ ઘૃતાદિકે કરીને એક એક આહુતીને આપે તેપછી ચોવીશ ગાયોનુ દાન કરે અથવા દશ

नम् ॥३१॥ देया गावः श्वेतवर्णाः कपिला वा यथाविधि । रात्रौ जागरणं कृत्वा प्रभाते चार्चयेद्धरिम् ॥३२॥ सुवर्णनिर्मितां मूर्तिं दद्यात्स्वगुरवे हरेः । अलङ्कारांश्च वासांसि दत्त्वा विप्रांश्च भोजयेत् ॥३३॥ चतुर्विंशतिसङ्ख्याकान्सतिलान्नफलोदकान् । घटान्दत्त्वा द्विजेभ्यश्च प्रदद्याद्दक्षिणां नरः ॥३४॥ गन्धपुष्पांशुकाद्यैश्च सम्पूज्य ब्रह्मचारिणः । साधवो भोजनीयाश्च सद्भैर्विष्णुसेवकाः ॥३५॥ ततश्च पारणां कुर्यात्स्वजनैः सह स व्रती । एवं कृते व्रतसिद्धं यथोक्तफलदं भवेत् ॥३६॥ इत्येकादशिकाव्रतस्य महिमा सच्छास्त्रवृन्दं मया निर्मथ्योद्धृत आदराद्व्रतविधिः साङ्गश्च सङ्क्षेपतः । प्रोक्तः श्रीरमणाश्रिताखिलजनप्रीत्यै तमेतं नरो यः श्रोष्यत्यथवा पठिष्यति स तु प्राप्स्यत्यभीष्टं फलम् ॥३७॥ इति श्रीसत्स-

અથવા એક ગાયનું યથાશક્તિ દાન કરે. અશક્ત જન તેના પ્રતિનિધિભૂત સુવર્ણને અથવા આપે ॥૩૧॥ ગાયો શ્વેત વર્ણવાળી યથાવિધિ આપવી અથવા હરકોઈ કપિલા ગાય આપવી તેપછી રાત્રિએ જાગરણ કરીને પ્રભાતમાં ભગવાનનું પૂજન કરે ॥૩૨॥ જે સુવર્ણમૂર્તિ સ્થાપી હોય તે અલંકાર વસ્ત્રોએ સહિત પૂજાને અંતે પોતાના ગુરૂને આપે. પછી વિપ્રોને જમાડે ॥૩૩॥ તેપછી વ્રતી નર તલ અન્ન ફળ જળે સહિત ચોવીશ કળશો દક્ષિણાસાથે બ્રાહ્મણોને આપે ॥૩૪॥ અને વિષ્ણુસેવાપરાયણ બ્રહ્મચારીઓ તથા સાધુઓ ચંદન પુષ્પવસ્ત્રાદિવડે પૂજીને મિષ્ટાન્નવડે જમાડવા ॥૩૫॥ ત્યારપછી સ્વયં વ્રતી સ્વજનો સાથે પારણાં કરે. એરીતે ઉદ્યાપન કરે તો આ વ્રત શાસ્ત્રોક્ત સંપૂર્ણ ફળને આપનારૂં થાય ॥૩૬॥ હે ભક્તાઃ ! આ પ્રકારે મેં એકાદશીવ્રતાચરણ પ્રકાર અંગસહિત મહિમાસહિત સર્વે સચ્છાસ્ત્રનું મંથન કરીને સારપણે સમુદ્ધાર કરી સંગ્રહથી વૈષ્ણવોના પ્રિય હિતમાટે તમોને કહ્યો જે નર આને આદરથી સાંભળશે કે પાઠ કરશે તે તો અભીષ્ટ ફળને પામશે ॥૩૭॥ ઇતિ શ્રીસત્સંગિજીવને

त्रिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे प्रबोधन्युत्सवे एकादशीव्रतोद्यापनविधिनिरूपणनामा चतुस्त्रिंशोऽध्यायः ॥३४॥

जना ऊचुः—केशवादीनि रूपाणि यान्येकादशिकातिथौ । पूज्यान्युक्तानि तेषां त्वं ब्रूहि लक्ष्माणि नः पृथक् ॥१॥ श्रीनारायणमुनिरुवाच—मूर्तीनां केशवादीनां वासुदेवस्य वो जनाः ! । कथयामि यथाशास्त्रं लक्षणानि पृथक् पृथक् ॥२॥ चतुर्विंशतिरूपिण्या एकादश्याः प्रियाय सः । चतुर्विंशतिमेकोऽपि विष्णुर्मूर्तीर्दधाति वै ॥३॥ शङ्खचक्रगदाब्जानां स्थानभेदेन धारणात् । नामान्युक्तानि तासां वै चतुर्विंशतिरेव हि ॥४॥ धारणं स्थानभेदेन शङ्खादीनां यथा तथा । वदामि तत्तु विज्ञेयं दक्षिणाधः-

...तृतीयप्रकरणे प्रबोधन्युत्सवे એકાદશીવ્રતોદ્યાપનવિધિનિરૂપણનામા ચતુસ્ત્રિંશોઽધ્યાયઃ ॥૩૪॥

## [1]અધ્યાય ૩૫ મો.

હરિજનો પુછેછે—હે ભગવન્! એકાદશી તિથિએ જે કેશવાદિ રૂપો પૂજ્યપણે કહ્યાં તેમનાં લક્ષણો પૃથક્ પૃથક્ આપ સ્પષ્ટપણે નિરૂપણ કરો ॥૧॥ એરીતે ભક્તજનોએ પુછેલા શ્રીનારાયણમુનિ બોલ્યા કે—હે જનાઃ! કેશવાદિક જે વાસુદેવનાજ મૂર્તિભેદો છે તેમનાં પૃથક્ પૃથક્ યથાશાસ્ત્ર લક્ષણો તમોને કહુંછું ॥૨॥ તે શ્રીવાસુદેવ ભગવાન્ યદ્યપિ સ્વરૂપથી એકજ છે પણ ચોવીશ રૂપ ધારી રહેલી એકાદશીનું પ્રિય કરવા પોતેપણ ચોવીશ મૂર્તિભેદોને ધારણ કરેછે. તેમાં શંખ ચક્ર ગદા પદ્મ આ ચાર આયુધોના ધારણ કરવાના સ્થાનભેદથી કેશવાદિ ચોવીશ સંજ્ઞાભેદ થાય છે ॥૩-૪॥ શંખાદિકનો સ્થાનભેદથી ધારણપ્રકાર અને તેને લીધે થતો કેશવાદિક નામભેદ તમોને કહુંછું. હું કહીશ એવો ધારણક્રમ ભેદતો જમણા નીચેના કરકમથી જાણવો. એટલે પ્રથમ નીચેનો જમણો કર, તેપછી ઉપ-

[1] આ અધ્યાયમાં ભગવાને કેશવાદિક મૂર્તિઓનાં પૃથક્ પૃથક્ લક્ષણો અનુક્રમે નિરૂપણ કર્યાં છે.

करक्रमात् ॥५॥ पद्मं शङ्खं तथा चक्रं गदां वहति केशवः । शङ्खं पद्मं गदां चक्रं धत्ते नारायणः सदा ॥६॥ गदां चक्रं तथा शङ्खं पद्मं वहति माधवः । चक्रं गदां पद्मशङ्खौ गोविन्दो धरते भुजे ॥७॥ गदां पद्मं तथा शङ्खं चक्रं विष्णुर्बिभर्ति च । चक्रं शङ्खं तथा पद्मं गदां च मधुसूदनः ॥८॥ पद्मं कौमोदकीं चक्रं शङ्खं धत्ते त्रिविक्रमः । शङ्खं चक्रं गदां पद्मं वामनो धरते सदा ॥९॥ पद्मं चक्रं गदां शङ्खं श्रीधरो धरते भुजे । हृषीकेशो गदां चक्रं पद्मं शङ्खं दधाति च ॥१०॥ पद्मनाभः करैर्धत्ते शङ्खं पद्मं मरिं गदाम् । पद्मं शङ्खं गदां चक्रं धत्ते दामोदरः सदा ॥११॥ सङ्कर्षणो गदाशङ्खपद्मचक्रधरः स्मृतः । वासुदेवो गदाशङ्खचक्रप द्मधरो मतः ॥१२॥ चक्रशङ्खगदापद्मधरः प्रद्युम्न उच्यते । अनिरुद्ध श्चक्रगदाशङ्खपद्मधरः स्मृतः ॥१३॥ चक्रं पद्मं तथा शङ्खं गदां च

रनो જમણો કર, તેપછી ઉપરનો ડાબો કર, તેપછી નીચેનો ડાબો કર, આવા અનુક્રમથી જાણવો ॥૫॥ પદ્મ શંખ ચક્ર અને ગદાને કેશવ ભગવાન્ અનુક્રમે વહન કરેછે શંખ પદ્મ ગદા અને ચક્રને અનુક્રમે નારાયણ ભગ વાન્ ધારણ કરેછે ગદા ચક્ર શંખ અને પદ્મને અનુક્રમે માધવ ભગવાન્ ધારે છે ચક્ર ગદા પદ્મ શંખને હાથવડે અનુક્રમે ગોવિંદ ભગવાન્ ધારેછે ગદા પદ્મ શંખ તથા ચક્રને અનુક્રમે વિષ્ણુ ભગવાન્ ધારણ કરેછે ચક્ર શંખ પદ્મ ગદાને અનુક્રમે મધુસૂદન ભગવાન્ વહન કરેછે પદ્મ ગદા ચક્ર અને શંખને અનુક્રમે ત્રિવિક્રમ ભગવાન્ વહન કરેછે શંખ ચક્ર ગદા પદ્મને ઉક્ત અનુક્રમે વામન ભગવાન્ વહન કરેછે પદ્મ ચક્ર ગદા શંખને ભુજ વડે અનુક્રમે શ્રીધર ભગવાન્ ધારણ કરેછે ગદા ચક્ર પદ્મ શંખને અનુ ક્રમે હૃષીકેશ ભગવાન્ ધારણ કરેછે શંખ પદ્મ ચક્ર ગદાને કરવડે અનુ ક્રમે પદ્મનાભ ભગવાન્ ધારેછે પદ્મ શંખ ગદા ચક્રને દામોદર ભગવાન્ ધારેછે ગદા શંખ પદ્મ ચક્રને અનુક્રમે સંકર્ષણ ભગવાન્ ધારી રહ્યાછે ગદા શંખ ચક્ર પદ્મને અનુક્રમે વાસુદેવ ભગવાન્ ધારી રહ્યાછે ચક્ર શંખ ગદા પદ્મને અનુક્રમે પ્રદ્યુમ્ન ભગવાન્ ધારેછે. ચક્ર ગદા શંખ પદ્મને

पुरुषोत्तमः । पद्मं कौमोदकीं शङ्खं चक्रं धत्तेऽप्यधोक्षजः ॥१४॥ चक्रं पद्मं गदां शङ्खं नरसिंहो बिभर्ति च । गदां सरोजं चक्रं च शङ्खं धत्तेऽच्युतः सदा ॥१५॥ पद्मं सुदर्शनं शङ्खं गदां धत्ते जनार्दनः । शङ्खं कौमोदकीं चक्रमुपेन्द्रो धरतेऽम्बुजम् ॥१६॥ शङ्खं चक्रं सरोजं च गदां वहति वै हरिः । शङ्खं कौमोदकीं पद्मं चक्रं कृष्णो बिभर्ति च ॥१७॥ इत्येताः केशवाद्या वो मूर्तयो लक्षणैर्मया । निरूपिता भक्तजनाः ! पूज्या एकादशीषु ताः ॥१८॥ एकादशीनां शुक्लानामीश्वराः केशवादयः । द्वादशोक्ताश्च कृष्णानां ज्ञेयाः सङ्कर्षणादयः ॥१९॥ मार्गशीर्षे शुक्लपक्षे एकादश्यां तु केशवः । पूज्यस्तथा कृष्णपक्षे तत्र सङ्कर्षणोऽर्चकैः ॥२०॥ एवं पौषादिमासेषु पक्षयोः शुक्लकृष्णयोः । नारायणादयः पूज्या मले तु पुरुषो-

અનિરૂદ્ધ ભગવાન્ અનુક્રમે ધારેછે. ચક્ર પદ્મ શંખ ગદાને અનુક્રમે પુરૂષોત્તમ ભગવાન્ વહન કરેછે, પદ્મ ગદા શંખ ચક્રને અનુક્રમે અધોક્ષજ ભગવાન્ વહન કરેછે. ચક્ર પદ્મ ગદા શંખને અનુક્રમે નરસિંહ ભગવાન્ ધારેછે. ગદા પદ્મ ચક્ર શંખને અનુક્રમે હાથવડે અચ્યુત ભગવાન્ ધારેછે. પદ્મ ચક્ર શંખ ગદાને અનુક્રમે કરવડે જનાર્દન ભગવાન ધારણ કરેછે. શંખ ગદા ચક્ર પદ્મને અનુક્રમથી ઉપેન્દ્ર ભગવાન્ ધારણ કરેછે. શંખ ચક્ર પદ્મ ગદાને અનુક્રમે હરિ ભગવાન્ વહન કરેછે. શંખ ગદા પદ્મ ચક્રને અનુક્રમે કૃષ્ણ ભગવાન્ વહન કરેછે ॥૯-૧૭॥ આ કેશવાદિક મૂર્તિયો આવા લક્ષણોવડે મેં હાલમાં નિરૂપણ કરી, હે ભક્તજનો ! તે આ મૂર્તિઓની એકાદશી દિવસે પૂજા કરવી ॥૧૮॥ શુક્લપક્ષની એકાદશીઓના કેશવાદિક દ્વાદશ ઈશ્વરો કહ્યા છે અને કૃષ્ણપક્ષની એકાદશીઓના સંકર્ષણાદિ દ્વાદશ ઈશ્વરો કહ્યા છે ॥૧૯॥ એજ અર્થને સ્પષ્ટપણે બે શ્લોકથી કહેછે—માગશર માસના શુક્લપક્ષની એકાદશીએતો કેશવ ભગવાનની પૂજકોએ પૂજા કરવી અને કૃષ્ણપક્ષની એકાદશીએ સંકર્ષણ ભગવાનની પૂજકોએ પૂજા કરવી. આ પ્રકારે પૌષાદિ માસોમાં શુક્લ કૃષ્ણપક્ષ ભેદથી અનુક્રમે નારાયણાદિ તથા વાસુદેવાદિકની પૂજા કરવી. મળમાસમાં

करक्रमात् ॥५॥ पद्मं शङ्खं तथा चक्रं गदां वहति केशवः । शङ्खं पद्मं गदां चक्रं धत्ते नारायणः सदा ॥६॥ गदां चक्रं तथा शङ्खं पद्मं वहति माधवः । चक्रं गदां पद्मशङ्खौ गोविन्दो धरते भुजैः ॥७॥ गदां पद्मं तथा शङ्खं चक्रं विष्णुर्बिभर्ति च । चक्रं शङ्खं तथा पद्मं गदां च मधुसूदनः ॥८॥ पद्मं कौमोदकीं चक्रं शङ्खं धत्ते त्रिविक्रमः । शङ्खं चक्रं गदां पद्मं वामनो धरते सदा ॥९॥ पद्मं चक्रं गदां शङ्खं श्रीधरो धरते भुजैः । हृषीकेशो गदां चक्रं पद्मं शङ्खं दधाति च ॥१०॥ पद्मनाभः करैर्धत्ते शङ्खं पद्ममरिं गदाम् । पद्मं शङ्खं गदां चक्रं धत्ते दामोदरः सदा ॥११॥ सङ्कर्षणो गदाशङ्खपद्मचक्रधरः स्मृत. । वासुदेवो गदाशङ्खचक्रपद्मधरो मतः ॥१२॥ चक्रशङ्खगदापद्मधरः प्रद्युम्न उच्यते । अनिरुद्धश्चक्रगदाशङ्खपद्मधरः स्मृतः ॥१३॥ चक्रं पद्मं तथा शङ्खं गदां च

---

રનો જમણો કર, તેપછી ઉપરનો ડાબો કર, તેપછી નીચેનો ડાબો કર, આવા અનુક્રમથી જાણવો ॥૫॥ પદ્મ શખ ચક્ર અને ગદાને કેશવ ભગવાન્ અનુક્રમે વહન કરેછે શખ પદ્મ ગદા અને ચક્રને અનુક્રમે નારાયણ ભગવાન્ ધારણ કરેછે ગદા ચક્ર શખ અને પદ્મને અનુક્રમે માધવ ભગવાન્ ધારે છે ચક્ર ગદા પદ્મ શખને હાથવડે અનુક્રમે ગોવિંદ ભગવાન્ ધારેછે. ગદા પદ્મ શખ તથા ચક્રને અનુક્રમે વિષ્ણુ ભગવાન્ ધારણ કરેછે. ચક્ર શખ પદ્મ ગદાને અનુક્રમે મધુસૂદન ભગવાન્ વહન કરેછે. પદ્મ ગદા ચક્ર અને શખને અનુક્રમે ત્રિવિક્રમ ભગવાન્ વહન કરેછે શંખ ચક્ર ગદા પદ્મને ઉક્ત અનુક્રમે વામન ભગવાન્ વહન કરેછે પદ્મ ચક્ર ગદા શખને ભુજ વડે અનુક્રમે શ્રીધર ભગવાન્ ધારણ કરેછે ગદા ચક્ર પદ્મ શખને અનુક્રમે હૃષીકેશ ભગવાન્ ધારણ કરેછે. શંખ પદ્મ ચક્ર ગદાને કરવડે અનુક્રમે પદ્મનાભ ભગવાન્ ધારેછે પદ્મ શખ ગદા ચક્રને દામોદર ભગવાન્ ધારેછે ગદા શખ પદ્મ ચક્રને અનુક્રમે સંકર્પણ ભગવાન્ ધારી રહ્યાછે ગદા શખ ચક્ર પદ્મને અનુક્રમે વાસુદેવ ભગવાન્ ધારી રહ્યાછે ચક્ર શખ ગદા પદ્મને અનુક્રમે પ્રદ્યુમ્ન ભગવાન્ ધારેછે. ચક્ર ગદા શંખ પદ્મને

श्रीकृष्णं धर्मनन्दनम् । तदग्र एव नियमं जगृहुस्तद्व्रतस्य ते ॥२॥ स्वस्वस्थानं ततो गन्तुमाज्ञाप्य स्वाश्रितांश्च तान् । स्वावासमगमत्स्वामी वन्द्यमानो जनव्रजैः ॥३॥ एकादशीव्रतविधिमाचरिष्यन् कृताप्लुवः । कृष्णं सोऽभ्यर्च्य जग्राह तदग्रे नियमं नृप ! ॥४॥ महानैवेद्यसामग्रीं कारयामास वाडवैः । रम्भास्तम्भादिभिः पूजामण्डपं चाप्यचीकरत् ॥५॥ पूजोपहारान्सम्पाद्य किञ्चित्सुष्वाप भूतले । तृतीयः प्रहरस्तावद्रात्रेः प्रापत्समापनम् ॥६॥ अलब्धनिद्र एवासावुत्तस्थौ सहसा ततः । स्वस्वरूपं हृदि ध्यात्वा साकं भक्तैर्नदीं ययौ ॥७॥ आदौ शौचविधिं कृत्वा गण्डूषान् द्वादशैव च ।

---

યને પામ્યા ॥૧॥ તે સમયે તેઓએ તે ધર્મનંદન શ્રીહરિનેજ સાક્ષાત્ શ્રીકૃષ્ણ પુરૂષોત્તમપણે હૃદયમાં નિશ્ચય કરીને, તેમનીજ આગળ તેમનાજ આરાધનરૂપ એકાદશીવ્રતનો 'નિયમથી અમો કરીશું' એવો સંકલ્પ કર્યો. ॥૨॥ તેપછી સહજાનંદસ્વામી પોતાના આશ્રિત તેઓને સ્વસ્વસ્થાને જવાની આજ્ઞા આપીને, સર્વ સમાશ્રિતોએ નમસ્કાર કર્યા થકા પોતાના નિવાસસ્થાને પધાર્યા ॥૩॥ હે નૃપ ! ત્યાર પછી ભગવાન્ શ્રીહરિએ પોતે ઉપદેશેલા એકાદશીવ્રતની પોતાના આચરણથી પ્રતિષ્ઠા પમાડવા દશમીદિવસે સ્નાન કરી, પોતાને નિત્યપૂજ્ય અર્ચામૂર્તિ કૃષ્ણની પૂજા કરીને, તેમની આગળ આવતી કાલે કરવાના એકાદશીવ્રતનો નિયમથી સંકલ્પ યથાવિધિ કર્યો ॥૪॥ તેપછી ભગવાને તે વ્રતના અંગભૂત કૃષ્ણપૂજનમાં ઉપયોગી મહાનૈવેદ્ય સામગ્રી પૂર્વોક્ત રસોયા વિપ્રોપાસે કરાવી અને કેળના થાંભલા વિગેરે વડે સમલંકૃત પૂજામંડપ કરાવ્યો ॥૫॥ તેપછી સમગ્ર પૂજોપહારોને સંપાદન કરીને તે રાત્રિએ ભૂતળ ઉપર સુઈ ગયા. સુઈ ગયા પણ નિદ્રાને નહીજ પામેલા તે ભગવાનને રાત્રિનો ત્રીજો પહોર વીતિ ગયો. પછી તત્કાળજ શયનથકી ઉઠીને, સ્વસ્વરૂપનું હૃદયમાં (મુહૂર્ત) ધ્યાન કરીને, પછી સમીપમાં રહેલા સેવકો સાથે ઉન્મત્તગંગા નદી પ્રતિ પધાર્યા ॥૬-૭॥ પધારીને પ્રથમ શૌચ અને વ્રતદિન હોવાથી દંતધાવન સ્થાને બાર કોગળા યથાવિધિ કરીને, યથાવિધિ તે ઉન્મત્તગંગામાં સ્નાન કરી, સ્ના-

त्तमः ॥२१॥ अत्र सङ्कर्षणाद्या याश्चतस्रो मूर्तयो मया । प्रोक्तास्तास्तु पृथग्ज्ञेयाश्चतुर्व्यूहस्वरूपतः ॥२२॥ वित्तशाठ्यं न कर्तव्यमेकादश्युत्सवे जनाः ! । लक्ष्मीकान्तोऽत्र सर्वासां दाता तुष्यति सम्पदाम् ॥२३॥ यः प्रातरुत्थाय विकुण्ठभर्तुः कृष्णस्य रूपाण्यघनाशनानि । श्रीकेशवादीनि पुमानुत स्त्री स्मरेत्स वै मङ्गलमिष्टमेतु ॥२४॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे प्रबोधन्युत्सवे केशवादिमूर्तिलक्षणनिरूपणनामा पञ्चत्रिंशोऽध्यायः ॥३५॥

सुव्रत उवाच—इति श्रीहरिणा गीतं माहात्म्यादि निशम्य ते । एकादश्या जनाः सर्वे सन्तुष्टिं परमां ययुः ॥१॥ तमेव हृदि जानन्तः

---

તો અત્રે પક્ષમાં પુરૂષોત્તમ ભગવાનની પૂજા કરવી ॥૨૦-૨૧॥ આ ચોવીશ વ્યૂહમાં જે સંકર્ષણાદિ ચાર મૂર્તિઓ મેં કહી તે તો ચતુર્વ્યૂહ સ્વરૂપ થકી જુદી જાણવી ॥૨૨॥ હે જનો ! આ એકાદશ્યાદિ ઉત્સવમાં ધનસંપત્તિ હોય તો વિત્તશાઠ્ય-આવશ્યક એવાપણ ધર્મકાર્યમાં ધનસંકોચરૂપ ધનશઠતાને નજ કરે, કારણ કે સર્વે સંપત્તિના સંપ્રદાતા લક્ષ્મીપતિ ભગવાન્ આ વ્રત કરવાથી સંતુષ્ટ થાય છે તે સંતુષ્ટ થતાં કઈ સંપત્તિ ન સિદ્ધ થાય ? સર્વ સંપત્તિ સિદ્ધજ થાય તો એમાં ધનસંકોચ સ્વભાવતા ઉચિત નથી ॥૨૩॥ અને વળી જે પુરૂષ કે સ્ત્રી પ્રાત:કાળમાં ઉઠીને વૈકુંઠપતિ કૃષ્ણના પૂર્વોક્ત પાપનિવર્તક શ્રીકેશવાદિ રૂપોને જો અનુસ્મરણ કરે તો તે તત્કાળ આ લોક પરલોકમાં અભિલષિત મંગળને પામેછે ॥૨૪॥ ઇતિ શ્રીસત્સંગિજીવને . તૃતીયપ્રકરણે પ્રબોધન્યુત્સવે કેશવાદિમૂર્તિલક્ષણનિરૂપણનામા પંચત્રિંશોઽધ્યાયઃ ॥૩૫॥

## [1]અધ્યાય ૩૬ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! એરીતે શ્રીહરિએ કહેલું એકાદશીનું માહાત્મ્ય આદિકને સાંભળીને સભામાં બેઠેલા તે સર્વે જનો પરમ સંતો

[1] આ અધ્યાયમાં લોકોને પોતાના આચરણથી ધર્મમાં પ્રવર્તાવતા ભગવાને કરેલું એકાદશીવ્રતનું અનુષ્ઠાન નિરૂપણ કર્યું છે

कोविदाः ॥१५॥ पञ्चपल्लवसंयुक्ते सूक्ष्मवस्त्राभिवेष्टिते । तत्र स्थिते शुभे पात्रे रम्यास्तरणमण्डिते ॥१६॥ कमलं द्वादशदलं नानावर्णोपशोभितम् । अन्तर्द्वादशभिः पत्रैर्युक्तं चकुर्मनोहरम् १७॥ तन्मध्ये प्रतिमां हैमीं लक्ष्मीयोगेश्वरस्य ते । प्राणप्रतिष्ठां कृत्वैव स्थापयामासुरादरात् ॥१८॥ तदङ्गदेवताश्चान्याः पार्षदांश्च यथादिशम् । स्थापयामासुरव्यग्रास्तन्त्रोक्तविधिना द्विजाः ॥१९॥ पूर्वाद्यनुक्रमेणैव केशवाद्याः सशक्तयः । बाह्याभ्यन्तरपत्रेषु स्थापिता ह्यङ्गदेवताः ॥२०॥ आद्ये दले केशवस्तु स्थापितस्तैः श्रिया सह । नारायणस्तदग्रे च पद्मया दक्षिणक्रमात् ॥२१॥ माधवो नित्यया सार्कं गोविन्दश्चन्द्रया सह । रमया सह विष्णुश्च माधव्या

સૂક્ષ્મ વસ્ત્રથી સમલંકૃત કરીને, તેના ઉપર સ્થાપેલા શુભ પાત્રમાં રમણીય આસ્તરણ વસ્ત્ર આસ્તરીને, તેમાં બાહ્ય આભ્યંતર બાર બાર દળોએ યુક્ત મનોહર કમળને નાનાવિધ વર્ણ દ્રવ્યથી ઉપકલ્પીને, તેના મધ્યમા લક્ષ્મીસહિત યોગેશ્વર ભગવાનની સુવર્ણનિર્મિત મૂર્તિને પ્રાણપ્રતિષ્ઠાવાળી કરીનેજ આદરથી સ્થાપન કરી ॥૧૪-૧૮॥ તેપછી તે વિપ્રોએ વિના વ્યગ્રતાએ તેમના અંગભૂત દેવોની અને બીજા નદાદિ પાર્ષદોની આગળ કહેશે એવા અનુક્રમથી યથાક્રમે યથાવિધિ સ્થાપના કરી ॥૧૯॥ તે હવે કહેછે—શક્તિસહિત કેશવાદિક અંગદેવતાઓની પૂર્વાદિ દિશા ક્રમથીજ બાહ્ય આભ્યંતર પત્રોમાં તે વિપ્રોએ સ્થાપના કરી ॥૨૦॥ તેમાં પૂર્વ દિશામાં રહેલા પ્રથમના પત્રમાં **શ્રી**શક્તિસહિત **કેશવ** ભગવાનની સ્થાપના કરી. તેથકી આગળ પ્રદક્ષિણ ક્રમથી **પદ્મા** પત્નીસહિત **નારાયણ** ભગવાનની સ્થાપના કરી. તેપછી **નિત્યા** શક્તિ સાથે **માધવ** ભગવાનની, તેપછી **ચંદ્રવતી** શક્તિ સહિત **ગોવિંદ** ભગવાનની, તેપછી **રમા** દેવી સાથે **વિષ્ણુ** ભગવાનની, તેપછી **માધવી** દેવી સાથે **મધુસૂદન** ભગવાનની, તેપછી **પદ્માક્ષી** પત્ની સાથે **ત્રિવિક્રમ** ભગવાનની, તેપછી **કમળા** દેવી સહિત **વામન** ભગવાનની, તેપછી **કાંતિમતી** શક્તિસાથે **શ્રીધર** ભગવાનની, તેપછી આગળ **અપરાજીતા** પત્નીસાથે **હૃપીકેશ** ભગ-

तस्यामुन्मत्तगङ्गायां चकार विधिनाऽऽप्लवम् ॥८॥ स्नानाङ्गं तर्पणं कृत्वा कलशेऽत्युज्वले जलम् । भृत्वाऽर्चनार्थं श्रीविष्णोराद्रंवासा गृहं ययौ ॥९॥ ईश्वरोऽनेकशिष्योऽपि दर्शयन् हरिसेविनाम् । दासधर्मं स्वयं तोयमानिनाय निजाश्रमम् ॥१०॥ पुष्पाणि च गृहोद्यानादानीय तुलसीं च सः । धौताङ्घ्रिपाणि शुचिनी पर्यधात्सितवाससी ॥११॥ उपविश्यासने कौशे गोपीचन्दनमृत्स्नया । कृत्वा पञ्चोर्ध्वपुण्ड्राणि सन्ध्यावन्दनमाचरत् ॥१२॥ नित्यहोमं ततः कृत्वा ब्राह्मणान्वेदवित्तमान् । पूजाविधिज्ञानाहूय प्रारेभे कृष्णपूजनम् ॥१३॥ तं पूजां कारयामासुर्ब्राह्मणास्ते यथाविधि । विदधुः सर्वतोभद्रमादौ ते मण्डलं शुभम् ॥१४॥ विचित्ररङ्गशोभाढ्ये तस्मिन्कलशमुज्वलम् । सौवर्णं स्थापयामासुर्ब्राह्मणा विधि-

નના અગભૂત તર્પણ કરીને, સ્વય પરમેશ્વર હોવા છતાં અને અનેક શિષ્યો વડે વીંટાએલા હોવા છતાપણ દાસભાવપ્રકાર જે નિરતર આદરપૂર્વક સર્વેએ આચરવા યોગ્ય છે તેને પોતાના ભક્તોને પોતાના આચરણથી ગ્રહણ કરાવા પોતેજ અદર બહાર ખાટુ વસ્તુ ચોપડવાપૂર્વક શુદ્ધ મૃત્તિકાથી માજીને અતિ ઉજ્જ્વળ કરેલા કળશમા ગાળેલુ સ્વચ્છ ગગાજળ શ્રીકૃષ્ણના અર્ચનમાટે ભરી લઇને, ભીને વસ્ત્રેજ પોતાના નિવાસ ભવનમા આવ્યા ॥૮-૧૦॥ ભવનમા આવીને તેના સમીપમાજ રહેલા નાના બાગમાથી પુષ્પો તથા તુળસીદળો સ્વય લાવીને, પાણિપાદનુ પ્રક્ષાલન કરીને, પછી ધોએલા શુદ્ધ ધોળા વસ્ત્રો ધાર્યાં ॥૧૧॥ તેપછી દર્ભાસન ઉપર બેસીને, ગોપીચદન મૃત્તિકાથી પાચ ઊર્ધ્વપુડ્રોને લલાટાદિ તેતે સ્થાનમા ધારીને, પ્રાત કર્તવ્ય સધ્યાવદન કરીને યથાવિધિ નિત્યહોમ કરીને, પછી વિશેષત વેદવેદી પૂજાવિધિપ્રવીણ વિપ્રોને બોલાવીને, તેમને આગળ રાખીને તેમના કહ્યાપ્રમાણે કૃષ્ણપૂજાનો આરભ કર્યો ॥૧૨-૧૩॥ તે નિમત્રેલા વિધિજ્ઞ વિપ્રોએ યથાવિધિ પૂજા કરાવતા પ્રથમ શુભ સર્વતોભદ્ર મડળ વિવિધ રજન દ્રવ્યથી સુશોભિત કરીને તે મડળમા સુવર્ણમય ઉજ્જ્વળ કળશ સ્થાપીને, તેને આમ્રપલ્લવપ્રમુખ પચ પલ્લવો અને નવીન

कोविदाः ॥१५॥ पञ्चपल्लवसंयुक्ते सूक्ष्मवस्त्राभिवेष्टिते । तत्र स्थिते शुभे पात्रे रम्यास्तरणमण्डिते ॥१६॥ कमलं द्वादशदलं नानावर्णोपशोभितम् । अन्तर्द्वादशभिः पत्रैर्युक्तं चक्रुर्मनोहरम् ॥१७॥ तन्मध्ये प्रतिमां हैमीं लक्ष्मीयोगेश्वरस्य ते । प्राणप्रतिष्ठां कृत्वैव स्थापयामासुरादरात् ॥१८॥ तदङ्गदेवताश्चान्याः पार्षदांश्च यथादिशम् । स्थापयामासुरव्यग्रास्तत्रोक्तविधिना द्विजाः ॥१९॥ पूर्वाद्यनुक्रमेणैव केशवाद्याः सशक्तयः । बाह्याभ्यन्तरपत्रेषु स्थापिता ह्यङ्गदेवताः ॥२०॥ आद्ये दले केशवस्तु स्थापितस्तैः श्रिया सह । नारायणस्तदग्रे च पद्मया दक्षिणक्रमात् ॥२१॥ माधवो नित्यया साकं गोविन्दश्चन्द्रया सह । रमया सह विष्णुश्च माधव्या

સૂક્ષ્મ વસ્ત્રથી સમલંકૃત કરીને, તેના ઉપર સ્થાપેલા શુભ પાત્રમા રમણીય આસ્તરણ વસ્ત્ર આસ્તરીને, તેમા બાહ્ય આભ્યતર બાર બાર દળોએ યુક્ત મનોહર કમળને નાનાવિધ વર્ણ દ્રવ્યથી ઉપકલ્પીને, તેના મધ્યમા લક્ષ્મીસહિત યોગેશ્વર ભગવાનની સુવર્ણનિર્મિત મૂર્તિને પ્રાણપ્રતિષ્ઠાવાળી કરીનેજ આદરથી સ્થાપન કરી ॥૧૪-૧૮॥ તેપછી તે વિપ્રોએ વિના વ્યગ્રતાએ તેમના અંગભૂત દેવોની અને બીજા નદાદિ પાર્ષદોની આગળ કહેશે એવા અનુક્રમથી યથાક્રમે યથાવિધિ સ્થાપના કરી ॥૧૯॥ તે હવે કહેછે—શક્તિસહિત કેશવાદિક અગદેવતાઓની પૂર્વાદિ દિશા ક્રમથીજ બાહ્ય આભ્યંતર પત્રોમા તે વિપ્રોએ સ્થાપના કરી ॥૨૦॥ તેમા પૂર્વ દિશામાં રહેલા પ્રથમના પત્રમાં **શ્રીશક્તિસહિત કેશવ** ભગવાનની સ્થાપના કરી તેથકી આગળ પ્રદક્ષિણ ક્રમથી **પદ્મા** પત્નીસહિત **નારાયણ** ભગવાનની સ્થાપના કરી તેપછી **નિત્યા** શક્તિ સાથે **માધવ** ભગવાનની, તેપછી **ચંદ્રવતી** શક્તિ સહિત **ગોવિંદ** ભગવાનની, તેપછી **રમા** દેવી સાથે **વિષ્ણુ** ભગવાનની, તેપછી **માધવી** દેવી સાથે **મધુસૂદન** ભગવાનની, તેપછી **પદ્માક્ષી** પત્ની સાથે **ત્રિવિક્રમ** ભગવાનની, તેપછી **કમળા** દેવી સહિત **વામન** ભગવાનની, તેપછી **કાંતિમતી** શક્તિસાથે **શ્રીધર** ભગવાનની, તેપછી આગળ **અપરાજીતા** પત્નીસાથે **હૃષીકેશ** ભગ-

मधुसूदनः ॥२२॥ त्रिविक्रमश्च पद्माख्या वामनः कमलायुतः । श्रीधरः कान्तिमत्याऽग्रे हृषीकेशोऽपराजिते ॥२३॥ पद्मनाभः पद्मवत्या राधादामोदरौ ततः । स्थापिता द्वादशैवैता बहिःपत्रेषु देवताः ॥२४॥ मार्गशीर्षादिमासेषु द्वादशस्वप्यनुक्रमात् । एकादशीनां शुक्लानामेता एव हि देवताः ॥२५॥ तथाऽभ्यन्तरपत्रेषु द्वादशस्वपि देवताः । कृष्णैकादश्यधिष्ठात्र्यः स्थापिताश्च सशक्तयः ॥२६॥ सङ्कर्षणः पूर्वपत्रे स्थापितस्तु सुनन्दया । वासुदेवो हरिण्या च सदामे प्राग्दक्षिणेस्ततः ॥२७॥ प्रद्युम्नश्च श्रिया साकमनिरुद्धः सुशीलया । स्थापितोऽनुक्रमेणैव नन्दया पुरुषोत्तमः ॥२८॥ अधोक्षजस्त्रयीयुक्तः क्षेमङ्कर्या नृकेसरी । अच्युतो विजयायुक्तः सुन्दर्या च जनार्दनः ॥२९॥ उपेन्द्रः सुभगायुक्तो हरिः सह हिरण्यया । कृष्णः सुलक्षणायुक्तो द्वादश स्थापिता इति ॥३०॥ स्थापयित्वाथ

વાનની, તેપછી પદ્મવતી પત્નીસાથે પદ્મનાભ ભગવાનની, તેપછી રાધા શક્તિ સાથે દામોદર ભગવાનની સ્થાપના કરી આ બાર દેવતાઓની બહારના મોટા પત્રોમાં સ્થાપના એરીતે કરી માર્ગશીર્ષાદિ દ્વાદશ માસોમાં શુકલ પક્ષની એકાદશીઓના અનુક્રમથી પૂર્વોક્ત કેશવાદિક બાર અધિદેવો છે ॥૨૧-૨૫॥ તેજ પ્રકારે બાર આભ્યતર પત્રોમાં પણ કૃષ્ણપક્ષની એકાદશીના અધિષ્ઠાતા દેવોની દેવીઓ સાથે અનુક્રમે સ્થાપના કરી ॥૨૬॥ તે વિપ્રોએ પૂર્વ પત્રમા સુનંદા શક્તિસહિત સંકર્પણ ભગવાનની, તેથી આગળ હરિણી શક્તિસાથે વાસુદેવ ભગવાનની, તે થકી આગળ શ્રી શક્તિસાથે પ્રદ્યુમ્ન ભગવાનની, તેપછી સુશીલા શક્તિસાથે અનિરૂદ્ધ ભગવાનની, તેપછી નંદા દેવી સાથે પુરૂષોત્તમ ભગવાનની, તેપછી ત્રયી શક્તિસાથે અધોક્ષજ ભગવાનની, તેપછી ક્ષેમંકરી પત્નીસાથે નૃકેશરી ભગવાનની, તેપછી વિજયા પત્નીસાથે અચ્યુત ભગવાનની, તેપછી સુંદરી શક્તિ સાથે જનાર્દન ભગવાનની, તેપછી સુભગા શક્તિ સહિત ઉપેન્દ્ર ભગવાનની, તેપછી હિરણ્યા શક્તિસાથે હરિ ભગવાનની, તેપછી સુલક્ષણા શક્તિસાથે કૃષ્ણ ભગવાનની, એરીતે બાર દેવતાઓની

नन्दादीन् पार्षदानष्टदिक्षु ते । पूजामकारयन्विप्रा मन्त्रैर्वैदिकतान्त्रिकैः ॥३१॥ तत्रादौ हृदये दध्यौ स्वामी योगेश्वरं प्रभुम् । वामपार्श्वस्थया लक्ष्म्या सह पङ्कजहस्तया ॥३२॥ पद्मासनसमासीनं किञ्चिन्मीलितलोचनम् । घ्राणाग्रदत्तदृष्टिं च श्वेतपद्मोपरि स्थितम् ॥३३॥ मेघश्यामं चतुर्बाहुं कौस्तुभेन विराजितम् । नानाभरणशोभाढ्यं किरीटविलसन्मुखम् ॥३४॥ अङ्के कृत्वा वामदक्षावुत्तानौ च भुजौ स्थितम् । तत्करद्वयपार्श्वस्थे दध्यौ पद्ममहागदे ॥३५॥ ऊर्ध्वे करद्वये तस्य पाञ्चजन्यसुदर्शने । ध्यात्वा तस्मिन्वासुदेवे चकार स्वं मनः स्थिरम् ॥३६॥ उपचारैः षोडशभिस्तत आवाहनादिभिः । नीलकण्ठोऽर्चयामास स्वप्रेष्ठं तमनन्यधीः ॥३७॥ पञ्चामृतेन

---

સ્થાપના કરી ॥૨૭–૩૦॥ તેપછી તે વિપ્રોએ નંદાદિ પાર્ષદોની યથાક્રમે આઠ દિશાઓમાં સ્થાપના કરી, એ રીતે સર્વને સ્થાપીને, સ્થાપેલા સાંગ સપરિવાર યોગેશ્વર ભગવાનની વૈદિક તાંત્રિક મન્ત્રોવડે તે બ્રાહ્મણો શ્રીહરિપાસે પૂજા કરાવવા લાગ્યા ॥૩૧॥ તે પૂજામા પ્રથમ સર્વના સ્વામી–સ્વામી એવી યોગરૂઢ સંજ્ઞાથી પ્રખ્યાત ભગવાને પોતાના હૃદયકમળમાં—શ્વેત પદ્મ ઉપર દિવ્ય પદ્માસન વાળીને બેઠેલા, કિંચિત્ મીચ્યાં છે લોચન જેમણે, નાસિકાના અગ્રભાગ ઉપર દીધી છે દૃષ્ટિ જેમણે, દિવ્ય કૌસ્તુભ મણિથી વિરાજમાન છે વક્ષ:સ્થળ જેમનું, અનેક પ્રકારનાં દિવ્ય મુકુટાદિ આભરણોએ સંપન્ન, નવીન મેઘસમાન શ્યામ વર્ણવાળા, ચતુર્ભુજ, હસ્તમાં કમળને ધારી રહેલાં વામ ભાગમાં રહેલાં લક્ષ્મીએ સહિત એવા યોગેશ્વર વાસુદેવનું ધ્યાન કર્યું ॥૩૨–૩૪॥ પોતાના ખોળામાં એક એક ઉપર છતા કરીને સ્થાપન કરેલા ડાબા જમણા હાથને અને તે બન્ને હાથના પડખામાં પદ્મ ગદારૂપ દિવ્ય આયુધને અને ઉપલા બન્ને હાથમાં પાંચજન્ય શંખ તથા સુદર્શન ચક્રને ધ્યાન કરતા થકા, આવા અનુક્રમથી તે વાસુદેવ યોગેશ્વરમાં પોતાના મનને સ્થિર કર્યું ॥૩૫–૩૬॥ ત્યાર પછી નીલકંઠ વર્ણીએ તદેકાગ્રમન થઈ ધ્યાન આવાહનાદિ ક્રમથી સોળ ઉપચારો વડે પ્રિયતમ તે યોગેશ્વરની પૂજા કરવા માંડી ॥૩૭॥ પંચામૃતથી

संस्नाप्य लघुपूजां विधाय च। महाभिषेकविधिना स्नपयामास तं पुनः ॥३८॥ सुगन्धिना केसरेण चन्दनेन सिताक्षतैः। सुगन्धिभिर्बहुविधैः पुष्पैरानर्च तं ततः ॥३९॥ धूपं दत्त्वा दशाङ्गं च तस्मै दीपान्निवेद्य च। अर्पयामास नैवेद्यं चतुरैः पाचकैः कृतम् ॥४०॥ मोदकान् गुडकांश्चैव चूर्णानि घृतपूरकान्। सोहालिकाश्च कंसारं सक्तून्सेवाश्च मण्डकान् ॥४१॥ वटकान् पायसं दुग्धकूरं दध्योदनं तथा। पिण्डकान् पूरिकाश्चैव शतच्छिद्रांश्च लड्डुकान् ॥४२॥ तिलपिष्टं फर्णवेष्टं शालिपिष्टं सशर्करम्। रम्भाफलं च सघृतं मुद्गचूर्णं गुडौदनम् ॥४३॥ भक्ष्यभोज्यानि चान्यानि समर्प्य च जलं शुचि। ददौ ताम्बूलपूगादि फलानि विविधानि च ॥४४॥ चकार घनसारेण महानीराजनं ततः। गीतवाद्यनिनादोऽभूज्जयशब्दयुतस्तदा ॥४५॥ तदा सुरगणाः सर्वे वादयन्तः

સ્નાન કરાવીને લઘુપૂજા કરીને, પછી મહાપૂજા કરીને, મહાભિષેકવિધિથી ફરી તે યોગેશ્વરને સ્નાન કરાવ્યું ॥૩૮॥ તેપછી સુગંધભરપુર કેસરયુક્ત ચંદન, અખંડિત અક્ષત અને સુગન્ધિ સુમનોહર વિવિધ પુષ્પોવડે પૂજા કરીને, પછી દશાંગ ધૂપ તથા દીપને અર્પણ કરીને, પછી ચતુર રસોયાએ કરેલું ભક્ષ્ય ભોજ્યાદિ મધુમધુર મહાનૈવેદ્ય નિવેદન કર્યું ॥૩૯-૪૦॥ નૈવેદ્ય કહેછે—તળ્યા લાડુ, લાડકશા લાડુ, બૂંદીયા લાડુ, ઘેબર, માંડા, સુંહાળિઓ, કંસાર, સેવો, દળના લાડુ, વડા, દુધપાક, દુધભાત, દહીભાત પેંડા, પુરીયો, ખાજા, માલપુવા, ગોળના લાડુ, તલસાંકળી, જલેબી, હરિસો, ઘૃતસાકર સહિત કેળાં, મગદળ, ઓરંજ વિગેરે ॥૪૧-૪૩॥ બીજાપણ ભક્ષ્ય ભોજ્યાદિ નિવેદન કરીને, પછી નિર્મળ જળ, તાંબૂળ, સોપારી, નાનાવિધ ફળાદિકને અર્પણ કરીને, પછી કર્પૂરથી મહા આરતી કરી તે સમયે ભક્તજનોને ઉભરાએલા પરમાનંદપૂરના તરંગરૂપ જયજય શબ્દથી ઘણો ઘારો થએલો ગીત વાજીંત્રોનો ધ્વનિ અતિમહાન્ થયો હતો ॥૪૪-૪૫॥ તે સમયે સ્વયં ભગવાને ધર્મસ્થાપનમાટે કરેલા એકાદશી મહોત્સવને જોઇને પ્રહર્ષ પામેલા દેવગણો દુંદુભિઓને વજાડતા થકા પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા

स्वदुन्दुभीन् । ववृपुः पुष्पवर्षाणि जगुर्गन्धर्वकिन्नराः ॥४६॥ नीराजनं विधायाथ ददौ पुष्पाञ्जलिं हरिः । नमस्कृत्य च सम्प्रार्थ्य विष्णुं पूजामपूरयत् ॥४७॥ पूजयामास च ततो धर्मदेवं यथाविधि । युक्तं स्वपरिवारेण तण्डुलाष्टदलाम्बुजे ॥४८॥ दश दानानि विप्रेभ्यो व्रताङ्गत्वाद्ददौ ततः । माध्याह्निकं विधायादाद्भक्तेभ्यो निजदर्शनम् ॥४९॥ प्रवर्तयन् धर्मविधिं धरायां स्वयं यथाशास्त्रमिहाचरंस्तम् । आनन्दयामास स धर्मसंस्थान् भक्तव्रजान् भूमिप! धर्मसंस्थः ॥५०॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे प्रबोधन्युत्सवे नारायणमुनिकृतैकादशीव्रतविधिनिरूपणनामा षट्त्रिंशोऽध्यायः ॥३६॥

---

અને ગંધર્વ કિંનરો ગાન કરવા લાગ્યા ॥૪૬॥ એરીતે શ્રીહરિએ મહા આરતી કરીને પુષ્પાંજળિ સમર્પીને, પ્રણામ પ્રાર્થના વિગેરે કરીને તે પૂજા પરિપૂર્ણ કરી ॥૪૭॥ તેપછી શ્રીહરિએ ચોખાથી પરિકલ્પેલા અષ્ટ દળના કમળમા સપરિવાર ધર્મદેવ પિતાની સ્થાપના કરી યથાવિધિ પૂજા કરી ॥૪૮॥ તેપછી વ્રતના અંગભૂત દશ પ્રકારના દાનો વિપ્રોને આપ્યા ( ગાય, ભૂમિ, તલ, સુવર્ણ, ઘૃત, વસ્ત્ર, ધાન્ય, ગોળ, રૂપું, લવણ, આ દશ દાનો અનુક્રમથી કહ્યા છે ) પછી માધ્યાહ્નિક કર્મ કરીને પોતાના દર્શન કરવા આવેલા ભક્તોને સર્વ ફળને આપનારૂં પોતાનું દર્શન સભામા આવી સિંહાસનમા વિરાજમાન થઇને આપ્યુ ॥૪૯॥ હે ભૂમિપ ! એરીતે ભગવાન્ ભૂમિમાં તેતે ધર્મોને ઉપદેશ કરીને અને સ્વયં તે ધર્મોને યથાશાસ્ત્ર આચરીને ભૂમિમા ધર્મશ્રદ્ધાને વિસ્તારતા થકા ધર્મમાંજ એક રૂચિવાળા સર્વ ભક્તોને આનંદ આપતા હતા ॥૫૦॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને... તૃતીયપ્રકરણે પ્રબોધન્યુત્સવે નારાયણમુનિકૃતૈકાદશીવ્રતવિધિનિરૂપણનામા ષટ્ત્રિંશોઽધ્યાયઃ ॥૩૬॥

सुव्रत उवाच—एकादश्यां दिने प्रातर्जया साऽथ यथाविधि। प्रातः स्नानादिकं कृत्वा चक्रे भगवदर्चनम् ॥१॥ सौवर्णं पूजयामास लक्ष्मीयोगेश्वरं तु सा। तथैव भक्तिधर्मं च सर्वतोभद्रमण्डले ॥२॥ पञ्चामृतैश्चन्दनेन पुष्पैः सुरभिभिस्तथा। धूपदीपोपहारैश्च फलैर्नानाविधैरपि ॥३॥ पूजयित्वाऽकरोत्प्रेम्णा महानीराजनं ततः। मन्त्रपुष्पाञ्जलिं दत्त्वा प्रणनाम कृताञ्जलिः ॥४॥ ततो भगवतः प्रीत्यै महादानानि साऽकरोत्। धेनूर्दशविधाः प्रादान्मेरून्दशविधांस्तथा ॥५॥ तत्र गोमयलिप्तायां दर्भानास्तीर्य सा भुवि। उदक्पादाः प्राङ्मुखीश्च कल्पयामास गा दश ॥६॥

## [1]અધ્યાય ૩૭ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! ત્યારપછી ભગવાનના ચરણકમળપરાયણ હોઇને તેમને પ્રસન્ન કરવા એકાદશી વ્રતને આચરતાં જયાએ (ઉત્તમ નરપતિના મોટા બ્હેન) એકાદશી દિવસે પ્રાત સમયે પ્રાતઃસ્નાનાદિક કરીને, ભગવાનનું યથાવિધિ પૂજન કરીને, સર્વતોભદ્ર મંડળમાં સુવર્ણપ્રતિમારૂપ લક્ષ્મીસહિત શ્રીયોગેશ્વર ભગવાનનું યથાવિધિ પૂજન કર્યું. તથા ભક્તિદેવી સહિત ધર્મદેવનું યથાવિધિ પૂજન કર્યું ॥૧-૨॥ પંચામૃત, સુગન્ધિ ચદન, પુષ્પો, ધૂપ દીપાદિ અને નાનાવિધ ફળોવડે યથાવિધિ યથાક્રમે પૂજા કરીને પ્રેમથી મહા આરતી કરીને, પુષ્પાંજળિ સમર્પીને, બે હાથ જોડીને પૂજાને અંતે ભક્તિથી પ્રણામ કર્યાં ॥૩-૪॥ ત્યારપછી જયાએ ભગવાન્ શ્રીહરિની પ્રસન્નતા માટે દશ પ્રકારની ગાયો અને દશ પ્રકારના મેરૂઓનું આગળ કહેશે એવા પ્રકારથી મહાદાન દીધું ॥૫॥ હવે તેનો વિશેષવિધિ નિરૂપણ કરેછે—તે બે મહાદાનો મધ્યે પ્રથમ ગાયના છાણથી લીંપેલી પૃથ્વી ઉપર દર્ભો પાથરીને, ઉત્તર દિશા તરફ પગવાળી અને પૂર્વદિશા તરફ મુખવાળી દશ ગાયોની પરિકલ્પના કરી

1 આ અધ્યાયમા ભગવાનની આજ્ઞાને અનુવર્તનારાં જયાએ કરેલાં ગુડધેનુ પ્રમુખ મહાદાનોનો વિધિ નિરૂપણ કર્યો છે.

गुडधेनुं गुडेनैव चतुर्भारमितेन सा । कारयामास तद्वत्सं भारेणैकेन शोभनम् ॥७॥ अनर्घ्यैर्वसनैः सूक्ष्मैर्वेष्टयित्वा च तावुभौ । शोभयामास विविधै रत्नैश्च मणिभिश्च तौ ॥८॥ शुक्तिकर्णाविक्षुपादौ शुचिमुक्ताफलेक्षणौ । ताम्रपृष्ठौ क्षौमपुच्छौ सितकम्बलकम्बलौ ॥९॥ स्वर्णशृङ्गौ रूप्यखुरौ विद्रुमभ्रुकुटीयुतौ । नानाभरणशोभाढ्यौ कांस्यदोहनसंयुतौ ॥१०॥ एवं विधाय गोवत्सौ पूजयामास सादरम् । तथा विधाश्चकारान्या घृतधेनुमुखाश्च गाः ॥११॥

॥६॥ તેતો-ગુડમયી ઘૃતમયી ક્ષીરમયી શર્કરામયી તિલમયી મધુમયી રસમયી દધિમયી જળમયી સુવર્ણમયી, આવા અનુક્રમથી દશ જાણવી. તેમાં મુખ મુખ્ય જેમાં છે અને ઉદર અંતે જેમાં છે એવા પ્રધાન અવયવની કલ્પના ગોળ આદિક તેતે વસ્તુવડે કરવી અને પાદ શૃંગ આદિક ઉપાંગની કલ્પનાતો શેલડી આદિક હરકોઈ દ્રવ્યથી કરવી એવો વિશેષ સમજવો. તેમાં ઘૃતાદિ દ્રવીભૂત દ્રવ્યથી તેની જે કલ્પના કરવાની તેતો તેનાથી ભરેલા ઘટદ્વારા છે એમ જાણવું. તેમાં જયાએ ગુડધેનુ (ગોળની ગાય) ચાર ભાર પરિમિત ગોળથીજ કરાવી (એવકારથી પ્રવાહી પદાર્થમાંજ જેમ એમ ગોળથી ભરેલા કુંભથી નહિ કરવી, એમ નિવારણ કર્યુંછે) અને તેનો વત્સ એક ભારથી સુશોભિત કરાવ્યો. (પચીશ શરાવનો એક ભાર કહેવાય. એક શેર માપને શરાવ કહેછે) ॥૭॥ ગોળથી કલ્પેલી ગાય અને તેના વત્સને બહુ મૂલ્યવાળાં વસ્ત્રોવડે વીંટીને (ઓઢાડીને) નાનાવિધ મણિઓ તથા રત્નોવડે તેમને સુશોભિત બનાવ્યા ॥૮॥ તે ગોવત્સના કર્ણને શુક્તિ (છીપ)થી, ચરણને શેલડીના દંડથી, નેત્રને શુદ્ધ મોતીથી, પૃષ્ઠભાગને તાંબાથી, પુચ્છને ક્ષૌમ (રેશમી કે શણનું બનાવેલું) વસ્ત્રથી, સાસ્ના (ગળા આગળ લબડતો માંસનો વાળવાળો ભાગ, જેને ગોદડી કહેછે) ને શ્વેત કાંમળીથી, શીંગડાને સુવર્ણથી, ખરીઓને રજતથી અને ભ્રુકુટીને વિદ્રુમ (પ્રવાળા)થી કલ્પીને અનેકવિધ અલંકારોવડે અલંકૃત કર્યા. અને કાંસાનું ઉત્તમ દોહનપાત્ર જયાએ કરાવ્યું ॥૯-૧૦॥ આ રીતે ગાય-વત્સને બનાવીને તેમની આદરથી યથા-

घृतधेनुं क्षीरधेनुं शर्कराधेनुमुत्तमाम् । तिलधेनुं मधुधेनुं रसधेनुं च साऽकरोत् ॥१२॥ दधिधेनुं चाम्बुधेनुं स्वर्णधेनुं तथान्तिमाम् । यथावत्कल्पयामास शास्त्रोक्तविधिना जया ॥१३॥ चतुर्भारमितेनैव घृतेन परिपूरितान् । कुम्भानस्थापयत्तत्र घृतधेनुविधौ तु सा ॥१४॥ भारेणैकेन वत्सं च विधिमन्यं तु पूर्ववत् । चकार सा बुद्धिमती दुष्करं भूमिपैरपि ॥१५॥ द्रवद्रव्यस्य कुम्भाश्च तिलादीनां तु राशयः । स्थापितास्तत्र सर्वत्र तुरीयांशेन वत्सकाः ॥१६॥ चतुःपलसुवर्णेन स्वर्णधेनुं चकार च । वस्त्रैर्विभूषणैस्ताश्च साऽलञ्चक्रेऽखिला अपि ॥१७॥ सम्पूज्य ताश्च विप्रेभ्यः पूजितेभ्यो दशापि गाः । तदा ददौ जया भक्त्या भगवत्प्रीतये नृप ! ॥१८॥ मेरुसंज्ञान्पर्वतांश्च ततः साऽकल्प-

વિધિ પૂજા કરી બીજી ઘૃતધેનુ, ક્ષીરધેનુ, શર્કરાધેનુ, તિલધેનુ, મધુધેનુ, રસધેનુ, દધિધેનું, જળધેનુ, સુવર્ણધેનુની જયાએ યથાશાસ્ત્ર પૂર્વોક્ત પ્રકારેજ યથાયોગ્ય કરાવી ॥૧૧-૧૩॥ તેમા પ્રવાહી પદાર્થભૂત ઘૃતમયી આદિક ધેનુઓના નિર્માણનો પ્રકાર કહેછે—તેમા ઘૃતધેનુ વિધાનમા તો જયાએ શત શરાવ પરિમિત ઘૃતથી ભરેલા કુંભોની સ્થાપના કરી અને પચીશ શરાવ પરિમિત ઘૃતથી ઘૃતધેનુનો વત્સ કર્યો અને બીજે વિધિતો ગુડધેનુની પેઠે કર્યો એરીતે બુદ્ધિશાળી જયાએ રાજાઓએપણ દુષ્કર આ બધુ કર્યું ॥૧૪-૧૫॥ તે સમસ્ત ધેનુઓમા ઘૃતાદિ દ્રવીભૂત દ્રવ્યના તો ઘડાઓ સ્થાપન કર્યા અને તિલ ગુડ શર્કરાના તો રાશિઓ ( ઢગલાઓ ) સ્થાપન કર્યા અને ધેનુપરિમાણ થકી ચતુર્થાંશ પરિમાણ ઘૃતાદિકથી વત્સો સ્થાપન કર્યા ॥૧૬॥ જયાએ ચાર પળ પરિમિત સુવર્ણથી સુવર્ણધેનુ કરી અને એક પળ પરિમિત સુવર્ણથી વત્સ કર્યો ( ચોસઠ માવાનો એક પળ કહેવાય ) તેપછી જયાએ ગુડ ધેનુ આદિક બધીય ધેનુઓને વિવિધ વસ્ત્ર વિભૂષણોવડે વિભૂષિત કરી ॥૧૭॥ હે નૃપ ! ત્યાર પછી જયાએ તે દશેય ગાયોની પૂજા કરીને, તેજ સમયે પૂજેલા વિપ્રોને ભક્તિથી ભગવાનની પ્રીતિની કામનાથી આપી ॥૧૮॥

यद्दश । वृक्षैः सरोवरैर्युक्तान्नानावस्त्रैर्विराजितान् ॥१९॥ प्रथमो धान्यशैलश्च द्वितीयो लवणाचलः । गुडशैलस्तृतीयश्च चतुर्थो हेमपर्वतः ॥२०॥ पञ्चमस्तिलशैलश्च षष्ठः कार्पासपर्वतः । सप्तमो घृतशैलश्च रत्नशैलस्तथाष्टमः ॥२१॥ रूप्यशैलश्च नवमो दशमः शर्कराचलः । यथाविधि दशैवैते पर्वताः स्थापितास्तया ॥२२॥ मण्डपं कारयामास वासुदेवाङ्गणे शुभम् । तत्र गोमयलिप्तायां भुव्यास्तारीत्कुशानृजून् ॥२३॥ मध्ये व्रीहिमयस्तत्र सहस्रद्रोणसम्मितः । मेरुः कृतोऽथ तत्पूर्वे मुक्तावज्राण्यतिष्ठिपत् ॥२४॥ गोमेदपुष्परागांश्च दक्षिणेऽस्थापयन्मणीन् । तथा नीलान्मरकतान्पश्चिमे सा न्यधारयत् ॥२५॥ वैदूर्यलो-

ત્યાર• પછી પ્રથમનો ધાન્ય રાશિથી બનાવેલો વ્રીહિપર્વત, બીજો લવણ રાશિથી કરેલો લવણાચળ, ત્રીજો ગોળરાશિથી નિર્માણ કરેલો ગુડશૈલ, ચોથો કાચનથી કરેલો હેમપર્વત, પાંચમો તિલ રાશિથી ગોઠવેલો તિલપર્વત, છઠો કાર્પાસપુજથી રચેલો કાર્પાસપર્વત, સાતમો ઘૃત પરિપૂર્ણ ઘટસમૂહથી કરેલો ઘૃતશૈલ, આઠમો રત્ન સમૂહથી બનાવેલો રત્નાચળ, નવમો રજતરાશિથી રચેલો રૂપ્યાચળ, દશમો શર્કરાથી કરેલો શર્કરાગિરી, એરીતે જયાએ અનુક્રમે કલ્પેલા દશ મેરૂ નામના પર્વતોને વિવિધ વૃક્ષ સરોવરથી સમલંકૃત અને વિવિધ વસ્ત્રોવડે વિરાજીત કરીને યથાવિધિ સ્થાપન કર્યા ॥૧૯-૨૨॥ હવે તેના સ્થાપનો પ્રકાર વિવેચન કરી કહુંછું– ભગવાન્ શ્રીવાસુદેવના મંદિરના આગણામાં શુભ મડપ કરાવીને, તેમાં ભૂમિને ગોમયથી લીંપાવીને, તેમા સરલ દર્ભોને પાથરીને, આવી ભૂમિના મધ્યભાગમાં એક સહસ્ર દ્રોણ પરિમિત વ્રીહિમય મેરૂપર્વત કરાવ્યો (બત્રીશ શેરનો એક દ્રોણ કહેવાય, એમ શાર્ઙ્ગધરમાં કહ્યુછે) તેપછી તે મેરૂપર્વતના પૂર્વભાગમાં મુક્તાફળ અને હીરા (મોતી અને શ્વેતવર્ણના મણિ)ઓની સ્થાપના કરી તથા મેરૂના દક્ષિણભાગમા ગોમેદ અને પુષ્પરાગમણિ (પીતવર્ણવાળા મણિઓ)ઓની સ્થાપના કરી તથા મેરૂના પશ્ચિમભાગમાં નીલમણિ અને મરકતમણિ (શ્યામવર્ણના મણિઓ)-

हितमणीमुत्तरे मेरुतस्तथा । संस्थाप्य विद्रुमलता अभितस्तं बबन्ध ह ॥२६॥ इक्षुवंशैर्गुहाश्चक्रे शिलास्तस्य च शुक्तिभिः । सा चकार घृतेनैव बहुप्रस्रवणान्यपि ॥२७॥ पूर्वे शुक्लाम्बरचयैर्मेघपङ्क्तिं तथाकरोत् । दक्षिणे पीतवस्त्रैश्च कर्बुरैस्तस्य पश्चिमे ॥२८॥ उत्तरे रक्तवस्त्रैश्च मेघपङ्क्तिं विधाय सा । चक्रे शृङ्गाणि चत्वारि रौप्याणि कटकानि च ॥२९॥ मेरोर्मूर्ध्नि ब्रह्मविष्णुरुद्रार्कांश्च हिरण्मयान् । देवानन्यान्मुनींश्चापि हैमांश्चक्रे स्वशक्तितः ॥३०॥ इन्द्रादीनष्टदिक्पालान् कृत्वा सा राजतान् शुभान् । फलैः पुष्पैश्च न्दनैश्च शोभयामास तं गिरिम् ॥३१॥ तस्योपरि च सौवर्णान् वृक्षां स्त्रीनप्यतिष्ठिपत् । मन्दारं पारिजातं च तृतीयं कल्पपादपम् ॥३२॥ लसन्मुक्तापुष्पहारं वितानं पञ्चवर्णकम् । अबन्धयत्तादृशाद्रेरुपरि

ઓની સ્થાપના કરી તથા મેરૂના ઉત્તરભાગમા વેદૂર્ય અને લોહિતમણિ (રક્તમણિઓ)ઓની સ્થાપના કરી એરીને સ્થાપના કરીને પ્રવાળ લતાઓ સરસ મેરૂપર્વતની ચોગરદમ વીંટી બાંધી (આ ઉપરથી નવ મહારત્નનો સનિવેશ કહ્યો) ॥૨૩-૨૬॥ તેપછી જયાએ ઉક્ત મેરૂગિરિની ગુહાઓ શેલડીના દરો અને વાસના દરોવડે કરી અને શિલાખડો શુક્તિ (છીપ)ઓ વડે કરી અને અનેક નિઝરણાં પણ ઘૃતથીજ કર્યાં ॥૨૭॥ વળી આ મેરૂપર્વતના પૂર્વ દિગ્ભાગમા શ્વેત વસ્ત્રોવડે તથા દક્ષિણ દિગ્ભાગમા પીળા વસ્ત્રોવડે તથા પશ્ચિમ દિગ્ભાગમા કર્બુર (કાબર ચિત્રા) વસ્ત્રોવડે તથા ઉત્તર દિગ્ભાગમાં રક્ત વસ્ત્રોવડે મેઘઘટાની ઘટના કરી અને તે પર્વતનાં ચાર શિખરો રજતમય કરાવ્યા અને તેની પ્રાંત ભૂમિઓ રજતમયી કરાવી ॥૨૮-૨૯॥ તે મેરૂને મસ્તકે બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર અને સૂર્યને સુવર્ણમય કરાવીને બીજા દેવતાઓ તથા મુનિઓ પણ યથાશક્તિ સુવર્ણમય કરાવ્યા ॥૩૦॥ ઈન્દ્રાદિ અષ્ટ દિગ્પાળો રજતથી રમણીય કરાવ્યા તેપછી જયાએ તે મેરૂગિરિને ચદન ફળ પુષ્પોવડે સુશોભિત બનાવ્યો ॥૩૧॥ ત્યાર પછી તે મેરૂ પર્વતની ઉપર મદાર પારિજાત અને કલ્પવૃક્ષ આ ત્રણ વૃક્ષોને પણ સુવર્ણમય કરાવીને સ્થાપન કર્યાં ॥૩૨॥

क्षितिपात्मजा ॥३३॥ मेरुमेवंविधं कृत्वा तत्तुरीयांशसम्मितान् । साऽवष्टम्भनगांश्चक्रे चतुरस्तच्चतुर्दिशम् ॥३४॥ मन्दराद्रिं यवैः पूर्वे सा चकार फलादिभिः । नानावस्त्रैश्च पुष्पैस्तं शोभमानं च चन्दनैः ॥३५॥ तस्योपरि द्रुमौ द्वौ च हैमौ भद्रकदम्बकौ । वनं रौप्यमयं चापि चक्रे चैत्ररथाभिधम् ॥३६॥ तस्मिंश्च काञ्चनमयं काममस्थापयज्जया । क्षीरोदं चारुणोदाख्यं सरो रौप्यमयं तथा ॥३७॥ चकार दक्षिणे मेरोस्ततः सा गन्धमादनम् । गोधूमैः पर्वतं नानावस्त्रादिभिरलङ्कृतम् ॥३८॥ हेमजम्बूं च तन्मूर्ध्नि तथा रूप्यमयं वनम् । गान्धर्वाख्यं तत्र चासौ रौप्यं यक्षपतिं न्यधात् ॥३९॥ घृतोदं मानसाख्यं च सरो रूप्यमयं तथा । कृत्वा तमद्रिं विविधैर्वस्त्रैः पुष्पैरशोभयत् ॥४०॥ सुमेरोः पश्चिमे साऽथ तिलैर्विपुल-

તેવા પર્વત ઉપર જયાએ પચવર્ણના વસ્ત્રોવડે રચેલો અને મુક્તાહાર પુષ્પહારોવડે સમલંકૃત કરેલો ઉલ્લોચ બંધાવ્યો ॥૩૩॥ એરીતે મેરૂગિરિ કરીને, તેના ચતુર્થાંશ પરિમાણ ( અઢીસો દ્રોણ પરિમિત )વાળા ચાર મંદરાદિ ટેકાના પર્વતો જવાદિ ધાન્યથી પૂર્વાદિ દિશાના અનુક્રમથી કરાવ્યા ॥૩૪॥ તેમા મેરૂના પૂર્વ ભાગમાં જવવડે મદરાચળ કરીને, તેને નાનાવિધ વસ્ત્રો પુષ્પો ચંદન અને ફળાદિકવડે સમલકૃત કરીને, તે મંદર પર્વતની ઉપર ભદ્ર અને કદંબક નામના બે વૃક્ષો સુવર્ણમય કરાવીને, ચૈત્રરથ નામનું વન રજતથી રચાવીને, ક્ષીરોદ તથા અરૂણોદ નામના બે સરોવર રજતથી કરાવીને, તે મદરાદ્રિમા કાંચનમય કામદેવ (પ્રદ્યુમ્નરૂપ) કરાવીને સ્થાપના કરી ॥૩૫-૩૭॥ ત્યાર પછી જયાએ મેરૂના દક્ષિણ દિગ્ભાગમાં ઘઉ થી ગધ માદન પર્વત કરાવીને, તેને વિવિધ વસ્ત્ર પુષ્પો વિગેરેવડે સમલકૃત કરીને, તેના શિર પ્રદેશમાં સુવર્ણમય જંબૂવૃક્ષની સ્થાપના કરી તથા ગધર્વ નામનું વન રૂપ્યમય સ્થાપન કર્યું તથા માનસ નામનું અને ઘૃતોદ નામનું સરોવર રજતમય રચાવીને, તે ગધમાદન પર્વતમાં રજતમય યક્ષપતિ કુબેરની સ્થાપના કરી ॥૩૮-૪૦॥ તેપછી જયાએ તે સુમેરૂના પશ્ચિમ દિગ્ભાગમાં મહા તિલરાશિથી વિપુળ નામનો નગ કરીને, તેને બહુવિધ વસ્ત્ર ફળ

पर्वतम्। कृत्वा नानाविधैर्वस्त्रैः शोभयामास तं फलैः ॥४१॥ तस्योपरि च सौवर्णं न्यधाद्धंसं च पिप्पलम्। रौप्यं वैभ्राजाख्यवनं दधिशुद्धोदकं सरः॥४२॥ मेरोः सौम्ये सुपार्श्वाद्रिं कृत्वा माषमयं ततः। तस्योपरि वटं हैमं हैमीं कामदुघां न्यधात् ॥४३॥ सावित्राख्यं वनं रौप्यं मधुभद्रसरस्तथा। कृत्वा तमद्रिं वस्त्राद्यैर्विविधैः समशोभयत् ॥४४॥ रचयित्वेददं मेरुं विधिज्ञैः सा ततो द्विजैः। वाचयित्वा स्वस्त्ययनं ग्रहशान्तिं विधाय च॥४५॥ आवाह्य पर्वतान् देवांस्तान्सम्पूज्य यथाविधि। पुपूज स्वगुरुं भक्त्या चन्दनांशुकभूषणैः ॥४६॥ मध्यमं पर्वतं तस्मै प्रददौ मेरुसंज्ञकम्। तद्दान साङ्गतासिद्ध्यै गाश्चतुर्विंशतिं ददौ ॥४७॥ अथएमगिरीनन्यांश्चतुरश्च ततः परम्। ऋत्विग्भ्योऽदाच्चतुर्भ्यः सा भगवत्प्रीतये

પુષ્પાદિવડે અલંકૃત કરી, તેની ઉપર રજતમય વૈભ્રાજ નામનું વન બનાવીને, દધિ સરોવર અને શુદ્ધોદક સરોવર રૂપ્યમય રચાવીને, તે વિપુળ પર્વત ઉપર સુવર્ણમય પિપ્પળ વૃક્ષ અને હંસપક્ષીની સ્થાપના કરી ॥૪૧-૪૨॥ તેપછી જયાએ પૂર્વોક્ત મેરૂના ઉત્તર દિગ્ભાગમાં અડદપુંજથી સુપાર્શ્વ નામનો પર્વત કરીને, તેની ઉપર રજતમય સાવિત્ર નામનું વન બનાવીને, મધુભદ્ર નામનું સરોવર રૂપ્યમય કરાવીને, તે સુપાર્શ્વ પર્વતને વિવિધ વસ્ત્ર વિગેરેવડે વિરાજીત કરીને, તેની ઉપર સુવર્ણમય વટવૃક્ષ અને કાચનમયી કામધેનુની સ્થાપના કરી ॥૪૩-૪૪॥ જયાએ પૂર્વોક્ત પ્રકારે ચાર પ્રાંત પર્વતોથી વીંટાએલા સુમેરૂ પર્વતની રચના કરાવીને, તેપછી વિધિજ્ઞ વિપ્રોપાસે સ્વસ્તિવાચન વચાવીને, ગ્રહશાંતિ કરાવીને, તેતે પર્વતો વિષે તેતે પર્વતો અને દેવવિશેષોનું આવાહન કરીને, તેમની યથાવિધિ પૂજા કરીને, આચાર્યની ચંદન વસ્ત્ર વિભૂષણોવડે ભક્તિથી પૂજા કરીને, મેરૂ નામનો મધ્યમ પર્વત આચાર્યને આપીને, અંગસહિત મેરૂદાનની સદ્ગુણતામાટે ચોવીશ ગાયોનું દાન દીધું ॥૪૫-૪૭॥ તેપછી જયાએ એજ સમયે બીજા ચાર મદરાદિ ટેકાના પર્વતો ચાર ઋત્વિજો (બ્રહ્મા-હોતા-ઉદ્ગાતા અધ્વર્યુ)ને ભગવાન્ શ્રીહરિની પ્રસન્નતા માટે આપ્યા

तदा ॥४८॥ एतेन विधिना दत्त्वा धान्यशैलं तु सा जया । लवणाद्रिमुखानन्यान् गिरीन्व्यरचयन्नव ॥४९॥ लवणाद्रिं तत्र चक्रे द्रोणैः षोडशभिर्मितम् । विष्कम्भाद्रींश्च चतुरस्तच्चतुर्थांशसम्मितान् ॥५०॥ द्रुमान्सरांसि देवांस्तु यथापूर्वं चकार सा । विविधैर्वसनैः पुष्पैः फलाद्यैस्तमशोभयत् ॥५१॥ गुडाद्रिं दशभिर्भारैः सा चकार ततः शुभम् । सहस्रेण पलानां च विदधे हेमपर्वतम् ॥५२॥ ततश्च सा जया चक्रे हरिप्रीत्यै महामनाः । तिलाद्रिं दशभिर्द्रोणैः पूर्ववच्च यथाविधि ॥५३॥ कार्पासाद्रिं च विंशत्या भारैः परिमितं तथा । कुम्भैर्विंशतिसङ्ख्याकैर्घृताद्रिं च चकार सा ॥५४॥ मुक्ताफलसहस्रेण रत्नाचलमथाकरोत् । तत्पूर्वे मन्दराद्रिं तु गोमेदैर्हीरकैस्तथा ॥५५॥ इन्द्रनीलैः पुष्परागैर्दक्षिणे गन्धमादनम् । वैदूर्यैर्विद्रुमैश्चक्रे

॥४८॥ આ પૂર્વોક્ત પ્રકારે ધાન્યમય મેરૂપર્વત આપીને, પછીથી લવણાદ્રિ આદિક બીજા નવ પર્વતોની રચના કરી ॥૪૯॥ તેમા સોળ દ્રોણ પરિમિત લવણથી લવણાચળ કરીને, તેના ટેકાના વિષ્કંભાદિ ચાર પર્વતો લવણાચળના ચતુર્થાંશ ( ચાર દ્રોણ ) પરિમાણથી ચાર દિશામાં કરીને, તેતે પર્વતો ઉપર વન વૃક્ષ સરોવર દેવોને યથાપૂર્વ ( ધાન્ય પર્વતમાજ જેમ એમ કેટલાક સુવર્ણમય તો કેટલાક રજતમય ) સ્થાપન કરીને, તે લવણાદ્રિને વિવિધ વસ્ત્રો પુષ્પો ફળાદિકવડે સુશોભિત કર્યો તેપછી શ્રીહરિ પ્રીત્યર્થે ઉદાર બુદ્ધિવાળાં જયાએ યથાવિધિ દશ ભાર પરિમિત ગુડથી ગુડગિરિ, સહસ્ર પળ પરિમિત કાંચનથી કાંચનગિરિ, દશ દ્રોણ પરિમિત તિલથી તિલગિરિ, વીશ ભાર પરિમિત કાર્પાસથી કાર્પાસપર્વત, વીશ કુંભ પરિમિત ઘૃતથી ભરેલા કુંભોથી ઘૃતાદ્રિ, (ચોસઠ શરાવનો એક કુંભ જાણવો) સહસ્ર પરિમિત મુક્તાફળથી રત્નાચળ, દશ સહસ્ર પળ પરિમિત રજતથી રજતાદ્રિ, અષ્ટ ભાર પરિમિત શર્કરાથી શર્કરાશૈલ, એરીતે નવ પર્વતો કરાવ્યા આ લવણાચળાદિ નવેય પર્વતોમા ચારચાર ટેકાના પર્વતો પ્રધાનપર્વતના ચતુર્થાંશથી કરાવ્યા રત્નાચળમા તો વિશેષ એટલો કે-તેના પૂર્વ ભાગમાં ગોમેદ અને હીરાવડે મંદરગિરિ કરાવ્યો તથા દક્ષિણ ભાગમાં ઇન્દ્રનીલ

पश्चिमे विपुलाचलम् ॥५६॥ पद्मरागैः ससौवर्णैरुत्तरे च सुपार्श्वकम्। चकार शेषं तु विधिं सा पूर्ववदुदारधीः ॥५७॥ अयुतेन पलैश्चक्रे ततो रूप्याचलं च सा। प्राग्यद्राजतं प्रोक्तं हैमं तत्तदिहाकरोत् ॥५८॥ ततो भारैः परिमितं साष्टभिः शर्कराचलम्। यथाविधि विधायैवं वस्त्राद्यैस्तमशोभयत् ॥५९॥ मध्यमाद्रिचतुर्थांशसम्मितांश्चतुरो गिरीन्। सर्वत्रैवाकरोचान्यद्विधानं धान्यशैलवत् ॥६०॥ वस्त्राद्यैः शोभितांस्तांश्च सर्वानपि च पर्वतान्। यथाविधि ब्राह्मणेभ्यो ददौ सा प्रीतये हरेः ॥६१॥ एवं स उत्तमो राजा प्रीत्यै भगवतो हरेः। तदाज्ञयैव जयया महादानान्यदीदपत् ॥६२॥ औदार्यमीदृशं तस्य विलोक्यैवाखिला नृपाः। देशान्तरीया लोकाश्च विस्मयं प्रतिपेदिरे ॥६३॥ रात्रौ सा च यथाशास्त्रं राधादामोदरं जया। एकादश्यधिपं भक्त्या पुपूज शुचिमानसा ॥६४॥

અને પુષ્પરાગમણિવડે ગંધમાદન કરાવ્યો તથા પશ્ચિમ ભાગમાં વૈદૂર્ય અને વિદ્રુમ મણીથી વિપુળ પર્વત કરાવ્યો તથા ઉત્તર ભાગમાં સુવર્ણવિકારે સહિત પદ્મરાગ મણિથી સુપાર્શ્વ પર્વત કરાવ્યો રજતમય સુમેરૂમાં વિશેષ એટલો કે-જેજે વન સરોવર વિગેરે રજતમય અન્યત્ર કહ્યુંછે તેતે સર્વ આમાં સુવર્ણમય કરાવ્યું બીજું બધું વિધાન ધાન્યશૈલની પેઠે કરાવ્યું ॥૫૦-૬૦॥ જયાએ તે આ સમસ્ત પર્વતોને વસ્ત્ર વિગેરેવડે સમલંકૃત કરીને, ભગવાનની પ્રસન્નતામાટે બ્રાહ્મણોને યથાવિધિ આપ્યા ॥૬૧॥ હે રાજન્! આ પ્રકારે જેમણે જયાને માથે શુકલ પક્ષમાં આવતા મહોત્સવનો કાર્યભાર આરોપ્યો છે એવા ઉત્તમ રાજાએ ભગવાન્ શ્રીહરિની પ્રસન્નતામાટે તેમની આજ્ઞાથીજ પોતાના મોટા બ્હેન જયા પાસે પૂર્વોક્ત ગુડધેનુ પ્રમુખ મહાદાનો અપાવ્યાં ॥૬૨॥ ભગવત્પ્રીણનૈકપરાયણ તે ઉત્તમ રાજાનું આવું અનન્યસાધારણ ઔદાર્ય દેખીને બીજા બધાય રાજાઓ અને દેશદેશમાંથી આવેલા સમસ્ત લોકો બહુ વિસ્મયજ પામી ગયા ॥૬૩॥ તેપછી રાત્રિએ જયાએ પ્રસન્ન મનવાળા થઈ પરા ભક્તિથી પ્રબોધની એકાદશીના અધિપતિ રાધાસનાથ દામોદર ભગવાનની યથાવિધિ પૂજા

वृद्धा युवानः शिशवः पुमांसस्तस्मिन् दिने तु प्रभुतोषणार्थम् ।
चक्रुर्निराहारव्रतं च योषा राजन् ! यथावन्निशि जागरं च ॥६५॥
इति सत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे प्रबोधन्युत्सवे जयाकृतगुडधेन्वादिमहादानविधिनिरूपणनामा सप्तत्रिंशोऽध्याय- ॥३७॥

सुमत उवाच-तस्मिन्दिने सोऽपि निरम्बमेव व्रतं चकार प्रभुरप्युदारः । मानुष्यलीलां विदधच्च धर्मं पातुं नरेशात्र कृतावतारः ॥१॥ रात्रौ सभायां निजमुच्चपीठमध्यास्य नारायणनामघोषम् । कृत्वा च शुश्राव वसिष्ठगीतं माहात्म्यमेकादशिकातिथेः सः ॥२॥ कुर्वंस्ततो जागरणं मुनींस्तान् जनांश्च गातुं

કરી ॥૬૪॥ હે રાજન્ ! તે દિવસે સ્ત્રિયો બાળકો વૃદ્ધો વિગેરે સર્વ કોઈ પરા શ્રદ્ધાએ સપત્ન થઈ, ભગવાનની પ્રસન્નતા એજ એક પરમ પ્રયોજન માનીને, નિરાહારવ્રત અને રાત્રિએ જાગરણવ્રત યથાર્થ કર્યું ॥૬૫॥ ઇતિ શ્રીસત્સંગિજીવને.. તૃતીયપ્રકરણે પ્રબોધન્યુત્સવે જયાકૃતગુડધેન્વાદિમહાદાનવિધિનિરૂપણનામા સપ્તત્રિંશોઽધ્યાય: ॥૩૭॥

## [1]અધ્યાય ૩૮ મો.

સુમતઋષિ કહેછે—હે નરેશ ! ભગવાન્ શ્રીહરિ સ્વયં પ્રભુ-વિધિવશ્ય નથી તથાપિ આ માનવ લોકમા ભાગવતધર્મના પરિરક્ષણમાટે અવતરેલા હોવાથી માનુષ્ય લીલાને અનુકરણ કરતા થકા પોતે શ્રીહરિએ તે દિવસે નિરાહારજ એકાદશીવ્રત કર્યું ॥૧॥ શ્રીહરિએ સાયંસંધ્યા આરતી પછી સકળ જનોના શ્રવણને મંગળ કરનારા નારાયણના નામોને ઉચ્ચ સ્વરથી ઉચ્ચારીને, પછી પ્રબોધનીના અધિપતિ રાધા દામોદર ભગવાનનું પૂજન કરીને, સભામાં પોતાના ઉન્નત સિંહાસનમાં સંરાજમાન થઇને, પુરાણમાં વસિષ્ઠ મુનિએ કહેલુ એકાદશીનું માહાત્મ્ય પોતાના પૌરાણિકના મુખ થકી સાંભળ્યું ॥૨॥ તેપછી જાગરણને કરતા ભગવાને સભામાં બેઠેલા

૧ આ અધ્યાયમા એકાદશીએ જાગરણ કરતા ભગવાને કરેલુ દ્વાદશીએ પારણા માટે કરેલા વિવિધ પાકાદિકનુ અવલોકન અનુવાદ કર્યું છે

भगवद्गुणान् सः। आज्ञापयामास च गीयमानान् शुश्राव तान्भक्तमनोभिरामान् ॥३॥ ततस्तृतीये प्रहरे निशाया गायत्सु भक्तेषु सतालिवाद्यम्। उत्तीर्य पीठाद्भगवाञ्जयाया द्रष्टुं समायात्स तु पाकशालाम् ॥४॥ विधाप्य पक्वान्नचयान्निषण्णाः क्षणं रमाद्याः स्त्रिय आशु तत्र। समागतं प्रेष्ठमवेक्ष्य दूरादुत्थाय नत्वा ददुरासनं च ॥५॥ तत्रोपविश्य प्रभुरैक्षताग्रे सच्छष्कुलीनां नगराजमेकम्। तत्पार्श्वयोः खाजकगण्डशैलान् स श्वेतवर्णांश्चतुराचितांश्च ॥६॥ एतावता किं भविताऽत्र पूर्तिः पाकेन वान्यं विदधीमहीमम्। इत्थं तमूचे ललिता तदानीं कृत्यं तदीयं हृदि जानती

સર્વે મુનિજનો અને હરિજનોને ભગવાનના ગુણો ગાવાની આજ્ઞા કરી આજ્ઞાને અનુસારે તે ભક્તોએ ભક્તિપૂર્વક ગાન કરેલા ભક્તજનમનોભિરામ તે ગુણો પ્રીતિથી સાંભળ્યા ભક્તોએ ગાન કરેલું પોતાના ગુણગણનું શ્રવણપણ ભક્તપ્રિય ભગવાનની પ્રીતિમાટે થાયછે ॥૩॥ તેપછી રાત્રિના ત્રીજા પ્રહરમાં મુનિપ્રમુખ ભક્તજનો તાળીયો પાડવાપૂર્વક ભગવદ્ગુણગાન કરવામાં તત્પર થતા, ભગવાન્ શ્રીહરિ પોતાના સિંહાસનથકી ઉતરીને, પોતાના ચરણની પરિચર્યાપરાયણ જયાના પાકસંપાદન પ્રોત્સાહને સફળ કરવા તેમની પાકશાળામાં પધાર્યા ॥૪॥ તેજ સમયે પકવાન્નપુંજને કરાવીને વિશ્રાંતિવાસ્તે ક્ષણમાત્ર ત્યાં બેઠેલી તે રમા આદિક અબળાઓએ પધારતા પ્રાણપ્રિય શ્રીહરિને સાંભળીને એકદમ ઉઠીને તેમને દૂરથીજ દેખીને પ્રણામ કરીને તેમને આસન આપ્યું ॥૫॥ ભગવાન શ્રીહરિએ તે આસનમાં બેસીને, પોતાની પાસેજ ઉત્તમ જલેબીનો એક મહાગિરિસદૃશ પુંજ અને તેના બન્ને પડખાના ભાગમાં નિપુણ નારીજને યુક્તિથી ગોઠવેલા ગંડશૈલસદૃશ શ્વેતવર્ણવાળા ખાજાંના પુંજો જોયા ॥૬॥ તે સમયે ભગવાનનું અન્નકૂટોત્સવમાં કરાવેલું અમણો પાક કરાવારૂપ ઔદાર્ય કાર્યને હૃદયમાં સારી રીતે સમજતાં તે લલિતા ભગવાનનો આશય જાણવાની ઇચ્છાથી તેમના પ્રતિ એમ બોલ્યાં કે-"હે ભગવન્! આ પાકશાળામાં વર્તતા આટલા પકવાન્નથી સમસ્ત મુનિજનોની

वै ॥७॥ तदा स तामाह नरेशकन्ये ! नाहं मुनींश्चेत्परिवेषयेय । प्राक्पङ्क्तिभाजां तु तदा कथञ्चित्पूर्येत पुण्येन तपस्विनीनाम् ॥८॥ मितस्मिता तं भगवन्तमूचे तदामला सापि वचोविदग्धा । जानासि किं द्वादशिकादिनीयमेतत्प्रभो ! पाञ्चदिनं हि विद्धि ॥९॥ स्पर्शो न यावत्तु तपस्विनस्ते पक्वान्नराशेः किल तावदस्य । शङ्का भवत्येवमपूर्णताया जाने करस्पर्शफलं यतस्ते ॥१०॥ इत्थं तयोक्ते हरिमानतास्यं तं धूनयन्तं च शिरः सचिन्तम् । प्रदर्शयामास रमा

ભોજનપૂર્તિ થશે કે નહિ થાય ? ન થાય તો બીજો આ પાક અમો કરીએ, આ પ્રકારે બોલ્યાં ॥૭॥ તે સમયે ભગવાન્ બોલ્યા કે-હે નરેશકન્યે ! (આ સંબોધન પદથી રાજકન્યાઓનો ઉદાર સ્વભાવજ હોવો ઉચિત છે એમ જણાવ્યું છે) જો હું પીરસનારો ન હોઉં (જો મારાથકી બીજો કોઈ પીરસનાર હોય) તો પ્રથમ પંક્તિમાં બેઠેલા મુનિઓનેજ આ પાક પરાણે પર્યાપ્ત થાય. તેપણ તમો તપસ્વિનીઓના પુણ્યપ્રતાપથી પરિપૂર્ણ થાય. (અર્થાત્ ક્લેશથી પરિપૂર્તિ થાય) ॥૮॥ હે રાજન્ ! તે સમયે ભગવાનનું આવું પીરસવામાં ઔદાર્ય જાણીને, તેમને પ્રેમાતિશયથી ઉપહસતાં હોયને શું ? એમ મંદસ્મિતવડે મધુર મુખારવિંદવાળાં, બોલવામાં બહુ ચતુર લલિતા પણ એમ બોલ્યાં કે-હે ભગવન્ ! આ જલેબી આદિક પાકને દ્વાદશીનાં પારણાંમાત્રમાં પર્યાપ્ત સપાદન કરેલો આપ માનો છો કે શું ? તો તેમ નથી, કિંતુ આ પાકતો અમોએ પાંચ દિવસપર્યંત પર્યાપ્ત થાય એટલો બનાવેલો છે એમ જાણો. વળી હે હરે ! 'જો હું પીરસું તો પ્રથમ પંક્તિમાં બેઠેલાઓના પણ ભોજનમાટે નજ પર્યાપ્ત થાય' એવી આપ આશંકા કરોછો, પણ અમો તો એમ માનીએ છીએ કે-જો મહાતપસ્વી આપના હસ્તકમળનો સ્પર્શ આ પકવાનપુંજને લેશપણ થાય તો અધિક અધિક અક્ષય થાય, કારણ કે અમો સર્વે આપના દિવ્ય હસ્તકમળના સ્પર્શના મહિમાને યથાર્થ જાણીએ છીએ. આપના હસ્તનો સ્પર્શ થતાં તો અપૂર્ણપણાની શંકાનો અવકાશજ નથી ॥૯-૧૦॥ એરીતે લલિતાએ કહેલું વચન સાંભળીને, માનુષલીલાથી પોતાની અશક્તતાને પ્રખ્યાપન કરતા,

द्वितीये गेहे तु पाकं किल जायमानम् ॥११॥ स तत्र गत्वाथ ददर्श योषा गङ्गां च रामां यमुनां च रेवाम्। ततश्च ताभि क्रियमाणमीश कृतं च पर्यैक्षत पाकमेव ॥१२॥ तुङ्गे चये मौक्तिकलड्डुकानामुत्फुल्लगोलायितपूरिकाणाम्। चये च तत्साम्यदर्शि तदीयो वर्णस्तु पीतश्च सितो न्यपेधीत् ॥१३॥ गोलान् घनीभूतघृतेन शुभ्रान् स लड्डुकानैक्षत चूर्णपूर्वान्। दशप्रभेदान्स्थिरकांश्च तत्र हि पीतसत्फाणितशुभ्रवर्णान् ॥१४॥ महान्तिकायां पृथुल कटाहं निधाय दोर्भ्यां घृतहस्तकाभ्याम्। संहेलयन्त्यौ सममालुलोके संयावमीशो यमुना च रामाम् ॥१५॥ प्रफुल्लिता फुल्लवटीश्च नाथी

---

સચિંત હોયને શુ ? એમ કિંચિત્ નીચુ મુખકમળ કરીને, કિંચિત્ મસ્તક કંપાવાવડે અપરિપૂર્ણતાનેજ જણાવતા ભગવાન્ શ્રીહરિને તેમની ચિંતા તુરતાને નહિ સહન કરતા મહાતપસ્વિની રમાએ બીજા ગૃહમા બનતો પાક પ્રદર્શાવ્યો ॥૧૧॥ તેપછી ભગવાને તે મહાનસ (રસોડુ)મા રસોઈ કરવામા પ્રવર્તની ગંગા રામા યમુના રેવા આદિક અબળાઓને જોઈને પછી તેમણીએ કરેલો અને કરાતો વિવિધ પાક ચારે બાજુ જોયો ॥૧૨॥ ત્યા સ્થાપન કરેલો મોતીયા લાડુનો અતિઊંચો પુંજ અને બરોબર ફુલેલી માટેજ ગોળાકાર રહેલી પુરીઓના મહાપુંજમા આકાર સન્નિવેશ માત્રથી થએલા એક જાતીયપણાના ભ્રમને (બન્નેય પુંજો લાડુઓનાજ છે એવી ભ્રાંતિ) તે બન્નેનો જે પીત શ્વેતવર્ણ તેજ નિવારણ કરનારો થયો પુરીયોના શ્વેતવર્ણનુ અને મોતીયા લાડુઓના પીત વર્ણનુ જ્ઞાન થયા પછી 'આ પુરીયો છે અને આ લાડુઓ છે' એમ જાણવામા આવ્યુ ॥૧૩॥ તેપછી ભગવ ને ચોમેર ગોળાકાર, ઉપર ચોમેર ઠરી ગએલા ઘાટા ઘૃતથી વ્યાપ્ત હોવાથી ચંદ્રચંદ્રિકા જેવા ધોળા ચુરમાના લાડુઓ અને બે વાર ખાંડની ચાસણી પાએલી હોવાથી ઉજ્જ્વળ વર્ણવાળા દશ પ્રકારના ખ્યિરકો (ઠોર નામના ભક્ષ્યવિશેષો) તે પાકશાળામા જોયા ॥૧૪॥ મોટી ચુલ ઉપર મોટા કઢાયાને મુકીને, તેમા નાખેલા સયાવ (શિરો)ને હાથમાં ધારેલા લાકડાના હાથલા (કડછા-તવેથા)વડે એક સાથેજ હલાવતી યમુના

सम्भृत्य पात्रे पृथुलेऽथ पूपान् । कर्तुं प्रसक्ता ददृशे च तेन मौना च भज्यानि विधाय फेणीम् ॥१६॥ अन्यत्र चापश्यदसौ मुनीशोऽमरीं कृतानेकविचित्रशाकाम् । प्रकुर्वतीं सद्वटकान् गुलालां विधाय सन्मण्डकपुञ्जमाशु ॥१७॥ दौहिनकग्रन्थिकघुर्घुराणां पुञ्जान्तिके तावदुपेत्य तूर्णम् । स्थितां हसन्तीममृतामवेक्ष्य तत्कर्म तस्या इति स व्यजानात् ॥१८॥ समानयन्त्यौ निजदासिकाभिः पुनः पुनर्दुग्धघटाननेकान् । विधापयन्त्यौ परमान्नमाशु क्षितीशपत्न्यौ स ददर्श तत्र ॥१९॥ ददर्श सत्कान्दविकोपक्लृप्तान्सत्पर्पिकान्खण्डकपिण्डकांश्च । रमासमीपे समुपाहरन्तीं पाञ्चालिकां चापि स तत्कनिष्ठाम् ॥२०॥ एवं स्त्रियोऽन्या अपि पाककर्मसक्ता

અને રામાએ કરાતો સયાવ શ્રીહરિએ જોયો ॥૧૫॥ તેપછી નાથી નામની નારીએ કરેલી, વિશાળ પાત્રમા ભરેલી, કુલેવી કુલવડી અને તેણીએ કરાતા પૂપો (પુડલા) જોયા અને મૌના નામની નારીએ કરેલા ભજીયા અને કરવા માડેલી સુતરફેણી ભગવાને જોઈ ॥૧૬॥ તેપછી તેથકી બીજા ગૃહમા અમરીએ કરેલા અનેક વિચિત્ર શાકો શ્રીહરિએ જોયા તથા ગુલાલાએ કરેલા શ્રેષ્ઠ માડાનો પુજ અને તેણીએ જલદી કરવા માડેલા શ્રેષ્ઠ વડા શ્રીહરિએ જોયા ॥૧૭॥ તેપછી ભગવાને દહીથરા ગાઠીયા ઘુઘરા આદિક ભક્ષ્યવિશેષનો પુજ જોયો તેની સમીપે તે સમયે એકદમ આવીને ઉભી રહેલી, મદહાસ વિનયથી શોભમાન મુખવાળી અમૃતા નામની નારીને ભાળીને 'આણીએજ આ બધુ કર્યું છે' એમ પણ જાણ્યુ ॥૧૮॥ તેપછી પોતાના દાસીજનો પાસે અનેક દુધ ભરેલા ઘડાઓને વારેવારે મગાવતી અને જલદી દુધપાકને કરાવતી ઉત્તમ નૃપતિની કુમુદા જીવુ નામની પત્નીયો તે પાકશાળામા શ્રીહરિના જોવામા આવી ॥૧૯॥ કુશળ કદોઈ દ્વિજોએ કરેલી ઉત્તમ બરફી અને પેંડાને રમા સ્ત્રીના સમીપમા લાવતી ઉત્તમ રાજાની બ્હેન પાચાળિકા અને તેથી કનિષ્ઠ બ્હેન નાની નામની પણ શ્રીહરિના જોવામા આવી ॥૨૦॥ આ પ્રકારે પોતાના પ્રીણન માત્રમા પ્રવર્તેલી, (કર્મનુ ફળ પામવાની ઈચ્છાથી પામર જનો બહુધાપણે

निजप्रीणनमात्रकामाः । ददर्श लाडुं यतिनीं च जीवामुमाकुमारीकुशलासुखाद्याः ॥२१॥ गेहान्तरे चाथ ददर्श दैविः क्षत्राङ्गनाः पाकरताः स्वतुष्ट्यै । क्षेमामलामर्यदितीश्च फुल्लां स रत्नमालारतिदेविकाद्याः ॥२२॥ स्वदृष्टविप्राकृतपाकतुल्यं पाकं कृतं च क्रियमाणमाभिः । स्वप्रीणनार्थं बहुयत्नतोऽसौ ददर्श साश्चर्यमुदारकृत्यः ॥२३॥ स पाकदक्षाभिरुदारधीभिस्तपस्विनीभिः क्रियमाणमित्थम् । पाकं विलोक्य प्रशशंस नारीः सर्वा जयाज्ञावशगा जयां च ॥२४॥ यावांस्तु पाको ललितागृहेऽभूत्ततोऽप्ययं द्वित्रगुणोऽस्ति नूनम् । पदार्थसङ्ख्या त्विह तावतीति ज्ञात्वा स्वचित्ते स जहर्ष

કર્મને કરેછે આ અબળાઓતો સર્વકર્મસમારાધ્ય આ ભગવાનના પ્રીણુનથકી અપર ફળને ઇચ્છતી નથી માટેજ આ શુદ્ધ ભાવવાળી છે, માટેજ પોતાના પ્રીણન વ્યાપારના દર્શનમાં ભગવાનપણ ઉત્સાહથી પ્રવર્ત્યા હતા ) લાડુ યતિની જીવા ઉમા કુમારી કુશળા સુખા પ્રમુખ, પાકકર્મમાં પ્રવર્તેલી બીજી પણ અબળાઓ ભગવાને જોઈ ॥૨૧॥ તેપછી ધર્મતનય ભગવાને બીજા ઘરમાં પોતાની પ્રીતિમાટે પાકમાં પ્રવર્તેલી ક્ષેમા અમલા અમરી અદિતિ ફુલ્લા રત્નમાળા રતિ દેવિકા આદિક ક્ષત્રાંગનાઓ જોઈ ॥૨૨॥ વિપ્રપત્નીયોએ કરેલો જે પાક અન્ય પાકશાળામાં પ્રથમ જોયો હતો તેને તુલ્યજ આ ક્ષત્રિયાણીઓએ પોતાની પ્રસન્નતામાટે બહુ પ્રયત્નથી કરેલો અને કરવા આરંભેલો પાક મહાકાર્યકારી શ્રીહરિએ જોયો. તેમનો તેમાં અનુપમ ઉત્સાહ જોઇને સ્વય મહા આશ્ચર્યને પામ્યા ॥૨૩॥ એરીતે પાકકર્મમા કુશળ, ઉદાર હૃદયવાળી, તપસ્વિની એવી પણ વિપ્રક્ષત્રિય સ્ત્રિયોએ કરવા માડેલો પાક જોઇને પ્રહર્ષ પામેલા ભગવાને જયાની આજ્ઞાને અનુસારે પાકને કરતી તે સમસ્ત સ્ત્રિયોની પ્રશંસા કરી અને આ સર્વ કાર્યને પ્રવર્તાવનારા તે જયાની વિશેષ પ્રશંસા કરી ॥૨૪॥ અન્નકૂટોત્સવમાં લલિતાના ભવનમા જેટલો પાક કર્યો હતો તેથકીપણ આ બે ત્રણ ઘણો પાક જયાના ભવનમા થયો છે. આમા ભોજ્ય પદાર્થની સખ્યા તો તેટલીજ ( એકસો એક ) છે એમ મનમાં નિશ્ચય કરીને, નિરવધિક

भूमा ॥२५॥ ततः समाज्ञाप्य स पाचिकास्ताः सदोदनं च कथिकां च सूपम् । प्रातर्विधातुं निजवासमायास्तावच्चुकूजुः कृकवाकवोऽपि ॥२६॥ जागरं सह निजैर्हरिरित्थं भूपते ! स तु विधाय विभाते । निम्नगाप्लवविधिं च विधिज्ञः कर्म नैत्यकमुपाचरदीशः ॥२७॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे प्रबोधन्युत्सवे भगवत्कृतपाकपाचिकादर्शननिरूपणनामाष्टत्रिंशोऽध्यायः ॥३८॥

सुव्रत उवाच—प्रातःकृत्यं विधायाशु भगवान् द्वादशीदिने । न्यषीदत्पीठमारुह्य वेद्यां निम्बतरोरधः ॥१॥ देशान्तरीयाश्च जनाः

ઐશ્વર્યે સંપન્ન સ્વયં શ્રીહરિ મનમા બહુ હર્ષ પામ્યા ॥૨૫॥ તેપછી 'અવશિષ્ટ ભાત કઢી તુવેરની દાળ આદિકને પ્રાત કાળે કરો' એમ તે રસોઈ કરનારી નારીઓને આજ્ઞા કરીને સ્વયં નિજનિવાસ ભવને પધાર્યા એટલામા કુકડાઓપણ અવ્યક્ત શબ્દ બોલવા લાગ્યા ॥૨૬॥ હે ભૂપતે ! આ પ્રકારે કૃષ્ણકીર્તનાદિવડે સર્વને જાગરણ કરાવતા શ્રીહરિ સ્વયં ભક્તોસાથે જાગરણવ્રત કરીને, પછી પ્રાતઃકાળે વિધિજ્ઞ શ્રીહરિએ ઉન્મત્તગંગામાં સ્નાનવિધિ કરીને સંધ્યાવદનાદિ નિત્યકર્મ યથાવિધિ કર્યું ॥૨૭॥ ઇતિ શ્રીસત્સંગિજીવને.. તૃતીયપ્રકરણે પ્રબોધન્યુત્સવે ભગવત્કૃતપાકપાચિકાદર્શનનિરૂપણનામાષ્ટત્રિંશોઽધ્યાયઃ ॥૩૮॥

## [1]અધ્યાય ૩૯ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! ભગવાન્ શ્રીહરિ દ્વાદશીએ પ્રાત યોગેશ્વરનું ઉત્તરપૂજન અને તેમની મૂર્તિનુ પ્રદાન આદિક કાર્ય ઉતાવળથી કરી પરવારીને, લિંબતરૂતળે રહેલી વેદીઉપર સ્થાપન કરેલી પાટ્યઉપર આવીને વિરાજમાન થયા ॥૧॥ તે સમયે દેશાતરના હરિજનોપણ ભગવાનના ચરણકમળના દર્શનપરાયણ મુનિજનો સાથે જલદી નિત્યવિધિ કરી

[1] આ અધ્યાયમા પોતાના કરતળથી અર્પેલા પ્રસાદની આકાક્ષાવાળા મુનિઓના ભોજનપાત્રમા ભગવાને સાક્ષાત્ કરેલી ભક્ષ્ય ભોજ્યાદિ પીરસવાની લીલાનો અનુવાદ કર્યો છે

कृत्वा नित्यविधिं द्रुतम् । मुनिभिः सह तत्रैत्य निषेदुश्च व्यवस्थया ॥२॥ योगेश्वरस्य कृत्वा च जयाऽप्युत्तरपूजनम् । चकार तन्मूर्तिदानं गोदानादि च सादरम् ॥३॥ वर्णिराट् तावदभ्येत्य दीर्घपाण्डुजटाधरः । पाकसिद्धिरभूत्स्वामिन्नित्युवाच महाप्रभुम् ॥४॥ तदाज्ञप्ता भगवता सर्वेऽपि मुनयो नृप ! । अतिहर्षान्विता-स्तूर्णं भोक्तुमायंश्च यूथशः ॥५॥ पञ्चार्द्राः साम्बुपात्राश्च तत्र पङ्क्तिषु सर्वशः । मर्यादया निषेदुस्ते हर्यास्यार्पितदृष्टयः ॥६॥ कटिवस्त्रावद्धकच्छाश्चतुराः परिवेषकाः । भुक्तिपात्राणि चांबूनि ददुरादौ द्विजातयः ॥७॥ ततो भक्ष्याणि भोज्यानि लेह्यान्यपि च

પરવારી, શ્રીહરિની સમીપે આવીને સભામાં યથાયોગ્ય બેસી ગયા ॥૨॥ વળી જયાએ પણ યોગેશ્વરનું ઉત્તરપૂજન કરીને, તેમની મૂર્તિ આચાર્યને આદરથી આપીને, તેના અંગપણે ગાયોનું દાન દીધું ॥૩॥ તેટલાકમાં લાંબી પીળી જટાને ધારી રહેલા મુકુંદાનંદ નામના વર્ણિરાજ શ્રીહરિની સમીપે આવીને 'હે સ્વામિન્ ! રસોઈ તૈયાર થઈ છે' એમ મહાપ્રભુપ્રતિ બોલ્યા ॥૪॥ હે નૃપ ! તે સમયે ભગવાને વર્ણિરાજનું વચન સાંભળીને સર્વને જમવાની આજ્ઞા આપી. ભગવાનના આજ્ઞાવચનના શ્રવણમાત્રથી પરમ હર્ષ પામેલા અથવા ભગવાનના કરતળના સ્પર્શથી પવિત્ર થએલા પરમ પ્રસાદના લાભના ઉત્સાહાતિશયથી પરમ હર્ષ પામેલા તે સમસ્ત મુનિઓ સંઘથી તત્કાળ જમવા સારૂ આવ્યા ॥૫॥ જેમણે મુખ પાદ હસ્તનું પ્રક્ષાલન કર્યું છે, જેમણે પોતપોતાના હસ્તમાં જળગાલન વસ્ત્રેસહિત ભોજનપાત્રેસહિત તુંબીકમંડળો ધાર્યાં છે એવા તે સમગ્ર મુનિઓ સભા બેસવાના સ્થાનમાં મર્યાદા મુજબ પંક્તિબંધ ભગવાનના મુખકમળ સન્મુખ એકાગ્ર દૃષ્ટિ રાખીને બેઠા ॥૬॥ કટિબંધન વસ્ત્રથી બાંધ્યા છે દૃઢ કચ્છો જેમણે એવા પીરસવામાં પ્રવીણ વિપ્રોએ પ્રથમ તેઓને ભોજનપાત્ર-પતરાવાં પડીયા અને જળપાત્ર-તુંબડાં કમંડળામાં પીવાનું પાણી આપ્યું ॥૭॥ તેપછી વિપ્રોએ જલેબી આદિક ભક્ષ્ય, બિરંજ આદિક ભોજ્ય, દુધપાક આદિક લેહ્ય અને ચોષ્ય આ ચાર પ્રકારનું સમસ્ત અન્ન અનુક્રમથી યથોચિત-

कृत्स्नशः । यथोचितं यथाभोक्तृ पङ्क्तिशः पर्यवेपयन् ॥८॥ सर्वं सर्वेषु पात्रेषु परिवेषितमित्यसौ । दृष्ट्वा तान् भगवान् भोक्तुमाज्ञिशपदुदात्तदोः ॥९॥ तस्मिन् दिने तु स स्वामी मुक्तानन्दमुखान् सतः । भोक्तुं समुपवेश्यैव चकार परिवेषणम् ॥१०॥ भुञ्जानांस्तान् मुनीन् राजन् ! द्विजैः सार्कं द्रुतक्रियैः । पर्यवेषयदीशोऽसौ सर्वपङ्क्तिचरो द्रुतम् ॥११॥ पक्वान्नभृतपात्रेभ्यो विधृतेभ्यो द्विजैः प्रभुः । शष्कुलीग्रन्थिकादीनि स मुहुः पर्यवेषयत् ॥१२॥ भोज्यहस्तो ययौ पङ्क्तौ यस्यां यस्यां यदा यदा । भोजकान् याचतोऽपश्यत्तस्यां तस्यां तदा तदा ॥१३॥ पात्रपूरं ततस्तेभ्यो हसन् भोज्यानि सोऽर्पयन् । तर्पयामास सकलान् भुञ्जानांस्तान्मुनी-

ભક્ષ્ય ભોજ્ય લેહ્ય ચોષ્યમાં જે જેટલું પીરસવાનું તે તેટલું અને યથાભોક્તૃ-જમનારાની રૂચિને નહિ ઉલ્લંઘન કરી પંક્તિના અનુક્રમથી પીરસી દીધું ॥૮॥ સમગ્ર ભોજ્ય પદાર્થ સર્વ પાત્રોમાં પરિપૂર્ણ પીરસાઈ ગએલું જોઇને પછી ભગવાન્ શ્રીહરિએ પોતાનો બાહુ ઉંચો કરીને મુનિઓને જમવાની આજ્ઞા આપી ॥૯॥ તે દિવસે તો મુક્તાનંદાદિ સમસ્ત મુનિઓને જમવામાટે બેસારી દઇનેજ ( પીરસવા કોઇને નહિ રાખીને ) સ્વયં ભગવાનેજ તે સર્વેને પરિવેષણ કર્યું ॥૧૦॥ હે રાજન્ ! પિરસવાની ક્રિયાને ઝડપથી કરનારા વિપ્રોની સાથે તે આ ભગવાન્ શ્રીહરિ પોતેપણ પિરસવામાં સત્વર તત્પર થઇને સર્વ પંક્તિઓમાં ઝટઝટ વિચરતા થકા પ્રીતિથી જમતા મુનિઓને જલદી પિરસવા લાગ્યા ॥૧૧॥ એનેજ સ્પષ્ટપણે કહેછે —શ્રીહરિની અભિમુખ પાછે પગે ચાલવામાં ચતુર પિરસનારા વિપ્રોએ હાથમા ધારેલા પકવાન્ન ભરેલા મહાપાત્રમાંથી સ્વયં ભગવાન્ જલેબી ગાંઠીયા આદિક ભક્ષ્યને લઈ લઇને વારંવાર પિરસવા લાગ્યા ॥૧૨॥ હે નૃપ ! ભગવાન્ ભોજ્ય વસ્તુ હસ્તમા લઇને જ્યારે જ્યારે જે જે પંક્તિમાં પધારે ત્યારે ત્યારે તે તે પંક્તિમા ભગવાનના હસ્તતળથી પવિત્ર થએલા તે ભોજ્ય વસ્તુને 'મને આપો મને આપો' એમ માગ્યા કરતા જમનારા મુનિઓને જોઇને, સ્વયં કિંચિત્ હસતા હસતા તે સર્વને તેમના પાત્ર પરિ-

नृप ! ॥१४॥ आश्चर्यं जनयन्नृणां दोर्भ्यां तद्याचितं ददत् । दिव्य-
देहागतान्मुक्तानदृश्यानप्यभोजयत् ॥१५॥ तत्कृपाप्राप्तदिव्याक्षा-
स्तदानीं कतिचिन्नराः । नार्यस्तान् ददृशुर्देवानपि तत्र समाग-
तान् ॥१६॥ पक्वान्नानां च बहुशः पर्वतान्नुचिरांस्तथा । घृतकुल्याः
पयःकुल्याः पायसादिनदीरपि ॥१७॥ तमेव भगवन्तं ते तेषां सम्प-
रिवेषणम् । कुर्वन्तमैक्षन्त सदा चरन्तं सर्वपङ्क्तिषु ॥१८॥ तत्करार्पि-
तपक्वान्नग्रहणे सादरांस्तु ते । देवादींस्तांस्तथैवैतान् मुनींश्च ददृशुः
समान् ॥१९॥ तृप्तेषु तेषु पक्वान्नैः सफूत्कृतिमुखेषु च । द्विजान्

પૂર્ણ જે રીતે ભરાઈ જાય તેરીતે ભોજ્ય પદાર્થ પીરસીને, જમતા તે સમગ્ર મુનિઓને યથેષ્ટ તૃપ્ત કર્યા ॥૧૩-૧૪॥ તે સમયે અક્ષરાદિ અનેક ધામોથકી ભગવત્પ્રસાદના મહિમાને જાણનારા મુક્તોપણ ભગવાનના હસ્ત-તળથી અર્પેલા પવિત્ર પ્રસાદને જમવામાટે અત્યાદરથી અદૃશ્ય દેહથી ત્યાં આવ્યા. આવેલા તે દિવ્ય દેહવાળા મુક્તોને પણ પ્રેમથી બન્ને હાથવડે તેતે અપેક્ષિત વસ્તુ આપીને ભગવાને જમાડ્યા હતા તે સમયે ભગવાનની દાનક્રિયાને કેવળ નિરીક્ષણ કરતા અને પ્રતિગ્રહ કરનારા મુક્તોને નહિ નિરીક્ષણ કરતા જનોના મનમા મહા આશ્ચર્ય ઉપજ્યું હતું ॥૧૫॥ તે સમયે શ્રીહરિની પરમ કૃપાથી દિવ્ય દૃષ્ટિને પામેલા કેટલાએક નરનારી જનોએ ભગવાને જમાડવા માડેલા તે મુક્તો અને બ્રહ્માદિ દેવોને પ્રત્યક્ષ જોયા હતા ॥૧૬॥ વળી તે સમયે ભગવાને સંકલ્પમાત્રથી નિર્માણ કરેલા, પર્વતની ઉપમા આપવા યોગ્ય, જલેબી મોતીયા આદિક પકવાન્નના મનોહર અનેક રાશિઓ તથા ઘીની કૃત્રિમ નદીઓ તથા દુધની કૃત્રિમ નદીઓ તથા દુધપાક શીખંડ આદિકની નદીઓપણ દેખી હતી તે સમયે દિવ્ય દૃષ્ટિને પામેલા તે નરનારી જનોએ ભોજનમાટે બેઠેલા અસખ્યાત મુક્તો દેવો અને સાધુઓની પક્તિઓમા પોતેજ પીરસતા, તેતે સર્વે પક્તિ ઓમા વિચરતા ભગવાનનેજ ભાળ્યા ॥૧૭-૧૮॥ તે દિવ્ય દૃષ્ટિવાળા જનોએ ભગવાને પોતાના હસ્તતળથી અર્પેલા પકવાન્નના ગ્રહણમા મુનિઓને સમાન આદરવાળા મુક્તો તથા દેવોને જોયા (આ મુનિઓનેજ

**चाच भगवान् भक्तमानीयतामिति ॥२०॥ लड्डुकं वामहस्ते च दक्षे पायसभाजनम् । गृहीत्वा परिचक्राम स ततः सर्वपङ्क्तिषु ॥२१॥ ययाचे न यदा कोऽपि प्रत्यागच्छत्तदा स तु । प्रसाददौर्लभ्य वित्तं ब्रह्मानन्दो जुहाव ह ॥२२॥ पद्येहि भगवन्नत्र पात्रं नो विस्मृ**

જેમ એમ મુક્તો તથા દેવોનો પણ આદર અત્યધિક જોયો )॥૧૯॥ તેપછી તે મુનિઓ સમધિક ભોજનથી તૃપ્ત થઈને મુખમા ફુત્કાર કરતા ( બહુ હાફચા કરતા ) જોઇને ભગવાને પીરસનારા વિપ્રોને ભાત ( પકવાન્ન ભોજનને અતે જમવાનો ) લાવવાનુ કહ્યુ ॥૨૦॥ એરીતે કહીને પછી સ્વય ભગવાન્ વામ હસ્તમા મોતીયા મોદક અને જમણા હસ્તમા દુધપાક ભરેલુ પાન લઇને 'કોઇપણ મુનિજન માગશે' એમ જાણીને સમસ્ત પક્તિઓમા વિચર્યા પરતુ અત્યત તૃપ્ત થએલા હોવાથી કોઇએપણ કાઇપણ જ્યારે ન માગ્યુ ત્યારે ભગવાન્ પાછા વળી ગયા તે સમયે બ્રહ્માનદમુનિતો પ્રસાદના મહિમાને જાણતા હોવાથી ( પ્રસાદની લાલસાથી ) શ્રીહરિને ઉઘાડી રીતેજ પાસે બોલાવા મંડ્યા કે-॥૨૧-૨૨॥ 'હે ભગવન્ ! 'અહીં આવો અહીં આવો'-સર્વેશ્વર હોવા છતા પણ ભક્તપરવશતાથી પીરસવાની લીલાવડે સૌશીલ્યને પ્રકાશ કરતા, હસ્તમા ભક્ષ્યપાત્રને ધારી રહેલા આપની જવા આવવાની દિવ્ય શોભા મારા નયનને હરણ કરનારી છે, તે આ શોભાને વારવાર અનુભવ કરવા હુ પ્રાર્થના કરૂંછુ કે-'આપ અહીં આવો આવો' અમારૂ પાત્ર વિસરી ગયા છો કે શુ ?-અમોને પ્રેમરસપરિપૂર્ણ દૃષ્ટિથી નિરીક્ષણ કરતા આપે આ અમારૂ પાત્ર વિસારી દીધુ છે, તો હવે પાત્રઉપર દૃષ્ટિ દ્યો અમારૂં આ ખાલી પાત્ર અમારી પ્રસાદપાત્રતાને જણાવે છે આ નિત્યાનદમુનિપણ મારી પેઠે ખાલી પાનવાળા છે પણ વારેવારે માગવા માટે 'કોઇને રસલોલુપતાની શકા થાય' એમ જાણીને લજ્જા પામેછે આપ નિરવધિ અનત રસમય છો તેવા રસસ્વરૂપ આપના કરતળ સ્પર્શને લીધે ગુણમયપણ ગુણભાવે વર્જીત થઇને રસરૂપ આપણાજ એક સ્વભાવવાળુ થઈ જાય છે, તો તે આ રસમા ત્વદેકરસિક એવા અમોને લોલુપતા સ્વરૂપાનુરૂપ અત્યત અપેક્ષિતજ છે અર્થાત્ અમો અન્નરસની

तोऽस्त्ययम् । नित्यानन्दो रिक्तपात्रो लज्जते याचितुं मुहुः ॥२३॥
तदा तमेत्य स हरिर्भाजने तस्य पायसम् । न्यपिञ्चत्स तदोवाच
पद्मयंस्तद्दोर्ष्णि लड्डुकम् ॥२४॥ लिहां पायसमात्रं चेत्तन्नित्यानन्द
एष माम् । पूषणं वक्ष्यति स्वामिंस्तद्गोलकमपि क्षिप ॥२५॥ ततो
हसन्स भगवान्हासयंस्तांश्च भोजकान् । तत्पात्रे लड्डुकं क्षिप्त्वा
सिंहनादमचीकरत् ॥२६॥ वर्णिराट् तावदागत्य लड्डुकामत्रकं
करे । बिभ्रद्धरेः पुरस्तस्थौ द्वौ ततः सोऽग्रहीद्द्रुतम् ॥२७॥ हरिं
वीक्ष्यान्तिकप्राप्तं मुक्तानन्दोऽतितृप्तवान् । भुक्तशिष्टं स्वपात्रस्थं

अपेक्षावाळा नथीज, किंतु रसमूर्ति आपना हस्ततळना स्पर्शवाळा रसनी अपेक्षावाळा तो छीए, माटे अमोने ते आपो ॥२३॥ हे राजन् ! आवुं ब्रह्मानंदमुनिनुं वचन सांभळीने तेमनी समीपे जइने तेमना पात्रमां भगवाने पायस ( दुधपाक ) पिरस्यो. ते समये ब्रह्मानंदमुनि भगवानना करकमळमा मोतीया मोदक देखीने एम बोल्या के-हे स्वामिन् ! जो हुं दुधपाकमात्रने चाटीश तो आ नित्यानंदमुनि मने पुषादेवनी पेठे दांत विनानो ( बोखो ) कहेशे. तो अपर हस्तमां धारेलुं जे गोळाकार ( लाडु ) छे ते पण पीरसीज द्यो दुधपाकतो दांत विनाना वृद्धोएज चाटवा योग्य छे, हुं तो तेवो नथी, तो लाडुपण मारा पात्रमां नांखी द्यो अहीं गूढ अभिप्राय एवो के-दुधपाकने पात्रना अंतरायथी भगवानना हाथनो परंपरा संबन्ध छे, हस्तमां रहेला लाडुने तो साक्षात् संबन्ध छे, माटे तेना ग्रहणमाटे मुनिनो आ विनोद छे ॥२४-२५॥ हे राजन् ! त्यार पछी भगवाने स्वयं हसता थका अने जमता मुनिजनोने हसावता थका ब्रह्मानंदमुनिना पात्रमां लाडु नांखीने तेमने सिंहगर्जना करावी ॥२६॥ तेटलाकमां मुकुंदानंद वर्णीन्द्र मोतीया मोदकथी भरेलो मोटो थाळ बे हाथमां लई आवीने श्रीहरिनी समीपे उभा रह्या, तेमांथी जलदी बे लाडु लइने पोतानी पासे पधारेला भगवानने भाळीने मुक्तानंद महामुनि अत्यंत तृप्त थएला होवाथी जमवामाटे असमर्थ होइने पोताना पात्रमां जमतां बाकी रहेलो लाडु तेमने बताववा ९१-या. भगवत्प्रसादनो स्वमुखथी निषेध करवो

लड्डुकं तमदीदृशत् ॥२८॥ अपेक्षितोऽस्य त्वैतावानिति ज्ञात्वा च स प्रभुः । यावत् क्षिपति तं तावत्सोऽकरोत्सिंहगर्जनाम् ॥२९॥ चैतन्यानन्दमालोक्य पात्रे कृत्वा करं शिरः । धूनयन्तं स तत्पात्रे हरिर्लड्डुकमक्षिपत् ॥३०॥ ऊर्ध्वं शिरो धूनयन्तं नित्यानन्दं हसन्मुखम् । तृप्तं ज्ञात्वा लड्डुकार्धं तत्पात्रेऽक्षिपदीश्वरः ॥३१॥ कृतसिंहरवे तस्मिन्नानन्दानन्दमाययौ । ज्ञात्वा शिथिलदन्तं तं दापयामास पायसम् ॥३२॥ गोपालानन्दमालोक्य मिताहारं हरिर्हसन् । अर्धार्धं लड्डुकस्यादात्कारयन्सिंहगर्जनाम् ॥३३॥ सच्चिदानन्दमेत्यासौ वृथाऽऽदौ सिंहनादिनम् । दृष्ट्वा रिक्तं तु तत्पात्रं लड्डु-

અયોગ્ય હોવાથી લાડુનું પ્રદર્શનતો ભગવાને આપવા માંડેલા લાડુના નિ-પેધ માટેજ છે, એવો ભાવાર્થ છે. ભગવાનતો પોતાને અપેક્ષિત લાડુની સંખ્યા અને માપને 'આટલોજ મારે અપેક્ષિત છે' એમ ચિહ્નથી બતાવે છે એવો મુનિનો અભિપ્રાય નિશ્ચય કરીને, જેટલાકમાં તે લાડુને પાત્રમા નાંખે છે તેટલાકમાં મુક્તાનંદમુનિએ નિષેધની દૃઢતાને જણાવનારો સિંહધ્વનિ કર્યો ॥૨૭-૨૯॥ તેપછી પોતાના ભોજનપાત્રને જમણા હાથવડે ઢાંકી દઇને, મસ્તકને નીચું કરીને ધુણાવતા ચૈતન્યાનંદમુનિને જોઇને તેમના પાત્રમાં ભગવાને એક મોતીયો મોદક નાંખ્યો. તેથી તેમણે સિંહનાદ કર્યો ॥૩૦॥ ભગવાનના મુખ સન્મુખ દૃષ્ટિ રાખેલી હોવાથી ઊર્ધ્વ રહેલા મસ્તકને પ્રતિષેધ માટે હલાવતા, હસતા મુખવાળા નિત્યાનંદમુનિને તૃપ્ત થએલા જાણે છે તોપણ શ્રીહરિએ તેમના પાત્રમાં અર્ધો લાડુ નાંખ્યો એટલે પ્રતિષેધની વ્યક્તિ કરવા તેમણે સિંહધ્વનિ કરતાં, ત્યાંથી આનંદાનંદ નામના મુનિની સમીપે જઇને તેમને શિથિલ દાંતવાળા જાણતાં, લડ્ડુક-ભક્ષણમાં અશક્તાતને માનીને તેમના ભોજનભાજનમાં ભગવાને પાયસ પીરસ્યો ॥૩૧-૩૨॥ અતિમિતાહારી ગોપાળાનંદમુનિને જોઇને હાસ કરતા શ્રીહરિએ તેમને કેશરિગર્જના કરાવામાટે લાડુનો ચતુર્થાંશ આપ્યો ॥૩૩॥ ભગવાનના સમીપે આવવા પ્રથમજ સિંહગર્જના કરતા સચ્ચિદાનંદમુનિને 'આ ખોટે ખોટો પ્રતિષેધનાદ કરેછે' એમ જાણી જઇને અને તેમના પાત્રને

कद्वयमक्षिपत् ॥३४॥ कृपानन्दं स दृष्ट्वाऽथ प्रतीक्ष्य समवस्थितम् । तत्समीपमुपेयाय गृहीत्वा लड्डुकं करे ॥३५॥ तृप्तं ज्ञात्वा भङ्क्तुकामं लड्डुकं वीक्ष्य सोऽब्रवीत् । पतन्द्भङ्गेऽङ्गुलीनां ते श्रमः स्यादिति निःक्षिप ॥३६॥ तं च क्षिप्त्वा स तत्पात्रे यावत्क्षिपति चापरम् । उच्चैर्ननाद स तदा शुकानन्दमगात्स च ॥३७॥ पात्रावशिष्टपक्वान्नं चर्वन्तं शष्कुलीं शनैः । अर्धां दत्वा लज्जमानमात्मानन्दं व्यचष्ट सः ॥३८॥ निष्कासितेतः सन्ताड्य ब्रह्मानन्देन

ખાલીખટ જોઇને ભગવાને બે લાડુ નાંખ્યા ॥૩૪॥ તેપછી ભગવાન્ શ્રીહરિ પોતાની સાભિલાપ રાહ જોઈ રહેલા કૃપાનંદમુનિને જોઇને, હસ્તમાં એક લાડુ લઇને તેમની પાસે જતાં તેમને તૃપ્ત થએલા જાણીને અર્ધો લાડુ ભાગીને આપવા ઇચ્છતા શ્રીહરિને જાણીને કૃપાનંદમુનિ બોલ્યા કે-'હે ભગવન્ ! આ અતિ દૃઢ લાડુને ભાગતાં આપની કોમળ આંગળીયોને શ્રમ થશે, તો ભાગ્યા વિના આખોજ લાડુ મુકી દ્યો' એમ બોલ્યા. આવું તેમનું વચન સાંભળીને તેમના પાત્રમાં તે એક લાડુ નાંખીને જેટલાકમાં બીજો લાડુ નાંખવા જાય છે તેટલાકમાં તેમણેપણ સિંહગર્જના કરી તેથી રોકાઈ જતાં પાછા વળીને શુકાનંદમુનિ પાસે પીરસવા ગયા ॥૩૫-૩૭॥ બહુ બેસી રહેવાના પ્રસંગને લીધે મંદ જઠરાગ્નિ થવાથી આહારથી અધિક જમવા માટે અશક્ત હોવાથી ભોજનભાજનમાં અવશેષ રહેલા પ્રથમ શ્રીહરિએ પીરસેલા પકવાન્ન-જલેબીને દાંતવડે ધીમે ધીમે ચાવતા શુકાનંદમુનિને તૃપ્ત થએલા જાણીને 'જો હું અધિક પીરસીશ તો મારૂં શાસ્ત્રશોધન આલોચનાદિ કાર્યે બેસીને આ નહિ કરી શકે' એવો વિચાર કરીને શ્રીહરિએ અરધીજ જલેબી આપી. તેપછી માગવા માટે લજ્જાતા આત્માનંદમુનિને જોયા 'હે મુને ! તમો લાજવ્યાકુળ કેમ વર્તો છો ? બ્રહ્માનંદમુનિએ તો 'અહીં આવો અહીં આવો' એમ મને સ્પષ્ટ ભાષામાં બોલાવીને લાજને તો સમ્યક્ પ્રહાર કરીને અહીંથી દૂર કાઢી મુકીજ છે, તેનો હવે ફરીથી આ સમવાયમાં પ્રવેશ થવો ઉચિત નથી, તો હવે લાજને મુકીને તમો યથેચ્છ માગીને ગ્રહણ કરો અને પુષ્કળ જમો' એમ બોલતા થકા ભગ-

तु त्रपा। गृहाण भुङ्क्ष्व तत्स्वेष्टमित्युक्त्वादात्स लड्डुकौ ॥३९॥ शष्कुलीभृतवक्त्रेण ब्रुवते चास्फुटं ददौ। महानुभावानन्दाय करस्थं सार्धलड्डुकम् ॥४०॥ एवमन्यानपि हरिर्भोजकान्परिवेष्य सः। भक्तं च कथिकां सूपं दापयित्वाशुधत्करौ ॥४१॥ भुक्त्वा करमुखं ते च विशोध्य स्वस्वकेतनम्। फुल्लतुन्दा ययुः सर्वे भोजका मुखफूत्कृताः ॥४२॥ ततश्च पार्षदान्सर्वान् क्षत्रियादीन्स पूर्ववत्। भोजयामास भक्तान्स्वानन्यांश्चान्नार्थिनो जनान् ॥४३॥ ततः स पारणां कर्तुं योषाश्चाज्ञाप्य सर्वशः। भोजनार्थं ततस्त्वयान्निजमन्दिरमीशिता ॥४४॥ पाकं विधाय श्रीकृष्णनैवेद्यं वैश्वदेविकम्। कृत्वैव विदधे स्वामी पारणां धर्मवत्सलः ॥४५॥ अकुर्वन्स दिवानिद्रां पार्षदानां पुरो गुणान्। जयाया

વાને તેમના પાત્રમા બે મોતીયા લાડુ એકદમ પીરસી દીધા, તેથી તેમણે સિંહ ગર્જના કરી ॥૩૮-૩૯॥ તેપછી જલેબીથી મુખ ભરેલુ હોવાથી અસ્પષ્ટપણે બોલતા મહાનુભાવાનંદમુનિને ભગવાને પોતાના હસ્તમા રહેલો દોઢ લાડુ આપ્યો એટલે તેમણે કેસરીનાદ કર્યો ॥૪૦॥ આ પ્રકારે બીજા પણ જમતા મુનિઓને પીરસીને, પીરસનારા વિપ્રો પાસે ભાત કઢી દાળ પીરસાવીને, પોતે હસ્ત શુદ્ધિ કરી ॥૪૧॥ તે તમામ જમનારા મુનિજનો પૂર્વોક્ત પ્રકારે યથેષ્ટ જમી તૃપ્ત થઇને, હસ્ત મુખની વિશુદ્ધિ કરીને, પ્રફુલિત પેટવાળા અને ફુત્કારાથી પરિપૂર્ણ મુખવાળા (મુખથી હાફતા) હોઇને ધીમે ધીમે પોતપોતાને નિવાસ સ્થાનકે ગયા ॥૪૨॥ તેપછી ભગવાને સોમવર્માદિ સમસ્ત પાર્ષદો, હેમંતસિંહાદિ ક્ષત્રિયાદિ પોતાના ભક્તો અને અન્નાર્થિજનોને અન્નકૂટોત્સવમા જેમ એમ જમાડ્યા ॥૪૩॥ તેપછી ભગવાન્ જયાપ્રમુખ ભક્ત સ્ત્રિયોને પારણા કરવાની આજ્ઞા આપીને, ત્યાંથી પોતેપણ પારણાં કરવા પોતાના મંદિરમાં પધાર્યા ॥૪૪॥ તે આ ભગવાને ધર્મકપ્રિય હોવાથી સ્વય પાક કરીને, ભગવાનને નિવેદન કરીને, વૈશ્વદેવ કરીનેજ પારણાં કર્યાં ॥૪૫॥ પારણાં કર્યા પછી દિવસે નિદ્રાને નહિ કરતા ભગવાન્ પોતાના સોમવર્માદિ પાર્ષદોની આગળ જયાની પરમ ભક્તિ અને

वर्णयन्नेव तत्र याममुपाविशत् ॥४६॥ एवमेव नृपते ! जगत्पतिः श्रीहरिर्भवति भक्तवत्सलः । दम्भहीननिजसेविमानवाद्राधिकं किमपि तस्य सर्वथा ॥४७॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे प्रबोधन्युत्सवे भोजने हरिपरिवेषणलीलावर्णननामैकोनचत्वारिंशोऽध्यायः ॥३९॥

सुव्रत उवाच—अथ प्रदोषे भगवानुपायात् पुनर्वहिर्वेदिमुदारकीर्तिः । तावज्जनौघा मुनयश्च सर्वे योपाश्च तत्रैत्य मुदा निषेदुः ॥१॥ तत्रोपविश्य प्रभुरात्मपीठे पर्यैक्षत स्वान् विनयावनम्रान् ।

ગુણવિશેષોને વખાણતા થકાજ પોતાના મંદિરમાં એક પહોર વિરાજમાન રહ્યા ॥૪૬॥ હે નૃપતે ! તે આ જગત્પતિ ભગવાન્ શ્રીહરિ પૂર્વોક્ત પ્રકારે ભક્તવત્સળ હોવાથી તેમને પોતાના ચરણનીજ એક સેવાપરાયણ દંભરહિત જન થકી બીજું કાંઈપણ અધિક અભિમત ભૂમિમાં સર્વથા છેજ નહિ. ભક્તજ એક સર્વથકી અધિક અભિમત છે ॥૪૭॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...તૃતીયપ્રકરણે પ્રબોધન્યુત્સવે ભોજને હરિપરિવેષણલીલાવર્ણનનામૈકોનચત્વારિંશોઽધ્યાય: ॥૩૯॥

## [1]અધ્યાય ૪૦ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! તેપછી સર્વત્ર પ્રસરી છે વિપુલ કીર્તિ જેમની એવા ભગવાન્ શ્રીહરિ આવીને સાયંકાળે ફરીથી નિંબતરૂ તળે રહેલી અહિવેદી ઉપર રહેલા સિંહાસનમાં વિરાજમાન થયા. તેટલાકમાં સમસ્ત મુનિજનો અને સમસ્ત સ્ત્રીપુરૂષ સત્સંગિજનો તે સભાસ્થાનમાં સત્વર આવીને ભગવાનના વચનામૃત રસને પાન કરવાની લિપ્સાથી મર્યાદા મુજબ હર્ષથી બેસી ગયા ॥૧॥ પ્રભુ શ્રીહરિ શ્રીવાસુદેવની સંધ્યા આરતીને અંતે શ્રીનારાયણના નામના ઉચ્ચારણનો ધ્વનિ (નારાયણ ધૂન્ય) કરીને, ફરીથી તે સભામાં રહેલા પોતાના ઉન્નત આસનમાં બેસીને ભક્તિ

[1] આ અધ્યાયમાં પુંજજીતપ્રમુખ ભક્તજનોએ પુછેલા ભગવાને કરેલો વિદુરનીતિના ઉપદેશનો અનુવાદ કર્યો છે.

सुशिक्षितांस्तानपि साधुवर्त्म भूयो विवक्षुः स गिरं जगाद ॥२॥ श्रीनारायणमुनिरुवाच—यूयं हि वर्णाश्रमिणस्त्यागिनो मुनयस्तथा ! सर्वे सम्मिलिताः स्थात्र कृष्णभक्ता यमान्विताः ॥३॥ तेषां मध्ये भवेद्येषां प्रष्टव्यं किमपि प्रजाः ! । ते मां पृच्छन्तु निर्भीकाः कश्चिद्वो मास्तु संशयः ॥४॥ सुव्रत उवाच—एवमुक्ते भगवता राजानस्तत्र

વિનયથી અતિનમ્ર પોતાના ભક્તોને કૃપાદૃષ્ટિથી ચારે બાજુ જોઇને, ધર્મમાર્ગમાં સુશિક્ષિત એવા પણ તે સમસ્ત ભક્તોને ફરીથી વિશેષપણે સંતોના માર્ગનો બોધ આપવાની વાંછાથી એવું વચન બોલ્યા ॥૨॥ **શ્રીનારાયણમુનિ** કહેછે—હે જના. ! તમો સર્વે વર્ણાશ્રમી-વર્ણાશ્રમધર્મથી નહિ પડેલા, કેવળ વર્ણાશ્રમધર્મનું અનુપાલન કરનારા એમ નહિ કિંતુ ત્યાગી-પોતપોતાને જે વિહિત હોય તેથકી ઇતર વિષયના ત્યાગમાં નિષ્ઠાવાળા, ( આતો ગૃહસ્થ અને તેથકી ઈતરને સાધારણ છે, અર્જનીય વિહિતસેવનમાત્ર પરાયણ પણ કામનાને અનુસારે ગતિવાળા નહિ ) કેવળ કામનાએ રહિતપણું એમજ નહિ કિંતુ મુનિ-મનનશીલ, ( દેહાતિરિક્ત આત્મસ્વરૂપના મનનશીલ ) કેવળ આત્મમનનપરતા નહિ કિંતુ ભગવાન્ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણમા સાક્ષાત્ ભક્તિનિષ્ઠાને પામેલા, માટેજ એમાં અનુગુણ એવા યમ નિયમાદિકે સંપન્ન છો. આવા સુગુણશીલ તમો અમારી સન્નિધિમાં હમણાં એક સ્થળમાં ભેગા મળ્યા છો તો હે જના ! તમારે મધ્યે જે કોઈ એકને પણ જો કોઈપણ અર્થમા જીજ્ઞાસા હોય તો મને નિર્ભય થઇને પુછો, જેથી એક જણનો સંશય ટાળવાના પ્રસંગથી બધાય કૃતાર્થ થઈ જાય અથવા એવો અર્થ કરવો કે-અહીં ભેગા મળેલામાં કેટલાએક વર્ણિઓ, કેટલાક ગૃહસ્થો, કેટલાક સાધુઓ અને કેટલાક ત્યાગધર્મમાં નિષ્ઠાવાળા પાર્ષદો છે, તે તમો સર્વે આ સભામાં ભેગા મળેલા છો. ( આ યોજનામા 'વર્ણાશ્રમિણ' આ પદથી વર્ણિઓ અને ગૃહસ્થો લેવા, 'મુનય' આ પદથી સાધુદીક્ષાને પામેલા લેવા, 'ત્યાગિન' આ પદથી સાધુઓ થકી ભિન્ન ત્યાગનિષ્ઠ પાર્ષદો લેવા ) ॥૩-૪॥ **સુવ્રતઋષિ** કહેછે—હે રાજન્ ! એરીને ભગવાને કહેતાં સભામા બેઠેલા પુજ્ઞત

संस्थिताः। पुत्रजिद्वास्तुसुराद्या भक्ताः प्रश्नमकुर्वत ॥५॥ परस्परं ते सम्मन्त्र्य नमस्कृत्य प्रभुं नृप !। बद्धाञ्जलिपुटाः प्रोचुर्वाचं लोकहितावहाम् ॥६॥ राजान ऊचुः—वयं सर्वे नृपाः स्वामिन् ! प्रजाश्चेमा निरन्तरम्। प्रवृत्तिधर्मस्थितयस्त्वां श्रिताः स्मो जगद्गुरो ! ॥७॥ तेषां नो यद्भवेत्कार्यमकार्यं यच्च सर्वथा। तत्पृथग्विशदीकृत्य त्वं बोधयितुमर्हसि ॥८॥ सुव्रत उवाच—इति तैरादरात्पृष्टः प्रसन्नः स मुनीश्वरः। सस्मारस्वभक्तं विदुरं प्रोवाच वचनं नृपान् ॥९॥ श्रीनारायणमुनिरुवाच—ये पण्डिता इति प्रोक्ताः सच्छास्त्रेषु च साधवः। तेषां यद्वचनं तत्तु कार्यमेवेति निश्चितम् ॥१०॥ तथैवोक्ताश्च ये मूर्खा असन्तश्च कुबुद्धयः। तदुक्तं वचनं भक्ता !

પ્રમુખ રાજવંશીઓ પુછવા યોગ્ય અંશમાં પરસ્પર વિચાર કરીને, બે હાથ જોડી પ્રભુને પ્રણામ કરીને સર્વ જનોના હિતમાટે એમ પુછવા લાગ્યા ॥૫-૬॥ રાજાઓ પુછેછે—હે સ્વામિન્ ! અમો રાજાઓ છીએ, પ્રજાનું પરિપાલન કરવું એ અમારો ધર્મ છે, તો આ અમારે સહજ ધર્મમાં પ્રવૃત્તિ ઘણીજ ક્ષણેક્ષણે થયા કરે, જે આ પ્રજાઓ પરિપાલનીય છે તેપણ પત્ની પુત્ર પશુ ક્ષેત્રાદિકના સંરક્ષણને અનુગુણ પ્રવૃત્તિમાર્ગમાં નિષ્ઠાવાળી વર્તે છે, એરીતે સતત અવર્જનીય પ્રવૃત્તિમાર્ગવાળા અમારે મોક્ષમાર્ગમાં વિરોધિ અકાર્યનો પ્રસંગ જે રીતે ન થાય અને તેને અનુકૂળ કાર્યમાંજ અન્વય થાય તે રીતે સર્વથા કાર્ય અકાર્યનો વિવેક સ્પષ્ટપણે જગદ્ગુરુ આપના શરણુપરાયણ અમોને કહેવાને યોગ્ય છો ॥૭-૮॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! આ પ્રકારે ભક્તરાજ રાજાઓએ આદરથી પુછેલા મુનિપતિ ભગવાન્ પ્રસન્ન થઇને પોતાના એકાંતિક ભક્ત વિદુરજીને સ્મરણ કરતા થકા તે રાજાઓ પ્રત્યે વચન બોલ્યા ॥૯॥ શ્રીનારાયણમુનિ કહેછે—હે ભક્ત નૃપો ! સચ્છાસ્ત્રોમાં જેમને પંડિત અને સાધુ કહ્યા છે તેઓનું જે વચન એજ કરવા યોગ્ય છે (તેમણે અવબોધ કરેલુંજ કાર્ય છે) એવો નિશ્ચય કરેલો છે. અને સચ્છાસ્ત્રોમાંજ જેમને મૂર્ખ અસંત કુબુદ્ધિ કહ્યા છે તેમનું જે વચન (તેમણે અવબોધ

अकार्यमिति मे मतम् ॥११॥ पण्डितानां च मूर्खाणां लक्षणानि सविस्तरम् । कार्याकार्यं च विदुरो धृतराष्ट्रं पुराऽवदत् ॥१२॥ प्रोक्ता विदुरनीतिः सा गृहिणां त्यागिनां हिता । तामभ्यस्य ततो ज्ञेयः कार्याकार्यविनिर्णयः ॥१३॥ सर्वेषां नीतिशास्त्राणां सारो वैदुरिको नयः । तेनैव वर्तमानानां युष्माकं सर्वतः सुखम् ॥१४॥ एतत्संशीलिनः क्वापि सन्तापैस्त्रिविधैरपि । पीडितुं नैव शक्यन्ते स्थिता व्यवहृतौ जनाः ॥१५॥ एतदुक्तप्रकारेण वर्तमानाः क्रियास्वपि । यूयं भजन्तः श्रीकृष्णं सुखिनोऽत्र भविष्यथ ॥१६॥ सुव्रत उवाच—इत्युक्तास्ते नृपतयो राजन्भगवताऽखिलाः । जनाश्च मुनयो हृष्टास्तथेत्यूचुः प्रणम्य तम् ॥१७॥ स्वस्वस्थानं ततो गन्तु-

કરેલું ) તે તો નજ કરવા યોગ્ય છે એવો અમારો સિદ્ધાંત છે ॥૧૦-૧૧॥ પંડિતો અને મૂર્ખોનું લક્ષણ સચ્છાસ્ત્ર થકી જાણવું. તેમાં પણ મહાભારતમાં ધૃતરાષ્ટ્ર વિદુરના સંવાદરૂપ, નીતિનો અવબોધ આપનારૂં, વિદૂરનીતિ નામથી જે વિખ્યાત છે તે મુખ્ય પ્રમાણ છે, કારણ કે તેમાં પંડિતો અને મૂર્ખોનાં લક્ષણો કહ્યાં છે તથા કાર્ય કાર્યનો વિવેક વિસ્તારથી કહ્યો છે ॥૧૨॥ તે આ વિદૂરનીતિ ગૃહિજનો તથા ત્યાગિજનોના પરમ હિતને જણાવે છે, તેનો અભ્યાસ કરનારાને કાર્ય અકાર્યનો સમુચિત વિવેક જાણવામાં આવે છે. ધર્મ્ય નીતિને પ્રતિપાદન કરનારાં સમસ્ત શાસ્ત્રોને મધ્યે વિદુરજીએ કહેલી નીતિ મેં સારતમ માની છે. માટે તેમાં કહ્યા પ્રમાણેજ વર્તનારા તમોને સર્વ પ્રકારે સુખજ થાય ॥૧૩-૧૪॥ વ્યવહાર માર્ગમાં રહેલા પણ જનો જો આ નીતિમાં કહેલા માર્ગને અનુસારે પ્રવર્તે તો તેઓ કયારેય પણ ત્રિવિધ તાપને પામતાજ નથી ॥૧૫॥ માટે તમો સર્વે વિદૂરનીતિમાં કહેલી રીતિએ વ્યવહારક્રિયામાં વર્તતા થકા પણ ભગવદ્ભજનની સંપત્તિને લીધે આ લોક પરલોકમાં પરમ સુખી થશો ॥૧૬॥ સુવ્રતઋષિ કહે છે—હે રાજન્ ! આ પ્રકારે ભગવાને ઉપદેશ આપેલા સમસ્ત પુંજજીતપ્રમુખ રાજાઓ, સમગ્ર મુનિઓ તથા બીજા બધા જનો પ્રહર્ષ પામીને શ્રીહરિને

माज्ञप्ता हरिणा च ते । ययुस्ततो हरिरपि स्वीयं मन्दिरमाययौ ॥१८॥ त्रयोदशीतस्त्रिदिने रात्रो हरिरकारयत् । सभायां पञ्चम स्कन्धकथां पौराणिकेन च ॥१९॥ नोलङ्घ्या स्वस्वमर्यादेत्यर्थं तस्या अबूबुधत् । सङ्गदोषं कर्मफलावश्यभोग्यत्वमप्यसौ ॥२०॥ अष्टादशदिनानीत्थं सर्वे ते भगवज्जनाः । लेभिरे परमानन्दं कारुण्येन जगत्पतेः ॥२१॥ पौर्णमास्यां च महता सम्भारेण स सत्पतिः । कारयामास जयया भक्तिजन्ममहोत्सवम् ॥२२॥ उत्सवान्ते निशि जनान्भक्तांस्तान्भगवांस्तत । आजिज्ञपत्सभासंस्थो गन्तु देशं निजं निजम् ॥२३॥ श्रीनारायणमुनिरुवाच—यूयं सर्वे भक्तजना देशान्स्वान्स्वानहर्मुखे । योपितोऽध्वनि रक्षन्तः सावधाना

પ્રણામ કરીને 'જેમ કહો છો તેમજ અમો વર્તીશુ' એમ બોલ્યા ॥૧૭॥ તે પછી શ્રીહરિએ સ્વસ્વસ્થાને જવાની આજ્ઞા આપેલા તેઓ પોતપોતાને સ્થાને ગયા તે પછી ભગવાન પણ પોતાના મદિરે પધાર્યા ॥૧૮॥ ત્રયોદશી તિથિને આરભીને ત્રણ દિવસપર્યંત રાત્રિએ સભામા ભગવાને પૌરાણિક પ્રયાગજીત વિપ્રપાસે ભાગવતના પચમ સ્કધની કથા કરાવી ॥૧૯॥ પોતપોતાની મર્યાદા કોઇએ પણ ન જ ઉલ્લઘન કરવી, સગદોષ (ભગવાન થકી ઇતર વસ્તુમા આસક્તિરૂપ) અનર્થ કરનારો છે, કર્મ ફળ અવશ્ય ભોગવવુ પડે છે, આટલો તે પચમસ્કધ કથાનો સારાશ શ્રોતાઓ પ્રતિ ભગવાને સુખેથી બોધ થાય એ રીતે સમજાવ્યો ॥૨૦॥ એરીતે સમસ્ત તે ભગવજ્જનો સ્વામિનારાયણ ભગવાનની પરમ કૃપાથી અઢાર દિવસ પર્યંત પરમાનદ પામ્યા ॥૨૧॥ કાર્તિક પૂર્ણિમાએ સતાપતિ શ્રીહરિએ મહાસભારથી ભક્તિજન્મમહોત્સવ જયાપાસે કરાવ્યો ॥૨૨॥ ઉત્સવને અતે રાત્રિએ થએલી સભામા વિરાજમાન ભગવાને સર્વે ભક્ત જનોને દુર્ગપુર થકી પોતપોતાના દેશપ્રતિ જવાની આજ્ઞા આપી (મુનિઓને પણ અજ્ઞજનોને બોધ આપવા દેશાતરમા જવાની આજ્ઞા આપી) ॥૨૩॥ આજ્ઞાપનનો પ્રકાર એવો કે-હે ભક્તજનો! તમો સર્વ આવતી કાલે પ્રાત કાળે અહીંથી નીકળીને માર્ગમા સાવધાન થઈ

व्रजन्त्वितः ॥२४॥ देहादन्यं ब्रह्मरूपं निश्चित्यात्मानमच्युतम् । भजन्तश्च स्वधर्मस्थास्तद्धाम प्राप्स्यथ ध्रुवम् ॥२५॥ प्राप्य ब्रह्मपुरं तच्च सर्वधामोत्तमोत्तमम् । भोगानलौकिकांस्तत्र तस्मात्प्राप्स्यथ वाञ्छितान् ॥२६॥ सुव्रत उवाच—इति श्रुत्वा प्रभोर्वाक्यं मुनिभिः सह ते जनाः । नत्वा तं हृष्टमनसः पप्रच्छुरिदमादरात् ॥२७॥ जना ऊचु—एकान्तिकाः कृष्णभक्ता ज्ञानवैराग्यभक्तिभिः । सम्पन्ना भगवन् ! धर्मैर्लभन्ते धाम तस्य यत् ॥२८॥ यच्चोच्यते परं धाम त्वया ब्रह्मपुराभिधम् । तद्धि वेदितुमिच्छामो वयं सर्वं स्वरूपतः ॥२९॥ तस्मात्त्वं कृपयास्मभ्यं स्वरूपं तस्य तत्त्वतः । वक्तुमर्हसि भो स्वामिंस्त्वदन्यो नैव वेत्ति तत् ॥३०॥ सुव्रत उवाच—पृष्टः स इत्थं निजभक्तसङ्घैर्विवित्सुभिर्धाम परं मुरारेः । प्रहर्षयं-

સ્વસ્વસંબન્ધવાળી સ્ત્રિયોની રક્ષા કરતા થકા પોતપોતાના દેશોપ્રતિ જાઓ ॥૨૪॥ આત્માને દેહ થકી વસ્તુતાએ વિલક્ષણ બ્રહ્માત્મક નિશ્ચય કરીને, એજ રીતે આત્માનું અનુસ્મરણ કરતા, કૃષ્ણપરમાત્માને સર્વ પ્રકારે ભજતા, સ્વધર્મમા વર્તતા તમો સર્વે સુખેથી તેમના ધામને દેહને અંતે નિશ્ચે પામશો ॥૨૫॥ સમસ્ત ઉત્તમ ધામોને મધ્યે પણ ઉત્તમ બ્રહ્મપુર નામના તે ભગવદ્ધામને પામીને, તેમા અલૌકિક અભિલષિત ભોગોને તે શ્રીકૃષ્ણભગવાન થકી પામશો ॥૨૬॥ હે રાજન્ ! આવુ ભગવાનનુ વચન સાભળીને તે સત્સગિજનો મુનિજનોની સાથે તેની જીજ્ઞાસાવાળા થઈ ભગવાનને નમસ્કાર કરીને, મનમાં પરમ હર્ષ પામીને એમ આદરથી પુછવા લાગ્યા કે—હે ભગવન્ ! ધર્મ જ્ઞાન વૈરાગ્યે સપન્ન અને કૃષ્ણ પરમાત્મામા પરમા ભક્તિને પામેલા એકાતિક જનો જે ધામને પામે છે અને જેને તમો બ્રહ્મપુર નામથી પરધામ કહો છો, તેને અમો સર્વે સ્વરૂપ સ્વભાવથી જાણવા વાંછીએ છીએ હે સ્વામિન્ ! તમારા થકી બીજો કોઈ પણ તે ધામના સ્વરૂપને જાણતોજ નથી, માટે આપજ કૃપા કરીને તેનું સ્વરૂપ તત્વથી અમોને કહેવાને યોગ્ય છો ॥૨૭-૩૦॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! ભગવાનના પરમ ધામને જાણવાની

स्तानचदद्दयालुर्नारायणो भक्तजनैकवन्धुः ॥३१॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे प्रबोधन्युत्सवे विदुरनीत्युपदेशकथननामा चत्वारिंशोऽध्यायः ॥४०॥

श्रीनारायणमुनिरुवाच—भक्ताः ! शृणुत वक्ष्यामि रूपं ब्रह्मपुरस्य वः। एकान्तिकानां भक्तानां प्राप्यस्यातिसुखस्य च ॥१॥ एतद्रहस्यमस्तीति पुराणेषु महर्षिभिः। न सम्यग्विस्तरेणोक्तं प्रोक्तं नामान्तरेण च ॥२॥ छान्दोग्योपनिषद्येतन्मोक्षधर्मेषु भारते।

વાછાવાળા પોતાના ભક્તસમાજે આ પ્રકારે પુછેલા પરમ કૃપાળુ ભક્તજનૈકબન્ધુ ભગવાન્ સ્વામિનારાયણ તે ભક્તોને આનદ આપતા થકા બોલ્યા ॥૩૧॥ ઇતિ શ્રીસત્સંગિજીવને તૃતીયપ્રકરણે પ્રબોધન્યુત્સવે વિદુરનીત્યુપદેશકથનનામા ચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૦॥

## [1]અધ્યાય ૪૧ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે ભક્તો ! એકાંતિક ભક્તોએજ પ્રાપ્ય અને જેને પામેલાઓને સુખ નિરવધિ મળે છે, તે બ્રહ્મપુર ધામનુ સ્વરૂપ ગુણાદિક તમોને કહું છુ તેને સાવધ મનથી સાભળો ॥૧॥ આ ધામ ભક્તિરસવેદીઓ થકી અન્યત્ર નહિ પ્રકાશનીય હોવાથી પરમ રહસ્ય છે એમ અભિપ્રાય કરીને મહર્ષિઓએ પુરાણમા વિસ્તારથી રૂડી રીતે કહ્યુ નથી કવચિત્ કવચિત્ વૈકુઠ ગોલોક આદિક પર્યાય નામોથી સંગ્રહમા કહ્યુ છે ॥૨॥ આ બ્રહ્મપુર છાંદોગ્યોપનિષદમા "तदरश्च ह वै ण्यश्चार्णवौ ब्रह्मलोके तृतीयस्यामितो दिवि तदैरंमदीय सरस्तदश्वत्थ सोमसवनस्तदपराजिता पूर्ब्रह्मण प्रभुविमित हिरण्मयम्" "धूत्वा शरीरमकृत कृतात्मा ब्रह्मलोकमभिसम्भवामि" "तदेतत् सत्य ब्रह्मपुरम्" (અક્ષરબ્રહ્મ નામનુ પુર જેનુ છે એવો તેનો અર્થ કરવો, તેથી અક્ષર તેમનુ ધામ છે એમ જણાય છે) ઇત્યાદિ શ્રુતિઓએ સપેક્ષમા ઉપવર્ણવ્યુ છે ઉપનિષદતરમાં પણ

[1] આ અધ્યાયમા અક્ષરધામાધિપતિ ભગવાને એકાંતિક ભક્તોએ પ્રાપ્ય બ્રહ્મપુર ધામના સ્વરૂપ ગુણાદિકનુ નિરૂપણ કર્યું છે

स्कान्दादिषु पुराणेषु सङ्क्षेपेणोपवर्णितम् ॥३॥ युष्माकं चाधिकारित्वान्मद्भक्त्या शुद्धचेतसाम् । कथयामि कथामेतां जना ! ब्रह्मपुराश्रयाम् ॥४॥ ब्रह्माण्डगोलके ह्यस्मिन्भुवनानि चतुर्दश । सप्तोर्ध्वं सप्त चाधस्ताद्वर्तन्ते संस्थितानि वै ॥५॥ लोकांश्चतुर्दशैवैतान् पृथिव्यावरणं जनाः ! । कोटियोजनविस्तीर्णमभितो व्याप्य वर्तते ॥६॥ उपर्युपरि तस्यापि जलं तेजो मरुन्नभः । अहङ्कारो महत्तत्त्वमिति चावरणानि षट् ॥७॥ एकैकस्माद्दशदशगुणितं ह्युत्तरोत्तरम् । ज्ञेयं चावरणं पूर्वात्सौक्ष्म्येणाप्यधिकं परम् ॥८॥ एतेषामपि सर्वेषां कारणं यच्चदष्टमम् । प्रकृत्याख्यं निगदितं महदावरणं

'तदक्षरे परमे व्योमन्' 'यो वेद निहितं गुहायां परमे व्योमन्" ઈત્યાદિ શ્રુતિઓએ સંક્ષેપમાં ઉપવર્ણન કર્યું છે. તથા મહાભારતના શાંતિપર્વમાં આવેલા મોક્ષધર્મમાં 'प्राप्यावध्यं ब्रह्मपुरं राजेव स्यामहं सुखी' ઈત્યાદિ વચનથી સંક્ષેપમાં ઉપવર્ણન્યું છે તથા સ્કાંદાદિ પુરાણોમાં 'ब्रह्मपुरमित्याहुर्भगवद्धाम सात्वताः' 'दर्शयामास लोकं स्वं गोपानां तमसः परम्' ઈત્યાદિ વચનોવડે સંક્ષેપમાં ઉપવર્ણન કર્યું છે ॥૩॥ હે જનાઃ ! યદ્યપિ આ ધામના સ્વરૂપ સ્વભાવાદિકનું વર્ણન તો અભક્તને નજ કહેવા યોગ્ય છે તથાપિ તમો મારેવિષે અનન્યભક્તિથી શુદ્ધ ચિત્તવાળા હોવાથી આના શ્રવણમાં અધિકારી છો, માટે એના સંબન્ધવાળી સ્વરૂપ સ્વભાવાદિકના નિરૂપણની કથાને હું કહું છુ ॥૪॥ આ બ્રહ્માંડ ગોલકમાં ભૂરાદિ સાત ઉપર ઉપર રહેલાં અને અતળાદિક સાત નીચે નીચે રહેલાં, એરીતે ચૌદ ભુવનો વર્તે છે ॥૫॥ હે જનાઃ ! તે આ ચૌદ લોકોને ચારે બાજુ વ્યાપીને એક કોટી યોજન વિસ્તારવાળું (વિશાળ) પૃથિવીનું આવરણ વર્તે છે ॥૬॥ પૃથિવ્યાવરણની પણ ઉપર ઉપર જળ તેજ વાયુ આકાશ અહંકાર અને મહત્તત્ત્વ આ ૭ આવરણો વર્તે છે. એક એક આવરણ થકી ઉત્તરોત્તર આવરણ દશ દશ ઘણુ અધિક જાણવું અને વળી પ્રથમ આવરણ થકી ઉત્તર ઉત્તર આવરણ સૂક્ષ્મતા ગુણથી પણ અધિક જાણવું ॥૭-૮॥ હે જનાઃ ! આ સાતેય મહદાદિ આવરણોનું કારણ જે ત્રણ ગુણની સમ-

जनाः ॥९॥ ततः परं चिदाकाशमस्ति तेजोमयं महत् । अनाद्यनन्तं तद्धाम परमव्योमसंज्ञितम् ॥१०॥ कोटिचन्द्रार्कवह्नीनां मिलितं यन्महन्महः । तदेकदेशतेजोऽग्रे याति खद्योततां हि तत् ॥११॥ अस्ति तत्रानन्दमयी सुधासिन्धुर्महानदी । नित्यानन्ता च गम्भीरा यामाहुर्विरजामपि ॥१२॥ सुधासिन्धोरस्ति मध्ये द्वीपः सत्तात्मको महान् । भूरितेजोमयो दिव्यः सुखरूपः सनातनः ॥१३॥ निवहैः कामधेनूनां वृषभैश्चारुविग्रहैः । जुष्टश्चाप्राकृतैरन्यैर्विविधैर्मृगपक्षिभिः ॥१४॥ पारिजातैः कल्पवृक्षैर्मन्दारादिभिरङ्घ्रिपैः ।

તારૂપ પ્રકૃતિ નામનું છે તે સમસ્ત ઉક્ત આવરણોને અભિવ્યાપીને આવરણ છે. તે આ આઠમુ આવરણ સર્વથી મોટુ છે ॥૯॥ તે પ્રકૃતિના આવરણ થકી અનંતર તેજોમય મહત્-અપરિચ્છિન્ન ચિદાકાશ (સ્વયપ્રકાશ દ્રવ્યવિશેષ) વર્તે છે, આદ્યંતે રહિત (દેશથી અને કાળથી અપરિચ્છિન્ન) તે ચિદાકાશ પરમ વ્યોમ સંજ્ઞિત ધામ કહ્યું છે, તે આ ધામના એક દેશના તેજની સન્નિધિમાં એક સાથે ઉદય પામેલા કોટિ પરિમિત ચંદ્ર સૂર્ય અગ્નિનું એકત્ર ભેગું મળેલું મહાતેજ પણ ખદ્યોત (આગીયો જીવડો) પણાને પામી જાય છે, આવું એ તેજોમય ધામ છે. 'न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः' એવી શ્રુતિ છે ॥૧૦-૧૧॥ તે ચિદાકાશમાં વિરજા નામે વિખ્યાત કોઇ મહાનદી સુધાપૂરમયી આનંદમયી અનંતા ગભીરા નિત્યસિદ્ધા વહે છે. 'स आगच्छति विरजां नदीं तां मनसात्येति' ઇત્યાદિ શ્રુતિ છે. 'गच्छन् ददर्श विततामगाधां विरजां नदीं' એમ સ્કંદપુરાણમાં કહ્યું છે ॥૧૨॥ તે મહાનદીથી ચોગરદમ વિંટાએલો, કેવળ સત્તાત્મક, (વિકારે રહિત હોવાથી સતત એક સ્વરૂપ છે માટે સત્સ્વરૂપ) અપરિમિત તેજોમય, સુખૈકરૂપ, સનાતન, દિવ્ય એવો એક મહાન્ દ્વીપ વર્તે છે ॥૧૩॥ તે આ સત્સદ્વીપ સુખૈકમય અપ્રાકૃત કામધેનુઓના સમૂહો, સુંદર- અપ્રાકૃત આકારવાળા વૃષભોના સમૂહો અને બીજા વિવિધ અપ્રાકૃત મૃગપક્ષિઓના સમૂહોથી સમલંકૃત છે ॥૧૪॥ વળી અલૌકિક પારિજાત કલ્પવૃક્ષ મંદાર આદિક

मल्लिकाजातिमुख्याभिर्वल्लीभिः परितो वृतः ॥१५॥ नानाविधै-
रुपवनैः फलपुष्पसमृद्धिभिः । नदीभिः सरसीभिश्च वापीभिर्म-
णिपर्वतैः ॥१६॥ एतैस्तेजोमयैः सर्वैः सुखरूपैरलौकिकैः । नित्य-
श्रीभिः परिवृतः सत्यद्वीपः स राजते ॥१७॥ अस्ति तस्मिन् बृह-
दुर्गं शतशृङ्गाचलाभिधम् । लोकालोकाचलनिभं पुण्डरीकाकृति
ध्रुवम् ॥१८॥ महद्भिर्गोपुरै रम्यं चतुर्भिस्तच्चतुर्दिशम् । सुरक्षितं
प्रतीहारैः सुबलप्रबलादिभिः ॥१९॥ सुदर्शनादिभिः शस्त्रैर्मूर्तिम-
द्भिरुपाश्रितम् । अणिमप्रमुखाभिस्तन्महतीभिश्च सिद्धिभिः ॥२०॥
तस्यान्तर्वर्तते दिव्या भूमिस्तेजोमयी शुभा । उपमानं क्वचित्तस्या

દેવતરૂઓ અને તેવીજ મલ્લિકા જાતિ ( મોગરો જાઈ ) પ્રમુખ લતાઓથી સર્વતઃ વીંટાએલો છે ॥૧૫॥ વળી નિરંતર અનુવર્તતી ફળ પુષ્પોની સમૃદ્ધિવાળાં, વૃંદાવનાદિ બહુવિધ ઉપવનો ( બાગબગીચા ) તથા અપ્રાકૃત નદીઓ સરોવરો વાવ્યો તથા અપ્રાકૃત મણિમય પર્વતોવડે સુશોભિત છે ॥૧૬॥ વળી બીજાં અલૌકિક, તેજોમય, સુખેકરૂપ, નિત્યશ્રીએ સંપન્ન, એવાં ભોગ્ય ભોગોપકરણોથી વિંટાએલો તે આ સત્યદ્વીપ સદા વિરાજે છે ॥૧૭॥ તે આ દ્વીપમાં લોકાલોકાચળને તુલ્ય, કમળની પેઠે ગોળાકાર, નિત્ય અપ્રાકૃત, શતશૃંગાચળ નામનું મોટું દુર્ગ ( કોટ–કીલ્લો ) વર્તે છે. ( કોઇને પણ સદૃશ નહિ અને સર્વવિલક્ષણ આ શતશૃંગાચળને જે લોકાલોકાચળનું દૃષ્ટાંત આપ્યું છે તે તો અહીંના લોકોની બુદ્ધિમાં આ બાબત ઉતારવા માટે છે ) તે આ મહાદુર્ગ સુબળ પ્રબળ પ્રમુખ દ્વારપાળ પાર્ષદોએ અધિષ્ઠાન કરેલાં ચાર ઉન્નત પુરદ્વારો ( દરવાજાઓ )વડે સુશોભિત ચાર દિશાવાળું, સદા મૂર્તિમાન્ સુદર્શનાદિ દિવ્ય આયુધોએ સંરક્ષણ કરેલું અને મૂર્તિમાન્ અણિમાદિ મહાસિદ્ધિઓએ ઉપસેવેલું વર્તે છે ॥૧૮-૨૦॥ તેવા દુર્ગની અંદર દિવ્ય તેજોમયી–સ્વયપ્રકાશા શુભ કોઈ ભૂમિ વર્તે છે આ ભૂમિ તો કોઈ પણ દૃષ્ટાંતથી નિરૂપણ કરી શકાય એવી નથી, કારણ કે આ બ્રહ્માંડમાં કોઈ પણ તેને તુલ્ય લેશથી પણ નથી કે જેથી 'આ અંશાંશથી તેને સદૃશ છે, આવી જાતિનું આથી

प्रह्माण्डे नान वर्तते ॥२१॥ अभूतोपमया तां च निर्दिशामि ततो जना ! । यद्येव स्यात्कचित्तर्हि सोपमीयेत तेन वै ॥२२॥ स्वच्छ काचमयी भूमिरियं सर्वा सपर्वता। तादृश्य स्युश्चावृतय सर्वा स्थावरजङ्गमा ॥२३॥ यावत्यश्चान्तरिक्षस्था ग्रहनक्षत्रतारका । तावन्त एव सूर्या स्यु. सर्वतः सुप्रकाशका. ॥२४॥ तै प्रकाशितया भूम्या काचमय्यातिरम्यया । आश्चर्यरूपया नून सा

પણ ઉત્કૃષ્ટ એને જાણો' એમ આપણે દૃષ્ટાત આપી શકીએ યથાકથચિત્ ઉપમાને આરોપીને પણ બુદ્ધિમા ઉતારવા માટે કહેવુ હોય ત્યારે પણ અભૂત વસ્તુની કલ્પના કરીનેજ કહેવુ જોઇએ, તો હે જના ! હવે હુ તેવુ અભૂત ઉપમાન આપુ છુ કે—જો આ પર્વતસહિત સમસ્ત ભૂમિ સ્વચ્છ કાચમયીજ હોય અને તેમા વર્તતી સમગ્ર સ્થાવર જગમ આકૃતિઓ સ્વચ્છ કાચમયીજ હોય અને આકાશમા પ્રકાશમાન શુક્રાદિ ચન્દ્રમડળ અને અશ્વિની આદિક નક્ષત્રમડળ અને તારામડળ જેટલુ છે તેટલુ બધુય સર્વત સુપ્રકાશક સૂર્યમડળજ હોય, તેવા અપરિમિત સૂર્યમડળે પ્રકાશ કરેલી અતિમનોહર આશ્ચર્યરૂપ કાચમયી આ ભૂમિની સાથે જેમ તેમ દૃષ્ટાતરૂપ કરીને 'એવી તે આ પ્રકાશમયી દિવ્ય ભૂમિ છે એમ યથાકથચિત્ ઉપમા આપી શકાય, વસ્તુતાએ તે પણ કલ્પેલુ હોવાથી દૃષ્ટાત થઈ શકેજ નહિ, કારણ કે આતો જડ છે અને એતો અજડ છે મુખ્ય પ્રકાશ તો અજડ વસ્તુનોજ સ્વભાવ છે, સૂર્યાદિકનો જે પ્રકાશ છે તે તો શુક્લ ભાસ્વરૈક સ્વભાવવાળો પ્રભાવિશે। હોઇને દૃષ્ટિને પ્રતિરોધ કરનારા અધકારને ટાળવામાત્ર ફળવાળો છે તે પ્રકાશ પ્રકાશશબ્દનો મુખ્ય અર્થ નથી, જ્ઞાનગતજ જે પ્રકાશધર્મ છે તે તેને ઉત્પન્ન કરનારી જે અનેક સામગ્રી તેનો ઘટક જે એક દેશ ચક્ષુ સબન્ધ તેને પ્રતિરોધ કરનારી જે તમરૂપ જવનિકા (પડદો) તેને નિવારણ કરવાના સ્વભાવયોગથી કેવળ તે તેજોમય પ્રકાશમા ઉપચાર થાય છે (વસ્તુતાએ તે પ્રકાશ ન કહેવાય, પ્રકાશધર્મ તો જ્ઞાનગતજ મુખ્ય છે) તો ઔપચારિક એવા પણ પ્રકાશને સ્વીકાર કરીને આશ્ચર્યમયપણે

भूमिरुपमीयते ॥२५॥ तदेतत्परमं धाम श्रीकृष्णस्य सनातनम् ।
गोलोक इति यत्प्राहुर्गोपगोपीगणावृतम् ॥२६॥ दर्शनीयतमं
तद्धि सर्वतोऽस्ति मनोहरम् । तत्र यद्यच्च रत्नादि तत्तत्सर्वमलौ-
किकम् ॥२७॥ मुक्तानां तत्र पुंसां च योषितामपि कोटिशः ।
दिव्यानि चातिभास्वन्ति मन्दिराणि भवन्ति वै ॥२८॥ तन्मध्ये-
ऽस्ति महत्तेजः कोटिकोट्यर्कभासुरम् । मनोहरमतिश्वेतं घनं
सच्चित्सुखात्मकम् ॥२९॥ यदाहुरक्षरं ब्रह्म सर्वाधारं तथामृतम् ।
अनाद्यनन्तं पूर्णं च स्वयंज्योतिः सनातनम् ॥३०॥ योगसंसिद्धि-

અશથી લોકોની બુદ્ધિમાં ઉતારવાવાસ્તે દૃષ્ટાંતરૂપ કરાય છે ॥૨૧-૨૫॥
શ્રીકૃષ્ણભગવાનનું તે આ સનાતન પરમ-સર્વોત્કૃષ્ટ ધામ છે, જે આ
ધામને ગોપગોપીઓના ગણોથી વીંટાએલું ગોલોક નામથી કહે છે, તેમાં
'यत्र गावो भूरिशृंगा अयासः अत्राह तदुरुगायस्य वृष्णः परमं पदमव-
भाति भूरि' એવી શ્રુતિ છે તથા 'क्रांत्वा दशोत्तरगुणाः प्राप गोलोकमद्भु-
तम्। धाम तेजोमयं तद्धि प्राप्यमेकान्तिकैर्नरै.' એવી સ્મૃતિ છે ॥૨૬॥
જે હેતુ માટે તે ધામ સર્વતો મનોહારિ છે માટેજ અતિશય દર્શનીય
છે, તે ધામમા જે જે રત્નાદિ વસ્તુમાત્ર છે તે તે સર્વ અપ્રાકૃત છે ॥૨૭॥
તે ધામમાં શ્રીકૃષ્ણના ચરણની પરિચર્યાપરાયણ મુક્ત સ્ત્રીપુરૂષોનાં
મંદિરો પ્રકાશેક સ્વભાવવાળા અપ્રાકૃત અપરિમિત વર્તે છે ॥૨૮॥ તે
ધામના મધ્યપ્રદેશમા એકસાથે ઉદય પામેલા કોટિગુણિત કોટિ સૂર્યો-
થકી પણ અતિશયે શુકલભાસ્વર મનોહર ઘાટું તત્ત્વત સચ્ચિદાનંદરૂપ
મહત્ કોઈ પણ તેજ વર્તે છે, જેને તત્ત્વદર્શિઓ અક્ષરબ્રહ્મ કહે છે, જે
અક્ષરબ્રહ્માત્મક તેજ આ સમસ્ત જગતના તેના અભિમાની નિત્યમુક્તોના
આશ્રયપણે અથવા સ્વસત્તાના ઉત્કર્ષવિશેષથી આશ્રયભૂત, સનાતન-
નિત્યસિદ્ધ, સ્વયજ્યોતિ-સત્તાથીજ પ્રકાશમાન, દેશથી ના કાળથી
આદ્યતે રહિત અને પૂર્ણ અમૃત-મુક્તોએજ એક પ્રાપ્ય પરમાનંદમય
પરબ્રહ્મગર્ભિત હોવાથી નિરૂપાધિક અમૃતે પરિપૂર્ણ છે માટે પોતે પણ
પૂર્ણ અમૃતપણે પ્રકાશેછે ॥૨૯-૩૦॥ એજ અક્ષરબ્રહ્મતેજને યોગ-

मापन्नाः षट्चक्राणि निजान्तरे । व्यतीत्य मूर्ध्नि पश्यन्ति यच्च कृष्णप्रसादतः ॥३१॥ तदेतदवगन्तव्यं धाम ब्रह्मपुरं हरेः । सर्वधामोत्तमं कालमायादिभयवर्जितम् ॥३२॥ तत्राश्चर्यमयं दिव्यं मन्दिरं वर्तते प्रभोः । तत्सौन्दर्यं न शक्तोऽहं भक्ता ! वर्णयितुं किल ॥३३॥ कोटिसूर्यप्रतीकाशरत्नस्तम्भातिभासुरम् । ऋद्धिभिः सकलाभिश्च जुष्टं तत्सर्वसिद्धिभिः ॥३४॥ एकान्तिकानां मुक्तानां कोटिभिस्तत्परिश्रितम् । योषाभिः कृष्णभक्ताभिर्मुक्ताभिश्चापि कोटिशः ॥३५॥ राधालक्ष्म्यादिभिस्तत्र सेव्यमानः स्वशक्तिभिः । रत्नसिंहासने रम्ये श्रीकृष्णो हि विराजते ॥३६॥ न तादृशं हि भवनं क्वापि

સિદ્ધિએ સંપન્ન એવા યોગિજનો પોતાના શરીરની અંદરજ મૂળાધારાદિ છ ચક્રોને અતિક્રમ કરીને બ્રહ્મરંધ્રમાં રહેલા સહસ્રદળના કમળમાં શ્રીકૃષ્ણના અનુગ્રહથી જુવે છે (અર્થાત્ તે અક્ષર યોગિઓને જ્ઞાનૈકઘન સ્વરૂપથી પ્રકાશે છે) ॥૩૧॥ તે આ સર્વ ધામોથકી અત્યુત્તમ, કાળમાયાદિકના ભયે રહિત, સાક્ષાત્ શ્રીકૃષ્ણનું બ્રહ્મપુરધામ જાણવું ॥૩૨॥ હે ભક્તો ! તે આ ધામના મધ્યે શ્રીકૃષ્ણનું સર્વાશ્ચર્યમય દિવ્ય મહામંદિર વર્તે છે. જે આ મંદિરનું નિરવધિ સૌન્દર્ય વર્ણન કરવા સર્વને સર્વપ્રકારે જાણતો હું પણ સમર્થ થતો નથી ॥૩૩॥ તે મંદિર કોટિ સૂર્યસમાન પ્રકાશમાન દિવ્ય રત્નસ્તંભોવડે સમલંકૃત, અપ્રાકૃત દિવ્ય સમસ્ત સંપત્તિઓ અને તેવીજ સમગ્ર સિદ્ધિઓએ સંપૂર્ણ છે ॥૩૪॥ વળી તે મંદિર શ્રીકૃષ્ણના ચરણકમળની પરિચર્યાપરાયણ અપરિમિત નિત્યમુક્ત પુરૂષો અને તેવી નિત્યમુક્ત નારીઓથી નિરંતર વિંટાએલું વિરાજે છે ॥૩૫॥ તે મંદિરમાં રહેલા દિવ્ય રત્નસિંહાસનમાં (સકળ ભુવનની ઉત્પત્તિ સ્થિતિ પ્રલયરૂપ લીળા જેમની છે અને સમગ્ર નિગમોએ ગાન કર્યું છે ચરણારવિંદ જેમનું એવા) શ્રીકૃષ્ણ ભગવાન્ રાધા લક્ષ્મી આદિક પોતાની અસાધારણ શક્તિઓએ સેવ્યા થકા સદા વિરાજે છે ॥૩૬॥ કોઇ પણ લોકમાં તેની શોભાના એક દેશનું પાત્ર પણ કોઈ પણ ભુવન નથી કે જેથી તેને તેની યથાકથંચિત્ પણ ઉપમા આપી

लोकेषु विद्यते । उपमीयेत तद्येन ततो निरुपमं स्मृतम् ॥३७॥ अनेकशोऽपि मुक्तानां पुंसां स्त्रीणां च तत्र वै । भोगस्थानान्यनेकानि सन्ति दिव्यानि सुव्रता ! ॥३८॥ भोगा भोगोपकरणान्यपि दिव्यानि सर्वशः । वर्तन्ते सुखरूपाणि तानि नित्यानि तत्र च ॥३९॥ यथेह भौतिका भोगाः पाञ्चभौतिकदेहिनाम् । सन्ति तेषां तथा तत्र चिद्रूपाणां हि चिन्मयाः ॥४०॥ तेजोमया सर्वे एते गुणातीतास्तथाक्षयाः । सत्यज्ञानानन्दरूपा दिव्या निरुपमाः स्मृताः ॥४१॥ स्त्रियश्च पुरुषाश्चैते भवन्ति दिव्यमूर्तयः । अप्राकृ-

---

શકીએ, માટે તે મંદિર નિરૂપમ કહ્યુ છે ॥૩૭॥ હે સુવ્રતા ! તે બ્રહ્મપુર ધામમાં મુક્ત નરનારીઓના ભોગસ્થાનો દિવ્ય અપરિમિત વર્તે છે, તથા તેમના સમગ્ર ભોગો અને ભોગોપકરણો પણ દિવ્ય અપરિમિત વર્તે છે તે આ સમસ્ત ભોગસ્થાનો ભોગો અને ભોગોપકરણો પ્રાકૃત જેવા અનિત્ય નથી તેમ દુ ખસમિશ્રિત નથી, કિંતુ સુખૈકમય અપ્રાકૃતજ વર્તે છે ॥૩૮-૩૯॥ તે બધા ભોગાદિક દુ ખરૂપ કેમ નહિ ? તો તેમ નથી તે ધામમા તે ભોગાદિક ત્રિગુણલક્ષણવાળા નથી કે જેથી અહીંની પેઠે દુ ખમિશ્રિત હોઈ શકે કિંતુ સ્વસ્વરૂપના પ્રાદુર્ભાવને પામેલા, જ્ઞાનૈક ઘન, ચિદ્રૂપ મુક્તોના ભોગ્ય ભોગોપકરણાદિ સર્વ જ્ઞાનમય-અજડ દ્રવ્ય વિશેષરૂપ છે જેમ આ ભૂલોકમા પાચ ભૌતિક દેહયોગવાળાઓને દેહાનુગુણ ભોગસપત્તિ પણ ભૌતિક છે તેમ ભૌતિક દેહયોગે રહિત થએલા, ચૈતન્યૈકરૂપ સ્વસ્વરૂપના પ્રાદુર્ભાવને પામેલા મુક્તોને ભૌતિકપ્રસગજ ક્યાં છે ? કે જેથી દુ ખનો સબન્ધ લાગુ થાય ॥૪૦॥ તે આ ભોગો ભોક્તાઓ ભોગસ્થાનો અને ભોગોપકરણાદિક સર્વે પરબ્રહ્મની દિવ્ય વિભૂતિમા અતર્ગત, પ્રાકૃત સત્ત્વાદિ ગુણોથકી વ્યતીત, માટેજ દિવ્ય, સ્વય પ્રકાશ સ્વરૂપસ્વભાવવાળા, નિત્ય આવિર્ભૂત સત્ય જ્ઞાનાનદ લક્ષણ સ્વસ્વરૂપવાળા, (અવિકારી હોવાથી સત્યસ્વરૂપ, અજડ હોવાથી જ્ઞાનસ્વરૂપ અને અદુ ખ હોવાથી આનદસ્વરૂપ છે ) નિત્ય, નિરૂપમ જાણવા ॥૪૧॥ તે આ મુક્તો ભગવાનની કૃપાથી અપ્રાકૃત ઇન્દ્રિય પ્રાણવાળા, દિવ્ય

तेन्द्रियप्राणा दिव्यालङ्कारवाससः ॥४२॥ कृष्णादेव सुखेच्छास्ति तत्र तेषां न चान्यतः । सुखं समं हि सर्वेभ्यो ददाति स च सर्वदा ॥४३॥ रूपं समृद्धिरैश्वर्यं स्थानं भोगाः सुखानि च । समान्येतानि सर्वेषां सच्चिदानन्दरूपिणाम् ॥४४॥ न्यूनत्वे चाधिकत्वे वा भोगादे-

અલંકાર વસ્ત્રોએ સપન્ન, ભગવત્પરિચર્યાને અનુરૂપ સ્ત્રીપુરૂષ વિભેદથી ભિન્ન દિવ્ય મૂર્તિઓથી વિરાજે છે ॥૪૨॥ તે આ અક્ષરધામમા રહેલા મુક્ત સ્ત્રીપુરૂષો શ્રીકૃષ્ણની પરિચર્યાપરાયણ હોવાથી તેમના અનુભવજન્યજ પરમાનંદને અનુભવે છે (બીજા સુખને અનુભવતા નથી) તેમાં તેઓ વિષે પરસ્પર આનંદમા તારતમ્ય નથી, કારણ કે આનંદ આપનારા નિરવધિક આનંદમય પરમાત્મા છે તે પોતાના આત્માને સર્વને સર્વદા સરખીજ રીતે અનુભવ કરાવે છે ॥૪૩॥ જે હેતુમાટે આ મુક્તો સચ્ચિદાનંદઘન પરમાત્મસ્વરૂપનેજ અનુભવે છે અને પોતે તેમના પ્રસાદથી પ્રાપ્ત થએલા તેમના સાધર્મ્યયોગથી સચ્ચિદાનંદઘન છે, માટેજ એમને સર્વને રૂપ સ્થાન સમૃદ્ધિ આદિકનુ સુખ સમાનજ (ન્યૂનાધિકભાવે વર્તત) છે ॥૪૪॥ તેમા કોઇક 'अहमन्नादोऽहमन्नाद.' એમા કહ્યા-પ્રમાણે બ્રહ્માનૃતપાનથી તૃપ્તિને પામે છે, કોઇક ભગવત્પરિચર્યાએ કરીનેજ તૃપ્તિને પામે છે, કોઇક 'स यदि पितृलोककामो भवति सङ्कल्पादेवास्य पितरः समुत्तिष्ठन्ति' આ શ્રુતિમા કહેલી પ્રક્રિયાએ કરીને પરમાત્મવિભૂતિના અનુભવથી તૃપ્તિને પામે છે, એરીતે કેટલાક મુક્તો ભોગપ્રધાન અને કેટલાક પરિચર્યાપ્રધાન છે. તેમાં ભોગપ્રધાન મુક્તોની ભોગવિવિધતાને લીધે વિવિધતા છે. તે આ બધા મુક્તોના આનંદાશમા તો તુલ્યતા છે, પણ ભોગમા જે ન્યૂનત્વ અધિકત્વ છે તે તો તેમની ઇચ્છાએ કરીનેજ કેવળ છે પણ અન્ય કોઈ (કર્માદિ) કારણથી ક્યારેય પણ નથી પરિચર્યામા રસિક મુક્ત ભોગને અપ્રધાન માને છે, ભોગરસિક મુક્ત પરિચર્યાને અપ્રધાન માને છે, ભોગમાં પણ કેટલાક સાક્ષાત્ ભગવદ્ભોગપરાયણ છે અને કેટલાક તેમની વિભૂત્યાદિકના અનુભવપરાયણ છે અને કેટલાક ભગવદ્દાસતાએ આત્માના અનુભવપરાયણ છે. આ બધાય મુક્તોને

स्तत्र सर्वथा । इच्छैवैकास्ति भोक्तृणां हेतुर्नान्यस्तु कर्हिचित् ॥४५॥ यथा कश्चित्समृद्धोऽपि स्वेच्छयैव नराधिपः । भोगान्भुङ्क्ते न भुङ्क्ते वा तथा तेऽपि निजेच्छया ॥४६॥ न कामवासना तेषां स्त्रीपुंसानां परस्परम् । अस्ति चैकैकरोम्णोऽपि तेषां तेजोऽर्ककोटिवत् ॥४७॥ तादृक्सकलमुक्ताङ्गतेजसोऽप्यधिकं महः । तद्धाम्नो ह्येकदेशस्थं भवतीत्यवगम्यताम् ॥४८॥ तादृशस्यापि तद्धाम्नः सकलं यन्महन्महः । तादृगेकतरस्यास्ति श्रीकृष्णाङ्घ्रिनखस्य वै ॥४९॥ स प्रभुर्द्विभुजस्तत्र राजते श्यामसुन्दरः । निजा-

તેને ભોગ પરિચર્યાદિકમાં સંબન્ધ તો તુલ્ય છે તથાપિ કવચિત્ કવચિત્ ઈચ્છાથી પ્રવૃત્તિ છે, માટે આનંદાંશમાં તારતમ્ય નથી ॥૪૫॥ આ અર્થ દૃષ્ટાંતથી દર્શાવે છે—જેમ કોઈ લોકમાં સમસ્ત સંપદાએ સમૃદ્ધ હોવા છતાં પણ કદાચિત્ સ્વેચ્છાથી ભોગને ભોગવે અને કદાચિત્ ન પણ ભોગવે અથાપિ તે સમાન આનંદે સંપન્ન છે; તેમ બ્રહ્મપુર ધામમાં રહેલા મુક્તોપણ નિજેચ્છાથી ભોગને ભોગવે અને ન પણ ભોગવે એટલામાત્રથી આ લોકમાં રહેલા પ્રાકૃત સ્વર્ગાદિ ભોગમાં જેમ ન્યૂનાધિક ભાવ છે તેમ ન્યૂનાધિક ભાવ નથી ॥૪૬॥ વળી બ્રહ્મપુર ધામમાં વર્તતો જે સ્ત્રીપુરૂષ વિભાગ છે તે આ લોકની પેઠે પરસ્પર કામવાસનાને અનુસરનારો નથી, કારણ કે તે સ્ત્રીપુરૂષ મુક્તો તો ભગવાનનો અનુભવ અને તેમની પરિચર્યાનીજ એક કામનાવાળા વર્તે છે. વળી અક્ષર બ્રહ્મપુરમાં રહેલા મુક્તોના એક એક રોમ કૂપમાંથી નીકળતું તેજ કોટિ સૂર્યમંડળને પણ અતિક્રમ કરે છે ॥૪૭॥ તેવા સમગ્ર મુક્તમંડળનો તેજઃપુંજપણ ભગવાનનું જે અક્ષર નામનું ધામ તેના એક પ્રદેશમાં રહેલો છે ( સમગ્ર મુક્તોના સમુદિત તેજથકી અક્ષરધામનું તેજ અત્યધિક છે ) એમ જાણો ॥૪૮॥ તેવા પણ અક્ષર બ્રહ્મધામનું સમગ્ર મહાતેજ શ્રીકૃષ્ણના ચરણકમળના એકજ નખમાંથી નીકળતા તેજોમાત્રમાં અંતર્ભાવને પામી જાય છે ( અક્ષરના સમસ્ત તેજ થકી ભગવાનના એક નખનું તેજ અત્યધિક છે ) ॥૪૯॥ સર્વના પ્રભુ, શ્યામસુંદર દિવ્ય આકારવાળા, પોતાના શરી-

ज्ञातिमहःपुञ्जावृतत्वाच्छ्वेतदर्शनः ॥५०॥ श्रीदामनन्दप्रमुखैः पार्षदैर्दिव्यविग्रहैः । सेव्यमानः सितच्छत्रचामरादिभिरादरात् ॥५१॥ शिवब्रह्मादिभिर्नैकब्रह्माण्डाधीश्वरैर्नतैः । मुक्तैरन्यैश्चार्च्यमानो गन्धपुष्पांशुकादिभिः ॥५२॥ धर्मेण सह भक्त्या च भगैर्वेदैश्च संस्तुतः । आस्ते राजाधिराजश्रीभगवान् पुरुषोत्तमः ॥५३॥ स च तेषु स्वभक्तेषु दिदृक्षा यस्य यादृशी । येषां स्वाच्छादर्शं तेभ्यो दर्शनं स्वं ददाति हि ॥५४॥ केचिच्चतुर्भुजं केचित्पश्यन्त्यष्टभुजं तथा । केचित्सहस्रबाहुं तं तस्मिन् बृहति धामनि ॥५५॥ यदेतत्परमं धाम श्रीकृष्णस्योदितं जनाः ! । अतर्क्यं तदगम्यं च सदानन्दरसात्मकम् ॥५६॥ तदीया येऽवतारा: स्युस्तेषामेव

રનો જે તેજ:પુંજ તેના ઉત્કર્ષથી વળી શુક્લભાસ્વર દિવ્ય દર્શન જેમનું છે, દ્વિભુજ એવા શ્રીકૃષ્ણભગવાન્ તે અક્ષરના મધ્યમાં વિદ્યોતમાન દિવ્ય મંદિરમાં વિરાજમાન છે ॥૫૦॥ સર્વેશ્વરેશ્વર રાજાધિરાજશ્રી પુરુષોત્તમ ભગવાન્ શ્રીકૃષ્ણ તે ધામમાં દિવ્ય સુંદર શરીરવાળા શ્રીદામા નંદાદિ પાર્ષદોએ હાથમાં ધારેલા શ્વેત છત્ર ચામરાદિવડે આદરથી ઉપસેવન કર્યા થકા અને તે તે બ્રહ્માંડનો અધિપતિ તે તે ભવબ્રહ્માદિ અનેક અધીશ્વરોએ પ્રણામ કર્યા થકા અને અન્ય અનેક મુક્તોએ નિરંતર ગંધ પુષ્પ ધૂપાદિકવડે પૂજા કર્યા થકા અને ભક્તિસહિત ધર્મ તથા જ્ઞાન શક્ત્યાદિરૂપ ભગો તથા મૂર્તિમાન્ ઋગાદિ વેદોએ સદા સ્તુતિ કર્યા થકા સદા વિરાજે છે ॥૫૧-૫૩॥ બૃહત્ ધામમાં રહેલા ભક્તો તે ભગવાનને જેવા દિવ્ય દેહની સ્થિતિવાળા ચતુર્ભુજ કે અષ્ટભુજ કે સહસ્રભુજ જોવાને ઇચ્છે છે તે-તે ભક્તોને તેમની રૂચિને અનુસારે સ્વયં ભગવાન તેમની આગળ આદુર્ભાવ પામીને તે તે રીતે અનુભવ કરાવે છે ॥૫૪-૫૫॥ હે જના: ! જે આ મેં પરબ્રહ્મ શ્રીકૃષ્ણ નારાયણનું બ્રહ્મપુર નામનું પરમ ધામ નિરૂપણ કર્યું તે સદાનંદરસરૂપ છે અને અતર્ક્ય-'આ આવું છે' એમ કેવળ તર્કબુદ્ધિથી કે વિજ્ઞાનબળથી તર્ક કરી શકાય નહિ એવું અને અગમ્ય-કોઇએ પણ પ્રાપ્ત કરી શકાય નહિ એવું છે, પરતુ તે ભગવાન્

ह्युपासया । भक्तेः सधर्मनिरतैस्तत्प्रसादात्तदाप्यते ॥५७॥ इत्येतत्परमं गुह्यं मया ब्रह्मपुरं जनाः ! । युष्मत्प्रीतिवशादद्य संक्षेपेणोपवर्णितम् ॥५८॥ कृष्णाभक्ताय धूर्ताय नास्तिकाय कदाचन । रहस्यमेतद्धो भक्ता ! वक्तव्यं नैव सर्वथा ॥५९॥ सुव्रत उवाच— इत्येतत्परमदयालुना प्रणीतं माहात्म्यं सदसि बृहत्पुरस्य तेन । श्रुत्वा ते सह मुनिभिर्जनाः प्रहर्षं सम्प्राप्य प्रभुमखिला ववन्दिरे तम् ॥६०॥ श्रीकृष्णं ननु भगवन्तमेव ते तं जानन्तस्तदपि च धाम तस्य राजन् ! । निश्चित्याथ च वपुषोऽन्त आत्मलभ्यं तद्ध्येवेत्यपि विविदुः प्रहृष्टचित्ताः ॥६१॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे प्रबोधन्युत्सवे ब्रह्मपुरधामवर्णननामैकचत्वारिंशोऽध्यायः ॥४१॥

શ્રીકૃષ્ણ અને તેમના અવતારોની ધર્મસહિત ઉપાસનાથી શ્રીકૃષ્ણને વિષે ભક્તિરસના ઉત્કર્ષને જેઓ પામ્યા છે તેઓજ તેમના પ્રસાદથી તે ધામને પામે છે ॥૫૬-૫૭॥ હે જનાઃ ! આ પ્રકારે પરમ રહસ્યરૂપ એવું પણ બ્રહ્મપુરનું સ્વરૂપ મેં તમારે વિષે પ્રીતિના પરવશપણાથી આજ તત્ત્વથી સંક્ષેપમાં નિરૂપણ કર્યું. હે ભક્તાઃ ! આ બ્રહ્મપુરનું સ્વરૂપ નાસ્તિક અભક્ત ધૂર્ત જનને કદાપિ સર્વથા નજ કહેવું, કેમકે આ તો અતિ રહસ્ય છે ॥૫૮-૫૯॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! આ પ્રકારે ભગવાન્ શ્રીહરિએ પરમ કૃપા કરીને સભામાં સ્વભક્તોને કહેલું તે આ અક્ષર બ્રહ્મપુરનું માહાત્મ્ય સાંભળીને સર્વે મુનિજનો અને હરિજનો પ્રહર્ષ પામીને પ્રભુ શ્રીહરિને પ્રણામ કરવા મંડ્યા ॥૬૦॥ હે રાજન્ ! તે પછી તે સમસ્ત ભક્તજનો 'તે આ શ્રીહરિકૃષ્ણજ સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાન્ છે' એમ નિશ્ચયથી જાણીને, 'તે આ બ્રહ્મપુર ધામ પણ તે શ્રીહરિકૃષ્ણનુંજ છે' એવો નિશ્ચય કરીને અને 'દેહને અંતે તે અક્ષર ધામજ આપણે પ્રાપ્ય છે' એવો વિનિશ્ચય કરીને મનમાં બહુ હર્ષ પામ્યા ॥૬૧॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...તૃતીયપ્રકરણે પ્રબોધન્યુત્સવે બ્રહ્મપુરધામવર્ણનનામૈકચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૧॥

सुव्रत उवाच—अथाज्ञप्ता भगवता स्वस्ववासान् ययुर्नृप ! । सर्वे भक्ताः प्रभुं नत्वा स चापि निजमन्दिरम् ॥१॥ अनुत्साहा अपि निजान् देशान् गन्तुं जनाश्च ते । हरेराज्ञापरा रात्रौ पाथेयादीनि चक्रिरे ॥२॥ प्रभोः प्रासादिकं वस्तु भृत्वा पेशीषु युक्तितः । तन्मुखान्यप्यसीव्यंस्ते दूरदेशनयाय वै ॥३॥ वस्त्रपात्राध्वभक्ष्यादि कोष्ठलेषु निभृत्य च । योजयित्वा वाहनानि सज्जा आसन्नहर्मुखे ॥४॥ प्रातः कृत्यं विधायैव तुम्बिकाबद्धरज्जवः । सज्जा बभूवुर्मुनयः स्कन्धलम्बितपुस्तकाः ॥५॥ नृपाङ्गणमुपेत्यैव भगव

## [1]અધ્યાય ૪૨ મો.

સુવ્રતઋષિ કહેછે—હે નૃપ ! ત્યારપછી ભગવાને આજ્ઞા આપેલા સમગ્ર ભક્તો પ્રભુને પ્રણામ કરીને પોતપોતાને ઉતારે ગયા ભગવાન પણ પોતાના નિવાસભવને પધાર્યા ॥૧॥ ઉતારે ગએલા તે આ હરિજનો ભગવાનના વિયોગની અસહનતાને લીધે પોતાના દેશોપ્રતિ જવામાટે અનુત્સાહી છે તથાપિ ભગવાનની આજ્ઞાને પરતન્ત્ર હોઇને જવાની ઈચ્છાથી રાત્રિએ પાથેય ( ભાતું ) આદિક તૈયાર કરવા લાગ્યા ॥૨॥ તેઓએ જવાનો દેશ બહુ દૂર હોવાથી પ્રભુના પ્રસાદભૂત શર્કરા આદિક વસ્તુને સરક્ષણ કરવા નાની કોથળીઓમા ભરીને યુક્તિથી તેનાં મુખોપણ સારી રીતે સીવી લીધા ॥૩॥ તે હરિજનો વસ્ત્રો પાત્રો પાથેય આદિક સમગ્ર યાત્રોપકરણોને મોટા કોથળામા ભરી બાંધીને, વાહનોને જોડીને, પરવાના પ્રાત કાળમા પ્રયાણ માટે તૈયાર થઈ ગયા ॥૪॥ દેશાતરમા અજ્ઞ જનોને બોધ આપવા શ્રીહરિએ પ્રથમ આજ્ઞા આપેલા મુનિઓ સ્નાનાદિ પ્રાત કૃત્યને પરિસમાપીને, તુંબિકાઓના મુખમા કૂપાદિક થકી જળ કાઢવામા ઉપયોગી દોરીઓ બાંધી દઇને, અવશ્ય રાખવાના પુસ્તકોને બાંધીને ખભાઉપર લટકતા ધારીને, પ્રયાણસમયે ભગવાનનાં દર્શનની ઉત્કટ,

1 આ અધ્યાયમા મુનિસઘોએ નાનાવિધ યુક્તિ દયાળથી સર્વાધિકપણે કરેલી ભગવાનની સ્તુતિનુ વર્ણન કર્યુ છે

दर्शनोत्सुकाः । तस्थुः सर्वेऽपि विप्राद्याः स्वस्कन्धार्पितयष्टयः ॥६॥ नारायणमुनिः सोऽपि तेभ्यो दर्शनदित्सया । भक्तप्रियोऽश्वमारुह्य निर्ययौ नगराद्बहिः ॥७॥ जनसम्मर्दभीत्येव निर्गच्छन्तं पुराद्बहिः । तमन्वयुर्जनाः सर्वे मुनयः पार्षदास्तथा ॥८॥ क्रोशार्धदूरां नृपतेर्दीर्घिकामेत्य च प्रभुः । भक्तानानन्दयंस्तस्थावश्वारूढः स वर्त्मनि ॥९॥ मुनीनां तत्र यूथानि जनसङ्घाश्च भूरिशः । वृन्दानि योषितां चाशु तं समेत्य ववन्दिरे ॥१०॥ अस्माकं नगरे प्रेष्या मुनयो भगवंस्त्वया । पुनस्ते दर्शनं शीघ्रम-

ઉત્કંઠાથી ઉત્તમ નૃપના ભવનના આગણામાં આવીને ઉભા રહ્યા બીજા બ્રાહ્મણાદિ હરિભક્તો પણ પોતાના ખભાઉપર વાસની લાકડીઓ મુકીને ત્યાં આવીને ઉભા રહ્યા ॥૫-૬॥ ભગવાન્ નારાયણમુનિ પણ પોતાના ભક્તજનોએ ઈચ્છેલું પોતાનું દર્શન તે ભક્તોને આપવામાટે સ્વય અશ્વ ઉપર બેસીને દુર્ગનગર થકી બહાર નિકળ્યા, કેમકે ભગવાન્ ભક્તપ્રિય હોવાથી ભક્તમનોરથના પરિપૂરણનેજ પોતાનું પ્રયોજન માને છે, માટેજ સંઘથી રહેલા તે હજારોહજાર ભક્તોને પોતાના દિવ્ય રૂપનાં દર્શન દેવાની ઇચ્છાથી સમુચિત વિસ્તૃત પ્રદેશને ઇચ્છતા થકા નગર થકી તરત બહાર નિકળી આવ્યા. 'જનોની ભારે ભીડય થઈ જશે' એવા ભય થકીજ શું ? એમ બહાર નીકળેલા તે આ ભગવાનની પાછળ સર્વે હરિજનો મુનિજનો તથા પાર્ષદો ચાલી નીકળ્યા ॥૭-૮॥ નગરથકી બહાર નીકળેલા પ્રભુ શ્રીહરિ નગરથકી અર્ધો કોશ દૂર પ્રદેશમાં વર્તતી ઉત્તમ નૃપતિની વાવ્ય (રાધા નામની)ને પામીને સમગ્ર ભક્તોને આનંદ આપવા અશ્વ ઉપર બેસીનેજ માર્ગના સમીપ પ્રદેશમાં ઉભા રહ્યા ॥૯॥ તે સમયે ત્યાં તત્ક્ષણ મુનિમંડળો સોએસો આવીને ભગવાનને પ્રણામ કરવા લાગ્યાં તથા હરિભક્ત સ્ત્રીપુરૂષોના અનેક સંઘો ત્યાં તત્કાળ આવીને ભગવાનને પ્રણામ કરવા લાગ્યા. તેમાં સત્સંગિજનો એમ પ્રાર્થના કરવા લાગ્યા કે- હે ભગવન્ ! અમોને સદુપદેશથી કૃતાર્થ કરવા આપે આપના મુનિઓ અમારા ગામ નગરો પ્રતિ મોકલવા તથા આપનું દર્શન અમોને ફરીથી

स्त्विति प्रार्थयन् जनाः ॥११॥ प्रजिष्यन्तोऽथ मुनयो नानादेशां-स्तदाज्ञया । बद्धाञ्जलिपुटाः प्रीत्या तं प्रणम्य च तुष्टुवुः ॥१२॥ मुनय ऊचुः—स्वामिस्त्वं परमेश्वरश्च परमं ब्रह्मासि वेदोदितं धृत्वादौ पुरुषाकृतिं विधिमरीच्यादिक्रमेणाखिलम् । विश्वं

જલદી જેમ થાય તેમ અમારી ઉપર અનુગ્રહ કરવો ॥૧૦-૧૧॥ તેપછી શ્રીહરિની આજ્ઞાથી નાનાદેશો પ્રત્યે પ્રયાણ કરશે એવા મુનિઓ શ્રીહરિને પ્રણામ કરીને બે હાથ જોડીને પ્રીતિથી સ્તુતિ કરવા લાગ્યા ॥૧૨॥

મુનિઓ સ્તુતિ કરેછે—હે સ્વામિન્ !—અમો સર્વે આપના શેષભૂત (પરતંત્ર) દાસ છીએ અને આપ અમારા શેષી સ્વામી છો, કેવળ અમારા સ્વામી છો એટલુંજ નહિ કિંતુ આ સમસ્ત જગતના આપ સ્વામી છો, 'पतिं विश्वस्य' એવી શ્રુતિ છે. 'स्वरश्मात्मनि सञ्जातं स्वामित्वं ब्रह्मणि स्थितं' 'दासभूताः स्वतः सर्वे ह्यात्मानः परमात्मनः' 'एक एव हरिः स्वामिशब्दवाच्योऽस्ति सर्वथा' એવી સ્મૃતિ છે. સર્વેના સ્વામી આપને લીધે અમો સનાથ થઇને અમો ધન્યશાળી થયા છીએ. વળી વેદોદિત પરમેશ્વર આપજ છો–'तमीश्वराणां परमं महेश्वरम्' ઈત્યાદિ શ્રુતિમાં ઈશ્વર બ્રહ્માદિકના પણ ઈશ્વરપણે શ્રવણ થતા પરમેશ્વર આપજ એક છો. વળી વેદોદિત પરબ્રહ્મ આપજ છો– 'यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यत्प्रयन्त्यभिसंविशन्ति' ઈત્યાદિ વેદાંત વાક્યોએ પરંબ્રહ્મપણે તેમનાં અસાધારણ લક્ષણોવડે નિરૂપણ કરેલા આપજ છો આવા સર્વેના સ્વામી પરંબ્રહ્મ પરમેશ્વર આપજ પ્રથમ પુરૂષરૂપે (પુરૂષ-સૂક્ત પ્રતિપાદ્ય પુરૂષરૂપે) પ્રાદુર્ભાવ પામીને બ્રહ્મા, તેના પુત્ર મરીચિ, તેના પુત્ર કશ્યપ, આવા અનુક્રમથી સ્થાવર જંગમાત્મક આ સમસ્ત (વ્યષ્ટિરૂપ) વિશ્વને સર્જો છો સૃષ્ટિમાં અન્ય ઉપકરણની આપને અપેક્ષા નથી, કેમકે પોતાની શક્તિથીજ આપ સર્જો છો. સર્ગમાં જે આ કાળ અદૃષ્ટાદિ સહકારિ કારણ કહેવાય છે તે પણ તમારીજ શક્તિ છે, સર્વે શરીરી આપનું તે પણ શરીર છે, માટે તે તમારૂં કાર્યોપયોગી અપૃથક્-સિદ્ધ વિશેષણ થાય છે, તેથી તે તમારી શક્તિજ કહેવાય અથવા–'परा-

स्थावरजङ्गमात्मकमिदं शक्त्या सृजस्यात्मनः पातुं तत्तिमिकूर्मशूकरमुखा धत्से स्वतन्त्रस्तनूः ॥१३॥ देवान्साधुजनांश्च धर्ममितो रक्षंश्च धर्मद्रुहो दैत्यान्हंसि धृताकृतिः प्रतियुगं धर्मप्रि-

ऽस्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च' આ શ્રુતિએ નિરૂપણ કરેલી પોતાને અસાધારણ (પોતા વિષે નિત્ય વર્તતી) વિચિત્ર શક્તિએ યુક્ત એવા આપનું જે આ વિચિત્ર જગતનું નિર્માણ છે તે અનાયાસસાધ્ય છે, એવા અભિપ્રાયથી 'शक्त्याऽऽत्मनः' એમ કહેછે. અથવા 'आत्मनः' આ પદ પંચમી વિભક્ત્યંત લેવું, અર્થ એવો કરવો કે-પોતાથકી આ જગતને સ્વશક્તિથી પ્રથમ સર્જો છો. 'सृजसि' આ નિર્દેશથી નિમિત્તકારણત્વ, 'आत्मनः' આ પચમ્યંત નિર્દેશથી ઉપાદાનકારણત્વ, 'शक्त्या' આ નિર્દેશથી સહકારિકારણત્વ સિદ્ધ થાય છે, તો એરીતે સર્વવિધકારણપણું આપનુંજ સિદ્ધ થાય છે, એટલું તાત્પર્ય છે. સૂક્ષ્મ ચિત્ અચિતે વિશિષ્ટ એવા આત્માથકી આ સ્થૂળ વિશ્વનો આવિર્ભાવ કરે છે, એમ કહેવાથી ઉપાદાનકારણપણાની ઉપપત્તિ થાય છે. 'सृजसि' આ પદનો આવૃત્તિથી અન્વય લેતાં, 'પ્રથમ પોતાથકી મહદાદિ અંડાંત આ જગતને શક્તિવડે સર્જો છો' એમ કહેવાથી સમષ્ટિસૃષ્ટિ કહી અને 'પુરૂષાકૃતિને ધારીને વિધિ મરીચ્યાદિ ક્રમથી આ સ્થાવર જંગમ વિશ્વને સર્જો છો' એમ કહેવાથી વ્યષ્ટિસૃષ્ટિ કહી. એરીતે તમો સમષ્ટિસૃષ્ટિ તથા વ્યષ્ટિસૃષ્ટિના કારણ છો. સર્જેલા આ વિશ્વમાં અનુપ્રવેશ કરીને અંતર્યામિરૂપે રહીને તેનું રક્ષણ કરતા થકા પણ તે તે સમયે આ જગતને આવી પડતા ઉપદ્રવની નિવૃત્તિમાટે તમોજ સ્વતંત્રપણે મત્સ્ય કૂર્મ વરાહ વિગેરે અવતારોને ધારણ કરો છો ॥૧૩॥ હે વિભો! ધર્મપ્રિય આપનું ધર્મરક્ષણજ પરમ કૃત્ય છે, માટેજ ધર્મનિષ્ઠ દેવો અને સાધુજનોનું ધર્મવિરોધી અસુરો થકી સંરક્ષણ કરવા યુગયુગમાં રામ કૃષ્ણાદિ દિવ્યાકારને ધારણ કરીને, ધર્મવિરોધી દૈત્યોને હણીને ધર્મનિષ્ઠ જનો અને તેમણે પાળવાના ધર્મનું સર્વથા સંરક્ષણ કરો છો. તે અવતારરૂપ સમસ્ત દિવ્ય મૂર્તિઓ તમારાજ દિવ્ય અસાધારણ ઐશ્વર્યે સદા સંપન્ન છે અને પોતાને

यस्त्वं विभो ! । सर्वास्तास्तनवस्तवाखिलनिजैश्वर्येण युक्तास्तथा चक्राद्यायुधदर्शितातिमहसः सन्ति प्रतापश्रुताः ॥१४॥
मूर्तिस्ते भगवन्नियं त्विह नृणामज्ञानविच्छित्तये जाग्रत्स्वप्नसुषुप्तिभिः परिहृताऽवस्थाभिरब्जेक्षण ! । धर्मं पारमहंस्यमेव दधती ब्रह्मस्वरूपस्थितिरुन्निद्रा भवपाशमोचनकरी वर्वर्ति सर्वोपरि ॥१५॥

અસાધારણ સુદર્શનાદિ દિવ્ય આયુધોએ પ્રકાશ્યમાન દિવ્ય તેજે સંપન્ન છે અને પોતાના પ્રતાપથી પ્રખ્યાત છે તે મૂર્તિઓ પ્રાકૃત નથી ॥૧૪॥ હે કમળનયન ભગવન્ ! જે આ આપે હમણાં પરમ કૃપાથી અમારા પ્રત્યક્ષપથને પમાડેલી દિવ્ય મૂર્તિ છે, તે આ દિવ્ય મૂર્તિ તો આ લોકમા વર્તતા મનુષ્યોના અનાદિ અજ્ઞાનની નિવૃત્તિમાટે પ્રકટેલી છે-અજ્ઞાનથકી પ્રબળ આસુરવર્ગ કોઈ પણ નથી, દિવ્યાયુધ સુદર્શનાદિકની પણ એના નિવારણમાં શક્તિ નથી, તે આ આસુરવિશેષ અજ્ઞાનની વિચ્છિત્તિમાટે આપે સાક્ષાત્ તે આ દિવ્યાકૃતિ કૃપાથી હમણાં અમારા નયનગોચર કરી છે. ઇતર મનુષ્યને સમાનપણે જણાતી પણ આ મૂર્તિ સત્ત્વાદિ ગુણના કાર્યભૂત જાગ્રતાદિ ત્રણ અવસ્થાએ રહિત દિવ્યજ વર્તે છે. વળી આ મૂર્તિ પારમહંસ્ય ધર્મ જે પરમહંસોના પરમગુરૂ શ્રીનરનારાયણાદિકને પ્રિય અહિંસા ઉપશમ તપાદિરૂપ સદાચાર છે તેને જગતમાં સુદૃઢ કરવા સ્વયં એજ ધર્મને ધારણ કરી રહેલી વર્તે છે. શસ્ત્રથી જેનું નિરાકરણ થઈ શકતું હોય તેના નિરાકરણ માટે ધારેલા અવતારમા શસ્ત્રધારિપણું અપેક્ષિત છે. ( શિશુપાલાદિ દૈત્યોના હનનમાં આ પ્રસિદ્ધ છે ) પારમહંસ્ય ધર્મથીજ એક વિનિવારણ કરવા યોગ્ય અજ્ઞાનની નિવૃત્તિમાટે પ્રવર્તેલા આ અવતારે પારમહંસ્ય ધર્મધારી થવુંજ જોઇએ. માટે જેવું જે નિવર્તનીય હોય તેને અનુગુણ સાધનનો આ પરિગ્રહ યુક્ત છે. અજ્ઞાન તો શસ્ત્રથી નિવર્તનીય નથી કિંતુ પારમહંસ્ય ધર્મથીજ નિવર્તનીય છે માટે તેનોજ આ મૂર્તિએ પરિગ્રહ કર્યો છે, માટેજ આ મૂર્તિની પોતાને અસાધારણ બ્રહ્મસ્વરૂપમા સ્થિતિ વર્તે છે, માટેજ ઉન્નિદ્રા-તમના વિરોધિ સ્વભાવવાળી, વાસના જેનું લક્ષણ છે એના સમર્થ ભવપાશને વિનાશ કરનારી, સમસ્ત અવતારો

श्रद्धा शान्तिरतिक्षमा निपुणता लज्जा तितिक्षा दया तुष्टिर्मैत्र्यभयं शमो दमतपो विद्या नयः सत्क्रिया । वैराग्योपरती विवेकविनयावष्टाङ्गयोगः स्मृतिरैश्वर्याणि महान्ति सन्ति भगवन्नेतानि मूर्ताविह ॥१६॥ निष्कामत्वमनन्यसाध्यमुरुधा निःस्वादनिर्लोभते निःस्नेहत्वममानिता विमदता ज्ञानं च विज्ञानयुक् । इत्याद्याः

થકી અત્યુત્કૃષ્ટપણે વિરાજે છે ॥૧૫॥ હે ભગવન્ ! આપની આ દિવ્ય મૂર્તિમાં શ્રદ્ધા શાંતિ ક્ષમા નિપુણતા લજ્જા તિતિક્ષા દયા તુષ્ટિ મૈત્રી અભય શમ દમ તપ વિદ્યા નીતિ સત્ક્રિયા વૈરાગ્ય ઉપરતિ વિવેક વિનય વિગેરે દિવ્ય ગુણો, અષ્ટાંગયોગ, (નિષ્પન્ન સમાધિપણારૂપ) સ્મૃતિ-ભૂતભવિષ્યાદિ અખિલ અર્થોના જ્ઞાનનું સામર્થ્ય અને અણિમાદિ મહાઐશ્વર્યો સન્તિ-વર્તે છે. આ સ્થળે 'સન્તિ' પદથી કહેલી સત્તા તો પ્રયોજ્યપ્રયોજક ભાવથી સમજવી. શ્રદ્ધાદિ ગુણો ભગવાનને વિષે વર્તે છે એમ કહેવામાં કશું સ્વારસ્ય નથી માટે આ ગુણો પ્રયોજ્ય છે અને ભગવાન્ પ્રયોજક છે, એટલે અર્થ એવો થયો કે આ શ્રદ્ધાદિ સર્વે આપની દિવ્ય મૂર્તિને અધીન સત્તાવાળું છે (શ્રદ્ધા શાંતિ આદિકના સંપાદન માટે અન્ય સાધનના શોધનની અપેક્ષા નથી આ સર્વ શાંત્યાદિ ગુણગણ આજ મૂર્તિના અનુધ્યાનથી આવી મળે છે. આ મૂર્તિના અનુસ્મરણથીજ શ્રદ્ધાદિ સર્વેની સિદ્ધિ થાય છે, એવો ભાવ છે) અથવા જે આ શ્રદ્ધા આદિ જેમાં છે અને અષ્ટાંગયોગ અતે જેમાં છે એવો નિઃશ્રેયસનો ઉપાયવર્ગ છે તથા જે અણિમાદિ યોગસિદ્ધિરૂપ ઐશ્વર્યો છે તે આ સર્વે આપની આ દિવ્ય મૂર્તિમાં નિત્ય પ્રાદુર્ભૂત વર્તે છે, નિઃશ્રેયસ આપવા પ્રકટ થએલા આપ તેમાં ઉપયોગી આ સર્વ ગુણગણ સદૈવ પ્રકાશ કરો છો, એવો તેનો આશય સમજવો. પ્રથમ પક્ષમાં શ્રદ્ધાદિગુણો ભગવન્મૂર્તિના ધ્યાનથી આવે છે એવો અર્થ છે અને દ્વિતીય પક્ષમાં શ્રદ્ધાદિ ગુણો ભગવત્મૂર્તિમાં અખંડ અનુવર્તે છે એવો અર્થ છે ॥૧૬॥ હે ભગવન્ ! અનન્યસાધ્ય નિષ્કામતા નિઃસ્વાદતા નિર્લોભતા નિઃસ્નેહતા નિર્માનિતા નિર્મદતા જ્ઞાનવિજ્ઞાન સહિતતા, ઈત્યાદિ આપનાજ સહજ શક્તિ

खलु शक्यस्तु भगवन्मूर्त्याऽनयाऽऽविष्कृतास्त्वन्या नापरयाऽस्त्यतो मुनिवरब्रह्मादिसेव्या त्वियम् ॥१७॥ येऽत्रात्मीयकुकर्मतो भुवि नरा जाताश्च नीता वशं सर्गेणाल्पमधर्मजेन भगवंस्तान्दुर्निवार्यात्ततः । को वा मोचयितुं क्षमस्त्वदपरो दैत्यांशपाषण्डिनां शास्त्रैः कल्पितयुक्तितर्कनिवहैर्यस्भ्रस्यमाणान्भुवि ॥१८॥ स्वीयान् पासि सदा ह्यधर्मजकुलात्त्वं दम्भमायाकलिर्हिंसाक्रोधदुरुक्तिमृ-

---

વિશેષો છે, તે આપના અનુગ્રહવિશેષથીજ કોઇકજ આવી જાતના ગુણવિશેષને પામે છે. આપ હમણાં અનન્યસાધારણ નિષ્કામતાદિરૂપ શક્તિઓને આ મૂર્તિવિશેષમાં પ્રકાશ કરતા થકા પ્રકટ થયા છો. આવા ગુણો અન્ય અવતારે આવી રીતે આવિષ્કાર કર્યા નથી. માટે આ દિવ્ય મૂર્તિજ ઉક્ત ગુણની પ્રાપ્તિમાટે મુનિવરો તથા બ્રહ્માદિ સર્વેએ સેવનીય છે ॥૧૭॥ હે ભગવન્ ! જે નરો સુકૃતના ફળભૂત માનવ જન્મને પામીને પણ પોતાના પ્રબળતર પાપના પરિપાકે અધર્મવંશભૂત લોભ ક્રોધ કામાદિકના અત્યંત વશપણાને પમાડેલા છે અને આસુરાંશભૂત પાષંડિગુરૂઓના સહવાસને પામીને તેમણે ઉપદેશ કરેલાં અસચ્છાસ્ત્રોમાં મળી આવતા, કુકલ્પનાજ એક મૂળ જેમાં છે એવા અસત્ અનેક તર્કોએ કરીને વ્યાકુળ બુદ્ધિવાળા હોઇને અસન્માર્ગમાં વારંવાર ભમ્યા કરતા છે, આવા તે દુર્જનોને પણ પોતાના દિવ્ય તેજથી પોતાવિષે અભિમુખ કરીને, તે દુર્નિવાર્ય અધર્મવશ થકી અને પાખંડિઓના અસત્ તર્કરૂપ કંટકમય અસન્માર્ગે થકી પાછા વાળીને, જ્ઞાન વૈરાગ્યાદિ સંપાદન કરાવીને ભવસાગર થકી પાર ઉતારવા આપના થકી બીજો કોણ સમર્થ થાય ? કોઈ પણ નહિ ॥૧૮॥ હે હરે ! જેઓ પુણ્યપરિપાકથી સ્વતઃ તમારે અભિમુખ થઇને તમારા ચરણના શરણને પામ્યા છે તે આત્મીય જનોનું દંભ માયા કળિ હિંસા ક્રોધ દુરુક્તિ મૃત્યુ શઠતા વ્યામોહ વિગેરે મુખ્ય જેમા છે એવા અધર્મકુળ થકી અને અવિદ્યાના કાર્યભૂત તામિસ્ર અંધતામિસ્ર તમ મોહ મહાતમ આ પંચક થકી પણ નિરંતર તમો રક્ષણ કરો છો અર્થાત્ તેમની અનાદિકાળથી અનુવર્તતી વિપરીત વાસનાને નિરવશેષ વિનાશ કરીને,

त्युनिकृतिव्यामोहमुख्याज्ञनान् । तामिस्रादिमपञ्चकादपि च तानाविद्यकात्पालयन्नष्टं पारमहंस्यमात्ममहसा धर्मं मुदाऽवप्रथः ॥१९॥ ये केचिद्गुरवोऽत्र वैन्यमखरुद्शक्रात्तहाताकृवीर्विभ्राणा धनलोलुपा विनियमा जैह्वे च शैश्ने रताः । शास्त्रार्थांश्च कुतर्कयुक्त्यभिहतान्स्वान्बोधयन्तो जनांस्तेऽद्य त्वन्महसा तमांसि तरणेर्भासेव यान्ति क्षयम् ॥२०॥ लोकेऽस्मिन्हि नराः स्त्रियश्च कलिना कामेन चाप्यर्दिताः सर्वे वानरतुल्यतामुपगताः सन्ति प्रभो !

પ્રમાદથી પણ પ્રવર્તતા અધર્મવંશ પ્રસંગને દૂર કરીને, કુસંગદોષથી કદાચિત્ ઉદ્ભવનારા તામિસ્રાદિ ભયને ટાળીને, ધર્મ જ્ઞાન ભક્તિની અભિવૃદ્ધિ કરતા થકા પોતેજ દત્તાવધાન (મન દઈને) થઈ તમો રક્ષા કરો છો. એરીતે કાળબળથી નષ્ટપ્રાય થએલા પારમહંસ્ય ધર્મને પોતાના પ્રતાપથી પૃથ્વીઉપર આપ ઉત્સાહથી વિસ્તારો છો ॥૧૯॥ પૃથુરાજાના સોમા અશ્વમેધ યજ્ઞના ભંગમાટે પ્રવર્તેલા ઇન્દ્રે પરિગ્રહ કરેલા અને કાર્ય કરી રહેતાં પછીથી પરિત્યાગ કરેલા વિવિધ પાખંડવેષોને લોકોને ઠગવા માટે ધારી રહેલા, પોતાને અસાધારણ ગુરૂપદને પ્રખ્યાપન કરતા, ધનનારીના અપહરણપરાયણ, શૌચાદિ નિયમોએ વર્જીત, રસના ઉપસ્થના તર્પણમાંજ એક પ્રવર્તેલા, સચ્છાસ્ત્રાર્થોને ઉપઘાત કરનારા કુતર્ક જાળનેજ પોતાના આશ્રયમા આવેલા જનોને બોધ કરતા, ભૂમિ ઉપર સદ્ધર્મનો ઉપઘાત કરનારા જે કોઈ ભટકે છે તે અસુર ગુરૂઓને પોતાના પ્રતાપથી ઉદય પામેલો સૂર્ય અંધકારનેજ જેમ એમ તત્ક્ષણ તમો પ્રણાશ કરો છો ॥૨૦॥ હે પ્રભો ! આ લોકમાં પ્રાય. નરનારીઓ અધર્મબન્ધુ કલિયુગ અને અધર્મસર્ગભૂત કામે પરાભવ પમાડેલા, માટેજ પરસ્પર ભ્રાતૃભગિનીભાવ ભર્તૃભાર્યાભાવ આદિકને ઉલ્લંઘન કરીને વાનરસમાન યથેષ્ટાચારી થઈ નિર્લજ્જ વર્તે છે. બ્રહ્માને પણ ભક્ષણ કરી જવા અભિમુખ દોડી આવેલા યક્ષોજ જેમ એમ હમણાં નરો પ્રાયઃ મર્યાદા મુકીને પૂજ્યને પણ ભક્ષણ કરવા અભિમુખ દોડી આવે છે, અર્થાત્ પરદ્રવ્યના ઉપભોગ અર્થે પરપ્રાણના અપહરણપર્યંત પણ પ્રવર્તે છે. અને હાલમાં

निस्त्रपाः । यक्षा अत्तुमिव द्रुता विधिमपि प्रायो नराः साम्प्रत स्वैरिण्यादय एव सन्ति वनितास्त्रेधा बलास्योद्भवाः ॥२१॥ तांस्तान्कृपया त्वमेव सदय ! त्रातुं समर्थोऽसि वै प्रागुक्तान्स्वसमानशीलिन इमे यस्माद्भजन्ते गुरून्। प्रायः शिष्यपरम्परां तु गुरवो धावन्त्यदेया यथा ब्रह्माणं जघनोद्भवाः खलु गतिस्तेषां कथं स्याच्छुभा ॥२२॥ ईदृक्पातकदुर्विधान् हृतधियस्तान् सम्पदाऽऽसुर्यया ऋद्धान्संसृतिकष्टतस्त्वमवितुं स्वैश्वर्यमाविष्कुर । दैवीं

---

વનિતાઓ પણ બળ નામના દૈત્યના મુખથકી ઉત્પન્ન થએલી ત્રણ પ્રકારની સ્વૈરિણી આદિકજ છે (એજ આ રીતે મૂર્તિમાન્ થઈ આવી છે) જે નારી સમાન વર્ણમા પ્રીતિવાળી તે સ્વૈરિણી કહી છે, જે અસવર્ણમા પણ રૂચિવાળી તે કામિની કહી છે. તેમા પણ જે અતિ ચંચળ હોય તે પુંશ્ચલી કહી છે ॥૨૧॥ હે સદય ! તે આ દુર્બુદ્ધિ જનો પૂર્વોક્ત સમાન સ્વભાવવાળા ગુરૂઓનો આશ્રય કરે છે, જે ગુરૂઓતો પરંપરા ક્રમથી ગુરૂપીઠને પામીને, પીઠલાભને કામોપભોગમાટેજ માનીને, વિષયોપભોગમાટે શિષ્યપરંપરામાજ જઘનમાથી જન્મેલા અસુરો મૈથુન માટે પિતા બ્રહ્માની પાછળજ જેમ દોડી આવ્યા હતા તેમ માહાત્મ્ય દર્શનપૂર્વક મૈથુન માટે નિર્લજ્જ થઈને દોડાદોડ્ય કર્યા કરે છે આવા ગુરૂશિષ્યોની શુભ ગતિ કેમ થાય ? નજ થાય માટે કામાન્ધ વાનરાચાર એવા પણ તે જનોને તમો એકજ કૃપા કરીને પોતાના પ્રભાવમાત્રથી પોતાને સન્મુખ કરીને, જ્ઞાન વૈરાગ્યાદિ ઉપજાવીને કલિકામાદિક થકી રક્ષણ કરવા સમર્થ છો ॥૨૨॥ આવા પાતકોએ કરીને દુર્ગતિને પામનારા, આસુરી સંપદાએ સંપન્ન, નષ્ટ બુદ્ધિવાળા જનોનું સમુજ્જીવન કોઈ પણ પ્રકારે નજ થાય, કારણ કે તેઓ આપના નિગ્રહપાત્રભૂત થયા છે, '*क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु*' એમ આપે પૂર્વે કહ્યુ છે આવાઓ ઉપર પણ હમણા આપ મનમા દયા લાવીને પોતાનાજ સાક્ષાત્ રૂપથી પ્રાદુર્ભૂત થઈને પોતાના અસાધારણ ઐશ્વર્યને પ્રકટ કરો છો માટે તમો તેજ પરમ કૃપાથી તેવા અસુરજનોના સમુજ્જીવન માટે પોતાના ઐશ્વ

**सम्पदमाश्रितांस्तु भगवंस्त्वद्भक्तिबोधोद्यताः सद्यः साधव एव धाम परमं ते प्रापयन्ति क्षितौ ॥२३॥ सच्छास्त्रीयपदैश्च युक्तिसहितैस्तान्सत्पथं बोधयन्नन्तर्यामितया तदीयहृदयाभीष्टांश्च देवा-**

र्यने આવિષ્કાર કરી. 'તમો પણ સમર્થ છો ? તો તેમનું સમુજ્જીવન તમો કરો' એમ જો આપ કહેતા હો તો અમો કહીએ છીએ કે–હે ભગવન્ ! પૃથ્વી ઉપર જે કોઈ દૈવી સંપદાને આશરેલા છે તેઓના સમુજ્જીવનને તો તમારા અનન્યભક્ત સાધુઓજ તમારા સંબન્ધવાળા ભક્તિયોગાદિકના ઉપદેશથી કરાવશે અને તેઓને તમારી ભક્તિથી તમારા પરમ ધામપ્રતિ તત્કાળ પહોચાડશે, કારણ કે દૈવીસંપદાએ સંપન્ન જનોને સાધુઓ ઉપર અને સદુપદેશમાં આદર સહજ વર્તે છે, અસુરજનો તો પ્રકૃતિથી તેમાં વિદ્વેષી હોય છે, માટે તેમનું સમુજ્જીવન તો તમારા ઐશ્વર્યને આધીન છે. તેવા અસુર જનોના સંમુજ્જીવનમાં સંતો સમર્થ નથી માટે તેતો તમારેજ કરવું ॥૨૩॥ 'क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु' એમ ભગવાનેજ નિગ્રહના પાત્રપણે કહેલાઓનું સમુજ્જીવન કેમ ઘટે ? એવી તો શંકા નજ કરવી. જેનોજ અધોગતિ આપવાનો સંકલ્પ હોય તેનોજ જો ફરી ઉર્ધ્વગતિ આપવાનો સંકલ્પ થાય તો તેઓનું સમુજ્જીવન કેમ ન ઘટે ? ઘટેજ. જો સંકલ્પને ફેરવે તો અવ્યવસ્થિત સ્થિતિવાળા ગણાય ? તો તેમ નથી. સર્વેશ્વર હોવાથી પ્રશાસન પથમાં સતત જાગરૂક રહેનારાપણુ નિરવધિ કૃપાનિધિ ભગવાનનો જે કૃપાતિશય છે, તે સ્વાભાવિક પોષ્યપોષક ભાવ( જીવો પોષ્ય છે અને ભગવાન પોષક છે આ ભાવ સ્વાભાવિક છે )ને સમુદ્બોધ ( અનુસ્મરણ ) કરાવીને, તેથીજ સંકલ્પેલા દંડથકી ભગવાનને વિમુખ કરાવીને સંરક્ષણના ઉપાયમાં પ્રવૃત્તિને કરાવે. તો આ ભગવાનનો અવતાર ઈતર અવતારોની અપેક્ષાએ અત્યત વિલક્ષણ, આસુરસંરક્ષણનો એકાંતિક છે, આ અર્થને સ્પષ્ટ જણાવા માટે હવે કહે છે—હે વિભો ! તમો અત્યંત વિમુખ, પ્રકૃતિથી વિદ્વેષી એવા પણ અસુરજનોને કેવળ કૃપાથીજ સમુજ્જીવિત કરવા પ્રથમ તેમના ચાક્ષુષ અને માનસ પ્રત્યક્ષમાં તેમને તેમને અભીષ્ટ

न्विदन् । तत्तन्मूर्तिधरो मनांसि सहसा स्वस्मिंस्त्वमाकर्षयन्नैश्वर्येण निजेन तद्धृदयगो भूयाः समाधौ विभो ! ॥२४॥ ऐश्वर्यं महदेतदेव तव वै प्रोक्तं ह्यसाधारणं दुष्टानामपि यन्मनोनियमनं मूर्तौ तव स्याद्द्रुतम् । कामाहङ्कृतिकोपमत्सरमुखैर्दैत्यैर्हतैस्त्वद्यशः

તે તે દેવોરૂપે સન્નિધિ આપીને તેમના મનને પોતાવિષે આકર્ષણ કરીને પોતાને સન્મુખ કરો છો અતર્યામી આપને તેમના હૃદયને પ્રિય તે તે દેવોના સ્વરૂપાદિકનું વિજ્ઞાન દુર્ઘટ નથી એરીતે પોતાવિષે આભિમુખ્ય સંપાદન કરીને, તે પછી સચ્છાસ્ત્રનુ તાત્પર્ય યુક્તિપૂર્વક નિરૂપણ કરીને, પોતાના અસાધારણ ઐશ્વર્યથી તેઓના મનને આકર્ષીને પોતાવિષે પ્રેમ રસપૂર્ણ કરીને અનાયાસથી સમાધિ સંપાદન કરાવીને તે સમાધિસમયે સ્વાસાધારણ દિવ્ય રૂપને પ્રકાશ પણ કરો છો, માટે અમો એજ પ્રાર્થના કરીએ છીએ કે-એજ રીતે તે સર્વને અભિમુખ કરીને સદર્થનો અવબોધ આપીને, તેમના મનને એકદમ આકર્ષણ કરીને, તેથી તેમને થએલી સમાધિમા આપ આવિર્ભાવ પામો સર્વતનુ આપ ભગવાનનુ તેતે ઈષ્ટદેવો રૂપે પ્રથમ જે પ્રકાશન છે તે વિમુખોને અભિમુખ કરવામાત્ર માટે છે જેમ વેદનુ નિસ્ત્રૈગુણ્યમાં પરમ તાત્પર્ય છે છતા પણ જનોને પોતાવિષે અભિમુખ કરવા ત્રૈગુણ્યવિષયપણુ છે તેમ ॥૨૪॥ હે સ્વામિન્ ! સહસ્ર શસ્ત્રોવડે પણ જેનો વિનાશ શક્ય નથી, અધર્મવંશમા મુખ્ય એવા કામ અહંકાર કોપ મત્સર આદિક આંતર આસુરોના વિના શરૂપ તમારેજ અસાધારણ જે આ યશ છે તે પૂર્વે કરેલા દિતિસુત હિરણ્યાક્ષાદિ આદ્ય દૈત્યોના વિદારણ થકી પણ અત્યંત શ્રેષ્ઠપણે જગતમા પ્રખ્યાતિ પામ્યુ છે અને પ્રખ્યાતિને પામશે, કારણ કે આ કામાદિ આંતર અસુરોના વિનાશથી ઉક્તવિધ દુષ્ટ જનોના પણ મનનુ પરબ્રહ્મ આપને વિષે એકદમ નિયમન થઈ જાય છે આજ તમારૂં અતિશયિત અસાધારણ ઐશ્વર્ય છે કેટલાએક અસુરોનો વિનાશ તો આપના પ્રતાપથી ઈન્દ્રાદિ દેવો પણ કરી શકે છે અસુરોના અસુરપણાને કરનારા જે કામાદિ દૈત્યો છે તેમનુ હનન તો તમોએજ એક સાધ્ય છે,

पुत्राणां हननाद्दितेरतितरां ख्यातं भविष्यत्यपि ॥२५॥ दैत्या ये बलिनो हिरण्यकशिपुमाधानिकाश्चात्मनो रूपैर्दिक्पतिचन्द्रभास्कररमुखैर्यज्ञेषु भागग्रहाः । स्वीयं तेऽपि मनो न यन्तुमशकन्कामक्रुधाद्यैर्भृशं क्लिष्टास्तद्भगवंस्त्वमान्तररिपून्निघ्नन्नसीशेश्वरः ॥२६॥ कर्तुं नैव पराभवं तव तु ते किञ्चित्कथञ्चित्कचित्कामाद्या बलिनोऽपि वैरिण इमे शक्ता भवन्ति प्रभो ! । यस्मात्त्वत्पदसेवका अपि च ये जेतुं समर्था न तान्साक्षात्तर्हि परात्परे भगवति

એવો ભાવાર્થ છે ॥૨૫॥ આજ અર્થને સ્પષ્ટપણે કહે છે—હે ભગવન્ ! જે હિરણ્યકશિપુપ્રમુખ દૈત્યેન્દ્રો પોતાના બળથી ઇન્દ્રાદિ દેવોને ત્રાસ પમાડીને, ત્રિલોકીનું મહાઐશ્વર્ય પામીને, તે તે લોકમાં પ્રવર્તતા યજ્ઞોમાં સૂર્ય ચંદ્રાદિરૂપથી પોતે સન્નિધિ આપીને સ્વયં તેમના હવિર્ભાગને અપહરણ કરનારા હતા, તેઓ પણ અધર્મવંશીય આભ્યંતર કામ ક્રોધાદિરૂપ આસુરોને જીતવામાટે નજ સમર્થ થયા હતા માટે તેમણે પણ દુર્જય એવા આ અત શત્રુ કામ ક્રોધાદિકનો વિનાશ કરવાથી તમોજ સર્વેશ્વરેશ્વર છો. ( માટે આ તો પરમેશ્વર એક આપેજ સાધ્ય છે એવો ભાવ છે ) ॥૨૬॥ હે પ્રભો ! તે આ અધર્મવંશીય કામ ક્રોધાદિકો નિશ્ચે મહાબલિષ્ટ અતવૈરિઓ છે, પરંતુ પરમેશ્વર આપનો પરાભવ કરવા કવચિદપિ-પોતાના સામ્રાજ્યની પ્રબળતાવાળા આ પ્રાકૃત મંડળમાં પણ સમર્થ થતા નથી ( પ્રકૃતિ મંડળમાં પ્રકટ થએલા પણ આપનો પરાભવ કરવા તેઓ સમર્થ થતા નથી ) કથંચિદપિ-તે બધા ભેગા થઇને પુષ્કળ પ્રબળ પ્રયત્નને કરીને પણ શકત થતા નથી કિંચિદપિ-લેશથી પણ નથીજ સમર્થ થતા જે હેતુમાટે આપના ચરણસરોજના સમાશ્રયવાળા જે સાધુજનો ( ગુણમય અન્નમયાદિકના સંસર્ગવાળા છતાં પણ ) છે તેમને પણ તેઓ પરાભવ કરવા સમર્થ થતા નથી, તો તેવા તે અસમર્થ કામાદિકો પરાત્પર સાક્ષાત્ ભગવાન તમારો પરાભવ કરવા સમર્થ ન થાય એમા કહેવુંજ શું ? ઉલટા આપની સન્નિધિમા આવતાં અગ્નિમાં પતંગીયાજ જેમ એમ તેઓ આત્મનાશનેજ

त्वय्येव के नाम ते ॥२७॥ ये दैत्यास्तु पुरा त्वया विनिहता रूपै-र्नृसिंहादिभिस्ते देवारितया प्रसिद्धिमगमन्वेदे च लोकेऽखिले। एते तु प्रथिता भवन्त्यगणितब्रह्माण्डकोटिभ्रमज्जीवेशारय इत्यमू-न्हतवता सर्वोपरि स्थीयते ॥२८॥ ये त्वां संसृतिबन्धमुक्तय इह ध्यातुं यतन्ते जनास्तेषां विघ्नकरा अपि ध्रुवमिमे सन्तीत्यतः

પામી જાય. આપના મહાધીર ઉપાસકોથકી ભય પામનારા તે કામાદિકો તમારી આગળતો અતિ તુચ્છ છે ॥૨૭॥ ફરી પણ કામાદિકોનું બળવત્તરપણું કહેવાપૂર્વક તેના હનનથી શ્રીહરિનું સર્વેશ્વરેશ્વરપણુંજ સમર્થન કરતા થકા કહે છે—હે હરે! પૂર્વે આપે નૃસિંહાદિ રૂપોએ કરીને દેવોના ફક્ત શત્રુપણે લોક વેદમાં પ્રખ્યાતિ પામેલા જે હિરણ્ય-કશિપુપ્રમુખ દૈત્યો હતા તેમનું હનન કર્યું હતું હાલમાં તો સાક્ષાત્ પ્રાદુર્ભાવ પામેલા આપે અગણિત બ્રહ્માંડમંડળના મધ્યમાં કર્મપરવશ-તાથી અતિશય ભટકયા કરતા સમગ્ર સ્થાવર જંગમ જીવો અને ભવ બ્રહ્માદિ ઈશ્વરોના શત્રુપણે પ્રખ્યાતિ પામેલા તે આ અધર્મવંશીય કામક્રોધાદિકનો વિનાશ કરીએ છીએ. માટે નિરવધિ આપના અસા-ધારણ ઐશ્વર્યને આપ પ્રકાશ કરો છો, જેથી આપ સર્વોપરી બિરાજો છો ॥૨૮॥ આ કામાદિક અસુરો આપના થકી પરાઙ્મુખોને પરાભવ કરનાર છે એમ કેવળ નહિ, કિંતુ કિંચિત્ પ્રમાદવાળા તમારા આશ્રિ-તોમા પણ પાદપ્રક્ષેપ માટે ઉદ્યમી છે, તો તેમની તેમના થકી આપે રક્ષા કરવી, એમ હવે કહે છે—હે હરે! આ લોકમાં જે જનો જનન મરણ ગર્ભવાસાદિ દુઃખૈકલક્ષણ સંસરણથકી અતિશય ભય પામીને, તે સંસરણ કરાવનાર કર્મપાશ થકી પોતાના આત્માને મુકાવાની કામનાથી સર્વાન્તરાત્મા આપનુ ધ્યાન કરવાનો જ્યારે પ્રયત્ન કરે છે ત્યારે તરતજ તે આ અંતરમાંજ નિગૂઢપણે નિવાસ કરી રહેલા કામાદિક શત્રુઓ સમુદ્ભવીને, તે જનોના ધ્યાનમાં નિશ્ચે વિઘ્ન નાંખીને પ્રહર્ષ પામે છે, તે આ વિઘ્નસંતોષી આભ્યંતર અરિઓ બાહ્ય દૈત્યોની અપેક્ષાએ દુરંત દારૂણ પાપીઓ છે. દેવતાઓએ અનુભવ કરાતા સ્વર્ગસુખને સ્વયં

पाहि तान् । दैत्यानां हननं पुरा यदकरोस्तस्मादपि ज्यायसीमेतां ते तु कीर्तिं विदन्ति भुवि ये ते सूक्ष्मदर्श्युत्तमाः ॥२९॥ देवा वा दनुजा नराश्च ऋषयस्तेषां च नार्योऽपि वा लब्ध्वा प्राक्पदवीमिहातिमहतीं ये ये च्युतास्तत्पदात् । ते कामेन च मत्सरेण च रुषा मानेन लोभेन वा तस्मात्त्वं भुवि तेभ्य एव जनतां पातुं सदैवार्हसि ॥३०॥ धन्यः कोसलदेशजः सह निजैः

છીનવી લઈ ઉપભોગવવા માટે તેમની સાથે યુદ્ધ કરનારા અસુરો વૈર બાંધી રહ્યા છે. એકજ ભોગ્યવિશેષ (સ્વર્ગસુખ)માં બન્ને (સુર અસુર) ભોગાસકત હોવાથી પરસ્પર જે તેમનો વૈરભાવ છે તે કોઇપણ પ્રકારે ઘટતો આવે છે પરંતુ બ્રહ્માના ભુવન પર્યંતના યત્કિંચિત્ ભોગ્યમાત્રને તિરસ્કાર કરીને સર્વવિલક્ષણ પોતાના અંતરાત્મામાં સ્વયં પ્રવેશ કરવાનો પ્રયત્ન કરનારાઓની સાથે વિરોધ કરવામા, અસંખ્યાત યોનિભેદને અનુગુણ તે તે અસંખ્યાત વિષયોમાં જેનું સામ્રાજ્ય અપ્રસ્ખલિતપણે પ્રવર્તતું છે એવા આ કામાદિકને શો સ્વાર્થ છે ? કશો પણ નથી એવા આત્મારામોની સાથે વિરોધ કરવામાં કશો સ્વાર્થ નહિ હોવા છતા પણ તેમના નિ શ્રેયસનો વિનાશ કરવામાટે પ્રયત્ન કરનારા તે આ કામાદિકો તો મહાક્રૂર પાપો છે માટે તે આ અતરાયભૂત આંતર અરિઓને હણીને આપના આશ્રિતોની આપ રક્ષા કરો પૂર્વે આપે કરેલા પ્રસિદ્ધ દૈત્યોના હનનથકી પણ અત્યારે કરેલા આ આભ્યંતર આસુર અરિઓના હનનરૂપ આપના અસાધારણ ઐશ્વર્યને અત્યધિકપણે ઉત્તમ સૂક્ષ્મદર્શીઓજ સમઝે છે બીજા-સ્થૂળ બુદ્ધિવાળા નહિ ॥૨૯॥ ફરીપણ કામાદિકનું પ્રબળપણુ પ્રદર્શાવતા થકા તેમના થકી સર્વ જનોના રક્ષણની પ્રાર્થના કરે છે—હે ભગવન્ ! જે જે દેવો દાનવો મનુષ્યો કે મહર્ષિઓ અને તેઓની નારીઓ પણ લોકમા તપશ્ચર્યાથી પ્રથમ મહાપદવી પામીને, તુરત તે પદવી થકી પ્રચ્યુતિને પામેલા પ્રખ્યાત થયા છે તે સર્વ કોઈ કામ મત્સર રોષ માન લોભાદિ દોષોથીજ પ્રચ્યુતિ પામ્યાછે, આ તો સ્ફુટ છે. માટે પરમ કૃપાનિધિ તમેજ તે કામાદિ અંતઃશત્રુઓ

श्रीदेवशर्मा द्विजो धन्या प्रेमवती च योषिदपि यन्नारायणोऽभूः स्वयम्। धन्यास्तिष्यभवा अपीह च वयं त्वत्पादपद्मेक्षणात्तस्मै श्रीहरये नमो भगवते तुभ्यं महावर्णिने ॥३१॥ सुव्रत उवाच— इति विधाय हरेः स्तवनं च तं मुनिगणा क्षितिपाल! ववन्दिरे। सपदि तानभिनन्द्य धरातले विचरितुं नृहिताय स चादिशत् ॥३२॥ यथावन्मानयित्वैव भक्तान् सर्वान्स ईश्वरः। आज्ञाप्य गच्छ न्त्विति तान्साश्रुनेत्रानन्ववर्तत ॥३३॥ अध्येतु किमु वेगसौष्ठवमसौ

थयो सर्व जनोनु सरक्षण करवाने सदैव योग्य छो ॥३०॥ हवे आवा महैश्वर्य सपन्न श्रीहरिकृष्ण भगवानना सबन्धने पामेलाओनी कृतार्थता कहेता थका श्रीहरिने नमस्कार करे छे—हे भगवन्! जे आपना प्रादु र्भावने लीधे ते कोसळदेश धन्य-कृतार्थ थयो छे तथा ते देशमा जन्मेला देवशर्मा द्विज (धर्मदेव) अने तेमनी पत्नी प्रेमवती पण पुत्ररूपे जे आप स्वय नारायणना प्रादुर्भावने लीधे धन्य छे तथा ते बनेना बीजा सबन्धि जनोपण जे आप भगवानना सबन्धने लीधे धन्यशाळी थया छे तथा तेवा जे आपना चरणकमळना दर्शनने लीधे कळियुगमा उत्पन्न थएला पण अमो मुनिओ (तथा हरिजनो) धन्यभागी थया छीए ते तमो श्रीहरि-समस्त पाप सतापने हरनारा महावर्णी भगवान नारा यणने अमो मुनिओ काय वाणी मनथी नमस्कार करीए छीए ॥३१॥

सुव्रतऋषि कहेछे—हे भूमिपाळ! आ प्रकारे ते सर्वे मुनिओए भगवान् श्रीहरिनी स्तुति करीने तेमने नमस्कार कर्यो ते श्रीहरिए पण तेमने अभिनदन करीने ते ते धरातळमा सदुपदेशविधानथी चेत नोना समुज्जीवन अर्थ विचरवानी तत्क्षणज आज्ञा आपी ॥३२॥ सर्वेश्वर श्रीहरि पोताना वियोगनी व्यथाने नहि सहन करी शकवाना स्वभावने लीधे पडता आसुओना पूरथी रोकाई गई छे दृष्टि जेमनी एवी ते सर्व भक्तोने यथायोग्य मान आपीनेज 'तमो सुखेथी स्वस्वदे देशमा जाओ' एम कथचित् अनुज्ञा आपीने स्वय पाछा वळ्या ॥३३॥ ते पछी भगवान् नारायणमुनि वेगना सौष्ठवने शीखवा माटेज शु?

पांशुच्छलेनागतैश्चेतोभिः समुपास्यमानचरणं नृणामणुत्वाङ्कितैः। अश्वं काञ्चनवर्णमात्मचरणस्पर्शेन सन्द्रावयन्सद्यः प्राप पुरं पुरातनमुनिः सङ्गीतकीर्तिर्निजैः ॥३४॥ नैपुण्यं निजवाजिनः स भगवानास्कन्दिते धौरिते पश्यन् रेचितवल्गितप्लुत इति ह्यानन्दयन्स्वाश्रितान्। सद्यः प्राप्य पुनर्मुनींश्च जनतामग्रेऽपि तेषां व्रजन् हृष्टांस्तान्विदधत् पुनश्च नगरीं प्रायात्स्वचेतोहरः ॥३५॥ ते

એમ શિષ્યભાવને સ્વીકારીને અશ્વખરીથી ઉડેલી ધૂળના મિષવડે આવેલાં જનારા જનોનાં અણુપરિમાણ મનોએ રૂડીરીતે સેવ્યા છે ચાર ચરણ જેના (અર્થાત્ મન થકી પણ વિશેષ વેગવાળા) અને સુવર્ણના જેવો વર્ણ જેનો છે એવા પોતાના વાહનભૂત અશ્વને પોતાના ચરણની પેનીના સ્પર્શમાત્રથી ગતિવિશેષના પ્રદર્શનમાટે વેગથી દોડાવતા થકા પોતાના ભક્તોએ કીર્તન કરાતી છે કીર્તિ જેમની એવા થકા તત્ક્ષણુજ દુર્ગપુરને પામી ગયા ॥૩૪॥ એજ પુર ગમનને ફરી વર્ણવે છે–પુરને પામેલા ભગવાન્ શ્રીહરિ પોતાના વેગવાળા અશ્વની આસ્કંદિત ધૌરિત રેચિત વલ્ગિત પ્લુત, આ નામની પાચ ચાલની વિચિત્રતામા નિપુણતાને પ્રદર્શાવતા થકા, સ્વદેશપ્રતિ જતા ભક્તજનોને પોતાની તાત્કાળિક દિવ્ય શોભાથી આનંદિત કરવા ફરીથી તત્ક્ષણુજ રાધાવાવ્યની આગળ જતા મુનિસઘ અને હરિજન સઘને પામીને, તેમને પણ ઉલ્લંઘન કરી દર્શનદાન માટે આગળ જઇને, તેમને દર્શનદાનથી પ્રહર્ષિત કરીને, પોતાની દિવ્ય શોભાથી તેઓના મનોને પોતાની મૂર્તિમા આકર્ષણ કરીને, ફરીથી પણ દુર્ગ નગરીને પામ્યા અશ્વોની પચધા ગતિધારા વૈજયતી કોષમા કહી છે–'*अश्वानां तु गतिर्धारा विभिन्ना सा च पञ्चधा।* आस्कन्दितं धौरितक रेचितं वल्गितं प्लुत' इति તેમાં વેગાતુર અશ્વ કશુ સાભળે નહિ તેમ જુવે નહિ એવી ગતિ તે આસ્કદિત કહેવાય ચતુરતાએ યુક્ત સરલા ગતિ તે ધૌરિતક કહેવાય મધ્યમ વેગથી ચક્રાકાર જે ભ્રમણ તે રેચિત કહેવાય અગ્રકાયને સમુન્નત કરીને કુત્સિત સ્થળાદિકમા મુખને વાકુ વાળીને ચાલવુ તે વલ્ગિત કહેવાય. પૂર્વાપર કાયના ઉન્નમનથી અનુક્રમે

तु भक्तजनाः सर्वे यथादृष्टं तमीश्वरम् । ध्यानेन पथि पश्यन्तः स्वस्वदेशान् ययुस्ततः ॥३६॥ हरिश्च तत्र नगरे संप्राप्य नृपमन्दिरम् । स्ववेदिमभितश्चाश्वं काष्ठामक्रामयद्धसन् ॥३७॥ आनन्दयन् जयामुख्या योषितोऽपि स ईश्वरः । अश्वेन कारयामास गतम र्धपुलायितम् ॥३८॥ ततो वाहात्समुत्तीर्य नारायणमुनिर्नृप ! । निजमन्दिरमभ्येत्य निषसादासने सुखम् ॥३९॥ स्वस्थचित्तस्ततः स्वामी प्रसन्नमुखपङ्कजः । स्तुवन् जयां च ललितां सोमादीन्प्राह पार्षदान् ॥४०॥ आसीन्मद्धृदये यादृक्तादृगेवोत्सवो महान् ।

જે આરોપણ તે પ્લુત કહેવાય ॥૩૫॥ તે સમગ્ર ભક્તજનો તો સ્વસ્વદેશપ્રતિ જતા માર્ગમા તે પરમેશ્વર શ્રીહરિને ક્ષણ ધ્યાનમાત્રથી યથાદૃષ્ટ સાક્ષાત્ કરતા અને પ્રહર્ષ પામતા થકા ત્યાથી પોતપોતાના દેશપ્રતિ સુખેથી ગયા ॥૩૬॥ શ્રીહરિએતો દુર્ગનગરમા નૃપભવનને પામીને નિવતરૂતળે રહેલી પોતાને બેસવાના સ્થાનભૂત વેદીની ચોગરદમ પોતાના અશ્વને પાચ ક્ષણપર્યંત મંદમંદ હસતા થકા ચલાવ્યો ॥૩૭॥ પોતાના ચરણની એકાંતિક ભક્ત જયા આદિક અબળાઓને અને ઉત્તમાદિ ભક્ત પુરૂષોને પણ આનંદ આપવા પોતાના વાહનભૂત અશ્વને શ્રીહરિએ અર્ધપુલાયિત નામની ચાલવિશેષથી ચલાવ્યો 'शताघोर्धक्रमादूनैर्मण्डलायतचालितैः । उन्मुखस्याग्रमुखस्य गतिरर्धपुलायितम्' એવુ તેનુ લક્ષણ કહ્યુ છે ॥૩૮॥ તે પછી શ્રીનારાયણમુનિ પોતાના ઘોડા ઉપરથી ઉતરીને પોતાના મદિરને પામીને સુખેથી પોતાના ઉત્તમ આસનમા વિરાજમાન થયા ॥૩૯॥ તે પછી સર્વના સ્વામી શ્રીહરિ તે સમસ્ત ભક્તજનો અને મુનિજનોને વળાવીને સ્વયં એકાંતિક નિવાસી હોવાથી સ્વસ્થ ચિત્તવાળા હોઇને આશ્રિતજનોનો પોતાવિષે વર્તતો ભક્તિપ્રકર્ષ અનુસ્મરણ કરીને પ્રસન્ન મુખકમળવાળા થઇને ભગવત્સેવૈકપરાયણ જયા લલિતાની પ્રશસા કરતા થકા સોમવર્માપ્રમુખ પાર્ષદો પ્રતિ એમ બોલ્યા કે-॥૪૦॥ હે પાર્ષદો ! મારા મનમા જેવો સકલ્પ હતો તેવોજ આ મહોત્સવ નિષ્પન્ન થયોછે. તેણે કરીને મારા હૃદયમા આજ ઉદય પામેલો પરમ પ્રહર્ષ મર્યાદા મુકીને

जातोऽयं तेन हृदि मे भृशं हर्षोऽद्य विद्यते ॥४१॥ नैव किञ्चिदपि न्यूनमासीन्नूनमिहोत्सवे । न शक्यो हि नृपैः कर्तुमीदृशस्तु महोत्सवः ॥४२॥ न सन्त्येतादृशा अत्र मनुष्यास्तु भुवस्तले । ललितेव जयैकास्ति जयेव ललिता ननु ॥४३॥ उत्तमस्तूत्तमो नूनं पितुरप्यधिको गुणैः । राजाऽनुपम एवास्ति भक्त आत्मनिवेदनी ॥४४॥ सुव्रत उवाच—निजभक्तजनप्रशंसनं विदधत्येवमुदारकर्मणि । क्षितिपाल ! महामुनीश्वरे तमुपायन्नबलाः समर्चितुम् ॥४५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे प्रबोधन्यु-

પ્રવહેછે ॥૪૧॥ આ ઉત્સવમા કિંચિત્ પણ ન્યૂન નિશ્ચે નથીજ રહ્યુ. આવો મહોત્સવતો મહારાજાઓએ પણ નજ કરી શકાય ॥૪૨॥ આ જયા લલિતાની ભક્તિના ઉત્કર્ષમા એક પણ મનુ'ય સમાન આ ભુવનમંડળમા નથી જયા લલિતા જેવા એકજ છે અને લલિતા જયા જેવા એકજ છે, એમ એ બન્ને પોતે પરસ્પર ઉપમાનભૂત છે, પણ તે બન્નેને બીજા કોઇની ઉપમા નજ આપી શકાય એવા સર્વોત્તમ છે ॥૪૩॥ આ ઉત્તમ ભૂપતિ તો ગુણોએ કરીને પિતા અભય ભૂપતિ થકી પણ અત્યધિક ઉત્તમ છે, માટેજ ઉપમાને વર્જીત ( અનુપમ ) જ નિશ્ચે છે અને વળી ભક્તોમા અગ્રગણ્ય છે, કેમકે આ અંબરીષ રાજાની પેઠે આત્મનિવેદી છે—એમણે પોતાનો આત્મા સર્વેશ્વરેશ્વર પરમાત્મા મારે વિષે સમર્પણ કર્યો છે 'આત્માનું સ્વરૂપ પરમાત્માને અત્યંત પરતંત્ર છે અને પરમાત્મા સર્વેશ્વર સર્વાંતર્યામી સર્વ પ્રકારે મારા શેષી સ્વામી છે' એવો નિશ્ચય કરીને પોતાના રક્ષણમા પોતાનો સબન્ધ રાખવારૂપ ભાર પોતાથકી ઉતારી દઇને 'तदह तव पादपद्मयोरहमद्यैव मया समर्पितः' આવા અનુસંધાનપૂર્વક સ્વાત્મા મને સમર્પણ કર્યો છે, માટે આ આત્મનિવેદી છે, માટેજ ભક્તોમા અગ્રેસર હોવાથી આ ઉત્તમ રાજા ઉત્તમજ છે ॥૪૪॥ સુવ્રતઋષિ કહેછે—હે પૃથ્વીપાળ ! આ પ્રકારે મહાચરિત્રશાળી મહામુનીશ્વર ભગવાન્ શ્રીહરિ નિજભક્તજનોની પ્રશંસા કરે છે એટલાકમાજ એકાંતિક ભક્ત અબળાઓ ભગવાનનુ પૂજન કરવા આવી ॥૪૫॥ ઇતિ

त्सवे देशान्तरागतभक्तसङ्घप्रत्येपणे मुनिसङ्घकृतनारायणस्तुतिनिरूपणनामा द्विचत्वारिंशोऽध्यायः ॥४२॥

सुव्रत उवाच—ब्रह्मचर्यव्रतपरा जया च ललिता रमा । समीपमाययुस्तस्य गृहीतार्हणपाणयः ॥१॥ अमरीप्रमुखाश्चान्या योषितोऽप्यर्चनोत्सुकाः । नारायणस्य तास्तिस्रो मुख्या अन्वायुस्तदा ॥२॥ साङ्गोपाङ्गोत्सवस्यैव समाप्त्या स्वस्थचेतसः । कृतनित्यविधानास्ताः शुचयस्तं ववन्दिरे ॥३॥ तं स्मेरवदनाम्भोजं दृष्ट्वा स्वस्थं समास्थितम् । पूजनावसराभिज्ञाः पूजयन्ति स्म

શ્રીસત્સંગિજીવને...તૃતીયપ્રકરણે પ્રબોધન્યુત્સવે દેશાંતરાગતભક્તસંઘપ્રત્યેપણે મુનિસંઘકૃતનારાયણસ્તુતિનિરૂપણનામા દ્વિચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૨॥

## [1]અધ્યાય ૪૩ મો.

સુવ્રતમુનિ કહેછે—હે રાજન્ ! બ્રહ્મચર્યવ્રતૈકપરાયણ જયા લલિતા રમા વિગેરે વનિતાઓ ભગવાનની પૂજા કરવા પૂજોચિત ઉપકરણો હાથમા લઇને તેમની સમીપે આવી ॥૧॥ તે અવસરે અમરી આમળા આદિક અન્ય અબળાઓ પણ ભગવાનની પૂજા કરવામા ઉત્સાહવાળી થઇને મુખ્ય ત્રણ સ્ત્રિયોની પાછળ આવી પહોચી ॥૨॥ પ્રારભેલા મહોત્સવની સાગોપાગ નિર્વિઘ્ન પરિસમાપ્તિ થવાથી સ્વસ્થ ચિત્તવાળી તે આ જયા આદિક અબળાઓએ નિત્યવિધિ કરી પરવારી પવિત્ર થઈ ભગવાનને પ્રથમ પ્રણામ કર્યો ॥૩॥ પ્રણામ કરીને (હરિભક્તોને પોતપોતાના દેશપ્રતિ મોકલીને અને મુનિમંડળને સદુપદેશ આપવા તે તે દેશમાં મોકલીને પરિમિત પરિજનવાળી સભામા) સ્વસ્થચિત્તપણાથી સર્વના લક્ષમા આવતા મંદહાસવડે મધુર મુખારવિંદની દિવ્ય શોભાએ સંપન્ન અને દિવ્ય સિંહાસનમા સરાજમાન એવા શ્રીહરિનું અર્ચનના

[1] આ અધ્યાયમાં જયા આદિક ભક્ત સ્ત્રિયોએ કરેલી ભગવાનની સ્તુતિનો અનુવાદ કર્યો છે

भक्तितः ॥४॥ सुगन्धिना चन्दनेन कुङ्कुमागुरुकेसरैः । कस्तूर्या चाक्षतैर्नानापुष्पहारैश्च शेखरैः ॥५॥ वस्त्रैर्नानाविधैः सूक्ष्मैरनर्घ्यै रत्नभूषणैः । धूपदीपोपहारैश्च कर्पूरारार्त्रिकादिभिः ॥६॥ सम्पूज्य विधिवद्भक्त्या प्रभुं नत्वा निजं निजम् । भावं प्रकटयन्त्यस्तास्तुष्टुवुस्तं पृथक् पृथक् ॥७॥ जयोवाच—नमामि कृष्णाय

અવસરની અભિજ્ઞ એવી તે અબલાઓ ભક્તિથી અર્ચન કરવા લાગી ॥૪॥ કુંકુમ અગુરૂ કેસર કસ્તુરીએ યુક્ત સુગન્ધિ ચંદન, અક્ષત, નાનાવિધ પુષ્પહારો તોરાઓ, સૂક્ષ્મ વિવિધ વસ્ત્રો, બહુમૂલ્યવાળાં રત્નજડિત સુવર્ણમય વિભૂષણો, ધૂપ, દીપ, ફળાદિ ઉપહારો, કર્પૂરની આરતી આદિક મહોપચારોવડે યથાવિધિ ભક્તિથી ભગવાનની પૂજા કરીને, પ્રણામ કરીને પોતપોતાના ભક્તિભાવને પ્રકટ કરતી થકી તે જયા આદિક અબળાઓ પૃથક્ પૃથક્ સ્તુતિ કરવા લાગી ॥૫-૭॥

તેમા પ્રથમ જયા સ્તુતિ કરેછે—हे हरे ! त्वां नमामि—તમો પરમ કૃપા કરીને મારી પ્રાચીન પાપ વાસનાનો વિનાશ કરીને, ચંચળ એવા પણ મનને વિષયોથકી પાછુ વાળીને, પોતાના ચરણારવિંદમાં જોડી દઇને, પાપસચય થકી મારો ઉદ્ધાર કરનારા છો, તેવા તમો હરિને હુ નમસ્કાર કરૂં છુ તમારા ગુણોને અનુસ્મરણ કરતી હું વારંવાર 'नम उक्तिं विधेम' આ શ્રુતિમા કહ્યાપ્રમાણે 'नमो नम.' એટલુજ કહી શકું છું, મહર્ષિની પેઠે આપના મહિમાને વર્ણન કરવા હુ સમર્થ થતી નથી ('कृष्णाय' ઇત્યાદિ પ્રત્યેક ચતુર્થી વિભક્તિને અતે 'नम.' આ પદનો અન્વય લેવાનો અભિપ્રાય છે ) कृष्णाय ते नमः–તમો કૃષ્ણ-નિરવધિક આનંદમય છો, જે તમારા આનદ મહાસાગર તરંગોને ગણવામાટે પ્રવર્ત્તેલો વેદપણ અતને પામતો નથી, તે તમોને નમઃ-નમસ્કાર છે अखिलात्मनां आत्मा असि–અખિલ આત્માઓના આપ આત્મા છો, ( કેમકે 'यस्यात्मा शरीरं'–જેનું આત્મા શરીર છે એવી શ્રુતિ છે ) सदा चात्माऽसि–અને વળી આપ સદા આત્મા છો, અર્થાત્ કર્મગતિની વિચિત્રતાને લીધે આ જીવ જે જે યોનિવિશેષમાં દોડી જાય છે ત્યાં ત્યા તે તે

**हरेऽखिलात्मनां सदात्मने श्रीपुरुषोत्तमाय ते । अनन्तकोट्यण्डभवादिहेतवे ह्यशेषकल्याणनिकेतमूर्तये ॥८॥ अधोक्षजायाक्षर-**

યોનિઓના દોષોને નહિ ગણીનેજ, મત્ત સુતની પાછળ જનનીજ જેમ એમ તમો પણ તેની પાછળ સાથે દોડી જઇને તેના જાણવામા ન આવે એમ તેનામા અનુપ્રવેશ કરીને સત્તાધારણથી તમો તેની રક્ષા કરો છો જાગ્રત્ સ્વપ્ન સુષુપ્તિ આ ત્રણ અવસ્થામા પણ અનુપ્રવેશ કરીને તેની સત્તાને ધારી રહો છો તો એ રીતે તે તે યોનિગત દોષસમૂહની નહિ આલોચના કરીને સદા સર્વત્ર તેનામા અનુપ્રવેશ કરીને તેનુ રક્ષણ કરો છો તો એરીને પરમવત્સળ તમોને નમ –નમસ્કાર છે લોકમાં જે આ બે પુરૂષ ક્ષર અક્ષર કહ્યા છે તે એના થકી ઉત્કૃષ્ટ પુરૂષોત્તમ તમો કહેવાઓ છો આવા છો તથાપિ અમારા ભવનના આગણાને અલકૃત કરવા આપ આવિર્ભાવ પામ્યા છો, તે તમો પુરૂષોત્તમને નમ –નમસ્કાર છે જે તમો અનેકકોટિ અડોના ઉદય અસ્તમયમા કારણભૂત છો છતા પણ મારા જેવા જીવોના સમુજ્જીવન સારૂ અંડની અદર એક ખુણાના એક પ્રદેશ રૂપ આ માનુષ લોકમા કોઇકના પુત્રભાવનુ નાટ્ય કરતા થકા મારા લોચનગોચર હાલ થયા છો તે તમો અનતકોટિ અડોના ઉદયાદિકના હેતુંભૂતને નમસ્કાર છે તે તમારી મૂર્તિ બ્રહ્માદિ સર્વે કોઇના કલ્યાણને કરનારી છે અને રમાદિકે પણ સમુપસેવનીય કલ્યાણ ગુણગણને વહન કરે છે. એવી દિવ્ય મૂર્તિવાળા આપ ભગવાન્ મારા પણ મલિન નયનમાર્ગને પાવન કરવા આ લોકમા પ્રકટ થયા છો આવા અશેષ કલ્યાણમૂર્તિ આપને નમસ્કાર છે અધોક્ષજ–ઇન્દ્રિયને અગોચર છો તથાપિ સર્વના નેત્રગોચરપણે પ્રકટિત દિવ્યસ્વરૂપવાળા છો, તેવા તમોને નમસ્કાર છે અક્ષર પરમ વ્યોમ નિવાસી છો છતા પણ દેશ ગેહની વિગુણતાનો નહિ વિચાર કરીને પરોજ્જીવનનેજ પરમ પ્રયોજન માનીને પ્રાદુર્ભાવ પામ્યા છો, તે તમો અક્ષરધામવાસિને નમસ્કાર છે જે જે ભક્તજન જે જે રૂપથી તમારા દર્શન કરવા ઇચ્છે છે તે તે રૂપથી પ્રાદુર્ભાવ પામો છો, માટે તમારૂં સૌશીલ્ય પરમ છે, તો એરીને પરમ સૌશીલ્યના નિધિ-

धामवासिने स्वभक्तहृद्वाञ्छितमूर्तिधारिणे। अनेकमायापुरुषेश्वराय ते नमो नियन्त्रेऽखिलदेहधारिणाम् ॥९॥ अचिन्त्यमानन्दमयं च निर्गुणं वदन्ति वेदान्तविदोऽव्ययं च यत्। परं परंब्रह्म परात्मशब्दितं तदेव साक्षाद्भगवांस्त्वमेव हि ॥१०॥ सुखं प्रदातुं स भवानिहाद्य नो निजाश्रितेभ्यो नृतनुं हि शिश्रिये। इमां तपोधर्मविरक्तिवेदनैर्निषेवितां नित्यमनन्यसंश्रयैः

રૂપ, સ્વભક્તોએ હૃદયથી વાંછેલી રામકૃષ્ણાદિ દિવ્ય મૂર્તિને ધારણ કરનારા તમોને નમસ્કાર છે. વળી તમો સર્વેશ્વરેશ્વર છો અને અનેક માયા પુરૂષોના ઈશ્વર છો તથાપિ માયાનું સામાન્ય જેમાં અત્યધિક છે એવા આ ભવમંડળમાં માયાથકી સમુદ્ધરણમાટે મારા જેવા જનો ઉપર કૃપા કરીને પ્રકટ થયા છો. તેવા પરમ કૃપાનિધિ માયાપુરૂષેશ્વર તમોને નમસ્કાર છે. વળી તે તે સુકૃત દુષ્કૃતની તરતમતાને અનુસારે તે તે દેહના ધરનારાઓના તે તે ધારણાદિરૂપ કર્મફળના નિર્વાહક તમો છો, માટે અખિલ દેહધારિઓના નિયંતા તમોને હું નમસ્કાર કરૂં છું ॥૮-૯॥ વ્યાસાદિક વેદાંતવિદો જેને નિરતિશય બૃહત્વ (મોટાપણું) ગુણયોગથી **પરંબ્રહ્મ** શબ્દથી કહે છે, સમસ્ત ચેતન અચેતનના અંતર્યામિપણાને લીધે **પરમાત્મા** શબ્દથી કહે છે, નિરવધિક સ્વાભાવિક આનંદવાળા હોવાથી **આનંદમયપણે** કહે છે, અપરિચ્છેદ્ય સ્વરૂપ સ્વભાવવાળા હોવાથી **અચિંત્યપણે** કહે છે, સમસ્ત હેયના વિરોધી હોવાથી **નિર્ગુણ-પણે** કહે છે, સ્વરૂપતઃ એકરૂપ હોવાથી અવ્યયપણે કહે છે, સર્વકારણ, સર્વવ્યાપક અને સર્વશેષી હોવાથી પરપણે કહે છે તેજ પરંબ્રહ્મ ભગવાન્ સાક્ષાત્ નિશ્ચે તમોજ છો ॥૧૦॥ એરીતે વેદાંતવેદ્ય, સર્વથકી પરતર, પૂર્ણકામ એવા પણ આપ સંસારસિંધુમાં નિમગ્ન થએલા ચેતનોનો ઉદ્ધાર કરવાની વાંછાના મિષથી પોતાના ચરણારવિંદના સમાશ્રિત તે તે જનોને અને અમોને પોતાના દિવ્ય સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવી યોગિઓએ પણ અપ્રાપ્ય બ્રહ્માનંદરૂપ નિરવધિ સુખ આપવામાટે આપને અસાધારણ જ્ઞાન વૈરાગ્ય ધર્મ તપોએ નિત્ય નિષેવેલી, મનુષ્ય સજાતીય

॥११॥ निजेच्छया स्वीकृतयाऽनया विभो ! मनुष्यतन्वा सुरवृन्दवन्द्यया । त्वमाददान. कृपयासदर्चनं महोत्सवैर्नः सुखयस्य थेदृशैः ॥१२॥ सुखं तनोति श्रवणं च कीर्तनं स्मृतिर्नतिः पूजनमङ्घ्रिसेवनम् । प्रभो ! सखित्वं च तवात्र दासता वपुष्मतामात्मनिवेदनं तथा ॥१३॥ तवात्र मूर्तौ यदि भक्तिलक्षणं दृढं भवेदेकतमं नवस्वपि । जनस्य यस्यात्र स कार्यकारणात्मकं हि तीर्णः सहसा तमोम्बुधिम् ॥१४॥ कृतार्थ एवाजनि सोऽत्र भूतले

અવયવોની ગોઠવણીવાળી આ દિવ્ય તનુને આ લોકમા આશરેલા છો ॥૧૧॥ માનવ અવયવોની ગોઠવણીની સજાતીયતામાત્રથી ઇતિરની પેઠે આપની આ તનુ કર્મકૃત નથી, કિંતુ સ્વેચ્છાથીજ સ્વીકારેલી દિવ્ય છે 'इच्छागृहीताभिमतोरुदेह ससाधिताशेषजगद्धितो हि' એવી સ્મૃતિ છે હે વિભો ! તેવી આ સમસ્ત દેવવૃન્દોએ વદેલી દિવ્ય તનુથી અમોએ કરેલા પણ અર્ચનને કૃપાથી સ્વીકારીને અમોને સુખી કરો છો—ભવબ્રહ્માદિ દેવો પણ પ્રશાસનને વશ વર્તનારા કિંકરોની પેઠે દૂરથીજ પ્રણામ કરીને જે આ તનુની સ્તુતિ કરે છે, તે તનુથી મારા જેવા માનુષજને કરેલી ચદન પુષ્પાદિક અલ્પ પૂજાને સાક્ષાત્ સ્વીકારો છો, માટે આપની કૃપા અમારી ઉપર નિરવધિ વર્તે છે, તે કૃપાથી અમોને મળેલું સેવાસુખ સર્વાધિક માનીએ છીએ અને વળી હમણા કરેલા મગળમય અન્ન કૂટાદિ મહોત્સવોએ કરીને અમોને સુખી કરો છો નિત્યમુક્તોએ અનુભવ કરવા યોગ્ય એવા મહોત્સવોનેજ એક સમુચિત એવા પણ આપ મારા જેવા પામરજનોની પાસે મહોત્સવ કરાવીને તૃપ્ત થાઓ છો, તો આપનો પરમ કૃપાપ્રવાહ અમારેવિષે પ્રસરે છે ॥૧૨॥ હે પ્રભો ! પરમ પ્રેમ ગર્ભિત, શ્રવણકીર્તનાદિ લક્ષણા, નવ પ્રકારની ભક્તિ તમારે વિષે પ્રવર્તતા, જનોને નિરવધિ નિઃશ્રેયસ સમ્બન્ધિ સુખને આ લોકમાંજ આપે છે, જે જનને શ્રવણાદિ નવવિધ ભક્તિ લક્ષણો મધ્યે હરકોઈ એક પણ ભક્તિ લક્ષણ પરાનુરાગગર્ભિત આ આપની મૂર્તિમાં જો દૃઢપણે સિદ્ધ થાય તો તે જન કાર્યકારણાત્મક–પ્રકૃતિ પ્રાકૃતાત્મક તમોનિધિને તરત

ह्यभूदघौघोऽपि च तस्य भस्मसात् । बभूव मुक्तिः किल तस्य जीवतः प्रभो ! वयं विद्म इति स्वचेतसि ॥१५॥ स्वभक्तसंरक्षणतत्परस्य ते न जन्मनामन्त उतास्ति कर्मणाम् । अशेषदुःखप्रशमैकहेतवे नमोऽस्तु तस्मै परमेश्वराय ते ॥१६॥ स वै भवान्सद्ग्रयमेव सम्पदामिह प्रकुर्वन्सुखदः सदैव नः ।

તરીજ જાય છે ॥૧૩-૧૪॥ હે પ્રભો ! તેવો જન આ દેહથી વર્તે છે તથાપિ આજ ભૂતળમાં કૃતાર્થજ થઈ ગયો છે, કેમકે એણે યોગિઓને પણ અગમ્ય એવો પરમાત્મા તમારેવિષે પરમપ્રેમલક્ષણ ભક્તિવિશેષ પામ્યો છે, જે હેતુમાટે આ ભક્તિવિશેષ મુક્તિ થકી જુદો નથી, અર્થાત્ મુક્તિને તુલ્ય છે માટે જીવતાંજ એની મુક્તિ નિશ્ચે થઈ ગએલી છે. અને તે જનનો સંચિત પાપપુંજપણ સમૂળ વિનષ્ટ થઈ ગયો છે. તમારૂં આ યથાર્થપણું મંદ જનો જાણતા નથી. અમો તો મનમાં જાણીએ છીએ–કેમકે ભગવાનનો પ્રાદુર્ભાવ અને તેમના ઐશ્વર્ય આદિકનું જે યથાર્થ વિજ્ઞાન તે સુકૃતપરિપાકથીજ એક પ્રાપ્ય છે, આમાં અમારૂં સુકૃત તો તમારો જે પ્રસાદવિશેષ એજ એક છે, બાજુ નથી ( આવા પ્રસાદની પાત્રતાએ કરીને અને ભગવદવતારના યથાર્થ વિજ્ઞાને કરીને બીજાઓ થકી પોતાવિષે ઉત્કર્ષને જણાવવા 'वयं'–અમો એમ બહુવચનથી પોતાનો નિર્દેશ કરે છે ) ॥૧૫॥ પોતાના ભક્તજનોના સંરક્ષણમાં નિરંતર તત્પર એવા આપનાં જન્મો–પ્રાદુર્ભાવોનો અંત-પાર નથી, જ્યારે જ્યારે સાધુઓના સંરક્ષણ માટે પ્રવર્તો છો ત્યારે ત્યારે પ્રાદુર્ભાવ પામો છો, માટે આપના પ્રાદુર્ભાવનો દશત્વાદિ સંખ્યા નિયમ છેજ નહિ. તથા તે તે અવતારનાં દિવ્ય ચરિત્રોનો પણ અંત નથી. 'बहूनि मे व्यतीतानि जन्मानि' એમ ગીતામાં કહ્યું છે તથા 'जन्मकर्माभिधानानि सन्ति मेऽङ्ग सहस्रशः । न शक्यन्तेऽनुसङ्ख्यातुमनन्तत्वान्मयापि हि' ઈત્યાદિ ભાગવતમાં કહ્યું છે. આશ્રિતોનાં સમગ્ર દુઃખોના પ્રશમનમાં એક કારણભૂત સર્વેશ્વરેશ્વર તમો તે શ્રીહરિને નમસ્કાર છે ॥૧૬॥ હે પ્રભો ! સંપદાઓ બહુધાપણે જ્ઞાનદૃષ્ટિને રજથી પરાભવ પમાડીને અવળા માર્ગમાં પુરૂષને પ્રયોજીને નર-

स्थिति शरीरस्य तु यावदेव न प्रभो! निवस्तु खलु ताव दर्हसि ॥१७॥ सुव्रत उवाच—इति स्तुत्वा हरिं भक्त्या विरराम जया तत । बद्धाञ्जलिपुटाऽस्तौषीत्त प्रणम्य रमा नृप ! ॥१८॥ रमोवाच—स्वामिस्त्वच्चरणाम्बुजं भवदवक्लिष्टात्मना सौख्यद देहा न्त करणेन्द्रियासुभिरह वन्दे नत सज्जनै' । भूयस्त्वामिह

કમા નાખે છે, માટે જે સપદાઓ છે તે એક વિપદાઓજ છે, તો સપ દાના મિષથી રહેલા વિપદ્વિશેષથી અભિભૂત થએલી અમો અબળાઓનુ સરક્ષણ કરવા તમો અમારી સપદાઓનો મહોત્સવાદિ નિમિત્તે સદ્દ્વ્ય યજ કરાવીને રજોદોષને ટાળીને અમોને સુખજ આપી રહ્યા છો અમો જ્યાસુધી જીવીએ ત્યાસુધી અહીંજ અમારા ભવનમા નિત્ય નિવાસ કર વાને યોગ્ય છો જેથી અમો આત્મસ્વરૂપને સમુચિત એવી આપના ચરણની પરિચર્યાને પ્રતિદિન પામીને કૃતાર્થ થઈ રહીએ ॥૧૭॥

સુવ્રત ઋષિ કહેછે—હે નૃપ ! એરીતે જયા ભક્તિથી ભગવાનની સ્તુતિ કરીને વિરામ પામ્યા તે પછી રમા પ્રણામ કરીને બે હાથ જોડીને શ્રીહરિની સ્તુતિ કરવા લાગ્યા ॥૧૮॥ હે સ્વામિન્ !—તમારૂ અસાધારણ સર્વસ્વામિત્વને સમજનારો કયો જન શોકને પામે ? નજ પામે સર્વે કોઈ સ્વતન્ત્રપણાના મદથી અધ થઈને 'હુ કર્તા છુ હુ ભોક્તા છુ' એવી બુદ્ધિથી અવળા રસ્તામા રખડતા ખેદને પામે છે જે તો સર્વેશ્વરેશ્વર સમસ્તકલ્યાણ ગુણપરિપૂર્ણ તમો સ્વામીને તત્ત્વથી જાણે છે તે તમારા ચરણમાત્ર શરણવાળો જન સર્વ સતાપમાથી મુક્ત થઈને સુખેથી વૃદ્ધિ પામે છે તો હુ આપનુ સ્વામિત્વ સારીરીતે સમજીને, 'સ્વામિના ચર ણની સેવાજ સુખરૂપ છે' એવો નિશ્ચય કરીને હુ સમસ્ત સતાપે રહિત થઈ રહી છુ સ્વામિનુ ચરણારવિંદજ દાસભૂત જને સેવવુ સમુચિત છે, તો હુ દાસ્યભાવને તત્વથી જાણીને તમારા ચરણારવિંદને વદન કરૂ છુ આ અરવિંદ ( કમળ ) તો સમસ્ત ઇતર થકી વિલક્ષણ છે, જેથી ભવ દાનાળ તાપની ઉપશાતિ થઈ જાય છે ( માટેજ 'भवदवक्लिष्टात्मनां सौख्यदं' એમ કહે છે ) વળી આપના સાધુજનોએ નમસ્કાર કરેલા

**संसृतौ स्वविहितैः कर्माख्यपाशैर्दृढं बद्धान्मोचयितुं ततः खलु जनान्मायाधिपस्त्वं प्रभु ॥१९॥ मायायाः परतः परश्च भगवान्सर्वेश्वर श्रीहरिः स त्वं पुमकृतौ प्रविश्य कुरुषेऽनेकाण्डसर्गादिकम् । तत्रापीश ! न बध्यसे प्रकृतिभिर्नित्यं स्वतन्त्रः प्रभुः**

ચરણકમળને અવનમ્ર એવા દેહ અંત કરણ ઇન્દ્રિય પ્રાણથી હું વંદન-પ્રણામ કરૂં છું દેહશબ્દથી કાયિક પ્રણામ લેવો, અંત કરણશબ્દથી માનસિક પ્રણામ લેવો, ઇન્દ્રિયશબ્દથી વાચિક પ્રણામ લેવો, (પ્રાણ ધારણમાત્ર પણ પ્રણામમાંજ એક ઉપકરણ થાય, એવી ઈચ્છા જણાવવા પ્રાણનો પૃથક્ નિર્દેશ કર્યો છે) અર્થાત્ હું મન વાણી કાયથી નમ્ર થઇને નમસ્કાર કરૂં છું આ અનાદિ કાળથી અનુવર્તતી, માટેજ અતિ મોટી સંસૃતિ-જનન મરણ ચક્રરૂપ વિષમ માર્ગમાં પોતે કરેલા પૂર્વ પૂર્વ કર્મરૂપ પાશ (રાશ દોરી)થી સુદૃઢ બંધાઈ રહેલા જનોને તે થકી મુકાવાને માટે તમારા થકી બીજો કોઈ પણ પ્રભુજ નથીજ આપ માયાધિપ છો, જેની આ ગુણમયી માયા છે તેને તેમના વિના બીજો કોણ ટાળવા માટે સમર્થ થાય ? નજ થાય ॥૧૯॥ હે હરે ! તમો માયાથકી પર અક્ષરથકી પણ પર છો, 'अक्षरात्परतः परः' એવી શ્રુતિ છે ભગવાન્-ભગવચ્છબ્દ તમો પરબ્રહ્મવિષેજ મુખ્ય વૃત્તિથી પ્રવર્તે છે, કેમકે હેયગુણાદિક વિના જ્ઞાન શક્તિ બળ ઐશ્વર્ય વીર્ય અને તેજ આ છ ગુણો તમારે વિષેજ વર્તે છે માટેજ સર્વ ઈશ્વરોના આપ ઈશ્વર છો વળી સમાશ્રિત જનોના સમસ્ત પાપને હરોછો માટે તમો હરિનામથી ગાન કરાઓ છો તે તમો પ્રકૃતિ પુરૂષમાં અંતર્યામિપણે અનુપ્રવેશ કરીને અનેક અંડમંડળના સર્ગાદિકને કરો છો હે ઈશ ! તેમાં તેમાં અંતર્યામિપણે અનુપ્રવેશ કહી રહ્યા છો તથાપિ તે પ્રાકૃત ગુણોથી તમો બંધાતા નથી, કારણ કે તમો નિત્ય સ્વતંત્ર તેને વશ વર્તનારા નથી અને પ્રભુ-પ્રશાસિતા છો માટેજ તમો સર્ગાદિ કર્મથી બંધાતા નથી વળી તેમાં અનુપ્રવેશમાત્રથી તેના ગુણોથી લેપનો પ્રસંગ આપને લેશ પણ નથી જેમ પવન સર્વમાં અનુપ્રવેશ કરીને ચેષ્ટાને કરાવે છે તથાપિ નિર્લેપજ છે તેમ

निर्लेपः पवनो यथाऽखिलगतश्चेष्टाः प्रकुर्वन्नपि ॥२०॥ आत्मीयेन सुखेन नित्यसुखवानेकस्त्वमेवासि वै देवादेवनराः परे तु सुखिनः स्त्रीवित्तधामादिभिः। त्वद्भक्तास्तु सदा त्वयैव सुखिनो दुःखानि जानन्ति तान् शब्दादीन्विषयांश्च येऽत्र रसिता यच्छन्ति वै संसृतिम् ॥२१॥ ब्रह्माद्या जगतीह ये तनुभृतस्ते कालशक्त्यैव ते

તમો તેમાં રહેલા દોષસંસર્ગે શૂન્ય છો ॥૨૦॥ હે ભગવન્ ! તમો એકજ સ્વાભાવિક અનવધિકાતિશય આનંદસ્વરૂપ છો; જે હેતુ માટે તમો આનંદમય સ્વરૂપ છો, માટે આત્મીય આનંદથીજ તેવા નિત્ય આનદવાન્ છો. નિત્યમુક્તો તો નિત્ય સુખી છે ખરા પણ આત્મીય સુખથી નહિ, પરંતુ આનંદમય આપના સુખથીજ સુખી છે. અર્થાત્ આપના અનુભવજન્ય મહા આનંદવાળા છે. તેથકી બીજા મુક્તોતો પ્રથમ બદ્ધ હોઇને પછીથી બોધને પામેલા હોવાથી નિત્ય સુખી નથી. જે આ ઇતર સુર અસુર નરો છે તે તો પ્રાકૃત સ્ત્રી ધન ધામાદિકવડે સુખાભાસને પામીને 'અમો સુખી છીએ' એમ માની બેસે છે. તમારા ભક્તો તો શબ્દાદિ વિષયોને દુઃખમય જાણીને, આનંદમય આપને વિષે અનુરક્ત મનવાળા થઇને આપના અનુભવ સુખથીજ સદા સુખીયા છે. જે શબ્દાદિ વિષયો લોકમાં પુરૂષોએ શ્રોત્રાદિ ઇન્દ્રિયોવડે આસ્વાદ લેતાં જનન મરણાદિ લક્ષણ સસરણ દુઃખનેજ આપે છે, માટે તેને દુઃખરૂપ સમજીને સેવન કરતા નથી ॥૨૧॥ હે વિભો ! બહુ જનો ઇન્દ્રાદિ પદ સંબન્ધિ ઐશ્વર્યને ભલે ઇચ્છે છે પરંતુ જો તેનું નિરૂપણ કરીને જુવે તો તેમાં બુધ જન નજ રમણ કરે. (તે બતાવે છે) આ જગતમાં જે બ્રહ્માદિકો આ સુર નર પ્રપંચના વિધાતાપણે વિખ્યાત છે તેઓપણ સૃષ્ટિ સંહારમાં ઉપકરણભૂત જે કાળ નામની આપની શક્તિ છે તેનાધીન નિયંત્રિત-વશીકૃત વર્તે છે, એટલે મર્ત્યોની પેઠે તેઓ પણ કાળના પરિપાકમાં આવે છે, કેમકે તેઓપણ તનુધારી છે, દેહયોગ તો કર્મકૃત છે, તો કાળકૃત પરિપાકમાં કેમ ન આવે ? આવેજ. તે આ બ્રહ્માદિ તનુધારીઓ કર્માનુસારે ફળપ્રદાતા આપે કરી આપેલા પોતપોતાના જીવનને પામે છે, પશુઓ

वर्तन्ते हि नियन्त्रिता निजनिजामाजीविकां त्वत्कृताम् । आश्रित्यैव विभो ! वृषा इव नसि प्रोताः कृषिं कुर्वतः सर्वे ते तु वशे भवन्ति तव वै यावन्निजायुःक्षयः ॥२२॥ मर्यादां रचितां त्वयैव भगवन् ! कालोऽपि सम्पालयन्नाविर्भावयति क्षितौ दिवि तथा नानाऋतूनां गुणान् । वायुर्वाति दिवाकरो भ्रमति खे वर्षत्यमर्त्येश्वरो मृत्युर्धावति सर्वतश्च सभयं नेशाज्ञदुल्लङ्घने ॥२३॥ योषाहेमविभूषणांशुकगृहग्रामादिषु श्रीहरे ! त्वन्मायारचितेषु

તૃણુથી, નરો ધાન્યથી અને દેવો સુધાથી જીવનને પામે છે, અન્નને અદન કરનારા એઓ વિષે કશો વિશેષ નથી. એજ રીતે વનમાં કોઇક મૃગેન્દ્રો, પૃથ્વીમાં કોઈ પૃથ્વીન્દ્રો અને દ્યુલોકમાં કોઇકિ દેવેન્દ્રો એમ જેઓ પ્રખ્યાતિ પામ્યા છે આમાં પણ કશો વિશેષ નથી, માટે બ્રહ્માદિકો પણ યથાકર્મે આપને આધીન જીવનવાળા છે. તે આ તમામ બ્રહ્માદિ તનુધારીઓ નાસિકામાં નાથથી પરોવેલા બળીવર્દોજ જેમ એમ સર્ગાદિ કૃષિકર્મને તમારી પ્રેરણાથી તેતે કાળમાં કરતા થકા યાવદાયુષ આપના વશમાં વર્તે છે, માટે 'આ તો બ્રહ્મા છે આ તો પશુ છે' એવો વિશેષ સંસૃતિચક્રમાં ભમ્યા કરનારાઓમાં નથી. માટેજ સાધુજનો સમસ્ત પ્રાકૃતનો પરિત્યાગ કરીને તમારૂં સેવન કરે છે ॥૨૨॥ હે ભગવન્ ! ભવ બ્રહ્માદિકો પણ જે કાળથી રંધાય છે તે સમર્થ કાળ પણ આપે કરી આપેલી મર્યાદા—દિન—પક્ષ—માસ—અયન આદિક ભેદની વ્યવસ્થાને સભય સંપાદન કરતો થકોજ ભૂલોક દ્યુલોકમાં વસંતાદિ ઋતુગુણોને પ્રકટ કરે છે. વાયુ સૂર્ય અગ્નિ ઇન્દ્ર મૃત્યુ આ સર્વે આપનીજ આજ્ઞાભંગના ભયથી પોતપોતાના કાર્યમાં પ્રતિદિન અપ્રમત્તપણે પ્રવર્તે છે. તમોએ કરી આપેલી મર્યાદાને અતિક્રમણ કરવા કોઈ પણ સમર્થ નથી તેમાં 'ज्ञः कालकालः' 'भीषाऽस्माद्वातः पवते भीषोदेति सूर्यः । भीषाऽस्मादग्निश्चेन्द्रश्च मृत्युर्धावति पञ्चमः ।' એવી શ્રુતિ છે ॥૨૩॥ હે શ્રીહરે ! સંતોના સંરક્ષણ સારૂ પ્રાદુર્ભૂત થએલા આપ ગુણમય આ પ્રાકૃત પ્રપંચમાં ગુણમય વનિતા વિત્ત વિભૂષણ વસ્ત્ર ગૃહ ગ્રામ આદિકના સંયોગરૂપ સંગને પામતા થકા પણ તેનાથી કદાચિત્

सङ्गमपि यन्नैव क्वचिल्लिप्यसे । और्वोऽग्निर्जलधौ वसन्नपि पराभूतिं जलैर्नाप्नुवंस्तान्यश्नन्नुत वर्धते खलु यथा त्वं तद्वदन प्रभो ! ॥२४॥ त्यक्ताः प्राकृतिका मया तु निखिला मुक्तैस्तथान्यैर्गुणा ये तेभ्योऽपि वयं विभीम उरुधा त्वत्प्रेमवृद्धीप्सवः । तेषु त्वं तु वसन्नपीश्वरतया नो वध्यसे नाज्यसे व्योमेव स्थिरजङ्गमस्थमघहन्न स्पृश्यसे तद्गुणैः ॥२५॥ ईशत्वं तव चैतदेव नूतनोर्मायागुणा-

પણ લેપાતા નથી, કેમકે તે અધા ભાવો આપની માયાએ રચેલા છે, તેઓ માયાનિયતા આપને લેપ કરવા નજ સમર્થ થાય વળી હે પ્રભો ! તમો સ્વત: હેયવિરોધી અને જ્યોતિષોના જ્યોતિષ્ છો, 'तं देवा ज्योतिषां ज्योतिः' એવી શ્રુતિ છે. માટે ગુણમય આ ભાવમંડળમા વર્તતા થકા પણ, વડવાનળ જેમ સમુદ્રમા વસીને પણ સમુદ્રજળથી પરાભવ પામતો નથી કિંતુ જળને જમતો થકો ઉટલો સ્વયં દેદીપ્યમાન સ્વરૂપવાળોજ રહે છે, તેમ તમો ગુણમય ક્રિયાદિ ભાવોથી નહિ પરાભવ પામીને યથાપૂર્વ દેદીપ્યમાન દિવ્ય સ્વરૂપવાળાજ રહો છો ॥૨૪॥ હે અઘહારિ હરે ! મેં તથા બીજા મુક્તપ્રાય સાધુત્તમોએ પ્રાકૃતિક સમસ્ત વસ્ત્ર વિભૂષણ વિત્ત વિગેરે વિષયો સર્પોની પેઠેજ હોયદર્શનવડે દૂરથીજ ત્યાગ કરી દીધા છે. ત્યાગ કરી દીધેલા પણ તે વિષયો થકી તમારેવિષે પ્રેમવૃદ્ધિની ઇચ્છાવાળી અમો સર્વે અત્યંત 'ક્યારે આ અળાત્ પાછા વળી આવીને અમોને દૂષિત કરશે?' એમ ભય પામતી રહીએ છીએ ખળોની પેઠે આ વિષયો વિનિવારણ કર્યા થકા પણ છિદ્ર મળતા પ્રહાર કરવા તત્પર રહે છે એરીતે અમોને તો એમના થકી ભારે ભીતિ રહે છે. તમો તો તે પ્રાકૃત ગુણમા નિવાસ (તેનું સેવન) કરી રહો છતા પણ ચરાચરમા રહેલા આકાશની પેઠે તે ગુણોથી ઈશ્વર હોવાથી બંધાતા નથી, લેપાતા નથી અને સ્પર્શાતા નથી ॥૨૫॥ હે ભગવન્ ! સાધુજનોના સારહાનુ સારૂ સ્વેચ્છાથી સ્વીકારેલા માનુષસજાતીય સંસ્થાનવાળા પણ આપનું જે આ માયાગુણોથી અનંજન-નિર્લેપતા છે તે અસાધારણ આપનું ઈશત્વ છે (માયા ગુણથી જે નિર્લેપપણું એજ ઈશ્વરનું ઈશ્વર-

नक्षनं जानन्त्यत्र महाजना हि सुधियो भक्तप्रिय! श्रीहरे!। त्वय्येवास्तु मनो मदीयमनिशं त्वां प्रार्थयामीत्यहं त्वन्मायागुणतः सदासदवनं कर्तुं त्वमेवार्हसि ॥२६॥ सुव्रत उवाच—इति स्तुत्वा रमा भक्त्या नारायणमुनिं नृप!। तूष्णीमासाद्य ललिता तं तुष्टाव कृताञ्जलिः ॥२७॥ ललितोवाच—श्रीवासुदेव! पुरुषोत्तम!

पणुं छे ) अनीशने तो तेनाथी लेप थायज, केमके ते तो मायाथी सन्निरुद्ध-आवरित छे, तमो तो मायाना नियंता महेश्वर छो. 'अस्मान्मायी सृजते विश्वमेतत्तस्मिंश्चान्यो मायया सन्निरुद्ध.' 'मायां तु प्रकृतिं विद्याद् मायिनं तु महेश्वरम्' एवी श्रुति छे 'प्रकृतिं स्वामधिष्ठाय सम्भवाम्यात्ममायया' एवी स्मृति छे ते आ तमारा प्रादुर्भावनुं यथार्थपणुं सुधी महाजनो-दैवी संपदाए संपन्न जनो जाणे छे. माटे हे भक्तप्रिय श्रीहरे! आपना प्रति हुं एटलीज प्रार्थना करुं छुं के-मारूं मन निरंतर तमारे विषेज रहो मन प्रकृतिथी चंचळ, विविध वासनाए योगरदम खेंची लई जवानुं, प्रमाथि, बळवत्, दृढ होवाथी तेने विषयोथकी विनिवर्तन करीने आपने विषे जोडवामाटे पोताना सोए सो प्रयत्नोवडे पण समर्थ थवातुं नथी, केमके आ दैवी गुणमयी आपनी माया दुरत्यय छे. जेओ तमाराज शरणने पामे छे तेओ आ मायाने तरी जाय छे, तो तमो सदाय मारा हृदयमां सन्निधि आपीने मायागुण राग द्वेषादिक थकी अमारुं रक्षण करवाने योग्य छो ॥२६॥

सुव्रतऋषि कहेछे—हे नृप! आ प्रकारे नारायणमुनिनी भक्तिथी स्तुति करीने रमा विराम पाम्या ते पछी ललिता बे हाथ जोडीने श्रीहरिनी स्तुति करवा लाग्या ॥२७॥ हे श्रीवासुदेव-सर्वमां आपनो अने आपमां सर्वनो आवास होवाथी सार्थक वासुदेव नामथी विख्यात छो. 'वसन्ति तत्र भूतानि वसत्यत्रेति चैव यतः। तत. स वासुदेवेति विद्वद्भिः परिपठ्यते' एवी निरुक्ति छे हे पुरुषोत्तम-क्षर अक्षर पुरुष थकी परतर होवाथी पुरुषोत्तम सञ्ज्ञाथी प्रख्यात छो. 'यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः। अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तम.' एम गीतामां कह्युं

पादपद्मं भक्त्या नमामि तव कायवचोमनोभिः। संसारवारिधिनिमज्जदनेकजीवप्रोत्तारणप्लवमहं श्रुतिवृन्दवन्द्यम् ॥२८॥ मायापरोऽपि जगदुद्भवपालनान्तलीलार्थमात्तविधिविष्णुशिवादिरूपः। अप्राकृतैर्गुणगणैरभिसेविताङ्घ्रिस्त्वं राजसे हि परमेऽक्षरधाम्नि भूमन् ! ॥२९॥ त्वं प्राकृतात्पतमसः पर एव तस्मिन्

---

છે. આવા વાસુદેવ પુરૂષોત્તમ જે તમારા ચરણારવિંદને સમસ્ત શ્રુતિસમૂહ સ્તુતિ કહે છે, 'सर्वे वेदा यत्पदमामनन्ति' 'वेदैश्च सर्वैरहमेव वेद्य.' એવી શ્રુતિ સ્મૃતિ છે. વળી આપનું પાદપદ્મ સસારસાગરમાં ડુબકાં ખાતા અનેક જીવોના તે થકી ઉત્તરણમાં આ કોઈ પણ નૌકા છે. તે આ ચરણારવિંદને પરા ભક્તિથી કાય વાણી મનવડે પ્રણામ કરૂંછું. દંડની પેઠ પૃથ્વી ઉપર પડીને પ્રણિપાત કરવો તે કાયિક પ્રણામ કહ્યોછે, 'नमउक्तिं विधेम' એમાં કહ્યા મુજબ જે નમઉક્તિ તે વાચિક પ્રણામ કહ્યોછે, નમ:શબ્દના અર્થનુ અનુસંધાન કરવું તે માનસિક પ્રણામ કહ્યોછે, એમ જાણી લેવુ ॥૨૮॥ હે ભૂમન્—'भूमा त्वेव विजिज्ञासितव्यः' એવો ઉપક્રમ કરીને 'यत्र नान्यत्पश्यति नान्यत् शृणोति नान्यद्विजानाति स भूमा अथ यत्रान्यत्पश्यत्यन्यत् शृणोत्यन्यद्विजानातीति तदल्पं यो वै भूमा तदमृतमथ यदल्पं तन्मर्त्यं स भगवः कस्मिन् प्रतिष्ठितः स्वे महिम्नि' આ શ્રુતિમાં અનલ્પ સુખરૂપપણે અને અનન્યપ્રતિષ્ઠપણે શ્રવણ થતા તમોજ છો. વળી આપ માયાથકી પર છો—એજ ભૂમવિદ્યાના આરંભમાં 'नाम वा ऋग्वेदो यजुर्वेद' ઈત્યાદિકથી નામનો પ્રક્રમ કરીને, તેથકી ભૂયસ્ત્વ (અધિકપણું) વાણીમાં, વાણીથકી પણ ભૂયસ્ત્વ મનમાં, આવા અનુક્રમથી નામ આદિ જેમા છે અને આશા અને જેમાં છે એવા માયિક ભાવો થકી ભૂયસ્ત્વ ભૂમામાં ઉપપાદન કર્યુ છે. વળી પ્રાણશબ્દવાચ્ય જીવથકી પણ ભૂયસ્ત્વ ઉપપાદન કર્યુ છે. એરીતે માયાદિ સર્વથકી આપ પર છો તથાપિ જગતોની ઉત્પત્તિ સ્થિતિ પ્રલયરૂપ લીલાવ્યાપારોને કરવા વ્યષ્ટિસૃષ્ટ્યાદિ વ્યાપારના દ્વારભૂત વિધિ વિષ્ણુ શિવાદિ રૂપથી અવતરો છો તેવા તમો અપ્રાકૃત દિવ્ય ગુણગણોએ અભિસેવ્યાં છે ચરણારવિંદ જેમનાં એવા થકા

धाम्न्यृद्धिभिश्च महतीभिरुपासितोऽसि । राधारमाप्रमुखशक्ति-भिरानताभिर्भक्त्याऽनुवेलमभिसेवितपादपद्मः ॥३०॥ मूर्तौ वृषात्त्वमभवः खलु मानवानां नारायणर्षिरभवाय पुराऽत्र खण्डे । प्रादुर्बभूविथ सुतोऽद्य तयोर्नृतन्वोः श्रीनीलकण्ठ इति कोसलदेश ईश ! ॥३१॥ हीनो गुणैस्त्रिभिरधीश्वर ! मायिकैस्त्वं नृत्वेऽपि दिव्यतनुरित्यसि निर्गुणाख्यः । सम्पोषणं विदधदेव तयोः स्वपित्रोः

પોતાના આનંદમય રૂપથી પરમ અક્ષરધામમાં સદૈવ વિરાજો છો. હિ-આ અર્થ શ્રુતિ પુરાણાદિકમાં પ્રસિદ્ધ છે ॥૨૯॥ વળી હે હરે ! તમો તમઃ-પ્રકૃતિથી પર પ્રકાશમાન તે બ્રહ્મપુર ધામમાં નિરવધિક અનંત સમૃદ્ધિ-ઓએ સંપન્ન અને પોતાને અસાધારણ પ્રણત રાધા રમાપ્રમુખ દિવ્ય શક્તિઓએ યથાસમય ભક્તિથી ઉપસેવ્યાં છે ચરણારવિંદ જેમનાં એવા થકા વિરાજો છો ॥૩૦॥ હે ઈશ ! બ્રહ્મપુરના અધિપતિ જે તમો પ્રથમ આ ભરતખંડમાં માનવોને અનાદિ ભવબંધન થકી મુકાવા માટે ધર્મ-પ્રજાપતિ થકી તેમની મૂર્તિ નામની પત્નીમાં શ્રીનરનારાયણ રૂપિરૂપે પ્રાદુર્ભાવ પામ્યા હતા. એજ બ્રહ્મપુરાધિપતિ તમો હાલમાં દુર્વાસા ઋષિના શાપમિષથી માનવાકારને પમાડેલાં તેજ મૂર્તિ ( ભક્તિ ) ધર્મના શ્રીનીલકંઠ નામના પુત્રરૂપે કોસલ દેશમાં ( મારા જેવા જનના કલ્યાણ માટે ) પ્રાદુર્ભાવ પામ્યા છો ॥૩૧॥ હે અધીશ્વર ! ( ઈશ્વરોના પણ ઈશ્વર, 'तमीश्वराणां परमं महेश्वरम्' એવી શ્રુતિ છે ) તમો 'નિર્ગુણ' નામથી વિખ્યાત છો, તેમાં નિમિત્ત તો આ છે કે-તમો સાધુઓના સંરક્ષણ સારૂ આ લોકમાં મનુષ્યસજાતીય રૂપથી પ્રકટ થયા છતાં પણ અપ્રાકૃત સ્વા-સાધારણ આનંદમય દિવ્ય તનુવાળા હોવાથી પ્રાકૃત પુરૂષની પેઠે માયાના સત્ત્વ રજ તમ ગુણોથી લેપાતા નથી. તો એરીતે ગુણવિરોધીપણાના સ્વભાવને લીધે 'નિર્ગુણ' નામથી કહેવાઓ છો. 'योऽसौ निर्गुण इत्युक्तः शास्त्रेषु जगदीश्वरः । प्राकृतैर्हेयसंयुक्तैर्गुणैर्हीनः स उच्यते ॥' એવી સ્મૃતિ છે. પોતાનાં માતા પિતા ભક્તિ ધર્મ ( મૂર્તિમાન્ ) અધિષ્ઠિત અમૂર્ત તે ભક્તિ ધર્મનું અત્ર-પૃથ્વીમાં ચોરગમ પ્રવર્તનથી પરિપોષણ કરતા થકા

कल्याणमत्र तनुपे श्रितदेहभाजाम् ॥३२॥ वर्णाश्रमेषु सकलेष्वपि कालनष्टं धर्मं प्रवर्तयितुमीश ! सनातनं त्वाम् । जातं वदन्ति कतिचित्कतिचिच्च भूमन् ! पापण्डिभिन्नमिह पारमहंस्यधर्मम् ॥३३॥ केचिद्वदन्ति पृथुयज्ञमहेन्द्रहातपापण्डलिङ्गगुरुभिः कृशतां हि नीतम् । सत्सम्प्रदायमनघोद्धवसम्प्रणीतं पुष्टं विधातुमिह जात इति प्रभो ! त्वाम् ॥३४॥ पुष्टिं विधातुमिह धर्मयुजः स्वभक्तेर्धर्मारिगुर्वसुरसङ्घतनूकृतायाः । प्रादुष्कृतद्विजवराकृतिरित्यहं तु जाने भवन्तमखिलार्थदमाश्रितेभ्यः ॥३५॥ शृण्वन्ति ये तव गुणानिह नाथ ! सद्भ्यो गायन्ति वा स्वहृदये श्रुतिगान् स्मरन्ति।

પોતાના ચરણના સમાશ્રિત જનોના પરમ નિશ્રેયસરૂપ કલ્યાણને કરો છો ॥૩૨॥ હે ઈશ ! કળિકાળથી વિનાશ પામેલા સનાતન વર્ણાશ્રમધર્મને તેતે વર્ણાશ્રમી સમસ્ત જનોમાં પ્રવર્તાવવા પ્રકટ થયા છો એમ તમોને કેટલાક વર્ણાશ્રમધર્મરસિક જનો કહેછે. હે ભૂમન્ ! કેટલાક પ્રાદુર્ભાવપ્રયોજનને જાણનારા જનો આ લોકમાં પાખંડિઓએ ઉચ્છેદન કરેલો સનાતન પારમહંસ્ય ધર્મ જે નિવૃત્તિલક્ષણ અને પરબ્રહ્મૈકનિષ્ઠાલક્ષણ છે તેને પ્રવર્તાવવા પ્રાદુર્ભાવ પામ્યા છો એમ કહેછે ॥૩૩॥ હે પ્રભો ! પૃથુરાજાના છેલ્લા અશ્વમેધ યજ્ઞના ભંગ માટે મહેન્દ્રે જે પ્રથમ ગ્રહણ કરીને કાર્ય પરિપૂર્ણ થતા પછી ત્યાગ કરેલા પાખંડો તેનાં ચિહ્નો ધારણ કરીને પોતાનું ગુરૂત્વ પ્રખ્યાપન કરતા ગુર્વાભાસોએ કૃશતાને પમાડેલા નિર્દોષ ઉદ્ધવસંપ્રદાયની લોકમાં પરિપુષ્ટિ કરવા તમો પ્રકટ થયા છો એમ કેટલાક સંપ્રદાય સ્વરૂપના અભિજ્ઞ જનો કહેછે ॥૩૪॥ હે ભગવન્ ! હું તો આશ્રિત જનોને સમસ્ત પુરૂષાર્થને આપનારા આપને આપની ઉપાસના અને આપના અર્ચનાદિરૂપ ધર્મો કે જે તેના વિરોધિભૂત અનેક આસુર ગુર્વાભાસોના બળથી કૃશ થઈ ગયા હતા તેના પૃથ્વી ઉપર પ્રવર્ધન માટે વિપ્રવરાકારથી પ્રાદુર્ભાવ પામેલા છો એમ માનુંછુ ॥૩૫॥ હે નાથ ! જે જનો તમારા કલ્યાણ ગુણગણોને પ્રીતિથી તમારા સાધુ જનોથકી સાંભળે છે

तेषां च ये विदधतेऽप्यनुमोदनं वा ते यान्ति धाम तव संसृतिबन्धमुक्ताः ॥३६॥ भक्तिं तवाथ तव वापि सतां प्रसङ्गं हित्वात्मबोधमुपलब्धुमिहाञ्जसा ये। क्लिश्यन्ति भूरिनियमैस्त इतो लभन्ते क्लेशं फलं ननु यथेह पुलाककण्डाः ॥३७॥ मुख्या मया तु तव

અને જેઓ સાંભળેલા ગુણગણોને ગાય છે અને જેઓ પોતાના હૃદયમાં તેને અનુસ્મરણ કરેછે અને જેઓ તે આ શ્રવણ ગાયન મનનપરાયણ જનોને અનુમોદન પણ આપે છે તે સર્વે જનો સંસાર બંધન થકી મુક્ત થઇને પર અમૃત આનંદમય આપને પામેછે ॥૩૬॥ લોકમાં જે જનો તો આત્મબોધથી નિ.શ્રેયસને પામવાની કામનાથી આત્મબોધ-સર્વાન્તરાત્મા પરમાત્માના યથાર્થ અવબોધ માટે કેવળ શ્રવણ મનનાદિ માર્ગથી અને તેમા ઉપયોગી અંતઃકરણની નિર્મળતા કરનાર આહાર-વિશુદ્ધિ વિગેરે વિવિધ નિયમોથી યતન કરેછે, પરતુ આપના ચરણના એકાંતિક ભક્તોના સમાગમને અને પરમાત્મા તમારે વિષે ભક્તિને અવલંબતા નથી, તેતો લોકમા અંદર ચોખાએ રહીત છાંડાંમાત્ર ડાંગરને ખાંડનારા જનોજ જેમ એમ એથી કેવળ ક્લેશનેજ પામેછે પણ તેઓ અર્થસિદ્ધિને પામતા નથી તત્ત્વથી પરમાત્માના સાક્ષાત્ જ્ઞાનમાં ભક્તિનું સાધનપણું ગીતામાં કહ્યુ છે—'भक्त्या मामभिजानाति यावान् यश्चास्मि तत्त्वतः' ઇતિ. સતોનો સમાગમજ જ્ઞાનભક્તિમાં હેતુ છે અને અંતઃકરણની નિર્મળતા કરનાર છે એમ વિશેષપણે સ્મૃતિમાં નિરૂપણ કર્યું છે—'भवापवर्गो भ्रमतो यदा भवेज्जनस्य तर्ह्यच्युतसत्समागमः। सत्सङ्गमो यर्हि तदैव सद्गतौ परावरेशे त्वयि जायते मतिः॥' 'सतां प्रसङ्गान्मम वीर्यसंविदो भवन्ति हृत्कर्णरसायनाः कथाः। तज्जोषणादाश्वपवर्गवर्त्मनि श्रद्धा रतिर्भक्तिरनुक्रमिष्यति॥' 'नष्टप्रायेष्वभद्रेषु नित्यं भागवतसेवया। भगवत्युत्तमश्लोके भक्तिर्भवति नैष्ठिकी॥' 'येषां संस्मरणात्पुंसां सद्यः शुद्ध्यन्ति वै गृहाः। किं पुनर्दर्शनस्पर्शपादशौचासनादिभिः॥' 'ते पुनन्त्युरुकालेन दर्शनादेव साधवः' ઇત્યાદિ ॥૩૭॥ હે ભગવન્! મેં આપના એકાંતિક સાધુજનો થકી સાંભળ્યું છે કે-ધર્માચરણથી પાપ ટળી જાય છે, એટલે ફળાનુસધાને

भक्त्यधिकारिणो ये वैराग्यधर्मनिजबोधयुतास्त एव । सद्भिः श्रुता इति वपुर्वचनात्मभिस्ते सेवां करोमि निजशक्त्यनुसारिणीं वै ॥३८॥ स्यादत्र यत्र मम जन्म च तत्र तत्र ह्यत्राप्यमुत्र च निर-

રહિત, પરમાત્માના સમારાધનરૂપ, પોતાના વર્ણાશ્રમને અનુગુણ એવા ધર્મ કર્મનું અનુદિન અનુષ્ઠાન કરવાથી રજ તમની પુષ્કળતા કરનાર પાપનો પ્રક્ષય થાયછે, તેથી થએલી સત્ત્વવિવૃદ્ધિથી અંત કરણ જ્યારે નિર્મળ થાયછે ત્યારે વિષયવાસનાના વિરામથી વૈરાગ્ય થાય અને તે વૈરાગ્યથી સ્વાત્મસ્વરૂપના અવબોધમાં આભિમુખ્ય થાય અને આપ પરમાત્માવિષે પરાનુરાગ થાય અન્યથા વૈરાગ્ય કેમ થાય ? અને ભક્તિપણ કેમ થાય ? નજ થાય જ્યાસુધી આત્માનુ આપ પરમાત્મૈકદાસતારૂપ સ્વરૂપ જેમણે જાણ્યું નથી તેમને તમારે વિષે પરાનુરાગ કેમ થાય ? નજ થાય આત્મા ત્રણ દેહ થકી વિલક્ષણ અને જ્ઞાનૈકસ્વરૂપ છે એમ જાણતા હોય તોપણ ‘હુ સ્વતંત્ર છુ’ એવા ભ્રમથી અંધ થતા જરામરણમોક્ષમાત્રમાં રસિક થએલા જનો તમારા ભક્તિરસથકી વિમુખ થાયછે, માટે જેઓ વૈરાગ્ય ધર્મ અને નિજબોધે યુક્ત છે તેઓજ તમારી ભક્તિના મુખ્ય અધિકારીઓ છે, એમ સાધુઓથકી મેં સાભળ્યુ છે તો એરીતે સાધુઓથકી સાભળીને, મારા આત્માને આપ પરમાત્માનીજ એકદાસતા રસવાળો જાણીને, કાય વાણી મનથી જેજે ક્રિયાઓ વર્ણથી પ્રાપ્ત થતી છે તે સર્વેને આપની સેવારૂપ થાય એમજ કરૂછુ અર્થાત્ યથાશક્તિ ત્રણ કરણ (મન વાણી કાય)થી આપની પરિચર્યાપરાયણજ છુ તે આ આત્મજ્ઞાને સહિત ધર્મના અનુષ્ઠાનથી તમારે વિષે ભક્તિ મારે પ્રવૃદ્ધિ પામો ॥૩૮॥ હે ઈશ ! હુ અપુનર્ભવમાત્રને (જરામરણમોક્ષમાત્ર) વાછતી નથી, કેમકે તમારે વિષે અનન્ય પ્રેમરસે રહિત એવા જરામરણનિવૃત્તિમાત્રથી મારે કશો અર્થ નથી ભલે મને પુનર્ભવ થાય પર હું એજ માગુ છુ કે–આ ભૂલોકમા કે સ્વર્ગાદિ પરલોકમા જેજે યોનિમા મારૂ જન્મ થાય તે તે યોનિમા તમારે વિષે મારે અનન્યભક્તિ થાય અને તે[ ] કરાવેલી રસમથી નિષ્કામ એવી આપના ચરણની સેવા સતત સર્વ પ્રકારે મને મળે સર્ને ક’યાણુગુણુ

न्तरमेकभवया । निष्काममेव तव सेवनमीश ! मे स्तादित्यर्थया-म्यहमतिप्रणयाद्भवन्तम् ॥३९॥ सुव्रत उवाच—ललिता ललितैः पद्यैरिति स्तुत्वा निजं प्रभुम् । तूष्णीमासीत्ततश्चान्याः स्त्रियो भक्तास्तमस्तुवन् ॥४०॥ अमर्युवाच—वन्देऽहं नमदमरीललाटभूषा हीरालिद्युतिविलसन्नखेन्दुकान्ति । पादाब्जं तव सुरसिद्धसङ्घ सेव्यं सद्भक्त्या निगमसरस्वतीप्रगीतम् ॥४१॥ नित्यं ते चरणयुगे ममास्तु चित्तं संसारे स्वजनधनादिषु कर्हिचिन्मा । सङ्गस्ते

પરિપૂર્ણ સર્વશેષી પરમાનંદમય પોતાના સ્વામિના પરમ પ્રેમરસકોમળ એવા સેવારસ થકી બીજો કોઈ મુક્તાનંદ અધિક નથી યોગિઓને પણ દુર્લભ અને અપુનર્ભવ થકી અધિક આવા સેવારસને 'હું એને લાયક કેમ હોઈ શકું ?' એમ વિચાર્યા વિના પ્રણયપ્રકર્ષને લીધે હું યાચુંછુ તમો પ્રણયી જનમાં વત્સળતાવાળા છો, તો પ્રણયી સ્ત્રીજનની આ પ્રાર્થનાને સફળ કરો ॥૩૯॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! એરીતે લલિતા લલિત-શબ્દથી અને અર્થથી મધુર પદ્યોવડે પોતાના પ્રભુની સ્તુતિ કરીને વિરામ પામ્યાં તેપછી બીજી ભક્તસ્ત્રિયો શ્રીહરિની સ્તુતિ કરવા લાગી ॥૪૦॥ તેમા **અમરી સ્તુતિ કરેછે**—હે ભગવન્ ! આપનુ ચરણકમળયુગળ પ્રણામ કરતી સાવિત્ર્યાદિ અમરનારીઓના લલાટાભરણોમા પક્તિબધ રહેલા હીરા ઓની પ્રભાઓથી વ્યામિશ્રિત એવી નખચદ્રકાંતિઓવડે અતિશય પ્રકાશે છે, તેવું તથા આદ્યંતે રહિત અપૌરૂષેય વેદોએ સ્તુતિ કરેલુ તથા વાગ્-દેવીએ ગાન કરેલુ અને સમગ્ર સુરસિદ્ધસઘોએ સેવનીય એવા આપના ચરણારવિંદને નિષ્કામ ભક્તિથી હું નમસ્કાર કરૂંછુ ॥૪૧॥ હે હરે ! અનાદિ આ સસારમાં ભટક્યા કરતા જનોનુ ચિત્ત સ્વજન ધન ધામાદિકમાજ દોડ્યાદોડ્ય કરે છે, માટે હું પ્રાર્થના કરૂંછુ કે-મારૂં ચિત્ત સંસારવાસનાના વશપણાથી સ્વજન ધન ધામાદિકમા ક્યારેયપણ નજ પ્રવેશ કરો, પરતુ આપના ચરણકમળયુગળમાજ નિત્ય આસક્ત રહો તથા તમારા ચરણ સરોજમા સલગ્ન મનવાળી રમા આદિક અબળાઓ સાથેજ મારે સમા

चरणसरोजलग्नहृद्भिर्योषाभिर्भवतु भवे सदैव चास्मिन् ॥४२॥ अमलोवाच—भक्तानामभिलषितार्थदानदक्षं तं त्वाहं निजहृदये दधामि नित्यम् । भक्तिं मे ध्रुवमधिमान्य यस्त्वमल्पां कारुण्यादधिकमुपैषि हि प्रसादम् ॥४३॥ चित्तं मे गुणमणिमण्डने हि तस्मिंस्त्वय्येव प्रकटदयागुणे च भूम्नि । संलग्नं भवतु विहाय दैहिकानां संसर्गं धरणिवदस्तु तत्स्थिरं च ॥४४॥ मेनोवाच—भक्त्याहं तव पदसारसं दयालो ! वन्दे तत्प्रणतजनार्तिनाशशीलम् । यत्स्पर्शा-

ગમ સદાય રહો, કિંતુ કુટુંબમા આસક્ત ચિત્તવાળી સ્ત્રિયોનો સંગ કદાપિ નજ થાય ॥૪૨॥ હવે અમલા સ્તુતિ કરેછે—હે હરે ! જેજે જન જેજે કામનાથી ભજે છે તેતે ભજનારના અભિલષિત તેતે અખિલ અર્થને આપ આપો છો, કેમકે તમો સમગ્ર પુરૂષાર્થના પ્રદાનમા સમર્થ છો સર્વ પુરૂષાર્થના પ્રદાનમા મહા સમર્થ દયાનિધિ તે તમો હૃદયમા સન્નિધિ પામી રહેલા છો, તો હવે બીજુ શુ પ્રાર્થનીય છે ? કાંઈપણ નથી તો એવો નિશ્ચય કરીને તમોને હું નિત્ય હૃદયમા ધારણ કરૂંછુ. તમો તો પરમ ઉદાર છો, તેથી મેં કરાતી શ્રવણ કીર્તનાદિલક્ષણા અલ્પપણ ભક્તિને અત્યધિક માનીને, એટલે જે જનો અનન્ય મનથી તમારૂં ચિંતવન કરાતા થકા પર્યુપાસન કરેછે, નિત્ય તમારી સાથે જોડાઈ રહેવા તે જનોના ભજન પ્રકાનેજ જેમ એમ કૃપાવશાત્ અત્યુત્તમ માનીને અધિક અનુગ્રહ કરો છો ॥૪૩॥ હે હરે ! મારૂં હૃદય દેહ અને તેના સંબન્ધિ વિગેરે કે જે અલ્પપણુ અસ્થિરપણુ ઉત્તર કાળમા દુ:ખદેવાપણુ વિગેરે અનેક દોષોએ પરિપૂર્ણ સુખાભાસરૂપ છે તેના સસર્ગનો પરિત્યાગ કરીને, ગુણ મણિઓજ મડન—આભરણ જેનું છે અથવા ગુણમણીઓના મંડનભૂત, (જેમના આશ્રયલાભથી ગુણો કલ્યાણતાને પામેછે) સમસ્ત દોષે રહિત, સમગ્ર કલ્યાણગુણોના નિધિરૂપ, સર્વેએ સાક્ષાત્ અનુભવ્યો છે દયારૂપ ગુણ જેમને વિષે, નિરવધિ સુખરૂપ એવા તમારે વિષેજ સલગ્ન થઈને પૃથ્વીવત્ સ્થિર થઈ રહો ॥૪૪॥ હવે મેના સ્તુતિ કરેછે—હે દયાળો ! જે તમારા ચરણકમળના પવિત્ર સ્પર્શથી વૈભવને પામેલી ગઆ

दखिलमिदं पुनाति विश्वं रूपैः स्वैस्त्रिभिरमरेश्वरांश्च गङ्गा ॥४५॥ तत्तेऽहं दृढतरभावतः पदाब्जं सेवे वै गृहधनतोऽपकृष्य चित्तम्। नेच्छामि ध्रुवममरादिभोगजातं त्वत्तोऽन्यत्तत इह मां सदा निधेहि ॥४६॥ सर्वाः स्त्रिय ऊचुः—अतिमनोहरं सर्वसुन्दरं तिलकलक्षणं चञ्चलेक्षणम्। विबुधवन्दितं स्वामिनाथ ! ते वपुरिहास्तु नो नित्यदर्शने ॥४७॥ मदनमोहनं प्रेमदोहनं नयनगोचरं भक्त-

पोताना मंदाकिनी गंगा भोगवती नामनां त्रण रूपे करीने त्रण लोकोने पवित्र करेछे तथा भव ब्रह्मादि देवोने पवित्र करेछे. ते तमारा प्रणत जनोनी समग्र पीडाने नाश करवाना स्वभाववाळा चरणारविंदने हुं भक्तिथी वंदन करूंछुं ॥४५॥ हे भगवन्! हुं धाम धनादिकमा रहेला दोषनो विचार करीने, ते थकी चित्तने ऐंची लइने, समग्र पीडाने प्रशमन करनारा सकळमंगळकारी एवा आपना ते पादपद्मने दृढतर प्रेम भावानुबंधपूर्वक सेवुं छुं तमारा थकी व्यतिरिक्त ब्रह्मादि सुरेश्वरभोग-समूहने पण हुं तमारा थकी निश्चे नथीज इच्छती, तो मने आपना आज चरणसरोजनी सेवामा सदा स्थापन करो ॥४६॥

हवे अमृता कुमारी आदिक अन्य समस्त स्त्रियो साथेज स्तुति करेछे—हे स्वामिनाथ !–स्वामिओना पण स्वामिन्! ('पतिं पतीनां' एवी श्रुति छे) जोनारा समग्र जनोना मन नयनने हरनारुं, सर्वातिशायि सौन्दर्ये संपन्न, नासिकाना समीपमा वर्तता तिलक नामना चिह्नविशेषथी अथवा भालना भूषणभूत सचंद्रक ऊर्ध्वपुंड्र तिलकथी शोभायमान, चचळ लोचनकमळथी रमणीय, भवब्रह्मादि विबुध वृन्दोए वंदेलुं एवुं आपनु आ वपु (श्रीमूर्ति) आ पुरमा अमारा नित्य दर्शनमां रहो, अर्थात् सर्वदा अमारा नयनगोचर आप रहो ॥४७॥ आ आपनुं वपु समस्त जनोना मनने मोह पमाडनारा मदन (काम)ने पण मोह पमाडनारुं, (तेथी पण अति सुदर) जोनारा जनसमाजने पोताना लावण्यातिशयथी पोताविषे प्रेमने दोहन करनारुं, (प्रेमने वधारनारुं) योगिओएपण अगम्य होवा छतापण केवळ कृपाए करीने समस्त मनु-

सञ्चरम् । भुवि सुदुर्लभं स्वामि० ॥४८॥ निजजनैः सदा वाञ्छितं हृदा परसुखावहं हृत्तमोपहम् । परममङ्गलं स्वामि० ॥४९॥ हृदयरोचनं बद्धमोचनं विगतशोचनं दीर्घलोचनम् । मृदुसिताम्बरं स्वामि० ॥५०॥ मधुरभाषणं पुष्पभूषणं विजितदूषणं शोकशोषणम् । प्रहसदाननं स्वामि० ॥५१॥ कुसुमशेखरं कोमलान्तरं सदयदर्शनं दुःखकर्षणम् । विधिहरार्चितं स्वामि० ॥५२॥ परमपावनं

ધ્યોના લોચનગોચર કરેલુ, ભક્તોમાં સદા સચરણ કરવાના સ્વભાવવાળુ (ભક્તવશ વર્તનારૂ) વર્તે છે. તેવું આ આપનુ ભૂલોક દ્યુલોકમાતો સુદુર્લભ વપુ સદા અમારા નેત્રમાર્ગે આગળ વિરાજમાન રહો ॥૪૮॥ આત્મીય અનન્યભક્તોએ સદા હૃદયથી વાંછેલું, (તેમને તમારા આ વપુથકી પ્રિય તમ બીજું કાઇપિણ નથી, કેમકે તેઓ અપુનર્ભવની સ્પૃહા રાખતા નથી) જોનારા જનોને નિરવધિ સુખ આપનારૂં, આતર અનાદિ અજ્ઞાનરૂપ અંધકારને અપહરનારૂં, મંગળોનું મગળ એવું તે આ તમારૂં દિવ્ય વપુ અમારા નયનપથમાં નિત્ય આવિર્ભાવ પામો ॥૪૯॥ હે સ્વામિનાથ ! આ આપનું વપુ દર્શન કરનારા કે ધ્યાન કરનારા ભક્ત જનોના હૃદયને આહ્લાદ આપનારૂં, અનાદિ કાળથી અનુવર્તતા ભવબંધનને દર્શનમાત્રથી મુકાવનારૂં, શોકમોહાદિ પ્રાકૃત દોષોએ રહિત છે, આવુ આ આપનુ કર્ણપર્યંત વિશાળ વિલોચનવાળુ અને કોમળ ઉજ્જવળ વસ્ત્રોને ધારી રહેલુ દિવ્ય વપુ અમારી દૃષ્ટિ આગળ નિત્ય પ્રકાશમાન રહો ॥૫૦॥ વળી હે સ્વામિનાથ ! આશ્રિતોના સમસ્ત સંતાપને સહનારૂં મધુર ભાષણ જેમનુ છે, સુગન્ધિ સુકોમળ દિવ્ય વિવિધ પુષ્પોનાં હાર બાજુબધાદિ વિભૂષણોવડે વિભૂષિત, સમસ્ત હેયગુણોનુ વિરોધિ, સમાશ્રિતોના સમસ્ત શોકને શોષણ કરનારૂં, મંદસ્મિતવડે મધુર મુખારવિંદથી રમણીય, પાઘમા ધારેલા પુષ્પતોરાઓથી સમલકૃત, વાત્સલ્ય સૌશીલ્ય સૌલભ્ય આદિકની અધિકતાને લીધે કોમળ હૃદયવાળું, કૃપાપૂર્વક અવલોકન (જોવુ) જેનુ છે, સમાશ્રિતોના સમગ્ર દુખને આકર્ષણ કરનારૂં, ભવ બ્રહ્માદિ અધીશ્વરોએ અર્ચેલ, સચિત સમસ્ત પાપપુંજને પ્રણાશ કરનારૂં હોવાથી પરમ પાવન, સકળ

लोकभावनं कुटिलकुन्तलं पुष्पकुण्डलम् । भवभयापहं स्वामि० ॥५३॥ सकलसिद्धिभिः सर्वऋद्धिभिः श्रितपदं सदा योगिभिर्मुदा । तदिदमेव हि स्वामि० ॥५४॥ तव निवासतो दुर्गपत्तनं जयति भूतले सर्वतोऽधिकम् । भवदुपाश्रया मुक्तिरत्र यद्वसति सर्वदाऽन्यत्र दुर्लभा ॥५५॥ कुमतदुर्वनाद्धोरयौवनाद्रसनवृश्चिका-

લોકનું સંરક્ષણ કરવાના શીલવાળું, ભવભયને ટાળનારૂં, કુટિલ કેશો અને પુષ્પમય કુંડળોવડે શોભમાન, સર્વ અણિમાદિ ઐશ્વર્યોએ અને સમગ્ર અપ્રાકૃત સંપદાઓએ સદા સંપન્ન અને યોગિઓએ હર્ષથી સદા સેવેલા ચરણવાળું એવું આ આપનું દિવ્ય વપુજ અમારી દૃષ્ટિગોચર નિત્ય નિવાસ કરી રહો ॥૫૨-૫૪॥ હે હરે ! આ દુર્ગપત્તન નામનું નગર ક્ષરાક્ષરાધિપતિ આપના નિવાસને લીધે ભૂતળમાં સર્વ તીર્થ ક્ષેત્રાદિક થકી અત્યધિક વિજયકારી વર્તે છે, કેમકે આપના આશ્રયથીજ એક સુલભ એવી જે મુક્તિ સાધનાભ્યાસથી પણ અન્ય સ્થળમાં દુર્લભ છે તે આ સ્થાનમા તો જલદી સિદ્ધ થાયછે, માટે મુક્તિસ્થાનોમાં આ ક્ષેત્ર સર્વથી સમધિક વર્તેછે ॥૫૫॥ વળી લોકમાં કુમત-શ્રુતિ સ્મૃતિ ન્યાય થકી વિરૂદ્ધ, કુતર્કજ એક મૂળ જેમા છે એવા આર્હત (જૈન) સૌગત (બૌદ્ધ) માયાવાદિ (શાંકર) વિગેરે જે મત છે તે આ વન-મહા અરણ્ય છે, જેમ મહા અરણ્યના મધ્યને પામેલો પુરૂષ કોઈપણ ગામ નગરાદિમાર્ગને ન પામે તેમ કુમતના મધ્યને પામેલો પુરૂષ નિઃશ્રેયસ માર્ગને પામતો નથી તેમ ત્રૈવર્ગિક ફળને પામતો નથી, તે બન્ને થકી પરિભ્રષ્ટ થઈને કેવળ મોહ પામેછે કુમત કેવળ મહા અરણ્ય છે એમજ નહિ કિંતુ દુર્વન-હિંસક પ્રાણિપ્રાય છે, જેમ હિંસક પ્રાણિપ્રાય વનને પામેલો જન મૃત્યુમુખને પામેછે તેમ કુતર્કોવડે હણાએલો આ જન સસૃતિલક્ષણ મૃત્યુને પામેછે, તો એરીતે આત્મ સત્તાને પ્રણાશ કરનાર કુમતરૂપ દુર્વનથકી અમારૂં આપે સચ્છાસ્ત્રાર્થનો સુબોધ આપીને અને સમસ્ત સચ્છાસ્ત્રના પરમ તાત્પર્યના વિષયભૂત પોતાના ચરણારવિંદનો સમાશ્રય આપીને વારંવાર રક્ષણ કર્યું છે તથા વિરામ વિના મર્યાદા મુકીને ઉછળતા ન પાછા વાળી શકાય એવા કામતરંગ-

ल्लोभलुब्धकात् । यद्युतरापदो भूरिसम्पदो मुहुरिह त्वया रक्षिता वयम् ॥५६॥ प्रबलसंशयाद्दुष्टसंश्रयान्मदविलेशयात्कुत्सिताश-

વેગોએ પોતામાં સંલગ્ન થતા બ્રહ્મા રૂદ્ર ઈન્દ્રાદિકનેપણ સમૂર્છિત કરી દેતા એવા ઘોર યૌવન થકી અમારી આપે વિષયવૈરાગ્યને સિદ્ધ કરી આપનારો મુક્તોએ ઉપભોગ્ય એવા પોતાના દિવ્ય સ્વરૂપનો સાક્ષાત્કાર સંપાદન કરી આપીને અનેકવાર રક્ષા કરી છે. તથા રસનેન્દ્રિય અતિચપળ હોવાથી રસાસ્વાદના મિષથી વીંછી પુચ્છના અગ્રભાગમાં રહેલા વિષમય કંટક-થીજ જેમ એમ વસ્તુતાએ વિષ પરિપૂર્ણ પોતાના અતિચપળ અગ્રભા-ગથી પ્રતિક્ષણ વીંધી વીંધીને પુરૂષને પીડે છે, આવા સમગ્ર ઇન્દ્રિયોના ક્ષોભમાં હેતુભૂત દુર્જય રસનેન્દ્રિયરૂપ વીંછીથકી અમારૂં આપે આપના ગુણામૃત રસાસ્વાદમા રસિકતા સંપાદન કરી આપીને વારંવાર રક્ષણ કર્યું છે. તથા જેમ લુબ્ધક–પારાધી વિવિધ ઠગવાના ઉપાયોવડે જાળમાં મૃગાદિકને પાડીને તેના પ્રાણહરણપર્યંતના પણ વ્યાપારથી સ્વાર્થને સિદ્ધ કરેછે તેમ લોભ અતિ પ્રવૃદ્ધિ પામતા સ્વાર્થસિદ્ધિસારૂ ઠગાઇથી પરપ્રાણના હરણપર્યંતના પણ વ્યાપારમાં પ્રયત્ન કરેછે, તો આવા લોભરૂપ લુબ્ધક થકી અમારી આપે ગુણદોષનો વિવેક કરી આપીને વારંવાર રક્ષા કરી છે. તથા જે કોઈ સપત્તિ ક્ષેત્ર ઉપવન ભવન સુવર્ણાદિ સમૃદ્ધિરૂપ કહેવાય છે તેતો વસ્તુતાએ વિપત્તિજ છે કારણ કે તેનાથી અનર્થનીજ અપ્રાપ્તિ થાયછે, જે ધર્મ જ્ઞાન વૈરાગ્ય ભક્તિની સમૃદ્ધિ છે એજ સાચી સંપત્તિ છે, કેમકે તેનાથીજ નિ શ્રેયસની સિદ્ધિ થાયછે તેવી ક્ષેત્ર આરામ ભવન કનકાદિ વિવિધ મિષથી રહેલી વિવિધ વિપદાઓથકી ( સપત્તિ સંજ્ઞાથી રહેલી વિપત્તિઓથકી ) અમારૂં આપે તેનુ અભિમાન ટાળવાપણે અનેક-વાર સંરક્ષણ કર્યું છે ॥૫૬॥ હે મુનિપતે ! જે પ્રબળ–ન સમાધાન થાય એવા પ્રબળદોષમૂળક સંશયો છે તેથકી, જે પરાવર પરમાત્માના દર્શ નથી હૃદયગ્રથિઓ ભેદાઈ જાય છે સર્વ સંશયો છેદાઈ જાય છે અને સર્વે કર્મો પ્રક્ષય પામી જાય છે તે દર્શનપદને પામેલા આપ ભગવાને અમારી રક્ષા કરી છે તથા દુષ્ટ સંશ્રય–અંદર નિગૂઢ વિષયરાગરૂપ અગ્નિથી

यात् । स्मरसरीसृपान्मानकोणपान्मुनिपते ! वयं मोचितास्त्वया ॥५७॥ अशुभभावतः क्रोधदावतो मृतिजनुर्भयात्पापदुर्नयात् । मधुमहाविपान्सर्वथामिपाद्यतिपते! वयं रक्षितास्त्वया ॥५८॥

અતિશય બળ્યા કરતા અને બહાર ધર્મવાદથી પોતાના દોષને પ્રચ્છન્ન રાખનારા, દંભૈકનિષ્ઠ દુષ્ટ જનોના સમાશ્રયણથકી અમારી આપે ચોગરદમ સત્સંગ વધારીને રક્ષા કરી છે તથા ધન અભિજનાદિકનો જે મદ છે તે કૃષ્ણસર્પજ છે, તે વિષને વમન કરીને સન્નિધિમાં રહેલા સાધુઓનુ પણ સંહનન કરેછે, માટે આવા ધનાદિમદરૂપ કૃષ્ણસર્પથકી અમારે વિષે વિનયનો પ્રવેશ કરાવીને અમારી આપે રક્ષા કરી છે તથા અનાદિકાળથી અનુવર્તતી વિપરીત વાસના મૂળ જેમા છે અને વિષયભોગજ એક ફળ જેનું છે એવા વિપરીત આશય થકી અમારૂં તત્ત્વ-હિત-પુરૂષાર્થનો યથાર્થ અવબોધ આપીને આપે રક્ષણ કર્યું છે તથા જે કામ છે તે અજગર જેવો અત્યુગ્ર છે અને જે માન છે તે અતિક્રૂર રાક્ષસ છે, તે કામરૂપ અજગર થકી અને માનરૂપ રાક્ષસ થકી અમારૂં આપે વૈરાગ્ય સંપાદન કરાવીને સંરક્ષણ બહુધા કર્યું છે ॥૫૭॥ હે યતિપતે ! પ્રાણિમાત્રમાં પણ અશુભ ભાવ-અશુભ ચિંતન કરવારૂપ નરકપ્રદાયક વર્તે છે, વિવેકિઓનેપણ વાસનાવેગથી ઉદ્‌ભવતી શત્રુબુદ્ધિથી અશુભ ભાવ આવે છે, તે આ અશુભ ભાવથકી અમારી આપે સર્વભૂતસૌહાર્દ વ્રતનો વિબોધ આપીને રક્ષા કરી છે તથા જેમ દાવાનળ સમગ્ર વનને બાળ્યા વિના પ્રશાન્તિને નથીજ પામતો તેમ ક્રોધ પોતાના સંબન્ધમા આવતા સર્વ કોઇને, અંતે આત્માને કે આત્મીયને વિનાશ કર્યા વિના ઉપશાન્તિને નથીજ પામતો, તો જે ક્રોધ છે તે વિલક્ષણ એક દાવાનળજ છે, તેથકી અમારી ક્ષમાવ્રતના સબોધથી આપે રક્ષા કરી છે તથા પાપનેજ એક પેદા કરનારા દુરાચરણ થકી સદાચરણનો સંબોધ આપીને અમારી આપે રક્ષા કરી છે તથા મદ્યમાસના ભક્ષણ પ્રધાન ધર્માભાસ થકી સદ્ધર્મનો સદ્‌બોધ આપીને અમારૂં સરક્ષણ કર્યું છે કિં બહુના-જનનમરણ ભયથકીપણ આપે આપના સમારાધનની સિદ્ધિ કરવા કૃપાથી સાક્ષાત્ સર્વને ગોચર થઈ અને તે સમારાધનથી પ્રસન્ન થઈ

विषयवारिधेस्तारिता यथा करुणया वयं भूरिशस्तथा । तव पदाम्बुजासक्तिविघ्नतः सततमेव नः पातुमर्हसि ॥५९॥ क्वचन मानसं त्वत्पदाम्बुजाद्व्रजतु माऽन्यतो नाथ ! नः सदा । इति वयं मुहुः प्रार्थयामहे निजजनप्रियं त्वामधीश्वरम् ॥६०॥ सुव्रत उवाच—इति ताभिः स्वभक्ताभिर्योषाभिः संस्तुतो हरिः । प्रसन्नः सोऽभयं प्रादात्ताभ्यो भक्तपतिर्नृप ! ॥६१॥ श्रीनारायणमुनिरुवाच—भवतीनां हि सर्वासां यो यो हृदि मनोरथः । वर्तते स स संपूर्णो भविष्यति न संशयः ॥६२॥ देहदैहिकसम्बन्धं दुस्त्यजं ह्यपि योगिभिः ।

---

અમારી સર્વથા સરક્ષા કરી છે ॥૫૮॥ આ અપર પ્રાર્થના કરીએ છીએ કે-જેમ પરમ કૃપાથી અમોને વિષયસમુદ્ર થકી પાર ઉતાર્યાં છે તેમજ તમારા ચરણકમળમાં જે પરમ પ્રેમરસ પ્રતિદિન પ્રવૃદ્ધિ પામતો જાય છે તેને અંતરાય જે રીતે ન થાય તેમ તેથકી અમારી નિરંતર રક્ષા કરવાને યોગ્ય છો. વૃદ્ધિ પામતો તમારા ચરણારવિંદમાં પ્રેમરસ જે પરમ ભક્તિરૂપ છે તે નિશ્રેયસ આનંદ થકી ન્યૂન નથી, માટે એમાં કોઈ વિઘ્ન ન થાય એવી અમારી નમ્ર પ્રાર્થના છે ॥૫૯॥ હે નાથ! અમારૂં મન આપના ચરણકમળથકી અન્યત્ર જે રીતે કદાચિત્ પણ ચલાયમાન ન થાય તે રીતે અમારી રક્ષા કરો, કેમકે તમો અધીશ્વર છો-અધીશ્વર આપને અમારા મનનું નિયમન કરવું દુષ્કર નથી વળી તમો નિજજનપ્રિય છો-તો નિજજનોના મનને પોતાના પદપદ્મમાંજ એક આસક્ત કરવાને તમો યોગ્ય છો, માટે આપની અમો નિરંતર વારેવારે એજ પ્રાર્થના કરીએ છીએ ॥૬૦॥ સુવ્રતઋષિ કહેછે—હે નૃપ! એરીતે પોતાની અનન્યભક્ત જયાદિ સ્ત્રિયોએ સ્તુતિપૂર્વક પ્રાર્થના કરેલા ભક્તપતિ ભગવાન્ શ્રીહરિ પરમ પ્રસન્ન થઇને તેમના પ્રતિ અભય દાન વચન બોલ્યા ॥૬૧॥ તેનેજ શ્રીનારાયણમુનિ કહેછે—હે ભક્તા ! તમારા સર્વેના હૃદયમા જેજે મનોરથ વર્તે છે તેતે સર્વેપણ સંપૂર્ણ થશે, એમાં સંશય નથી ॥૬૨॥ હે અબળા ! જે કારણ માટે યોગિઓએપણ દુસ્ત્યજ એવા દેહ દૈહિકાદિકના અભિમાનને મારે વિષે પરમ પ્રેમને લીધે

मयि प्रेम्णा तृणमिव हित्वा मां भजथाबलाः ! ॥६३॥ सुव्रत उवाच—इत्यादिभिः सुमधुरैर्वचनैर्विचित्रैस्तं तोषयन्तमृषिनायकमात्मनस्ताः । नत्वा नरेश ! वनिताः सकलास्तदानीं पप्रच्छुरेतदनघाश्च तदेकचित्ताः ॥६४॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे प्रबोधन्युत्सवे दुर्गपुरस्थजयादियोषिन्मण्डलकृतभगवत्स्तुतिनिरूपणनामा त्रिचत्वारिंशोऽध्यायः ॥४३॥

जयादय ऊचुः—नारायणमुने ! स्वामिन् ! भक्तवत्सल ! सत्पते ! । पृच्छामस्त्वां वयं किञ्चित्कृपया तच्छृणु प्रभो ! ॥१॥ त्वां प्रसाद-

---

તૃણની પેઠે તરત ત્યાગ કરીને મને ભજો છો, માટે તમારા મનોરથના પૂર્ણ-પણામાં લેશ સંશય નથી ॥૬૩॥ સુવ્રતઋષિ કહેછે—હે નરેશ! ઈત્યાદિ મધુર મધુર વિચિત્ર વચનોવડે પોતાની ભક્તસ્ત્રિયોને સંતુષ્ટ કરતા મુનિપતિ શ્રીહરિને નમસ્કાર કરીને તે નિર્દોષ તદેકચિત્ત સમસ્ત જયા વિગેરે વનિતાઓએ તે સમયે એવો પ્રશ્ન પુછયો ॥૬૪॥ ઇતિ શ્રીસત્સંગિજીવને તૃતીયપ્રકરણે પ્રબોધન્યુત્સવે દુર્ગપુરસ્થજયાદિયોષિન્મંડળકૃતભગવત્સ્તુતિનિરૂપણનામા ત્રિચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૩॥

## [1]અધ્યાય ૪૪ મો.

જયા આદિક અબળાઓ પુછેછે—હે ભગવન્ નારાયણમુને! તમો ભક્તવત્સળ, નિરૂપાધિક સ્વામી, સતાંપતિ છો માટે તમોજ એક નાથ જેના છો એવા ભક્તોનું જાણવા વાછેલુ હિત જણાવાને આપ યોગ્ય છો. તો હે પ્રભો! અમો કિંચિત્ અમારૂં હિત અને સકળ લોકનું હિત તમોને પુછીએ છીએ, તેને કૃપા કરીને સાભળો ॥૧॥ હે ભગવન્! તમોને-સંતોના પતિ, સર્વના સ્વામી આપ નારાયણને પ્રસન્ન કરવા દાન યજ્ઞ તપ યોગ જપ છન્દ વ્રત વિગેરે બહુ ગુણો-ઉપાયો શાસ્ત્રોમા પ્રદર્શાવ્યા છે

---

૧ આ અધ્યાયમા પોતાના પ્રસાદના ઉપાયોમા પ્રધાન ઉપાયને પુછતી જયા રમા લલિતા આદિક અબળાઓના પ્રતિ ભગવાને નિરૂપણ કરેલુ પોતાની ભક્તિનું પ્રાધાન્ય અનુવાદ કર્યુ છે.

यितुं प्रोक्ताः शास्त्रेषु बहवो गुणाः । दानयज्ञतपोयोगजपच्छन्दो व्रतादयः ॥२॥ तेषु मुख्योऽस्ति कः स्वामिन् ! येन संसेवितेन वै । नितरां त्वं प्रसन्नः स्याः स्वभक्तेभ्यो वरप्रदः ॥३॥ प्राप्तेन येन

ભાવાર્થ એવો છે કે—અભ્યુદય (ત્રિવર્ગ ફળ)ના કે નિ શ્રેયસના જે ઉપાયો દાન યજ્ઞાદિ નિદર્શાવ્યા છે તે સર્વે તમારા પ્રસાદના ઉપાયોજ છે, કેમકે આપના પ્રસાદ વિના કોઈપણ પુરૂષાર્થ સિદ્ધ થતો નથી, ઈન્દ્રાદિ તેતે દેવતાઓપણ સર્વાન્તરાત્મા આપની તનુઓજ છે, જેજે ભક્ત જેજે તનુનું શ્રદ્ધાદિ અર્ચન કરવા ઈચ્છે છે તેની તેની તે શ્રદ્ધાને તમોજ નિશ્ચળ કરો છો, પછી તે જન તે શ્રદ્ધાએ યુક્ત થઈને તેનું આરાધન કરેછે, તે આરાધનથી તમોએજ આપેલા તેને કામોને પામેછે. કેટલાક જનો તમારી પ્રસન્નતાના તે ઉપાયોને જાણે છે તો ખરા પણ ભોગવાસનાથી અભિભૂત ચિત્તવાળા હોવાથી એજ યજ્ઞાદિ કર્મોવડે તમોને પ્રસન્ન કરીને સ્વર્ગતિની પ્રાર્થના કરેછે કેટલાક અભિજ્ઞ નરો ફળસંગનો ત્યાગ કરીને તમારા પ્રસાદનીજ ઈચ્છાથી યજ્ઞાદિકનું અનુષ્ઠાન કરે છે. બીજા મહાત્માઓ તો 'वासुदेवः सर्वमिति' 'મારે તો સર્વ વાસુદેવજ છે' એમ અનન્યભક્તિથી તમોને ભજે છે તેમાં ભક્તિ આદિશબ્દથી કહેવા ઇચ્છી છે. તો સર્વ પ્રકારે તે આ યજ્ઞાદિક સર્વે તમારી પ્રસન્નતાના ઉપાયભૂતજ છે હે સ્વામિન્! તે આ ઉપાયોમાં મુખ્ય કોણ છે? પોતાના ભક્તોને વરદાન દેનારા તમો, એટલે તેતે યજ્ઞાદિ ઉપાયોવડે તમોને તેતે અર્થની કામનાથી ભજતા અર્થીઓને તેમણે તેમણે અભ્યર્થેલા તે તે અર્થોને આપનારા આપ જેના સંસેવનથી અત્યંત પ્રસન્ન થાવ–'આતો મારોજ છે' એવો ભાવ કરો અને વળી જે એકની પ્રાપ્તિ થતાં બીજા બધા યજ્ઞ દાનાદિ ગુણો–યજ્ઞદાનાદિકમાં નિષ્ઠા રાખવારૂપ ગુણો સમુદ્રમાં ગોષ્પદની પેઠે મુખ્ય ગુણમાં સર્વ સાધન અને સાધ્ય (ફળ)નો સમાવેશ હોવાથી પ્રાપ્ત થઇ જાય અને વળી જે એક મુખ્ય ગુણ ન પ્રાપ્ત થતાં તો યજ્ઞાદિકમાં નિષ્ઠતારૂપ બીજા બધા ગુણો ગત–અર્થસિદ્ધિ નહિ કરનાર હોવાથી રહ્યા હોય તોપણ ગતજ થઇ જાય સ્વર્ગાદિકતો

चैकेन प्राप्ताः स्युः सकला गुणाः । अप्राप्ते च गुणे यस्मिन् गताः स्युरपरे गुणाः ॥४॥ वयं वेदितुमिच्छामः सर्वास्तं त्वदुपासिकाः। वक्तुमर्हसि तस्मात्त्वं वासुदेव ! सुनिश्चितम् ॥५॥ श्रीनारायणमुनिरुवाच—भवत्यैवाहं प्रसन्नः स्यां यथा भक्तास्तथेतरैः । साधनैर्नैव तुष्यामि जानीतेति सुनिश्चितम् ॥६॥ दानयज्ञतपोयोगजपच्छ-

अर्थाभास अनर्थज छे. अथवा-प्राप्त-संपन्न थयेला सकळ यज्ञादिको जे एक मुख्यनी प्राप्ति थतां गुण-अतिशय करनारा थाय अने जे एक मुख्य न होय तो बीजा ते समग्र गुणो गत-गुणभावे रहित थइ जाय, एटले अतिशय करवापणुं दूर थई जाय, केमके भक्तिरहित ते यज्ञादिक गुणोनी निरर्थकता कही छे ॥२-४॥ हे वासुदेव ! आपनुंज एक शरण जेमने छे एवी अमो अबळाओ सर्व ते मुख्य गुणने जाणवा इच्छीए छीए, तो तमो कृपा करीने निश्चित करेलो ते अर्थ कहेवाने योग्य छो ॥५॥ ए रीते पोतानी एकांतिक जया आदिक भक्ताणीओए पुछेला श्रीनारायणमुनि बोल्या के—हे भकताः ! सत्कृत-रुडी रीते आचरण करेला, एटले मनेज सर्व कर्म समाराध्य सर्वान्तरात्मा सर्वफलप्रद समजीने आचरण करेला दान यज्ञ तप योग जप छन्द विगेरे गुणपर्याय साधनोवडे यद्यपि हुं प्रसन्न थउं छु, परंतु अनन्य भक्तिथी जेवो प्रसन्न थउं छु तेवो भक्ति विनाना केवळ यज्ञादिकथी नथीज प्रसन्न थतो एवो निश्चय कर्यो छे, ('भक्त्या लभ्यस्त्वनन्यया' 'नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया । शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा' 'भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ! । ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप !' 'भक्त्या मामभिजानाति' ईत्यादि गीतामा कह्यु छे ) केमके जे जन 'मारे तो भोग्य भोगोपकरणादिक सर्व वासुदेव भगवानज छे' एम अनन्य मनथी परानुरागपूर्वक मने उपासे छे तेतो मारो आत्मा छे, 'वासुदेव, सर्वमिति स महात्मा सुदुर्लभः' 'ज्ञानी त्वात्मैव मे मतम्' एम गीतामां कह्यु छे जेओ अनन्य भक्तिथी मने भजे छे तेओने हु तेज रीते भजु छु. सर्व योगिओने मध्ये मारे विषे मन जोडी दइने जे जन

न्द्रोमतादिभिः । तुष्येय सत्कृतैः किन्तु यथा भक्त्या न तैस्तथा ॥७॥ न विप्रत्वं न देवत्वं नोत्कृष्टं जन्म चापरम् । मत्प्रीतिकारणं किन्तु भक्तिरेकास्ति सर्वथा ॥८॥ स्नेहेन सेवनं यत्तु माहात्म्य ज्ञानपूर्वकम् । तदेव लक्षणं ज्ञेयं भक्तेरिह महाव्रताः ! ॥९॥ नरा-

श्रद्धाथी भजे छे ते में युक्ततम मान्यो छे, 'योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना । श्रद्धावान् भजते यो मां स मे युक्ततमो मत ' एम गीतामा कह्यु छे माटे हु भक्तिथीज प्रसन्न थउ छु ॥६-७॥ पोतपोताना शुभाशुभ कर्मनी गतिनी विचित्रताए करेलो जे मनुष्य पश्वादि योनिभेद तेने लीधे थएलो जे उच्चनीच विभाग छे ते भवमार्गमा यथाधिकार विद्या वृत्त कर्ममा अन्वय करावीने केवळ गतागत (परलोकमा जवु आववु) एवा क्लेशमय फळने माटे थाय छे, तो ए रीते जवा आववामा बाधक विशेष करी आपे एवु विप्रयोनि देवयोनि विगेरेमा मळेला जन्मने लीधे कहेवातु उत्कृष्टपणु के दीक्षाग्रहणादि वृत्तने लीधे कहेवातु उत्कृष्टपणु के त्रयीविद्यानी सपत्तिए करेलु विद्याथी उत्कृष्टपणु सर्वेश्वरेश्वर सर्वभूतसुहृद् एवा मारा पोताना सतोषनु कारण नथी, कारण के हु तो सर्वभूतोमां सम छुं, मारे कोई द्वेष्य के प्रिय नथी किंतु मारेविषे जे एक अनन्य भक्ति-प्रीति एज सर्वथा विशेषपणे सतोषनु कारण छे. ते श्रीमद्भागवतमा कह्यु छे—'नाल द्विजत्वं देवत्वमृषित्वं वाऽसुरात्मजाः, ' । प्रीणनाय मुकुन्दस्य न वृत्तं न बहुज्ञता । न दानं न तपो नेज्या न शौचं न व्रतानि च । प्रीयतेऽमलया भक्त्या हरिरन्यद्विडम्बनम्' इति ॥८॥ हे महाव्रता ! हवे मारी प्रसन्नताना परम कारणभूत भक्तिनु लक्षण कहुं छु—मारा माहात्म्यज्ञानथी समभिवृद्धि पामेला मारे विषे परम अनुरागथी जे अनन्य प्रयोजनवाळु मारुं सेवन छे एज भक्ति कही छे ॥९॥ माहात्म्यज्ञानतो आ छे—'क्षराक्षर सर्वथकी समधिक पुरुषोत्तम परम अक्षरधामनिवासी भगवान् श्रीकृष्ण समस्त जीववर्गनी उपर परम कृपा करीने पुरुषाकारथी प्रादुर्भाव पामेला जे छे ते आ भगवान् मानव अवयवोनी गोठवणीनी सदृशतामात्रथी प्राकृत पुरुषसजातीय नथी, किंतु

कृतिरपि कृष्णः सकलैश्वर्यसंयुतः । दिव्यविग्रह एवेति माहात्म्यं ज्ञेयमस्य च ॥१०॥ तादृग्भक्तिगुणे प्राप्ते प्राप्ताः सर्वे गुणाः किल । भवन्ति तस्मिंश्चाप्राप्ते गता इव परे गुणाः ॥११॥ क्रियमाणापि भक्तिस्तु माहात्म्यज्ञानमन्तरा । न वर्धते नच गुणास्तं भजन्ति शमादयः ॥१२॥ साप्यारम्भदशायां तु वर्धमानापि निर्बला । ध्रुवं नश्यति तारुण्यात्प्राक् स्त्रीव क्षयरोगिणी ॥१३॥ तस्यां च क्षीयमाणायां प्रागुपात्ताः परे गुणाः । रक्ष्यमाणा अपि बलाद्वियन्त्येव न संशयः ॥१४॥ माहात्म्यज्ञानपूर्वं सा क्रियमाणा त्वनु-

સર્વેશ્વર હોઇને પોતાના અસાધારણ, સમગ્ર દિવ્ય ઐશ્વર્ય વિગેરેએ વિશિષ્ટ, એવા દિવ્ય દેહથીજ અમારી ઉપર અનુગ્રહ કરવા પ્રકટ થયા છે' આવું તત્ત્વથી જે વિજ્ઞાન એજ કહ્યું છે. આ માહાત્મ્યજ્ઞાનજ ભક્તિની અભિવૃદ્ધિ કરનારો ગુણ છે. તેવો ભક્તિરૂપ ગુણ પ્રાપ્ત થાય તો શમદમાદિ સર્વ ગુણો અનાયાસથી પ્રાપ્તજ થાય. અને જો તેવો ભક્તિલક્ષણ ગુણ ન પ્રાપ્ત થાય તો બળાત્ સાધેલા પણ તે બીજા બધા ગુણો છિદ્રવાળા ઘટમાં ભરેલું જળજ જેમ એમ અનુક્રમે નિકળીજ જાય. તે શ્રીભાગવતમાં કહ્યું છે–'यस्यास्ति भक्तिर्भगवत्यकिञ्चना सर्वैर्गुणैस्तत्र समासते सुराः । हरावभक्तस्य कुतो महद्गुणा मनोरथेनासति धावतो बहिः' ઇતિ ॥૧૦–૧૧॥ તથા પૂર્વોક્ત માહાત્મ્યજ્ઞાન વિનાની ભક્તિ પણ વૃદ્ધિને ન પામે, કિંતુ કાળે કરીને ક્ષય પામી જાય. તો શમ દમાદિક ગુણોનો સંભવપ્રસંગજ ક્યાં છે? માટે માહાત્મ્ય જ્ઞાને સહિતજ ભક્તિ કરવી. તેનાથીજ બધા શમાદિ ગુણો પ્રાપ્ત થાય ॥૧૨॥ આરંભ દશામાં વૃદ્ધિ પામતી જેવી આપાતતઃ ભાસમાન થતી એવીપણ તે ભક્તિ માહાત્મ્યજ્ઞાનરૂપ બળે હીન હોવાથી જન્મારભ્ય ક્ષયરોગથી પરાભવ પામેલી કુમારી યુવા વયથકી પ્રથમજ જેમ નાશ થઈ જાય એમ નિશ્ચે નાશ થઇ જાય છે ॥૧૩॥ મહિમા જ્ઞાને રહિત એવી ભક્તિ પ્રક્ષય પામતાં, પ્રથમ ભક્તિસિદ્ધ્યર્થે સંપાદન કરેલા બીજા શમાદિક ગુણો બળાત્ રાખવા માંડ્યા થકા પણ કાળે કરીને નાશ થઇ જાય છે; એમાં સંશય નથી ॥૧૪॥ માહાત્મ્યજ્ઞાન-

क्षणम् । विवर्धतेऽतिबलिनी दाववह्निशिखा यथा ॥१५॥ तपोमु ख्याश्च नियमा ब्रह्मचर्यादयो यमाः । तथा शमदमाद्याश्च प्रोच्यन्ते विबुधैर्गुणाः ॥१६॥ माहात्म्यज्ञानहीनो हि तेषु चैकतमो गुणः । न तिष्ठेन्मनुजे तर्हि कुतः सर्वगुणा तु सा ॥१७॥ विज्ञातं येन माहात्म्यं यावत्तस्य तु तावती । श्रद्धा कृष्णे भवेत्स्याच्च भक्तिः श्रद्धानुरूपिणी ॥१८॥ विज्ञाय तस्य माहात्म्यं श्रद्धया या कृता दृढम् । भक्तिः सैकैव मेऽत्यन्त प्रसन्नत्वस्य कारणम् ॥१९॥

પૂર્વક કરવા માંડેલી તો તે ભક્તિ સર્વ પાપને પ્રણાશ કરનારી થઈને દાવાનળની જ્વાળાજ જેમ એમ પ્રતિક્ષણ પ્રવૃદ્ધિ પામે છે ॥૧૫॥ (ગુણો કહે છે) તપ પ્રમુખ જે નિયમો તથા બ્રહ્મચર્યપ્રમુખ જે યમો (આ યમનિયમો વારંવાર શ્રીભાગવતમા વિભાગ કરીને કહ્યા છે) તથા શમદમાદિ જે સર્વ સાધનો, આ બધા ભક્તિમા ઉપકારક હોવાથી ભગવદ્ભક્ત વિદ્વજ્જનોએ ગુણો કહ્યા છે 'દાનવ્રતતપોહોમજપસ્વાધ્યાયસંયમૈઃ । શ્રેયોભિર્વિવિધૈશ્ચાન્યૈઃ કૃષ્ણે ભક્તિર્હિ સાધ્યતે ॥' એમ ભાગવતમા કહ્યુ છે તે ગુણો થકી પ્રધાનતો ભગવન્માહાત્મ્યજ્ઞાન છે, આ ન હોય તો તપ આદિ કમાથી એકપણ ગુણ ભક્તિમા અંતરગતાને ન પામે અને સ્થિર થઇને પણ ન રહે, કારણકે અંતઃકરણ વિષયવાસનાએ વિશેષ વાસિત હોવાથી તેથકી પ્રચ્યુતિ પામવાનો સભવ છે ભગવન્માહાત્મ્યજ્ઞાનતો અંતઃકરણની કલુષતા કાઢી નાખવામા પ્રબળ સાધન છે તો તે બળથી તપ પ્રમુખ ગુણોનુ પણ સ્થિરપણુ થાય અને તેથી પરમાત્મામાં પરમ પ્રેમલક્ષણા ભક્તિ સિદ્ધ થાય આવી સ્થિતિ છે તો જો ભગવન્માહાત્મ્ય વિજ્ઞાન ન હોય તો તપઆદિક બહુ ગુણોના સમાશ્રયભૂત એવી તે ભક્તિ કયાથી સિદ્ધ થાય? નજ સિદ્ધ થાય ॥૧૬-૧૭॥ જે જને જેટલો ભગવન્મહિમા જાણ્યો હોય તેને તેટલી શ્રદ્ધા ભગવાન્ શ્રીકૃષ્ણ વિષે થાય તે પછી શ્રદ્ધાને અનુસારે તે જનને ભગવાનવિષે ભક્તિ થાય ॥૧૮॥ તો ભગવાનનુ માહાત્મ્ય યથાર્થપણે જાણીને શ્રદ્ધાથી દૃઢપણે કરવા માંડેલી એક ભક્તિજ મારા પ્રસાદમા પ્રધાન કારણ છે તેવી ભક્તિ

भवतीनां तु सर्वासामस्ति माहात्म्यवेदनम्। किन्तु तद्दृढता-
सिद्ध्यै श्रोतव्याः सत्कथाः सदा ॥२०॥ वेदेषु कृष्णमाहात्म्यं
वर्णितं वर्तते भृशम्। दुर्ज्ञेयो हि तदर्थस्तु विद्वद्भिरपि सर्वथा
॥२१॥ तेनैवातस्तदर्थस्तु व्यासरूपेण सद्धियः।। पुराणेष्वितिि-
हासे च सुखेयोऽस्ति निरूपितः ॥२२॥ सारः सर्वपुराणादेः श्रीम-
द्भागवतं स्त्रियः।। तस्यापि दशमस्कन्धः सार इत्यस्ति मे मतम्
॥२३॥ कृष्णाकारस्य तत्रास्ति स्थापनं भक्तिधर्मयोः। आश्रयत्वे-
त्यसौ नूनं मया सर्वाधिको मतः ॥२४॥ तस्मादवश्यं श्रोतव्यः

थीज मारो प्रसाद समधिक थाय ॥१९॥ मारा भक्त तमो सर्वेने तो श्रीकृष्णना प्रादुर्भावनु यथार्थ विज्ञानपूर्वक माहात्म्यविज्ञान वर्तेज छे, किंतु तेनी दृढता माटे ते श्रीकृष्णनी सत्कथाओ (प्रादुर्भावना दिव्य चरितो) सदा साभळवी वारवार दिव्य चरित्रना श्रवणथी ते विज्ञान कोईपण प्रकारे न अचलित थाय ॥२०॥ यद्यपि समस्त जगतनी उत्पत्ति स्थिति प्रलयरूप लीला जेमनी छे, सर्व अवतारोना मूळभूत परब्रह्म श्रीकृष्णनु माहात्म्य तेमनु स्वरूप तेमनु आराधन तेमनु उपासनपरायण श्रुतिओ के जे ऋग यजु साम अथर्व भेदथी भिन्नभिन्न छे तेमा विस्तारथी वर्णवेलु वर्ते छे परंतु तेनो अर्थ तो विद्वानोए पण सर्वथा दुर्विज्ञेय छे ॥२१॥ माटेज ते श्रीकृष्णे भगवान व्यासरूपथी सुखेथी तेनो अवबोध थवामाटे पुराण इतिहासो रचीने वेदोना अर्थनो प्रकाश कर्यो छे जे हेतु माटे तमो सद्बुद्धिवाळी–मारे विषे प्रादुर्भावना यथार्थ विज्ञान पूर्वक श्रद्धाभक्तिए संपन्न छो माटे मारा माहात्म्यनो अवबोध आपनारा तेमा तमारे शुश्रूषातिशय थायज. माटे तमारे सत्कथाओ सदा साभळवी ॥२२॥ तेमापण सर्व पुराणादिकनो सार श्रीमद्भागवत छे, तेनो पण सार दशमस्कंध छे एवो अमारो मत छे, कारण के ते दशमस्कंधमा भक्तिधर्मना आश्रय–आलंबनभूत (भक्तिधर्मवडे भजनीय) श्रीकृष्णदिव्यप्रादुर्भाव विशेषनु स्वरूप गुण विभूति विगेरेनु स्थापन (तेना निरूपणरूप) वर्ते छे माटेज में (मारा माहात्म्यनो बोध आपनारा ग्रंथोमा साररूप होवाथी) ते दशमस्कंध सर्वाधिकपणे मान्यो

पठनीयश्च सोऽन्वहम् । माहात्म्यज्ञानदार्ढ्यं स्यात्ताभ्यां भक्तिश्च वर्धते ॥२५॥ सुव्रत उवाच—इति श्रुत्वा भगवतो वाक्यं ता योषितोऽखिलाः । लब्ध्वैव परमानन्दं सादरं तं ववन्दिरे ॥२६॥ ततो भगवताऽऽज्ञप्तास्ता ययुः स्वस्वमन्दिरम् । तद्गुणानेव गायन्त्य श्चक्रुः कर्म च नैत्यकम् ॥२७॥ नारायणश्च सकलान्भक्तानानन्दयन्निजान् । उवास मन्दिरे स्वीये श्रेयोमूर्तिः स सत्पतिः ॥२८॥ नृपतिरुत्तम आप्तमनोरथो भगवतः कृपया खलु तस्य सः । अचलभक्तिभरेण तमन्वहं परिचचार नरेश ! गतस्मयः ॥२९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे प्रबोधन्युत्सवे भगवदतितोषकगुणनिरूपणनामा चतुश्चत्वारिंशोऽध्याय ॥४४॥

---

છે ॥૨૩-૨૪॥ માટે તમારે અવશ્યપણે તે દશમસ્કંધનો પ્રતિદિન પાઠ કરવો અને તેનુ શ્રવણ કરવું. તેના શ્રવણપઠનથી શ્રીકૃષ્ણના માહાત્મ્ય જ્ઞાનની દૃઢતા થાય અને તેથી ભક્તિ વૃદ્ધિ પામે ॥૨૫॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! આવુ ભગવાન્ શ્રીહરિનુ વચન સાભળીને, સમસ્ત તે જયાદિ યોષિતાઓ પરમ આનંદ પામીને તેમને આદરથી વંદના કરવા લાગી ॥૨૬॥ તે પછી ભગવાને અનુજ્ઞા આપેલી તે અબળાઓ પોતપોતાને ભવને ગઈ. ભવને જઈને તરતજ તેજ પુરૂષોત્તમ કે જે સાક્ષાત્ ભૂમિમાં લોકાનુગ્રહ માટે ધર્મનંદનરૂપે પ્રાદુર્ભાવ પામેલા છે તે શ્રીહરિના દિવ્ય ગુણોને ગાતી થકીજ નિત્ય નૈમિત્તિક અને બીજું બધુ કર્મ કરવા લાગી ( ભગવાનના ગુણગાનમા ન પર્યવસાન પામે એવુ એકપણ કર્મ તેમનુ ન હતું) ॥૨૭॥ ભગવાન્ સતાપતિ શ્રેયોમૂર્તિ–દર્શનસ્મરણમાત્રથી શ્રેયને આપનારી દિવ્ય મૂર્તિ જેમની છે એવા નારાયણમુનિ પોતાના સમસ્ત ઉત્તમાદિ જયાદિ ભક્તોને આનંદ આપતા થકા પોતાના મદિરમાં સુખેથી રહ્યા ॥૨૮॥ હે નરેશ ! તે ઉત્તમ નૃપતિ ભગવાન્ શ્રીહરિની પરમ કૃપાથી સપૂર્ણ સમગ્ર મનોરથવાળા થઈને, તેમને વિષે પ્રતિક્ષણ પ્રવૃદ્ધિ પામતા અચળ ભક્તિભરથી તેમની પ્રતિદિન નિર્માનીપણે સર્વ પ્રકારે પરિચર્યા કરવા પરાયણ થયા ॥૨૯॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...તૃતીયપ્રકરણે પ્રબોધન્યુત્સવે ભગવદતિતોપકગુણનિરૂપણનામા ચતુશ્ચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૪॥

सुव्रत उवाच—अथ ता भगवद्भक्ता योषितः सकला नृप! । समेता अभवन्सायं ललितायास्तु मन्दिरे ॥१॥ विशाले मन्दिरे तत्र हरिनामध्वनिं ततः । मुहूर्तं चक्रिरे हर्षात्कुर्वन्त्यस्तालिकाध्वनिम् ॥२॥ नाममन्त्रं भगवतो जप्तुं ताः शुचयः स्त्रियः । गृहीतमालिकाः सर्वा निषेदुश्चासनेष्वथ ॥३॥ धौतवस्त्रपरीधानाः स्वस्तिकासनमास्थिताः । ऋजुकायाश्चिन्तयन्त्यो यथादृष्टं हरिं हृदि ॥४॥ विशुद्धहृत्प्रस्फुरिते भगवद्वपुषि स्वकम् । मनः संयोज्य तन्मन्त्रं जपन्ति स्म स्थिरेक्षणाः ॥५॥ ध्यानस्थिता रमा तत्र जया च ललिताऽमरी । अमला कमलाद्यास्ताश्चित्रयोषा इवाभवन् ॥६॥ भगवन्मूर्तिसंलग्नमनःसु स्त्रीषु

## [1]અધ્યાય ૪૫ મો.

સુવ્રતઋષિ કહેછે—હે નૃપ! તે પછી ભગવદ્ભક્ત તે સમગ્ર રમા જયા આદિક અબળાઓ સાયંકાળે લલિતાના ભવનમા ભેગી થઈ ॥૧॥ તે વિશાળ ભવનમાં ભેગી થએલી રમાઆદિક નારીઓએ ભગવાનમા વિલીન ચિત્તવાળી થઈ તાળિકાધ્વનિપૂર્વક મુહૂર્તપર્યંત હરિનામકીર્તન હર્ષથી કર્યુ ॥૨॥ ત્યાર પછી તે સમસ્ત રમાપ્રમુખ સ્ત્રિયો શુચિ—હસ્ત મુખ પાદની શુદ્ધિ કરીને, ભગવાનનો નામમંત્ર જપવા જમણા પાણીમાં જપમાળા લઇને, ધોએલાં વસ્ત્ર ધારીને, ધોળી કામળી આદિક પોતપોતાના આસનોમાં બેસીને, સ્વસ્તિકાસન વાળીને, કાય શિર ગ્રીવાને સમ-સરલપણે ધારીને, યથાદૃષ્ટ ભગવાનનું હૃદયમાં ચિંતન કરવા પ્રવર્તતાં, એકદમ નિર્મળ હૃદયકમળમાં સ્ફુરણાયમાન થએલા ભગવાનના દિવ્ય રૂપમા પોતાનું મન દઢપણે જોડી દઇને, સ્થિર દૃષ્ટિવાળી થઇને ભગવન્નામ મંત્રનો જપ કરવા લાગી ॥૩-૫॥ તે સમયે તે ધ્યાન સ્થિતિવાળી રમા જયા લલિતા અમરી અમળા કમળા આદિક તે સમગ્ર અબળાઓ ચિત્રમા

૧ આ અધ્યાયમા રમાદિ ભક્તનારીઓને ભગવત્કૃપાબળથી થએલો ભક્તિ દેવીનો સાક્ષાત્કાર અનુવાદ કર્યો છે

तासु च । इत्थं स्थितासु तत्रैकमाश्चर्यं नृपतेऽभवत् ॥७॥
तासां तपःस्वभक्तानां मध्य आविर्बभूव ह । सहसा तेजसः पुञ्जः
स च व्याप्याप तद्गृहम् ॥८॥ अयुतेन्दुप्रतीकाशं घनीभूतं
च तन्महः । बभौ पिञ्जितकार्पासचयश्वेतं मनोहरम् ॥९॥
तस्मिन् गृहेऽथ तत्तेजो वियत्याकस्मिकाभ्रवत् । प्रादुर्भूतमपि
स्थैर्यं प्राप विद्योतयद्दिशः ॥१०॥ सप्तस्वरास्त्रयो ग्रामा मूर्च्छ-
नाश्चैकविंशतिः । नादो बहुविधश्चासीत्तस्मिञ्छ्रोतृमनोहरः ॥११॥
स्वमाधुर्येणाचकृषत् स तासामपि योषिताम् । मानसं भगव
न्मूर्तेर्बहिरित्यद्भुतं महत् ॥१२॥ ससम्भ्रमं ततस्ताश्च ददृशुस्त-

ચિતરેલી હોય એમ સ્થિર દેહવાળી થઇ ગઈ હે નૃપતે! એરીતે તે સ્ત્રિયો ધ્યાનમાં આવિર્ભાવ પામેલા ભગવાનની દિવ્ય મૂર્તિમા સંલગ્ન મનવાળી થઈ રહેતા, તે સ્થળમા એક અપૂર્વ આશ્ચર્ય થયુ ॥૬-૭॥ આ તે આશ્ચર્ય—તે સમયે તપોનિષ્ઠ ભગવદ્ભક્ત તે રમાદિ નારીઓના મધ્યમા કોઇ તેજનો પુંજ અકસ્માત્ પ્રકટ થઇ આવ્યો પ્રકટ થએલો તે તેજ પુંજ તરતજ તે ગૃહના બધા આભ્યંતર ભાગમા વ્યાપી ગયો ॥૮॥ તે સમયે ઘણું ઘાટુ, એક સાથે ઉદય પામેલા દશસહસ્ત્ર સોમને સમાન એવુ તે તેજ પિંજેલા કપાસના પુંજ જેવું શ્વેત મનોહર વિરાજતું હતું ॥૯॥ તેપછી આકાશમા અકસ્માત્ ઉદય પામેલા વાદળાની માફક તે ભવનની અંદર એકદમ ઉદય પામેલુ તે તેજ દશેય દિશાને પ્રકાશ કરતું થકું તે ભવનમાજ સ્થિરતાને પામ્યું-ઘણું ઘાટુ નિશ્ચળ દેખાયુ ॥૧૦॥ તેપછી સ્થિર થઈ ગએલા તે તેજ પુંજમા ષડ્જાદિ સાત સ્વરો, ષડ્જ ગ્રામાદિ સ્વરોના સદોહરૂપ ત્રણ ગ્રામો અને સ્વરોના આરોહ અવરોહરૂપ મૂર્છનાઓ પ્રકટ થઈ અને શ્રોતા જનસમાજના શ્રવણ મનને સમાહ્લાદ કરનારો વિવિધ નાદ પ્રકટ થયો ॥૧૧॥ આ નાદ પોતાની મધુરતાથી તે રમાપ્રમુખ નારીઓના ભગવત્સ્વરૂપમાં સંલગ્ન એવા પણ મનને તરતજ ભગવત્મૂર્તિ થકી બહાર આકર્ષણ કરવા લાગ્યો હે નૃપ! મધુરધ્વનિથી આકર્ષિત અંત-

न्महन्महः । साश्चर्यं शुश्रुवुर्नादान् तस्मिंश्च मधुरान्नृप ! ॥१३॥ सादरं वीक्षमाणासु योषास्वित्थं रमादिषु । तस्मिंश्चददृशुरेका स्त्री दिव्यरूपा मनःप्रिया ॥१४॥ दिव्यकौसुम्भवसना दिव्यालङ्कारमण्डिता । रूपानुरूपावयवा प्रसन्नमुखपङ्कजा ॥१५॥ सुवर्णगौरी तन्वङ्गी सर्वावयवसुन्दरा । समानकर्णाभरणा सुकपोलोन्नसानना ॥१६॥ नवयौवननिर्वृत्तस्तनभारकृशोदरी । मुखामोदानुरक्तालिझङ्कारोद्विग्नलोचना ॥१७॥ बिभ्रती केशभारेण मालामुत्फुल्लमल्लिकाम् । सव्रीडसुस्मितोत्क्षिप्तभ्रूविलासावलोकना ॥१८॥ विरजाम्बरसंवीतनितम्बद्वीपशोभया । काञ्च्या-

કરણવાળી થતાં ધારણા થકી એકદમ ઉઠેલી તે વનિતાઓએ તે મહાતેજ સભ્રમથી જોયું અને તેમાં અતિમધુર વિવિધ નાદો આશ્ચર્યથી સાંભળ્યા ॥૧૨-૧૩॥ એરીતે રમા વિગેરે સમસ્ત વનિતાઓ આશ્ચર્યથી આદરપૂર્વક તે મહાતેજને જોઇ રહેતાં તેના મધ્યમાં કોઇ એક અતિ અદ્ભુત દિવ્ય મનોહર રૂપસંપન્ન સ્ત્રી તેમના જોવામાં આવી ॥૧૪॥ તેના દિવ્ય આકારને અનુવર્ણવે છે—કસુંબા રંગથી રંગેલા દિવ્ય વસ્ત્રને ધારી રહેલી, મણિમય દિવ્ય કંકણ આદિક અનેક અલંકારોથી સમલંકૃત, રૂપને અનુરૂપ અવયવવાળી, પ્રસન્ન મુખારવિંદવાળી, તપાવેલા સુવર્ણને સમાન ગૌર અંગવાળી, સૌન્દર્યસારના એકસ્થાનભૂત દિવ્ય અવયવવાળી, કૃશ અંગવાળી, દિવ્ય તાટંક (કર્ણફુલ) થી સમલંકૃત સમાન કર્ણયુગળવાળી, સુંદર કપોળ અને દીર્ઘ નાસિકાવડે વિરાજમાન દિવ્ય વદનારવિંદવાળી, નવ યૌવનથી વિવૃદ્ધિ પામેલા સ્તનભારવાળી, કૃશ ઉદરવાળી, મુખકમળના સૌરભ લોભને લીધે ચોમેરથી આવી પડતા ભમરોના ઝંકારથી સભ્રમિત ચંચળ વિશાળ લોચનયુગળવાળી, પ્રફુલિત મોગરાનાં પુષ્પોવડે બનાવેલી માળાથી સમલંકૃત કેશભારવાળી, સ્ત્રીસ્વભાવને સમુચિત એવી લજ્જા અને પ્રેમપ્રદર્શક મંદહાસ અને પ્રૌઢિમા પ્રદર્શક ભ્રકુટી વિલાસવડે વિરાજીત દિવ્ય અવલોકનની શોભાએ સંપન્ન, રજરહિત વિશુદ્ધ વસ્રોવડે આચ્છાદન કરેલા વિશાળ નિતંબવાળી, નિતંબને અલંકૃત કરતી કટિમેખ-

ऽतिशोभना वल्गुचरणस्वर्णनूपुरा ॥१९॥ रत्नेन्द्रकण्ठाभरणा करकङ्कणभूपिता । मोहयन्ती मनांसि स्वलावण्येनापि योपिताम् ॥२०॥ वादयन्ती विपञ्चीं स्वां सख्यानुपूरितस्वरा । मानं हरन्ती गीत्येव गन्धर्वाप्सरसामपि ॥२१॥ प्राक्तनानि चरित्राणि नारायणमुनेर्मुदा । गायन्तीं तां समीक्ष्यैव मुमुहुः सकलाः स्त्रियः ॥२२॥ ततो वितर्कयन्ति स्म दिव्यां तां प्रमदां प्रति । इयं किंनु भवेल्लक्ष्मी राधा वापि सरस्वती ॥२३॥ सावित्री वापि शर्वाणी स्वर्गलक्ष्मीश्च वा किमु । अन्या वा देवता काचित्समायातेयमत्र किम् ॥२४॥ नारायणमुनेः किंवा निरता पादसेवने । साक्षान्मुक्तिरियं दत्ते कृपया नः स्वदर्शनम् ॥२५॥

ળાએ કરીને સુશોભાયમાન, સુવર્ણનૂપુરથી સમલંકૃત સુંદર દિવ્ય ચરણ કમળવાળી, દિવ્ય રત્નમય પદકાદિ કંઠાભરણોને ધારી રહેલી, કંકણથી અલંકૃત કરકમળયુગળવાળી, દિવ્ય લાવણ્યથી રમા આદિક નારીઓના પણ મનને મોહ પમાડતી, પોતાની વીણાને મધુર સ્વરથી વગાડતી, પોતાની મધુર સ્વરવાળી ગાન કરતી સખી જેને પાછળ વીણાસ્વર પુરી આપે છે, ગાનમાધુર્યથીજ ગંધર્વસહિત અપ્સરાઓના મન (ગાન પ્રાવીણ્યગર્વ)ને હરણ કરતી, આવી કોઈ સ્ત્રી જોવામાં આવી ॥૧૫-૨૧॥ આ ભગવાન્ નારાયણમુનિનાં પ્રાક્તન શ્રીકૃષ્ણાદિ પૂર્વ પ્રાદુર્ભાવનાં દિવ્ય ચરિત્રોને અત્યાનંદથી ગાયન કરતી તે આ દિવ્યરૂપા સ્ત્રીને સમીક્ષણ કરીને તે રમા આદિક સમસ્ત સ્ત્રિયો અદૃષ્ટપૂર્વ અત્યાશ્ચર્યમય રૂપલાવણ્યથી મોહજ પામી ગઈ ॥૨૨॥ ત્યાર પછી તે દિવ્ય પ્રમદાને દેખીને, આ સ્ત્રી સ્વયં લક્ષ્મી હશે? કે સ્વયં રાધા હશે? કે સ્વયં સરસ્વતી હશે? કે સ્વયં સાવિત્રી હશે? કે સ્વયં શિવા હશે? કે સ્વર્ગલોકની અધિષ્ઠાત્રી સ્વયં શ્રી આવી હશે? કે કોઈ બીજી દેવતા આવી હશે? કે નારાયણમુનિને પરમ પ્રિય અને તેમના ચરણપરિચરણમાં નિરંતર તત્પર મુક્તિદેવી સાક્ષાત્ મૂર્તિમતી થઈને કૃપાથી આપણને પોતાનું સ્વરૂપ સાક્ષાત્કાર કરાવા અહીં આવી હશે કે શું? અથવા પૂર્વે ભગવાને શિવજીને મોહ

किंवा भगवता पूर्वं मोहनार्थं शिवस्य यत् । गृहीतं मोहिनीरूपं तत्तेनैव प्रदर्श्यते ॥२६॥ तद्रूपगानमाधुर्यमोहिता इति ताः स्त्रियः। बहुधा तर्कयन्त्योऽपि निश्चयं नापुरञ्जसा ॥२७॥ उत्सुका अपि तां प्रष्टुं तेजसाऽस्याः प्रधर्षिताः। ताः स्त्रियः शेकिरे नैव वक्तुं किञ्चिदपि ध्रुवम् ॥२८॥ विरक्ताग्रगण्याथ रमापि स्वं मनो हरिम् । विहाय तद्गतं बुद्ध्वा चिन्तयामास चेतसि ॥२९॥ अहो अत्यद्भुतं ह्येतन्ममापि सुदृढं मनः । अस्यां योषित्यभूल्लुब्धं सद्यो दर्शनमात्रतः ॥३०॥ एकं हरिं विना क्वापि ब्रह्माण्डेऽत्र नराकृतौ। क्वापि मोहं न यत्प्राप मोहितं तत्कथं स्त्रियाम् ॥३१॥ ऐहिके च सुखे क्वापि तथा वै पारलौकिके । विरक्तं मानसं यन्मे तत्कथं

પમાડવામાટે ધારેલુ જે મોહિનીસ્વરૂપ તેને તે ભગવાન પ્રદર્શાવેછે કે શું? હે રાજન્! આ પ્રકારે બહુધા વિતર્કને કરતી એવી પણ તે રમા આદિક અબળાઓ તે સ્ત્રીના રૂપલાવણ્યથી તથા ગાનમાધુર્યથી મોહિત હૃદયવાળી હોવાથી તત્ત્વથી કશા નિશ્ચયને નજ પામી ॥૨૩-૨૭॥ તે સ્ત્રીને 'તમો કોણ છો?' એમ પૂછવામાટે બહુ ઉત્સાહવાળી છે પણ તે સ્ત્રીના દિવ્ય તેજથી પરાભવ પામેલી હોવાથી તે સ્ત્રીયો કિંચિત્ પણ કહેવામાટે નજ સમર્થ થઇ॥૨૮॥ તે પછી તે વિરક્ત વનિતાવર્ગમાં અગ્રગણ્ય એવાં રમા ધ્યાનપ્રાપ્ત પ્રાણપ્રિય શ્રીહરિમાંજ એક સલગ્ન એવું પોતાનું પણ મન ભગવન્મૂર્તિનો પરિત્યાગ કરીને તે આ સ્ત્રીમાં સલગ્ન થએલું જાણીને મનમાં વિચાર કરવા લાગ્યાં ॥૨૯॥ તે વિચારને કહેછે-અહો!! (ખેદમાં) ભગવાન થકી વ્યતિરિક્ત સર્વે વિષયોથકી વિરક્ત અને ભગવાનમાંજ સુદૃઢ સંનિવિષ્ટ થએલુ મારૂ પણ મન આ સ્ત્રીમા દર્શનમાત્રથી તત્ક્ષણજ સલગ્ન થઇ ગયું, આ તો અત્યાશ્ચર્ય છે ॥૩૦॥ જે મારૂં મન એક શ્રીહરિ વિના બ્રહ્માંડમા કોઈપણ નરાકારમાં કદાચિત્ પણ મોહ નજ પામતું હતું તે આ મન હાલમા આ સ્ત્રીમાં કેમ મોહ પામે છે? ॥૩૧॥ વળી જે આ લોકસંબન્ધિ કે સ્વર્ગાદિ સત્યાંત લોકસબન્ધિ સુખ છે તે આ સર્વેથકી અત્યત વિરક્ત એવું મારૂં મન આ સ્ત્રીને વિષે કેમ એકદમ વિમોહને

मुह्यति स्त्रियाम् ॥३२॥ अलौकिकेषु यत्पुंसु स्त्रीषु धामसु भूरिषु। नाभूत्समाधिदृष्टेषु सक्तं क्वापि मनो मम ॥३३॥ तदस्यां योषिति कथं त्यक्त्वैव हरिचिन्तनम् । सद्य एवाभवल्लुब्धमित्याश्चर्यं महद्बनु ॥३४॥ हरेरन्यत्र मे चित्तं जयाललितयोरपि । अमर्यादेश्च न क्वापि सज्जेतेत्यस्ति निश्चयः ॥३५॥ तस्मादिदं हरेरेव किञ्चित्कर्तव्यमस्ति वै । अन्यथा कः समर्थः स्यान्मनो मोहयितुं हि नः ॥३६॥ सान्निध्येऽपि स्त्रिया नित्यं स्वचित्ताक्षोभसम्भवम् । दर्पं यथाहरच्छम्भोर्मोहिनीरूपधृद्धरिः ॥३७॥ तथैवास्मत्परीक्षार्थं तादृग्रूपधरः पुनः । हरिरेव मनो नूनमस्माकं मोहयत्यसौ ॥३८॥ छलयन्तं निजा भक्ता अस्मान्रूपान्तरेण हि । पृच्छेयैनां कस्य पुत्री

પામે છે? ॥૩૨॥ જે અપ્રાકૃત અનેકવિધ ધામો અને અપ્રાકૃત સ્ત્રી પુરૂષો સમાધિમા સાક્ષાત્ કર્યા હતા તેમાથી એકમા પણ જે મારૂં મન સંલગ્ન થયું ન હતું તે આ મન હાલ આ સ્ત્રીને વિષે તત્ક્ષણજ શ્રીહરિ ચિંતનનેપણ ત્યાગ કરીને કેમ આસક્ત થઇ ગયુ? આ તો અત્યાશ્ચર્ય છે ॥૩૩-૩૪॥ મારૂં ચિત્ત અને જયા લલિતાનું પણ ચિત્ત અને અમરી આદિક અન્ય અબળાઓનુંપણ ચિત્ત શ્રીહરિસ્વરૂપ થકી ઇતર કોઇપણ નરાકારમા નજ આસક્તિને પામે એવો નિશ્ચયજ છે તો આ ભગવાન્ શ્રીહરિનુજ આપણા અનુગ્રહ અર્થે કિંચિત્ કર્તવ્ય નિશ્ચે છે એમ હું માનુ છુ જો એમ ન હોય તો અમારા સર્વવિરક્ત મનને મોહ પમાડવા કોણ સમર્થ થાય? કોઇપણ નજ થાય ॥૩૫-૩૬॥ જેમ પૂર્વે હરિએ હરના સર્વદા સ્ત્રીસાંનિધ્ય છતાપણ અવિકૃત ચિત્તપણાના અભિમાનરૂપ ગર્વને હરવા માટે મોહિનીરૂપ ધારણ કર્યું હતું તેમજ તે આ નારાયણમુનિ અમારા હૃદયની 'એમનું મન રમણીય વિષયની સન્નિધિ સતે મારા થકી અન્યત્ર જાય છે કે નહિ? એવી' પરીક્ષા કરવા ફરીથી આ મોહિનીરૂપથી પ્રકટ થઇનેજ અમારા મનને નિશ્ચે મોહ પમાડે છે, એમ હું માનુ છું ॥૩૭-૩૮॥ તો એરીતે પોતાના ભક્ત એવાપણ અમો અબળાને આ રૂપાંતરથી છેતરતા આ શ્રીહરિને 'કેની પુત્રી છો? અને કેની પત્ની

स्य भार्येति नर्मणा ॥३९॥ इति निश्चित्य मनसा सा रमाऽति-दृढव्रता । पप्रच्छ नत्वा विनयाद्गायन्ती तां हरेर्गुणान् ॥४०॥ रमोवाच—नारायणि ! नमस्तुभ्यं मनोनयननन्दिनि ! । कासि कस्यासि पुत्री त्वं भार्या कस्यासि सुन्दरी ॥४१॥ भक्तानां स्वात्मनि मनः कर्षन्ती कापि देवता । नूनं भवसि मातस्त्वं ब्रूहि नः स्वचिकीर्षितम् ॥४२॥ अस्माकं भगवद्ध्याने विक्षेपो जायते ध्रुवम् । उक्त्वातः स्वस्य कर्तव्यं गच्छ मातर्यथागतम् ॥४३॥ इति पृष्टा महाबुद्ध्या तीव्रवैराग्यसम्पदा । तया सा मधुरं प्राह धर्मपट्टाङ्गना वचः ॥४४॥ भक्तिरुवाच—रमाद्या योषितो भक्ता ! सर्वाः शृणुत मद्वचः । साक्षाच्छ्रीधर्मदेवस्य पत्नीं भक्तिमवेत माम् ॥४५॥ नारायणमुनेर्नित्यमन्तिकेऽह सभर्तृका । वसामि दिव्यदेहेति न

છો' ઈત્યાદિ પરિહાસગર્ભિતજ વચનવડે હું પુછું ॥૩૯॥ હે રાજન્! આ પ્રકારે મનમાં નિશ્ચય કરીને અતિદૃઢ વ્રતવાળા તે રમા પ્રણામ કરીને, વિનયનિમ્ર થઇને ભગવાનના ગુણોને ગાતી તે સ્ત્રીને પુછવા લાગ્યા ॥૪૦॥ રમા પુછેછે-હે નારાયણિ! તમને નમસ્કાર છે દર્શનમાત્રથી મારા મનો નયનને આપ આનંદ આપો છો તમો જોનારા સમગ્ર જનોના મનોનયનને આહ્લાદ આપનારા દિવ્ય રૂપવાળા છો આવા તમો દેવગન્ધર્વ આદિક અમાનુષ જાતિમાં કઇ જાતિના છો? અને કેના પુત્રી અને કેના ભાર્યા છો? ॥૪૧॥ હે માત ! તમો ભગવદ્ભક્તિનિષ્ઠ એવાપણ અમારા મનને સ્વસ્વરૂપમાં સમાકર્ષણ કરો છો, માટે કોઈપણ દેવતા છો એમ હું નિશ્ચયથી માનું છું તમોએ શું કરવા ધારેલું છે? હે માત અમારે ભગવાનના ધ્યાનમાં વિક્ષેપ થાય છે તો અહીં પ્રાદુર્ભાવ પામેલા આપનું જે કર્તવ્ય હોય તે અમોને નિવેદન કરીને જેમ આવ્યા હોય તેમ જલદી ચાલ્યા જાવ હે રાજન્! એરીતે તીવ્ર વૈરાગ્યસંપદા અને ભગવાનનાજ એક નિશ્ચયરૂપ મહાબુદ્ધિએ યુક્ત એવા રમાએ પુછેલા ધર્મદેવના દિવ્ય પટ્ટાંગના ભક્તિદેવી મધુર વચન બોલ્યા ॥૪૨-૪૫॥ હે ભક્તા ! રમા આદિક સમગ્ર સ્ત્રિયો તમો મારૂં આ વચન સાવધતાથી સાંભળો સાક્ષાત્

मां पश्यन्ति मानवाः ॥४६॥ प्रीणिताऽहं किल जयाललिताभ्यां विशेषतः । अन्नकूटे प्रबोधन्यामुत्सवेन च भूयसा ॥४७॥ भवतीभिश्च सर्वाभिरनादृत्य निजास्तनूः । श्रम कृतो महानेव सादरं ह्युत्सवद्वये ॥४८॥ अत आभ्यां च युष्मभ्यं सर्वाभ्योऽपि प्रसन्नया । मया स्वदर्शनं दत्तमिति वित्त तदाज्ञया ॥४९॥ नान्यथा दर्शनं मे स्यात्प्रत्यक्षं योगिनामपि । वरं वृणीत तुष्टाया यूयं मत्त्वाभिवाञ्छितम् ॥५०॥ सुव्रत उवाच— इति भक्तेर्वचः श्रुत्वा प्रहृष्टा गतसंशयाः । साश्चर्यं च सरोमाञ्चं प्रणेमुस्तां रमादयः ॥५१॥ ततो बद्धाञ्जलिपुटाः प्रसन्नमुखपङ्कजाः । तामूचुर्योषितः सर्वा नारायणमनःप्रियाम् ॥५२॥ रमादय ऊचुः—

श्रीमान् धर्मदेवनी भार्या भक्तिदेवी मने जाणो लोकोना अनुग्रहार्थे नारायणमुनिरूपथी प्रकटताने पामेला आ अक्षरधामाधिपति भगवाननीज समीपे हुं सतासहित सदाय दिव्य देहथी निवसुं छुं मानवो तो प्राकृत चक्षुवाळा होवाथी दिव्य देहथी रहेली मने जोई शकता नथी श्रीहरिनी दयाथी दिव्य दृष्टिने पामेला जनोतो मने साक्षात् जोई शके छे ॥४६॥ ललिता तथा जयाए करेला अन्नकूटमहोत्सवथी अने प्रबोधनीमहोत्सवथी हुं अत्यंत प्रसन्न थई छुं तथा ते बन्ने महोत्सवमां तमो सर्वेए आदरसहित शरीर परिश्रम नहि गणीनेज अतिशय सेवा करीछे, तेनाथी सुप्रसन्न थएली हुं भगवाननीज आज्ञाथी तमो सर्वेने मारा दिव्य रूपना दर्शन देवा तमारा दर्शनपथमां प्रकट थई आवी छुं, एम मने जाणो ॥४७-४९॥ भगवानना प्रसाद विना मारुं प्रत्यक्ष दर्शन योगिजनोनेपण दुर्घट छे, तो तमो भगवानना संतोषणथी विशेष संतुष्ट थएली मारा थकी स्वाभिवाञ्छित वर मागो ॥५०॥ सुव्रतऋषि कहेछे— हे राजन्! ते आ भक्तिदेवीनुं वचन सुणीने प्रहर्ष पामेली समस्त रमाप्रमुख वनिताओ तेमना रूपादि विषयमां विनष्ट संशयवाळी थईने अत्याश्चर्यथी रोमांचित शरीरवाळी थईने, नारायणमुनिना परम प्रेमना पात्रभूत ते भक्तिदेवीने प्रणाम करीने, बे हाथ जोडीने प्रसन्न मुखकम

नमस्ते सर्वकल्याणि ! भक्ते ! भगवति ! ध्रुवे ! । त्वद्दर्शनान्महानेव ह्यद्यानन्दोदयोऽस्ति नः ॥५३॥ यदि प्रसन्ना भवसि तर्हि त्वं सर्वमङ्गले ! । कुरु स्थितिं हृत्स्वस्माकं सर्वासामपि सर्वदा ॥५४॥ एतमेव वरं देहि महाराज्ञि ! त्वमद्य नः । एतदन्यत्तु नास्माकं प्रार्थनीयं त्वदीश्वरि ! ॥५५॥ गाने त्वदीये चित्तं नो लुब्धं भवति वै भृशम् । तस्मात्त्वं ब्रूहि किं मातर्गायस्यतिमनोहरम् ॥५६॥ इति

જથી એમ બોલી કે-॥૫૧-૫૨॥ હે ભગવતિ-પૂજ્યે! સર્વનાં કલ્યાણ કરનારાં નિત્ય એવાં હે ભક્તિદેવી! તમને નમસ્કાર છે. ભક્તિથીજ સર્વ અર્થની સિદ્ધિ તથા નિઃશ્રેયસ થાય છે, તે આ ભક્તિનાં અધિષ્ઠાત્રી હોવાથી ભક્તિ નામનાં દેવી અને પ્રાકૃત જનનીપેઠે જન્મ મરણાદિકે વર્જીત હોવાથી નિત્ય તમો છો. તમારા દર્શનથી આજ અમારા મનમાં મહાન્ આનંદ ઉપજ્યો છે ॥૫૩॥ હે સર્વમંગળે! જો તમો પ્રસન્ન થયાં હો તો અમારા સર્વેના હૃદયમાં સર્વદા નિવાસ કરી રહો. આ થકી અન્યતો અમારે આપના થકી પ્રાર્થનીય છેજ નહિ, કારણ કે સાલોક્ય સાયુજ્યાદિરૂપ નિઃશ્રેયસની અપેક્ષાએ ભગવાનમાં પરમા ભક્તિજ રસમયી હોવાથી પ્રાર્થનીય છે, ભક્તિરસથકી અપર સમધિક રસ કોઇપણ નથી, તો હે ઇશ્વરિ! મહારાજ્ઞિ! આજ વર અમોને આજ આપ આપો ॥૫૪-૫૫॥ વળી હે માતઃ! તમોએ ગવાતા આ ગાનમાં અમારૂં ચિત્ત અત્યંત આસક્ત થાય છે, અમારૂં ચિત્ત પ્રાકૃત વસ્તુના ગાનમા ક્યારેયપણ લુબ્ધ નજ થાય એવો નિશ્ચય છે, તો વિષયવિરક્ત એવીપણ અમો અબળાઓના મનને હરનારૂં કેના વિષયવાળું તમો ગાન કરો છો? તે તમો અમોને કહો ॥૫૬॥ હે રાજન્! આ પ્રકારે રમા વિગેરે વનિતાઓએ પ્રાર્થના કરેલાં ભક્તિદેવી પ્રસન્ન થઇને તેમનાપ્રતિ બોલ્યાં કે-હે ભદ્રાઃ-કલ્યાણ્યઃ! મારૂં જે નિત્યસાન્નિધ્ય હૃદયમાં પ્રાર્થના કરો છો તેમાં મારૂં નિશ્ચિત વચન સાંભળો. જેમાં ધર્મ નિત્ય નિવાસ કરી રહે તેમાં હું નિત્ય નિવાસ કરી રહૂં છું. જેનાથી ધર્મ નાશી જાય તેનાથકી હું પણ તત્ક્ષણજ નાશી જઉંછું, એવી મારે પ્રતિજ્ઞા છે. કારણ કે હું ધર્મની

ताभिः प्रार्थिता सा प्रसन्ना भक्तिराह ताः । श्रूयतां वचनं भद्रा ! यथार्थं मम निश्चितम् ॥५७॥ यत्र धर्मो वसेत्तत्र वासो भवति मे ध्रुवम् । यतश्चापसरेद्धर्मस्ततो गच्छामि तत्क्षणम् ॥५८॥ पतिव्रताया मम वै प्रतिज्ञैपास्ति योषितः ।। नाहं जहामि तं स्निग्धं स्निग्धां मां न जहाति सः ॥५९॥ वशीकृतोऽस्ति स तु वै भवतीभिर्यमात्मभिः । यमैश्च नियमैस्तस्मादहमस्मि वशीकृता ॥६०॥ अतः सहैव पत्याहं वासं युष्मास्वभीप्सता । भवतीनामपि हृदि स्थास्याम्यत्र न संशयः ॥६१॥ किं गायसीति यत्पृष्टं श्रूयतां च तदुत्तरम् । सुखयेत्स्वं यस्तु तस्य गेयं यश इति स्थितिः ॥६२॥ अत्र नारायणमुनिः साक्षात्कृष्णो हि वर्तते । सोऽरक्षदसुरेभ्यो नः

સહચારિણી પતિવ્રતા છુ. તે મારા પ્રિયતમને ક્ષણુપણ હું ત્યાગ કરતી નથી અને તેપણુ મને સહચારિણી પ્રિયતમાને ક્ષણુ પરિત્યાગ કરતા નથી ॥૫૭-૫૯॥ તમોએ તો યમ નિયમોવડે મનનો નિગ્રહ કરીને તે ધર્મને વશ કરી લીધા છે, માટે મનેપણુ વશ કરી લીધીજ છે, તો હવે એમાં પ્રાર્થનીય કિંચિત્પણુ નથી, કેમકે તમારા હૃદયમાં નિત્ય નિવાસને વાંછતા પતિ ધર્મની સાથેજ હું પણુ નિવાસ કરી રહીશ, એમાં સદેહ નથી ॥૬૦-૬૧॥ વળી 'શું ગાઓછો ? એમ જે તમોએ પુછ્યું તેનો ઉત્તર આપું છુ તેને સાભળો સ્વાત્મસ્વરૂપને જે સુખી કરે તેનુ યશતો ગાવુ જોઇએ એવી લૌકિકી વૈદિકી મર્યાદા છે શબ્દાદિ બાહ્ય વિષયો આત્માને સુખી કરવા સમર્થ થતા નથી, કેમકે તેતો ચક્ષુરાદિ ઇન્દ્રિયોના સંપ્રયોગને અધીન પ્રકાશ પામનારા હોઇને સુખેતર આરોપિત સુખાવભાસરૂપ હોવાથી વસ્તુત: દુ:ખકારણુજ છે. આનંદમય આ પરમાત્મા પોતાના સંશ્લેષથી આત્મસ્વરૂપને આનદી કરેછે, 'एष ह्येवानन्दयाति' 'रसो वै सः रसं ह्येवायं लब्ध्वा ऽऽनन्दीभवति' એવી શ્રુતિ છે ॥૬૨॥ આ ઉત્તમ નૃપના ભવનમાં હમણાં એજ ભગવાન્ શ્રીકૃષ્ણ નારાયણમુનિરૂપથી સાક્ષાત્ વિરાજે છે. તે આ ભગવાને પૂર્વે યદુકુળમાં પ્રાદુર્ભાવ પામીને કંસાદિરૂપથી ઉદ્ભવેલા અસુરોએ પીડા પમાડેલા ધર્મની તથા મારી

प्राक्तेभ्योऽद्य च रक्षति ॥६३॥ प्राक्तनानि चरित्राणि व्यासस्तस्य जुगुम्फ ह। गायामि तान्यहं नित्यं मनआनन्ददानि हि ॥६४॥ अग्रे त्वद्यतनान्यस्य चरित्राणि महामुनिः। गुम्फिष्यति शतानन्दस्तानि गास्यामि च स्त्रियः! ॥६५॥ सुव्रत उवाच—इति ताभ्यो वरं दत्त्वा तत्प्रश्नस्य च सोत्तरम्। तिरोबभूव सहसा विद्युल्लेखेव भूपते! ॥६६॥ साश्चर्यं भृशमानन्दं प्राप्तास्ताश्च तदीक्षणे। हेतुं तु श्रीहरेरेव प्रसादं मेनिरेऽबलाः ॥६७॥ एवं भगवता तेन स्वभक्तानां मनोरथाः। पूर्यन्ते सकला राजन्! रक्ष्यन्ते ते च सर्वतः ॥६८॥ एतादृशान्भूरिश एव तत्र महोत्सवान्भक्तमनोभिरामः।

---

તથા અમારા વંશની તેમના થકી રક્ષા કરી હતી અને હમણાપણ રક્ષા કરીએ છીએ ॥૬૩॥ તે આ ભગવાનનાં પ્રાક્તન દિવ્ય ચરિત્રો વ્યાસમુનિએ ભાગવતાદિ નિબધરૂપે ગુથ્યા છે, વક્તા શ્રોતાના મનને મહા આનદ દેનારાં તે ચરિત્રોને હમણા હૂં નિત્ય ગાન કરૂં છુ અને જે હમણાં થએલાં નારાયણમુનિરૂપથી પ્રકટ થએલા ભગવાનનાં દિવ્ય ચરિત્રો છે તેને તો શતાનદ નામના મહામુનિ નિબંધરૂપે આગળ ઉપર ગુથશે તેને હું ગાન કરીશ ॥૬૪-૬૫॥ સુવ્રતઋષિ કહે છે—હે ભૂપતે! આ પ્રકારે ભક્તિદેવી રમાદિ નારીઓને કહીને અને વર આપીને તેમના પ્રશ્નનો ઉત્તર આપીને વિજળીજ જેમ એમ એકદમ અંતર્ધાન થઈ ગયા ॥૬૬॥ તે પછી તે સર્વે રમાદિ સ્ત્રિયોએ આશ્ચર્યે સાથે પરમાનદ પામીને ભક્તિદેવીના દર્શનમાં ભગવાનનાજ પ્રસાદને હેતુ માન્યો ॥૬૭॥ હે રાજન્! આ પ્રકારે ભગવાન્ શ્રીનારાયણમુનિ પોતાના ભક્તોના સમગ્ર મનોરથોને કૃપાથી તેતે કાળે પરિપૂર્ણ કરે છે અને આ લોક પરલોકમા અનિષ્ટનિવારણપૂર્વક ઇષ્ટપ્રાપ ણથી રક્ષણ કરે છે 'अनन्याश्चिन्तयन्तो मां ये जना. पर्युपासते। तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम्' એમ ગીતામાં સ્વય ભગવાને કહ્યુ છે ॥૬૮॥ હે નૃપ! તે આ ભગવાન્ ભક્તજનપ્રિય નારાયણમુનિ તે દુર્ગપુરમા પોતાના ભક્ત ઉત્તમપ્રમુખોએ યથાયોગ્ય પરિચર્યા કર્યા થકા પોતાનું નિર્મળ યશ જગતમા વિસ્તારતા થકા આવાને આવાજ બહુજ

स कारयामास नृप ! स्वभक्तैर्निषेव्यमाणः प्रथयन् यशः स्वम् ॥६९॥ पवित्रमेतद्भगवच्चरित्रं यः श्रावयेद्यः शृणुयाच्च भक्त्या । विमुच्य तौ संसृतिसंज्ञपाशाद्धित्वा वपुर्ब्रह्मगतिं लभेताम् ॥७०॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे प्रबोधन्युत्सवे रमादीनां भक्तेः प्रत्यक्षदर्शनादिनिरूपणनामा पञ्चचत्वारिंशोऽध्यायः ॥४५॥

सुव्रत उवाच—यथा भगवता राजन् ! दुर्गपत्तन उत्सवाः । कृताः स तादृशानेवान्यत्रापि विदधे बहून् ॥१॥ वृत्तालये श्रीनगरे जीर्णदुर्गादिषु प्रभुः । उत्सवान्महतश्चक्रे सुखयन्नात्मसंश्रितान् ॥२॥ द्वितीये वा तृतीयेऽब्दे जीर्णदुर्गे महोत्सवम् । चक्रे

મહોત્સવો કરાવતા હતા ॥૬૯॥ પવિત્રોને મધ્યે પવિત્ર એવું આ ભગવચ્ચરિત્રને જે જન ભક્તિથી સભળાવે અને જે જન સાંભળે તે બન્ને વક્તા શ્રોતાઓ પુણ્યપાપરૂપ સસૃતિસંજ્ઞિત પાશબંધન થકી નિમુક્ત થઇને (વપુનો પરિત્યાગ કરીને) પરબ્રહ્મના પરં પદને પામે ।૭૦॥ ઇતિ શ્રીસત્સંગિજીવને.. તૃતીયપ્રકરણે પ્રબોધન્યુત્સવે રમાદીનાં ભક્તેઃ પ્રત્યક્ષદર્શનાદિનિરૂપણનામા પંચચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૫॥

## [1]અધ્યાય ૪૬ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! દુર્ગપત્તનમા ભક્તજનોના મન નયનને આનંદ આપનારા જેજે મહોત્સવો જેવા જેવા પ્રકારથી સંભ્રમથી ભગવાને કર્યાં હતા તેતે અનેક મહોત્સવો તેવા તેવા પ્રકારથી તેવાજ સંભ્રમથી અન્યત્ર-વૃત્તાલય શ્રીનગર જીર્ણદુર્ગ આદિકમા કર્યાં હતા જેણે કરીને તેને સ્થાનના નિવાસી સમસ્ત ભક્તો પરમાનંદને પામ્યા હતા ॥૧-૨॥ તેમા જુનાગઢમાં બીજે કે ત્રીજે વર્ષે શ્રીહરિ સ્વયં પધારીને અનેકવાર મહોત્સવ કરતા હતા. શ્રીનગરમા તો ભક્તોની પ્રાર્થનાથી પ્રતિવર્ષે એકવાર

૧ આ અધ્યાયમાં વૃત્તાલયાદિ તે તે પુરમાં ભગવાને કરેલા મહોત્સવોનુ નામનિર્દેશથી વર્ણન અને તેના શ્રવણજન્ય શુશ્રૂષાતિશયથી રાજાએ કરેલો મહોત્સવનિરતાર પ્રકાર પ્રશ્નનો પ્રકાશ કર્યો છે

श्रीनगरे स्वेप प्रत्यब्दं सजनार्थितः ॥३॥ वृत्तालये त्वब्दमध्ये द्विस्त्रिर्वापि कचिच्चतुः । गत्वोत्सवांश्चकारासौ भक्तिधर्मौ प्रपोपयन् ॥४॥ एकादश्यां मोक्षदायां सफलायां च कर्हिचित् । सानन्दायां चकारासौ तिलदायां तथोत्सवम् ॥५॥ जयायां विजयायां च धात्र्यामपि चकार सः । तत्पुरे पापमोचन्यामेकादश्यां महोत्सवम् ॥६॥ विमलायां वरूथिन्यां मोहिन्यामपि कर्हिचित् । अपरायां निर्जलायां योगिन्यां चाकरोन्महम् ॥७॥ शयन्यां कासि-

સ્વયં પધારીને મહોત્સવ કરતા હતા. વૃત્તાલયમાં તો કોઇ વર્ષમાં બે વાર તો કોઈ વર્ષમાં ત્રણ વાર કે ચાર વાર પણ સ્વયં પધારીને પ્રતિવર્ષે ભક્તિધર્મનું પ્રકર્ષથી પોષણ કરવા મહોત્સવો કરતા હતા ॥૩-૪॥ એરીતે પ્રતિવર્ષે વૃત્તાલયમાં કરેલા મહોત્સવોના સમયોને કહે છે-આ શ્રીહરિએ વૃત્તાલયપુરમાં સ્વયં પધારીને કદાચિત્ માર્ગશીર્ષ માસના શુક્લપક્ષની **મોક્ષદા** નામની એકાદશીએ, તો કદાચિત્ માર્ગશીર્ષ માસના કૃષ્ણપક્ષની **સફળા** નામની એકાદશીએ, તો ક્યારેક પૌષ માસના શુક્લપક્ષની **સાનંદા** નામની એકાદશીએ, તો કદાચિત્ પૌષ માસના કૃષ્ણ પક્ષની **તિલદા** નામની એકાદશીએ, તો કદાચિત્ માઘ માસના શુક્લ પક્ષની **જયા** નામની એકાદશીએ, તો કદાચિત્ માઘ માસના કૃષ્ણ પક્ષની **વિજયા** નામની એકાદશીએ, તો ક્યારેક ફાલ્ગુન માસના શુક્લ પક્ષની **ધાત્રી** નામની એકાદશી તિથિએ, તો ક્યારેક ફાલ્ગુન માસના કૃષ્ણ પક્ષની **પાપમોચની** નામની એકાદશીએ, તો કદાચિત્ ચૈત્ર માસના શુક્લ પક્ષની **વિમલા** નામની એકાદશી તિથિએ, તો કદાચિત્ ચૈત્ર માસના કૃષ્ણ પક્ષની **વરૂથિની** નામની એકાદશી તિથિએ, તો કદાચિત્ વૈશાખ માસના શુક્લ પક્ષની **મોહિની** નામની એકાદશીએ, તો કદાચિત્ વૈશાખ માસના કૃષ્ણ પક્ષની **અપરા** નામની એકાદશીએ, તો ક્યારેક જ્યેષ્ઠ માસના શુક્લ પક્ષની **નિર્જળા** નામની એકાદશીએ, તો ક્યારેક જ્યેષ્ઠ માસના કૃષ્ણ પક્ષની **યોગિની** નામની એકાદશીએ, તો કદાચિત્ આષાઢ માસના શુક્લ પક્ષની **શયની** નામની એકાદશી તિથિએ, તો

काया च पुत्रदाया च कर्हिचित् । अजाया क्वापि पद्मायामिन्दिरायां च स प्रभुः ॥८॥ पापाङ्कुशाभिधाया च रमाख्याया च कर्हिचित् । बोधन्यामभयाया च महोत्सवमकारयत् ॥९॥ जन्माष्टम्यादिषु तथा कृष्णजन्मतिथिष्वपि । शिवरात्र्या पुरे तत्र चक्रे क्वापि महोत्सवम् ॥१०॥ दीपावल्यादिषु तथा स कुर्वन्नुत्सवं प्रभुः । स्वभक्तान् सुखयामास पुरुषान् योषितस्तथा ॥११॥ देशान्तरीया लोकाश्च भक्ता भगवतोऽखिला । प्रत्यब्दभाविनो ह्येतान् जानन्ति स्म महोत्सवान् ॥१२॥ समीपस्था हरेर्भक्ता ये ते तु प्रतिवत्सरम् । प्रत्युत्सवं समाजग्मुः सोऽवसद्यत्र तत्र वै ॥१३॥

કદાચિત્ આષાઢ માસના કૃષ્ણ પક્ષની કામિકા નામની એકાદશી તિથિએ, તો ક્યારેક શ્રાવણ માસના શુકલ પક્ષની પુત્રદા નામની એકાદશીએ, તો ક્યારેક શ્રાવણ કૃષ્ણ પક્ષની અજા નામની એકાદશીએ, તો ક્યારેક ભાદ્રપદ શુકલ પક્ષની પદ્મા નામની એકાદશીએ, તો ક્યારેક ભાદ્રપદ કૃષ્ણ પક્ષની ઇન્દિરા નામની એકાદશીએ, તો કદાચિત્ આશ્વિન શુકલ પક્ષની પાપાંકુશા નામની એકાદશીએ, તો કદાચિત્ આશ્વિન કૃષ્ણ પક્ષની રમા નામની એકાદશીએ તો ક્યારેક કાર્તિક શુકલ પક્ષની પ્રબોધની નામની એકાદશીએ, તો ક્યારેક કાર્તિક કૃષ્ણ પક્ષની અભયા નામની એકાદશીએ મહોત્સવ કર્યો હતો ॥૫-૯॥ તથા વૃત્તાલયમા કદાચિત્ જન્માષ્ટમી આદિક ભગવત્પ્રાદુર્ભાવ તિથિઓમા તે તે મહોત્સવો કર્યા હતા તથા કદાચિત્ શિવરાત્રિનો મહોત્સવ તથા દીપાવળી આદિકનો મહોત્સવ કર્યા હતો એરીતે વૃત્તાલયપુરમા અનેક મહોત્સવો કરીને ભગવાને પોતાના ભક્ત નરનારીઓને મહાઆનંદ આપ્યો હતો ॥૧૦-૧૧॥ દેશાંતરના સર્વ કોઈ હરિભક્તો પ્રતિવર્ષ ભગવાને કરાતા આ મહોત્સવોને જાણીને યથાસમય પ્રતિવત્સર ભગવદુત્સવના દર્શનમાટે જે જે સ્થળમા ભગવાન્ ઉત્સવ કરતા ત્યા ત્યા આવતા હતા તેમા જે હરિભક્તો વૃત્તાલય દુર્ગપુરાદિકના સમીપમાં રહેનારા હતા તેઓ પ્રતિવત્સર પ્રતિઉત્સવ આવતા હતા મધ્ય દેશના નિવાસી હરિજનોતો બે કે ત્રણ ઉત્સવો ઉપર આવતા હતા તેથી

द्विजेषु मध्यदेशीया उत्सवेष्वाययुर्जनाः । दूरस्थास्तु समाजग्मु-
र्यत्र तत्रैकोत्सवे ॥१४॥ क्वचित्तत्राकरोत्स्वामी विष्णुयागमिभं
मखम् । विष्णुमन्त्रजपं क्वापि कारयामास वाडवैः ॥१५॥ विष्णु-
स्तोत्रपुरश्चर्यां क्वापि विप्रैरकारयत् । कर्हिचिल्लक्षहोमं च कोटि-
होमं च कुत्रचित् ॥१६॥ ब्राह्मणान्भोजयामास क्वचित्तत्र सह-
स्रशः । दानान्येव ददौ क्वापि विप्रेभ्यः स महान्ति च ॥१७॥
क्वचिद्विप्रकुमाराणां मौञ्जीबन्धानकारयत् । क्वचिच्च भगवन्मूर्ति-
संस्थापनमहोत्सवम् ॥१८॥ क्वचिदिष्टोत्सवं तत्र क्वचित्पूर्तोत्सवं
च सः । चकार तेन भगवद्धर्मः पुष्टिमगात् पराम् ॥१९॥ यत्र
यत्रावसत्स्वामी पुरे ग्रामेऽथवा वने । तत्र तत्र जना आयन् शत-

પણ અતિ દૂરદેશના નિવાસી જનોતો વર્ષમા એકવાર જે કોઈ એક ઉત્સવ ઉપર આવતા હતા ॥૧૨-૧૪॥ વળી તે વૃત્તાલયપુરમા ભગવાન્ સ્વામિનારાયણ કદાચિત્ વિષ્ણુયાગને તો કદાચિત્ અષ્ટાક્ષર દ્વાદશાક્ષર આદિક વિષ્ણુમન્ત્રોનો જપ વિપ્રો પાસે કરાવતા હતા ॥૧૫॥ કદાચિત્ સહસ્રનામાદિ વિષ્ણુસ્તોત્રનુ પુરશ્ચરણ વિપ્રો પાસે કરાવતા હતા ક્યારેક લક્ષ આહુતિ પ્રદાનનો જેમા નિયમ છે એવો હોમવિશેષ તો ક્યારેક કોટી આહુતિ આપવાનો જેમા નિયમ છે એવા હોમવિશેષને બ્રાહ્મણો પાસે કરાવતા હતા ॥૧૬॥ વળી શ્રીહરિ વૃત્તાલયમા કદાચિત્ બહુ બ્રાહ્મણોને તથા સાધુઓને પણ જમાડતા હતા અને કદાચિત્ પાત્ર વિપ્રોને ગુડધેનુ ધાન્યશૈલાદિ મહાદાનો દેતા હતા ॥૧૭॥ કદાચિત્ બહુ બ્રાહ્મણ બાળકોને મૌંજીબંધન (ઉપવીત) કરાવતા હતા તથા કદાચિત ભગવન્મૂર્તિ પ્રતિષ્ઠાપનનો મહોત્સવ કરાવતા હતા ॥૧૮॥ વળી શ્રીહરિ વૃત્તાલયપુરમાં કદાચિત્ અગ્નિહોત્રાદિરૂપ ઇષ્ટકર્મ મહોત્સવને તો કદાચિત્ દેવમદિર બગીચા કૂવા વાવ્ય વિગેરેરૂપ પૂર્તકર્મ મહોત્સવને કરાવતા હતા આવા તે તે વિષ્ણુયાગાદિ મહોત્સવોના આચરણથી યોગરદમ પારમૈકાતિકરૂપ ભગવદ્ધર્મ પરા પુષ્ટિને પામ્યો હતો ॥૧૯॥ જે જે ગ્રામ નગરમા કે વનમા ભગવાન્ વસતા ત્યા ત્યા હજારો હજાર તેમના ચરણકમળના સેવનમા

शश्च सहस्रशः ॥२०॥ तांस्तान् जनान्विमोच्यासावधर्मान्वयपा
शतः । सन्मार्गे वर्तयामास स्वप्रतापेन भूपते ! ॥२१॥ अधर्मोऽ-
दृश्यतां यातः कलिर्निर्बलतां ययौ । प्राप धर्मः प्रतिष्ठां च तस्मि-
न्वसति भूतले ॥२२॥ इति ते कथिता राजन्नारायणकथा मया ।
तव प्रश्नानुसारेण किं भूयः श्रोतुमिच्छसि ॥२३॥ इति श्रुत्वा स
नृपतिः सुव्रतोक्तां हरेः कथाम् । भूयस्तामेव पप्रच्छ मुमुक्षुस्तं
महामुनिम् ॥२४॥ राजोवाच—न तृप्तिमधिगच्छामि पीत्वा हरि
कथामृतम् । पुनस्तत्पातुमिच्छामि पिपासुर्मुनिसत्तम ! ॥२५॥
वृत्तालये भगवता कृता बहव उत्सवाः । इत्युक्तं हि त्वया ब्रह्मन् !
श्रोतुमिच्छामि तानहम् ॥२६॥ अन्यच्च भगवान् यद्द्भुतमानव

સમુમુક્ષુ જનો આવતા હતા હે ભૂપતે ! આવેલા તે તે જનોને સદુપદે શાદિવડે અને અનન્યસામાન્ય પોતાના પ્રતાપથી અધર્મપરિવારરૂપ કામ ક્રોધાદિ પાશમાથી મુકાવીને સન્માર્ગમા વર્તાવતા હતા ॥૨૦-૨૧॥ ભગવાન્ શ્રીહરિના તે આ ભૂતળમા નિરતિશય ધર્મપ્રવર્તન પ્રતાપથી અધર્મતો અદૃશ્યતાને પામી ગયો હતો અને કલિતો નિર્બળતાને પામી ગયો હતો અને ધર્મતો પ્રતિષ્ઠાને પામીને પ્રતિદિન અભિવૃદ્ધિ પામ્યો હતો ॥૨૨॥ હે પ્રતાપ સિંહ રાજન્ ! લોકાનુગ્રહ માટે પ્રકટ થએલા સાક્ષાત્ અક્ષરાધિપતિ આ નારાયણમુનિનુ દિવ્ય ચરિત સાભળવા ઇચ્છતા શ્રદ્ધાસપન્ન તમોને તમારા પ્રશ્નને અનુસારે મેં કહ્યુ હવે તેમનુ બીજું શુ ચરિતામૃત સાભળવા ઇચ્છો છો ? ॥૨૩॥ આ પ્રકારે સુવ્રતમુનિએ કહેલી ભગવાનની દિવ્ય કથાને સાભળીને, તે કથામૃતના આસ્વાદમા આસક્ત એવા તે આ મુમુક્ષુ પ્રતાપ સિંહ રાજાએ ફરીથી એજ શ્રવણમગળભૂત સર્વપાપપ્રશમની દિવ્ય કથા સુવ્રત મહામુનિ પ્રત્યે પુછી ॥૨૪॥ પ્રતાપસિંહરાજા પુછેછે—હે મુનિસત્તમ ! શ્રીહરિનુ આ કથામૃત જેમ જેમ પાન કરાય છે તેમ તેમ ફરી ફરી તેની પિપાસાજ અભિવૃદ્ધિ પામતી જાય છે અને તેનાથી તૃપ્તિ થતીજ નથી. તો હે બ્રહ્મન્ ! વૃત્તાલયમા ભગવાને જે જે મહોત્સવો કર્યા હતા તેને હું વિસ્તારથી સાભળવા ઇચ્છુ છુ વળી હે મુને ! ધર્મરક્ષણ માટે

विग्रहः । चकार चरितं तत्तद्वक्तुमर्हसि मे मुने ! ॥२७॥ कथारस-विदा तेन पृष्ट इत्थं महीभुजा । हरिसंस्मरणानन्दः सुव्रतस्तमुवाच सः ॥२८॥ सुव्रत उवाच—साधु पृच्छसि भूपाल ! मतिस्ते विमला ननु । नारायणकथामेव श्रोतुमिच्छसि यत्पुनः ॥२९॥ विस्तरेण चरित्राणि नरनाट्यधृतः प्रभोः । सकलानि न शक्नोमि वक्तुं वच्मि समासतः ॥३०॥ प्रतिवर्षं दुर्गपुराद्धरिर्वृत्तालयं पुरम् । मुहुर्जगाम नृपते ! धर्मस्थापन उद्यतः ॥३१॥ तेनोत्सवास्तत्र महान्त एव कृता ह्यनेकेऽखिलसौख्यकर्त्रा । यदामि तत्रैकतमं

માનવરૂપથી અવતરેલા તે ભગવાનનું જે બીજું મુમુક્ષુજનોના કર્ણરસાયનરૂપ ચરિત્ર હોય તે સમગ્ર મને કહેવાને આપ યોગ્ય છો ॥૨૫-૨૭॥ ભગવત્કથામૃત રસના અતિશયને જાણનારા તે પ્રતાપસિંહ રાજાએ આ પ્રકારે પુછેલા સુવ્રતમુનિ ભગવત્કથાના સંસ્મરણથી પરમાનંદ પામીને રાજાપ્રતિ બોલ્યા ॥૨૮॥ સુવ્રતઋષિ કહેછે—હે ભૂપાળ ! તમો બહુ સારૂ પુછો છો—જેના શ્રવણથી બીજું બધુંય શ્રવણ થઇ જાય એજ પૃષ્ટવ્ય છે, શ્રોતવ્યપણ તેજ છે કે જેના શ્રવણથી શ્રોત્રેન્દ્રિયની સાર્થકતા થાય, મંતવ્યપણ તેજ છે કે જેના મનનથી મનની સાર્થકતા થાય, ધ્યેય પણ તેજ છે કે જેના ધ્યાનથી આત્મા-સ્વસ્વરૂપની સત્તા મળે, ભગવાનના દિવ્ય ચરિત્ર થકી બીજું શું તેવું છે? કાંઇપણ નથી, તો તમોએ તે બહુ સારૂં પુછ્યું છે. તમારી મતિ અતિ વિમળા છે, કેમ કે જે આ મતિ ભગવાનના દિવ્ય ચરિત્રના શ્રવણમાં શ્રદ્ધામયી અને પરમ પ્રીતિરૂપા છે, જેથી મુમુક્ષુજનોએજ એક સસેવનીય એવા નારાયણકથામૃતનેજ તમો ફરી ફરી સાંભળવા ઇચ્છો છો ॥૨૯॥ હે રાજન્ ! નરનાટ્યધારી પ્રભુ શ્રીહરિનાં દિવ્ય ચરિત્રોને સમગ્રપણે વિસ્તારથી કહેવા માટે હું અસમર્થ છું, માટે હું સંક્ષેપથી કહું છું ॥૩૦॥ હે નૃપતે ! એકાંતિક ધર્મના સંસ્થાપનમાં તત્પર થએલા શ્રીહરિ પ્રતિસંવત્સર વારંવાર દુર્ગપુર થકી વૃત્તાલયપુરમાં પધારતા હતા ॥૩૧॥ સકળ સ્વભક્તજન સુખકારી શ્રીહરિએ વૃત્તાલયપુરમાં મોટા અનેક ઉત્સવો કર્યા છે, તેમાંથી એકાદ

समासात्तेनानुमेया इतरेऽपि तद्वत् ॥३२॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे वृत्तालयपुरोत्सवप्रश्ननिरूपणनामा षट्चत्वारिंशोऽध्यायः ॥४६॥

सुव्रत उवाच—अस्ति वृत्तालयं नाम गुर्जरेषु पुरं महत् । चत्वारोऽपि हि यत्रत्या भेजुर्वर्णा हरिं मुदा ॥१॥ तेऽचीकमन्त सर्वेऽपि जना स्वनगरे हरिम् । आनीय दुर्गपुरतः कर्तुं दोलोत्सवं नृप ॥२॥ कुबेरो यौवनाश्वश्च तत्र द्वावधिकारिणौ । तौ तैः सह विनिश्चित्य सम्भारांश्चक्रतुर्बहून् ॥३॥ भ्रातरं प्रेषयामास यौव-

ઉત્સવને હું સંક્ષેપમાં કહું છું તે પ્રકારે બીજા અધ્યાય ઉત્સવો પણ 'આવાજ કર્યા હશે' એમ અનુમાન કરી લેવા ॥૩૨॥ ઇતિ શ્રીસત્સંગિજીવને.. તૃતીયપ્રકરણે વૃત્તાલયપુરોત્સવપ્રશ્નનિરૂપણનામા ષટ્ચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૬॥

## [1]અધ્યાય ૪૭ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! ગુજરાત દેશમાં વૃત્તાલય નામનું એક મહત્ પુર વર્તે છે, જેમાં વર્તતા ચારેય વર્ણો પરા પ્રીતિથી સાક્ષાત્ નારાયણ મુનિરૂપ આ ભગવાનને ભજનારા હતા ॥૧॥ હે નૃપ! તે આ સમસ્ત હરિભક્તોને કોઈપણ એવી વાંછા થઈ આવી કે-ભગવાન પુરૂષોત્તમને દુર્ગપુર થકી પ્રાર્થના કરીને તેડી લાવીને આપણા વડતાલ પુરમાં પધરાવવા અને તે ભગવાનપાસે પુષ્પદોલોત્સવ સારો કરાવવો ॥૨॥ તેમાં કુબેરભાઈ પટેલ અને યૌવનાશ્વ (જોબનપગી) આ બન્ને વડતાલપુરમાં મુખીપણાના અધિકારવાળા હતા તે બન્ને જણાઓએ બીજા પુરવાસી જનો સાથે વિચાર કરી વિનિશ્ચય કરી પુષ્પદોલોત્સવમાં સમુપયોગી સમગ્ર સામગ્રી તૈયાર કરી ॥૩॥ તે પછી જોબનપગીએ પોતાના સુંદરપગી

૧ આ અધ્યાયમાં વૃત્તાલયના ભક્તજનોની પ્રાર્થનાથી ભગવાનનું ભક્તજનો મુનિજનો સાથે વૃત્તાલયમાં આગમન અને વડતાલમાં દેશાંતરના જનસમાજનું આગમન અનુવર્ણવ્યું છે

नाथ्वो निजं ततः । नारायणमुनेः पार्श्वं सोऽपि माघ्यामुपाययौ ॥४॥ स तं प्राप्य प्रभुं नत्वा भक्तमण्डलमध्यगम् । प्रार्थयामास बहुधा पुरं न. पावयेति च ॥५॥ ततः प्रसन्नो भगवान् भक्तवत्सल ईश्वरः । अनन्यभक्तांस्तान् जानंस्तनाजिगमिषत्पुरे ॥६॥ प्राहाथ सुन्दराख्यं तं दूतं हरिरुदारधीः । गच्छाधुनाऽऽगमिष्यामि त्वत्पुरं मासि फाल्गुने ॥७॥ इत्युक्तः स प्रहृष्टात्मा तूर्णं स्वपुरमेत्य तत् । पौरानूचेऽथ ते हृष्टास्तं प्रतीक्ष्यावतस्थिरे ॥८॥ उद्घोषः सुमहानासीद्भुवि दिक्षु विदिक्षु च । स्वामिनारायणो वृत्तालयमायास्यतीति ह ॥९॥ पनद्धूतेश्च मुन्यादीन्नानादेशस्थितान् स च ।

---

નામના ભાઇને નારાયણમુનિને તેડી લાવવા માટે દુર્ગપુર પ્રત્યે મોકલ્યા તેમણે મોકલેલા સુંદરપગીપણ દુર્ગપુરમાં ભગવાનની સન્નિધિને સંવત્ ૧૮૭૫ ના માઘ માસના શુકલપક્ષની પૂર્ણિમાએ પામ્યા ॥૪॥ પામીને મુનિજન મડળના મધ્યમા વિરાજમાન, ભક્તજનોએ પરિચર્યા કરાતા ચરણકમળવાળા તે મહાપ્રભુને સાષ્ટાંગ પ્રણામ કરી, વિનયથી બે હાથ જોડીને 'અમારા પુરને પધારીને પાવન કરો' એમ બહુ પ્રાર્થના કરવા લાગ્યા ॥૫॥ તે પછી તે સર્વેશ્વર ભગવાન્ શ્રીહરિ ભક્તવત્સળ હોવાથી ભક્તોના ભક્તિરસથી ભીના વચનના શ્રવણથી પ્રકટેલા પ્રહર્ષથી પ્રસન્ન મુખવાળા થઇને, વૃત્તાલયવાસી સર્વ જનોને પોતાના એકાંતિક ભક્તો જાણીને, તેમના મનોરથને અનુસારે ત્યા જવાની ઇચ્છાથી તે સુંદર નામના દૂત પ્રતિ એમ બોલ્યા કે-હુ ફાલ્ગુન માસમા તમારા પુરપ્રતિ આવીશ તમો હમણા જાવ અને આ અમારૂ આવવાનુ વૃત્તાંત પુરવાસીને નિવેદન કરો ॥૬-૭॥ હે રાજન્ ! આ પ્રકારે શ્રીહરિએ કહેલા સુંદર ભક્તે મનમા પ્રહર્ષ પામીને જલદી વૃત્તાલયપુરને પામીને ભગવાનનુ વચન વિનિવેદન કર્યું પુરવાસી જનો તેને સાંભળીને સંહર્ષ પામીને, ભગવાન પધારવાનીજ એક રાહ જોઈ રહ્યા ॥૮॥ 'શ્રીમાન્ સ્વામિનારાયણ વૃત્તાલય પુરમાં પધારશે' એવા સમાચાર કર્ણોકર્ણ ચોગરદમ પ્રસરતા તે તે દિશાવિદિશામા તે તે જનોએ ઉદ્ઘોષથી પ્રવર્તાવ્યા હતા ॥૯॥ દુર્ગપુરમા વર્તતા

सभक्तान् ज्ञापयामास वृत्तान्तमिममीश्वरः ॥१०॥ सौराष्ट्रादिषु देशेषु ये भक्ता मुनयश्च ते । सहैव हरिणा गन्तुमाययुर्दुर्गपत्तनम् ॥११॥ तस्मिन् विकृतवर्षेऽथ सम्प्राप्ते फाल्गुने हरिः । वृत्तालयपुरं गन्तुं ततः षष्ठ्यां विनिर्ययौ ॥१२॥ तद्देशे धर्मरक्षार्थमुत्तमं नृपतिं हरिः । आयास्यामो वयं शीघ्रमित्युक्त्वाऽऽस्थाप्य तं ययौ ॥१३॥ जया च ललिताद्याश्च योषितोऽपि सहस्रशः । तमन्वीयुर्वाहनस्थाः पौरा लोकाश्च सर्वशः ॥१४॥ सहस्रशो मुनिगणैर्वर्णिभिश्च सहस्रशः । सहस्रशो गृहस्थैश्च सहैव भगवान् ययौ ॥१५॥ सौराष्ट्रीयादिभिर्भक्तैरनुयातः सहस्रशः । सहस्रशोऽश्ववारैश्च वेष्टितश्च पदातिभिः ॥१६॥ अश्वां माणिक्यवर्णां द्रुततरगमनां

તે ભગવાને પોતાનું વૃત્તાલય જવાનુ વૃત્તાંત દૂતદ્વારા ભગળપત્રિકાઓ મોકલીને દેશાતરમાં રહેલા મુનિઓ તથા હરિજનોને જણાવ્યું ॥૧૦॥ વૃત્તાંતને જાણીને સૌરાષ્ટ્રાદિ દેશોમા રહેલા મુનિજનો તથા હરિજનો શ્રીહરિ સાથેજ વૃત્તાલય આવવાની ઇચ્છાથી દુર્ગપુર આવ્યા ॥૧૧॥ તે પછી વિકૃત નામના સવત્સરમા (૧૮૭૫) સુંદર દૂતપ્રતિ પ્રતિજ્ઞા કરેલી ફાલ્ગુન માસ પ્રાપ્ત થતાં તેના શુકલ પક્ષની ષષ્ઠી તિથિએ ભગવાન્ શ્રીહરિ વૃત્તાલયપુરપ્રતિ જવામાટે દુર્ગપુર થકી ચાલી નીકળ્યા ॥૧૨॥ ઉત્તમ રાજાને તો (પ્રયાણની તૈયારી કરતા) 'અમો જલદી અહીં આવીશું' એમ કહીને તે દેશમાં ધર્મરક્ષણ માટે (પ્રજાપરિપાલનરૂપ ક્ષાત્રધર્મના અનુવર્તન માટે) દુર્ગપુરમાજ સંસ્થાપીને સ્વયં શ્રીહરિ દુર્ગનગર થકી નીકળ્યા ॥૧૩॥ જયા લલિતા આદિક અનન્યભક્ત અનેક અબળાઓ પણ રથાદિ વાહનોમાં બેસીને શ્રીહરિની પાછળ ચાલી નીકળી તથા દુર્ગપુરવાસી સમસ્ત સત્સંગિજનો પાછળ ચાલી નીકળ્યા ॥૧૪॥ પોતાવિષે અનન્ય મનવાળા હજારોહજાર મુનિગણો તથા વર્ણિઓ તથા હજારોહજાર સત્સંગિજનો તથા સહસાધિક સૌરાષ્ટ્રીય જનો તથા હજારોહજાર અશ્વવારો તથા હજારોહજાર પગપાળા પદાતિઓથી વીંટાએલા ભગવાન્ શ્રીહરિ દુર્ગપુરથી નીકળ્યા ॥૧૫-૧૬॥ પ્રસ્થાન સમયની શ્રીહરિની દિવ્ય

सोऽधिरूढोऽर्ककान्तिः पीतं भाले विशाले तिलकमथ दधत्कैसरं सेरवक्त्रः । चञ्चत्कुन्तप्रचेष्टैर्निजचरणरतैरश्ववारैः परीतो वल्गां दोष्णा दधानः सितवसनधरो नन्दयन्स्वाञ्जगाम ॥१७॥ यानायां मङ्गलार्थं द्विजवररचितं साक्षतं कौङ्कुमं स्वे बिभ्रन्छोणं ललाटे मुनिहृदयहर चन्द्रकं चारुनेत्रः । शृण्वन्नन्द्योघवाचं निजगुणरचनां चित्रवादित्रघोषैः सम्बद्धामूर्ध्वहस्तैर्जयजयवचनैर्भक्तसङ्घैर्नुतश्रीः ॥१८॥ नानाग्रामागतैः स्वैरनुपदमभितः सङ्गतैः

---

શોભાને અનુવાખે છે—અતિતીવ્ર ગતિવાળી, રક્ત મણિને સમાન વર્ણવાળી અથવા જાતિથી માણકી નામની, એવી ઘોડી ઉપર બેઠેલા, સૂર્યસમાન પ્રકાશમાન દિવ્ય પ્રભાથી શોભમાન, કેસરયુક્ત ચંદનથી કરેલું હોવાથી પીળું કુંકુમચંદ્રકસહિત ઊર્ધ્વપુંડ્ તિલકને વિશાળ ભાલમા ધારી રહેલા, મંદહાસમધુર મુખારવિંદવાળા, ચળકતા ભાલા જેમના હાથમા છે અને નિજચરણસેવાપરાયણ એવા સોમવર્માદિ અશ્વવારોથી વીંટાએલા, ડાબા હાથથી લગામને ધારી રહેલા, શ્વેત વસ્ત્રોને ધારી રહેલા એવા તે આ ભગવાન્ પોતાના ભક્તોને તે સમયની આવી દિવ્ય દેહ શોભાથી માર્ગમા મહાનંદ આપતા થકા નીકળ્યા ॥૧૭॥ વળી જોનારા મુનિજનોના મનને હરનારા, પ્રયાણમા મંગળ થવામાટે મયારામાદિ દ્વિજવરોએ રચેલા, અક્ષતસહિત, કુંકુમથી કરેલા માટેજ રક્ત એવા ચંદ્રકને પોતાના લલાટમા ધારી રહેલા, વિચિત્ર વાદિત્રના ઘોષપૂર્વક અનેક બન્દિજનોએ ગાન કરેલી પોતાના ગુણચરિત્રના વર્ણનવાળી મધુર વાણીને શ્રવણ કરતા, તેના શ્રવણથી ઉપજેલા પ્રેમને પ્રદર્શાવનારા પ્રફુલ્લિત કમળદળ જેવા વિશાળ લોચનયુગળથી રમણીય, ભેગા જોડી દઇને ઉંચા હાથ જેમણે કર્યાં છે અને 'જય જય' એવો ઉચ્ચ સ્વરથી જયધ્વનિને કરતા ભક્તસંઘોએ સસ્તુતિ કરી છે પ્રસ્થાનોચિત શ્રી (શોભા) જેમની એવા ભગવાન્ શ્રીહરિ પોતાના ભક્તોને આનંદ આપતા થકા ચાલી નીકળ્યા ॥૧૮॥ માર્ગમાં નાનાવિધ ગામો થકી આવીને પદે પદે ચોગરદમથી ભેગા થઇ ગએલા તે તે ભક્તજનોએ નાનાવિધ ઉપહારોવડે પૂજા કરેલા,

पूज्यमानो दृष्ट्यैवानन्दवृष्ट्या स च पथि सुखयंस्तान् ययौ पूर्णकामः । दैवैराकाशसंस्थैः सितकुसुमचयैश्चाभिवृष्टः सहासं पस्पर्शाभ्यस्ततूर्णाञ्चननिजवडवां पार्ष्णिना किञ्चिदेव ॥१९॥ सहमाना न तत्स्पर्शमात्रमप्यतिवेगिनी । गत्वा जितमरुत्तूर्णं पुप्लुवे तार्क्ष्यवत्तु सा ॥२०॥ पशुजातेरपि स्वस्याः प्रभोः स्पर्शाद्धि भाविनीम् । दर्शयन्तीवोर्ध्वगतिमूर्ध्वं दुद्राव सा जवात् ॥२१॥ धावन्त्या अतिवेगेन पादन्यासं न भूतले । तस्यास्तदा जनः पश्यन् विस्मयं प्राप सर्वशः ॥२२॥ दृणाधराः पादहताश्वतुन्दाः कशाभिरश्वानतिवेगिनोऽपि । भ्रन्तोऽश्ववारा हरिपृष्ठवद्धदृशोऽन्वधावंश्च सह-

પ્રેમપ્રવાહગર્ભિત આનંદધારામયી દૃષ્ટિવડે માર્ગમા આવેલા ભક્તજનોને સુખ આપતા, વિમાનમા બેસીને આકાશમા સઘથી ભેગા થએલા બ્રહ્માદિ અમરગણોએ શ્વેત પુષ્પપુંજોવડે વધાવેલા તે આ પૂર્ણકામ ભગવાન્ શ્રીહરિ દુર્ગપુર થકી ચાલી નીકળ્યા તે પછી કિંચિત્ મંદહાસ કરતા શ્રીહરિએ બહુકાળથી ઉતાવળી ગતિનો જેને અભ્યાસ સહજ પડી ગયો છે એવી પોતાની તે માણકી ઘોડીનો પેનીથી કિંચિત્માત્રજ સ્પર્શ કર્યો ॥૧૯॥ પેનીના કિંચિત્ સ્પર્શમાત્રનેપણ નહિ સહન કરતી, તીવ્ર વેગવાળી, માટેજ ગતિએ કરીને વાયુવેગને જીતનારી એવી તે માણકી ઘોડી ગરૂડનીપેઠે વેગથી એકદમ દોડી ॥૨૦॥ યદ્યપિ પોતે પશુજાતિ છે તથાપિ પ્રભુ-સમસ્ત ચેતન અચેતન પ્રપંચના પ્રભુ શ્રીહરિના સ્પર્શમાત્રથી પોતાને ભવિષ્યમા નિશ્ચયથી થનારી નિઃશ્રેયસરૂપ ઊર્ધ્વગતિને સૂચવતી હોયને શું ? એમ તે ઘોડી ઉર્ધ્વ કુદીને તીવ્ર વેગથી એકદમ દોડી ॥૨૧॥ તે સમયે અતિવેગથી દોડતી તે ઘોડીના ભૂતળમા પાદન્યાસ (પગલા)ને નહિ જોનારા સર્વ કોઈ જનો 'આ આકાશમા શી રીતે ઉડી જાય છે' એમ વિસ્મયને પામી ગયા ॥૨૨॥ તે સમયે બહુ દૂર આગળ ગએલા ભગવાનની પાછળ દત્તદૃષ્ટિવાળા તે હજારો અશ્વવારો પોતપોતાના અશ્વોને ભગવાનના અશ્વની પાછળ દોડવામા અસમર્થ જાણીને, કોપવેગથી અધ રોષ્ઠને પીસીને, પગની પેનીથી ઘોડાઓના પેટોને તાડન કરતા અને

स्तशोऽथ ॥२३॥ मान्तैश्चलद्भिः पृथुवेष्टनानां तद्ध्यनुद्राविततवा-
जिलोलाः । अदृश्यरूपैर्भुरादितेये. संवीज्यमाना इव चामरैस्ते
॥२४॥ श्रमेण खिन्नगानाश्च श्रमफेनमुपान्वयान् । ताडयन्तोऽपि
न मापुरश्वारूढं प्रभुं तु ते ॥२५॥ अश्वैः सहातिखिन्नांस्तानथ
विश्रमयन्प्रभुः । स्वाश्वां नियम्य प्रसभं स प्रत्यैक्षत वर्त्मनि ॥२६॥
अथापश्यन्दूराच्चपलतुरगीकेसरकरं करेणैकेनोर्ध्वां दधतमुरुपु-
ष्पाम्रलतिकाम् । हसन्तं दृष्ट्वा स्वान्दृढपरिकरं चारुनयनं श्रमखि-

ચાબકોવડે વિશેષ ચલાવામાટે પ્રહાર કરતા અને સ્વત. વેગથી દોડતા એવાપણ તે અશ્વોને તે થકી પણ તીવ્ર ગતિથી દોડાવતા થકા શ્રીહરિને પામવા માટે પાછળ દોડયા ॥૨૩॥ વળી તે શ્રીહરિની ઘોડીની પછવાડે વેગથી દોડાવેલા જે પોતપોતાના ઘોડાઓ તેણે કરીને અતિશય ઉછળતા દેહ જેમના છે એવા તે આ ઘોડેસ્વારો ઉર્ધ્વ ઉછળતાં શરીર હોવાથી છુટી ગએલા અતિ મોટા શિરોવેષ્ટન વસ્ત્રો (ફેંટાઓ)ના ઉછળતા અગ્ર ભાગોએ કરીને, અદૃશ્ય રૂપથી રહેલા અમરોએ ચામરોવડે ચામર કર્યા હોયને શું ? એમ તે સમયે શોભ્યા હતા ॥૨૪॥ તીવ્રવેગથી દોડવાના પરિ શ્રમને લીધે નીકળતા ફીણજળથી વ્યાપ્ત મુખવાળા પોતપોતાના ઘોડાઓને ચાબકોવડે વારવાર તાડન કરીને ખુબ દોડાવતા થકા પણ તે ઘોડેસ્વારો માણકી ઘોડી ઉપર બેઠેલા પ્રભુને તો નજ પામી શકયા. પોતેપણ ઘોડા દોડા વાના દાખડાથી થએલા પરશેવાથી વ્યાપ્ત શરીરવાળા થઈ ગયા ॥૨૫॥ ભગવાન્ તો તે સોમવર્મા વિગેરે અશ્વારો અને તે અશ્વોને અત્યંત થાકી ગએલા જાણીને, તેમને વિશ્રામ આપવા પોતાની ઘોડીને બળાત્ રોકી રાખીને માર્ગમા તે અશ્વારોની આવવાની રાહ જોઈ રહ્યા ॥૨૬॥ તે પછી પ્રકૃતિથી ચપળ, એટલે બળાત્ ગતિ રોકી રાખ્યા છતાં પણ ક્ષણપણ સ્થિરપણે નહિ રહેનારી (ઉત્તમ અશ્વોની આવી પ્રકૃતિ હોય છે) એવી માણકી ઘોડીની કેશવાળી (ખંધોલાના વાળ)ને એક કરથી પકડી રહેલા અને બીજા કરથી ઉન્નત અધિક પુષ્પવાળી આંબાની લતિકા (ડાળખી)ને પકડી રહેલા, પોતાની ઘોડી સર્વાતિશાયી વેગથી દોડતા છતાપણ જેમનો

ग्वाङ्गास्ते पथि गतरजोधूसरपटम् ॥२७॥ विलोक्य तं प्रभुं साश्वं तूर्णं सम्प्राप्य सादिनः । ते सर्वे जहृषुर्भक्तास्तद्दर्शनगतश्रमाः ॥२८॥ तानाश्वास्याथ भगवान्साकं तैश्च शनैः शनैः । चचाल मार्गे मधुरैर्वाक्यैः सान्हासयन्हसन् ॥२९॥ हरिरागच्छतीत्येवमुद्घोषः सुमहान्भुवि । पू पु ग्रामेषु खेटेषु खर्वटेष्वप्यभूत्तदा ॥३०॥ अनेकेभ्यश्च देशेभ्यो भगवद्दर्शनोत्सुकाः । ईयुर्वृत्तालयं लोका वृद्धबालयुवः सराः ॥३१॥ कोसलाः काशिदेशीया मैथिलाश्च सहस्र-

---

દૃઢ કટિબંધનાદિ પરિકર કિંચિત્પણ શિથિલ થયો નથી, રસ્તામા ઉડેલી ઝીણી ધૂળથી ધૂસર–ઓરસડીના પુષ્પો જેવા ભુખરા વસ્ત્રો જેમના થઈ ગયા છે, પ્રેમગર્ભિત નિરીક્ષણ કરવાનો સ્વભાવ હોવાથી જોનારા જનોના મનનેનને હરનારા કમળદળ જેવા સુદર નેત્ર જેમના છે, પોતાના જનોને જોઇને મદમદ હસતા એવા તે ભગવાનને પરિશ્રમના પરશેવાથી પરિપૂર્ણ સર્વ અવયવવાળા તે આ અશ્વવારોએ દૂરથી દેખ્યા ॥૨૭॥ તે પછી તે સર્વે ભક્ત અશ્વારો અશ્વઉપર બિરાજમાન ભગવાનને ભાળીને વેગથી તેમના સમીપને પામીને, તેમના દર્શનસમાગમથી માર્ગપરિશ્રમે રહિત થઇને પ્રહર્ષને પામ્યા ॥૨૮॥ તે પછી ભગવાન્ થાકી ગએલા તે અશ્વવારોને પ્રેમરસથી કોમળ અવલોકન પ્રિયભાષણાદિવડે આશ્વાસન કરીને સ્વય હસતા અને મધુરવચનામૃતોવડે અશ્વારોને હસાવતા થકા તેમની સાથે ધીમે ધીમે માર્ગમા ચાલ્યા ॥૨૯॥

હવે શ્રીહરિએ મોકલેલી મગળપત્રિકાના શ્રવણથી પ્રમોદ પામેલા દેશાતરના હરિભક્ત જનોના વૃત્તાલયમા આગમનને અને વૃત્તાલય પ્રદેશના પ્રશસનને કહે છે—તે સમયે ભૂમિમાં તે તે નગર ગ્રામ ખેટ (ખેડુતના ગામો) ખર્વટ (પર્વતની તળેટીમા રહેલા ગામો)મા પણ સર્વત્ર 'સ્વામિનારાયણ ભગવાન્ વડતાલમા પધારશે' એવો ઉદ્‌ઘોષ પ્રહર્ષે વેગથી પ્રવૃદ્ધિ પામ્યો હતો ॥૩૦॥ તે સમયે અનેક દેશો થકી વૃદ્ધો બાળકો યુવાનો સર્વ કોઈ લોકો ભગવાનના દર્શન કરવાના ઉત્સાહવેગથી વૃત્તાલયમા આવ્યા હતા ॥૩૧॥ કોસલદેશ–કાશીદેશ–મૈથિલદેશ–ગૌડ

शः। तथैव गौडदेशीया लोकाः किलकिलाश्रिताः ॥३२॥ पुरुषोत्तमपूर्जाता वङ्गदेशोद्भवास्तथा। गयन्तीनगरस्थाश्च प्रयागप्रान्तवासिनः ॥३३॥ शोणभद्रनटस्थाश्च वृन्दावननिवासिनः। माथुराः शूरसेनाश्च तत्रावन्त्या उपागमन् ॥३४॥ एते चान्येऽपि बहवः पूर्वदेशात्समागमन्। तथा काश्मीरदेशीया हरिद्वारनिवासिनः ॥३५॥ कुरुक्षेत्रगता ये च पुष्करप्रान्तवासिनः। मरुधन्वोद्भवा लोका अर्बुदाचलसम्भवाः ॥३६॥ जनाः सिद्धपदस्थाश्च शतशोऽथ सहस्रशः। वृत्तालयमुपाजग्मुरुदीच्या एत आदृताः ॥३७॥ तथाऽऽययुः पश्चिमतः सैन्धवाः कच्छदेशजाः। सौराष्ट्रा अपि पाञ्चालाः सौवीराश्च सहस्रशः ॥३८॥ तथा दक्षिणतस्तत्र लोकाश्चायन्सहस्रशः। सेतुबन्धोपकण्ठस्था वेङ्कटाचलजास्तथा ॥३९॥ श्रीरङ्गप्रान्तसञ्जाताः काञ्चीपुरनिवासिनः। दण्डकारण्यवासाश्च मलयाद्रिभवास्तथा ॥४०॥ विन्ध्याचलसमुद्भूतास्तापीतटनिवा-

---

દેશ-કિલકિલદેશ-વંગદેશ પ્રમુખ તે તે દેશના નિવાસીઓ તથા પુરૂષોત્તમપુર-ગયતીનગર-પ્રયાગપ્રાંત-શોણભદ્રનદતટ-વૃંદાવન પ્રમુખ તે તે નગર નિવાસીઓ તથા મથુરદેશ-શૂરસેનદેશ-અવંતીદેશ પ્રમુખ તે તે દેશના નિવાસીઓ, આ સર્વે પૂર્વદેશવાસી હજારો હરિભક્તો વૃત્તાલયમા આવ્યા હતા ॥૩૨-૩૪॥ બીજાપણ બહુ અવાતરદેશ નિવાસી પૂર્વ દેશીય ભક્તો આવ્યા તથા કાશ્મીર-હરિદ્વાર-કુરૂક્ષેત્ર-પુષ્કરપ્રાંત-મરૂ-ધન્વદેશ-અર્બુદાચળપ્રાંત-સિદ્ધપદક્ષેત્રપ્રાંત ઈત્યાદિ તેતે સ્થાનના નિવાસી હજારોહજાર ઉત્તરદિશાના ભક્તલોકો અત્યાદરથી વૃત્તાલયમા આવ્યા ॥૩૫-૩૭॥ તથા પશ્ચિમ દિશાથકી સિંધુદેશીય-કચ્છ દેશીય-સુરાષ્ટ્રદેશીય-પચાળદેશીય-સૌવીરદેશીય હજારોહજાર હરિજનો વૃત્તાલયમા આવ્યા ॥૩૮॥ તથા દક્ષિણ દિશાથકી સેતુબંધસમીપ-વેંકટાચળપ્રાંત-શ્રીરંગપ્રાત-કાચીપુર-દંડકારણ્ય-મળયાચળપ્રાત-વિંધ્યાચળ પ્રાત વિગેરે તે તે સ્થાનના નિવાસી તથા તાપીતટ-નર્મદાતટ આદિક તે તે સ્થાનના નિવાસી તથા ગુર્જરદેશના નિવાસી જનો હજારોહજાર વૃત્તા

सिन. । नर्मदातीरवासाश्च गोर्जराश्च सहस्रश. ॥४१॥ भगवद्दर्शनोत्कण्ठैः स्त्रीबालस्थविरैः सह । शकटाभृतसंभारास्तत्राजग्मुर्जनास्तु ते ॥४२॥ यातुं शक्तिर्यदि स्यात्पथि चलत तदेत्येवमुक्ता. सुतै. प्राग्गेहे ये जीर्णदेहा हरिचरणयुगं द्रष्टुमुत्कण्ठचित्ता. । धृत्वा यष्टीश्चलन्तः सह तरुणजनै. श्वासफुल्लारदास्यैर्नामान्युच्चैर्वदन्तो द्रुततरमगमंस्तत्र कृष्णस्य तेऽपि ॥४३॥ पालयन्त्योऽथ मर्यादां योषाश्च भगवत्कृताम् । पुंसोऽस्पृशन्त्यो मार्गेऽपि तत्राजग्मुस्त्वरान्विता· ॥४४॥ अहं पूर्वमहं पूर्वं द्रक्ष्यामि श्रीहरिं

લયમા હર્ષથી આવ્યા ॥૩૯-૪૧॥ આ પૂર્વોક્ત ચારેય દિશાના સર્વ કોઈ જનો ભગવાનના દર્શન કરવામા ઉત્કટ ઉત્કંઠાવાળા સ્ત્રીઓ બાળકો વૃદ્ધોની સાથે પાત્ર અન્નાદિ ઉપયોગી સમગ્ર સામગ્રીઓ ગાડાઓમા ભરીને વૃત્તાલયમા આવ્યા ॥૪૨॥ કેટલાક વૃદ્ધો પણ જરાને લીધે જીર્ણ દેહવાળા હોવાથી માર્ગમા ચાલવા માટે અશક્ત છે પણ ભગવાનના ચરણના સાક્ષાત્ સમીક્ષણ કરવાની ઉત્કટ ઉત્કંઠાથી મનોબળ પ્રવૃદ્ધિ પામતા ભગવદ્દર્શનમાટે તીવ્ર ત્વરા કરતા, 'જો અમારી સાથે માર્ગમા ચાલવાની શક્તિ હોય તો ચાલો' એમ નિકળવાના સમયે ઘરમાજ પુત્રોએ કહ્યા છતાં 'અમો આવીશુ' એમ કહીને ચાલી નીકળેલા પુત્રો સાથે ચાલી નીકળતા વાસની લાકડીઓને હાથમા ઝાલીને તેની સહાયથી જવાન જનોની સાથે વેગથી જેમ તેમ ચાલતા, તેના પરિશ્રમથી વૃદ્ધિ પામેલા નિ શ્વાસથી ફુલેલા ગાલવાળા દાત વિનાના મુખોવડે વારવાર ભગવાનનાં શ્રીસ્વામિનારાયણ હરિકૃષ્ણ આદિક મગળકારી નામોને ઉચ્ચ સ્વરથી પ્રતિશ્વાસ ઉચ્ચારતા થકા તે વૃત્તાલયમા તે તરુણ જનોની સાથે જલદી આવ્યા ॥૪૩॥ અબળાઓપણ ભગવાને કરેલી પોતાની મર્યાદાને અનુસરતી, માર્ગમા પણ ભીડ્યવશાત્ સભાવિત પુરુષસ્પર્શ થકી પણ પોતાનુ પરિરક્ષણ કરતી થકી ત્વરાથી વૃત્તાલયમા આવી ॥૪૪॥ બાળકોપણ બાળભાવને સમુચિત ચચળતાથી અને નિષ્કપટ શ્રદ્ધાથી 'હુ પ્રથમ ભગવાનના દર્શન કરીશ હુ તારાથી પ્રથમ દર્શન કરીશ' એમ

त्विति । पुरश्चरन्तो धावन्तः शिशवोऽप्याययुर्द्रुतम् ॥४५॥ नानादेशसमायातैर्जनैस्तैरतिसङ्कुलम् । महीसाभ्रमतीवेत्रवतीनामन्तरं ह्यभूत् ॥४६॥ तावान् स भुवि देशोऽपि वर्ततेऽप्रतिमो नृप । येनोपमा भवेत्तस्य देशोऽन्यो नास्ति तादृशः ॥४७॥ रसाला सफला भूमिः सर्वर्तुषु सुखप्रदा । वर्तते यत्र देशे च कर्षकाणा मनःप्रिया ॥४८॥ मृष्टोदका निर्विकारा वाप्यः कूपाः सरांसि च । वर्ततेऽनुपदं यत्र ग्रामे ग्रामे वने वने ॥४९॥ आम्राणां क्षीरिकाणां च यत्र सङ्ख्या न विद्यते । अन्येऽपि बहवः सन्ति वृक्षा यत्र सुखप्रदाः ॥५०॥ उदुम्बराः कपित्थाश्च वटाः प्लक्षाश्च पीलवः । अम्लिकाश्वत्थगुन्द्राश्च नालिकेरास्तृणद्रुमाः ॥५१॥ बीजपूरकना

પરસ્પર ઉત્સાહાતિશયથી ઓવતા થકા સર્વની આગળ ચાલીને વેગથી દોડીને જલદી વૃત્તાલયમા આવ્યા ॥૪૫॥ તે સમયે મહી સાભ્રમતી અને વેત્રવતી નદીનુ જે અતર તે સર્વ નાના દેશોમાથી આવેલા પૂર્વોક્ત અસખ્યાત જનોએ કરીને ભારે ભીડવાળુ થઇ ગયુ ॥૪૬॥ હે નૃપ ! તે આ સાભ્રમતી વેત્રવતી મહી નદીના આભ્યતર પ્રદેશાત્મક દેશવિશેષ ભૂમિમા અનુપમ વર્તે છે (તેને દૃઢ કરેછે) તે આ દેશને જે દેશની સાથે ઉપમા અપાય તેવો બીજો ભૂમિમા એકપણ દેશ નથી ॥૪૭॥ આ દેશમા સમગ્ર ભૂમિ રસાળા-અતિશય રસવાળી ઓષધિનો પરિપાક પ્રધાન હોવાથી સ્વય રસાળા છે, માટેજ ખેડુત લોકોના મનને પરમા પ્રીતિ પ્રદાત્રી વર્તે છે વળી વસત વિગેરે સમસ્ત ઋતુઓમા તેને તેને અનુસારે ફળ પુષ્પ પલ્લવ પ્રમુખને આપનારી હોવાથી તેમા વસનારા સર્વ જનોને સુખાકારી વર્તે છે વળી આ દેશમા નિર્મળ નિર્વિકાર મધુર શીતળ જળ વાળી વાવ્યો કુવાઓ અને સરોવરો ગામગામમા વનવનમા પદેપદે વર્તે છે ॥૪૮-૪૯॥ વળી આ દેશ વિવિધ વૃક્ષવૃદથી વિરાજમાન વર્તે છે. આબા ક્ષીરિકા (રાયણ) ના સઘો તો સખ્યાતીત વત છે બીજા પણ બહુ ઉમરડો-કોઠી-વડ-પીંપર-પીલુડા-આમલી-પીંપળો-ગુદ્ર (પ્રિયગુ ઘઉલા) ઉત્તમ નાળીયેરી-તાડખજુરી-નારગી લીંબોઇ-આમ્રાતક (એક જાતનો આબો)

रङ्गजम्बीराम्रातकास्तथा । नागकेसरपुन्नागवकुलाशोकपाटला· ॥५२॥ सुवर्णकेतकीजातीशतपत्र्यश्च मल्लिका । पञ्चका· करवीराश्च शमीचिल्वद्रुमोत्पला· ॥५३॥ वदर्य· किंशुका· पूगा कदम्बाश्च कुरण्टका । पनसाश्च कदल्यश्च वन्धुजीवकयूथिका ॥५४॥ निम्बजम्बूमधूकाद्या· पत्रपुष्पफलादिभि । सुखयन्तो जनान्सर्वं वर्तन्ते यत्र सर्वत· ॥५५॥ वनेऽपि यत्र पान्थानां गृहाकारद्रुमान्विते । छायाफलोदकप्राप्त्या ग्रामकार्यं न शिष्यते ॥५६॥ तावान्देश पुण्यभूमिर्वृन्दावनमिवोत्तम· । साधवो भगवद्भक्ता प्रायशो विचरन्ति यत् ॥५७॥ ईदृशे तत्र देशे ते निवासांश्चक्रिरे जना । वृत्तालयं वेष्टयित्वा सर्वतो हृष्टमानसाः ॥५८॥ तटेषु सरसां केचिन्नदीनां पुलिनेषु च । केचित्कूपोपकण्ठेषु न्यवसन्क

---

નાગકેસર-પુન્નાગ-બોરસડી-આસોપાલવ પાટલ-સુવર્ણકેતકી-ચમેલી બીજેરી શતપત્રી (આમળી) મલ્લિકા (બટમોગરો) પચકા (પીંળા પુષ્પની જુઈ) કણેર-શમડી-બીલી-ખડચપો-બોરડી-ખાખરા-સોપારી-કદબ-કુરટક (પિળા કાટા શેરીયા) ફનસ-કેળો બન્ધુજીવક (બપોરીયા) યૂથિકા (જુઈ) લીબડો-જીબુડા-મહુડા આદિક અનેક વૃક્ષો તથા લતાઓ પત્ર પુષ્પ ફળ છાયા વિગેરેવડે સર્વ જનોને સુખી કરતા થકા જે દેશમા ચોમેર પ્રદેશમા વત છે ॥૫૦-૫૫॥ જે દેશમા વટેમાર્ગુઓને પત્ર પુષ્પ ફળથી પરિપૂર્ણ, સમુન્નત, વિશાળ, અનેક શાખા ઉપશાખાવાળા શીતળ છાયાવાળા વૃક્ષવૃદની વિશેષતાને લીધે વન પણ છાયા ફળ જળની પ્રાપ્તિ થતી હોવાથી ગૃહથકી કિંચિત પણ નહિ ન્યૂન (તુલ્યજ) સુખને આપે છે, માટેજ તેઓને ગ્રામપ્રવેશકાર્ય અવશેષ રહેતુ નથી ॥૫૬॥ તે આ તેટલો દેશ વૃદાવન જેવી પુણ્યભૂમિ સર્વ થકી સમધિક છે, કારણ કે એમા ભગવાન્ શ્રીહરિના એકાંતિક ભક્ત સાધુઓ બહુધા વિચરે છે ॥૫૭॥ આવા તે દેશમાં વૃત્તાલયને ચોમેર વીંટાઇને પૂર્વોક્ત સર્વ જનો મનમા મહા આનદ પામીને સર્વત્ર નિવાસ કરી રહ્યા ॥૫૮॥ તેમા કેટલાક જનો મહાતળાવોના તટમા તો કેટલાકો નદીઓના

तिचिज्जनाः ॥५९॥ गृहाकारान् द्रुमानेव न्यूपुराश्रित्य केचन। ग्रामेषु केचिद्यवसन् यथासुखमतन्द्रिता॥६०॥ कृतावासाश्च ते सर्वे दशम्यां तत्र सङ्गताः। भुक्त्वा पीत्वा सुखासीनाः प्रतीक्षन्तागमं हरेः॥६१॥ पञ्चालदेशं समतीत्य भद्रां तीर्त्वा व्यतिक्रम्य च भालदेशम्। तीर्त्वा ततः साभ्रमतीं हरिश्च प्रापत्तुरीयेऽह्नि चरोत्तरं सः॥६२॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे वृत्तालयदोलोत्सवे भगवत्प्रयाणदेशान्तरीयजनसङ्गागमननिरूपणनामा सप्तचत्वारिंशोऽध्यायः॥४७॥

सुव्रत उवाच—तं देशं च रसालादीन् प्रशंसन्बहुधा द्रुमान्।

કાંઠામાં તો કેટલાક કુવાઓના સમીપ પ્રદેશમાં તો કેટલાક જનો ગૃહાકાર વૃક્ષોનોજ આશ્રય કરીને (તેની નીચે) તો કેટલાક જનો આળસે રહિત થઈ ગામોમાં સુખેથી નિવાસ કરી રહ્યા ॥૫૯-૬૦॥ એરીતે કર્યા છે સુખાવાસો (ઉતારાઓ) જેમણે એવા પૂર્વોક્ત સર્વ કોઈ દશમી દિવસે પ્રાત:કાળે વૃત્તાલયમાં પહોચીને, ખાનપાનાદિ વ્યાપારો કરી પરવારીને, સુખેથી બેસીને ભગવાનની પધારવાની રાહ જોઇ રહ્યા ॥૬૧॥ દુર્ગપુર થકી નીકળેલા ભગવાન્ શ્રીહરિતો પચાળ દેશને અતિક્રમણ કરીને, આગળ ચાલતા આવેલી ભદ્રા નામની નદીને ઉતરીને, ભાલદેશને ઉલ્લંઘન કરીને, સાભ્રમતી નદીને સમુત્તરીને પછી ચોથે દિવસે ચરોત્તર નામના દેશને પામ્યા ॥૬૨॥ ઇતિ શ્રીસત્સંગિજીવને.. તૃતીયપ્રકરણે વૃત્તાલયદોલોત્સવે ભગવત્પ્રયાણ-દેશાંતરીયજનસંઘાગમનનિરૂપણનામા સપ્તચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૭॥

## [1]અધ્યાય ૪૮ મો.

સુવ્રતમુનિ કહેછે—હે રાજન્! ત્યાર પછી ભગવાન્ દુર્ગપુરથી નીકળ્યા તેને આરંભીને પાંચમે દિવસે તે ઉત્તમ ચરોત્તર દેશ અને તે

૧ આ અધ્યાયમાં ભગવાનના દર્શન કરવામાં સમુત્કંઠિત ચિત્તવાળા ભક્તોને મળેલો સપરિવાર ભગવાનના દર્શનનો આનંદ અનુવર્ણવ્યો છે

पञ्चमेऽहनि मध्याह्ने पिप्पलावनमागमत् ॥१॥ तत्र तत्र च तत्रत्यैः फलपुष्पादिभिर्नृप । उपायनैर्बहुविधैः पूजितः सादरं जनैः ॥२॥ अनुगृह्णंश्च मधुरैर्वाक्यैस्तान्दशमीदिने । सायं वृत्तालयं प्राप जनानानन्दयन्प्रभुः ॥३॥ प्रतीच्यां दिशि लोकाश्च ते सर्वे बद्धदृष्टयः । श्रुत्वागमं हरेर्हृष्टाः सद्य उत्तस्थुरादरात् ॥४॥ प्राणागमे यथाङ्गानि प्रोत्थितास्तेऽथ तत्क्षणम् । प्रत्युज्जग्मुः प्रहर्षेण तं प्रभुं लक्षशो जनाः ॥५॥ तत्पूर्निवासिनः सर्वे ब्राह्मणाः क्षत्रिया विशः । शूद्राः फोलाश्च शतशो हरिभक्तास्तथा स्त्रियः ॥६॥ श्रुत्वा हरिमुपयातं तद्दर्शनमहोत्सवाः । प्रत्युद्गन्तुं तमुत्तस्थुः पौराः सर्वे ससम्भ्रमम् ॥७॥ श्रुत्वा हरेरागमनं प्रेमविह्वलचेतसः । प्रीता

આંબા આદિક વૃક્ષોને વિશેષપણે વખાણતા થકા પિપળાવ્ય ગામે આવી પહોચ્યા ॥૧॥ હે નૃપ ! માર્ગમાં આવતાં તે તે ગામોમાં તે તે ગામના નિવાસી જનોએ આદરપૂર્વક બહુવિધ ફળ પુષ્પાદિ ભેટ આપવાવડે સત્કાર કરેલા પ્રભુ શ્રીહરિ તે સર્વ જનોને પ્રેમગર્ભિત કુશળપ્રશ્ન અભિનંદનાદિરૂપ મધુર વચનોવડે આનંદ આપતા થકા દશમી દિવસે સાયંસમયે વૃત્તાલય પુરે પધાર્યા ॥૨-૩॥ ભગવાન્ પધારવાની રાહ જોઇને પશ્ચિમદિશા તરફ દૃષ્ટિ રાખી રહેલા તે દેશાંતરના સમગ્ર લોકો ભગવાન પધારવાની વાર્તા સાંભળતાં સંહર્ષ પામીને તત્ક્ષણજ આદરથી સામું જવા માટે ઉઠ્યા ॥૪॥ કોઈ મૂર્છાદિ દોષવશાત્ નીકળી ગએલા પ્રાણો પાછા આવતાં પ્રથમ નિશ્ચેષ્ટ હસ્તપાદાદિ અવયવોજ જેમ એકદમ ઉઠેછે તેમ સત્ય પ્રાણ આ પરમાત્માનો સમાગમ મળતાં એકદમ ઉઠેલા તે લાખો જનો તત્ક્ષણ પ્રહર્ષથી તે પ્રભુની સન્મુખ ગયા ॥૫॥ વૃત્તાલય પુરનિવાસી બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય-શૂદ્રાદિક હજારો હજાર હરિભક્તો શ્રીહરિને સમીપપ્રદેશમાં આવેલા સાંભળીને, તેમના દર્શનમહોત્સવમાં સંભ્રમસહિત તેમને અભિમુખ આવવા તત્કાળ ઉઠ્યા ॥૬-૭॥ વૃત્તાલયપુરની સમસ્ત વનિતાઓ પણ શ્રીહરિનું આગમન સાંભળતાં પ્રહર્ષ પામીને, પ્રેમપ્રકર્ષથી વિહ્વળચિત્તવાળી થઇને, તે સમયે સન્મુખ જવાના સંભ્રમાતિશયને લીધે

बभूवुः सकलास्तदानीं पौरयोषितः ॥८॥ वाससां भूषणानां च तदानीमतिसम्भ्रमात् । बभूव व्यत्ययस्तासां दर्शाश्रुतचक्षुषाम् ॥९॥ यथातथाधृताभूषा यत्तद्विधृतवाससः । उत्कास्तदैव तं द्रष्टुं गृहेभ्यस्ता विनिर्ययुः ॥१०॥ मार्जयन्त्यो गृहान्काश्चिल्लिम्पन्त्यश्चापराः स्त्रियः । स्नान्त्यः काश्चित्स्त्रियः सद्यस्त्यक्त्वा तत्सत्वरं ययुः ॥११॥ काश्चित्पाकं प्रकुर्वन्त्यः काश्चिद्गोदोहनं तथा । सुतान् पयः पाययन्त्यस्त्यक्त्वा तत्काश्चनागमन् ॥१२॥ ध्यायन्त्यः काश्चन हरिं काश्चित्तत्पदकार्चनम् । कुर्वत्यस्तद्विहायैव साक्षात्तं ययुरीक्षितुम् ॥१३॥ काश्चित्समाधौ पश्यन्त्यो हरिं सद्यस्तिरोहितम् । ससम्भ्रमं समुत्थाय ययुरुन्मत्तवत्स्त्रियः ॥१४॥ प्रत्युज्जग्मुर्हरिं

વસ્ત્રો વિભૂષણો વિગેરેના વ્યત્યાસનેપણ નહિ લક્ષમા લઇને, જેમ તેમ જેવુ હાથમા આવ્યુ તેવુ વસ્ત્ર વિભૂષણ ધારીને, આનંદનાં અશ્રુઓથી અપૂર્ણ નેત્રવાળી થઇને, તે ભગવાનના સદર્શન કરવાની સમધિક સમુત્કંઠાથી તત્ક્ષણજ ગૃહોથકી બહાર નીકળી આવી ॥૮-૧૦॥ તેમા કેટલીક સ્ત્રિયો વાળવુ લીપવુ ગોદોહન પાક આદિક ગૃહકાર્યમા વ્યાપૃત હોવા છતા પણ તે તે ગૃહવ્યાપારોને તેવીજ સ્થિતિમા પરિત્યાગ કરીને તત્કાળ સત્વર ચાલી નીકળી કેટલીક સ્ત્રિયો સ્નાનાદિ દૈહિક વ્યાપારમા પ્રવર્તેલી હોવા છતા પણ તે ક્રિયાઓને જેમ તેમ સમાપ્ત કરીને સન્મુખ ચાલી નીકળી કેટલીક સ્ત્રિયો સુતોને સ્તનપાન કરાવતી થકી પણ તે કાર્યને તેજ સ્થિતિમા પડતું મુકીને એકદમ ચાલી નીકળી ॥૧૧-૧૨॥ કેટલીક નારીઓ ભગવાનના ધ્યાન પૂજનમા પ્રવર્તેલી હોવા છતા પણ તત્કાળ તેનો ત્યાગ કરીને સાક્ષાત્ અપરોક્ષભાવને પામેલા આ ભગવાનના દર્શન કરવા એકદમ હીંડી નીકળી ॥૧૩॥ કેટલીક સ્ત્રિયો સમાધિમા શ્રીહરિનોજ અનુભવ કરતી થકી તત્ક્ષણજ તેમને તિરોહિત થએલા જાણીને ઉન્માદને પામી ગઇ હોય એમ વેગથી ઉઠીને સંભ્રમસહિત સન્મુખ હીંડી નીકળી ॥૧૪॥ એરીતે નરનારી સમસ્ત જનો સભ્રમથી નીકળીને ગીત ગાવાપૂર્વક અને વાજીત્રો વજાડવાપૂર્વક 'જય જય' એવો

प्रीत्या गीतवाद्यपुरःसरम् । जयध्वनिं प्रकुर्वन्तस्तदा पौराः सयोषितः ॥१५॥ सत्वरं ते चलन्तोऽपि वाद्यघोषं हरेः पुरः । श्रुत्वा दूराज्जायमानमधावन्दर्शनोत्सुकाः ॥१६॥ हरेः पुरःसरांस्तावच्छतशश्च सहस्रशः । दृष्ट्वा मुनीन्प्रणम्याथ साक्षादैक्षन्त ते प्रभुम् ॥१७॥ अश्वाधिरूढं धृतचारुवल्गं सहासवक्त्राम्बुजमब्जनेत्रम् । मार्गे जनैश्चन्दनपुष्पहारैः सम्पूजितं भक्तमनोभिरामम् ॥१८॥ चञ्चलत्प्रान्तसितांशुकेन तूर्णं दृढावद्धकटिं कटाक्षैः । संवीक्ष्य भ-

ઘણો ઘાટો ઘોષ કરતા કરતા પ્રીતિથી શ્રીહરિની સામા ગયા ॥૧૫॥ આ સર્વે જનો સત્વર ચાલતાં પુરતરફ પધારતા શ્રીહરિની આગળ થતો વાજીંત્રઘોષને દૂરથી સાંભળીને બહુ ઉત્સાહ પામીને તેમનાં દર્શન કરવા 'હું આની પહેલો પહોચી જઉં' હું આની પહેલો પહોચી જઉં' એવા ભાવથી એકદમ દોડ્યા ॥૧૬॥ સન્મુખ દોડી ગએલા આ જનોએ શ્રીહરિની આગળ ચાલ્યા આવતા સોએ સો મુનિજનોનાં દર્શન કરી તેમને પ્રણામ કરીને પછીથી તેમનાથી વીંટાએલા ભગવાન શ્રીહરિનાં સાક્ષાત્ સંદર્શન કર્યાં ॥૧૭॥ ભગવાનની તે સમયની દિવ્ય શોભાને વર્ણવે છે—માણકી ઘોડી ઉપર વિરાજમાન, એક ડાબા કરથી ઘોડીની સુંદર લગામને ધારી રહેલા, મંદહાસથી મનોહર મુખારવિંદવાળા, કમળદળ જેવાં વિશાળ લોચનયુગળવાળા, જવાના માર્ગમાં તે તે જનોએ ચંદન પુષ્પહારોવડે સંપૂજેલા, આવી દિવ્ય શોભાવડે ( અથવા સ્વાભાવિક દિવ્ય શોભાવડે ) સકળ ભક્તોના મનને મહા આનંદ આપનારા, ચળકતા ચંચળ અંચળ ( પાલવ ) યુગળે યુક્ત શ્વેત વસ્ત્રથી કટિભાગને દૃઢ બાંધી રહેલા, પોતાને લક્ષ કરીને વેગથી સન્મુખ દોડ્યા આવતા સમસ્ત ભક્ત જનોને કૃપાકટાક્ષોવડે નિરીક્ષણ કરીને, વિસ્મયવશ થકીજ શું ? એટલે 'અહો ! કળિસામ્રાજ્યને વશ વર્તનારૂં આ માનવમંડળ વિષયોને અભિલક્ષ કરીને અભિધાવન કરનારૂં સતે પણ મને ભગવાનને અભિલક્ષ કરીને પણ આ અસંખ્યાત જનો અભિમુખ દોડી આવે છે' એવા આશ્ચર્યવશ થકીજ શું ? ('અથવા આ બાળકો વૃદ્ધો અશક્તો છતાં પણ હજારો હજાર મારે

स्थानमभि धावतः स्वं हसन्तमाश्चर्यवशादिवोच्चैः ॥१९॥ करेण चैकेन समावजल्लो भक्तव्रजेभ्यो ह्यभयं ददानम् । तमश्ववारैर्वृतमाशु दृष्ट्वा ववन्दिरे येऽग्रगतास्त आदौ ॥२०॥ कुबेरमुख्याः सकलाश्च पौरा भक्ताः पुमांसो द्रुतमेत्य तत्र । तं भूरिहर्षस्त्रवदश्रुनेत्राः प्रीत्या प्रभुं दण्डवदाशु नेमुः ॥२१॥ स्त्रीणां च वृन्दानि सहस्रशोऽथ द्रष्टुं तमुत्कण्ठितमानसानि । तदावलोक्य प्रभुमाशु हर्षान्निधाय शीर्षाणि भुवि प्रणेमुः ॥२२॥ दृष्ट्वा तमात्मपरमप्रिय-

અભિમુખ દોડી આવે છે' એવા આશ્ચર્યથી ) સમધિક હાસ કરતા, અભયમુદ્રાથી સમલંકૃત એક કરથી પોતાની સામા આવતા ભક્તસમાજને અભય આપતા, ચોમેર અનેક અશ્વવારોથી વિંટાએલા, એવા તે ભગવાનને ભાળીને જે જે દોડીને આગળ આવ્યા હતા તેઓ પ્રથમ જલદી નમસ્કાર કરવા લાગ્યા ॥૧૮-૨૦॥ તે સમયે કુબેર પ્રમુખ વૃત્તાલયપુરવાસી સમગ્ર ભક્તપુરૂષો જલદી ભગવાનને પામીને, દર્શનજન્ય આનંદાતિશયથી સ્રવતા આંસુથી વ્યાપ્ત નેત્રવાળા થઇને પ્રભુને પ્રીતિથી દંડવત્પ્રણામ કરવા લાગ્યા ॥૨૧॥ તે પછી તે સમયે ભગવાનનાં દર્શન કરવામા સમુત્કંઠિત મનવાળી વનિતાઓ પણ હજારો હજાર ત્યાં આવીને સાક્ષાત્ ભગવાનના દર્શન કરીને પ્રહર્ષ પામીને તત્કાળ મસ્તકને ભૂમિ ઉપર મુકીને પ્રણામ ( પચાગ ) કરવા લાગી ॥૨૨॥ તે સમસ્ત નારીઓ તે આત્મપરમપ્રિય—યદ્યપિ શબ્દાદિ વિષયો પ્રિય તો થાય છે પણ તે પરમ પ્રિય નથી, કેમકે આનંદનીજ સાક્ષાત્ પ્રીતિવિષયતા છે, વિષયોમા સુખસાધનતાબુદ્ધિથી જે પ્રીતિ થાય તે સોપાધિકી છે માટે તે પરમ પ્રિય ન કહેવાય, આ ભગવાન તો આનંદમય હોવાથી એમનીજ પરમ પ્રિયતા વાસ્તવિકી છે, વિષયો અલ્પ છે અને અતિ ક્ષુદ્ર છે માટે તેઓ પરમ પ્રિય થવાને યોગ્ય નથી, જે આ અનવધિક આનંદસ્વરૂપ છે એજ આ પરમ પ્રિય થવાને યોગ્ય છે, જે પત્યાદિકો પરમ પ્રિય જણાય છે તે પિંડવિશેષમાં આત્મદૃષ્ટિને લીધેજ તેમ જણાય છે પુરૂષસ્ત્રીરૂપ પિંડવિશેષમાંજ પતિપત્નીભાવના વ્યામોહને લીધે કામાન્ધોને પરમા પ્રીતિ

मम्बुजाक्षं नाथं प्रहर्षमतुलं समवाप्य तूर्णम् । दृग्भिर्निधाय हृद येषु हृदि मनोभिरालिङ्ग्य ता. पुलकिताङ्गरुहा बभूवु ॥२३॥ देशान्तरीय. सर्वोऽपि जनो हरिसहागतान्। परिरेभे ब्रुवन् हर्षा जय श्रीकृष्ण इत्यसौ ॥२४॥ देशान्तरीया नार्योऽथ प्रभुणा सह चागता. । पाश्चात्या योषितो दृष्ट्वा परिरब्धु विदुद्रुवु ॥२५॥ स्तनोपपीडमौत्सुक्याद्दर्पेण महता वृता । जय श्रीकृष्ण इत्येवं वदन्त्य. परिरेभिरे ॥२६॥ देशान्तरेभ्य आगत्य स्थिता बुजेऽपि

થાય છે, માટે પિંડવિશેષ લક્ષણવાળા તેઓ પિંડવિશેષને પરમ પ્રિય થાય છે પણ આત્મસ્વરૂપને પરમ પ્રિય થતા નથી, કારણ કે આત્મા પુરૂષ પણ નથી અને સ્ત્રી પણ નથી તો આત્મસ્વરૂપને પરમ પ્રિય તો આનંદમય તે આ પરમાત્મા જ એક છે વિજ્ઞાનમય (જીવાત્મા) ને આનંદમય (પરમાત્મા) જ પ્રિયતમ થવાને યોગ્ય છે વિજ્ઞાનમયને પોતાનુ રૂપ પણ પ્રિય છે ખરૂં પણ પ્રિયતમ તો આનદમય પરમાત્મસ્વરૂપજ છે તે આ નારાયણ છે કે જે અબ્જાક્ષ-કમળનયન છે, જે કમળનયન પણ છે તે અસાધારણ નારાયણનુ લિંગ (જ્ઞાપક) છે, તેમા 'तस्य यथा कप्यास पुण्डरीकमेवमक्षिणी' એવી શ્રુતિ છે, તે આ કમળનયન આત્મ પરમપ્રિય પરમાત્મા શ્રીહરિના દર્શન કરીને અતુળ હર્ષ પામીને તેમને નેત્રવૃત્તિવડે આદરથી ગ્રહણ કરી લાવીને હૃદયકમળમા આરોપીને, મન વડે ગાઢ આલિંગન કરીને રોમાંચિત તનુવાળી થઈ ગઈ યોગથી ઉઘડી ગએલા હૃદયકમળવાળાઓને કર્તવ્ય આજ છે, આ થકી પરમ પ્રયોજન માનવદેહયોગનુ કશુ નથી ॥૨૩॥ તે સમયે શ્રીહરિ સાથે આવેલા ભક્તજનોને દેશાતરનો સર્વ કોઈ ભક્તજન અહર્ષથી 'જય શ્રીકૃષ્ણ જય શ્રીકૃષ્ણ' એમ બોલતો થકો ભેટવા લાગ્યો ॥૨૪॥ તથા તે સમયે મહાપ્રભુની સાથે આવેલી પશ્ચિમ દિશાની રમા જયા આદિક અબળાઓને જોઈને દેશાતરની સર્વ સન્નારીઓ તેમને સત્વર સન્મુખ જઈને 'જય શ્રીકૃષ્ણ જય શ્રીકૃષ્ણ' એમ મહાહર્ષથી બોલતી થકી અત્યત ઉત્સાહથી સ્તન સાથે બહુ દબાવીને (ગાઢ) આલિંગન કરવા લાગી ॥૨૫-૨૬॥

तस्ततः । त्यागिनो भगवद्भक्तास्तत्राजग्मुः सहस्रशः ॥२७॥
यथान्तरिक्षगा हंसा लक्ष्यीकृत्यैव मानसम् । सरस्तथा हरिं ते
च दूरादभ्यपतन् द्रुतम् ॥२८॥ तत्रागत्य हरिं नत्वा दण्डवत्तेऽथ
संस्थिताः । तानालोक्य जनास्ते तु प्रणेमुः समुपेत्य च ॥२९॥
कुर्वन्तश्च जय स्वामिन्नारायण इति ध्वनिम् । जानन्तस्तान्हरेः
प्रेष्ठान् हर्षेण विलुलोकिरे ॥३०॥ तानागतान् यथायोग्यं मानयामास स प्रभुः । प्रणतानात्मनो भक्तान्सर्वान्सन्तोषयन्नृप ! ॥३१॥
करस्पर्शेन कांश्चिच्च कांश्चित्सम्भाषणेन च । कांश्चिच्चाभयदानेन
कांश्चित्सस्मितवीक्षणैः ॥३२॥ सम्भाव्येति जनान् सर्वान्स्त्रियश्च
भगवांस्ततः । जयध्वानैः स्तूयमानः सह तैः पुरमाययौ ॥३३॥

દેશાતરમાથી આવીને અહીં તહીં કુંજે-લતા આદિકથી આચ્છાદિત અંદરનાં સ્થાનોમાં રહેલા ભગવદેકાતિક ભક્ત હજારો હજાર ત્યાગીઓ (સાધુઓ) ગગનમાર્ગમા ગતિ કરનારા હસો માનસ સરોવરનેજ જેમ એમ ભગવાનને લક્ષ કરીને દૂરથી એકદમ અભિમુખ દોડ્યા ॥૨૭-૨૮॥ શ્રીહરિની સમીપે આવીને તે ત્યાગીજનો ભગવાનને દંડવત્ પ્રણામ કરીને અંતરમા અત્યંત આનદ પામીને ઉભા રહ્યા તે આ ત્યાગિજનોને જોઇને શ્રીહરિ સાથે આવેલા બીજા સર્વ જનો તો તેમની સમીપે આવીને પ્રેમથી પ્રણામ કરવા લાગ્યા ॥૨૯॥ તે આ ત્યાગિજનોને 'શ્રીહરિને પરમ પ્રિય છે' એમ જાણતા તે હરિજનો 'જય શ્રીસ્વામિનારાયણ' એવો પ્રેમરસ પરિપૂર્ણ મધુર ધ્વનિનો ઉદ્ગાર કરતા થકા આનદથી તેમનાં દર્શન કરવા લાગ્યા ॥૩૦॥ હે નૃપ ! પોતાને અભિમુખ આવેલા, પાદમૂળમા પ્રણામ કરતા, પોતાના અનન્ય ભક્ત એવા સમસ્ત ત્યાગિજનોને તથા હરિજ-નોને કેટલાએકને હસ્તસ્પર્શથી તો કેટલાકને 'સુખી છો' એવા સંભાપણથી તો કેટલાકને અભયદાન મુદ્રાપ્રદર્શનથી તો કેટલાકને મદહાસસહિત સમીક્ષણથી સંતોષ પમાડતા થકા પ્રભુ શ્રીહરિએ યથાયોગ્ય સંભાવના કરી ॥૩૧-૩૨॥ એરીતે ભગવાન્ તે તે સ્ત્રીપુરુષ સર્વ ભક્તજનોની યથોચિત સભાવના કરીને, પછી તે જનોએ 'જય જય' એવા ઉચ્ચ

कुबेरो यौवनाश्चश्च गृहीत्वा चामरे उभौ। वीजयामासतुर्भक्तौ तं तत्पार्श्वचरौ तदा ॥३४॥ सहस्रशो दीपिकानां महता तेजसा तदा। चन्द्रकान्त्या च तिमिरं सर्वदिक्स्थं व्यलीयत ॥३५॥ शङ्खभेरीमृदङ्गानां झर्झराणां सहस्रशः। कांस्यानां डिण्डिमानां च तत्र ध्वानो महानभूत् ॥३६॥ तस्मिंस्तु तुमुले घोषे कोऽपि केनचिदीरितम्। वाक्यं न किञ्चिच्छुश्राव करसंज्ञाऽभवत्तदा ॥३७॥ वटिराम्रवणे पुर्याः स्वावासस्थानमीश्वरः। अकारयच्चोद्धरिष्यन्स जन्तून्स्थावरानपि ॥३८॥ जनौघवेष्टित स्थानं तत्प्रापत्स शनैः शनैः। पुर्या उदग्दिशि श्रेष्ठं सर्वलोकमनोहरम् ॥३९॥ तत्रोत्तरत्यथ विभौ तुरङ्गयाः पार्श्विकः पुमान्। यावत्करं धारयति

ध्वनिथी स्तुति कर्या थका तेमनी साथे वृत्तालय पुरपासे आव्या ॥३३॥ ते समये कुबेरभाई पटेल अने जोबन पगी आ बन्ने भाविक भक्तो चामर लईने भगवानना बन्ने पडखामा रहीने तेमनी उपर भक्तिथी चामर करवा लाग्या ॥३४॥ ते समये हजारोगमे दीपिकाओ (मशालो) ना महातेजथी तथा चोमेर प्रसरती चद्रकातिथी समस्त दिशाओमा रहेलुं अधकार विलीन थई गयु हतुं ॥३५॥ ते समये हजारो हजार वाजता शख भेरी मृदग डिडिम कास्य झंझर विगेरे विविध वाजीत्रोनो ध्वनि अतिमहान् थयो हतो ॥३६॥ ते समये चोगरदम घणो घाटो घोष प्रवृद्धि पामता रोकाई गया छे कर्ण जेमना एवा ते जनो उच्चारेला वाक्योने साभळवामा असमर्थ होईने परस्पर हस्तसज्ञाथीज बधो व्यवहार करता थया हता ॥३७॥ सर्वेश्वर श्रीहरिए स्थावर जातिना पण जतुओनुं परम श्रेय सपादन करवा वृत्तालयपुर थकी बहार वर्तता आंबाना वनमाज पोतानो उतारो कराव्यो ॥३८॥ चारे बाजुथी एक साथे भेगा थई गएला जनसघथी वींटाएला भगवान् पुरना उत्तर दिग्भागमा वर्तता सर्वलोकमनोहर ते उत्तम स्थानने धीमे धीमे पाम्या ॥३९॥ ते पछी ते स्थानमा भगवान माणकी घोडी थकी उतरवा प्रवर्तता तेमनी पासेज सदा वर्तनारा रतनजीत् पार्षद उतरवानी

तावत्तस्थौ स भूतले ॥४०॥ स्वदर्शनं भवेदेव सर्वेषामिति स प्रभुः । उच्चं पीठं चतुष्पादं तस्थावारुह्य शोभनम् ॥४१॥ सहागतानां सर्वेषां स्थानान्यथ यथोचितम् । दापयामास भगवान्सिंपसादासने ततः ॥४२॥ किञ्चित्तत्र च विश्रम्य पीत्वा वारि ततो जनान् । नानादेशसमायातानवैक्षत समन्ततः ॥४३॥ तत्रासन् प्रायशो भक्ताः प्रेक्षका अपि केचन । तत्र स्थितिभिया केचित्स्वीयाँस्तुमुपागताः ॥४४॥ यत्र यत्रैक्षत विभुस्तत्र तत्र सुसङ्कुलान् । जनानेव स्थितान्स्वस्मिन्यद्धदृष्टीनवैक्षत ॥४५॥ पुरःस्थिताश्च या-

સુકરતા સારૂ જેટલાકમાં શ્રીહરિના હાથને અવલમ્બન આપવા જાય છે તેટલાકમાં પોતે ઉતરવાના લાઘવથી એકદમ ભૂતળ ઉપર ઉતર્યા ॥૪૦॥ ઉતરીને જનોની તે મહાગર્દીમાં પોતાનાં દર્શનમાં સમુત્સુક સર્વ કોઇને પોતાનું દર્શન સુખેથી થાય એવા અભિપ્રાયથીજ ત્યાં પોતાને બેસવા વાસ્તે સ્થાપેલા, ચાર પાયાવાળા, અતિ ઉંચા રમણીય પીઠ ( મચ ) ઉપર ચઢીને ક્ષણ ઉભા રહ્યા ॥૪૧॥ ઉભાજ રહીને ભગવાન્ પોતાસાથે આવેલા સર્વ જનોને ઉતારાનાં સ્થાનો યથાયોગ્ય અપાવીને પછી તે સિંહાસનમાં પોતે બેઠા ॥૪૨॥ તે આસનમાં કિંચિત્ વિશ્રામ લઇને જળપાન કરીને પછી નાના દેશો થકી આવેલા અનેક ભક્તજનોને ચોગરદમ જોવા લાગ્યા ॥૪૩॥ તે જનસમાજમાં બહુધાતો બધા ભક્તોજ હતા કેટલાએક જનો તે સમયના સંભ્રમનાં સંદર્શનમાત્રમાં સમુત્સુક હતા. કેટલાક તો ‘આ મારો ભ્રાતા આ મારો પિતા કદાચિત્ આ સ્વામિનારાયણના દર્શનના મહાસુખમાં સમાસક્ત થઇને બહુકાળ તેમની સમીપે રહેશે’ એવી સ્થિતિભીતિથી તે ભ્રાતા પિતા પ્રમુખ બન્ધુજનોને પોતપોતાને ભવને પાછા તેડી જવા પણ આવ્યા હતા ॥૪૪॥ શ્રીહરિએ જે જે પ્રદેશમાં જોયું તે તે પ્રદેશમાં સમસ્ત જનોને એક પોતાવિષેજ એકાગ્ર દૃષ્ટિ બાંધી રહેલા, ઉત્કટ ઉત્સાહવાળા અને ઘણી ઘાટી સ્થિતિથી ઉભાજ રહેલા જોયા. એક પણ જન અન્યપર ન હતો તેમ દૃષ્ટિમાર્ગને યોગ્ય એક પણ પ્રદેશ જનહીન ન હતો ( ઘણી ગર્દી હતી ) ॥૪૫॥ જેટલી સંખ્યાના જનો

वन्तस्तावन्तः पार्श्वयोरपि । स्वपृष्ठतोऽपि तावन्तो दृष्टा भगवता जनाः ॥४६॥ दुर्गे क्षेत्रेषु सर्वेषु सरोवरतटेषु च । जनान्कूपोपकण्ठेषु शकटादिषु चैक्षत ॥४७॥ प्रतिवृक्षं च शाखासु ह्युपर्युपरि संस्थितान् । प्रतिच्छदिस्तद्वल्लोकानेव समैक्षत ॥४८॥ पश्यन्नेवं स उत्थाय दिशासु विदिशासु च । जनानेव समीक्ष्यैव जहास च भृशं प्रभुः ॥४९॥ सविस्मयं शिरः स्वं च धूनयन्सोऽप्यहो अहो । वदन्निति पुनः पीठे निषसाद हसंन्नृप ! ॥५०॥ ऊर्ध्वौ कृत्वा भुजौ स्वस्य ततः स्थापनमुद्रया । उपावीविशदीशोऽसौ तिष्ठतः सकलाञ्जनान् ॥५१॥ आज्ञाकराश्च ते सर्वे लोकास्तत्करसंज्ञया । निषेदुर्बोधिताः सद्यो लक्षशोऽप्येकचेतसः ॥५२॥

પોતાના અગ્રપ્રદેશમાં રહ્યા હતા તેટલાજ પોતાના વામદક્ષિણ પ્રદેશમાં અને પૃષ્ઠપ્રદેશમાં રહેલા ભગવાને ભાળ્યા. સાક્ષાત્ સંદર્શનનો લાભ થાય એવા અગ્રપ્રદેશમાં જેટલા જનો હતા તેટલાજ તેને અયોગ્ય એવા પણ પ્રદેશમાં હતા. (એમ કહેવાથી જનસમાજની ભારે ભીડ જણાવી છે) ॥૪૬॥ તે સમયે શ્રીહરિએ કેટલાક જનોને વૃત્તાલયપુરને ફરતા કોટ ઉપર રહેલા, તો કેટલાકને કુવાના સમીપ પ્રદેશમાં રહેલા, તો કેટલાકને ગાડી ગાડાં આદિકમાં રહેલા, તો કેટલાકને પ્રતિવૃક્ષ શાખાઓમાં ઉપર ઉપર રહેલા, તો કેટલાકને પુરમાં પ્રતિપડાળ રહેલા જોયા ॥૪૭-૪૮॥ હે નૃપ! તે પછી પ્રભુ શ્રીહરિ આસન થકી ઉઠીને દિશા વિદિશામાં ચક્ષુષનો પ્રસાર કરતાં, ચોગરદમ જનોને ઘણી ઘાટી સ્થિતિવાળા જોઇને વિસ્મય સાથે પોતાના મસ્તકને કંપાવતા થકા 'અહો !! અહો !!' એમ આશ્ચર્યસૂચક પદને ઉચ્ચારતા થકા પ્રસન્નવદનથી હસતા હસતા ફરી પોતાના સિંહાસનમાં બેઠા ॥૪૯-૫૦॥ ત્યારપછી સર્વેશ્વર શ્રીહરિએ ઉભા રહેલા તે સમસ્ત જનોને પોતાના બે બાહુ ઉંચા કરીને સ્થાપનમુદ્રા (બેસારી દેવાનો સંકેત)થી બેસારી દીધા ॥૫૧॥ તે સર્વે જનો ભગવાનની આજ્ઞાના અનુવર્તનમાંજ એક તત્પર હોવાથી હસ્તસંજ્ઞાથી સૂચના આપતાંજ લક્ષાવધિ હતા પણ એકદમ એક હૃદયવાળા

उपविष्टांश्च तान्भूयो भगवान्मौनमुद्रया । चकार संयतगिरस्ता-
लिकावाद्यपूर्वकम् ॥५३॥ तूर्ष्णी तेषूपविष्टेषु भगवान्भक्तवत्सलः ।
सर्वेषां स्वागतं तेषां सुखावासं च पृष्टवान् ॥५४॥ एकैकदेश-
मुख्यांश्च द्वित्रान्द्वित्रान्निजान्तिके । आहूय तत्तद्देशीयं वृत्तान्तं
समपृच्छत ॥५५॥ तस्करायप्रवेशार्थं ततस्तानन्वशात्प्रभुः ।
स्वस्वावासेष्वविज्ञातो निष्कास्यः पुरुषस्त्विति ॥५६॥ आज्ञप्ता-
स्तेऽथ हरिणा तं प्रणम्य जना ययुः । स्वस्वावासान्निजं भाग्यं
मन्यमाना महत्तरम् ॥५७॥ स्वे स्वे वासे चैकमेकं मनुष्यं

થઇને બેસી ગયા ॥૫૩॥ હસ્તસંજ્ઞાથી બેસી ગએલા પણ તે લાખો જનોને ભગવાને ફરીથી પણ તાળિકાવાદનપૂર્વક કરેલી મૌનમુદ્રાથી (નાસીકા ઉપર તર્જની આંગળી મુકવી તે) પ્રતિરૂદ્ધ વાણીવાળા (મૌન) કરી દીધા ॥૫૩॥ તે સર્વે જનો ભગવાનના મુખકમળમાંથી ટપકતા મધુપાનની ઈચ્છાથી સાવધ થઈ જતાં તે આ ભક્તવત્સળ ભગવાને તે સમસ્ત જનોનુ સ્વાગત (સુખેથી આવ્યા ?) અને સુખાવાસ (ઉતારાનુ સુખ) પુછયુ ॥૫૪॥ વળી એક એક દેશમાં મુખ્યભૂત બે બે કે ત્રણ ત્રણ ભક્ત જનોને પોતાની પાસે બોલાવીને તેમના તેમના દેશનુ વૃત્તાંત પુછયું ॥૫૫॥ તે પછી ભગવાને 'પોતપોતાના ઉતારામા અપરિચિતપુરૂષ કોઈ પણ પુરૂષ તમારે પેસવા દેવો નહિ, બહાર કાઢી મુકવો, આવા જનસમાજમા ચોર લોકો ધનાદિકના અપહરણ માટે પ્રવૃત્તિ કરે છે, માટે તમારે સર્વેએ જાગરૂક રહેવુ' એમ સમયોપયોગી ઉપદેશ આપ્યો ॥૫૬॥ ત્યારપછી ભગવાને ઉતારા પ્રતિ જવાની આજ્ઞા આપેલા તે સમગ્ર જનો ભગવાનના સુદુર્લભ દર્શન સ્પર્શન ભાષણ આદિકનો મહા લાભ થવાથી પોતાનુ મહા મોટું ભાગ્ય માનીને, મનમા મહા આનંદ પામીને ભગવાનને પ્રણામ કરીને પોતપોતાને ઉતારે ગયા ॥૫૭॥ ઉતારે ગએલા સર્વે ભક્તજનો પોતપોતાના ઉતારામા ચોર લોકો થકી પોતાનુ રક્ષણ કરવા એક એક મનુષ્યને રાખીનેજ, ભગવાનના દર્શનાનંદમા નહિ તૃપ્ત થઇને જયાસુધી દર્શનસુખના અનુભવનો અવસર રહે ત્યાસુધી

संस्थाप्यैते भूय एत्याग्रतोऽस्य । तस्थुः सर्वे द्रष्टुमुत्कास्तमीशं यावत्तस्येच्छाऽभवत्तावदेव ॥५८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे वृत्तालयदोलोत्सवे भक्तानां सपरिवारभगवद्दर्शनानन्दनिरूपणनामाऽष्टचत्वारिंशोऽध्यायः ॥४८॥

सुव्रत उवाच—एतस्मिन्नन्तरे तत्र प्रभोस्तस्य तु सोदरौ । नराकृतिधरस्योभावाजग्मतुरकल्मषौ ॥१॥ यस्मिन्दिनेऽसौ भगवान्नीलकण्ठाभिधो गृहम् । हित्वा प्रववाज निजांस्तद्दिनात्तच्छुचाकुलौ ॥२॥ रामप्रतापेच्छारामसंज्ञौ बुद्धिमतां वरौ । भगवद्विरहक्षामौ नित्यं तच्चिन्तने रतौ ॥३॥ देशान्तरे विचरतामागतानां

દર્શન સુખને અનુભવવાની વાંછાથી ફરીથી પણ શ્રીહરિસમીપે આવીને તેમની આગળ વિનયભક્તિથી અવનમ્ર મસ્તકવાળા થઇને તેમના દર્શનાર્થે બેસીજ રહ્યા ॥૫૮॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...તૃતીયપ્રકરણે વૃત્તાલયદોલોત્સવે ભક્તાનાં સપરિવારભગવદ્દર્શનાનંદનિરૂપણનામાઽષ્ટચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૮॥

## [1]અધ્યાય ૪૯ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! આવા મહોત્સવની પ્રવૃત્તિના અવસરમાં તે લોકાનુગ્રહ અર્થે દિવ્ય નરાકાર ધારી રહેલા પરમેશ્વર શ્રીહરિના રામપ્રતાપ ઇચ્છારામ નામના અને નિષ્પાપ ભ્રાતાઓ વડતાલમાં શ્રીહરિની સમીપે આવ્યા ॥૧॥ કેવા ભ્રાતાઓ તો—નીલકંઠ ભગવાન્ જે દિવસે તીવ્ર વૈરાગ્ય બળથી સંબન્ધિ જનોને ત્યાગ કરી ભવન થકી વનપ્રતિ ચાલી નિકળ્યા તે દિવસને આરંભીને તેમના વિયોગશોકથી વ્યાકુળ, તેમનો વિરહ નહિ સહન થવાના સ્વભાવવાળા હોવાથી તેમનાજ એક ચિંતનમાં નિત્ય તત્પર, ભગવાનના વિરહને લીધે કૃશ શરીરવાળા, દેશાંતરમાં શ્રીહરિની આજ્ઞાથી વિચરતાં વિચરતાં યદૃચ્છાથી પોતાને

१ આ અધ્યાયમાં ભગવાનના બન્ધુઓ રામપ્રતાપાદિકનું વડતાલમા આગમન અનુવર્ણવ્યું છે.

स्ववेश्मनि । मुखान्मुनीनां तद्वार्तां श्रुत्वा तद्दर्शनोत्सुकौ ॥४॥ तत्स्नेहिभिश्च बहुभिर्बन्धुभिः सहितौ निजैः । सद्यो निर्ययतुर्ग्रामात्साश्चर्यौ कृतमङ्गलौ ॥५॥ यदा तौ निर्गतौ ग्रामाद्भ्रातरौ कृतनिश्चयौ । तदा तत्परिवारोऽपि साकं ताभ्यां च निर्ययौ ॥६॥ योषा रामप्रतापस्य भगवद्वीक्षणोत्सुका । नाम्ना सुवासिनी ख्याता पतिभक्तिपरायणा ॥७॥ तथा रामप्रतापस्य त्रयः पुत्राः सुबुद्धयः । नन्दरामष्ठाकुरोऽयोध्याप्रसाद इति श्रुताः ॥८॥ तथा तस्य सुता चैका नाम्ना सिद्धिरिति श्रुता । नन्दरामस्य योषाऽथ दिनमानाभिधा शुभा ॥९॥ तत्सुतौ रामशरणनारायणसमाह्वयौ । मेधानाम्नी च तस्यैव तनया शुभलक्षणा ॥१०॥ ठाकुराख्यस्य

ઘેર આવેલા માયાજીતાનંદાદિ મુનિઓના મુખ થકી ભગવાનની વાર્તા સાભળીને તેમના દર્શન કરવામા અત્યંત ઉત્કંઠિત મનવાળા, નિર્મળ મનવાળા, ભગવાનવિષે સ્નેહાનુબંધવાળા બહુ બન્ધુજનોથી વીંટાએલા, એવા રામપ્રતાપ ઈચ્છારામ ભ્રાતાઓ વડતાલમા આવ્યા તેનો પ્રકાર કહે છે— મુનિઓના મુખથકી ભગવાનની વાર્તા શ્રવણ ક્ષણમાજ પિતા ધર્મદેવે પોતાના દેહત્યાગસમયે જે શ્રીહરિસ્વરૂપનું જ્ઞાન કહ્યુ હતું તેની સ્મૃતિ આવતાં મનમાં મહા આશ્ચર્ય પામેલા, શ્રીહરિની સમીપે જવાનો જેમણે નિશ્ચય કર્યો છે, કુળવૃદ્ધોએ દૂર પ્રવાસમા વિઘ્ન નિવારણ માટે કર્યું છે શાસ્ત્રોક્ત પ્રસ્થાનોચિત મંગળ જેમનુ એવા તે ભ્રાતાઓ જ્યારે પોતાના ગ્રામ ગૃહથકી ભગવાનના દર્શન કરવા ચાલી નીકળ્યા ત્યારે તેમનો પરિવાર પણ તેમની સાથે ચાલી નીકળ્યો ॥૨-૬॥ તેમનો આ પરિવાર— આટયમા પોતે લાલ લડાવેલા ભગવાન શ્રીહરિકૃષ્ણના દર્શન કરવામા અતિ ઉત્કંઠાવાળાં પતિપરિચર્યાપરાયણ સુવાસિની નામથી વિખ્યાત એવા રામપ્રતાપના પત્ની તથા તેમના સુબુદ્ધિશાળી નંદરામ ઠાકુરરામ અયોધ્યાપ્રસાદ નામના ત્રણ પુત્રો તથા તેમની સિદ્ધિ સંજ્ઞાની સુતા તથા દિનમાના નામની નંદરામની પતિવ્રતા પત્ની તથા નંદરામના રામશરણ નારાયણ નામના બે પુત્રો અને તેમનીજ શુભલક્ષણસંપન્ન મેધા નામથી

भार्याऽथ नाम्ना शिवकुमारिका । गोविन्दाकुन्तिनाम्न्यौ च तस्य पुत्र्यावुभे अपि ॥११॥ भार्याऽयोध्याप्रसादस्य सुनन्दासंज्ञिका तथा । तस्यैव तनया नाम्ना यमुनेत्यभिविश्रुता ॥१२॥ इच्छारामस्य भार्याऽथ ख्याता नाम्ना वरीयसी । पुत्राश्च तस्य प्रवरा पञ्च द्वे कन्यके अपि ॥१३॥ गोपालो रघुवीरश्च तथा वृन्दावनाभिध । सीतारामश्च बदरीनाथ इत्यात्मजा श्रुता ॥१४॥ ख्याते फुलसरी-फुलझरीसंज्ञे तु कन्यके । स्त्री गोपालस्य मण्डाख्या विरजाऽस्या नुजस्य च ॥१५॥ सुफलाख्यस्तथा चैक इच्छारास्य शालक । मानसारामसंज्ञोऽस्य मातुलेयश्च बुद्धिमान् ॥१६॥ एतैरन्यैश्च सहितो बन्धुभिर्भ्रातरौ च तौ । भगवद्दर्शके पान्थैः साक तत्रोप जग्मतु ॥१७॥ प्रतिग्रामं पूज्यमानौ मार्गेऽपि भगवज्जनै । स्वस्वामिसम्बन्धितया विनयेनादरेण च ॥१८॥ तत्र तत्र तदैश्वर्य

પ્રખ્યાત પુત્રી તથા ઠાકુરરામની શિવકુમારિકા નામની ભાર્યા અને ગોવિંદા આકુતિ નામની બે પુત્રીઓ તથા અયોધ્યાપ્રસાદની સુનંદા સંજ્ઞાની ભાર્યા અને તેમનીજ યમુના નામથી પ્રખ્યાત પુત્રી તથા ઈચ્છારામની વરીયસી નામની ભાર્યા અને તેમનાજ ગોપાળરામ રઘુવીર વૃંદાવન સીતારામ બદરીનાથ નામના પાચ પ્રવર પુત્રો અને ફુલસરી ફુલઝરી નામથી પ્રખ્યાત બે પુત્રીઓ તથા ગોપાળરામની મંડા નામની ભાર્યા તથા તેમના નાના ભાઈ રઘુવીરજીની વિરજા નામની ભાર્યા તથા ઈચ્છા રામનો સુફળ સંજ્ઞાનો એક શ્યાલક અને આ ઈચ્છારામના મામાનો પુત્ર બુદ્ધિમાન્ માનસારામ, તે આ અને અન્ય કાહ્ન શિવદિન ભાગવત આદિક બન્ધુજનોએ સહિત તે રામપ્રતાપ ઈચ્છારામ ભ્રાતાઓ ભગવા નના દર્શન કરવા આવતા પથિક જનો સાથે વૃત્તાલયમા આવ્યા ॥૭-૧૭॥ માર્ગમા પણ ગામોગામ ભગવાનના અનન્યભક્ત સત્સગિ જનોએ 'અહો ! આ આપણા ઈષ્ટદેવ સ્વામિનારાયણ ભગવાનના ભ્રાતાઓ છે' એવા અત્યાદરથી સવિનય ઉતારો અન્ન જળાદિકવડે પરિ ચર્યા કરેલા, તે તે માર્ગમા આવતા સત્સગિઓના ગામોમા તે તે ભક્ત

श्रुत्वा विस्मितमानसौ । तत्पुरस्योपकण्ठे तौ दूराद्धरिमपश्यताम्
॥१९॥ लक्षणैरात्मबन्धुं तं स्वानुभूतैरवेत्य तौ । दूराद्दुद्रुवतुः प्रेम्णा
परिरब्धुं मुदान्वितौ ॥२०॥ आयातौ निजदर्शनार्थमथ तौ त्यक्त्वा
गृहं दूरतः प्रेमाश्रुस्रुतिलोचनावतिमुदौ दृष्ट्वा स तद्भाववित् ।
भ्रातृस्नेहविहीनधीरपि तदा भक्तप्रियत्वात्प्रभुः पीठादुत्तरति
स हासविकसद्वक्त्राम्बुजः सत्वरम् ॥२१॥ तावत्तौ द्रुतमेत्य तं
स्वपरमप्रेष्ठं क्रमेणादराद्दोर्भ्यां सम्परिरभ्य हर्षविवशावास्तां चिरं
भ्रातरौ । तौ सम्मान्य यथोचितं स भगवानन्यांश्च बन्धून्निजा-

જનોના મુખથકી ભગવાનનું અતિમાનુષ ઐશ્વર્ય સાંભળીને મનમાં મહા વિસ્મય પામેલા, એવા તે ભ્રાતાઓએ વૃત્તાલય પુરને પામીને તેના સમીપમાં વિરાજમાન શ્રીહરિને દૂરથીજ દેખ્યા ॥૧૮-૧૯॥ તે ભ્રાતાઓ ગૃહમાં શ્રીહરિના નિવાસ સમયે સારીરીતે અનુભવમાં આવેલાં તે તે લક્ષણો ( મુખલાવણ્ય, નાસિકા નજીક રહેલું તિલનું ચિહ્ન, વામ કર્ણમાં શ્યામ બિંદુ વિગેરે ) વડે 'આ અમારા સહોદર છે' એમ વિનિશ્ચય કરીને, બહુ હર્ષ પામીને પ્રેમોત્કર્ષથી ભેટવા માટે તેમની અભિમુખ દૂરથી દોડ્યા ॥૨૦॥ ગૃહ ક્ષેત્ર આરામ આદિક સર્વનો પરિત્યાગ કરીને બહુ દૂરથી માર્ગશ્રમને પણ નહિ ગણીને કેવળ નિજદર્શનાર્થે આવેલા, પ્રેમોત્કર્ષને લીધે આવી ગએલાં અશ્રુઓથી વ્યાપ્ત નેત્રવાળા, પ્રહર્ષપરિપૂર્ણ એવા ભ્રાતાઓને ભાળીને તેમના ભાવના અભિજ્ઞ સર્વાંતર આ ભગવાન્ શ્રીહરિ સ્વયં પ્રકૃતિસંસર્ગકૃત ભ્રાતૃસ્નેહે વિહીન છે તથાપિ પોતે ભક્તવત્સળ હોવાથી તેમના સ્નેહાતિશયને લક્ષમાં લઇને, મંદહાસથી વિકસિત વદનારવિંદવાળા હોઇને તે સમયે સ્વયં સિંહાસન થકી સત્વર ઉતર્યા ॥૨૧॥ જેટલાકમાં ભગવાન આસન થકી ઉતરે છે તેટલાકમાં તે રામપ્રતાપ ઇચ્છારામ સહોદરો સત્વર સમીપે આવીને, પોતાના પ્રિયતમ તે ભ્રાતા ભગવાનને બે બાહુમાં ઘાલીને પરમાદરથી અનુક્રમે ભેટીને તેનાથી ઉપજેલા પ્રહર્ષાતિશયથી બહુ કાળ પરવશ થઈ ગયા. તે પછી તે સહોદરોને શ્રીહરિએ કુશળ પ્રશ્નાદિવડે યથોચિત સન્માન કરીને અને બીજા બન્ધુ-

न्मित्रादीन्परिरभ्य साश्रुनयनानानन्दयामास तान् ॥२२॥ रामप्रताप ज्येष्ठं तं नारायणमुनिस्तदा । प्रणनाम कनिष्ठत्वादिच्छारामस्तमादरात् ।२३॥ इतरानपि बन्धून् स्वानेवमेव यथोचितम् । ववन्दे भगवान् केऽपि त नमश्चक्रुरुत्सुका ॥२४॥ चिरेण दृष्ट्वा ते सर्वे प्राणप्रेष्ठ तमीश्वरम् । जहुर्विरहज ताप लेभिरे परम सुखम् ॥२५॥ उपवेश्यासने तांश्च भगवान् पीठमास्थित । पप्रच्छ स्वागत तेषा वृत्तान्त कुशल तथा ।२६॥ मुनयोऽथ जनास्ते च

જનોને સન્માન કરીને અને મિત્રજનો પણ પ્રીતિથી મળીને પોતાના અંગસ્પર્શને લીધે ઉપજેલા હર્ષાતિશયે કરીને ધારાબધ પડતાં આનંદાશ્રુઓથી પરિપૂર્ણ નેત્રવાળા તે સર્વે સબન્ધિજનોને મહા આનંદ આપ્યો ॥૨૨॥ તે સમયે ભગવાન્ નારાયણમુનિએ લોકમર્યાદાને અનુપાલન કરવા, પોતાને પ્રણામ કરવા ઉદ્યમી થએલા મોટા ભાઈ રામપ્રતાપને નિવારણ કરીને તે મોટા હોવાથી પોતે પ્રણામ કર્યો ઇચ્છારામે તો કનિષ્ઠ હોવાથી આદરથી શ્રીહરિને પ્રણામ કર્યા ॥૨૩॥ તે પછી ભગવાને બીજા પણ બન્ધુઓને એજરીતે યથાયોગ્ય નમસ્કાર કર્યો તેમા કેટલાક બન્ધુઓએ ભગવાનના ચરણમા પ્રણામને સ્વભાગ્યપરિપાક માનીને અતિ ઉત્સાહથી તેમને નમસ્કાર કર્યા ॥૨૪॥ તે સર્વે બન્ધુઓએ પ્રાણથકી પણ અતિપ્રિય (ભગવાન્ પ્રાણના પ્રાણ છે એવી શ્રુતિ છે) એવા સર્વેશ્વર શ્રીહરિને બહુ કાળે નીરખીને બહુ કાળના વિરહજન્ય તાપને તત્કાળ ત્યાગ કરી દીધો તે યુક્ત છે, કેમકે અમૃતસાગરમા સમગ્ન થએલાનો તત્ક્ષણ સર્વ સતાપ ટળી જાય છે, આ શ્રીહરિ આનંદામૃતસાગર છે માટેજ તેઓ પરમ સુખને પામ્યા ॥૨૫॥ તે પછી ભગવાને ભ્રાતાદિ સબન્ધિજનોને યોગ્ય આસનમા બેસારીને સ્વય સિંહાસનમા બેસીને તે સર્વેનુ સ્વાગત અને બીજુ દેશબન્ધુ આદિક સબન્ધિ કુશળ વૃત્તાંત પુછ્યુ ॥૨૬॥ તે પછી મુક્તાનંદાદિ મુનિઓ, મુકુન્દાનંદાદિ વર્ણિઓ સોમવર્મા પ્રમુખ પાર્ષદો મયારામ હેમતસિંહાદિ ગૃહસ્થ સત્સંગિઓ જયા રમા આદિક અબળાઓ આ સર્વેએ તે આવેલા રામપ્રતાપ

पार्षदा योषितस्तथा । भ्रातरौ तौ प्रभोर्ज्ञात्वा प्रणेमुस्तमिवादरात् ॥२७॥ ततस्तेषां निवासार्थं प्रासादं स त्वदीदपत् । शुश्रूषायां यौवनाख्यं मुकुन्दं चाप्ययूयुजत् ॥२८॥ ते सर्वेऽपि तदैश्वर्यं दृष्ट्वा श्रुत्वा च विस्मिताः । मेनिरे वासुदेवं तमात्मबन्धुं नराकृतिम् ॥२९॥ यथासुखं वसन्ति स्म प्रासादे तत्र तेऽखिलाः । स्नानपानोपहाराद्यैः सेव्यमाना हरिप्रियैः ॥३०॥ रामप्रतापमुख्येषु प्रभोर्बन्धुषु तेष्वथ । गतेष्वावासमीशं तमानन्दानन्द ऊचिवान् ॥३१॥ पृच्छामि भगवन्नेकं संशयं त्वाधुनोदितम् । ज्येष्ठं सहोदरं वीक्ष्य साकेतादागतं तव ॥३२॥ प्रणेमे स त्वयैवादौ ददे प्रणमितुं न सः । तत्र किं त्वयि तद्भक्तेर्न्यूनतास्ति वृषात्मज !

ઈચ્છારામને પ્રભુ શ્રીહરિના ભ્રાતાઓ જાણીને તેમને શ્રીહરિનેજ જેમ એમ આદરથી યથોચિત પ્રણામ કર્યાં ॥૨૭॥ તે પછી ભગવાને તે બન્ધુ જનોના નિવાસમાટે રાજોચિત હવેલી અપાવી અને તેમની પરિચર્યામા જોબનપગી તથા મુકુંદાનદવર્ણિની પણ નિયોજના કરી ॥૨૮॥ તે બધાય રામપ્રતાપાદિ બન્ધુઓ ભગવાનનુ અતિમાનુષ ઐશ્વર્ય અનુક્રમે અવલો કીને અને ભક્તો થકી સાભળીને વિસ્મય પામતા થકા આત્મબન્ધુપણે નરાકારથી અવતરેલા શ્રીહરિને વાસુદેવ શ્રીકૃષ્ણજ માનવા લાગ્યા ॥૨૯॥ શ્રીહરિના પ્રીતિપાત્ર અને તેમની આજ્ઞાને અનુસારેજ વર્તનારા તે જોબન પગી આદિકે તે તે સમયે ખાનપાન ઉપહારાદિ તૈયાર કરી આપવાવડે સેવા કરેલા તે રામપ્રતાપાદિ બધાય બન્ધુજનો તે હવેલીમા સુખેથી રહ્યા ॥૩૦॥ રામપ્રતાપપ્રમુખ તે બન્ધુજનો પોતાને નિવાસ સ્થાને ગયા પછી આનદાનદ નામના મુનિ ભગવાન્ શ્રીહરિ પ્રતિ એમ બોલ્યા કે- ॥૩૧॥ હે ભગવન્ ! હુ તમોને પુછુ છુ, મારા મનમા કોઈ એક સશય હમણા થયો છે, જે આ હમણા અયોધ્યાનગર થકી આપના મોટા ભાઈ આવ્યા છે તેમને તમોએ પ્રથમ પ્રણામ કર્યા અને આપને પ્રણામ કરવા પ્રવર્તેલા પણ તેમને આપે પ્રણામ કરવા દીધો નહિ, તો હે ધર્માત્મજ ! તેમનો પ્રણામ નહિ સ્વીકારવામા આપને વિષે તેમની ભક્તિની ન્યૂનતા

॥३३॥ मर्यादारक्षणार्थं वा सदाचारस्य किं त्वया । तथाचरितमेतन्मे वक्तुमर्हसि सत्पते ! ॥३४॥ तदा स भगवानूचे सर्वेषां शृण्वतां च तम् । अस्य भक्तिर्मयि मुने ! श्वाफल्केरिव वर्तते ॥३५॥ आगच्छन् गोकुलं मार्गे मथुरायाः स यादृशम् । प्राप्तो भावं तादृशं वै प्राप्तो भवति मय्यसौ ॥३६॥ भक्तौ न्यूनत्वशङ्काऽतो मास्तु ते मुनिसत्तम ! । कृतं प्रणामादानं तु मर्यादास्थितये मया ॥३७॥ इति वाक्यं प्रभोः श्रुत्वा स महर्षिस्तथाऽपरे । सदःस्थिताः प्रजह्पुर्जनाः प्रापुश्च विस्मयम् ॥३८॥ देशान्तरेभ्यः समुपागतानां

---

વર્તે છે કે શું ? અથવા હે સત્પતે ! 'ज्येष्ठं कनिष्ठः प्रणमेज्ज्ञाग्रजस्तु कनीयसं' આવા જયેષ્ઠ કનિષ્ઠાદિ ધર્મરૂપ મર્યાદા સ્થાપન માટે તમોએ તેવું આચરણ કર્યું છે કે શું ? આવા મારા પ્રશ્નનો ઉત્તર આપવાને આપ યોગ્ય છો ॥૩૨-૩૪॥ એરીતે પુછેલા ભગવાન શ્રીહરિ તે સમયે સર્વ જનોની સન્નિધિમાં એમ બોલ્યા કે-હે મુને ! મારેવિષે આ રામપ્રતાપની ભક્તિ ન્યૂન નથીજ, અક્રૂરની ભક્તિ શ્રીકૃષ્ણ વિષે જેવી હતી તેવીજ મારે વિષે એમને પરા ભક્તિ વર્તે છે, કંસની આજ્ઞાએ કરીને મથુરા થકી ગોકુળ પ્રતિ આવતાં અક્રૂરજીને માર્ગમાં કૃષ્ણને વિષે જેવો પ્રેમાનુબન્ધ પ્રકટ્યો હતો તેવોજ આ રામપ્રતાપનો મારેવિષે પરમ પ્રેમાનુબન્ધ વર્તે છે ॥૩૫-૩૬॥ તો હે મુનિસત્તમ ! એમની મારેવિષે ભક્તિ ન્યૂન છે એવી શંકા તમારે કાઢીજ નાખવી, તે આ રામપ્રતાપ તો ભક્તિપરવશ થઇને મને નમસ્કાર કરવા તત્પર થયા હતા પણ મેંજ ધર્મમર્યાદાના સ્થાપન માટે રોકી રાખ્યા હતા. ( જો હું ધર્મમર્યાદાનો વ્યતિક્રમ કરૂં તો આ લોક અવળા માર્ગમાં પ્રવર્તીને વિનષ્ટ થઈ જાય ) ॥૩૭॥ હે રાજન્ ! આવું પ્રભુ શ્રીહરિનું વચન સાંભળીને તે આનંદાનંદ મહર્ષિ તથા બીજા પણ સભામાં બેઠેલા જનો પ્રહર્ષ પામીને ભગવાનના ધર્મમર્યાદા સ્થાપનની પ્રવૃત્તિને અનુગુણ માનુષ ભાવના અનુકરણથી વિસ્મય પામ્યા ॥૩૮॥ હે નરેશ ! વૃત્તાલય પુરમાં દેશાંતર થકી આવેલા સર્વ કોઈ જનોને તે દશમી દિવસે ભગવાન્ શ્રીહરિના સાક્ષાત્કારથી

तस्मिन् दिने तत्र नरेश ! नृणाम् । हरीक्षणानन्दभरेण तेषां मार्गश्रमार्तिस्तु तिरोहिताऽभूत् ॥३९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे वृत्तालयदोलोत्सवे रामप्रतापादिभगवद्बन्धुजनागमननिरूपणनामैकोनपञ्चाशत्तमोऽध्यायः ॥४९॥

सुव्रत उवाच—पुरे तत्र हरेः पौराः सेवायां नृप ! तत्पराः । बभूवुः सानुगमुनेर्भक्ता दायादयो द्विजाः ॥१॥ यौवनाश्वः सुन्दरश्च जूपस्तक्षा च बादरः । खोडादयः क्षत्रवीरा भक्त्या पर्यचरंश्च तम् ॥२॥ कुबेरो रणछोडस्तं मूलजिद्भयजिन्मुखाः । वैश्या नारायणगिरिर्गोस्वामी च सिषेविरे ॥३॥ रळ्याता जिते द्वे च मान्या रामादयः स्त्रियः । भक्तास्तत्परिचर्यायां बभूवुस्तत्परास्तदा ॥४॥ अथ प्रीतः स भगवानेकादश्या उपोषणम् । परेद्युरस्तीत्य-

ઉપજેલા આનંદાતિશયને લીધે માર્ગમાં ચાલવાના પ્રયાસની પીડા તો સમગ્ર વિનષ્ટ થઈ ગઈ ॥૩૯॥ ઇતિ શ્રીસત્સંગિજીવને.. તૃતીયપ્રકરણે વૃત્તાલયદોલોત્સવે રામપ્રતાપાદિભગવદ્બન્ધુજનાગમનનિરૂપણનામૈકોનપંચાશત્તમોઽધ્યાયઃ ॥૪૯॥

## [1]અધ્યાય ૫૦ મો.

સુવ્રતઋષિ કહેછે—હે નૃપ ! વૃત્તાલયપુરમા વિરાજમાન, પાર્ષદવૃન્દ મુનિવૃંદે સહિત ભગવાન શ્રીહરિની સેવામા પુરવાસી દાય આદિક ભક્ત બ્રાહ્મણો, યૌવનાશ્વ, (જોબન) સુંદર જૂપો તખો આદર ખોડો આદિક વીર ક્ષત્રિયો, કુબેર રણછોડ મુળજી ભયજી વિગેરે વૈશ્યો, ગોસ્વામી નારાયણગિરિ, આ સર્વે ભક્તો પોતાના અધિકારને અનુસારે પરા ભક્તિથી પ્રવર્ત્યા હતા ॥૧-૩॥ રળીયાતા, બે જીતા નામની, માન્યા, રામા આદિક અબળાઓ તે સમયે ભક્તિથી ભગવાનની પરિચર્યામા

૧ આ અધ્યાયમા પોતાની આજ્ઞાથી જમવામા પ્રવર્તેલા, પોતાના કરત ળના પ્રસાદને ઈચ્છતા મુનિ પાર્ષદાદિકને ભગવાને આપેલા મહા ભોજનાનંદ અનુવર્ણવ્યો છે

नुगान्भोजयिष्यन्नगाद तान् ॥५॥ हे सोम! सूर! खट्वाङ्ग! मानिक! अलर्क! मूलजित्!। सायन्तनाशनं कर्तुमिच्छा चेद्‌ब्रूत सत्वरम् ॥६॥ एकादश्यस्ति महती श्वो नूनं धात्रिकाभिधा । अन्नानि नैव भक्ष्याणि यत्र नारायणाश्रितैः ॥७॥ इति श्रुत्वा प्रभोर्वाक्यं वीक्षमाणाः परस्परम् । उपवासावश्यकतां विदन्तस्तेऽब्रुवन्निदम् ॥८॥ पार्षदा ऊचुः—स्वामिन्मार्गे लड्डुकादि ग्रामे वै पिप्पलावने । भुक्तं तेन क्षुधा सम्यङ्नोदरे विद्यतेऽधुना ॥९॥ तथापि स्वामिनो वाक्यं पालनीयं हि सेवकैः । अत्स्यामस्तेन भगवन्भक्ष्यं किञ्चित्

प्रवर्ताने तदेकतत्पर थई हती ॥४॥ त्यारपछी भगवान् परदिने एकादशीनो उपवास अवश्य करवानो आववानो होवाथी पोताना अनुयायीओना क्षुधापरिश्रमने टाळवामाटे ते समये जमाडशे एवा थका तेमना प्रति प्रीतिथी एम बोल्या के–॥५॥ हे सोमवर्मन्! हे सूरवर्मन्! हे खट्वांग! हे मानिक! हे अलर्क! हे मूळजीत्! अने जे बीजा अहीं अमारा पार्षदो छे, ते तमो सर्वने हुं संबोध आपु छु के–आवती कालेज एकादशी मोटी धात्री नामनी छे, ते दिवसे नारायणना समाश्रितोए प्रसादभूतपण अन्नादिक नज भक्षण थाय तो सायसमयप्राप्त भोजन करवानी तमारे इच्छा जो होय तो सत्वर बोलो, अन्यथा कदाचित् क्षुधा पीडा पमाडे, तो एकादशी उपोषण व्रतनो विभग न थाय एम अवश्य करो ॥६-७॥ हे राजन्! आवु महाप्रभुनु अमृततुल्य वचन सांभळीने ते सोमवर्मादि पार्षदो एक बीजाना मुख साम्हुं जोता थका भगवाननी आज्ञाने अनुसारेज वर्तवारूप धर्मशील होवाथी एकादशी उपवासनी अवश्य कर्तव्यतानो विनिश्चय करीने एम बोल्या के–॥८॥ हे स्वामिन्! मार्गमा पिपळाव्य गाममा अमो लडुकादि भक्ष्य जम्या छीए, माटे हमणां तो उदरमां क्षुधा नथीज वर्तती ॥९॥ हे भगवन्! आपना प्रसादनो महिमा एकादशी उपोषण थकी पण अधिक फळ आपनारो छे एम जाणता पण अमो सद्धर्मप्रवर्तक आपनी आज्ञाना अनुयायी होइने ते आज्ञानुवर्तनज परम धर्म आत्मस्वरूपने

साम्प्रतम् ॥१०॥ त्वत्प्रसादस्य माहात्म्यमेकादश्यधिकं प्रभो !। जानीमोऽथापि ते प्रीत्यै नैवात्स्यामः परेऽहनि ॥११॥ श्रुत्वेति वचनं तेषां तदिङ्गितविदीश्वरः। कोऽस्ति पौरजनोऽत्रेति प्रहसन्नुत्थितोऽब्रवीत् ॥१२॥ बद्धाञ्जलिपुटस्तावत्कुबेरः प्राह तं वचः। एष दासोऽस्ति भगवन्नाज्ञा देया यथारुचि ॥१३॥ तमाह भगवान् पाकः कारितोऽस्त्यत्र वा न वा। स प्राह सिद्ध एवास्ति पाकोऽत्र क्षीरिकातले ॥१४॥ गणेशजयरामाद्यैर्विप्रैः सत्वरकारिभिः। प्रचुराज्यसिताः कृत्वा स्थापिताः सन्ति गोलकाः ॥१५॥ओदन-श्चाढकीसूपः कथिका वटिकान्विता। व्यञ्जनानि विचित्राणि कृतानि सन्ति भूरिशः ॥१६॥ तच्छ्रुत्वा वचनं तस्य पाकशालां स सत्वरम्। गत्वा दृष्ट्वा हरिः पाकं चिन्तयामास भूपते ! ॥१७॥

અનુરૂપ છે એમ માનીને, આપનીજ પ્રીતિ માટે આવતી કાલે એકાદશીનો ઉપવાસ અવશ્ય કરીશું. તેમજ હે પ્રભો ! ક્ષુધાબાધા અમોને નથી વર્તતી તોપણ આપ સ્વામિની આજ્ઞા અમો સેવકોએ અવશ્ય પાળવી જોઇએ, તો હાલમાં કિંચિત્ ભક્ષ્ય તો જમીશું ॥૧૦-૧૧॥ ઉપોષણવ્રતના અનભ્યાસી તે સોમવર્માદિ પાર્ષદોનું આવું વચન સુણીને તેમના હૃદ્ગત અભિપ્રાયને જાણતા ભગવાન્ કિંચિત્ હસતા હસતા આસનમાં ઉઠીને 'આ સભામાં કોઈ પણ વૃત્તાલય પુરવાસી જન છે ?' એમ બોલ્યા ॥૧૨॥ તેજ સમયે કુબેર પટેલ ઉભા થઇને બે હાથ જોડીને વચન બોલ્યા કે-હે ભગવન્ ! આ આપનો દાસ હાજર વર્તે છે તો યથારૂચિ આપ આજ્ઞા આપો ॥૧૩॥ તે પછી ભગવાને પણ કુબેરભાઇને પુછયું કે-આ પુરમાં રસોઈ કરાવી છે કે નહિ ? કુબેર ભાઇએ કહ્યું કે-હે ભગવન્ ! રાયણતળે પાકશાળામાં રસોઈ તૈયાર થઇ ગઈ છે ॥૧૪॥ જલદી પાકક્રિયામાં કુશળ ગણેશ જયરામ આદિક વિપ્રોએ ઘણું ઘી સાકરે મિશ્રિત મોદકો કરીને રાખી મુક્યા છે તથા ભાત, તુવેરની દાળ, વડીઓએ યુક્ત કઢી અને વિવિધ પુષ્કળ શાકાં કરી મુક્યાં છે ॥૧૫-૧૬॥ હે ભૂપતે ! કુબેર પટેલનું આવું વચન સાંભળીને ઝટ પાકશાળામાં પ્રવેશ કરીને,

प्रसादमाहात्म्यविदां पत्नीनां त्यागिनां तथा। एतेषां खलु नैतावान् पाकः पर्याप्त ईक्ष्यते ॥१८॥ ततो हरिर्यावनार्थ कर्णे प्राह पुराद्रुतम्। आनाय्यतां पिण्डकादि भक्ष्यमन्यत् घृतादि च ॥१९॥ तेनाथ प्रेरिताः प्रेष्याः पुरं गत्वैव सत्वरम्। भृत्वा भक्ष्याणि पात्रेषु गृहीत्वा तानि चाययुः ॥२०॥ तावद्भगवतः प्रीत्यै जनाः सूर्यपुरागताः। पर्पिकापिण्डकापूर्णपात्रस्कन्धा उपाययुः ॥२१॥ समयोचितसेवां तां दृष्ट्वा तेषां हसन्हरिः। प्रसन्नः प्रशशंसैव भालचन्द्रमुखांस्तु तान् ॥२२॥ माधुरास्तावदेत्याशु हरेश्चरणयोः पुरः। भीता इवापरिचयाच्चक्रुः पिण्डकपर्वतम् ॥२३॥ ततोऽतिहृष्टः स महामुनीशः सर्वान् समाहूय च पार्षदान्स्वान्। इहासतां

तैयार थयेली समग्र पाक जोइने, 'प्रसादमाहात्म्यने जाणनारा आ मुनि पार्षदादिकने आटलो पाक पर्याप्त नहि थाय' एम मनमा विचारीने श्रीहरिए जोबनपगीना कानमा कह्यु के–आ थकी बीजु पेंडा आदिक भक्ष्य अने घणु घृतादि सत्वर पुरमाथी मंगावो ॥१७-१९॥ ते पछी अनुज्ञाने अनुसारे जोबनपगीए प्रेरेला परिचारको पुरमा सत्वर प्रवेश करीने पेंडाप्रमुख भक्ष्य ताबा पितळना विशाळ थाळमा स्वयं भरीने तेने माथे लइने श्रीहरि समीपे आव्या ॥२०॥ एज अवसरमा सूर्यपुरथकी आवेला भालचंद्रादि भाविक भक्तजनो भगवाननी प्रसन्नतामाटे घरफी पेंडाथी भरेला पात्रो पोताना खभा उपर मुकीने भगवान पासे आव्या ॥२१॥ सुरतपुरवासी हरिभक्तोनी ते समयसमुचित सेवाने जोइने तेमनी उपर प्रसन्न थयेला भगवाने मंदहास करता थका ते भालचंद्रप्रमुख भक्तोनी बहु प्रशसा करी ॥२२॥ तेटलाकमाज मथुरापुरना हरिभक्तोए आवीने भगवान साथे बहु काळना परिचयना अभावने लीधे भय पाम्या होय एम धीमे धीमे आवीने भगवानना चरणसंनिधिमा भेटतरीके आणेलो पिंडकपुंज पर्वतने आकारे कर्यो ॥२३॥ त्यारपछी मुनिजनेश्वर भगवान् अतिहर्ष पामीने पोताना सर्व पार्षदोने बोलावीने 'तमो सर्वे यथायोग्य पंक्तिबध अहीं

भोक्तुमरं भवन्तो यथोचितं पङ्क्तिश इत्युवाच ॥२४॥ उपाविशंस्ते शुचयोऽथ भूत्वा हर्याज्ञया पङ्क्तिश एव सर्वे। तावद्विचिन्त्य प्रभुराजुहाव मुनीनपि स्वाननुगांश्च भोक्तुम् ॥२५॥ हर्याहूत्याऽतिहृष्टा युगपदपहृतस्वासनस्थानकन्था उत्फुल्लाम्भोजवक्त्राः करधृतकरकान्धूनयन्तोऽतिवेगात् । पश्चार्द्रा भोक्तुमायुर्हरिवदनदृशः साधुसङ्घा हसन्तो भिक्षापात्राणि हर्षाद्द्रुतपदगमना बिभ्रतस्ते शुचीनि ॥२६॥ तानागतान्प्रणमतो मुकुन्दो हर्यनुज्ञया। यथोचितं यथास्थानमुपावीविशदस्मयः ॥२७॥ ततः सूता मागधाश्च गायका वाद्यवादकाः । निषेदुर्भोक्तुमागत्य वन्दिनश्चाज्ञया हरेः ॥२८॥ दीपानां राजयस्तत्र बभूवुर्हि सहस्रशः । दुर्गोण्यास-

જમવામાટે જલદી બેસી જાવ' એમ બોલ્યા ॥૨૪॥ તે પછી તે સર્વે પાર્ષદો પાણિપાદનું પ્રક્ષાલન કરી પવિત્ર થઈ હરિની આજ્ઞાથી જમવા માટે પંક્તિબધ બેસી ગયા. આ અવસરમા ભગવાને 'સાધુઓનેપણ જમાડવા જોઇએ અને તેઓ પ્રથમ પક્તિને યોગ્ય છે' એવો વિચાર કરીને પોતાસાથે આવેલા અને દેશાતરમાથી આવેલા તે મુનિઓને પણ જમવા વાસ્તે બોલાવ્યા ॥૨૫॥ શ્રીહરિએ બોલાવેલા, બોલાવામાત્રથી અત્યંત આનદ પામેલા, એક સાથેજ પોતપોતાના આસનસ્થાન કંથાનો તેની તેજ સ્થિતિમા જેમણે ત્યાગ કરી દીધો છે, પ્રહર્ષથી પ્રફુલિત મુખકમળ જેમના છે, પોતપોતાના હસ્તમા ધારેલા કમંડળાને હલાવતા, કાષ્ઠ તું બીના શુદ્ધ ભિક્ષાપાત્રોને ધારી રહેલા, ભગવત્પ્રસાદમા સમધિક આદરને લીધે તીવ્ર વેગથી જલદી ચાલી આવતા, ભગવાનના વદનારવિંદનેજ જોઈ રહેલા એવા સાધુસંઘો પચાર્દ્ર-પાણિપાદનું પ્રક્ષાલન અને આચમન કરીને જમવામાટે હસતાહસતા આવ્યા ॥૨૬॥ જલદી જમવામાટે આવેલા, શ્રીહરિને પ્રણામ કરતા તે સાધુસઘોને ભગવાનની આજ્ઞાથી મુકુંદાનંદ વર્ણિએ 'હુ શ્રીહરિનો મુખ્ય સેવક છુ' એવા ગર્વે વર્જીત થઇને યથોચિત યથાસ્થાન બેસારી દીધા ॥૨૭॥ તે પછી ભગવાનની આજ્ઞાથી સૂત માગધ ગાયક વાદ્યવાદક બન્દિ આદિક બીજાઓપણ આવીને જમવા

प्रेक्षकाणां भोजकानभितो नृणाम् ॥२९॥ मर्यादयोपविष्टेषु तेषु सर्वेषु पङ्क्तिशः । आज्ञापयामास विभुः परिवेष्टुं द्विजांस्ततः ॥३०॥ दक्षा द्विजा ये शतशः प्रीतये सद्गुरोः प्रभोः । बद्धकच्छाः क्षणेनैव चक्रुस्ते परिवेषणम् ॥३१॥ दत्त्वादौ भोज्यपात्राणि ततस्ते जलगर्गरीः । गृहीत्वा विमलामासुरुदपात्राणि सत्वरम् ॥३२॥ ततः पङ्क्तिक्रमेणैव यथोचितमसम्भ्रमाः । अन्योन्यास्पृष्टशाकादि परिवेषणमाचरन् ॥३३॥ दृष्ट्वाथ गौर्जरीं रीतिं परिवेषणचातुरीम् । पाश्चात्त्या जहसुः केचित्प्रशशंसुश्च दाक्षिणाः ॥३४॥ व्यञ्जनानि

---

માટે બેસી ગયા ॥૨૮॥ તે સમયે તે પંક્તિસ્થળમાં દીવાઓની પંક્તિઓ હજારોહજાર થઈ હતી ભોજક જનસમાજની ચોગરદમ ભોજનસંભ્રમનો નિરીક્ષક જનસમુદાય ઘાટા કીલ્લા જેવો ગોઠવાયો હતો ॥૨૯॥ તેઓ સમસ્ત યથામર્યાદા પંક્તિબધ બેસી ગયા પછી ભગવાને અનુજ્ઞા આપેલા, પીરસવામાં પ્રવીણ તે પાચક વિપ્રો સોએસો સદ્‌ગુરૂ તે શ્રીહરિની પ્રસન્નતા માટે કટિબંધનથી દૃઢ કચ્છ બાંધીને ક્ષણમાંજ સર્વને પીરસી વળ્યા ॥૩૦-૩૧॥ તેનો ક્રમ કહે છે—તે રસોયા વિપ્રો પ્રથમતો ભોજનપાત્ર-પતરાળાં પડીયા આપીને, પછી જળ ભરેલી ગાગર્યો ગ્રહણ કરીને જલદી પાનીયપાત્રમાં પાણી પુરાવીને, પછી વ્યગ્રતા વિના પંક્તિના અનુક્રમથીજ યથોચિત શાકાદિકનો એક બીજાને સ્પર્શ ન થાય એમ જુદું જુદું પીરસવા મંડયા ॥૩૨-૩૩॥ તે સમયે તે આ ગુજરાત દેશની પિરસવાની ચાતુરીને જોતા અને પાકવિચિત્રતાને નહિ જાણતા પશ્ચિમ દેશના જનો 'આ અનેક પ્રકારનું જુદું જુદું શું પીરસે છે ? વિવિધ શાક પાકના અલ્પઅલ્પ પીરસણથી ભોજનપાત્રને પરિપૂર્ણ કરે છે પણ એક જાતના ઘી શર્કરાપ્રાય મોદક શીરો આદિક હરકોઇ એક રાશિથી પરિપૂર્ણ કેમ કરતા નથી ?' એમ વિચારીને પોતાના દેશમાં તેનો અભાવ છે માટે વિસ્મય પામીને હસવા લાગ્યા અને વિવિધ શાક પાકાદિકના રસના અભિજ્ઞ દાક્ષિણાત્યો પ્રશંસા કરવા લાગ્યા ॥૩૪॥ સર્વના પાત્રોમાં પિરસેલાં વિવિધ વ્યંજનો અને અરશી પેંડા લાડુઓ પાત્રની વિશાળતાને

विचित्राणि पर्पाँपिण्डकलड्डुकाः । सर्वेषामेव पात्रेषु नाऽऽपुरन्योन्यमिश्रताम् ॥३५॥ सर्वं सर्वेषु पात्रेषु परिवेषितमीश्वर । विलोक्याज्ञापयामास भोक्तुं सर्वान्निजाश्रितान् ॥३६॥ सुस्वादु भोजनं प्रीत्या कुर्वद्भ्यस्तेभ्य ईश्वरः । लड्डुकान् दापयामास पिण्डकांश्च पुनः पुनः ॥३७॥ तृप्तान् सर्वान् सदन्नेस्तानिच्छतः स्वकरार्पितम् । ज्ञात्वा स्वयं शुचिर्भूत्वा चकार परिवेषणम् ॥३८॥ तृप्तानामपि तेषां तत्प्राप्तं भगवतः करात् । नाभूदरोचकं किञ्चिल्लड्डुकादि मुहुर्मुहुः ॥३९॥ ओदने भुज्यमानेऽथ धारयैव ददद्घृतम् । रुचिं समापयामास तेषां वै भोजने प्रभुः ॥४०॥ तक्रान्तं भोजनमिति

---

લીધે અને પીરસનારાની કુશળતાને લીધે પરસ્પર મિશ્રભાવને નજ પામ્યા ॥૩૫॥ સર્વના સર્વ પાત્રોમા સર્વ પાક પીરસાઈ ગએલો જોઇ જાણીને ભગવાને સર્વ નિજાશ્રિતોને જમવાની આજ્ઞા આપી ॥૩૬॥ સ્વત સ્વાદુ અને વળી ભગવત્પ્રસાદ હોવાથી સુસ્વાદુ ભોજ્ય વસ્તુને પ્રીતિથી જમતા તે મુનિઆદિકને દર્શનદાન માટે પક્તિમા વિચરતા ભગવાને લડુક પિંડક ફરીફરી પ્રીતિથી પીરસાવ્યા ॥૩૭॥ સુસ્વાદુ અન્નથી તૃપ્ત થયા છે તથાપિ પોતાના હસ્તતળથી સાક્ષાત્ સમર્પેલા સુપાવન મોદકાદિકને જમવા ઇચ્છતા તે સર્વેને જાણીને ભગવાન્ સ્વય હસ્તપાદની શુદ્ધિ કરીને પીરસવા લાગ્યા ॥૩૮॥ અત્યત તૃપ્ત થએલાપણ તેઓને ભગવાનના કરતળથી વારવાર પ્રાપ્ત થતુ તે ભક્ષ્ય લડુકાદિ કાઇપણ અરૂચિકર ન થયુ કિંતુ ભુખાળવાની પેઠે અતિરૂચિકર થયુ ॥૩૯॥ ભાત જમવાનો આરભ થતા ભગવાને ધારાથીજ ઘણુ ઘૃત પિરસીને ભોક્તાઓની ભોજનમા રૂચિ સપૂર્ણ કરી ॥૪૦॥ તે સમયે 'તક્રાત ખલુ ભોજન' ભોજનને અતે તો અવશ્ય તક્ર ( છાસ ) જોઇએ' એમ સાભિપ્રાય પરસ્પર બોલતા સોમાદિ પાર્ષદોને 'તક્રના ઉચ્ચારણ મિષથી એમને દુધ જોઇએ છીએ' એમ તેમના હૃદ્ગત અભિપ્રાયને જાણતા ભગવાને દળેલી શુદ્ધ સાકરે સહિત દુધ પાયુ (તે પાર્ષદો પય પ્રિય હોવાથી સોપહાસ તક્ર શબ્દથી પયને સૂચવતા થકા 'તક્રાંત ભોજન' એમ બોલ્યા તેમના આવા અભિ

वदतः पार्षदानथ । सशर्करं पयोऽपिप्यत्तद्धीङ्गितविदीश्वरः ॥४१॥ निषिच्यमानं हरिणा पयः पात्रेषु धारया । आपूर्य तानि भूमौ च प्रयाति स ततस्ततः ॥४२॥ सम्मुखस्थस्य सोमस्य पयःश्वेतास्यदर्शनात् । भृशं जहासालर्कस्तु स्वयं भूयः पयः पिबन् ॥४३॥ पात्रमस्यापतद्भूमावट्टहासं प्रकुर्वतः । अहसच्चेन भगवान्हासयन्भक्ष्यतोऽखिलान् ॥४४॥ एवमानन्दयन्भक्तान्भोजयामास सोऽनघ ! । सन्तृप्तांस्तांश्च विज्ञाय चक्रे स्वकरशोधनम् ॥४५॥ अन्योन्यस्योपरि जनाः स्वपादस्पर्शकाम्यया । पतिष्यन्तीति तत्स्थानाद्गन्तुमैच्छद्धरिस्ततः ॥४६॥ अथोच्चैस्तान् हरिः प्राह प्रेक्षका भोजकाश्च भो ! । स्वं स्वं स्थानं प्रयाताद्य श्वश्चाऽऽयायात सत्वरम् ॥४७॥ भवन्तः सम्यगश्नन्तु पाचकाः परिवेषकाः । इति

આપને આ ભગવાનજ જાણુતા હોવાથી પયઃપાન કરાવ્યું ) ॥૪૧॥ તે સમયે ભગવાને પાત્રોમાં ધારાથી રેડવા માંડેલું પય તે પાત્રો ભરાઈ જતાં ભૂમિ ઉપર અહીં તહીં વહેવા લાગ્યું ॥૪૨॥ સન્મુખ બેઠેલા સોમવર્માનું પયઃપાનથી ધોળુ થએલું મુખ દેખીને અલર્ક ભક્ત ફરીથી પણ પયઃપાન કરતા થકા બહુ હસવા મંડયા ॥૪૩॥ તે સમયે ખડખડાટ હાસ કરતા તે અલર્કના કરથકી પયઃપાનપાત્ર પૃથ્વી ઉપર પડી ગયું, તેથી જમતા સમસ્ત જનોને હસાવતા ભગવાન્ બહુ હસવા લાગ્યા ॥૪૪॥ હે રાજન્ ! એરીતે ભક્તજનોને આનંદ આપતા થકા તેમને જમાડીને તેમને અત્યંત તૃપ્ત થએલા જાણીને ભગવાને પોતાના હસ્તની શુદ્ધિ કરી ॥૪૫॥ તે પછી ભગવાન્ આ સર્વે જનો મારા ચરણારવિંદના સ્પર્શની 'હું પહેલો હું પહેલો સ્પર્શ કરૂં' એવી સ્પૃહાથી પરસ્પર ઉપરાઉપરી પડતા થકા આવશે, તો આ સ્થાન થકી જતા રહેવું, એવો વિનિશ્ચય કરીને તે જનો પ્રતિ ઉચ્ચ સ્વરથી બોલ્યા કે-હે મારાં દર્શન કરનારા જનો ! તથા હે મુનિપ્રમુખ જમનારા જનો ! તમો સર્વે આજ પોતપોતાને નિવાસ સ્થળે જાઓ, તે આવતી કાલે મારાં દર્શન કરવા ફરી સત્વર આવો ॥૪૬-૪૭॥ એરીતે તે સર્વેને અનુજ્ઞા આપીને અને પાચકો તથા પરિવેષકોને પણ

चाज्ञापयामास पाचकादीनपि प्रभुः ॥४८॥ इत्यनुज्ञाप्य तान्सर्वा-न्भक्तकल्पद्रुमः प्रभुः । जय सच्चिदानन्देति प्रोच्य स्वं पीठमाययौ ॥४९॥ सम्यग्भुक्तीक्षणेन प्रमुदितवदनः स्वीयपादाश्रितानां पश्यन्बद्धाञ्जलींस्तानतिमधुरदृशा भक्तनारीनरौघान् । कट्यां दत्तैकपाणिश्चपलतरपदैर्धावितस्वानुयायी बिभ्रद्दोष्णा च वेत्रं हरिरखिलगुरुः पीठमध्यारुरोह ॥५०॥ भुक्त्वाऽऽचान्ताश्च ते सर्वे पार्षदाद्या मुहुर्मुदा । वीक्षमाणा हरिं दूरात्स्वं स्वं स्थानं ययुस्ततः ॥५१॥ उच्चपीठं समासीने तदा योगीश्वरे प्रभौ । जनसङ्घो नृपागच्छद्भृगुकच्छपुराद्द्रुतम् ॥५२॥ प्रणम्य स हरिं भक्त्या मानितस्तेन सादरम् । उपहारानुपानीतानर्पयामास

'તમો સર્વે સારી રીતે જમો' એમ આજ્ઞા આપીને, ભક્તોના મનોરથો પૂરવામાં કલ્પવૃક્ષરૂપ તે આ મહાપ્રભુ શ્રીહરિ 'જય સચ્ચિદાનંદ' એમ બોલીને પોતાના સિંહાસનમાં વિરાજમાન થયા ॥૪૮-૪૯॥ તે સમયની શ્રીહરિની દિવ્ય શોભાને અનુવર્ણવે છે-પોતાના ભક્તોને ભુક્તિ મુક્તિ આપનારા, ભક્તજનોએ રૂડી રીતે પ્રીતિપૂર્વક કરાતા પોતાના પ્રસાદના ભોજનના નિરીક્ષણથી આનંદિત મુખારવિંદવાળા, બે હાથ જોડીને દર્શન-માટે ઉભા રહેલા અપરિમિત ભક્ત નરનારીઓને પ્રેમ મધુર દૃષ્ટિવડે નિરીક્ષણ કરતા, કટિતટ ઉપર એક ડાબા હાથને ધારી રહેલા, ઝટઝટ પગલા મુકવાવડે પોતાના અનુયાયિઓને દોડાવતા, જમણા કરમા નેતરની નાની સોટીને ધારી રહેલા, સમસ્ત જગતના સદ્ગુરૂ ભગવાન શ્રીહરિ પોતાના સિંહાસનમાં સંરાજમાન થયા ॥૫૦॥ પાર્ષદપ્રમુખ તે સર્વે ભક્તજનો જમીને ચળુ કરવાપૂર્વક હસ્તમુખની શુદ્ધિ કરીને, સિંહાસનમા વિરાજમાન ભગવાનને પ્રહર્ષથી દૂર થકીજ વારંવાર ભક્તિ વિનયસહિત નિરખતા થકા તે સ્થળ થકી પોતપોતાને નિવાસસ્થાને ગયા ॥૫૧॥ હે નૃપ ! મહાયોગીશ્વર પ્રભુ શ્રીહરિ ઉન્નત સિંહાસનમા વિરાજમાન થયા તે સમયે ભૃગુકચ્છપુર થકી હરિજનસંઘ ઉતાવળથી આવીને ભગવાનને ભક્તિથી પ્રણામ કરીને તેમણે યથાયોગ્ય સત્કાર કર્યો થકો તેમના ચરણની સન્નિ-

तत्क्षणम् ॥५३॥ विलम्बकारणं पृष्टस्तदानीं हरिणा स च । गन्त्रीभङ्गं महीनद्यामुक्त्वावासाय जग्मिवान् ॥५४॥ तदर्पितानिक्षुदण्डान्सुवर्णकदलानि च । वीक्ष्यामृतफलानीशः स्वपुरस्तादवैक्षत ॥५५॥ स्वस्य पौराणिकं विप्रं दृढावद्धकटिं स्थितम् । नतांसं मयरामं च नाचिकेतं समैक्षत ॥५६॥ प्रयागजितमाहाथ प्रहसन्भगवान्वचः । अद्याशनेच्छा भवतां वर्तते वा न वा द्विज ! ॥५७॥ स प्राहास्ति क्षुदुद्बोधस्तथाप्यध्वश्रमार्दनात् । नाद्य पाकं करिष्यामः स्वप्स्यामः प्राश्य वै पयः ॥५८॥ हरिस्तमाहाथ हसन्कदलानि घृतं सिताम् । भवन्तः सम्यगश्नन्तु श्वः कर्तव्यं

---

ધિમા આણેલી શેલડીના દડ કેળા આદિક ભેટો આદરથી તત્ક્ષણ અર્પણ કરીને કૃતાર્થ થયો ॥પર-પ૩॥ તે સમયે ભગવાને 'તમારે માર્ગમા વિલંબ કેમ થયો ?' એમ વિલબકારણ પ્રતિ પુછેલા તે ભરૂચનિવાસી ભક્તો મહી નદીમા બળદગાડી ભાગી જવારૂપ વિલબનિમિત્ત નિવેદન કરીને, પછી ભગવાને અનુજ્ઞા આપવાથી ઉતારો કરવા ગયા ॥પ૪॥ તે પછી ભરૂચના ભક્તોએ ભેટમાં અર્પણ કરેલા શેલડીના દડો, સોનેરી કેળા અને જમફળને જોઇને, સભામા બેઠેલા જનોને જોતા, પોતાની પાસે કેડ્ય દૃઢ બાધીને બેઠેલા પ્રયાગજીત્ નામના પોતાના પૌરાણિક વિપ્રને તથા વૃદ્ધવયને લીધે નમતા ખભા જેમના છે એવા મયારામ વિપ્રને તથા નાચિકેત નામના વિપ્રને જોઇને તેમના પ્રતિ ભગવાન્ હસતા હસતા વચન બોલ્યા કે-હે દ્વિજો ! આજ તમારે ત્રણેયને જમવાની ઇચ્છા છે કે નહિ ? ॥પપ-પ૭॥ એરીતે ભગવાને કહેલા તેઓ બોલ્યા કે-ભુખતો ઘણી લાગી છે, પણ માર્ગપરિશ્રમ પીડાને લીધે અત્યારે અમો પાક કરવા તો શક્તિમાન નથી, તો કેવળ જળપાન કરીને સુઈ રહીશું ॥પ૮॥ તે વિપ્રોનું તેવું વચન સાભળીને તેમના અભિપ્રાયને જાણતા શ્રીહરિ કિંચિત્ હસતા થકા એમ બોલ્યા કે-તમોને અત્યારે ક્ષુધા લાગીછે એ નિશ્ચિત છે અને આવતી કાલે એકાદશીનું ઉપોષણવ્રત અવશ્ય કરવાનું છે, કેવળ પાનીયપાનથી ક્ષુધા મટશે નહિ, અને તેથી ઉપવાસ કરવોપણ કઠણ પડશે, તો તમો

व्रतं यतः ॥५९॥ इत्युक्तवन्तं तं प्राह स महस्य द्विजोत्तमः । इच्छेयं सफलैवास्तु कृपानाथ ! तवाधुना ॥६०॥ ततो ददौ स भगवांस्तेभ्यस्त्रिभ्योऽपि भूरिशः । रम्भाफलानि पक्वानि शर्करां चातिनिर्मलाम् ॥६१॥ इयतीयतीति गिरा निषेधद्भ्योऽपि पाणिभिः । तेभ्यः पुनः पुनः प्रादात्कदलानि च पर्पिकाम् ॥६२॥ ततश्च दापयामास प्रस्थत्रयमितं घृतम् । पयोभृतां च कलशीं भगवान्ब्राह्मणप्रियः ॥६३॥ दत्तं भगवता सर्वं गृहीत्वा तच्च ते त्रयः । जग्मुः स्वोत्तरणस्थानं भारावनतकन्धराः ॥६४॥ फलानां हरिदत्तानां माधुर्यं ते मुहुर्मुहुः । प्रशंसन्तः फलाहारं चक्रिरे तत्र वाडवाः ॥६५॥ सन्तृप्तास्ते ततः प्रोचुस्तुन्दभ्रामितपाणयः ।

ત્રણેય જણાઓ આ સોનેરી કેળાને ઘી સાકરમા સંમિશ્રિત કરીને યથેચ્છ જમો ॥૫૯॥ આ પ્રકારે કહેતા શ્રીહરિ પ્રતિ પૌરાણિક પ્રયાગજીત્ વિપ્રવર્ય હસતા હસતા એમ બોલ્યા કે-હે ભગવન્ ! આપ કૃપાનાથની આ ઇચ્છા હમણાજ સફળ થાવ, જો આપ કૃપાથી આપતા હો અને જમવાની આજ્ઞા કરતા હો તો અમો બ્રાહ્મણો જમવા તૈયારજ છીએ ॥૬૦॥ એવું વચન સાંભળ્યા પછી ભગવાને તે ત્રણેય વિપ્રોને પાકા બહુ કેળા અને નિર્મળ સાકર આપી ॥૬૧॥ 'એટલીજ બસ છે' એવા અભિપ્રાયથી 'એટલી એટલી' એવી વાણીવડે અને હાથ હલાવાવડે પ્રતિષેધ કરતા પણ તે વિપ્રોને ભગવાને ફરી ફરી કેળા બરફી આદિક આપ્યુ ॥૬૨॥ તે પછી વળી બ્રાહ્મણપ્રિય આ ભગવાને ત્રણ પ્રસ્થ ( છ શેર ) પરિમિત ઘૃત અને બાખડી ભેંસના દુધથી ભરેલો પિતળનો ઘડો અપાવ્યો ॥૬૩॥ તે ત્રણેય વિપ્રો ભગવાને આપેલુ તે બધુ બાધી લઇને મસ્તકે મુકેલી પોટલીના ભારથી નમી જતી છે ગ્રીવા જેમની એવા થકા ધીમે ધીમે પોતાને ઉતારે ગયા ॥૬૪॥ ઉતારે જઇને ત્યા તેઓએ ભગવાને આપેલા ફળોની મધુરતાને વારંવાર વખાણતા થકા ફળાહાર કર્યો ॥૬૫॥ ફળાહારથી અત્યંત તૃપ્ત થએલા તેઓ ઉદર ઉપર વારેવારે

फलाहारः सदैवास्तु मास्तु पाकपरिश्रमः ॥६६॥ सर्वान् सन्तोषयित्वेत्थं भक्तांस्तत्रागताग्रिजान् । अचिकीर्षद्धरिरपि कर्म साय-न्तनं स्वकम् ॥६७॥ उत्तीर्य पीठात्करसंज्ञयैव दूरे प्रकुर्वन् जनतां जनेशः । युक्तस्तदा पञ्चपपार्षदैः स्वोनिवेशनं स्वीयमुपाजगाम ॥६८॥ स्नात्वा विशुद्धे वसने वसित्वा प्रवासधर्मानुसृतो यथा-वत् । सन्ध्यादि कर्माचरदीश्वरोऽपि वेदोदितं ग्राहयितुं स्वकी-यान् ॥६९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे वृत्तालयदोलोत्सवे भगवत्पार्षदादिभोजनानन्दनिरूपणनामा पञ्चाशत्तमोऽध्याय ॥५०॥

---

વામ કરને ફેરવતા થકા 'આવો ફળાહારજ અમોને સદૈવ મળો, પાક કરવાનો પરિશ્રમતો નજ રહો' એમ પરસ્પર બોલ્યા ॥૬૬॥ હે રાજન્! એરીતે વૃત્તાલયપુરમા આવેલા સમસ્ત સમાશ્રિતોને સંતોષીને, પછી શ્રીહરિએ વર્ણીઓને સાયસમયે સમુચિત સંધ્યાવંદનાદિક કર્મ કરવાની ઈચ્છા કરી ॥૬૭॥ તે સમયે સમસ્ત જગતના સ્વામી શ્રીહરિ સિંહા-સન થકી ઉતરીને પોતાના પાંચ છો પાર્ષદોથી વિંટાઇને, માર્ગમાં ચોમેર પ્રસરતા જનસમાજને હસ્તસંજ્ઞાથીજ દૂર કરતા થકા પોતાના નિવાસ સ્થાને આવ્યા ॥૬૮॥ આવીને સ્નાન કરીને વિશુદ્ધ વસ્ત્રોને પહેરી ઓઢીને, પ્રવાસમાં વિહિત વિધિને અનુસરીને યથાવિધિ સંધ્યાદિ કર્મ કર્યું 'જો હુ કદાચિત્ અપ્રમત્ત થઇને કર્મમાં ન વર્તું તો આ બધાય મનુષ્યો મારા માર્ગને અનુસરે. હુ કર્મ ન કરૂં તો આ સર્વે લોકો ઉત્સન્ન થઈ જાય' આવા આશયથી સ્વયં સર્વેશ્વર હોવા છતા પણ પોતે વેદોક્ત ધર્મ પોતાના આશ્રિત વર્ણી વિગેરેને ગ્રહણ કરાવા તે કર્મ કર્યું ॥૬૯॥ ઇતિ શ્રીસત્સંગિજીવને.. તૃતીયપ્રકરણે વૃત્તાલય-દોલોત્સવે ભગવત્પાર્ષદાદિભોજનાનંદનિરૂપણનામા પંચાશ-ત્તમોઽધ્યાયઃ ॥૫૦॥

सुव्रत उवाच—पुरेऽपि भक्तैः पुरुषैः स्त्रीभिश्च नृप ! तत्कृते । फलाहारस्य सामग्री तदर्हा समसाध्यत ॥१॥ धर्मस्थया भक्तया च गङ्गानाम्न्या तु विप्रया । सूरणादि घृतेनैव पच्यते स विशोधितम् ॥२॥ खारिकाक्षीरिका चक्रे सच्छृङ्गाटकपूरिकाः । तथा च पिण्डकाः शुभ्राः पर्पिका च मनोहरा ॥३॥ कृत्वैतच्चोज्ज्वले पात्रे निधायाह पुरौकसः । मुख्यान्भक्तान्भवन्तोऽत्र हरिमानयतेति सा ॥४॥ यौवनाश्वादिभिरथो पत्य तत्र स चार्थितः । पुरागमाय भुक्त्यर्थं प्रभुस्तान्प्रत्युवाच ह ॥५॥ अत्यन्तजनसम्मर्दे कथं पुरि ममागमः । भवेत्ततोऽत्राऽऽनयत किञ्चिद्भक्ष्यं पयोऽथ वा ॥६॥ ततस्तैः

## [१]અધ્યાય ૫૧ મો.

સુવ્રતઋષિ કહેછે—હે નૃપ ! વળી પુરમાં કુબેરાદિ ભક્ત પુરૂષોએ અને માન્યા આદિક ભક્ત સ્ત્રિયોએ ભગવાનના ફળાહાર માટે તેમના ઉપયોગમા આવે એવી શુદ્ધ સામગ્રી ધર્મમાર્ગમાં દૃઢ નિષ્ઠાવાળી ગંગા નામની ભક્ત બ્રાહ્મણી પાસે તૈયાર કરાવી રાખી હતી તે આ ગંગાએ છરીથી છોલીને શુદ્ધ કરેલુ સૂરણ રતાળું પરવળ વિગેરેનું શાક કેવળ ઘૃતમાંજ પકવ કરીને અને ખારિકા ક્ષીરિકા (ખારેકોની ખીર) તથા શ્રેષ્ઠ શીંગોડાની પુરીઓ તથા શ્વેત પેંડા તથા મનોહર બરફી વિગેરે બનાવીને ઉજ્જ્વળ પાત્ર (થાળ) માં ભરીને, પુરજનોમાં મુખ્ય જોબનપગી કુબેર પટેલ પ્રમુખ ભક્તોના પ્રતિ 'ફળાહારની સમગ્ર સામગ્રી તૈયાર થઈ ગઈ છે, તો તમો ભગવાનને અહીં તેડી લાવો' એમ કહ્યુ ॥૧-૪॥ તે પછી તથાસ્તુ કહીને જોબનપગી વિગેરે મુખ્ય ભક્તોએ ભગવાનની સમીપે જઇને ફળાહાર નિમિત્તે પુરમા પધારવાની પ્રાર્થના કરતાં તેમના પ્રતિ મહાપ્રભુ શ્રીહરિતો–'જનસમાજની ઘણી ગર્દીવાળા નગરમાં મારાથી કેમ આવી શકાય ? તો યત્કિંચિત્ ભક્ષ્ય કે દુધમાત્ર અહીંજ લાવો'

૧ આ અધ્યાયમા ભક્તાધીન ભગવાને ભક્તજનોના મન પ્રીણન માટે કરેલી ફળાહાર લીલાનું વર્ણન કર્યું છે

प्रेषितो दूतो गत्वा ताः प्राह योषितः । नायात्यत्र हरिस्तस्माद्भक्ष्यं नयत तत्र वै ॥७॥ आज्ञाकार्योऽथ ताः सर्वा भक्ता मान्यामुखाः स्त्रियः । श्रुत्वा तद्दूतवचनं गङ्गामाहुस्तथैव ताः ॥८॥ नायात्यत्र हरिस्तस्मात् खाद्यं पात्रे निधाय तत् । त्वमायाहि गृहीत्वैव वयं गच्छेम तत्पुरः ॥९॥ धर्मज्ञा सा ततो मार्गे ह्यस्पृश्यस्पर्शशङ्कया । घृतपक्वादि तत्खाद्यं सर्वं पात्रे बभार ह ॥१०॥ पिधायान्येन पात्रेण तद्बध्वा शाणवाससा । करेणैकेन जग्राह द्वितीयेन गलन्तिकाम् ॥११॥ खाद्यपात्रकरा गङ्गा ताश्च नार्यस्ततो ययुः । राजमार्गं विहायैव मार्गेणान्येन सत्वरम् ॥१२॥ पुराद्बहिश्च निर्यान्ति भक्तास्ता यावदुत्सुकाः । तावत्तत्रापि सङ्घातो जनानामभवन्महान्

એમ બોલ્યા ॥૫-૬॥ હે રાજન્ ! આવું ભગવાનનું વચન સાંભળીને જોબનપગી પ્રમુખ ભક્તોએ મોકલેલા દૂતે પુરમાં જઈને માન્યા આદિક અબળાઓને કહ્યું કે-ભગવાન અહીં નહિ આવશે, માટે તમોજ જમવાનું ત્યાં લઈ જાઓ ॥૭॥ આવું દૂતનું વચન સુણીને શ્રીહરિની આજ્ઞાપરાયણ માન્યાપ્રમુખ સમગ્ર ભક્ત સ્ત્રિયોએ ગંગાપ્રતિ જેમ દૂતે કહ્યુ હતું તેમજ કહ્યું કે-શ્રીહરિ અહીં જનસમુદાયની ભારે ભીડયના ભયને લીધે નહિ આવશે, તો તમો આ બધુ કરેલું ખાદ્ય શુદ્ધ પાત્રમાં ભરીને તમોજ લઈને અમારી સાથે ચાલો, અમો સર્વે શ્રીહરિની સમીપેજ જઈએ છીએ ॥૮-૯॥ એરીતે કહેલાં ગંગા ધર્મજ્ઞ હોવાથી માર્ગમાં અસ્પૃશ્ય જનના સ્પર્શની શંકાને લીધે ઘૃતમાં પક્વ કરેલું સૂરણ આદિક તે સમગ્ર ખાદ્ય રૂપાના પાત્ર ( થાળ ) માં ભરીને, બીજા તેનાથી પણ મોટા પાત્રથી તે રૂપામય પાત્રને ઢાંકીને, શણના વસ્ત્રથી ( કંતાન ) બાંધીને, તે ખાદ્યપાત્રને એક કરમાં લઈને અને બીજા કરમાં કનકમય ઝારીને લઈને ત્યાંથી નીકળ્યાં. તેમની સાથે બીજી માન્યા આદિક ભક્ત નારીઓ શ્રીહરિનાં દર્શન કરવાના મહોત્સાહથી નીકળી. નીકળતાં રાજમાર્ગને જનસંઘની ઘણી ગર્દીવાળો જોઈને તેને ત્યાગ કરીનેજ અન્ય માર્ગથી સત્વર નીકળી. તે માર્ગમાં પણ જતા આવતા જનસંઘની ભારે ભીડય થઈ ગઈ

॥१३॥ यावत्तास्तत्स्थलादीषत्पराचृत्तिं प्रकुर्वते । तावत्कुबेरभक्तेन जनान् दूरयितुं पथि ॥१४॥ प्रेषिता आययुर्वेगाच्छूरा राजभटाः पुरः । करेषु यष्टीर्दधतो दूरदूरेति वादिनः ॥१५॥ पुरःसरैश्च तैः पद्गैरूर्ध्वहस्तैः कृते पथि । चेलुस्ताः शतशो योषा दूरादैक्षन्त च प्रभुम् ॥१६॥ अवाच्यां सोऽपि ता दूराद्दृष्ट्वा वेत्रधरांस्तथा । जहास च विवेदैव खाद्यमानीतमित्यपि ॥१७॥ उपेत्य तास्तं नृप ! भक्तयोषा नत्वा हरिं दूरत एव तस्थुः । तद्भक्ष्यपात्रं पुरतोऽस्य भूमौ धृत्वा ततः सापि ननाम गङ्गा ॥१८॥ सायन्तनं सोऽपि विधिं विधाय प्रक्षिप्य कन्दादिषु सैन्धवं तत् । निवेद्य कृष्णाय

હતી ॥૧૦-૧૩॥ તે જનોના પરસ્પર ઘસારાને લીધે આગળ જવા માટે અસમર્થ એવી તે ગંગાદિ અબળાઓ તે સ્થળ થકી જનસંઘના અડવાના ભયથી જેટલાકમાં કિંચિત્ પાછી વળે છે તેજ સમયે ભક્ત કુબેર પટેલે જતા આવતા જનોને દૂર કરવા જલદી મોકલેલા, શૂરવીર, જનસંઘના રક્ષણ માટે અંગદીય રાજાએ યોજેલા રાજભટો 'દૂર ખસો દૂર ખસો' એમ બોલતા થકા નેતરની સોટી હાથમાં લઇને વેગથી તે સ્ત્રિયોની આગળ આવી પહોંચ્યા ॥૧૪-૧૫॥ તે સ્ત્રિયોની આગળ ચાલતા, જનસંઘને દૂર કરવા ઉંચા હાથ જેમણે કર્યા છે એવા તે પગપાળા રાજભટોએ જતા આવતા જનોને દૂર કરીને કરી આપેલા માર્ગમાં સોએ સો તે સ્ત્રિયોએ ચાલતાં દૂરથીજ પ્રભુ શ્રીહરિને જોયા ॥૧૬॥ શ્રીહરિ પણ તે સમસ્ત સ્ત્રિયોને હસ્તમા નેતરની સોટી ધારીને આગળ ચાલતા રાજભટોએ કરી અપાતા માર્ગાવકાશમાં ધીમે ધીમે આવતીને દક્ષિણ દિશામા દૂરથી દેખીને, 'મારે માટે ખાવાનું લાવે છે' એમ જાણીને તે સ્ત્રિયોના ઉત્સાહાતિશયને લક્ષમાં લઇને મંદમંદ હસવા લાગ્યા ॥૧૭॥ હે નૃપ ! તે સમસ્ત ભક્તસ્ત્રિયો ભગવાનને પામીને પ્રણામ કરીને દૂરજ ઉભી રહી ફળાહાર સામગ્રીને ઉપાડી લાવનાર ગંગા પણ તે ખાદ્યપાત્ર ભગવાનની આગળ ભૂમિઉપર મુકીને પ્રણામ કરીને તે સ્ત્રિયોની સાથે દૂરજ ઉભા રહ્યા ॥૧૮॥ ભગવાન તો સાયંસંધ્યોપાસનાદિ સર્વે વિધિ સમાપ્ત કરીને,

च भक्ततुष्ट्यै भोक्तुं स्वयं पूर्वमुखो न्यषीदत् ॥१९॥ पीतं वासो वसानः सिततिलकधरः स्कन्धदत्तोत्तरीयः स्वाङ्गुल्याऽऽस्पृश्य कन्दाद्यपि च तदभिधां पूर्वमापृच्छ्य गङ्गाम् । स्त्रीपुंसैरात्मभक्तैर्मितहसितमुखैरीक्ष्यमाणः स दूराद्ग्रासे ग्रासेऽम्बुपानं विदधदखिलदृग्भूपतेऽभुक्त भूमा ॥२०॥ मधुरांस्तु निजाङ्गुल्या पदार्थानस्पृशत्प्रभुः । सर्वेषां प्रीतये किञ्चिद्बुभुजेऽन्यत्सतांपतिः ॥२१॥ तृप्तोऽस्मीति ततश्चोक्त्वा शिष्टस्वाद्यमम‍त्रकम् । दासेभ्यो दापयित्वैव

---

સૂરણશાકાદિકમાં લવણ નાખીને, શ્રીકૃષ્ણને નિવેદન કરીને, સ્વયં અશના પિપાસાએ રહિત છે પણ ભક્તજનોના મન પ્રીણન માટે પૂર્વમૂખે જમવા બેઠા ॥૧૯॥ તે સમયની શ્રીહરિની દિવ્ય શોભાને અનુવર્ણવે છે-હે ભૂપતે! રેશમી પીતાબરને પહેરી રહેલા, ખભા ઉપર યજ્ઞોપવીતને આકારે લાગુ ધારેલું રેશમી ઉત્તરીય વસ્ત્રથી શોભમાન, શ્વેત શ્લક્ષ્ણ તિલકથી અલકૃત ભાલદેશ જેમનો છે, આવી ભોજનસમયમા સમુચિત વસ્ત્ર તિલકાદિકની શોભાવડે ભક્તજનોના મનનેત્રને આકર્ષણ કરતા, પાકકર્ત્રી ગગાના ભાવાતિશયથી તેની ઉપર સંતુષ્ટ થએલા, પોતાની જમણા હસ્તની તર્જની આંગળીથી તેતે કંદાદિકનો સ્પર્શ કરીને, તેનાં તેનાં નામોને પણ આ ગંગાના મન પ્રીણન માટે જાણે નજ જાણતા હોય એમ તેને પ્રથમ પુછતા, અનુક્રમે એક એકને અલ્પ અલ્પ જમતા, ગ્રાસે ગ્રાસે જળપાનને કરતા, દિવ્ય શોભાના દર્શનથી ઉપજેલા આનંદાતિશયે પરિપૂર્ણ એવા પોતાના નરનારી ભક્તોએ મંદહાસસહિત દૂરથી નિરીક્ષણ કરેલા, સ્વયં સ્વભક્તોને કૃપાથી નિરીક્ષણ કરતા એવા ભૂમા (સ્વરૂપ સ્વભાવથી મોટા) યજ્ઞભોક્તા ભગવાન શ્રીહરિ ફળાહાર કરવા લાગ્યા ॥૨૦॥ સતાંપતિ પ્રભુ શ્રીહરિ જે મધુર પદાર્થો પેંડા બરફી આદિક હતા તે સર્વેને પોતાની આંગળીના સ્પર્શમાત્રથી સ્વીકારીને, બીજુ જે સીંઘોડાની પુરીઓ સૂરણ આદિક હતું તેને તો કિંચિત્ કિંચિત્ સર્વ ભક્તોની પ્રીતિ માટે જમ્યા ॥૨૧॥ તે પછી 'તમોએ ભાવપૂર્વક કરેલા આ અતિસ્વાદુ ભોજ્ય પદાર્થોવડે હું હવે તૃપ્ત થયો છું' એમ કહીને

जग्राह चुलुकोदकम् ॥२२॥ प्रक्षाल्य हस्तौ च मुखं स्वापस्थानमगात्ततः । स्वं स्वं स्थानं ययुः सर्वे तदा भक्तास्तदीक्षकाः ॥२३॥ क्षणं सुप्त्वाऽथ चोत्थाय पार्षदं प्राह सत्वरम् । अश्वं समानयेतीशः सोऽश्वमप्यानयद्द्रुतम् ॥२४॥ तमारुरोह भगवान्भक्ताभीष्टफलप्रदः । सर्वावासान् द्रष्टुकामः परिमेयपुरःसरः ॥२५॥ दूरदेशेभ्य आयाता मदर्थं हि जना इमे । माभूवन्क्वापि ते स्थाने क्लिष्टा इति ययौ स तान् ॥२६॥ ततो जनानां सर्वेषामावासेषु पृथक्पृथक् । गत्वा तत्स्वास्थ्यमापृच्छ्य न्यूनं यत्तददापयत् ॥२७॥ सविस्मयं जनैः सर्वैः प्रणतोऽभिष्टुतश्च सः । पुनः स्वस्थानमागत्य

અવશિષ્ટ ખાદ્યવાળુ તે પાત્ર પોતાનો પ્રસાદજ એક ભોજ્ય જેમને છે એવા પોતાના પાર્ષદોને મુકુંદાનંદવર્ણિ દ્વારા અપાવરાવીને, સ્વય ચળુ કરીને હસ્ત મુખને પ્રક્ષાલન કરીને, પછી શયનસ્થાનને પામ્યા. એટલે તેમનાં દર્શન કરનારા સમગ્ર ભક્તોપણ પોતપોતાના નિવાસસ્થાને ગયા ॥૨૨-૨૩॥ શયનસ્થાનને પામીને મુહૂર્તમાત્ર શયન કરીને, એકદમ ઉઠીને નાગ્ન નામના પાર્ષદને સત્વર અશ્વ લાવી આપવાનું કહેતાં તેણે તત્ક્ષણજ લાવી આપેલા અશ્વ ઉપર બેસીને, પરિમિત પાર્ષદોથી પરિવીંટાએલા તે આ ભક્તોના સકળ ફળપ્રદાતા ભગવાન સર્વ ભક્તોના ઉતારા જોવામાટે નિકળ્યા ॥૨૪-૨૫॥ 'જે હેતુ માટે આ ભક્તજનો મારે વિષે નિરતિશય પ્રીતિને લીધે દૂર દેશથકી અહીં આવ્યા છે માટે તેઓ કોઈપણ સ્થાનમાં ક્લેશ લેશને નજ પામે એરીતે મારે તેમની સભાવના કરવી' એવો સકલ્પ કરીને તેમના તેમના નિવાસ સ્થાને સ્વય ભગવાન્ ગયા ॥૨૬॥ તે પછી ભગવાને સર્વ જનોના જુદા જુદા ઉતારા પ્રતિ જઇને તેમનું સ્વાસ્થ્ય પુછીને, જેજે ઉપકરણાદિ ન્યૂન હતું તેતે અપાવ્યુ ॥૨૭॥ હે ભૂપતે ! પોતાના તે આ સૌલભ્ય સૌશીલ્ય વાત્સલ્ય વિગેરે કલ્યાણ ગુણગણને લક્ષમાં લઇને વિસ્મય પામેલા તે સમસ્ત ભક્તજનોએ નમસ્કાર કરેલા અને સ્તુતિ કરેલા ભગવાન્ શ્રીહરિ ફરીથી સ્વસ્થાનમાં પાછા આવીને સુખેથી પોઢી ગયા

सुखं सुष्वाप भूपते ! ॥२८॥ भक्तिं परां निरुपधिं पुरमानवानां देशान्तरागतनृणां च मुहुः प्रशंसन् । अग्रे स्वसन्निधिनिविष्टबृहद्व्रतानां निद्रां स किञ्चन दृगग्र उरीचकार ॥२९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे वृत्तालयदोलोत्सवे भगवत फलाहारलीलावर्णननामैकपञ्चाशत्तमोऽध्याय ॥५१॥

सुव्रत उवाच—अथ निशोऽन्तिमयाम उपागते निपुणबन्दिजनैः समुदीरिताम् । मधुरमङ्गलगीततर्तिं प्रबुबुधे तमबोधि निशम्य स भूपते ! ॥१॥ कृतदृढासन आत्मनि चात्मना निजमलौकिकमक्षरत परम् । अचलरूपमसौ पुरुषोत्तमाभिधमचिन्तयदेकमखण्डि-

॥२८॥ વૃત્તાલયપુરવાસી જનો અને દેશાતરમાંથી આવેલા જનોની પોતાવિષે નિષ્કપટ પરા ભક્તિના પોતાની સમીપે બેઠેલા નૈષ્ઠિકવ્રતધારી મુકુદાનદાદિકની આગળ વારેવારે વખાણ કરતા, સેવામા સમુપસ્થિત થએવી યોગનિદ્રાને શ્રીહરિએ પોતાના નેત્રકમળના અગ્ર ભાગમા કિંચિન્માત્ર અગીકાર કરી ॥૨૯॥ ઇતિ શ્રીસત્સંગિજીવને તૃતીયપ્રકરણે વૃત્તાલયદોલોત્સવે ભગવતઃ ફલાહારલીલાનિરૂપણનામૈકપંચાશત્તમોઽધ્યાય ॥૫૧॥

## [1]અધ્યાય ૫૨ મો.

સુવ્રતઋષિ કહેછે—હે ભૂપતે! તે પછી રાત્રિનો અતિમ પ્રહર પ્રાપ્ત થતા ગીતવાદ્યમા નિપુણ બન્દિજનોએ રૂડી રીતે ઉચ્ચારેલી, શબ્દથી અર્થથી અને સ્વરથી મધુર એવી મગળ ગીતવાણીને સાભળતા મહાપ્રભુ શ્રીહરિ જલદી જાગ્યા ॥૧॥ જાગીને તેજ પર્યંકમા દૃઢ પદ્માસન કરીને આત્મનિ—આનદમય દિવ્યરૂપ આત્મામા આત્મના—પોતાને અસાધારણ જ્ઞાનરૂપ આત્મજ્યોતિષથી સર્વપર અક્ષર થકી પરતર અચળ સ્વરૂપ સ્વભાવવાળા અદ્વિતીય, પુરુષોત્તમસજ્ઞિત અખડિત

[1] આ અધ્યાયમા એકાદશી દિવસે બપોરે કરેલા શ્રીકૃષ્ણમહાપૂજનનો મહોત્સવ બ્રહ્મચારિઓએ વર્ણવ્યો છે

तम् ॥२॥ स च ततः कृतशौचविधिः प्रभुर्हरिति भक्तजनाहृत-
वारिभिः । शुचितरैः स्नपनं विदधे ततः परिदधौ शुचिनी सित-
वाससी ॥३॥ समुपविश्य कुशासन उत्तमे तिलकमूर्ध्वमसावक-
रोत्ततः । प्रथममेव चकार च नैत्यकं विधिमशेषजगद्गुरुरीश्वरः
॥४॥ अथ तस्मिन् दिने चक्रे श्रीकृष्णस्य महार्चनम् । एकादशीषु
सर्वासु क्रियते तेन यत्सदा ॥५॥ आहूता ब्राह्मणास्तेन तत्राज
ग्मुश्च वैदिकाः । शास्त्रोक्तलक्षणैर्युक्ताः पूजाविधिविशारदाः ॥६॥
तं पूजां कारयामासुर्ब्राह्मणास्ते यथाविधि । जानन्तो धर्ममर्या
दास्थापनार्था हरेः कृतिम् ॥७॥ मण्डलं सर्वतोभद्रं नानारङ्गोपशो
भितम् । कृत्वा तन्मध्यभागे च हैमं कलशमादधुः ॥८॥ पञ्चप-

ઐશ્વર્યવાળુ, સમસ્ત હેય (દોષ) વિરોધિ, આવા પોતાના દિવ્ય સ્વરૂપનુ
ભક્તશિક્ષામાટે ધ્યાન કરવા લાગ્યા ॥૨॥ ધ્યાન કરીને પછી ભગવાને
શૌચવિધિ કરીને, ભક્તજનોએ લાવેલ નિર્મળ જળવડે જલદી સ્નાન
કરીને, વિશુદ્ધ શ્વેત વસ્ત્રોને ધારીને, ઉત્તમ દર્ભાસનમા બેસીને, સચન્દ્રક
ઊર્ધ્વપુંડ્ર તિલક કરીને, નિત્યપ્રાપ્ત સંધ્યાદિ કર્મ પ્રથમજ કર્યું જે હેતુ
માટે આ ભગવાન્ સમસ્ત જગતના ગુરૂ છે, માટેજ સ્વય સર્વેશ્વર હોવા
છતાપણ એમણે લોકશિક્ષાર્થે સર્વ ધર્મનુ અનુષ્ઠાન કરવુજ જોઇએ,
જેથી સંધ્યાદિ નિત્યકર્મ કર્યું ॥૩-૪॥ નિત્યવિધિ કર્યા પછી શ્રીહરિએ
શ્રીકૃષ્ણની મહાપૂજા જે પ્રત્યેક એકાદશીએ સર્વદા કરાતી હતી તે મહા
પૂજા તે દિવસે (ફાલ્ગુન શુકલ એકાદશી તિથિએ) આગળ કહેશે
એવા પ્રકારથી કરી ॥૫॥ (આ તેનો પ્રકાર) ભગવાને બોલાવેલા, પૂજા-
વિધિમા પ્રવીણ, શાસ્ત્રોક્ત બ્રાહ્મણલક્ષણોએ સંપન્ન, વૈદિક એવા હરિશર્મા
વિગેરે વિપ્રો ત્યા આવ્યા ॥૬॥ આવેલા આ વિપ્રો 'ધર્મમર્યાદા સ્થાપન
માટે પ્રકટ થએલા ભગવાનની આ બધી કૃતિ પૂજાવિધાનની પ્રવૃત્તિ
માટે છે' એમ જાણીને શ્રીહરિપાસે યથાવિધિ પૂજા કરાવા લાગ્યા ॥૭॥
તે બ્રાહ્મણોએ રક્ત પીત નીલાદિ નાનાવિધ રંગથી સુશોભિત સર્વતોભદ્ર
મંડળ કરીને, તેના મધ્યભાગમા પચ પલ્લવે યુક્ત અને સૂક્ષ્મ વસ્ત્રથી

ल्वसंयुक्ते सूक्ष्मवस्त्राभिवेष्टितम् । तस्योपरि शुभे पात्रे रम्यास्तरणमण्डिते ॥९॥ शोभनां प्रतिमां हैमीं श्रीकृष्णस्य मनोहराम् । प्राणप्रतिष्ठां कृत्वैव स्थापयामासुरादरात् ॥१०॥ तदङ्गदेवताश्चान्याः पार्षदांश्च यथादिशम् । स्थापयामासुरव्यग्रास्तन्त्रोक्तविधिना द्विजाः ॥११॥ पूजाद्रव्याणि चाहृत्य स्वसमीपेऽखिलानि ते । पूजामकारयन्विप्रा मन्त्रैर्वैदिकतान्त्रिकैः ॥१२॥ नारायणेन मुनिना कुर्वता धर्मपोषणम् । पूजायां क्रियमाणायामानन्दो भुव्यजायत ॥१३॥ वीणावेणुमृदङ्गाश्च शङ्खदुन्दुभयस्तथा । नानाविधानि वाद्यानि तत्रावाद्यन्त वै मुहुः ॥१४॥ तावत्सहस्रशस्तत्र हरेर्भक्ता हि योषितः । इतस्ततः समाजग्मुः पुरुषाश्च सहस्रशः ॥१५॥ सर्वे मङ्गलगीतानि तदाऽगायन्मुदा भृशम् । वेदघोषं द्विजाश्चक्रुरुच्चैः

વીંટેલા કનકકળશને સ્થાપન કરીને, તેની ઉપર સ્થાપેલા, રમણીય આચ્છાદનવસ્ત્રથી સુશોભિત શુભ પાત્રમાં શ્રીકૃષ્ણની શોભાયમાન સુવર્ણમયી મનોહર પ્રતિમા સ્થાપન કરીને, પ્રાણપ્રતિષ્ઠાને કરીને, તેની પૂજા કરાવાનો આદરથી આરંભ કર્યો ॥૮–૧૧॥ તે પછી અવ્યગ્ર મનવાળા તે બ્રાહ્મણોએ શ્રીકૃષ્ણની અન્ય અંગદેવતા કેશવાદિકની અને નંદ સુનંદાદિ પાર્ષદોની દિશાના અનુક્રમથી યથાવિધિ સ્થાપના કરી, તે પછી તે વિપ્રો ચંદન પુષ્પાદિ સમગ્ર પૂજા પદાર્થો પોતાની પાસે લાવી મેળવીને વૈદિક તથા તાન્ત્રિક મન્ત્રોવડે પૂજા કરાવા લાગ્યા ॥૧૨॥ ધર્મસ્થાપન માટે પ્રકટ થએલા ભગવાન્ નારાયણમુનિએ મહાપૂજાનો પ્રારંભ કરતાં ભૂમિમાં સર્વને મહાન્ આનંદ ઉપજ્યો હતો ॥૧૩॥ તે સમયે વીણા વેણુ મૃદંગ શંખ દુન્દુભિ વિગેરે વિવિધ વાજીંત્રો વારંવાર વાગવા લાગ્યા ॥૧૪॥ તેટલાકમાં હજારોહજાર હરિભક્ત સ્ત્રીપુરૂષો અહીંથી તહીંથી પૂજોત્સવના દર્શનના સમુત્સાહથી સત્વર ત્યાં આવી પહોચ્યા ॥૧૫॥ તે સમયે ત્યાં સત્વર વેદમંત્રોને સમુત્સાહથી પઢતા વિપ્રોનો ઉચ્ચ વેદઘોષ અને આનંદથી મંગળ ગીતોને સુસ્વર ગાતા સમસ્ત હરિજનોનો ગાનધ્વનિ શ્રોતા જનોના શ્રવણને અતિપ્રિય થયો હતો ॥૧૬॥ સર્વ

सत्वरमुत्सुकाः ॥१६॥ ब्राह्मणोक्तक्रमेणैव चकाराभ्यर्चनं प्रभोः । उपचारैः षोडशमिहैरिरावाहनादिभिः ॥१७॥ पञ्चामृतेन संस्नाप्य श्रीकृष्णं पयआदिना । चक्रेऽभिषेकं शुद्धोदैर्महापुरुषविद्यया ॥१८॥ अमूल्यवस्त्राभरणैः पूजयामास तं स च । सुगन्धिना चन्दनेन पुष्पहारैर्मनोहरैः ॥१९॥ दत्त्वा दशाङ्गं धूपं च दीपांश्च शतशो हरिः । नैवेद्यमर्पयामास विविधं सुमनोहरम् ॥२०॥ ततश्च मध्ये पानीयमुत्तरापोशनं तथा । दत्त्वा ताम्बूलपूगादि चक्रे नीराजनं प्रभोः ॥२१॥ दत्त्वा पुष्पाञ्जलिं भक्त्या नत्वा साष्टाङ्गमादरात् । अर्थयित्वा हरिस्तं च पूजां तामसमापयत् ॥२२॥ पूजां समाप्य विधिवन्निलदानं विधाय च । ब्राह्मणान् पूजयामास सर्वांस्तत्र समागतान् ॥२३॥ धेनूनां च शतं प्रादात्ततः स्वर्णं तिलांस्तथा । शतशो रूप्यमुद्राश्च ब्राह्मणेभ्यो ददौ प्रभुः ॥२४॥ नानाविधानि

શ્રીહરિ સર્વજ્ઞ અને સર્વ ધર્મના પ્રવર્તક છે પણ લોકોને શિખવવા સારૂ વિપ્રોએ કહેલા ક્રમથીજ આવાહન આદિક સોળ મહોપચારો-વડે શ્રીકૃષ્ણની મહાપૂજા કરી ॥૧૭॥ (તેનો પ્રકાર કહેછે) પય પ્રમુખ પંચામૃતથી શ્રીકૃષ્ણને સ્નાન કરાવીને, પછી નિર્મળ જળવડે મહાપુરૂષ વિદ્યા-'जित ते पुण्डरीकाक्ष' ઈત્યાદિ સ્તોત્રથી મહાભિષેક કર્યો ॥૧૮॥ તે પછી અમૂલ્ય વસ્ત્રો, આભરણો, સુગંધિ ચંદન અને મનોહર પુષ્પ-હારોવડે શ્રીકૃષ્ણની પૂજા કરી ॥૧૯॥ તે પછી દશાંગ ધૂપ, સોએ સો દીપો સમર્પીને બહુ પ્રકારનુ સુસ્વાદુ સુપાવન નૈવેદ્ય મધ્યે પાનીય સાથે નિવેદન કરીને, ઉત્તરાપોશન અર્પણ કરીને પછી સોપારી આદિકથી ભરેલી તાંબૂળખીડીરૂપ મુખવાસ સમર્પીને શ્રીકૃષ્ણની આરતી કરી ॥૨૦-૨૧॥ ત્યાર પછી પુષ્પાંજળિ સમર્પીને ભક્તિથી સાષ્ટાંગ પ્રણામ કરીને આદરથી શ્રીકૃષ્ણની પ્રાર્થના કરીને તે પૂજાને પરિસમાપ્ત કરી ॥૨૨॥ પૂજાને પરિપૂર્ણ કરીને યથાવિધિ નિલદાન કરીને ત્યાં આવેલા સમગ્ર બ્રાહ્મણોની પૂજા કરી ॥૨૩॥ તે પછી પ્રભુ શ્રીહરિએ ધેનુદાન સુવર્ણદાન તિલદાન બ્રાહ્મણોને આપ્યુ અને સોએ સો રૂપ્યમુદ્રાઓ વિપ્રોને

चर्सनानि विभूषणानि दत्त्वा ततः सकलभक्तजनेभ्य ईक्षाम् । दातुं निजं स्ववसतेर्बहिरेत्य पीठमुच्चं समारुहदुदारयशाः स भूप ॥२५॥

इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे वृत्तालयदोलोत्सवे भगवत्कृतश्रीकृष्णमहापूजोत्सवनिरूपणनामा द्विपञ्चाशत्तमोऽध्यायः ॥५२॥

सुव्रत उवाच—तदा जय जयेत्येवं सर्वत्रैकोऽभवद्ध्वनिः । साष्टाङ्गं प्रणिपत्यादौ चक्रुस्तद्दर्शनं जनाः ॥१॥ मुहूर्तमेवं सर्वेभ्यो दत्त्वा दर्शनमात्मनः । तांश्चोपवेशयामास हरिः स्थापनमुद्रया ॥२॥ यथोचितं च ते तत्र निषेदुः सकला जनाः । स्त्रियश्च मुनयः सर्वे वीक्षमाणाः प्रभोर्मुखम् ॥३॥ तत्र ज्ञानतपोवृद्धा मुनयस्त्वग्रतो

આપી ॥૨૪॥ હે ભૂપ! નાનાવિધ વસ્ત્રો વિભૂષણો તેતે વિપ્રોને આપીને પ્રહર્ષ પામેલા તે આ ઉદારકીર્તિ ભગવાન્ પોતાના સમગ્ર ભક્તજનોને પોતાનું અમૂલ્ય દર્શન દેવાની ઈચ્છાથી પોતાના નિવાસસ્થાન થકી બહાર આવીને પોતાના ઉન્નત સિંહાસનમાં સંરાજમાન થયા ॥૨૫॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...તૃતીયપ્રકરણે વૃત્તાલયદોલોત્સવે ભગવત્કૃતશ્રીકૃષ્ણમહાપૂજોત્સવનિરૂપણનામા દ્વિપંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૨॥

## [1]અધ્યાય ૫૩ મો.

સુવ્રતમહર્ષિ કહેછે—હે રાજન્! ભગવાન સમુન્નત દિવ્ય સિંહાસનમાં વિરાજમાન થયા તે સમયે સર્વત્ર 'જય જય' એવો એક મહાન્ ધ્વનિ થયો હતો. ત્યાં આવેલા હજારોહજાર ભક્તજનોએ પ્રથમ સાષ્ટાંગ પ્રણિપાત કરીને ભગવાનના ચરણકમળનું સકળ મંગળકારી દર્શન ઉભા રહીને કર્યું ॥૧॥ એરીતે મુહૂર્તમાત્ર સર્વે ઉભા રહેલા જનોને પોતાનું દર્શનસુખ આપીને તે સર્વેને શ્રીહરિએ સ્થાપનમુદ્રાથી (બેસારી દેવાનો સંકેત) બેસારી દીધા ॥૨॥ તરતજ તે સમસ્ત નરનારી હરિજનો અને મુનિજનો ભગવાનના વદનારવિંદનેજ એક નિહાળતા થકા

[1] આ અધ્યાયમાં સભામાં વિરાજમાન ભગવાનનું ગુર્જર દેશીય ભક્તોએ કરેલું પૂજન નિરૂપણ કર્યું છે.

हरेः । तेषां च पृष्ठतः सर्वे निषेदुर्मुनयोऽपरे ॥४॥ गृहस्था लक्षशस्तांश्च संवेष्ट्यैवार्धचन्द्रवत् । निषेदुर्दक्षिणे भागे सम्मुखाश्च हरेर्नृप ! ॥५॥ अग्रे वृद्धाश्च तत्रापि युवानो मध्यदेशगाः । पृष्ठतश्च किशोराद्यास्तस्थुर्मर्यादयाऽखिलाः ॥६॥ पुरतो वामभागे च हरेः सङ्घास्तु योषिताम् । निषेदुरस्पृशन्तो नॄन्समेता अर्धचन्द्रवत् ॥७॥ तस्थुर्मर्यादया तत्र योषास्ता अपि सर्वशः । पार्षदाः सोममुख्याश्च पार्श्वयोस्तस्थुरीशितुः ॥८॥ स्त्रीपुंसानां मध्यभागे हरिपूजनयायिनाम् । धनुःप्रमाणविततं वर्त्माकार्यत दण्डवत् ॥९॥ मुनिभिश्च जनैः सर्वैर्मानितौ तावुभावथ । रामप्रतापेच्छारामौ हरेरग्रे निषेदतुः ॥१०॥ सानन्दमेवं सर्वेषु निषण्णेष्वथ गायकाः ।

સભામાં યથોચિત બેસી ગયા ॥૩॥ (યથોચિતતા કહેછે) તેમાં જ્ઞાનવૃદ્ધ તપોવૃદ્ધ મુનિઓ તો ભગવાનના સમીપવર્તી દક્ષિણ ભાગમાં આગળ બેઠા. તેમની પાછળ બીજા બધા મુનિઓ બેઠા. લક્ષાવધિ ગૃહસ્થ ભક્તપુરૂષો મુનિઓને અર્ધચંદ્રાકાર વીંટાઇને ભગવાનને અભિમુખ મુખ રાખીને દક્ષિણ ભાગમાં બેઠા. ગૃહસ્થોમાંપણ આગળ વૃદ્ધો, મધ્યે યુવાનો અને પાછળ કિશોરો એવા અનુક્રમથી યથામર્યાદા બધાય બેઠા. ત્યાં આવેલા સ્ત્રિયોના સંઘોતો શ્રીહરિની આગળ વામ ભાગમાં વૃદ્ધા તરૂણી કિશોરી એવા અનુક્રમથી પુરૂષસ્પર્શ જે રીતે ન થાય એરીતે અર્ધચંદ્રાકારે બેઠા. સોમપ્રમુખ પાર્ષદો ભગવાનના કિંચિત્ પશ્ચાદ્વર્તી વામ દક્ષિણ ભાગમાં ઉભા રહ્યા ॥૪-૮॥ એરીતે યથાવિભાગ બેઠેલા સ્ત્રીપુરૂષોના મધ્ય ભાગમાં ભગવાનની પૂજા કરવા આવનારા જનોની ભગવાનની સન્નિધિમાં આવવાની અનુકૂળતામાટે દંડાકાર લાંબો અને ધનુઃપ્રમાણ (ચાર હાથ) પહોળો માર્ગ ભગવાનેજ કરાવ્યો ॥૯॥ તે પછી રામપ્રતાપ ઇચ્છારામ બન્ને ભગવદ્ભ્રાતાઓ મુનિજનો અને સમસ્ત સત્સંગિજનોએ સત્કાર કર્યા થકા ભગવાનના અગ્ર ભાગમાં બેઠા ॥૧૦॥ આ પ્રકારે સમગ્ર જનો આનંદથી બેસી ગયા પછી ગાનકુશળ પરમભક્ત કેટલાક પ્રેમાનંદાદિ મુનિઓ વીણા મૃદંગ ઝર્ઝર કાંસ્યતાળ વિગેરે

मुनयः स्वस्ववीणादिवाद्यानि समसज्जयन् ॥११॥ विपञ्चिका मृदङ्गांश्च कांस्यतालान्सझर्झरान् । सज्जीकृत्य स्वरालापं कृत्वा गायनमाचरन् ॥१२॥ मुहूर्तं तेषु गायत्सु भगवान्सर्वदर्शनः । देशान्तरीयानद्राक्षीत् सज्जवाद्यान् स गायकान् ॥१३॥ ततो मुनीननुज्ञाप्य गातुं तान्प्रैरयत्प्रभुः । तेषां गायनचातुर्यं ज्ञात्वा तानत्यमानयत् ॥१४॥ सज्जतासादिवाद्यां च दृष्ट्वाऽथो वादकावलिम् । गायकान्विरमय्यैव प्रैरयन्स करेण ताम् ॥१५॥ अत्युत्सुकाश्च ते सर्वे स्वस्ववाद्यान्यवादयन् । तद्धस्तलाघवं दृष्ट्वा प्रशशंस च तान् स्वयम् ॥१६॥ वस्त्राणि च ददौ तेभ्यः सन्तुष्टो भगवांस्तदा । उत्थाय स ततोऽपश्यत् सर्वां जनमयीं भुवम् ॥१७॥ पूजोपहारपात्राणि

પોતપોતાના વાદ્યને સજ્જ-તેતે રાગગાનમા ઉચિત કરીને, સ્વરાલાપ કરીને ભગવદ્‌ભક્તિરસપ્રધાન પદ્યોને ગાવા લાગ્યા ॥૧૧-૧૨॥ મુનિઓ મુહૂર્તપર્યંત ગાયન કરતા, સર્વેને સર્વદા સાક્ષાત્કરવા સમર્થ ભગવાન્ શ્રીહરિએ પોતપોતાના વાદિત્રને સજ્જ કરી રહેલા દેશાંતરના ગાયકોને જોયા ॥૧૩॥ જોયા પછી તેમના અભિપ્રાયને જાણતા ભગવાને પ્રેમાનંદાદિ ગવૈયા મુનિઓને મુહૂર્ત વિશ્રામ લેવાની અનુજ્ઞા આપીને દેશાંતરના ગાયકોને ગાવાની પ્રેરણા કરી તેઓ ગાયન કરતાં તેમની ગાનકળાકુશળતા જાણીને તેમનુ અભિનંદનથી સન્માન કર્યું ॥૧૪॥ ત્યાર પછી તાસા વિગેરે વાદ્યને તૈયાર કરીને બહુ દૂર નહિ રહેલી વાદ્યવાદક મંડળીને ભાળીને ભગવાને દેશાંતરના ગાયક જનોને વિરામ પમાડીને, હસ્તસંજ્ઞાથી વાદકમંડળીનેજ વગાડવાની પ્રેરણા કરી ॥૧૫॥ પ્રેરણા કરેલા સર્વે વાદ્યવાદકો અત્યંત ઉત્સાહ પામીને પોતપોતાના વાદ્યોને વગાડવા લાગ્યા તેઓના વાદ્યવાદનમાં હસ્તલાઘવને દેખીને સ્વયં શ્રીહરિએ તેમની પ્રશંસા કરી ॥૧૬॥ અને તે સમયે સંતુષ્ટ થએલા ભગવાને તેમને પોતાનાં મહાવસ્ત્રો આપ્યા તે પછી 'આ મહા જન સમવાયમાં કોણ કોણ કેવા કેવા મનોરથવાળા છે' એમ જાણવા માટે સ્વસિંહાસનમાંજ જરા ઉઠતા ભગવાને તે સર્વે પ્રદેશ જનમયજ જોયો

धृत्वा तान्समवस्थितान् । अज्ञासीत्पूजनं स्वस्य कर्तुमत्युत्सुकाञ्जनान् ॥१८॥ तेषां मनोरथं पूर्णं कर्तुं भक्तप्रियः स च । मेघगम्भीरया वाचा तानुवाच दयानिधिः ॥१९॥ एकैकग्रामलोका ये ते संहत्य परस्परम् । पृथक्पृथगिहायान्तु यूथशः सत्वरं जनाः ! ॥२०॥ पूजने दीर्घसूत्रित्वं न कार्यं चात्र केनचित् । आगन्तव्यं गते यूथे ह्येकस्मिन्नपरेण च ॥२१॥ सुव्रत उवाच—प्रभो ! तथा करिष्याम इत्याज्ञां शिरसा हरेः । गृहीत्वा ते जनाश्चक्रुस्ततो भगवदर्चनम् ॥२२॥ तत्रादौ गौर्जरा लोका ह्यल्पसत्त्वाः पृथक् पृथक् । कोलाहलं प्रकुर्वन्तो यूथशस्तत्र चाययुः ॥२३॥ ददुर्भगवते तस्मै वस्त्रा-

---

॥१७॥ તેમાં ચંદન પુષ્પાદિ પૂજોપહારોથી ભરેલાં રૂપાદિકનાં પાત્રોને પોતપોતાના હાથમાં લઇને ઉભા રહેલા, પોતાના પૂજનમાં અત્યંત ઉત્સાહવાળા, પૂજાવસરની રાહ જોઈ રહેલા કેટલાક જનોને જોયા ॥૧૮॥ તેઓનો મનોરથ પરિપૂર્ણ કરવા ભક્તપ્રિય દયાનિધિ તે આ ભગવાન્ મેઘગંભીર વાણીથી તેમના પ્રતિ બોલ્યા ॥૧૯॥ હે જનાઃ ! અહીં અસંખ્યાત ભક્તજનો પૂજોપહારો હાથમાં લઇને આવ્યા છે, પ્રત્યેકની તેતે પૂજા સ્વીકારવાનો અવસર તો અપર્યાપ્ત છે, તો જેઓ એક એક ગામના લોકો હોય તેઓ પરસ્પર મળીને સંઘથી પૃથક્પૃથક્ સત્વર અહીં પૂજા કરવા આવો. કોઇએ પણ આ મારા પૂજનમાં દીર્ઘસૂત્રિપણું (વિલંબ) કરવું નહિ. એક સંઘ પૂજા કરીને જાય ત્યારે બીજા સંઘે આવવું ॥૨૦–૨૧॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! ભગવાનનો આવો આદેશ સાંભળીને તે સર્વે જનો 'હે પ્રભો ! તમારા કહેવા પ્રમાણેજ અમો કરીશું' એમ પ્રતિવચન આપીને તે શ્રીહરિની આજ્ઞાને મસ્તકે ચઢાવીને અનુક્રમે ભગવાનનું અર્ચન કરવા મંડયા ॥૨૨॥ તે જનોને મધ્યે પ્રથમ સ્વલ્પ શરીર સામર્થ્યવાળા ગુજરાતદેશીય એક એક ગામના નિવાસી લોકો સંઘથી ભેગા મળીને પૃથક્ પૃથક્ પ્રહર્ષવેગથી સમુદ્ભવેલા કોલાહળને કરતા થકા શ્રીહરિ સમીપે આવ્યા ॥૨૩॥ તે ગુજરાતી લોકોએ અત્યાદરથી ચંદન પુષ્પાદિવડે ભગવાનની

णि रुचिराणि ते । चन्दनैः पुष्पहारैश्च पूजयामासुरादृता ॥२४॥ अलङ्कारांश्च विविधान्सौवर्णान्मणिमण्डितान् । अर्पयित्वोपदा रांश्च तदग्रे निदधुस्तत ॥२५॥ अतीव जल्पतस्तांश्च तर्जन्या नसि दत्तया । न्यवारयत्स भगवान् पूजान्ते च व्यसर्जयत् ॥२६॥ ते कृता पीतसाराणां पिण्डकाना च राशय । फलानां विविधाना च विरेजुर्गिरिसानुवत् ॥२७॥ तद्देशीया योषितश्च फलपुष्पादि पाणय । हरे' पूजां विधायाशु जग्मु स्नेहाधिका हरौ ॥२८॥ निरपेक्षोऽपि भगवान्भक्तानामेव तुष्टये । भूषणादीनि कृपया स्वी चकार सता प्रिय ॥२९॥ भक्तोपनीतान् पृथुकञ्चुकादीन् नीहार

પૂજા કરીને ઉત્તમ વસ્ત્રો અને અમૂલ્ય મણિજડિત સુવર્ણમય વિવિધ આભરણો અર્પણ કરીને, તે પછી તેમની આગળ વિવિધ ભેટો સમર્પણ કરી ॥૨૪-૨૫॥ સમર્ચન સમયે સ્વભાવથીજ અધિક કોલાહળ કરતા તે ગુજરાતી જનોને શ્રીહરિએ નાસિકા ઉપર મુકેલી જમણા હાથની તર્જની આગળીવડે કોલાહળ થકી નિવારણ કર્યા અને પૂજાની સમાપ્તિમા તેમની ઉપર સમનુગ્રહ કરીને વિસર્જન (સમીપ પ્રદેશ થકી દૂર) કર્યા ॥૨૬॥ ગુજરાતી સત્સગિજનોએ તે સમયે સમર્પેલા પતાસા પેંડા અને વિવિધ ફળોના રાશિઓ શૈલશિખરસદૃશ શોભતા હતા ॥૨૭॥ તે પછી શ્રીહરિમા નિરતિશય સ્નેહવાળી ગુજરાત દેશની સ્ત્રિયો વિવિધ ફળ પુષ્પ વસ્ત્ર વિભૂષણ વિગેરે ઉપહારો હાથમા લઇને સત્વથી સમીપે આવીને ભગવાનની પૂજા પરા ભક્તિથી કરીને જલદી ત્યાંથી ચાલી ગઇ ॥૨૮॥ પૂર્ણકામ હોવાથી નિરપેક્ષ એવાપણ તે આ સતાપ્રિય ભગવાને ભક્તોની પ્રસન્નતામાટેજ કેવળ ભૂષણાદિકનો સ્વીકાર કર્યો ભગવાન્ ભૂષણપ્રિય નથી, કાચન કહો કે મણિ કહો પણ તે એક મૃત્તિકા વિકાર છે, તે સમસ્ત હેયવિરોધી (નિર્દોષ) નિર્વિકારી જ્ઞાનાન મય ભગવાનનું ભૂષણ થવાને યોગ્ય નથી, મૃત્તિકાવિકાર પિંડવિશેષનુ તો વિભૂષણ થાય, ભક્તિથી ભક્તોએ અર્પણ કરેલું હોવાથીજ ભગવાનને પ્રિય થાય છે, માટેજ ભક્તોની પ્રીતિમાટે તે સર્વનો સ્વીકાર કર્યો ॥૨૯॥

चन्द्राभिधतुन्नवायः । सेवारतोऽस्यैव विधाय सद्यस्तद्धारणार्हां-स्तमधारयच्च ॥३०॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे वृत्तालयदोलोत्सवे गुर्जरदेशस्थभक्तकृतभगवत्पूजननिरूपणनामा त्रिपञ्चाशत्तमोऽध्यायः ॥५३॥

सुव्रत उवाच—प्राच्योदीच्यास्ततो लोका नृपाजग्मुर्हरेः पुरः । महाबलाः प्रौढदेहा दीर्घनेत्रा महाभुजाः ॥१॥ अमूल्यानि च वस्त्राणि पुष्पहारान्मनःप्रियान् । सहस्रशो मौक्तिकानां स्रजस्ते च समार्पयन् ॥२॥ तथाविधाः स्त्रियस्तेषां धृत्वा पात्राणि पाणिषु ।

---

ભક્તજનોએ પોતાની બુદ્ધિથી નિર્ધારેલા માપથી સીવી લાવેલા વિશાળ ચોળાદિક (જામા અંગરખા)ને તે સમયે ભગવાનની પરિચર્યામાંજ એક તત્પર નીહારચંદ્ર નામનો દરજી શ્રીહરિના અંગમાં બરોબર બેસતા આવી જાય એવા માપમાં કરીને તેને તત્ક્ષણજ ભગવાનને, ધારણ કરાવતો હતો ॥૩૦॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...તૃતીયપ્રકરણે વૃત્તાલયદોલોત્સવે ગુર્જરદેશસ્થભક્તકૃતભગવત્પૂજનનિરૂપણનામા ત્રિપંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૩॥

## [1]અધ્યાય ૫૪ મો.

સુવ્રતઋષિ કહેછે—હે નૃપ! ત્યારપછી પ્રૌઢ આકૃતિવાળા, મહા બાહુવાળા, દીર્ઘ નેત્રવાળા, મહા બળવાળા, પૂર્વ દિશાના તથા ઉત્તર દિશાના હરિજનો શ્રીહરિની સમીપે પૂજા કરવા આવ્યા ॥૧॥ તે ભક્તજનોએ મનઃપ્રિય ચંદન પુષ્પહારાદિકવડે પૂજા કરીને, અને અમૂલ્ય મહાવસ્ત્રો (શાલ દુશાલા શેલા વિગેરે) અને મૌક્તિક માળાઓ સોએસો શ્રીહરિને સમર્પણ કરી ॥૨॥ તે પછી તેમની તેવી (પૂર્વોક્ત મહાબળાદિ પુરૂપ વિશેષણોએ વિશિષ્ટ) સ્ત્રિયોએ સાકર આદિકથી ભરેલાં પાત્રો (થાળ) હાથમા ધારીને સમીપે આવીને ભક્તિથી ભગવાનની પૂજા

---

૧ આ અધ્યાયમા તેતે દેશના સમસ્ત સત્સંગિજનોએ નાનોપચારોવડે કરેલા ભગવત્પૂજનનું નિરૂપણ કર્યું છે

प्रभुं पुपूजुरागत्य भृतानि शर्करादिभिः ॥३॥ उपहारान्समर्प्याथ गच्छद्भ्यस्तेभ्य ईश्वरः । स्वकण्ठतः पुष्पहारानुत्तार्यैव ददौ मुदा ॥४॥ फलानां नैकजातीनां शर्कराणां च राशयः । व्यराजन्त प्रभोरग्रे गण्डशैला इवोन्नताः ॥५॥ अथागच्छन्दाक्षिणात्या वर्तुलोष्णीषमण्डिताः । पद्धकच्छाश्च तन्नार्यश्चपला इव विद्युतः ॥६॥ उपचारैः षोडशभिस्त आनर्चुर्यथाविधि । तेषां पूजनचातुर्यं दृष्ट्वा तुष्टोऽभवद्धरिः ॥७॥ परिधाप्य च वासांसि सितपीतारुणानि ते । भूषणान्यप्यनर्घ्याणि यथास्थानं न्यधारयन् ॥८॥ कटकानि शृङ्खलानि करयोश्चाप्यधारयन् । अङ्गुलीषु प्रभोस्ते च सद्रत्ना ऊर्मिकाः शुभाः ॥९॥ केयूरादीनि बाह्वोश्च कण्ठे सन्मौक्तिकस्रजः । शिर-

કરી ॥૩॥ ઉપહારો અર્પીને પાછા વળતા તે પ્રાચી ઉદીચી દિશાના હરિભક્તોને ભગવાને પોતાના કંઠ થકી પુષ્પહારો ઉતારીને પોતાનો પ્રસાદ વિશેષપણે જણાવા હર્ષેથીજ આપ્યા ॥૪॥ તે સમયે તેઓએ સમર્પેલા નાના જાતીના સુસ્વાદુ ફળોના રાશિઓ અને શર્કરાના રાશિઓ મહાપ્રભુની આગળ સમુન્નત ગંડશૈલો (મહાપર્વત ઉપરથી પડી ગએલો મોટો પાષાણ) જેવા વિરાજતા હતા ॥૫॥ ત્યાર પછી ગોળાકાર (ચક્રી) પાઘડીવડે અલંકૃત મસ્તકવાળા દક્ષિણ દિશાના હરિભક્ત નરો અને તેમની પશ્ચાત્ કચ્છ ધારી રહેલી, વિજળીના જેવી ચપળ નારીઓ પૂજા કરવા આવી ॥૬॥ તે દાક્ષિણાત્ય હરિજનોએ ધ્યાન આવાહનાદિ સોળ ઉપચારોવડે યથાવિધિ ભગવાનની પૂજા કરી તેઓનું પૂજનચાતુર્ય જોઇને ભગવાન્ વિશેષપણે સંતુષ્ટ થયા ॥૭॥ આ દાક્ષિણાત્ય હરિભક્તોએ શ્વેત પીત રક્ત વસ્ત્રો પ્રીતિથી પહેરાવીને અમૂલ્ય આભરણોપણ યથાસ્થાન ધરાવ્યાં (ભૂષણોની યથાસ્થાન ધારણતા કહેછે—) તે દાક્ષિણાત્ય ભક્તોએ ભગવાનના હાથમાં (કાંડામા) કડાં સાંકળા પહેરાવ્યાં. આંગળીયોમાં ઉત્તમ રત્નજડિત શોભાયમાન સુવર્ણમય વીંટીઓ પહેરાવી ભુજમાં બાજુબંધાદિક ધરાવ્યા ગળામાં શોભન ઉત્તમ મુક્તાહારો ધરાવ્યા. મસ્તકે સૂર્યસમાન તેજસ્વી દિવ્ય

स्वधारयन्दिव्यं किरीटं सूर्यवर्चसम् ॥१०॥ कर्णयोः कुण्डले तस्य हीरकावलिभासुरे। धारयित्वा ववन्धुश्च गोधौ मौक्तिकदामनीम् ॥११॥ काञ्चीं रत्नमयीं कट्यां नूपुरादीनि पादयोः। धारयित्वोपहारांश्च निदधुस्तस्य चाग्रतः ॥१२॥ नानाविधानि खाद्यानि कदलानि सहस्रशः। आर्द्रद्राक्षाफलानीक्षून्भक्त्या तस्मै न्यवेदयन् ॥१३॥ महानीराजनं चाथ गीतवादित्रपूर्वकम्। कृत्वा पुष्पाञ्जलिं दत्त्वा प्रणम्य च ततो ययुः ॥१४॥ प्रासादिकानि तेभ्योऽदात्फलानि भगवान्मुदा। पुष्पाणां च समूहा ये मुनिभ्यो व्यभजत्तु तान् ॥१५॥ उत्थाय तस्थौ पीठे च ततः सद्यः स ईश्वरः। तदा जय जयेत्येवं त्रिलोक्याममभवद्ध्वनिः ॥१६॥ भास्वद्भासुरस-

---

मुकुट धराव्यो. कर्णमा हीराओनी पङ्क्तिथी प्रकाशमान मकराकार कुंडळ धरावीने ललाटमा मोतीनी दामणी बांधी कटिप्रदेशमां रत्नमयी मेखळा (कंदोरो) अने चरणमां नूपुरादिकने पहेरावीने श्रीहरिनी आगळ विविध उपहारो (भेट) मुकीने, नानाविध पेंडा बरफी विगेरे खाद्यो, हजारो केळा, लीली द्राख, शेलडीना सांठा भक्तिथी भगवानने निवेदन कर्यां ॥८-१३॥ ते पछी गीतवादित्रपूर्वक महानीराजन (आरती) करीने पुष्पाञ्जळि समर्पीने साष्टांग प्रणाम करीने पूजाने परिसमाप्त करीने त्यांथी गया ॥१४॥ पोतानी पूजा करीने पाछा वळता ते दाक्षिणात्य हरिजनोने विविध प्रसादभूत फळो हर्षथी आप्यां पोताना प्रसादभूत जे नानाविध पुष्पहारो हता तेतो मुनिओने यथायोग्य वहेंची आप्या ॥१५॥ ते पछी भगवान् बहु काळ बेसी रहेवाना श्रमने टाळवा माटेज शु ? एम तत्क्षण त्याथी उठीने तेज सिंहासनमां उभा रह्या. ते समये 'जय जय' एरीते थएलो ध्वनि त्रिलोकीमां व्यापी गयो. अथवा ते समये 'जय जय' एवो ध्वनि त्रिलोकमांपण थयो हतो, एटले तेते लोकमां रहेला जनोए जय जय ध्वनि कर्यो. अथवा ते समये बद्ध मुक्त नित्यमुक्त रूपथी रहेला त्रणेय प्रकारना चेतनवर्गे 'जय जय' ध्वनि कर्यो ॥१६॥ ते समयनी श्रीहरिनी शोभाने अनु-

त्किरीटविलसत्पूर्णेन्दुबिम्बाननो नानालङ्कृतिभूषणाङ्गमधुरः श्रोणिस्थपाणिद्वयः। कण्ठात्पादतलावधिक्रमगतैः पौष्पैश्च मुक्तामयैर्हारैर्भक्तमनोहरः स भगवान्पर्यैक्षताऽऽत्मप्रियान् ॥१७॥ तावत्पाश्चात्यपुरुषा आययुः स्थूलवेष्टनाः। गुणैर्द्वादशभिर्युक्ता ब्राह्मणा भगवत्प्रियाः ॥१८॥ शस्त्रास्त्रविद्यानिपुणाः क्षत्रिया दृढनिश्चयाः। तदोपविश्य तत्पूजां प्रभुरङ्गीचकार सः ॥१९॥ विधिना कुर्वतः पूजां दृष्ट्वा तानप्यतद्विदः। भृशं जहास भगवान्हासयन्मुनिमण्ड-

---

વર્ણવે છે—સૂર્યસમાન દેદીપ્યમાન દિવ્ય મુકુટથી સમલંકૃત મુખચંદ્ર જેમનો છે, કડાં બાજુબંધ હાર આદિક વિવિધ દિવ્ય વિભૂષણ વિગેરે વડે અલંકૃત દિવ્ય અંગ જેમનુ છે, કટિતટ ઉપર મુક્યા છે બે ભુજ જેમણે, કંઠપ્રદેશને આરંભીને પાદતળપર્યંત એક એક થકી નીચે નીચે અનુક્રમે મળી રહેલા વિવિધ પુષ્પમય હારો અને મોતીમય હારોવડે સમલંકૃત, આવી દિવ્ય શોભાથી ભક્તજનોના મનોનયનને હરનારા એવા ભગવાન્ શ્રીહરિ પોતાના પરમ પ્રિય સર્વે ભક્તજનોને ચોમેર જોવા લાગ્યા ॥૧૭॥ તેજ સમયે મસ્તકે સ્થૂળ વસ્ત્ર (ફેંટો) બાંધી રહેલા પશ્ચિમ દિશાના ભક્ત પુરૂષો પૂજા કરવા આવ્યા તેમાં '**धर्मश्च सत्यं च दम श्रुतं चामात्सर्यं ह्रीस्तितिक्षाऽनसूया। दानं च यज्ञश्च धृतिः शमश्च ॥**' આ સનત્સુજાત મુનિએ કહેલા બાર ગુણોએ સંપન્ન, ભગવાન્ પરમ પ્રિય જેમને છે અને ભગવાનને અત્યંત પ્રિય એવા બ્રાહ્મણો તથા શસ્ત્ર અસ્ત્ર વિદ્યામા નિપુણ, શૌર્ય તેજ બળ આદિક ક્ષાત્ર સ્વભાવે સંપન્ન, ભગવાનમા દૃઢ નિશ્ચયે સંપન્ન એવા ક્ષત્રિયો તથા બીજા વૈશ્યો તથા શૂદ્રો, આ સર્વે સઘથી શ્રીહરિ સમીપે આવ્યા તે સમયે ભગવાને તેજ સિંહાસનમાં બેસીને તેમણે કરાતી પૂજા અંગીકાર કરી ॥૧૮-૧૯॥ પ્રેમપૂર્વક ષોડશોપચારથી દાક્ષિણાત્ય જનોની પેઠે પૂજા કરવા પ્રવર્તેલા, તેના પ્રકારવિશેષમા પૂર્ણજ્ઞાને રહિત છે તથાપિ ભક્તિથી યથાકથંચિત્ પણ તેવા પ્રકારથી પૂજા કરતા અનન્યભક્ત તે પાશ્ચાત્ય જનોને જોઇને (અજ્ઞાતપ્રકારમાપણ ભક્તિથી પ્રવૃત્તિ છે એમ વિચારીને) ભગવાન્

लम् ॥२०॥ पूजयित्वाथ ते तस्मै वस्त्राण्याभरणानि च । दत्त्वोपहारान्विविधान् ययुर्नत्वा तमीश्वरम् ॥२१॥ तद्देशीयाः स्त्रियश्चाथ तोपयन्त्यो मनःप्रियैः । प्रभुं वचोभिर्मधुरैरुपाजग्मुः सहस्रशः ॥२२॥ गाढस्नेहा भगवति कृशाङ्ग्यश्च तपोव्रतैः । आतिथ्ये हरिभक्तानां निपुणाश्च जितेन्द्रियाः ॥२३॥ खर्जूरखारिकापूगनालिकेरैर्भृतानि ताः । गृहीत्वा चारुपात्राणि तत्रागत्यार्चयन्प्रभुम् ॥२४॥ पीतसाराणि शुभ्राणि पिण्डकांश्च मनोहरान् । दधानाः पृथुभिः स्थालै रूप्यमुद्राश्च काश्चन ॥२५॥ शार्करापात्रहस्ताश्च पर्पीपात्रकराः स्त्रियः । तमभ्यर्च्योपहारांश्च तदग्रे निदधुर्मुदा ॥२६॥ एवं सर्वेऽपि ते लोकाः स्वस्वशक्त्यनुसारिणीम् । पूजां भगवतश्च-

મુનિમંડળને હસાવતા થકા સ્વયં અત્યંત હસવા લાગ્યા ॥૨૦॥ પાશ્ચાત્ય જનો પ્રભુની પૂજા કરીને તેમને અમૂલ્ય વસ્ત્રો આભરણો અને બહુવિધ ઉપહારો અર્પણ કરીને તે સર્વેશ્વરને પ્રણામ કરીને ત્યાંથી ગયા ॥૨૧॥ તદનંતર તે દેશની હજારોહજાર સ્ત્રિયો કે જે ભગવાનમાં ગાઢ સ્નેહવાળી, તેમના આરાધનરૂપ તપોવ્રત તત્પર, માટેજ કૃશ શરીરવાળી, જિતેન્દ્રિય, હરિભક્તોનું આતિથ્ય કરવામાં સમુત્સુક કુશળ હતી, તે આ સ્ત્રિયો વિનયપ્રેમ મધુર, ભક્તિરસગર્ભિત, 'જય જય' ઇત્યાદિ મન પ્રિય વચનોવડે તે ભગવાનને સંતુષ્ટ કરતી થકી પૂજા કરવા પાસે આવી ॥૨૨-૨૩॥ તેવી પાશ્ચાત્ય સ્ત્રિયોએ ખજૂર ખારેક સોપારી નાલીયેરથી ભરેલાં સુંદર પાત્રોને લઇને ત્યાં આવીને પ્રભુની પ્રેમથી પૂજા કરી ॥૨૪॥ કેટલીક સ્ત્રિયો શ્વેત પતાસાં પૃથુ સ્થાળમાં ભરીને, તો કોઈ સ્ત્રિયો મનોહર પેંડા વિશાળ સ્થાળમાં ધારીને, તો કેટલીક નારીઓ શર્કરા ભરેલાં પાત્ર હાથમા લઇને, તો કેટલીક નારીઓ ખરકી ભરેલાં પાત્રો હસ્તમાં લઇને સમીપે આવીને ભક્તિથી આણેલા તેતે સર્વ ઉપહારો તેમના ચરણકમળની સન્નિધિમા સંહર્ષથી સમર્પીને તેમની પૂજા કરવા લાગી ॥૨૫-૨૬॥ એરીતે તે સર્વ કોઇ લોકોએ પોતપોતાની શક્તિને અનુસારે વસ્ત્રો વિભૂષણો વિગેરે ઉપહારોને અર્પણ

कुर्भक्त्या परमया युताः ॥२७॥ पत्रं पुष्पं फलं वाऽपि दरिद्रा अपि पूरुषाः । ददुर्यत्तत्स्वीचकार भावगम्यः स ईशिता ॥२८॥ राजानो रङ्कजीवाश्च दरिद्रा धनिनोऽपि च । तुल्या भक्तप्रियस्यैते सर्वे सन्ति हरेः किल ॥२९॥ प्रेम्णा भक्तेन पुंसा यत्पत्रं पुष्पं फलं जलम् । स्तुतिदूर्वादि वा दत्तं प्रीत्या गृह्णाति तत्प्रभुः ॥३०॥ अथो

કરતાથકા પરા ભક્તિથી ભગવાનની પૂજા કરી ॥૨૭॥ ફળમાત્ર કે પુષ્પમાત્ર કે પત્રમાત્ર જેજે ભક્તિથી દરિદ્ર પુરૂષોએપણ આણીને અર્પણ કર્યું હતું તેતે સર્વ પરા પ્રીતિથી ભગવાને અંગીકાર કર્યું, કેમકે તે આ સર્વેશ્વરેશ્વર ભગવાન્ ભાવથીજ એક ગમ્ય છે ॥૨૮॥ રાજા હોય કે રંક હોય, આઢ્ય હોય કે અકિંચન હોય, આ સર્વ કોઈ જનો ભક્તપ્રિય ભગવાનને ભક્તપણે તુલ્યજ છે, રાજ્ય કે ધન આ ભગવાનના પ્રીણન માટે નથી, એક ભક્તિજ ભગવત્પ્રીણન માટે છે, આ ભગવાન્ સર્વ ભૂતોમા સમ છે, એમને કોઈ દ્વેષ્ય નથી તેમ પ્રિય નથી ॥૨૯॥ (એજ અર્થને સુસ્પષ્ટ કહેછે) ભક્ત પુરૂષે પ્રેમથી અર્પેલું ફળ પુષ્પ જળ કે પત્ર હોય, તે પત્ર ભલે દુર્વાદિક હોય કે સ્તુતિ હોય તે સર્વને આ પ્રભુ પ્રીતિથી ગ્રહણ કરેછે. અહીં જે સ્તુતિનું ગ્રહણ છે તે દૃષ્ટાંત માટે છે, એટલે પ્રેમથી કરેલી સ્તુતિનેજ જેમ એમ દુર્વાદિ પત્રનેપણ પ્રેમથી પ્રતિગ્રહ કરેછે. 'स्तुतिदूर्वादि' એવો સમસ્ત (ભેગો) પાઠ હોય તો તેમાં પણ આશય આજ છે અથવા આ પાઠમાજ 'સ્તુતિપૂર્વક દૂર્વાદિ' એવો અર્થ કરવો, 'દૂર્વાદિ' ઉપરથી પત્ર પુષ્પાદિકનું ઉપલક્ષણ કરી લેવું, એટલે 'પ્રેમથી સ્તુતિપૂર્વક અર્પેલું દૂર્વાપત્ર કે પુષ્પફળાદિ' એવો અર્થ થાય. 'स्तुतं दूर्वादि' એવો પાઠ હોય તો પૂજામાં સ્તુત-પ્રશસ્ત જે દૂર્વા તુલસી આદિક, એવો અર્થ કરવો. તાત્પર્ય એવું કે પૂજામાં સ્તુત જે વિહિત દૂર્વા તુલસી આદિક અને જે અસ્તુત-અપ્રશસ્ત યત્કિંચિત્ પત્ર પુષ્પાદિ તે સર્વ પ્રીતિથી અર્પેલાને તુલ્યપણે ભગવાન ગ્રહણ કરેછે. 'पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति । तदहं

१ 'स्तुतं दूर्वादि' इति पाठान्तरम् ।

मुनीनपि ज्ञात्वा स्वपूजनसमुत्सुकान् । पूर्णं कर्तुं ह्यादिदेश तेषामपि मनोरथम् ॥३१॥ यथालब्धोपचारैस्ते पत्रपुष्पफलादिभिः । पूजां भगवतश्चक्रुः प्रणमन्तस्तपोधनाः ॥३२॥ एवं भगवता तत्र भक्तकल्पद्रुमेण च । सत्सङ्गिनां हि सर्वेषां कृताः पूर्णा मनोरथाः ॥३३॥ परितश्च हरेरासन् भूषणानां सुवाससाम् । पुष्पाणां चोपहाराणां विचित्राः पर्वताः किल ॥३४॥ दिव्योच्चपीठमासीनस्तन्मध्ये भगवान्बभौ । मेरुस्थ इव पूर्णेन्दुः केसराचलमध्यतः ॥३५॥ तदैव ब्राह्मणेभ्योऽथ स प्रभुर्भूषणानि च । वासांसि चाप्यन-

भक्त्युपहृतमश्नामि प्रयतात्मन.' એમ ગીતામાં પોતેજ કહ્યું છે ॥૩૦॥ અનતર મુનિઓનેપણ પોતાના પૂજનમાં સમુત્સુક જાણીને તેમનો મનોરથ પરિપૂર્ણ કરવા તેમનેપણ ભગવાને પૂજન કરવાની આજ્ઞા આપી ॥૩૧॥ આજ્ઞા આપેલા મુનિઓએ યથાલબ્ધ પત્ર પુષ્પ ફળાદિ પૂજોપકરણ પદાર્થોવડે પ્રણામપૂર્વક ભગવાનની પૂજા કરી અને તેમના ચરણમા સર્વાધિક સર્વોત્કૃષ્ટ તપોરૂપ ધન સમર્પણ કર્યું, કેમકે તે મુનિઓ તપોધન–તપરૂપ ધનવાળા છે, તેઓ સુવર્ણ રજતાદિવડે ધની નથી, જેની પાસે જે ધન હોય તેનાથી તેણે ભગવાનને પ્રસન્ન કરવા યુક્ત છે, ભગવાનપણ તપ પ્રિય હોવાથી તપથી બહુ પ્રસન્ન થાય છે, માટેજ નિષ્કિંચન મુનિઓએ તપ-પ્રિય ભગવાનના ચરણમા તપોરૂપ ધન નિવેદન કર્યું ॥૩૨॥ હે રાજન્ ! એરીતે ભક્તકલ્પદ્રુમ ભગવાને તે સમયે વૃત્તાલય પુરમા સમસ્ત સત્સગિજનો અને મુનિજનોના મનોરથો પરિપૂર્ણ કર્યા હતા ॥૩૩॥ તે સમયે ભક્તોએ પૂજામાં સમર્પેલાં મહાવસ્ત્રો, મહામૂલ્ય આભરણો, નાનાવિધ પુષ્પમાળાઓ અને ઉત્તમ ઉપહારોના રાશિઓ ભગવાનની ચોગરદમ વિચિત્ર પર્વત જેવા થયા હતા ॥૩૪॥ તેના મધ્યભાગમાં સુવર્ણમય સુંદર સમુન્નત સિંહાસનમા વિરાજમાન ભગવાન્ કુરરાદિ વીશ કેસરાચળોના મધ્યભાગમાં રહેલા મેરૂપર્વતની ઉપર રહેલો પૂર્ણચંદ્રજ જેમ એમ શોભતા હતા ॥૩૫॥ તે આ ભગવાને આત્મારામ અને પૂર્ણકામ હોવાથી તે સમયેજ તે ક્ષણુમાંજ તે સર્વ અમૂલ્ય વસ્ત્ર વિભૂષણ વિગેરે તેતે બ્રાહ્મણોને આપી દીધુ તથા જે યાચક જનો હતા અને જે બીજા

र्वाणि ददौ सद्यो जगत्पतिः ॥३६॥ याचकेभ्यस्तथान्येभ्यो दरिद्रेभ्यो विशेषतः । अधनेभ्यः कुटुम्बिभ्यो ददौ भूरि धनं प्रभुः ॥३७॥ तोयं घनाघन इव प्रववर्ष ततः प्रभुः । द्रव्यं भूरितरं प्रीतो गृहस्थेभ्योऽपि तत्र सः ॥३८॥ तस्मिन्नेव क्षणे सर्वमेवं दत्त्वाप्यविस्मयः । सर्वान्विस्मापयामास कुर्वन्कर्म ह्यमानवम् ॥३९॥ अत्युदारधिय ऊर्जितश्रियः श्रीहरेर्वितरणोद्यतस्य तु । वस्तु नाप किमपि ह्यदेयतां भूपते ! स्वधृतवाससी विना ॥४०॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे वृत्तालयदोलोत्सवे सकलभक्तसङ्घकृतभगवत्पूजननिरूपणनामा चतुःपञ्चाशत्तमोऽध्यायः ॥५४॥

દરિદ્રજનો અકિંચનજનો પત્ની પુત્ર પુત્રી આદિક બહુ પોષ્યવર્ગવાળા હતા તેતે તમામને વિશેષપણે પ્રભુએ ઘણું ધન આપ્યું તથા જે બીજા ગૃહસ્થો હતા તેમનેપણ પ્રસન્ન થઇને જળદ (મેઘ) જળધારાવડેજ જેમ એમ અતિ ઘણુ ધન તે સમયે વર્ષાવ્યું અર્થાત્ મેઘનીપેઠે પાત્રાપાત્રનો વિચાર નહિ કરીને ભગવાને સર્વને આપ્યું ॥૩૬-૩૮॥ આ પ્રકારે તેજ ક્ષણમા તે સર્વે વસ્ત્ર આભરણ હિરણ્યાદિ વસ્તુમાત્રને આપી દઇને પણ સ્વયં અવિસ્મય-દાતૃભાવે કરેલા અભિમાને રહિત એવા ભગવાને સર્વને વિસ્મય પમાડયા, કેમકે આ કર્મ અમાનવ-મનુષ્યથી ન થઈ શકે એવું છે. ભૂમિમાં આવો દાતા કોઇપિણ થવાને યોગ્ય નથી, માટેજ સર્વ કોઇને મહાન્ વિસ્મય થયો ॥૩૯॥ હે ભૂપતે ! તે સમયે દાન દેવામાં ઉદ્યમી થએલા, અતિઉદાર બુદ્ધિવાળા ભગવાન્ શ્રીહરિને પોતે ધારેલાં બે વસ્ત્રો વિના કાંઇપિણ વસ્તુ ન આપવા યોગ્ય ન રહ્યું. કિંતુ ધારેલાં બે વસ્ત્રો થકી બીજું શરીરમા ધારેલું વસ્ત્ર વિભૂષણ વિગેરે જે હતું તે તથા તેમની ચૌમેર પાસે રહેલ જે વસ્ત્ર આભરણ દ્રવિણાદિ હતું તે સર્વ આપી દીધુ. એરીતે સર્વસ્વનું સમર્પણ કરી દીધુ તથાપિ પોતે ઊર્જિતશ્રી —સ્વાભાવિક નિરવધિક ઐશ્વર્યસંપન્ન અને ભગવાન્-જ્ઞાન શક્તિ બળ ઐશ્વર્ય વીર્ય તેજના નિધિજ હતા ॥૪૦॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...તૃતીયપ્રકરણે વૃત્તાલયદોલોત્સવે સકળભક્તસંઘકૃતભગવત્પૂજનનિરૂપણનામા ચતુઃપંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૪॥

सुव्रत उवाच—तस्मिन्दिने जनाः सर्वे एकादश्या उपोषणम् ।
चक्रुः स्वयं स भगवान्मर्यादारक्षणाय वै ॥१॥ नागदेवात्समारभ्य
मुहूर्तात्पूजनोत्सवः । आर्यम्णावधि तत्राभूत्तद्दिने तस्य भूपते !
॥२॥ भाग्ये मुहूर्तेऽथ हरिर्ब्राह्मणांस्तत्र संस्थितान् । सायंसन्ध्या-
वन्दनार्थं गच्छतेत्यादिदेश ह ॥३॥ स्वधर्मपालनं प्रेष्ठं प्रभोरस्तीति
ते द्विजाः । निश्चित्य सरस्तीरं जग्मुः सर्वे तदाज्ञया ॥४॥ जना-
नामपि विश्रामो मुहूर्तं स्यादिति स्वयम् । तुङ्गासनात्समुत्तीर्य स्वा-
वासान्तर्विवेश सः ॥५॥ ततो जनाश्च मुनयः स्वस्वावासान्समेत्य
ते । किञ्चिद्विश्रम्य पीत्वाम्भः पुनराभ्वगमन्सभाम् ॥६॥ कृत्वा

सन्ध्याविधिं तूर्णं ते चागत्य पुनर्द्विजा.। निषेदुस्तत्र सदसि यथा स्थानं यथोचितम् ॥७॥ तावत्स चापि भगवान्प्रणतार्तिहन्ता विश्रम्य किञ्चिदथ सान्ध्यविधिं विधाय। नैसर्गिकस्खगतिधावितपार्षदौघो लोलत्सदुत्तरपटोऽधिररोह पीठम् ॥८॥ तत्र स्थितः स्वपरितो निजभक्तसङ्घान्पश्यन्दृढं स्वकटिबन्धपटं विधाय। नारायणस्य च वदन्नभिधा स उच्चैस्तालध्वनिं परिततान हरि कराभ्याम् ॥९॥ तदानीं तु जना सर्वे स्त्रियश्च मुनयस्तथा। तालिकावादनं चक्रु कीर्तयन्तोऽभिधा हरे ॥१०॥ लक्षशस्तालिकाध्वानै स्तत्कालोत्थैश्च मिश्रित.। भगवन्नामनिनदस्त्रिलोकीं व्यानशे तदा ॥११॥ ऊर्ध्वजनानां लोलद्भिर्यमौ भू करपल्लवै । वातोल्लोले

करीने फरी जलदी सभास्थानमा आव्या ॥६॥ तत्पश्चात् गयेला ते विप्रो भगवानना दिव्यमंगळ विग्रहना दर्शन करवामा उत्कट उत्साहवाळा होवाथी सध्याविधिने जलदी करी आवीने फरी ते सभामा पोतपोताना स्थानमा यथायोग्य बेसी गया ॥७॥ ते अवसरमा प्रणत जनोनी पीडा हरनारा भगवान् स्वामिनारायणपण क्षण विश्राम लइने सध्याविधि करीने, स्वाभाविकी उतावळथी चालवानी चातुरीथी अनुयायी पार्षद वर्गने पाछळ दोडावता अने अहींतहीं चचळ (हालता-उडता) उत्तम उत्तरीय वस्त्रथी शोभता थका सभामा आवीने स्वसिंहासन उपर चढया ॥८॥ चढीने ते सिंहासनमा उभाज रहीने (बेसीने नहि) कटि तटपटने दृढ बाधीने, पोतानी चारेय बाजु रहेला भक्तसघोने निरीक्षण करता श्रीहरि नारायणना नामोने उच्च स्वरथी उच्चारता थका हाथ वडे तालिकाध्वनिने करवा लाग्या ॥९॥ ते समये तो ते भगवानना तालिकाध्वनिनी पाछळ सर्वे साधुओ तथा सर्वे स्त्रीपुरुष भक्तजनो नारायणना नामोने उच्च स्वरथी कीर्तन करता थका ताळीयो वजाडवानो ध्वनि करवा मडया ॥१०॥ ते समये एक साथे उत्पन्न थता लाखो तालिओना शब्दो साथे समिश्रित थयेलो नारायणनामसकीर्तननो उच्च ध्वनि त्रिलोकीमा व्यापी गयो ॥११॥ ते समये उन्नत अने तालिकाध्वनि करवाना वेगने

स्थलाम्भोजैः प्रफुल्लैरिव मण्डिता ॥१२॥ हस्तलाघवचातुर्याद्योजनं च वियोजनम् । भगवत्तलयोः कश्चित् पृथग्वेत्तुं शशाक नो ॥१३॥ सहस्रशो दीपिकाश्च तत्रासन्नथ सर्वतः । दिवेव तत्प्रकाशेन ज्योत्स्नया च बभौ निशा ॥१४॥ तदा विठ्ठलदासश्च कृष्णदास उभौ हरेः । तस्थतुः पार्श्वयोरूर्ध्वप्रवेष्टधृतदीपिकौ ॥१५॥ कीर्तनान्ते नमन्ति स्वं यावत्ते मुनयो जनाः । तावत्स्वयं जनान्तःस्थमुपविश्य स्वमानमत् ॥१६॥ विस्मितास्तस्य तद्दृष्ट्वा ह्युपवेशनलाघवम् । तं नमस्कृत्य मुनयस्तुष्टुवुस्ते निजं प्रभुम् ॥१७॥ गोविन्द !

લીધે લોલ-અહીંતહીં હાલતા જનોના કરપલ્લવોએ કરીને પૃથ્વી વાયુવેગથી હાલ્યા કરતાં પ્રફુલ્લિત સ્થળકમળોવડે અલંકૃત કરી હોય એમ શોભતી હતી ॥૧૨॥ તે સમયે ભગવાનના તાળીઓ પાડવામાં પ્રવર્તેલા કરતળનો યોજન વિયોજન (હાથને ભેગા કરવા અને જુદા પાડવા) વ્યાપારભેદને હસ્તલાઘવાતિશયની ચાતુરીને લીધે કોઈપણ જન જાણવા માટે નજ સમર્થ થયો ॥૧૩॥ તે સમયે તે સભાપ્રદેશમાં હજારોહજાર દીપિકાઓ પ્રજ્વાળી હતી અને ચંદ્રજ્યોત્સ્ના સમયસહજ ચોમેર પ્રસરી હતી. દીપિકાઓના તેજથી અને ચંદ્રમાની પ્રભાથી તે એકાદશીની રાત્રિ દિવસ જેવી વિશેષપણે વિરાજતી હતી ॥૧૪॥ તે સમયે વિઠ્ઠલદાસ અને કૃષ્ણદાસ નામના આ બે નાપિતો ઉંચા રાખેલા હાથમાં દીપિકા (મશાલ) લઈને ભગવાનના વામ દક્ષિણ ભાગમાં ઉભા રહ્યા હતા ॥૧૫॥ નારાયણનામસંકીર્તનને અંતે સભામાં રહેલા મુનિઓ તથા હરિજનો જેટલાકમાં પોતાને નમસ્કાર કરવા પ્રવર્તે છે તેટલાકમાંજ ઝટ સિંહાસનમાં બેસીને શ્રીહરિએ પોતાની પાસે રહેલા સકળ જનોના હૃદયમાં નિવાસ કરી રહેલા સ્વાત્માને સ્વયં નમસ્કાર કર્યો. અર્થાત્ સર્વાંતર્યામિભૂત સ્વાત્મામાં એકાગ્ર ચિત્તવાળા થયા ॥૧૬॥ શ્રીહરિનું તેવું બેસવાનું લાઘવ જોઈને વિસ્મય પામેલા મુનિઓ અને હરિજનો પોતાના પ્રભુ શ્રીહરિને પ્રણામ કરીને આગળ કહેશે એવા સ્તોત્રથી સ્તુતિ કરવા લાગ્યા ॥૧૭॥ હવે સ્તુતિનો પ્રકાર કહેછે— હે ગોવિંદ ! गां-ભૂમિને विन्दति-પામેછે

नारायण ! वासुदेव ! श्रीकृष्ण ! सङ्कर्षण ! पद्मनाभ ! । नरानि-

તે ગોવિંદ કહેવાય, પૂર્વે મહાવરાહ થઇને નષ્ટ થએલી ધરણીને જે હેતુ માટે રસાતળ થકી ઉદ્ધાર કરીને પામ્યા માટે ગોવિંદ નામથી વિખ્યાત થયા છો. અથવા गाः-ગિરાને विन्दति-પામેછે તે ગોવિંદ કહેવાય, સંતોએ અને સુરોએ કરાતી સ્તુતિગિરાઓના તમો વિષય છો, માટે ગોવિંદ આખ્યાથી તમો ખ્યાત છો. તેમાં नष्टां च धरणीं पूर्वं गोविन्दो यः स लब्धवान्' 'गवां स्तुतिगिरां विन्दो गोविन्दः स उदाहृतः' એવી નિરૂક્તિ છે. 'नष्टां वै धरणीं पूर्वमविन्दं वै गुहागताम् । गोविन्द इति तेनाहं देवैर्वाग्भिरभिष्टुतः' એમ મોક્ષધર્મમાં નિરૂક્તિ કરી છે તથા 'अहं किलेन्द्रो देवानां त्वं गवामिन्द्रतां गतः । गोविन्द इति लोकास्त्वं स्तोष्यन्ति भुवि शाश्वतम्' 'गौरेषा तु तथा वाणी तां च विन्दयते भवान् । गोविन्दस्तु ततो देव मुनिभिः कथ्यते भवान्' એમ હરિવંશમાં નિરૂક્તિ કરી છે. અથવા गोभिः-વેદવાણીવડે વેદ્ય છો માટે ગોવિંદ કહેલા છો. 'गोभिरेव यतो वेद्यो गोविन्दः समुदाहृतः' એમ શ્રીવિષ્ણુતિલકમાં કહ્યું છે. હે નારાયણ ! નાર-નરથકી થએલાં જળો તે અયન-આશ્રય જે તમને છે (જળનો આશ્રય કરી રહેલા) માટે તમો નારાયણ કહેવાઓ છો, તેમાં 'आपो नारा इति प्रोक्ता आपो वै नरसूनवः । अयनं तस्य ताः पूर्वं तेन नारायणः स्मृतः' એવું સ્માર્ત નિરૂક્ત છે. અથવા નર-પ્રકૃતિના અધિષ્ઠાતા પુરૂષ થકી પ્રકૃતિદ્વારા થએલાં મહદાદિ તત્ત્વો તે नार કહેવાય, તે નારશબ્દથી કહેલાં તત્ત્વો સ્વતઃ જગત્સર્ગ કરવા અસમર્થ થતાં તેને अयते-જગત્સર્જવાનું સામર્થ્ય પોષવામાટે કારણાત્મના આપ વ્યાપોછો તેથી નારાયણ કહેવાઓ છો, તેમાં 'नराज्जातानि तत्त्वानि नाराणीति विदुर्बुधाः । तान्येव चायनं तस्य तेन नारायणः स्मृतः' આ ભારતમાં વચન છે. અથવા नाराणां-જીવોના પ્રલય સમયે અયન-આશ્રય છો માટે નારાયણ કહેવાઓ છો, તેમાં 'यत्प्रयन्त्यभिसंविशन्ति' એવી શ્રુતિ છે. 'नाराणामयनं यस्मात्तस्मान्नारायणः स्मृत.' એમ બ્રહ્મવૈવર્તમાં કહ્યુ છે. અથવા 'नारायणाय विद्महे' 'नारायणः परं ब्रह्म' 'एको ह वै नारायण आसीत्' 'अथ पुनरेव नारायण.'

'चक्षुश्च द्रष्टव्यं च नारायणः' 'अथ दिव्यो देव एको नारायण.' એરીતે પ્રત્યેક શાખામાં આપ પરવસ્તુનું ભૂત્યંતર થકી વ્યાવૃત્તિ કરનારૂં અસાધારણ નામ છે. नराणां–ચેતનાચેતનલક્ષણ સમસ્ત વસ્તુઓનો સમૂહ તે नार કહેવાય, તે નાર अयन–આશ્રય જે તમને છે, (નરોનો આશ્રય કરી રહેલા) અથવા તે નરના અયન–આશ્રય તમો છો માટે નારાયણ કહેવાઓ છો, તેમાં 'यच्च किञ्चिज्जगत्सर्वं दृश्यते श्रूयतेऽपि वा । अन्तर्बहिश्च तत्सर्वं व्याप्य नारायणः स्थितः' એવું શ્રૌત નિરૂક્ત છે. હે વાસુદેવ-वासुश्चासौ देवश्च वासुदेवः–વાસુ એવા દેવતે વાસુદેવ કહેવાય. સૂત્રમાં મણિગણોજ જેમ તેમ આ સર્વ ચેતનાચેતનાત્મક વિશ્વ જે તમારે વિષે વસેછે અને જે તમો સર્જેલા આ વિશ્વમાં અનુપ્રવેશ કરીને વસો છો અને સર્વ વિશ્વને પાંખોવડેજ જેમ એમ આચ્છાદન કરોછો માટે વાસુ અને दीव्यतीति देवः–સૃષ્ટિસ્થિતિ લયથી ક્રીડાદિકને કરોછો માટે દેવ, મળીને તમો વાસુદેવ કહેવાઓ છો. 'छादयामि जगत्सर्वं भूत्वा सूर्य इवांशुभिः । सर्वभूताधिवासश्च वासुदेवस्ततः स्मृतः ॥' 'वासनात्सर्वभूतानां वसुत्वादेवयोनितः । वासुदेवस्ततो ज्ञेयः सर्वेषामपि पठ्यते' એવી મહાભારતમાં નિરૂક્તિ કરી છે તથા 'सर्वत्रासौ समस्तं च वसत्यत्रेति वै यतः । ततः स वासुदेवेति विद्वद्भिः परिपठ्यते ॥ सर्वाणि तत्र भूतानि वसन्ति परमात्मनि । भूतेषु च स सर्वात्मा वासुदेवस्ततः स्मृत.' એવી વિષ્ણુપુરાણમા નિરૂક્તિ કરીછે. અથવા વસુદેવ (વસુઓ સાથે ક્રીડા કરતા, આનકદુન્દુભિ જેમનું બીજું નામ છે) ના પુત્ર છો માટે વાસુદેવ કહ્યા છો, 'वसुदेवापत्यतश्च वासुदेवः प्रकीर्तितः' એવી નિરૂક્તિ છે. અથવા ચતુર્વ્યૂહમાં પ્રથમ વ્યૂહરૂપ વાસુદેવ તમો છો. હે શ્રીકૃષ્ણ! નિરવધિક આનંદના તમો નિધિ છો, તેમાં 'कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः । विष्णुस्तद्भावयोगाच्च कृष्णो भवति शाश्वतः' એવું નિરૂક્ત છે. વળી અતિકમનીય મેઘશ્યામ અપ્રાકૃત દિવ્ય તનુવાળા હોવાથી કૃષ્ણ છો, તેમા 'कृष्णो वर्णश्च मे यस्मात्तेन कृष्णोऽहमर्जुन' એવું ભારતમાં વચન છે. તથા 'अप्राकृतातिरुचिरमेचकः कृष्ण ईरितः' એવું નિરૂક્ત છે. દિવ્ય વિગ્રહમાં નિરતિ-

શય દીપ્તિયોગને લીધે શ્રીકૃષ્ણ કહ્યા છો હે સંકર્ષણ! સહાર સમયે ચિદચિદાત્મક પ્રપચને સ્વાત્મામા એક સાથે અવિભાગથી આકર્ષણ કરો છો માટે સંકર્ષણ છો, તેમા 'य कर्षति चिदचितौ स सङ्कर्षण उच्यते' આ નિરૂક્ત છે અથવા આશ્રિત જનોના સસૃતિ દુ ખને सङ्कर्षति-વિનાશ કરોછો માટે સંકર્ષણ કહેવાઓછો અથવા નારદાદિ મુનિઓએ सङ्कृष्यते ચતુર્વ્યૂહોપાસનમા ગણીએ છીએ માટે તમો સકર્પણ છો હે પદ્મનાભ! સ્રષ્ટા વિધાતાનુ ઉદ્ભવસ્થાન જે પદ્મ તે જે તમારી નાભિમા છે અથવા પદ્મ (કમળ) ના જેવી ગોળ નાભિ તમારી છે માટે પદ્મનાભ કહ્યા છો અથવા હૃદયપદ્મની નાભિ-મધ્યમા પ્રકાશો છો માટે પદ્મનાભ કહ્યા છો તેમા 'अजस्य नाभावध्येकमार्पितम्' 'अजस्य नाभावध्येक यस्मिन् विश्व प्रतिष्ठितम्' એવી શ્રુતિ છે તથા તેમા 'पार्थिव भूरिपद्म तु नाभावष्टदल महत्। यस्य हेममयी दिव्या कर्णिका मेरुरुच्यते। यस्य नाभौ तदुत्पत्ति पद्मनाभ स उच्यते' 'नाभिश्च पद्मवद्यस्य पद्मनाभ. स उच्यते' એવી નિરૂક્તિ છે હે નર! ર જે ક્ષય તેણે રહિત તે નર કહેવાય સ્વરૂપથી સ્વભાવથી અને વિભૂતિથી તમો અક્ષય છો માટે નર નામથી કહેવાઓ છો તેમા 'र क्षयो यस्य न ह्यस्ति स नर. समुदाहृत' એવી નિરૂક્તિ છે અથવા नयतीति नर -પરમ પદને પમાડો છો માટે નર નામથી કહ્યાછો તેમા 'नयतीति नर प्रोक्त परमात्मा सनातन' એવુ વ્યાસવચન છે હે અનિરૂદ્ધ! જે તમારૂ સકળ લોકના જીવનરૂપ નિત્યનિર્દોષ નિરવધિક દિવ્ય ચરિત્ર કોઇનાથી પણ નિરોધ કરી શકાતું નથી માટે અનિરૂદ્ધ દિવ્ય ચેષ્ટિતવાળા તમો અનિરૂદ્ધ છો, તેમા 'अनन्तचेष्टायुक्त चादनिरुद्ध उदाहृत' એવી નિરૂક્તિ છે અથવા ચતુર્વ્યૂહમા અનિરૂદ્ધાત્મક વ્યૂહવિશેષરૂપ છો અથવા પ્રાદુર્ભાવમા કોઇથી પણ નિરૂદ્ધ નહિ થએલા માટે અનિરૂદ્ધ કહેવાઓ છો હે ઇશ્વર! મનુષ્યાદિ રૂપથી પ્રાદુર્ભાવમા પણ બ્રહ્માદિકના પણ ઈશ્વર છો તમારૂ સર્વેશ્વરેશ્વરપણુ કદાપિ પ્રચ્યુતિ પામતુ નથી માટે ઈશ્વર સજ્ઞાથી કહ્યા છો 'मानुषीं तनुमाश्रितम्। पर भावमजानन्तो मम भूतमहेश्वरम्' 'भूतानामीश्वरोऽपि सन्' એમ ગીતામા કહ્યુ છે

रुद्रेश्वर ! लोकनाथ ! हरे ! मुकुन्दाद्य ! नमो नमस्ते ॥१८॥ आन-

અથવા અપાર એવા પણ પરલોગસ્થાનમાં (અક્ષરધામમાં) ઇષ્ટ-નહિ હણાએલી સ્વેચ્છાવાળા છો માટે ઈશ્વર કહ્યા છો 'सत्यकामः सत्यसङ्कल्पः' 'यत्र कामगमो वशी' ઇત્યાદિ વચનો છે અને 'ईशनाद्रमणाच्चापि ईश्वरः परिकीर्तितः' એવી નિરૂક્તિ છે. અથવા સર્વશક્તિમાન્ હોવાથી સમસ્ત જગતને નિયમમાં રાખવાનું નિરૂપાધિક ઐશ્વર્ય જે તમારૂં છે માટે ઇશ્વર કહ્યા છો. 'एष सर्वेश्वरः' 'ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन ! तिष्ठति । भ्रामयन् सर्वभूतानि यन्त्रारूढानि मायया' એવી શ્રુતિ સ્મૃતિ છે. હે લોકનાથ! ચેતનાચેતનરૂપ સકળ લોકોના કે શાસ્ત્રથી તથા લોકથી સિદ્ધ સર્વ લોકોના તમો નાથ-પતિ છો, 'पतिं विश्वस्य' 'पतिं पतीनां' એવી શ્રુતિ છે. અથવા સકળ લોકોની સાથે સ્વાભાવિક અસાધારણ બાન્ધવ (સ્વજન) સંબન્ધ હોવાને લીધે તમો લોકનાથ નામથી કહેવાઓછો. તેમાં 'लोकबन्धुत्वमूलाद्धि लोकस्वामित्वमित्यतः । स्वाभाविकाच्च सम्बन्धात् लोकनाथ इतीरितः' એવી નિરૂક્તિ છે. અથવા સર્વે લોકોએ સ્વસ્વાર્થ પ્રતિ યાચના કરાય છે, દુષ્ટ લોકોને ઉપતાપ પમાડે છે, સંત લોકોની આશંસા કરે છે, તે લોકોનાં ઐશ્વર્યને કરેછે તે લોકનાથ કહેવાય. હે હરે! પોતાના ભક્તોની આપદાને હરો છો અને જન્મ સમયે કર્કરાશિમાં ચંદ્ર છે માટે હરિનામથી કહ્યા છો, 'युवयोश्च स्वकीयानां हर्ताऽसावापदो द्विज ! । हरिसंज्ञोऽस्त्वतः कर्कराशिस्थेन्दोश्च जन्मनि' એમ આજ ગ્રંથમાં કહ્યું છે અથવા યથાકથંચિત્ સ્મરણ કર્યા થકા પણ પાપને હરોછો અથવા યજ્ઞભાગને હરો છો અથવા હરિત્ વર્ણવાળા છો માટે હરિ નામથી પ્રખ્યાતિને પામ્યા છો, તેમાં 'हरिर्हरति पापानि दुष्टचित्तैरपि स्मृतः । अनिच्छयाऽपि संस्पृष्टो दहत्येव हि पावकः ॥' 'हराम्यघं हि स्मर्तॄणां हविर्भागं क्रतुष्वहम् । वर्णश्च मे हरिच्छ्रेष्ठ-स्तस्माद्धरिरहं स्मृतः' એવું નિરૂક્તિવચન છે. હે મુકુન્દ! આશ્રિતોને મુક્તિ આપવાનો સ્વભાવ હોવાથી મુકુન્દ નામથી ખ્યાતિ પામ્યા છો, તેમાં 'तैः प्रार्थितः स्वयं मुक्तिं मुकुन्दः स्याद्ददाति सः' એવું નિરૂક્ત છે.

શય દીપ્તિયોગને લીધે શ્રીકૃષ્ણ કહ્યા છો હે સંકર્ષણ! સંહાર સમયે ચિદચિદાત્મક પ્રપચને સ્વાત્મામા એક સાથે અવિભાગથી આકર્ષણ કરો છો માટે સંકર્ષણ છો, તેમાં 'य. कर्षति चिदचितौ स सङ्कर्षण उच्यते' આ નિરૂક્ત છે અથવા આશ્રિત જનોના સંસૃતિ દુ ખને सङ्कर्षति-વિનાશ કરોછો માટે સંકર્ષણ કહેવાઓછો અથવા નારદાદિ મુનિઓએ सङ्कृष्यते ચતુર્વ્યૂહોપાસનમા ગણીએ છીએ માટે તમો સંકર્ષણ છો હે પદ્મનાભ! સ્રષ્ટા વિધાતાનુ ઉદ્ભવસ્થાન જે પદ્મ તે જે તમારી નાભિમા છે અથવા પદ્મ (કમળ) ના જેવી ગોળ નાભિ તમારી છે માટે પદ્મનાભ કહ્યા છો અથવા હૃદયપદ્મની નાભિ-મધ્યમા પ્રકાશો છો માટે પદ્મનાભ કહ્યા છો તેમા 'अजस्य नाभावध्येकमर्पितम्' 'अजस्य नाभावध्येक यस्मिन् विश्व प्रतिष्ठितम्' એવી શ્રુતિ છે તથા તેમાં 'पार्थिवं भूरिपद्मं तु नाभावष्टदल महत्। यस्य हेममयी दिव्या कर्णिका मेरुरुच्यते। यस्य नाभौ तदुत्पत्ति पद्मनाभ. स उच्यते' 'नाभिव पद्मवयस्य पद्मनाभ. स उच्यते' એવી નિરૂક્તિ છે હે નર! ર જે ક્ષય તેણે રહિત તે નર કહેવાય, સ્વરૂપથી સ્વભાવથી અને વિભૂતિથી તમો અક્ષય છો માટે નર નામથી કહેવાઓ છો તેમા 'र क्षयो यस्य न ह्यस्ति स नरः समुदाहृत' એવી નિરૂક્તિ છે અથવા नयतीति नर -પરમ પદને પમાડો છો માટે નર નામથી કહ્યાછો, તેમા 'नयतीति नर प्रोक्त परमात्मा सनातन.' એવુ વ્યાસવચન છે હે અનિરૂદ્ધ! જે તમારૂ સકળ લોકના જીવનરૂપ નિત્યનિર્દોષ નિરવધિક દિવ્ય ચરિત્ર કોઇનાથી પણ નિરોધ કરી શકાતું નથી માટે અનિરૂદ્ધ દિવ્ય ચેષ્ટિતવાળા તમો અનિરૂદ્ધ છો, તેમા 'अनन्तचेष्टायुक्तत्वादनिरुद्ध उदाहृत' એવી નિરૂક્તિ છે અથવા ચતુર્વ્યૂહમા અનિરૂદ્ધાત્મક વ્યૂહવિશેષરૂપ છો અથવા પ્રાદુર્ભાવમા કોઇથી પણ નિરૂદ્ધ નહિ થએલા માટે અનિરૂદ્ધ કહેવાઓ છો હે ઇશ્વર! મનુષ્યાદિ રૂપથી પ્રાદુર્ભાવમા પણ બ્રહ્માદિકના પણ ઈશ્વર છો, તમારૂ સર્વેશ્વરેશ્વરપણુ કદાપિ પ્રચ્યુતિ પામતું નથી માટે ઈશ્વર સત્તાથી કહ્યા છો 'मानुषीं तनुमाश्रितम्। पर भावमजानन्तो मम भूतमहेश्वरम्' 'भूतानामीश्वरोऽपि सन्' એમ ગીતામા કહ્યુ છે

रद्धेश्वर ! लोकनाथ ! हरे ! मुकुन्दाय ! नमो नमस्ते ॥१८॥ आन
અથવા અપાર એવા પણ પરલોગસ્થાનમા (અક્ષરધામમા) ઇટે-નહિ હણાએલી સ્વેચ્છાવાળા છો માટે ઈશ્વર કહ્યા છો 'सत्यकाम सत्यसङ्कल्प' 'यत्र कामगमो वशी' ઈત્યાદિ વચનો છે અને 'ईशनाद्रमणाचापि ईश्वर परिकीर्तित' એવી નિરૂક્તિ છે અથવા સર્વશક્તિમાન્ હોવાથી સમસ્ત જગતને નિયમમા રાખવાનુ નિરૂપાધિક ઐશ્વર્ય જે તમારૂ છે માટે ઈશ્વર કહ્યા છો 'एष सर्वेश्वर' 'ईश्वर सर्वभूतानां हृद्देशेऽर्जुन ! तिष्ठति । भ्रामयन् सर्वभूतानि यन्त्रारूढानि मायया' એવી શ્રુતિ સ્મૃતિ છે હે લોકનાથ ! ચેતનાચેતનરૂપ સકળ લોકોના કે શાસ્ત્રથી તથા લોકથી સિદ્ધ સર્વ લોકોના તમો નાથ-પતિ છો, 'पतिं विश्वस्य' 'पति पतीना' એવી શ્રુતિ છે અથવા સકળ લોકોની સાથે સ્વાભાવિક અસાધારણ બાન્ધવ (સ્વજન) સબન્ધ હોવાને લીધે તમો લોકનાથ નામથી કહેવાઓછો તેમા 'लोकबन्धुरवमूलाद्धि लोकस्वामित्वमित्यत । स्वाभाविकाच्च सम्बन्धात् लोकनाथ इतीरित' એવી નિરૂક્તિ છે અથવા સર્વે લોકોએ સ્વસ્વાર્થ પ્રતિ યાચના કરાય છે, દુષ્ટ લોકોને ઉપતાપ પમાડે છે સત લોકોની આશસા કરે છે, તે લોકોના ઐશ્વર્યને કરેછે તે લોકનાથ કહેવાય હે હરે ! પોતાના ભક્તોની આપદાને હરો છો અને જન્મ સમયે કર્કરાશિમા ચદ્ર છે માટે હરિનામથી કહ્યા છો, 'युवयोश्च स्वकीयाना हर्ताऽसावापदो द्विज' । हरिसज्ञोऽस्वत कर्कराशिस्थेन्दोश्च जन्मनि' એમ આજ ગ્રથમા કહ્યુ છે અથવા યથાકથચિત્ સ્મરણ કર્યા થકા પણ પાપને હરોછો અથવા યજ્ઞભાગને હરો છો અથવા હરિત્ વર્ણ વાળા છો માટે હરિ નામથી પ્રખ્યાતિને પામ્યા છો, તેમા 'हरिर्हरति पापानि दुष्टचित्तैरपि स्मृत । अनिच्छयाऽपि सस्पृष्टो दहत्येव हि पावक ॥' 'हराम्यघ हि सर्वेणा हविर्भाग ऋतुष्वहम् । वणश्च मे हरिच्छ्रेष्ठ तस्माद्धरिरह स्मृत' એવુ નિરૂક્તિવચન છે હે મુકુન્દ ! આશ્રિતોને મુક્તિ આપવાનો સ્વભાવ હોવાથી મુકુન્દ નામથી ખ્યાતિ પામ્યા છો, તેમા 'तै प्रार्थित स्वय मुक्तिं मुकुन्द स्याद्ददाति स' એવુ નિરૂક્ત છે

न्दकन्दाच्युत ! सुन्दराङ्ग ! दयानिधे ! माधव ! मङ्गलात्मन् ! ।
હે આદ્ય ! સર્વે કારણના કારણ હોવાથી આદ્ય નામથી કહ્યા છો. એવા આપ ભગવાનને અમો વારંવાર નમસ્કાર કરીએ છીએ ॥૨૮॥ હે આનંદકંદ ! નિરવધિકાતિશય આનંદસ્વરૂપ આપ છો, 'एतस्यैवानन्दस्यान्यानि भूतानि मात्रामुपजीवन्ति' 'आनन्दमयोऽभ्यासात्' એવી શ્રુતિ તથા સૂત્ર છે, અથવા આનંદવલ્લીમાં મીમાંસા કરેલો વાણીમનને અગોચર એવો જે મહાન્ આનંદ તેના કંદ–આશ્રયભૂત છો, 'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह । आनन्दं ब्रह्मणो विद्वान्न बिभेति कुतश्चन' એવી શ્રુતિ છે. હે અચ્યુત ! આશ્રિતો થકી કદાપિ ચ્યુત નહિ થનારા હોવાથી અચ્યુત કહેવાઓ છો, (આશ્રિતોના યોગ ક્ષેમ પરાયણ હોઇને સતત તેના સન્નિધિમાં રહેનારા) તેવું વચન છે–'यस्मान्न च्युतपूर्वोऽहमच्युतस्तेन कर्मणा' 'तस्याहं न प्रणश्यामि' 'न त्यजेयं कथञ्चन' ઇતિ. અથવા સ્વરૂપ સ્વભાવાદિક થકી નહિ પ્રચ્યુતિ પામનારા માટે અચ્યુત કહ્યા છો, 'शाश्वतं शिवमच्युतं' એવી શ્રુતિ છે. અથવા બ્રહ્મેન્દ્રાદિ તેતે લોકોમાં તેને તેને સજાતીય દિવ્યાકાર યોગથી તેમના તેમના હિત માટે પ્રાદુર્ભાવ પામતા થકા પણ પોતાના અસાધારણ ઐશ્વર્ય થકી લેશપણ પ્રચ્યુતિને પામતા નથી માટે અચ્યુત કહ્યા છો, તેવી નિરૂક્તિ છે–'च्यवनोत्पत्तियुक्तेषु ब्रह्मेन्द्रवरुणादिषु । यस्मान्न च्यवसे स्थानात् तस्मात्संकीर्त्यतेऽच्युतः' 'साधर्म्येणावतारेऽपि ब्रह्मेन्द्रवरुणादिभिः । न स्वैश्वर्यात्प्रच्युतो यः सोऽच्युतः परिकीर्तितः ॥' ઇતિ. અથવા જન્માદિ ષડ્ભાવવિકારે રહિત હોવાથી અચ્યુત કહ્યા છો. હે સુંદરાંગ ! આત્મારામોના પણ મનોનયનને હરનારા દિવ્ય સૌન્દર્ય સંપન્ન દિવ્ય અવયવવાળા હોવાથી સુંદરાંગ કહ્યા છો. જે દિવ્ય સુંદર રૂપમાં નિમગ્ન મનવાળા સૂરિઓ (મુક્તો) સદા જેને જુવે છે. અથવા વિશ્વાતિશાયિ સૌભાગ્યશાલી શરીરવાળા હોવાથી સુંદરાંગ કહ્યા છો. હે દયાનિધે ! સ્વાર્થનિરપેક્ષ પરપીડા ટાળવાનીજ એક ઇચ્છા સ્વભાવવાળા છો. હે માધવ ! મા–દયાગુણને સમુત્તેજન કરવાનો એક સ્વભાવ જેમનો છે એવાં કરૂણામયમૂર્તિ શ્રી (લક્ષ્મી) ની

**विष्णो ! हृषीकेश ! परावरेश ! प्रद्युम्न ! पद्मानन ! ते नमोऽस्तु**

સાથે નિત્યયોગને પામેલા છો માટે માધવ (શ્રીપતિ) કહ્યા છો 'अस्येशाना जगतो विष्णुपत्नी' 'ह्रीश्च ते लक्ष्मीश्च पत्न्यौ' એવી શ્રુતિ છે 'श्रिय श्रद्धा दिनाद्याश्च पतिर्माधव इष्यते' એવી નિરુક્તિ છે અથવા મા–સ્વસ્વરૂપ વિષયિણી જે પરા વિદ્યા તેના પ્રવર્તનપણે ધવ–ઈશ છો, ભગવત્પ્રસાદ વિના પરવિદ્યાની સિદ્ધિ નથી, માટે માધવ નામથી કહ્યા છો તેવુ નિર્વ ચન છે–'मा विद्या च हरे प्रोक्ता तस्या ईशो भवान् यत । तस्मान्माधव नामाऽसि धव स्वामीति शब्दित ॥' ઇતિ અથવા મૌનધ્યાનાદિ યોગથી માધવ કહ્યા છો તેમા આ નિર્વચન છે–'मौनाद्ध्यानाच्च योगाच्च विद्धि भारत माधवम्' ઇતિ અથવા મા–નથી ધવ–સ્વામી જેનો (જેનો કોઈ ઉપરી ધણી નથી) માટે માધવ કહ્યા છો 'न तस्येशे कश्चन' 'न तस्य लोके पतिरस्ति कोऽपि' એવી શ્રુતિ છે અથવા મધુવશમા પ્રકટ થયા છો માટે માધવ નામથી કહ્યા છો અથવા મધુવિદ્યાવેદ્ય છો માટે માધવ કહ્યા છો હે **મંગલાત્મન્**! તમારુ સ્વરૂપ મગળ–હેયવિરોધિ કલ્યાણ છે, કારણ કે તમો અનત આનદલક્ષણ છો, માટેજ સ્વયપ્રકાશ આનદસ્વરૂપ હોવાથી કલ્યાણૈકતાન અને હેયવિરોધી છો 'आनन्दो ब्रह्म' એવી શ્રુતિ છે, તથા પોતાની સન્નિધિને પામેલાઓનુ માગલ્ય વિસ્તારો છો માટે મગળાત્મા છો, 'एष ह्येवानन्दयाति' એવી શ્રુતિ છે અર્થાત્ સ્વય મગ ળમૂર્તિ (નિર્દોષ અને કલ્યાણગુણપૂર્ણ) હોઇને આશ્રિતોનુ મગળ–કલ્યાણ કરનારા છો માટે મંગળાત્મા છો 'अशुभानि निराचष्टे तनोति शुभसन्ततिम् । स्मृतिमात्रेण यत्पुसा ब्रह्म तन्मङ्गल विदु' એમ વિષ્ણુપુરાણમા કહ્યુ છે હે **વિષ્ણો**! પોતાની વિભૂતિભૂત સર્વ વિશ્વમા વિશતિ આપ અનુ પ્રવેશ કરોછો માટે સાર્થક વિષ્ણુ સજ્ઞાથી વિખ્યાત છો, 'त्रिवेश भूतानि चराचराणि' 'तदेवानुप्राविशत्' એવી શ્રુતિ છે 'व्याप्य सर्वानिमॉल्लोकान् स्थित सर्वत्र केशव । ततश्च विष्णुनामासि विशेर्धातो प्रवेशनात् ॥' એવી સ્મૃતિ છે અથવા વેવેષ્ટિ–સર્વે વસ્તુઓમા વ્યાપી છો માટે વિષ્ણુ કહ્યા છો 'न तदस्ति विना यत्स्यान्मया भूत चराचरम्' એવી

સ્મૃતિ છે 'विष्णु स्यादविनाभावाद्व्याप्यव्यापकभावत.' એવી નિરૂક્તિ છે. અથવા વ્યાપ્તિનિયમનાદિ શક્તિદ્વારા સર્વ વિશ્વમાં આપની વ્યાપ્તિ છે માટે વિષ્ણુ કહ્યા છો, 'यस्माद्विष्टमिदं सर्वं तस्य शक्त्या महात्मनः । तस्मात् स प्रोच्यते विष्णुर्विशेर्धातो प्रवेशनात्' એવી સ્મૃતિ છે અથવા રોદસ્ (સ્વર્ગ પૃથ્વી)ને વ્યાપીને અભ્યધિકા કાંતિ જેમની રહેલી છે અથવા સર્વ ઐશ્વર્યને અતિક્રમણ કરી રહ્યા હતા માટે વિષ્ણુનામથી પ્રખ્યાત છો 'व्याप्य मे रोदसी पार्थ कान्तिरभ्यधिका स्थिता । क्रमणाद्वाप्यहं पार्थ विष्णुरित्यभिसंज्ञित ॥' 'विष्णुर्विक्रमणादेव' એવી સ્મૃતિ છે હે હૃષીકેશ! હૃષીક-ઇન્દ્રિયોના ઇશ-નિયતા છો માટે હૃષીકેશ કહ્યા છો તેમા શ્રુતિ છે-'श्रोत्रस्य श्रोत्रं मनसो मनो यद्वाचो ह वाचं स प्राणस्य प्राण चक्षुषश्चक्षु' ઇતિ તથા સ્મૃતિ છે-'हृषीकाणीन्द्रियाण्याहुस्तेषामीशो यतो भवान् । हृषीकेशस्ततो विष्णु' ख्यातो देवेषु केशव. ॥' ઇતિ અથવા 'हर्षात् सौख्यात् सुखैश्वर्यात् हृषीकेशत्वमश्नुते' આ નિરૂક્ત પ્રકારે તમો હૃષીકેશ છો અથવા જે સૂર્યરૂપ ચંદ્રરૂપ આપના હૃષ્ટ-જગતને પ્રીતિ કરનારા કેશો-કિરણો છે તેથી તમો હૃષીકેશ કહ્યા છો, 'सूर्यरश्मिर्हरिकेशः पुरस्तात्' એવી શ્રુતિ છે તથા મોક્ષધર્મમાં 'सूर्याचन्द्रमसौ शश्वदंशुभि केशसंज्ञितै । बोधयन् स्वापयंश्चैव जगदुत्तिष्ठते पृथक् ॥ बोधनात् स्वापनाच्चैव जगतो हर्षणं भवेत् । अग्नीषोमकृतैरेव कर्मभि पाण्डुनन्दन ॥ हृषीकेशोऽहमीशानो वरदो लोकभावन' ઇત્યાદિ કહ્યુ છે હે પરાવરેશ! પર-અક્ષરાદિક અને અવર-બ્રહ્માદિકના ઇશ-સ્વામી છો માટે તમો પરાવરેશ કહેવાઓ છો હે પ્રદ્યુમ્ન! પ્રકૃષ્ટ દ્યુમ્ન-આત્મપ્રદ્યોતલક્ષણ ઐશ્વર્ય જેમનુ છે, અર્થાત્ સ્વયપ્રકાશ સ્વભાવવાળા છો માટે પ્રદ્યુમ્ન નામવી કહ્યા છો અથવા ચતુર્વ્યૂહમા પ્રદ્યુમ્નસ્વરૂપ છો હે પદ્માનન! પદ્મવત્ પ્રફુલિત આનન-મુખવાળા છો, અર્થાત્ નિરંતર આનંદ મદસ્મિતવડે મનોહર મુખવાળા છો માટે પદ્માનન કહ્યા છો એવા તમોને નમસ્કાર છે ॥૧૯॥ હે વિશુદ્ધમૂર્તે! જે તમારી મૂર્તિ પ્રાદુર્ભાવસમયે પણ વિશુદ્ધજ-ત્રણ ગુણે રહિતજ છે માટે આપ વિશુદ્ધ-

॥१९॥ विशुद्धमूर्ते! मधुसूदनाज! दामोदर! श्रीधर! सर्ववन्द्य!।

मूर्ति छो 'न तस्य प्राकृता मूर्तिः' 'न भूतसङ्घसङ्घातो देहोऽस्य परमात्मन.' એવી સ્મૃતિ છે 'मङ्गलमूर्ते' એવો પાઠ હોય તો પોતાના આશ્રિત જનોના મંગળ-કલ્યાણને આપનારી મૂર્તિ જેમની છે એવા છો હે મધુસૂદન! મધુ નામના અસુરને સહરનારા છો અથવા મધુ-મુક્ત જનોના કરણ (ઇન્દ્રિયો) ને પોતાવિષે ઉપસહરનારા છો માટે મધુસૂદન કહ્યા છો 'मध्वाख्यमसुर हन्ति सूरीणां करण च वा। उपसंहरति स्वस्मिन् मधुसूदन! इष्यते' એવી નિરૂક્તિ છે 'कर्णमलोद्भवं चापि मधुनामम-हासुरम्। ब्रह्मणोऽपचिति कुर्वन् जघान पुरुषोत्तम'। तस्य तात वधादेव देवदानवमानवा । मधुसूदन! इत्याहुर्ऋषयश्च जनार्दनम्' એમ મહાભારતમા કહ્યુ છે. હે અજ! 'न जायते इति अज' અર્થાત્ સર્વદા સ્વત સિદ્ધસ્વરૂપવાળા છો 'न जातो न जनिष्यते' એવી શ્રુતિ છે 'नहि जातो न जायेऽह न जनिष्ये कदाचन। क्षेत्रज्ञ सर्वजीवाना तस्मादहमज स्मृत' એમ મહાભારતમા કહ્યુ છે અથવા એકાતિક ધર્મરક્ષણાર્થે અને પોતાના એકાતિક ભક્તોના રક્ષણાર્થ દેવમનુષ્યાદિકમા જન્મ ગ્રહણ કરવા છતા પણ કર્મપરવશોની પેઠે તમારો જન્મ કર્માધીન નથી માટે અજ કહ્યા છો તેમા 'न जायते जनिव्या यदजस्तस्मादनेकजित्' એવી નિરૂક્તિ છે અથવા આશ્રિતોના પોતાના યથાર્થ જ્ઞાનમા વિરોધી સર્વને પોતેજ अजति-નાશ કરે છે માટે અજ કહ્યા છો, તેમા 'तेषामेवानुकम्पार्थमह मज्ञानज तम । नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता' 'अह त्वा सर्व पापेभ्यो मोक्षयिष्यामि मा शुच' એવી સ્મૃતિ છે તથા 'प्रत्यर्थिन स्वस प्राप्तौ क्षिपतीत्यज उच्यते' એવુ નિરૂક્ત છે અથવા-તત્ત્વના અવસાન સમયે પ્રણવપ્રકૃતિભૂત અકારવાચ્યપણે સ્મરણીય છો માટે अ-અકાર વાચ્ય ज-પ્રાદુર્ભૂત થયા માટે અજ કહ્યા છો 'तस्य प्रकृतिलीनस्य य पर स महेश्वर' એવી શ્રુતિ છે હે દામોદર! તમારા ઉદરમા સર્વ દામ-લોકો રહ્યા છે, અર્થાત્ સર્વ લોકના આપ આધાર છો માટે દામોદર

१ 'मङ्गलमूर्ते!' इति पाठान्तरम्।

ब्रह्मण्यदेवाक्षर ! पूर्णकाम ! प्रभो ! विभो ! नाथ ! नमो नमस्ते

કહ્યા છે 'दामानि लोकनामानि तानि यस्योदरान्तरे । तेन दामोदरो देव' એવુ આર્ષ નિરૂક્ત છે અથવા દેવોની સુખાશસા કરવારૂપ ગુણયોગને લીધે દામોદર કહ્યા છે, તેમા દેવાના સુરક્ષામિત્વાદ્દમાદ્દામોદર વિદુ' એવુ આર્ષ નિરૂક્ત છે અથવા સર્વ થકી પરતર છો તોપણ પોતાનો જે આશ્રિતપરવશતારૂપ સર્વોત્તમ કલ્યાણ ગુણ તેને પ્રકાશ કરવા યશોદાજીએ કરેલા દામ (રાશ)થી નિબન્ધનને સર્વ લોકના નિવાસભૂત ઉદરથી અગીકાર કરી રહ્યા હતા માટે દામોદર કહ્યા છે 'तयोर्मध्यगत बद्ध दाम्ना गाढ तथोदरे । ततश्च दामोदरतां स ययौ दामबन्धनात्' એવી સ્મૃતિ છે અથવા દમાદિ સાધનથી ઉદર-જે ઉત્કૃષ્ટ મતિ, તેણે કરીને પમાય છે માટે દામોદર કહ્યા છો, 'दमाद्दामोदरं विदु' એમ ભારતમા કહ્યુ છે હે શ્રીધર ! દામોદર છો માટેજ વિલક્ષણ અપૂર્વ શ્રીને ધારણ કરી રહ્યા છો આવી સૌલભ્ય સૌશીલ્ય વાત્સલ્યથી અન્ય રધામમા પણ સભાવિત નથી અથવા સર્વભૂતોની જનની શ્રી (લક્ષ્મી) ને સર્વદા નિત્ય વક્ષ સ્થળમા ધારણ કરી રહ્યા છો માટે શ્રીધર કહ્યા છો હે સર્વવન્દ્ય ! શ્રીધર છો માટેજ (સર્વપર) સર્વ બ્રહ્મા શિવાદિકોએ અને અક્ષરનિવાસીઓએ નિત્ય વદનીય છો હે બ્રહ્મણ્યદેવ! બ્રાહ્મને હિત કરનારા, એટલે બ્રહ્મશબ્દવાચ્ય વેદ, વેદવેદ્ય ધર્મ અને વેદધર્મનિષ્ઠ બ્રાહ્મણનુ હિત તેતે સમયે અવતરીને કરે છે, તેવા દેવ તે બ્રહ્મણ્યદેવ કહેવાય અથવા-જેઓ બ્રહ્મણ્યો-વેદ અને વૈદિક ધર્મના પ્રવર્તનથી બ્રહ્મનુ હિત કરનારાઓ છે, તેવા સતોએ સ્તુતિ કરવા યોગ્ય દેવ તે બ્રહ્મણ્ય દેવ કહેવાય અથવા બ્રહ્મશબ્દવાચ્ય પ્રધાન જીવ અક્ષર, એ સર્વેનુ તેના તેના અતર્યામિપણે સન્નિધિ આપીને તેની તેની સત્તાના ધારક થઈને હિત કરનારા એવા દેવ તે બ્રહ્મણ્યદેવ કહેવાય હે અક્ષર ! સ્વરૂપ સ્વભાવથી વિકારે રહિત હોવાથી અક્ષર નામથી કહ્યા છો હે પૂર્ણકામ ! પૂર્ણ-સપન્ન છે કામ-સર્વ સકલ્પો જેમના, અર્થાત્ સત્યસકલ્પ છો અથવા પૂર્ણ-સપૂર્ણ કર્યા છે કામ-ભક્તમનોરથો જેમણે, અર્થાત્ ભક્તોના

॥२०॥ वैकुण्ठ ! सत्योत्तम ! सत्त्व ! भूमन् ! हिरण्यगर्भ ! निक

અતિદુર્લભ કોઈપણ અભિલાષને નહિ અવશેષ રાખનારા માટે પૂર્ણકામ કહ્યા છો હે પ્રભો ! સકલ્પને અનુસારે સર્વ કાર્ય કરવામાટે સમર્થ થાઓછો માટે પ્રભુ કહ્યા છો, અર્થાત્ સર્વશક્તિસપન્ન સત્યસકલ્પ છો હે વિભો ! વિવિધ રૂપથી લોકરક્ષણ માટે થાઓ છો માટે વિભુ કહ્યા છો 'अजायमानो बहुधा विजायते' એવી શ્રુતિ છે અથવા સર્વમા અતર્યામિપણે વ્યાપક છો માટે વિભુ કહ્યા છો, 'नित्य विभु' એવી શ્રુતિ છે હે નાથ ! સર્વ વિશ્વના નાથ છો, માટેજ સ્વસ્વામિભાવ સબન્ધ હોવાથી દાસભૂત સર્વ બ્રહ્માદિકોએ તમો નાથ્યસે-પુરૂષાર્થલાભ માટે યાચના કરાઓ છો માટે નાથ કહ્યા છો એવા તમોને અમારા વારવાર નમસ્કાર છે ॥૨૦॥ હે વૈકુંઠ ! ગતિનો ઉપરોધ તે કુઠા કહેવાય, આકાશમા વાયુની જે ગતિ સશ્લેષવિશેષ છે અને જે જળમા પૃથ્વીની ગતિ સશ્લેષવિશેષ છે ( કાર્યાવસ્થામા ભૂતોનો જે પરસ્પર નિયત સશ્લેષ છે ) તેનો ઉપરોધ જે પ્રલયમા વર્તે છે તે ગત્યુપરોધ જે તમોએ સર્ગારભમા ટાળી નાખ્યો છે તેથી તમો વિકુઠ છો, વિકુઠ એજ વૈકુંઠ કહેવાય તેવુ આર્ષ નિરૂક્ત છે-'मया सश्लेषिता भूमिरद्भिर्व्योम च वायुना । वायुश्च तेजसा सार्धं वैकुण्ठत्व ततो मम' ઇતિ અથવા કર્મવડે જે ગતિનો ઉપરોધ તે કુઠા કહેવાય, તે જેમનો ટળી ગયો છે એવા પ્રક્ષીણ કર્મવાળા મુક્તો તે વિકુઠ કહેવાય, તેવા મુક્તોએજ એક પ્રાપ્ય તમો છો માટે વૈકુંઠ નામથી કહ્યા છો હે સત્ય ! સદા સત્યસ્વરૂપ છો માટે સાર્થક સત્ય નામથી કહ્યા છો, 'सत्य ज्ञानमनन्त ब्रह्म' 'तस्य ह वा एतस्य ब्रह्मणो नाम सत्य' એવી શ્રુતિ છે અથવા તમો મૂર્ત અમૂર્તાત્મક છો માટે સત્ય સજ્ઞાથી કહ્યા છો 'सच त्यचाभवत्' એવી શ્રુતિ છે અથવા સત્ શબ્દથી પ્રાણ કહ્યો છે, તી શબ્દથી અન્ન કહ્યુ છે, ય શબ્દથી આદિત્ય કહ્યો છે, તો પ્રાણ અન્ન આદિત્યરૂપ તમો છો માટે સત્ય કહ્યા છો, તેમાં 'सदिति प्राणास्तीत्यन्न यमित्यसावादित्य ' એવી શ્રુતિ છે અથવા તમો સત્યમા રહ્યા છો અને તમારે વિષે સત્ય રહ્યુ છે માટે તમો સત્ય સજ્ઞાથી કહ્યા છો

तेमा 'सत्ये प्रतिष्ठित कृष्ण कृष्णे सत्य प्रतिष्ठितम् । सत्तासत्ते च गोविन्दस्तस्मात् सत्य सतां मत ॥' એવી નિરુક્તિ છે અથવા સાત્વિક શાસ્ત્રોએ પ્રતિપાદ્ય સત્ય–યથાર્થ વૈભવવાળા છો માટે સત્ય કહ્યા છો અથવા સત્–મહાત્માઓમા સાધુ છો માટે સત્ય કહ્યા છો અથવા સત્ય વચનધર્મરૂપ છો માટે સત્ય કહ્યા છો, 'तस्मात्सत्य परम वदन्ति' એવી શ્રુતિ છે અથવા સત્યપણે સતોએ માનેલા છો માટે સત્ય કહ્યા છો હે ઉત્તમ! ક્ષરથકી અને અક્ષરથકી ઉત્કૃષ્ટ છો માટે ઉત્તમ કહ્યા છો તેમા 'यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तम । अतोऽस्मि लोके वेदे च प्रथित पुरुषोत्तम ॥' આ નિર્વચન છે અથવા ઉત્–નિવૃત્ત કરેછે તમ–જગત અનાદિ અજ્ઞાનને જે તે ઉત્તમ કહેવાય અથવા सत्योत्तम ' એવુ એક પદ સબોધન લેવુ, સત્યોમાં ઉત્તમ તે સત્યોત્તમ કહેવાય, 'प्राणा वै सत्य तेषामेष सत्य' આ શ્રુતિમા સત્યોત્તમત્વ નિરૂપણ કર્યું છે હે સત્ત્વ! રજતમથી નહિ પરાભવ પામેલા શુદ્ધ સત્ત્વગુણથીજ પ્રકાશ્ય છો અને તેવા સત્ત્વગુણના પ્રવર્તક છો માટે સત્ત્વ તમોજ છો એનો ઉપચાર થાય છે તેમા આ વચન છે– महान् प्रभुर्वै पुरुष सत्त्वस्यैष प्रवर्तक ' 'सत्त्वेन शुध्यते जन्तु सत्त्व नारायणात्मकम्' इति અથવા સત્ત્વ–શુદ્ધ અતઃક રણ જે તમારા પ્રાદુર્ભાવ માટે વર્તે છે માટે સત્ત્વ કહ્યા છો તેમા 'सत्त्व विशुद्ध वसुदेवशब्दित यदीयते तत्र पुमानपावृत्त ' એવુ ભાગવતવચન છે હે ભૂમન્! નિરતિશય સુખરૂપ છો માટે ભૂમા શબ્દથી કહ્યા છો આ અર્થ भूमा त्वेव विजिज्ञासितव्य ' આ શ્રુતિમા પ્રસિદ્ધ છે અથવા અપાર મહિમાવાળા છો માટે ભૂમા કહ્યા છો 'अनन्ताचिन्त्यगुणवान नन्तैश्वर्यसेवित । अनन्तजीवेशपतिः कृष्णो भूमाऽखिलेष्टद ' એમ પાદ્મ ગ્રન્થમાં કહ્યું છે હે હિરણ્યગર્ભ! હિરણ્યવત્ રમણીય છે માટે રમણીય અપ્રાકૃત ધામ હિરણ્યશબ્દથી કહ્યુ છે, તેના ગર્ભભૂત તમો છો કેમકે તેના મધ્યમાં તમારો નિત્ય નિવાસ છે માટે તમો હિરણ્યગર્ભ કહ્યા છો તેમા શ્રુતિ છે–'हिरण्मये परे लोके विरज ब्रह्म निष्कलम् । तच्छुभ्र ज्योतिषां ज्योतिस्तद्यदात्मविदो विदु' 'न तत्र सूर्यो भाति' इति

**कुत्कलेश!। विश्वोत्तमश्लोक! विधे! महर्षे! प्राणेश! विश्वे-**

અથવા હિરણ્યનિધિને સમાન છો માટે હિરણ્યગર્ભ કહ્યા છો. તેમાં શ્રુતિ છે-'तद्यथा हिरण्यनिधिमक्षेत्रज्ञा उपर्युपरि सञ्चरन्तोऽपि न विन्दन्ति' ઇતિ. અથવા હિરણ્યગર્ભ ( બ્રહ્મા ) રૂપે અવતરણ છે માટે હિરણ્યગર્ભ કહ્યા છો, તેમાં શ્રુતિ છે-'हिरण्यगर्भः समवर्तताग्रे' ઇતિ હે ત્રિકકુત્! ત્રણ કકુદ-ઉચ્ચ પ્રદેશો ( ખંધોલો, મુખનો અગ્રભાગ અને દાઢો ) જેના છે, અર્થાત્ વરાહાવતારને ધરનારા તમો છો. 'तथैवासं त्रिककुदो वाराहं रूपमास्थितः। त्रिककुत्तेन विख्यातः शरीरस्य प्रमाणात्' એમ મોક્ષધર્મમા કહ્યું છે. હે કલેશ! પ્રાણ આદિ જેમાં છે અને નામ અંતે જેમા છે એવી સોળ કળાઓના તમો ઈશ છો, કેમકે તમો સર્વ કાર્યની પ્રતિષ્ઠા છો, માટે કલેશ કહ્યા છો તેવી શ્રુતિ છે—'स प्राणमसृजत् प्राणाच्छ्रद्धां खं वायुर्ज्योतिरापः पृथिवीन्द्रियं मनः। अन्नमन्नाद्वीर्यं तपो मन्त्राः कर्म लोका लोकेषु च नाम' 'अरा इव रथनाभौ कला यस्मिन् प्रतिष्ठिताः। तं वेद्यं पुरुषं वेद' ઇતિ ( જીવો તો કળાઓના ભોક્તાઓ અને વશ વર્તનારા છે. ઈશ તો આજ છે કે જેમા રથનાભિમા આરાઓની પેઠે કળાઓ પ્રતિષ્ઠા પામી રહી છે ) હે વિશ્વ! સર્વત્ર પ્રવેશ છે માટે તમો વિશ્વ નામથી કહ્યા છો. 'तत्सृष्ट्वा तदेवानुप्राविशत्' એવી શ્રુતિ છે 'वेशनाद्विश्वमित्याहुर्लोकानां काशिसत्तम!' એવી નિરૂક્તિ છે અથવા વિશ્વશરીરક છો માટે વિશ્વ કહ્યા છો, 'ब्रह्मैवेदं विश्वं' 'पुरुष एवेदं विश्वं' 'विश्वमेवेदम्' ઇત્યાદિ શ્રુતિઓ છે. હે ઉત્તમશ્લોક! સર્વની અપેક્ષાએ ઉત્કૃષ્ટ યશવાળા તમો છો માટે અન્વર્થ ઉત્તમશ્લોક નામથી કહ્યા છો. હે વિધે! આ સમગ્ર વિશ્વના વિધાતા છો માટે વિધિ નામથી કહ્યા છો. હે મહર્ષે! સર્વને સર્વદા એક સાથેજ સાક્ષાત્ કરવા સમર્થ અદ્વિતીય ઋષિ છો માટે મહર્ષિ નામથી કહ્યા છો. ( अदृष्टो द्रष्टा अश्रुतः श्रोता' એવી શ્રુતિ છે ) હે પ્રાણેશ! પ્રાણશબ્દવાચ્ય જીવોના ઈશ-નિયંતા છો માટે પ્રાણેશ કહ્યા છો. અથવા પોતાવિષે પરમ પ્રીતિએ યુક્ત હોવાથી પોતાના પ્રાણને સદૃશ એવા એકાંતિક

તેમા 'सत्ये प्रतिष्ठित कृष्ण कृष्णे सत्य प्रतिष्ठितम् । सत्तासत्ते च गोविन्दस्तस्मात् सत्य सत्ता मत ॥' એવી નિરૂક્તિ છે અથવા સાત્વિક શાસ્ત્રોએ પ્રતિપાદ્ય સત્ય-યથાર્થ વૈભવવાળા છો માટે સત્ય કહ્યા છો અથવા સત્-મહાત્માઓમા સાધુ છો માટે સત્ય કહ્યા છો અથવા સત્ય વચનધર્મરૂપ છો માટે સત્ય કહ્યા છો, 'तस्मात्सत्य परम वदन्ति' એવી શ્રુતિ છે અથવા સત્યપણે સતોએ માનેલા છો માટે સત્ય કહ્યા છો હે ઉત્તમ! ક્ષરથકી અને અક્ષરથકી ઉત્કૃષ્ટ છો માટે ઉત્તમ કહ્યા છો તેમા 'यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तम । अतोऽस्मि लोके वेदे च प्रथित पुरुषोत्तम ॥' આ નિર્વચન છે અથવા ઉત્-નિવૃત્ત કરેછે તમ-જીવગત અનાદિ અજ્ઞાનને જે તે ઉત્તમ કહેવાય અથવા सत्योत्तम ! એવુ એક પ" સબોધન હેતુ, સત્યોમા ઉત્તમ તે સત્યોત્તમ કહેવાય, 'प्राणा वै सत्य तेषामेष सत्य' આ શ્રુતિમા સત્યોત્તમત્વ નિરૂપણ કર્યુ છે હે સત્ત્વ ! રજતમથી નહિ પરાભવ પામેલા શુદ્ધ સત્ત્વગુણથીજ પ્રકાશ્ય છો અને તેવા સત્ત્વગુણના પ્રવર્તક છો માટે સત્ત્વ તમોજ છો એવો ઉપચાર થાય છે તેમાં આ વચન છે-'महान् प्रभुर्वै पुरुष सत्त्वस्यैष प्रवर्तक' 'सत्त्वेन युज्यते जन्तु सत्त्व नारायणात्मकम्' इति અથવા સત્ત્વ-શુદ્ધ અત કરણ જે તમારા પ્રાદુર્ભાવ માટે વર્તે છે માટે સત્ત્વ કહ્યા છો, તેમા 'सत्त्व विशुद्ध वसुदेवशब्दित यदीयते तत्र पुमानपावृत्त' એવુ ભાગવતવચન છે હે ભૂમન્ ! નિરતિશય સુખરૂપ છો માટે ભૂમા શબ્દથી કહ્યા છો આ અર્થ 'भूमा त्वेव विजिज्ञासितव्य' આ શ્રુતિમા પ્રસિદ્ધ છે અથવા અપાર મહિમાવાળા છો માટે ભૂમા કહ્યા છો 'अनन्ताचिन्त्यगुणवान नन्तैश्वर्यसेवित । अनन्तवीर्यवानस्ति कृष्णो भूमा निगद्यते' એમ પાદ્મ માનમા કહ્યુ છે હે હિરણ્યગર્ભ ! હિરણ્યવત્ રમણીય છે માટે રમણીય અપ્રાકૃત ધામ હિરણ્યશબ્દથી કહ્યુ છે, તેના ગર્ભભૂત તમો છો કેમકે તેના મધ્યમા તમારો નિત્ય નિવાસ છે, માટે તમો હિરણ્યગર્ભ કહ્યા છો તેમા શ્રુતિ છે-'हिरण्मये परे कोशे विरज ब्रह्म निष्कलम् । तच्छुभ्र ज्योतिषा ज्योतिस्तद्यदात्मविदो विदु' 'न तत्र सूर्यो भाति' इति

**कुत्कलेश ! । विश्वोत्तमश्लोक ! विधे ! महर्षे ! प्राणेश ! विश्वे-**

અથવા હિરણ્યનિધિને સમાન છો માટે હિરણ્યગર્ભ કહ્યા છો. તેમાં શ્રુતિ છે-'तद्यथा हिरण्यनिधिमक्षेत्रज्ञा उपर्युपरि सञ्चरन्तोऽपि न विन्दन्ति' ઇતિ. અથવા હિરણ્યગર્ભ ( બ્રહ્મા ) રૂપે અવતરણ છે માટે હિરણ્યગર્ભ કહ્યા છો, તેમાં શ્રુતિ છે-'हिरण्यगर्भः समवर्ततताग्रे' ઇતિ. હે ત્રિકકુત્! ત્રણ કકુદ-ઉચ્ચ પ્રદેશો ( ખંધોલો, મુખનો અગ્રભાગ અને દાઢો ) જેના છે, અર્થાત્ વરાહાવતારને ધરનારા તમો છો. 'तथैवासं त्रिककुद्रो वाराहं रूपमास्थितः । त्रिककुत्तेन विख्यातः शरीरस्य प्रमापणात्' એમ મોક્ષધર્મમાં કહ્યું છે. હે કલેશ ! પ્રાણ આદિ જેમાં છે અને નામ અંતે જેમાં છે એવી સોળ કળાઓના તમો ઈશ છો, કેમકે તમો સર્વ કાર્યની પ્રતિષ્ઠા છો, માટે કલેશ કહ્યા છો. તેવી શ્રુતિ છે— 'स प्राणमसृजत् प्राणाच्छ्रद्धां खं वायुर्ज्योतिरापः पृथिवीन्द्रियं मनः । अन्नमन्नाद्वीर्यं तपो मन्त्राः कर्म लोका लोकेषु च नाम' 'अरा इव रथनाभौ कला यस्मिन् प्रतिष्ठिताः । तं वेद्यं पुरुषं वेद' ઇતિ. ( જીવો તો કળાઓના લોભ્નાઓ અને વશ વર્તનારા છે. ઈશ તો આજ છે કે જેમાં રથનાભિમા આરાઓની પેંઠે કળાઓ પ્રતિષ્ઠા પામી રહી છે ) હે વિશ્વ ! સર્વત્ર પ્રવેશ છે માટે તમો વિશ્વ નામથી કહ્યા છો. 'तत्सृष्ट्वा तदेवानुप्राविशत्' એવી શ્રુતિ છે 'वेशनाद्विश्वमित्याहुर्लोकानां काशिसत्तम !' એવી નિરૂક્તિ છે. અથવા વિશ્વશરીરક છો માટે વિશ્વ કહ્યા છો, 'ब्रह्मैवेदं विश्वं' 'पुरुष एवेदं विश्वं' 'विश्वमेवेदम्' ઇત્યાદિ શ્રુતિઓ છે. હે ઉત્તમશ્લોક ! સર્વની અપેક્ષાએ ઉત્કૃષ્ટ યશવાળા તમો છો માટે અન્વર્થ ઉત્તમશ્લોક નામથી કહ્યા છો. હે વિધે ! આ સમગ્ર વિશ્વના વિધાતા છો માટે વિધિ નામથી કહ્યા છો. હે મહર્ષે ! સર્વને સર્વદા એક સાથેજ સાક્ષાત્ કરવા સમર્થ અદ્વિતીય ઋષિ છો માટે મહર્ષિ નામથી કહ્યા છો. ( 'अदृष्टो द्रष्टा अश्रुतः श्रोता' એવી શ્રુતિ છે ) હે પ્રાણેશ ! પ્રાણશબ્દવાચ્ય જીવોના ઈશ-નિયંતા છો માટે પ્રાણેશ કહ્યા છો. અથવા પોતાવિષે પરમ પ્રીતિએ યુક્ત હોવાથી પોતાના પ્રાણને સદૃશ એવા એકાંતિક

श्वर ! ते नमोऽस्तु ॥२१॥ वृषाकपे ! केशव ! धर्म ! धीर ! शुचि-

ભક્તોના ઇશ-પતિ છો માટે પ્રાણેશ સંજ્ઞાથી કહ્યા છો અથવા પોતામાં અતિપ્રીતિવાળા ભક્તજનોના પ્રાણોને ઇશતે-સદા પોતાના દર્શનદાનાદિકથી રક્ષણ કરોછો માટે પ્રાણેશ કહ્યા છો હે વિશ્વેશ્વર ! વિશ્વ-અનેક બ્રહ્માંડ મંડળના ઇશ્વર છો એવા તમોને નમસ્કાર છે ॥૨૧॥ હે વૃષાકપે ! સર્વ પુરૂષાર્થના વર્ષનાર હોવાથી વૃષ-અનુપમ ધર્મરૂપ છો અને કાત્-જળ થકી પૃથ્વીના રક્ષણમાટે શ્રેષ્ઠ વરાહરૂપ છો માટે તમો વૃષાકપિ નામથી કહ્યા છો, 'कपिर्वराह श्रेष्ठश्च धर्मश्च वृष उच्यते । तस्माद् वृषाकपिं प्राह कश्यपो मां प्रजापति ' એવી મહાભારતમાં નિરૂક્તિ છે હે કેશવ ! બ્રહ્મા અને શિવ જે તમારા વશમાં વર્તે છે માટે કેશવ નામથી કહ્યા છો તેમાં 'क इति ब्रह्मणो नाम ईशोऽहं सर्वदेहिनाम् । आवां तवाङ्गे सम्भूतौ तस्मात् केशवनामवान्' એવી નિરૂક્તિ છે અથવા શ્રેષ્ઠ ચીકણા શ્યામ વાંકા કેશવાળા છો માટે કેશવ કહ્યા છો, તેમાં 'प्रशस्तनीलकेशत्वात् केशवः परिकीर्तित એવી નિરૂક્તિ છે અથવા કેશિનામના અસુરને હણનાર છો માટે કેશવ કહ્યા છો, 'यस्मात्त्वयैव दुष्टात्मा हत' केशी जनार्दन ! । तस्मात्केशवनाम्ना त्वं लोके ख्यातिं गमिष्यसि' એમ વિષ્ણુ-પુરાણમાં કહ્યુ છે અથવા કેશસંજ્ઞિત સૂર્યાદિસંક્રાંત જે અંશુ (કિરણો) તેવાળા છો માટે કેશવ નામથી કહ્યા છો, 'अंशवो ये प्रकाशन्ते ममैते केशसंज्ञिता' । सर्वज्ञा' केशवं तस्मान्मामाहुर्द्विजसत्तमा.' એમ મહાભારતમાં કહ્યુછે અથવા ક-બ્રહ્મા અ-વિષ્ણુ ઇશ-શિવ, આ કેશસંજ્ઞાથી કહેવી ત્રણ મૂર્તિઓ જે તમારા વશમાં યથાસંભવ વર્તે છે માટે કેશવ નામથી કહ્યા છો હે ધર્મ ! અભ્યુદય (ત્રિવર્ગ) અને નિ શ્રેયસવડે સર્વને સાક્ષાત્ ધારી રહ્યા છો માટે ધર્મ કહ્યા છો તેમાં વચનો છે-'लोकानां त्वं परो धर्मः' 'तं वदन्ति महात्मानं कृष्णं धर्मं सनातनम्' 'साक्षाद्देवः पुराणोऽसौ स हि धर्मः सनातनः' ઇત્યાદિ. અથવા ધર્મ-યજ્ઞ તપ દાનાદિ સદાચારોવડે આરાધના કરાય છે માટે ધર્મ કહ્યા છો હે ધીર ! ધી-પોતાને અસાધારણ, નિરતિશય આનંદરૂપ સ્વસ્વરૂપમાં પ્રવેશ કરી રહેવી

**अघो ! भूतपते ! परात्मन् !। पुण्याङ्ग ! यज्ञेष्टद ! पुण्यकीर्ते !**

બુદ્ધિથી રમો છો માટે **ધીર** કહ્યા છો. અથવા ધી–સ્વસ્વરૂપમાંજ એક નિષ્ઠાવાળી બુદ્ધિને આપો છો માટે **ધીર** કહ્યા છો અથવા 'विकारहेतौ सति विक्रियन्ते येषां न चेतांसि त एव धीराः' આ અભિયુક્ત જનોએ કહેલા લક્ષણવાળા ધીર તમો છો માટે **ધીર** કહ્યા છો હે **શુચિશ્રવ:!** શુચિ–ભક્તિપ્રકર્ષપૂર્વક હોવાથી શ્રવણપ્રિય એવાં ભક્તજનોનાં સ્તુતિવચનોને અવશ્ય શ્રવણ કરો છો માટે **શુચિશ્રવ** નામથી કહ્યા છો. તેવું મહાભારતમાં વચન છે—'शुचीनि श्रवणीयानि शृणोमीह धनञ्जय!। नच पापानि गृह्णामि ततोऽहं वै शुचिश्रवा.' ઇતિ. 'भक्तैरुक्तान्यवश्यं यः शृणोति स शुचिश्रवाः' એવી નિરૂક્તિ છે અથવા શુચિ–શ્રોતા વક્તાને પવિત્ર કરનારા હોવાથી શુદ્ધ શ્રવ–નામો કે યશ જેમનાં છે માટે **શુચિશ્રવ** કહ્યા છો હે **ભૂતપતે !** ભૂતમાત્રના પતિ–સ્વામી છો, તમોએ નહિ અધિષ્ઠાન કરેલું કાંઇપણ વસ્તુ નથી. અથવા ભૂત–પોતાના પાર્ષદોદ્વારા પોતાના ભક્તોનું રક્ષણ કરો છો માટે ભૂતપતિ કહ્યા છો, 'भूतानि विष्णोः सुरपूजितानि दुर्दर्शलिङ्गानि महाद्भुतानि । रक्षन्ति तद्भक्तिमतः परेभ्यो मत्तश्च मर्त्यानथ सर्वतश्च' એમ ભાગવતમા કહ્યું છે. **હે પરાત્મન્!** તમો સર્વ ભૂતોના અંતરાત્મા છો, માટેજ પરાત્મા–પોતાથકી ઇતર સમસ્ત વસ્તુમાં અનુપ્રવેશ કરીને આત્માપણે સર્વને ધારણ કરી રહ્યા છો, આવો બીજો કોઈ આત્મા નથી માટે આપ **પરાત્મા** કહ્યા છો અથવા જ્ઞાતૃત્વાદિ ધર્મે કરીને દેહ ઇન્દ્રિયાદિકથકી પર વર્તતા એવા જીવોના આત્મા–અંતર્યામી છો માટે **પરાત્મા** કહ્યા છો, 'आत्मात्मा चाक्षरात्मा' એમ સ્કંદપુરાણમાં કહ્યુ છે તથા 'य आत्मनि तिष्ठन्' એવી શ્રુતિ છે **હે પુણ્યાંગ !** જે તમારૂં દિવ્ય અંગ સદર્શનાદિવડે પાતકિઓનેપણ પાવન કરેછે, માટે તમો **પુણ્યાંગ** છો (સકળમંગળ કરનાર દિવ્ય વિગ્રહવાળા છો) અથવા પુણ્ય–ધર્મના અંગ–શરીરવત્ રક્ષક (ધર્મવર્મ) છો માટે **પુણ્યાંગ** કહ્યા છો, 'ब्रह्मण्ये धर्मवर्मणि' એમ ભાગવતમા કહ્યુ છે. **હે યજ્ઞેષ્ટદ !** યજ્ઞફળને આપનારા છો હે **યજ્ઞ!** હે **ઇષ્ટદ!** એવુ પૃથક્ પદ

सुधीर्नमस्ते ! पुरुषोत्तमाय ॥२२॥ अधोक्षज ! श्रीकर ! कञ्जनेत्र !

હોય તો, 'यज्ञो वै विष्णुः' એવી શ્રુતિ છે માટે તમો યજ્ઞારાધ્ય હોવાથી યજ્ઞ છો. અથવા રૂચિપ્રજાપતિથકી યજ્ઞનામથી પ્રકટ થયા છો માટે યજ્ઞ કહ્યા છો. અથવા જપયજ્ઞસ્વરૂપ છો માટે યજ્ઞ કહ્યા છો ઇષ્ટ ફળને આપનારા ઇજ્ય (પૂજ્ય) તમોજ છો માટે ઇષ્ટ કહ્યા છો. હે પુણ્યકીર્તે ! જે તમારૂં કીર્તન પુણ્ય-સમસ્ત પાપને પ્રણાશ કરનારૂં છે માટે તમો પુણ્યકીર્તિ છો. તેવું વચન છે-'नामसङ्कीर्तनं भक्त्या विलापनमनुत्तमम्। मैत्रेयाशेषपापानां धातूनामिव पावकः ॥' 'अवशेनापि यन्नाम्नि कीर्तिते सर्वपातकैः । पुमान् विमुच्यते सद्य सिंहत्रस्तैर्मृगैरिव ।' 'कलौ सङ्कीर्त्य केशव' ઇતિ અથવા પુણ્ય-અનંત જન્મમાં સપાદન કરેલાં સત્ સુકૃતવાળા જનોમા કીર્તિ-સર્વદા સંકીર્તન જેમનું છે માટે પુણ્યકીર્તિ કહ્યા છો. હે સુધીઃ ! ચેતનોના શ્રેયના ચિંતનમાંજ એક પ્રવર્તેલી હોવાથી શોભન ધી (સંકલ્પ)એ સંપન્ન છો માટે સુધી સજ્ઞાથી પ્રખ્યાત છો અથવા સુ-અત્યંત ભક્તહિતને ચિંતન કરો છો માટે સુધી કહ્યા છો એવા પુરૂષોત્તમ—પુરૂષ ચેતનોની અપેક્ષાએ ઉત્કૃષ્ટતમ અને નિત્યમુક્તો થકી ઉત્કર્ષથી ઉત્કૃષ્ટતમ તમોને નમસ્કાર છે ॥૨૨॥ હે અધોક્ષજ ! સમગ્ર કલ્યાણ ગુણપરિપૂર્ણ અને નિરવધિ મહાનંદામૃતના મહાસાગર એવા આપ અનુક્ષણ નિત્યમુક્તો અને ભક્તોએ સદા ઉપભોગવ્યા થકાપણ ક્યારેયપણ અધ ક્ષય પામતા નથી (ખુટી જતા નથી) માટે અધોક્ષજ નામથી કહ્યા છો. તેવું નિર્વચન છે-'अधो न क्षीयते जातु यस्मात्तस्मादधोक्षज.' ઇતિ અથવા અક્ષજ-ઇન્દ્રિયજન્ય જ્ઞાન જેની આગળ અધ જ છે, એટલે સાક્ષાત્ સંબન્ધ પામતું નથી, માટે તમો અધોક્ષજ કહ્યા છો અર્થાત્ ઇન્દ્રિયાગોચર છો હે શ્રીકર ! આશ્રિતોનું શ્રેય કરનાર છો માટે શ્રીકર કહ્યા છો અથવા શ્રી (લક્ષ્મી)ને પરસ્વરૂપમાંજ જેમ એમ વ્યૂહાવતારાદિકમાંપણ પોતાને અનુરૂપ કરો છો માટે શ્રીકર નામથી કહ્યા છો, 'देवत्वे देवदेहेयं मानुषत्वे च मानुषी' એમ વિષ્ણુપુરાણમાં કહ્યુ છે. હે કંજનેત્ર ! પ્રફુલિત કમળ દળ જેવા નેત્રવાળા હોવાથી કંજનેત્ર

**वेदैकविद्वेदकृदव्ययात्मन्!। अव्यक्त! संश्रितपर! सौख्य! हेतो!**

કહ્યા છો. તેમાં 'तस्य यथाकप्यासं पुण्डरीकमेवमक्षिणी' એવી શ્રુતિ છે. હે વેદૈકવિત્! મુખ્ય વેદ અને વેદાર્થને સંશય વિપર્યાસ વિના યથાર્થપણે તમો એકજ જાણો છો માટે વેદૈકવિત્ કહ્યા છો. 'वेदान्तकृद्वेदविदेव चाहं' એવું ભગવદ્વચન છે. અથવા 'वेद्यते इति वेदः' એવી વ્યુત્પત્તિથી વેદપ્રતિપાદ્ય જે ધર્મ તે વેદ કહેવાય, તેને विन्दति-પોતાના આરાધનરૂપપણે પામો છો માટે વેદૈકવિત્ કહેવાઓ છો 'वेदैर्वेद्यतया वेदस्तदर्थो धर्म उच्यते। तदनुष्ठापनाज्ञित्यं मधुघ्नो वेदवित् स्मृतः' એવી નિરૂક્તિ છે. હે વેદકૃત્! સર્ગના આદિભાગમાં ઋગાદિ વેદોને પ્રકાશ કરો છો માટે વેદકૃત્ કહ્યા છો. 'अस्य महतो भूतस्य निःश्वसितमेतद्यदृग्वेदः' ઈત્યાદિ શ્રુતિ છે. હે અવ્યયાત્મન્! જે તમારા આત્મા-સ્વરૂપ કે સ્વભાવનો વ્યય-વિનાશ કે વિકાર નથી વર્તતો માટે તમો અવ્યયાત્મા કહ્યા છો. 'अजरोऽमरोऽव्ययः' ઈત્યાદિ શ્રુતિ છે. હે અવ્યક્ત! સ્વયં સ્વેચ્છાથી પોતાનાજ રૂપથી પ્રાદુર્ભાવ પામો છો તથાપિ સર્વને મનુષ્યભાવના અનુકરણને લીધે વ્યક્ત (પ્રકાશ) થતા નથી માટે અવ્યક્ત નામથી કહ્યા છો. 'नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः' એમ ગીતામાં કહ્યું છે. 'मनुष्यत्वेन सर्वत्र परभावाप्रकाशनात्। बुधैरव्यक्त इति च कथितस्तत्त्वपारगैः' એવી નિરૂક્તિ છે. હે સન્! 'सदेव सोम्येदमग्र आसीत्' આ કારણનિરૂપણ પ્રકરણમાં સચ્છબ્દથી જણાવ્યા છો માટે સત્ કહ્યા છો. અથવા સન્-શ્રેષ્ઠ છો, માન્ય છો અને ત્રિકાળ સત્ય છો માટે સત્ કહ્યા છો. હે ચિત્! 'तदैक्षत बहु स्यां प्रजायेय' આ ઈક્ષણરૂપ ચેતનગુણવાન્ હોવાથી અચેતન પ્રધાન થકી વ્યાવૃત્તિ (પૃથક્) કરેલા ચિચ્છબ્દ બોધ્ય તમોજ છો માટે ચિત્ કહ્યા છો. હે પર! 'अक्षरात्परतः परः' ઈત્યાદિ શ્રુતિમાં અક્ષરપરપણે નિરૂપણ કરેલા તમોજ છો માટે પર કહ્યા છો. અથવા 'चित्पर' એવું સમસ્ત પદ લેવું, 'સમસ્ત ચેતનની અપેક્ષાએ પર' એવો તેનો આશય સમજવો. અથવા 'चित् पर' એવું ભિન્ન પદ સમાનાધિકરણ લેવું; 'પર ચેતન છો' એવો તેનો અભિપ્રાય જાણવો.

आनन्द ! विद्याधिपते ! नमोऽस्तु ॥२३॥ ज्ञेयादिदेव ! प्रियभक्त !

હે સૌખ્ય ! પોતાના એકાતિક ભક્તોને અવિનાશી અભિવાછિત સુખો આપનારા છો માટે સૌખ્ય નામથી કહ્યા છો 'ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च । शाश्वतस्य च धर्मस्य सुखस्यैकान्तिकस्य च' એમ ગીતામા કહ્યુ છે હે હેતો ! જગતના હેતુભૂત પ્રકૃત્યાદિકના હેતુ હોવાથી હેતુ સજ્ઞાથી કહ્યા છો, 'अखिलहेतुहेतु' એમ ભાગવતમા કહ્યુ છે અથવા ભક્તોના વાછિત અર્થોમા કારણ છો માટે હેતુ સજ્ઞાથી કહ્યા છો 'वाञ्छितार्थनिदानत्वात् हेतुरित्यभिधीयते' એવી નિરૂક્તિ છે. 'परसौख्यहेतो' એવુ સમસ્ત પદ લઇએ તો 'સર્વતોપર મોક્ષસુખના પમાડનારા' એવો અર્થ કરવો 'एष ह्येवानन्दयाति' એવી શ્રુતિ છે सौख्यहेतो' એવા સબો ધનપદના આશ્રયણમા પણ આજ અર્થ છે હે આનંદ ! સ્વત નિરવધિક આનદસ્વરૂપ છો માટે આનંદ નામથી કહ્યા છો 'आनन्दो ब्रह्म' એવી શ્રુતિ છે (આનદવલ્લીમા આનદ સ્વરૂપની વિશેષત મીમાસા કરી છે) અથવા અનેકવિધ અવતારચરિત્રોવડે પોતાના એકાતિક ભક્તોને આહ્લાદ આપો છો માટે અન્વર્થ આનંદ નામથી કહ્યા છો હે વિદ્યાધિપતે ! પરબ્રહ્મવિદ્યાના તમોજ પ્રધાન અધિપતિ છો, પરબ્રહ્મની વિદ્યા તે પરબ્રહ્મના પ્રસાદ વિના લભ્ય નથી, 'यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम्' એવી શ્રુતિ છે એવા આપ ભગવાનને નમસ્કાર છે ॥૨૩॥ હે જ્ઞેય ! જે જાણવા યોગ્ય હોય તે જ્ઞેય કહેવાય, જેના વિજ્ઞાનથી વિમુક્તિ મળે એજ જ્ઞેય છે, જ્ઞેયનુ જે વિજ્ઞાન એજ જ્ઞાન છે, અન્યતો અજ્ઞાનજ છે, ઇતરતો અજ્ઞેય છે, કેમકે બધક છે, આપના સ્વરૂપ સ્વભાવના જ્ઞાનથીજ આત્યતિક મોક્ષ મળે છે, માટે આપજ એક જ્ઞેય-જાણવા યોગ્ય હોવાથી જ્ઞેય નામથી કહ્યા છો હે આદિદેવ ! સર્વના કારણ હોવાથી આદિ અને સ્વજ્ય વર્ગની સાથે ક્રીડા કરોછો માટે દેવ, ગણીને આદિદેવ કહ્યા છો, તેમા વચન છે–'सम्प्रयोज्य वियोज्यायं कामकारकरः प्रभुः । क्रीडते भगवान्' 'अप्रमेयोऽनियोज्यश्च यत्र कामगमो वशी । मोदते भगवान् विष्णुर्बालः क्रीडनकैरिव' इति

पूज्य ! प्रेष्ठ ! प्रजेशामरवर्य ! सर्व ! । ब्रह्मागुणागम्य ! सदर्च-

અથવા આદિ-સમય જગત્સર્ગથી પહેલાં પોતાના અક્ષર ધામમાં પોતાના ભક્તસમાજ સાથે ક્રીડા કરી રહ્યા છો માટે **આદિદેવ** સંજ્ઞાથી કહ્યા છો, 'यः स्वभक्तेभ्यो रमते स मे सर्वस्वं' એવી શ્રુતિ છે. હે **પ્રિયભક્ત!** તમોને ભક્તો અતિ પ્રિય છે માટે **પ્રિયભક્ત** નામથી કહ્યા છો. 'ज्ञानी त्वात्मैव मे मतम्' 'स च मम प्रियः' એમ ગીતામાં સ્વયં કહ્યું છે. હે **પૂજ્ય!** આપના થકી અન્ય કોઈ પ્રથમ પૂજાને યોગ્ય નથી, દેવદેવ છો અને ઈશ્વરેશ્વર છો માટે સર્વ કોઇએ પ્રથમ પૂજ્ય આપજ એક છો. (આ અર્થ યુધિષ્ઠિર રાજસૂયયજ્ઞમાં સ્પષ્ટ છે) હે **પ્રેષ્ઠ!** સર્વ સુખના નિધિ હોવાથી નિરૂપાધિક પ્રિયતમ તમો એકજ છો, આત્મા થકી અન્ય કોઈ પ્રિયતમ નથી, સર્વના મુખ્ય આત્મા આપ એકજ છો માટે પ્રેષ્ઠ નામથી કહ્યા છો હે **પ્રજેશ!** બ્રહ્માને આરંભીને સ્તબપર્યંત સર્વ કોઈ જન્મ-ધારીઓના તમો ઈશ છો, તેઓનું જનન સ્થિત્યાદિક આપને આધીન છે. માટે આપ **પ્રજેશ** કહ્યા છો. હે **અમરવર્ય!** જેઓ સાચા અમરપણે પ્રખ્યાત નિત્યમુક્તો છે (નિત્યમુક્તોજ જનનમરણના યોગે રહિત છે માટે અમર કહેવાય. બદ્ધ જીવોનેતો પ્રારબ્ધને આધીન દેહયોગ વિયોગે કરેલો જનનમરણયોગ છેજ, માટે તેઓ સાચા અમર ન કહેવાય) તે નિત્યમુક્તોનું જે અમરપણું છે તે પણ આપના સકલ્પને આધીન છે, તો આપજ અમરેશ હોવાથી **અમરવર્ય** નામથી પ્રખ્યાત છો. હે **સર્વ!** સ્વયં અવાપ્ત સમસ્ત કામ હોવાથી અન્ય અપેક્ષાએ રહિત છો તથાપિ સ્વરૂપ સ્થિત્યાદિકના નિર્વાહ માટે આ સર્વ વિશ્વમા અનુપ્રવેશ કરીને શરીરને આત્માજ જેમ એમ 'હું છું' એરીતે સર્વને સ્વાત્મકપણે અનુસંધાન કરો છો માટે **સર્વ** છો, 'असतश्च सतश्चैव सर्वस्य प्रभवाप्ययः । सर्वस्य च सदा ज्ञानात् सर्वमेनं प्रचक्षते' 'सर्वं समाप्नोषि ततोऽसि सर्वः' એવી સ્મૃતિ છે. 'चराचरशरीरेषु व्याप्तिमान् सर्व इरितः' એવી નિરુક્તિ છે. હે **બ્રહ્મ!** સ્વરૂપ સ્વભાવથી નિરતિશય બૃહત્ત્વ (મોટાપણું) યોગવાળા છો અને પોતાવિષે અનન્ય મનવાળા ભક્તોને બૃહત્પણું (મોટા-

नीय ! प्रमाणहीनाधिपते ! नमोऽस्तु ॥२४॥ स्वामिन्महेशामल धाम ! देव ! ज्ञानप्रदागोचर ! सद्गुणाऽऽप्त ! । सहस्रमूर्ते ! पुरु

પણ ) કરી આપો છો માટે બ્રહ્મ નામથી પ્રખ્યાત છો 'बृहत्त्वात् बृहणत्वाच्च ब्रह्मेति परिकीर्त्यते' એવુ નિર્વચન છે હે અગુણ ! ( નિર્ગુણ ) માયિક સત્ત્વાદિ ગુણોએ શૂન્ય છો, પ્રાકૃતની પેઠે ગુણવશ વર્તનારા નથી કિંતુ પરમ સ્વતંત્ર છો માટે અગુણ કહ્યા છો 'साक्षी चेता केवलो निर्गुणश्च' એવી શ્રુતિ છે 'सत्त्वादयो न सन्तीशे यत्र च प्राकृता गुणाः' એવી સ્મૃતિ છે હે અગમ્ય ! પ્રાકૃત ઇન્દ્રિયોવડે ગમ્ય-પ્રાપ્ય નથી માટે અગમ્ય કહ્યા છો અથવા અપરિચ્છેદ્ય સ્વરૂપ છો માટે અગમ્ય કહ્યા છો અથવા શમદમાદિ આત્મગુણોએ રહિત જનોએ ગમ્ય નથી માટે અગમ્ય કહ્યા છો હે સદર્ચનીય ! સત-આત્મજ્ઞાને સપન્ન જનોએ અર્ચનીય છો માટે સદર્ચનીય કહ્યા છો હે પ્રમાણહીન ! સ્વરૂપ સ્વભાવ ગુણ વિભૂત્યાદિકના પ્રમાણ-પરિચ્છેદે ( માપ ) રહિત છો માટે પ્રમાણહીન કહ્યા છો હે અધિપતે ! પતિ બ્રહ્માદિકોને પણ અતિક્રમ કરીને વર્તો છો માટે અધિપતિ કહ્યા છો 'पतिं पतीनां' 'एष सर्वाधिपतिः' એવી શ્રુતિ છે એવા આપ ભગવાનને નમસ્કાર છે ॥૨૪॥ હે સ્વામિન્ ! સર્વના શેષી છો માટે સ્વામી સર્વથી સુપ્રસિદ્ધ છો "एक एव हरिः स्वामिशब्दवाच्योऽस्ति सर्वथा' 'हरेः स्वाम्य' 'स्वामित्व ब्रह्मणि स्थित' એવી સ્મૃતિ છે હે મહેશ ! તમારા થકી અન્ય ઈશ નથી માટે મહેશ કહ્યા છો, 'तमीश्वराणां परमं महेश्वरम्' એવી શ્રુતિ છે હે અમલધામ ! અમળ-માયાગુણે રહિત હોવાથી સ્વત શુદ્ધ પ્રકાશકમય દિવ્ય ધામ જેમનુ છે હે દેવ ! નિરતિશય દીપ્તિએ યુક્ત છો માટે દેવ નામથી કહ્યા છો ( ज्योतिषां ज्योति એવી શ્રુતિ છે ) હે જ્ઞાનપ્રદ ! પોતાને અભિમુખ થએલા જનોને અવિદ્યારૂપ અધકારના વિનાશમાં સમર્થ એવા જ્ઞાનરૂપ તેજને આપનારા આપ છો હે અગોચર ! અભિમુખ નહિ થનારા જનોને અગોચર છો હે સદ્ગુણાપ્ત ! શમ દમાદિ આત્મગુણોએ સપન્ન એવા જનોને પ્રાપ્ત થતા 'સદ્ગુણ ! આપ્ત !' એવુ પૃથક્ સબોધન

**पातकाम ! प्रकाशकाकाशवपुर्नमस्ते ॥२५॥ स्वतन्त्र ! मायाधिप !**

પદ લઈએ તો સમસ્ત કલ્યાણગુણ પરિપૂર્ણ હોવાથી સદ્‌ગુણ અને સર્વના હિતૈકતત્પર હોવાથી **આપ્ત** કહ્યા છો. હે **સહસ્રમૂર્તે !** જગતના અનુગ્રહ અર્થે આપે ગ્રહણ કરેલી દિવ્ય મૂર્તિઓ અનંત છે માટે સહસ્રમૂર્તિ કહ્યા છો. 'अवतारा ह्यसंख्येया हरेः सत्त्वनिधेर्द्विजाः' એમ ભાગવતમાં કહ્યું છે. હે **પુરૂપ !** મુક્તોને પુરૂ-બહુ વાણીમનને અગોચર ગુણ વિભવવાળા સ્વાત્માનો અનુભવ સનોતિ-આપો છો માટે પુરૂપ નામથી પ્રખ્યાત છો. 'एष ह्येवानन्दयाति' 'सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता' એવી શ્રુતિ છે. 'मुक्तेभ्यः स्वात्मपर्यन्तदानात् पुरुष ईरितः' એવી નિરૂક્તિ છે. અથવા આ સર્વે વિશ્વથકી પૂર્વે વર્તો છો અને પરમ પાવન હોવાથી સર્વ પાપને પ્રણાશ કરો છો માટે **પુરૂપ** નામથી પ્રખ્યાત છો 'पूर्वमेवाहमिहासमिति तत्पुरुषस्य पुरुषत्वं' 'स यत्पूर्वोऽस्मात्सर्वस्मात्सर्वान् पाप्मन औषत्तस्मात्पुरुषः' એવી શ્રુતિ છે. અથવા પુર-શરીરમાં શયન કરો છો માટે પુરૂપ કહ્યા છો, 'नवद्वारं पुरं पुण्यमेतैर्भावैः समन्वितम् । व्याप्य शेते महात्मा यस्तस्मात्पुरुष उच्यते' એમ મહાભારતમાં કહ્યું છે અથવા પુરૂપાકાર હોવાથી **પુરૂપ** કહ્યા છો, 'आत्मैवेदमग्र आसीत् पुरुषविधः' 'परात्परं पुरुषमुपैति दिव्यं' 'वेदाहमेतं पुरुषं महान्तं' એવી શ્રુતિ છે. હે **આપ્તકામ !** તમો અવાપ્ત સમસ્ત કામ છો આનંદમય સ્વાત્મસ્વરૂપમાં નિષ્ઠાવાળાને કયો કામ હોય ? માટે આપ અકામ **આપ્તકામ** કહ્યા છો અને સંકલ્પમાત્રથી યથાકામ ( યથેચ્છ ) સર્જો છો માટે સત્યસંકલ્પ પણ **આપ્તકામ** છો 'सत्यकामः सत्यसङ्कल्पः' એવી શ્રુતિ છે. અથવા આપ્ત-પોતાના એકાંતિક ભક્તોમાં કામ-સદા નિવાસવાંછા જેમને છે તે **આપ્તકામ** કહેવાય. હે **પ્રકાશક !** પ્રકાશક સૂર્યાદિકના પણ પ્રકાશક આપ છો 'तमेव भान्तमनुभाति सर्वं' એવી શ્રુતિ છે. હે **આકાશવપુઃ!** આકાશવત્ નિર્લેપ વપુ-મૂર્તિ જે તમારી છે. અથવા નિરતિય પ્રકાશે વિશિષ્ટ દિવ્ય વિગ્રહ વાળા તમો છો માટે **આકાશવપુ** કહ્યા છો. એવા તમોને નમસ્કાર છે ॥૨૫॥ હે **સ્વતંત્ર !** આપનો અન્ય અધિપતિ નથી માટે

सर्वशक्ते ! सदा प्रसन्नो भव पाहि चास्मान् । त्वमेव सर्वाश्रयणीय एकस्तस्मै मुहुस्ते भगवन्नमोऽस्तु ॥२६॥ ततश्च प्रार्थयामासु

સ્નાતન કહ્યા છો હે માયાધિપ ! જેના વશમા આ સમગ્ર વિશ્વ વર્તે છે તે માયાના તમો ઈશ છો માટે માયાધિપ કહ્યા છો 'मायां तु प्रकृतिं विद्यात् मायिनं तु महेश्वरम् એવી શ્રુતિ છે અથવા માયા—અનાદિ જીવગત અજ્ઞાનરૂપ પ્રકૃતિ થકી અધિકપણે પોતાના ભક્તોને પાતિ-રક્ષણ કરો છો માટે માયાધિપ કહ્યા છો હે સર્વશક્તે ! સર્ગ સ્થિતિ સહાર કરવામા ઉપયોગી અચિંત્ય અનત શક્તિએ સપન્ન છો માટે સર્વશક્તિ કહ્યા છો 'पराऽस्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी' એવી શ્રુતિ છે અથવા કાળ માયાદિરૂપ સર્વે શક્તિઓ જેમની છે અથવા અક્ષરાદિ સર્વેમા શક્તિ-નિયમન સામર્થ્ય જેમનુ છે માટે સર્વશક્તિ કહ્યા છો હે ભગવન્ ! સમસ્ત દોષવિરોધિ કલ્યાણગુણસ્વરૂપ હોવાથી પરમ પૂજ્ય છો માટે ભગવાન્ કહ્યા છો, 'सर्वहेयप्रत्यनीककल्याणगुणवत्तया । पूज्यात्पूज्यतमो योऽसौ भगवान् इति शब्द्यते' એવી નિરૂક્તિ છે અથવા ऐश्वर्यस्य समग्रस्य धर्मस्य यशस श्रिय । वैराग्यस्याथ मोक्षस्य षण्णां भग इतीरणा આ છ ક યાણ ગુણોએ સપન્ન છો માટે ભગવાન્ કહ્યા છો 'उत्पत्तिं प्रलयं चैव भूतानामागतिं गतिम् । वेत्ति विद्यामविद्यां च स वाच्यो भगवानिति' આ વચનને અનુસારે પણ આપ ભગવાન છો અથવા જ્ઞાન શક્તિ બળ ઐશ્વર્ય વીર્ય તેજ આ ભગવચ્છબ્દવાચ્ય છ ગુણશાળી છો માટે ભગવાન્ કહ્યા છો 'ज्ञानशक्तिबलैश्वर्यवीर्यतेजांस्यशेषत । भगवच्छब्दवाच्यानि विना हेयैर्गुणादिभि । एवमेष महाशब्दो मैत्रेय भगवानिति । परमब्रह्मभूतस्य वासुदेवस्य नान्यग ॥' એમ વિષ્ણુપુરાણમા કહ્યુ છે તમો અમારી ઉપર પ્રસન્ન થાવ અને અમારી આ ભવસાગર થકી રક્ષા કરો સર્વ કોઈએ સમાશ્રય કરવા યોગ્ય તમોજ એક—અદ્વિતીય છો જે હેતુ માટે તમો સકળ ફળને આપનારા અને અપરિમિત અનંત ફળને આપનારા છો માટે સર્વ-આર્ત જીજ્ઞાસુ અને અર્થાર્થિઓએ આશ્રયણીય છો એવા સર્વશાસ્ત્રપ્રસિદ્ધ તમોને વારવાર નમસ્કાર છે એરીતે અષ્ટોત્તર શતનામાવળિવડે મુનિવિગેરેએ સ્તુતિ કરી ॥૨૬॥

सर्वे भक्तजनाः प्रभुम् । बद्धाञ्जलिपुटा भक्त्या तन्मुखार्पितदृष्टयः ॥२७॥ अस्माकं स्खलने क्षुते च पतने व्याधौ तथा जृम्भणे मूर्च्छायां मरणेऽपि वा विवशतां सम्प्राप्स्यतां नित्यदा । त्वन्नामान्यखिलाघदुःखनिचयध्वंसातिशौर्याणि वै वाचायां विलसन्तु निश्चलतया भक्तप्रिय ! श्रीहरे ! ॥२८॥ मा देहगेहद्रविणेषु बुद्धिर्व्रजेद्भवत्पादयुगं विहाय । अस्माकमित्येव हरेऽभिवाञ्छितं सम्पूरयाधीश ! भव प्रसन्नः ॥२९॥ इति सम्प्रार्थ्य ते सर्वे भक्तास्तद्गतमानसाः । निषेदुश्च यथास्थानं तं प्रणम्येश्वरं पुनः ॥३०॥ उपवि-

હે રાજન્ ! એરીતે સ્તુતિ કરીને, પછી સર્વ ભક્તજનો બે હાથ જોડીને ભક્તિથી ભગવાનના મુખકમળને સન્મુખ એકાગ્ર દૃષ્ટિ રાખીને પ્રભુ શ્રીહરિની પ્રાર્થના કરવા લાગ્યાકે-હે ભક્તપ્રિય શ્રીહરે ! અમો એવી આપની પ્રાર્થના કરીએ છીએ કે-આપનાં હરિ કૃષ્ણ હરિકૃષ્ણ નારાયણમુનિ સહજાનંદ સ્વામિનારાયણાદિ નામો જે સમગ્ર પાપપુંજને તથા દુઃખસમૂહને મૂળમાંથી નાશ કરવામાં મહાશૂરવીર સર્વમંગળકારી છે તે અમારી વાણીમાં નિશ્ચળપણે સર્વે કાળમાં નિવાસ કરો, કારણ કે વાણીનું સાફલ્ય આજ છે. સ્ખલન-ઠેસો ખાતાં કે ક્ષુત-છીંક ખાતા કે પતન-નીચે પડી જતાં કે જ્વરાદિ વ્યાધિમાં કે બગાસુ ખાતાં કે મૂર્છા મરણના અવસરમાં કદાચિત્ પરવશતાને પામી જઇએ તો પણ અમારી વાણીમાં તમારાં નામામૃતનો નિત્ય નિશ્ચળ વિલાસ કરો હે સર્વાધીશ શ્રીહરે ! આપના પાદારવિંદને ત્યાગ કરીને ક્યારેય પણ દેહ ગેહ દ્રવ્યાદિકમાં અમારૂં મન પ્રવેશ કરો નહિ કિંતુ આપના ચરણકમળમાંજ આસક્ત રહો આટલુંજ અમારૂં અભિલષિત છે તેને કૃપા કરી પરિપૂર્ણ કરો અને અમારી ઉપર પ્રસન્ન થાવ ॥૨૭-૨૯॥ હે રાજન્ ! આ પ્રકારે તે સર્વે ભક્તો ભગવાનની પ્રાર્થના કરીને, પછી પુનઃ પ્રણામ કરીને, તેમને વિષે મન જોડી દઇને યથાસ્થાન બેસી ગયા ॥૩૦॥ સમસ્ત ભક્તજનો બેસી જતાં સર્વેનું હિત કરનારા પ્રભુ શ્રીહરિએ કાંઈ પણ કહેવાની

ष्टेषु सर्वेषु सर्वेषां हितकृत्प्रभुः । किञ्चिद्विवक्षुस्तांस्तूष्णीमकरोत्करसंज्ञया ॥३१॥ तूष्णीं तेषूपविष्टेषु स्वास्यैकस्तदृष्टिषु । मेघगम्भीरया वाचा प्रोवाच भगवानिदम् ॥३२॥ श्रीनारायणमुनिरुवाच— शृण्वन्तु मामकाः सर्वे मुनयश्च नराः स्त्रियः । अव्यग्रमनसो भक्ता ! वाच्यमानं मया वचः ॥३३॥ व्रतं जागरणेनैव सम्पूर्णफलदं भवेत् । अतोऽद्य जागरः कार्यः श्रीकृष्णगुणकीर्तनैः ॥३४॥ इत्युक्त्वा गापयामास कृष्णपद्यानि भूरिशः । संस्कृतानि प्राकृतानि मुक्तानन्दादिभिश्च सः ॥३५॥ तालिकावादनं कुर्वन्नुच्चैस्तैरपि कारयन् । स्वयं च तैः सह जगौ भक्तसद्मनोहरः ॥३६॥ आनन्दयन्भक्तजनान्स इत्थं तान्कारयञ्जागरणं नरेश ! । शुश्राव दीर्घं ध्रुकवाकुशब्दं निशोऽन्तिमे याम ऋषिः पुराणः ॥३७॥ आज्ञाप्य सर्वान्

ઇચ્છાથી તેમને હસ્તસંજ્ઞાથી મૌન કરી દીધા તેઓ મૌનમુદ્રાથી બેસી જઇને પોતાના વદનારવિંદમાજ એકાગ્ર દૃષ્ટિવાળા થતાં, તેમના પ્રતિ ભગવાન્ શ્રીહરિ મેઘગંભીર વાણીવડે એમ બોલ્યા ॥૩૧-૩૨॥ શ્રીનારાયણમુનિ કહે છે—હે ભક્તો ! મારા આશ્રિત મુનિઓ અને નરનારી હરિજનો, તમો સર્વે અવ્યગ્ર મનવાળા થઇને મેં આ કહેલું વચન સાભળો એકાદશ્યાદિ વ્રતમાત્ર જાગરણથીજ સંપૂર્ણ ફળ આપનારૂં થાય તો આજ તમો સર્વેએ ભગવદ્ગુણગાયનથી જાગરણ કરવું ॥૩૩-૩૪॥ હે રાજન્ ! આ પ્રકારે કહીને ભગવદ્ગુણોને જણાવનારા સંસ્કૃત પ્રાકૃત બહુ કૃષ્ણપદો મુક્તાનંદાદિ મુનિઓ પાસે શ્રીહરિએ ગવરાવ્યા ॥૩૫॥ ભક્તસદ્મમનોહર સ્વય શ્રીહરિ પણ તાલિકાધ્વનિને અત્યધિક કરતા અને તે સાધુઓ પાસે કરાવતા થકા તેમની સાથે કૃષ્ણકીર્તન ગાવા લાગ્યા ॥૩૬॥ હે નરેશ ! એરીતે શ્રીહરિએ તે સર્વે ભક્તજનોને આનંદ આપતા થકા તેમની પાસે જાગરણવ્રત કરાવ્યું તે પછી રાત્રિના અંતિમ પ્રહરમા કુકડાનો દીર્ઘ શબ્દ સાભળીને તે આ પુરાણ પરમર્ષિ શ્રીહરિએ મુનિજનો અને હરિજનોને સ્નાનાદિ નિત્યવિધિ કરવાની આજ્ઞા આપીને, તેમણે નમસ્કાર કર્યા થકા સ્વય નિત્યકર્મ કરવા પોતાના આવાસભૂત

समुनीक्षनांस्तांस्ततो विधातुं स च नित्यकर्म। नमस्कृतस्तैः पटमण्डपं स्वं समेत्य कर्माण्यकृतात्मनः पटु ॥३८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे वृत्तालयदोलोत्सवे सायन्तनविधिनिरूपणनामा पञ्चपञ्चाशत्तमोऽध्यायः ॥५५॥

सुव्रत उवाच—श्रीकृष्णस्याथ विधिवत्स कृत्वोत्तरपूजनम्। हैमीं मूर्तिं द्विजेन्द्राय प्रददौ धरणीपते ! ॥१॥ ब्राह्मणान्भोजयामास शतशश्च सहस्रशः। यथेष्टघृतखण्डाद्यैर्भक्ष्यैर्भोज्यैश्च तत्प्रियैः ॥२॥ भोजयित्वा मुनीन्सम्यक् पार्षदादींश्च पूर्ववत्। पाकं कर्तुं समारेभे स्वावासे च स्वयं हरिः ॥३॥ रामप्रतापेच्छारामौ सभार्यौ च तदैत्य तम्। प्रार्थयामासतू राजन्बहुधा विनयानतौ ॥४॥ एता-

પટમંડપ (તંબૂ)ને પામીને પોતાની સ્નાનાદિ ષટ્ ક્રિયાઓ યથાવિધિ કરી ॥૩૭-૩૮॥ ઇતિ શ્રીસત્સંગિજીવને.. તૃતીયપ્રકરણે વૃત્તાલયદોલોત્સવે સાયંતનવિધિનિરૂપણનામા પંચપંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૫॥

## [1]અધ્યાય ૫૬ મો.

સુવ્રતઋષિ કહેછે—હે ધરણીપતે ! ત્યારપછી શ્રીહરિએ સર્વતોભદ્રમંડળમાં સ્થાપેલી કૃષ્ણપ્રતિમાનુ યથાવિધિ ઉત્તર પૂજન કરીને, કાંચનમયી તે કૃષ્ણમૂર્તિ વિપ્રવર્ય શિવયાજ્ઞિક વિપ્રને આપી ॥૧॥ તે પછી હજારોહજાર બ્રાહ્મણોને યથેષ્ટ ઘૃત સાકરે સપન્ન, માટેજ બ્રાહ્મણપ્રિય એવા ભોજનોવડે સતૃપ્ત કર્યા ॥૨॥ મુનિઓને અને પાર્ષદાદિકને દશમીની રાત્રિની પેઠે રૂડી રીતે જમાડીને સ્વયં શ્રીહરિએ પોતાના ઉતારામા રસોઈ કરવાનો આરંભ કર્યો ॥૩॥ હે રાજન્ ! તે સમયે રામપ્રતાપ અને ઇચ્છારામ ભ્રાતાઓ ભાર્યા સાથે ભગવાન્ સમીપે આવીને વિનયવિનમ્ર થઇને બહુધા પ્રાર્થના કરવા લાગ્યા ॥૪॥ તે પ્રાર્થના કહેછે—

૧ આ અધ્યાયમા ભ્રાતાઓના ગૃહમા ભગવાને વારાથી કરેલુ ભોજન અને પુષ્પદોલોત્સવનો નિર્ણય કહ્યો છે

यत्कालपर्यन्तं त्वया पाकः स्वयं कृतः । स्वज्ञातिविप्रस्याभावाद्युक्तं तत्तव धर्मिण ॥५॥ साम्प्रतं तु वयं सर्वे त्वामेव शरणं गताः । त्वदन्तिके च स्थास्यामो यावज्जीवं सहान्वयाः ॥६॥ अतोऽस्माभिः कृतं पाकमुपयोक्तुं त्वमर्हसि । कृतार्था हि भविष्याम एतावत्यैव सेवया ॥७॥ सुव्रत उवाच—इति सोदरयोर्वाक्यं स निशम्य कृपानिधिः । तयोर्निष्कपटं भावं विदन्स्वस्मिन्नुवाच तौ ॥८॥ एवमेवाचरिष्यामि मान्यत्वाद्युवयोरपि । निर्दम्भं मयि भावं वां जाने सपरिवारयोः ॥९॥ एकैकस्मिन् दिने भोक्ष्य एकैकस्य गृहे हि वाम् । विधाय कृष्णनैवेद्यमाह्वातव्योऽहमन्वहम् ॥१०॥ आमान्नादि मदर्थं च दद्युर्भक्तजनास्तु यत् । भवद्भ्यां तद्गृहीतव्यं पाकः कार्यो विशोध्य तत्

હે નીલકંઠ વર્ણીન્દ્ર ! આ પાકપ્રયાસ હવે પછી શામાટે આપ કરોછો ? જ્યાંસુધી પોતાના જ્ઞાતિજનની સન્નિધિ ન હતી ત્યાંસુધી અગતિને લીધે પાકપ્રયાસ આપે સહન કર્યો તેતો ધર્મિષ્ઠ આપને યોગ્ય છે હમણા તો આપનાજ શરણને પામીને આપનીજ સન્નિધિમાં સપરિવાર યાવજ્જીવિત રહીશું તો આ પાકપરિશ્રમનો પરિત્યાગ કરીને અમોએ કરેલો પાક સ્વીકાર કરવાને આપ યોગ્ય છો અમો આટલીજ સેવાવડે કૃતાર્થ થઈશું બીજાઓ તો તપાદિવડે તમોને પ્રસન્ન કરે છે અમારે તો આટલુંજ આપના પ્રીણનનું કારણ છે ॥૫-૭॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! આવું જ્યેષ્ઠ કનિષ્ઠ સહોદરોનું વચન સાંભળીને, પોતાવિષે તેઓનો નિષ્કપટભાવ જાણીને તેમના પ્રતિ કૃપાનિધિ શ્રીહરિ બોલ્યા ॥૮॥ હે ભ્રાતરૌ ! સપરિવાર તમારો મારે વિષે જે નિર્દંભ ભાવાતિશય છે તેને હું યથાર્થ જાણું છુ વળી તમો સ્વદેશ જ્ઞાતિનો દૂરથી ત્યાગ કરવાપૂર્વક મારાજ એક શરણને પામેલા હોવાથી માનનીય છો, તો તમો જેમ પ્રાર્થના કરો છો તેમજ હું કરીશ એક એક દિવસે તમારા એક એકના ગૃહમા પર્યાયથી (વારાથી) જમીશ પ્રતિદિન ભગવંનૈવેદ્ય કરીને મને જમવા બોલાવવો હું તરતજ આવીશ મને જમાડવા માટે હરિભક્તો જે કાચું અન્નાદિ (સીધુ) આપે તે તમારે ગ્રહણ કરીને વિશુદ્ધ કરીને રસોઈ કરવી

॥११॥ इत्युक्तौ तो च तद्वार्यं आस्तां सुप्रीतमानसौ। प्रसन्नाश्चा-
भवन्सर्वे भक्ता अपि तदा नृप ! ॥१२॥ रामप्रतापस्यावासे तस्मि-
न्नेव दिने ततः। पाकः कृतः सुवासिन्या पारणां तत्र सोऽकरोत्
॥१३॥ ततः स्वदर्शनं दातुं सर्वेभ्यो नृभ्य आत्मनः। पीठमुच्चमुपे-
त्याशु न्यषीदत्तत्र नाडिके ॥१४॥ कृताह्निकानां यूथानि नृणां
तद्दर्शनाय च। आजग्मुर्दर्शनं कृत्वा जग्मुश्च कतिचित्ततः ॥१५॥
ब्रह्मचर्यव्रतस्थत्वाद्दिवानिद्रामनाचरन्। ततः स जनविश्रान्त्यै
प्राविशद्दूष्यमात्मनः ॥१६॥ तत्रापि सोमसूराद्यैः पार्षदैर्वर्णिभिश्च
सः। मुकुन्दाद्यैः सेविताङ्घ्रिर्निषसादासने शुभे ॥१७॥ ततोऽपराह्ण-
समये पीठमुच्चमुपेत्य सः। निषसाद वृतः स्वीयैः पार्षदादिभिरी-
श्वरः ॥१८॥ मुनयश्च जनाः सर्वे तावत्तत्रैत्य सत्वरम्। स्त्रियश्च

॥९-११॥ હે નૃપ ! આવુ ભગવાનનુ વચન સાભળીને બન્ને ભ્રાતાઓ અને તેમની ભાર્યાઓ મનમા અત્યત પ્રસન્ન થઇ તે સમયે બીજા બધા ભક્તોપણ બહુ પ્રસન્ન થયા ॥૧૨॥ તે પછી તે દ્વાદશી દિવસે રામપ્રતાપના ગૃહમા તેમની પત્ની સુવાસિનીએ પ્રેમપૂર્વક કરેલા પાકથી તેમનાજ ઉતારામા ભગવાને પારણા કર્યાં ॥૧૩॥ ત્યારપછી ભગવાન્ પોતાના દર્શનની આકાક્ષાવાળા સર્વે ભક્તજનોને પોતાનુ દર્શન દેવા ત્યાથી જલદી આવીને પોતાના સમુન્નત દિવ્ય સિંહાસનમા બે ઘડીપર્યંત બેઠા ॥૧૪॥ તે અવસરમા ત્યા આહ્નિકવિધિ પરિપૂર્ણ કરીને સઘથી ભગવાનના દર્શન કરવા આવતા અને દર્શન કરીને પાછા જતા ભક્તજનોનો સમાજ મહાન્ થયો ॥૧૫॥ તે પછી શ્રીહરિ જનોને વિશ્રાતિ આપવા, સ્વયં સ્વાવાસભૂત પટમડપ (તબુ)ને પામીને, વર્ણિધર્મનુ અનુપાલન કરવાના સ્વભાવવાળા હોવાથી દિવાનિદ્રાને નહિ કરતા થકા, ત્યાપણ સોમ સૂરાદિ પાર્ષદો અને મુકુંદાનંદાદિ વર્ણિઓએ ચરણકમળની સેવા કર્યા થકા શુભ આસનમાં બિરાજમાન રહ્યા ॥૧૬-૧૭॥ તે પછી ભગવાન્ શ્રીહરિ અપરાહ્ન સમયે ત્યાથી નિકળીને પોતાના પાર્ષદાદિકથી વીંટાઇને સભામાં સમુન્નત સિંહાસનમા સરાજમાન થયા ॥૧૮॥ તેટલાકમા સમસ્ત

गायकाद्याश्च यथोचितमुपाविशन् ॥१९॥ परितो वीक्षणेनैव भक्तान्सन्तोष्य तान्स्थितम् । प्रभुं प्रणम्य पप्रच्छुः कुबेराद्याः पुरोकसः ॥२०॥ दोलोत्सवस्तिथौ कस्यां नरनारायणप्रभो । कर्तव्य इह तद्ब्रूहि सम्भारान्कारयाम भो ! ॥२१॥ श्रीनारायणमुनिरुवाच—फाल्गुन्यां फाल्गुने मासि नक्षत्रेऽर्यमदेवते । नरनारायणस्याऽऽसीज्जन्म स्वायम्भुवान्तरे ॥२२॥ तदैव दिव्यदोलायामारोप्य विबुधाधिपैः । आन्दोलितोऽस्ति भगवान्प्रथितोऽसौ ततो महः ॥२३॥ भगवज्जन्म यत्र स्याच्छैशवादिक्रमेण तु । प्राधान्यं तत्र हि तिथेरन्यत्रर्क्षस्य निश्चितम् ॥२४॥ अस्माकं पूज्यदेवोऽस्ति नरनारायणः प्रभुः । स षोडशाब्दिको धर्मान्मूर्तौ जातो

मुनिओ, समग्र नरनारी हरिजनो अने गवैया आदिक सत्वर सभामां आवीने यथोचित बेसी गया ॥१९॥ ए रीते सभामां बेसी गयेला सर्व भक्तोने सभानी चोमेर प्रेमगर्भित निरीक्षणथीज आनंद आपी रहेला ते प्रभु श्रीहरिने वृत्तालयपुरवासी कुबेरादि भक्तो प्रणाम करीने एम पुछवा लाग्या के-हे भगवन् ! नरनारायण भगवाननो फुलदोलोत्सव कई तिथिए अहीं करवानो छे ? ते तमो अमोने जणावो अमो ते उत्सवमां उपयोगी समग्र सामग्री संपादन करी मुकीए ॥२०-२१॥ ए रीते मुख्य कुबेरादि भक्तोए पुछेला श्रीनारायणमुनि कहेछे—हे भक्तो ! पूर्वे स्वायंभुव मन्वतरमां फाल्गुन मासनी फाल्गुनी-पूर्णिमाए अर्यमा देवता जेना छे एवा (उत्तराफाल्गुनी) नक्षत्रमां नरनारायणनो प्रादुर्भाव थयो हतो ॥२२॥ तेज समये ब्रह्मादि देवोए दिव्य हिंडोळामां पधरावीने ते नरनारायण भगवानने हिंदोळ्या हता ते दिवसने आरंभीने आ उत्सव विख्यात वर्ते छे ॥२३॥ जे दिने भगवाननो बाळभावादि अनुक्रमथी प्रादुर्भाव होय ते दिने तो प्रादुर्भावोत्सव तिथिप्राधान्यथी प्रवर्ते छे अन्यत्र-एकदम किशोरभावथीज प्रादुर्भावमां तो नक्षत्रनु प्राधान्य निर्णय कर्युं छे आपणा पूज्य देव बद्रिराज नरनारायण प्रभुतो धर्म थकी मूर्तिमां सोळ वर्षनी वयथी प्रकट थया हता (माटे तिथि-

हि वर्णिराट् ॥२५॥ नक्षत्रव्रतमेवैतदार्यमणर्क्षे ततोऽखिलैः । सूर्योदयस्पृशि जनैः कार्यमस्मन्मताश्रितैः ॥२६॥ सुव्रत उवाच—इत्युक्त्वा तान्स भगवानपृच्छत्पुरतः स्थितम् । तदृक्षं मयरामाख्यं ज्योतिःशास्त्रविदं द्विजम् ॥२७॥ निष्कास्य वेष्टनात्सद्यस्तिथिपत्रं विलोक्य सः । ऊचे कृष्णप्रतिपदि तदृक्षं भवतीति तम् ॥२८॥ अथाह भगवान् पौरान् महः प्रतिपदि प्रभोः । कर्तव्य इति ते जग्मुस्तदुद्योगपराः पुरम् ॥२९॥ सत्सङ्गिनोऽन्यदेशीयास्तावदेत्य सहस्रशः । नत्वा तं प्रार्थयामासुर्भोजनार्थं पृथक् पृथक् ॥३०॥ ममावासेऽखिलैः सार्कं मुनिभिः पार्षदैर्द्विजैः । आगन्तव्यं भोजनार्थं श्वः परश्वोऽथवा त्वया ॥३१॥ इत्थं पृथ-

પ્રધાન પ્રાદુર્ભાવોત્સવ નથી (કિંતુ નક્ષત્રપ્રધાન છે) ॥૨૪-૨૫॥ માટે આ ઉત્સવ નક્ષત્રવ્રતાત્મક હોઇને સૂર્યોદય સમયના સ્પર્શવાળા ઉત્તરાફલ્ગુની નક્ષત્રમાંજ અમારા ઉદ્ધવમતમાં રહેલા સર્વ કોઈ જનોએ કરવો ॥૨૬॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! આ પ્રકારે ભગવાન્ શ્રીહરિએ વૃત્તાલયપુરવાસી કુબેરાદિ ભક્તોને કહીને, પોતાની પાસે બેઠેલા જ્યોતિઃશાસ્ત્રજ્ઞ મયારામ વિપ્રને તે નક્ષત્ર 'ક્યારે આવશે' એમ પુછ્યું ॥૨૭॥ ભગવાને પુછેલા તે મયારામ વિપ્રે તત્ક્ષણજ પંચાંગપત્ર પોતાની પાઘડીમાંથી કાઢીને, તેમાં બરોબર જોઈ વિચારીને, 'આ ફાલ્ગુન માસના કૃષ્ણપક્ષના પડવાને દિવસે તે ઉત્તરાફલ્ગુની નક્ષત્રનો યોગ છે' એમ શ્રીહરિ પ્રતિ કહ્યુ ॥૨૮॥ તે પછી ભગવાને કુબેરાદિ પુરભક્તોને કહ્યું કે-નરનારાયણ પ્રભુનો તે આ મહોત્સવ કૃષ્ણપક્ષની પડવા તિથિએ કરવાનો છે. આવું વચન સાંભળીને કુબેરપ્રમુખ પુરભક્તો ઉત્સવોચિત સામગ્રીના સંપાદનમાં તત્પર થઇને પુરમા ગયા ॥૨૯॥ તે અવસરમાં અન્યદેશો થકી આવેલા હજારોહજાર સત્સંગિજનો આવીને ભગવાનને પ્રણામ કરીને 'હે પ્રભો! સમગ્ર મુનિઓ, પાર્ષદો અને બ્રહ્મચારિપ્રમુખ સદા આપના અનુયાયિ બ્રાહ્મણો સાથે અમારા ઉતારામાં જમવામાટે આવતી કાલે અથવા પરમ દિવસે આપે પધારવું' એમ પૃથક્ પૃથક્ (એક એક)

स्वं स्वं स्थानं तथाऽऽचरन् ॥३८॥ ततः सायं स भगवान् नामसङ्कीर्तनं प्रभोः । चकार गापयामास तद्गुणांश्च महर्षिभिः ॥३९॥ स्वावासान् गन्तुमाज्ञाप्य पूर्वेद्युः कृतजागरान् । निजभक्तांस्ततः स्वामी जगाम स्वावमोचनम् ॥४०॥ तत्र नित्यविधिं कृत्वा धौतपादकराम्बुजः । सुखं निदद्रौ निद्रेशो ध्यायन्नेव हितं सताम् ॥४१॥ उपस्युत्थाय च पुनश्चक्रे नित्यविधिं हरिः । उत्सवोचितसम्भारांस्ततः पौरैरकारयत् ॥४२॥ चतुर्दश्यामपि प्रातः कृत्वा नित्यविधिं स्वकम् । पौरैः कृतांस्तु सम्भारान् सोऽर्थितस्तैर्ददर्श च ॥४३॥ लोके कुसङ्गिजनवन्मदुपाश्रयैस्तु होलादिनेषु पुरुषैर्न कदापि कार्यम् । गुह्याङ्गशब्दभषणं च खरावरोह इत्यात्मसंश्रितजनान्स सदाऽन्वशाच्च ॥४४॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे

श्रीहरिना कहेवा प्रमाणेज कर्युं ॥३७-३८॥ त्यारपछी भगवान श्रीहरिए सायंसमये श्रीकृष्णनुं नामसंकीर्तन कर्युं अने मुनिओ पासे कृष्णकीर्तनो गवराव्यां ते पछी सहजानंदस्वामी पूर्व दिवसे (એકાદશીએ) જાગરણ કરતા થાકી ગએલા નિજભક્તોને પોતપોતાને ઉતારે જવાની આજ્ઞા આપીને પોતે પોતાને ઉતારે પધાર્યા ॥૩૯-૪૦॥ ઉતારામા પાણિપાદનુ પ્રક્ષાલન કરીને, નિત્યવિધિ કરીને, સાધુજનોનુ હિત ચિંતન કરતા થકાજ યોગનિદ્રાને સેવાનો અવસર આપવા સુખેથી પોઢી ગયા ॥૪૧॥ શ્રીહરિએ ત્રયોદશીના પ્રાત કાળમા ઉઠીને નિત્યવિધિ કરીને ઉત્સવમાં ઉપયોગી સામગ્રી પુરજનો પાસે તૈયાર કરાવી ચતુર્દશી તિથિએપણ પ્રાત પોતાનુ નિત્યકર્મ કરીને, પુરજનોની પ્રાર્થનાથી તેમણે સંપાદન કરેલી સમગ્ર સામગ્રી તેમને ઉત્સાહ થાય એરીતે તેમની પ્રશસા કરતા થકા નિરીક્ષણ કરી ॥૪૨-૪૩॥ હે ભક્તા ! મારા આશ્રિત પુરુષોએ લોકમા કુસગિજનોની પેઠે હોળી દિવસે ગુહ્યાંગ શબ્દાદિ ગર્હિત ભાષણ ક્યારેયપણ નજ કરવું અને ખર ઉપર ક્યારેય ચઢી બેસવું નહિ આ પ્રકારે શ્રીહરિએ તે સમયે પોતાના સમસ્ત આશ્રિત જનોને ઉપદેશ આપ્યો ॥૪૪॥ ઇતિ શ્રીસત્સં-

कपृथक्सर्वाञ्जनान्प्रार्थयत. प्रभुः । निलोक्य प्रहसन्नाह श्रूयतां मद्वचो जना. ! ॥३२॥ भक्त्यैव खलु युष्माकं प्रीतोऽस्मि मुनिभि सहः । पृथक् पृथग्भोजनार्थं कर्तव्यो नाऽऽग्रहस्ततः ॥३३॥ एकैकस्मिन्दिने भक्ता ! एकैकस्य गृहे पृथक् । अपि वर्षशतेनेतत्कथं पूर्येत भोजनम् ॥३४॥ तस्मादेकैकदेशीयैः संहत्यैव पृथक् पृथक् । मुनिसन्तर्पणं कार्यमेकैकस्मिन् दिने जनाः ! ॥३५॥ भक्ष्यैर्भोज्यैश्च विविधैर्लेह्योश्चोष्यैश्च सद्रसै । तृप्तेष्वेतेषु तृप्तोऽहमिति जानीत निश्चितम् ॥३६॥ साक्षान्मद्भोजनेच्छा चेद्युष्माकं तर्हि शोधितम् । मद्भ्रातावास आमान्नं भवन्त. प्रापयन्त्विह ॥३७॥ एवं कृते हि सर्वेषा सेत्स्यन्त्येव मनोरथा. । इत्युक्तास्ते जना जग्मु'

---

પ્રાર્થના કરવા લાગ્યા ॥૩૦-૩૧॥ હે રાજન્ ! એરીતે પૃથક્ પૃથક્ પ્રાર્થના કરતા તે સમસ્ત સત્સંગિજનોને જોઇને પ્રભુ શ્રીહરિ હસતા હસતા બોલ્યા કે-હે જના ! મારૂ વચન તમો સાભળો ॥૩૨॥ તમારે મારેવિષે પરા ભક્તિ વર્તે છે આ ભક્તિથીજ હું મુનિઓ સાથે અત્યંત પ્રસન્ન થયો છુ આ થકી મારી પ્રસન્નતાનુ અપર કારણ નથી માટે તમો પૃથક્ પૃથક્ ભોજનાર્થે આગ્રહ કરશો નહિ, કારણ કે હે ભક્તા ! તમો તો લક્ષાવધિ છો એક એકના ઉતારામાં એક એક દિવસે ભોજન જો કરૂં તો આ મનોરથ શત વર્ષે કરીનેપણ નજ પરિપૂર્ણ થાય ॥૩૩-૩૪॥ માટે હે જના ! એક એક દેશના સત્સંગિઓ ભેગા મળીનેજ પૃથક્ પૃથક્ આ મુનિજનોનુ સતર્પણ એક એક દિવસે કરાવો સમીચીન રસવાળા નાના વિધ ભક્ષ્ય ભોજ્ય લેહ ચોષ્ય ભોજનોવડે આ મુનિજનો સંતૃપ્ત થતાં હું અતિ તૃપ્ત થઉં છુ, એમ નિશ્ચયથી જાણો ( કેમકે મારા જીવનની અપેક્ષાએ મદીયનુ જીવન મને પ્રિયતમ છે ) ॥૩૫-૩૬॥ જો તમારે મને સાક્ષાત્ જમાડવાની ઉત્કટ ઉત્કંઠા હોય તો આ પુરમાં વર્તતા મારા ભાનાજોના ઉતારામાં લોપેઇ કાચુ અન્ન ( સીધુ ) પહોચાડવુ એમ કરવાથી તમારા સર્વેના મનોરથો સંપૂર્ણ થશે હે રાજન્ ! આ પ્રકારે ભગવાને કહેલા તે સર્વે સત્સગિજનો પ્રસન્ન મનને પોતપોતાને ઉતારે ગયા અને તેઓએ

स्वं स्वं स्थानं तथाऽऽचरन् ॥३८॥ ततः सायं स भगवान् नाम-सङ्कीर्तनं प्रभोः । चकार गापयामास तद्गुणांश्च महर्षिभिः ॥३९॥ स्वावासान् गन्तुमाज्ञाप्य पूर्वेद्युः कृतजागरान् । निजभक्तांस्ततः स्वामी जगाम स्वावमोचनम् ॥४०॥ तत्र नित्यविधिं कृत्वा धौत-पादकराम्बुजः । सुखं निदद्रौ निद्रेशो ध्यायन्नेव हितं सताम् ॥४१॥ उपस्युत्थाय च पुनश्चक्रे नित्यविधिं हरिः । उत्सवोचित-सम्भारांस्ततः पौरैरकारयत् ॥४२॥ चतुर्दश्यामपि प्रातः कृत्वा नित्यविधिं स्वकम् । पौरैः कृतांस्तु सम्भारान् सोऽर्थितस्तैर्ददर्श च ॥४३॥ लोके कुसङ्गिजनवन्मदुपाश्रयैस्तु होलादिनेषु पुरुषैर्न कदापि कार्यम् । गुह्याङ्गशब्दभषणं च खरावरोह इत्यात्मसंश्रि-तजनान्स तदाऽन्वशाच्च ॥४४॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे

શ્રીહરિના કહેવા પ્રમાણેજ કર્યું ॥૩૭-૩૮॥ ત્યારપછી ભગવાન શ્રીહરિએ સાયંસમયે શ્રીકૃષ્ણનુ નામસંકીર્તન કર્યું અને મુનિઓ પાસે કૃષ્ણકીર્તનો ગવરાવ્યાં તે પછી સહજાનંદસ્વામી પૂર્વ દિવસે (એકાદશીએ) જાગરણ કરતા થાકી ગએલા નિજભક્તોને પોતપોતાને ઉતારે જવાની આજ્ઞા આપીને પોતે પોતાને ઉતારે પધાર્યા ॥૩૯-૪૦॥ ઉતારામાં પાણિપાદનું પ્રક્ષાલન કરીને, નિત્યવિધિ કરીને, સાધુજનોનુ હિત ચિંતન કરતા થકાજ યોગનિદ્રાને સેવાનો અવસર આપવા સુખેથી પોઢી ગયા ॥૪૧॥ શ્રીહરિએ ત્રયોદશીના પ્રાત કાળમાં ઉઠીને નિત્યવિધિ કરીને ઉત્સવમા ઉપયોગી સામગ્રી પુરજનો પાસે તૈયાર કરાવી ચતુર્દશી તિથિએપણ પ્રાત પોતાનું નિત્યકર્મ કરીને, પુરજનોની પ્રાર્થનાથી તેમણે સંપાદન કરેલી સમગ્ર સામગ્રી તેમને ઉત્સાહ થાય એરીતે તેમની પ્રશસા કરતા થકા નિરીક્ષણ કરી ॥૪૨-૪૩॥ હે ભક્તો ! મારા આશ્રિત પુરૂષોએ લોકમા કુસંગિજનોની પેઠ હોળી દિવસે ગુહ્યાગ શબ્દાદિ ગર્હિત ભાષણ ક્યારેયપણ નજ કરવું અને ખર ઉપર ક્યારેય ચઢી બેસવું નહિ આ પ્રકારે શ્રીહરિએ તે સમયે પોતાના સમસ્ત આશ્રિત જનોને ઉપદેશ આપ્યો ॥૪૪॥ ઇતિ શ્રીસત્સં-

धर्मशास्त्रे तृतीयप्रकरणे वृत्तालयदोलोत्सवे दोलोत्सवनिर्णयनिरूपणनामा षट्पञ्चाशत्तमोऽध्याय ॥५६॥

सुव्रत उवाच—अथापरेद्युः कृतनित्यकर्मा पीठं समुच्चं स उपेत्य राजन् ! । अध्यारुरोहाखिलभक्तसङ्घैः स्तोष्ट्र्यमानो विनयावनम्रैः ॥१॥ पौराङ्गनाः पूजयितुं तमीयुः सहस्रशस्तावदुदारभावाः । गृहीतसच्चन्दनपुष्पपात्राः पुंसोऽस्पृशन्त्यो नतगात्रवल्ल्यः ॥२॥ विज्ञाय तासां दृढभावमीश आज्ञापयामास निजार्चनाय ।

---

શિક્ષાજીવને.. તૃતીયપ્રકરણે વૃત્તાલયદોલોત્સવે દોલોત્સવનિર્ણયનિરૂપણનામા ષટ્પંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૬॥

## [1]અધ્યાય ૫૭ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! ત્યારપછી પરદિન પૂર્ણિમાએ નિત્ય વિધિ કરી પરવારેલા ભગવાન્ વિનયવિનમ્ર સમગ્ર ભક્તજનસંઘોએ અતિશય સ્તુતિ કર્યા થકા સભાસ્થાનમા આવીને પોતાના સમુન્નત સિંહાસનમા વિરાજમાન થયા ॥૧॥ તે સમયે વૃત્તાલયપુરની વનિતાઓ ભક્તિરસપરિપૂર્ણ ઉદાર ભાવથી ભગવાનની પૂજા કરવા ઉત્તમ ચંદન પુષ્પાદિ ઉપકરણોથી ભરેલા પાત્રો હાથમા લઇને, પુરૂષસ્પર્શનો પરિહાર કરતી થકી, સ્વાભાવિક લાજને લીધે અંગલતાને નમ્ર રાખીને હજારો હજાર આવી ॥૨॥ તે આ સર્વેશ્વર શ્રીહરિએ તે સ્ત્રિયોની પોતાવિષે દૃઢ ભક્તિ જાણીને, તેમના મનોરથને અનુસારે પોતાની પૂજા કરવાની તેમને આજ્ઞા આપી આજ્ઞા મળતાજ હર્ષાતિશયથી ભરાઇ ગયાં છે હૃદય જેનાં એવી તે સ્ત્રિયોએ તે આત્માધિપતિ શ્રીહરિની પ્રેમથી પૂજા કરી આત્માધિપતિનીજ પૂજા કરવી યુક્ત છે, સર્વને પ્રિયતમ આત્મા છે, તો આત્માધિપતિની પૂજામાં કેને પ્રીત્યતિશય ન થાય ? લોકમાં અધિપતિપણું

---

૧ આ અધ્યાયમા હિંદોળા વિષે વિરાજમાન નરનારાયણ દેવનુ ભગવાને લોકસંગ્રહ માટે કરેલું પૂજન વર્ણવ્યુ છે

तदेव ता हर्षभृतान्तरङ्गाः प्रेम्णा तमात्माधिपतिं पुपूजुः ॥३॥ सुगन्धिना केसरचन्दनेन काश्मीरमिश्रेण सदक्षतैश्च । विचित्रवर्णोत्तमपुष्पहारैर्वस्त्रैः पुपूजुश्च विभूषणैस्तम् ॥४॥ सुस्वादुनानाफलपूरितानि निधाय पात्राणि तदन्तिके ताः । प्रेमाश्रुरुद्धेक्षणवृत्तयस्तं प्रणम्य जग्मुः शनकैश्च दूरम् ॥५॥ गता तिथिः पञ्चदशी तु नारीसम्पूजनस्वीकरणादिनैव । निद्राय किञ्चिन्निशि सार्धयामे शेषे जजागार स जागरूकः ॥६॥ उत्थाप्य तत्रैव मुकुन्दमुख्यान्स्वसेवकाञ्श्रीवदरीश्वरस्य । पूजां विधातुं महतीमशेषान्संसाधयामास महोपहारान् ॥७॥ स्नात्वा विधिं नैत्यकमाशु कृत्वा विप्रान्समाहूय विधिप्रवीणान् । नारायण-

ભાસમાન થતા પિંડવિશેષો તો અતત્ત્વવિત્ ઇન્દ્રિયારામોને પ્રિય થાય છે, તત્ત્વવિદોને તો આનંદમય આત્માધિપતિજ પ્રિયતમ થાય છે ॥૩॥ પૂજાના પદાર્થોને કહેછે—કુંકુમમિશ્રિત સુગન્ધિ કેસરચંદન, અખંડિત અક્ષત, વિચિત્ર વર્ણના સુગન્ધિ ઉત્તમ પુષ્પહારો, ઉત્તમવસ્ત્રો અને વિવિધ વિભૂષણોવડે શ્રીહરિની ભક્તિથી પૂજા કરી ॥૪॥ સુસ્વાદુ બહુવિધ ફળોથી પુરેલા પાત્રો ભગવાનના ચરણસન્નિધિમા મુકીને, તેમની પૂજા કરવાથી પ્રકટેલા પ્રહર્ષના અશ્રુઓથી રોકાઈ ગઈ છે નેત્રવૃત્તિઓ જેમની એવી તે પૌરાંગનાઓ ભગવાનને પ્રણામ કરીને ધીમે ધીમે ત્યાથી દૂર ગઈ ॥૫॥ એરીતે નારીજનોએ કરેલી પૂજાના સ્વીકરણાદિ પ્રસંગથીજ તે પૂર્ણિમા તિથિ વ્યતીત થઈ ગઈ રાત્રિએ કિંચિત્ યોગનિદ્રાને સ્વીકારીને, દોઢ પ્રહરપરિમિત રાત્રિ બાકી રહેતાં (સૂર્યોદય પહેલા રાત્રિના અંતિમ પ્રહરમા) જાગ્યા કેમકે આ ભગવાન્ સમસ્ત જગતના સંરક્ષણમા સદા જાગરૂક વર્તે છે ॥૬॥ તેજ સમયે મુકુંદાનંદપ્રમુખ પોતાના ચરણપરિચરણપરાયણ વર્ણિઓને ઉઠાડીને, શ્રીબદરીશ્વર નરનારાયણની મહાપૂજા કરવા તેમની પાસે શ્રીહરિએ સમગ્ર પૂજોપયોગી મહોપહારો તૈયાર કરાવ્યા ॥૭॥ તે પછી ભગવાને યથાવિધિ સ્નાન કરી નિત્યકર્મ જલદી પરિસમાપ્ત કરીને, પૂજાવિધિમા પ્રવીણ

स्याथ नरस्य मूर्तिं हैमीं समानर्च च पूर्ववत्सः ॥८॥ उपचारैः षोडशभिरावाहनपुरस्कृतैः। नरनारायणं भक्त्या पूजयित्वाऽभ्यवन्दत ॥९॥ सद्योऽथ कारिते दिव्ये नानास्तम्भोपशोभिते। दोलामबन्धयद्धैमीं मण्डपे सुमनोहरे ॥१०॥ तस्यां सुवर्णदोलायां युक्तायां मणिराजिभिः। बदरीशं स्थापयित्वा प्रणम्याऽभ्यर्चयत्पुनः ॥११॥ कस्तूरीकेसरोपेतं कर्पूराद्यभिमिश्रितम्। तस्मै भगवते प्रीत्या सोऽर्पयामास चन्दनम् ॥१२॥ नानाविधान् पुष्पहारान्नैवेद्यं च समर्प्य सः। आन्दोलयित्वा घटिकां चक्रे नीराजनं महत् ॥१३॥ हैमं पात्रं कराभ्यां विरचितकमलं मौक्तिकैः कान्तिमद्भिर्मध्ये कर्पूरदीपं स दधदभिमुखं श्रीविशालेश्वरस्य। तिष्ठंस्तद्ध्याननाट्यं विदधदथ शनैर्मण्डलाकारमूर्ध्वं

હેમંતરામાદિ વિપ્રોને આગળ રાખીને નર અને નારાયણની સૂવર્ણમયી મૂર્તિની પૂર્વવત્ ( એકાદશી દિવસની પેઠે ) યથાવિધિ સોળ ઉપચારોવડે પૂજા કરી ॥૮॥ આવાહન આદિક સોળ ઉપચારોવડે ભક્તિથી ભગવાન્ નરનારાયણની પૂજા કરીને તેમની શ્રીહરિએ વંદના કરી ॥૯॥ તે પછી પોતે શિલ્પિઓ પાસે જલદી કરાવેલા, નાનાવિધ સ્તંભોથી ઉપશોભિત, અતિમનોહર એવા દિવ્ય મંડપમાં સુવર્ણમય હિંદોળો બંધાવીને, પંચવર્ણના મણિઓની પંક્તિઓવડે સમલંકૃત તે હિંદોળામાં નરનારાયણને પધરાવીને પ્રણામ કરીને ફરીથી પણ ભગવાનની પૂજા કરી ॥૧૦-૧૧॥ પૂજાપદાર્થોને કહે છે—કસ્તૂરી કેસર કર્પૂરાદિકથી સંમિશ્રિત ચંદન, નાનાવિધ પુષ્પહારો અને નાનાવિધ નૈવેદ્ય શ્રીનરનારાયણ ભગવાનને પ્રીતિથી નિવેદન કરીને એક ઘટિકાપર્યંત હિંદોળીને, શ્રીહરિએ મહાનીરાજન ( આરતી ) કર્યું ॥૧૨-૧૩॥ મહાનીરાજનને કરતા ભગવાનની શોભાને અનુવર્ણવે છે—મધ્યે મહામૂલ્ય અધિક કાંતિવાળાં મુક્તાફળોવડે રમણીય કમળરચના જેમાં કરી છે અને તે કમળના મધ્યમાં ( કર્ણિકામાં ) સમુજ્જ્વળ કર્પૂરદીપ જેમાં છે એવા સુવર્ણમય નીરાજનપાત્રને હાથમાં ધારીને, શ્રીનરનારાયણ ભગવાનની આગળ તેમને અભિમુખ ઉભા રહીને, કિંચિત

पात्रं तद्भ्रामयन्वै निजजनहृदयान्याहरद्दोर्विलासैः ॥१४॥ नीराजने भगवता क्रियमाणे तु सर्वशः । भूमौ दिवि च वाद्यानि समवाद्यन्त भूरिशः ॥१५॥ देशान्तरीयाश्च तदा लोकाः सर्वे कृताह्निकाः । श्रुत्वा वाद्यध्वनिं शीघ्रं तत्राजग्मुः समुत्सुकाः ॥१६॥ चन्दनानि सुगन्धीनि पुष्पाणि विविधानि च । निधाय पात्रेषु तथा पूजाद्रव्याण्यनेकशः ॥१७॥ उपायनानि भूरीणि गृहीत्वा च पृथक् पृथक् । स्वस्वग्रामस्थलोकाश्च संहत्यैव परस्परम् ॥१८॥ नानाविधानि वाद्यानि वादयन्तोऽतिहर्षिताः । हरेर्मङ्गलगीतानि गायन्तस्ते समाययुः ॥१९॥ नीराजनस्य समये सर्वे ते तत्र सङ्गताः । चक्रुर्वाद्यध्वनिं हृष्टा मुखैरपि जयध्वनिम् ॥२०॥ स घोषस्तुमुलो जातो लक्षशश्च तदा नृणाम् । तालिका-

મીંચેલી દૃષ્ટિથી ઉપલક્ષ્ય થતું શ્રીનરનારાયણના ધ્યાનનું અનુકરણ જે માનુષ ભાવને સમુચિત છે તેને કરતા અને તે પાત્રને ધીમે ધીમે ગોળાકાર ઊર્ધ્વ ફેરવતા અને નીરાજન કરવાની ચાતુરીને લીધે થતા હસ્તવિલાસોવડે નિજજનોના નયન મનને પોતાવિષે આકર્ષણ કરતા એવા શ્રીહરિએ સર્વને મહાનંદ આપ્યો ॥૧૪॥ ભગવાને આરતી ઉતારવા માંડી ત્યારે સ્વર્ગલોક ભૂલોકમા સમગ્ર દુન્દુભિ વિગેરે વાજીત્રો વિશેષપણે વાગવા લાગ્યાં ॥૧૫॥ તે સમયે નિત્યવિધિ કરી પરવારેલા દેશાતરના સર્વે લોકો ચોગરદમ પ્રસરેલા તે વાદ્યધ્વનિને સાભળીને શ્રીહરિદર્શનના મહોત્સાહથી એકદમ ત્યાં આવી પહોચ્યા ॥૧૬॥ તેમનો આવવાનો પ્રકાર કહેછે—તે તે ગામના ભક્તલોકો પોતપોતાના ગામના ભક્તજનોની સાથે પરસ્પર ભેગા મળીનેજ, સુગન્ધિ ચંદન પુષ્પાદિ અનેક પૂજાપદાર્થો અને બહુ ફળાદિ ભેટો પાત્રોમાં ભરી લઈને, હર્ષાતિશયથી નાનાવિધ વાજીત્રોને વજાડતા વજાડતા અને શ્રીહરિના મગળ ગીતોને ગાતા ગાતા પૃથક્ પૃથક્ ત્યાં આવ્યા ॥૧૭-૧૯॥ શ્રીહરિએ કરાતી નરનારાયણની આરતીના સમયે મંડપ સમીપે આવેલા તે સર્વે લોકોએ પ્રહર્ષ પામીને એક સાથે વાદ્યધ્વનિ અને મુખથી જયધ્વનિ મહાન્ કર્યો ॥૨૦॥ તે સમયે ત્યાં

ध्वनिभिर्मिश्रो व्यानशे ककुभो दश ॥२१॥ गृहीत्वा रूप्यपात्रेभ्यो गुलालं मरुत्तैर्भृशम् । उच्चिक्षिपु पार्षदाद्यास्तदा दोलान्तिके स्थिता. ॥२२॥ देवा ब्रह्मादय. सर्वे विस्मिता खे तदा स्थिता. । कुर्वन्तः पुष्पवर्षाणि दुन्दुभींश्चाप्यवादयन् ॥२३॥ तुष्टुवुर्मुनय सर्वे गन्धर्वाश्च जगुर्भृशम् । नृत्यमप्सरसश्चक्रुर्देवाश्चान्ये जयध्वनिम् ॥२४॥ महोत्सवे जायमाने सर्वत्रैवं स सत्पति । कुर्वन्नीराजनं तस्य प्रभोरित्यवदत्स्वयम् ॥२५॥ जय देव ! जय मङ्गलधामन् ! २

લક્ષાવધિ ટોળે મળેલા તે લોકોના તાળિકાધ્વનિની સાથે સમિશ્રિત થએલો અને જયધ્વનિ સાથે મળેલો તે વાદ્યધ્વનિ ઘણો ઘાટો થઈને દશેય દિશામાં વ્યાપી ગયો ॥૨૧॥ તે સમયે હીંલાસમીપે રહેલા મુકુન્દાનંદ વર્ણિપ્રમુખ પાર્ષદો પ્રસૃત પાણીવડે ( ખોબે ખોબે ) રૂપાના પાત્ર થકી ગુલાલ લઈ લઈને સર્વની ઉપર અતિશય ફેંકવા લાગ્યા ॥૨૨॥ તે સમયે આકાશમા ઉત્સવ દર્શન માટે આવીને પોતપોતાના વિમાનમા રહેલા બ્રહ્માદિ સર્વે દેવતાઓ મહોત્સવવિધિને જોઇને અત્યત વિસ્મય પામીને પુષ્પ વૃષ્ટિને કરતા થકા દુન્દુભિ વિગેરે વાજીંત્રોને પણ અત્યાનદથી વજાડવા મળ્યા ॥૨૩॥ તે અવસરે સર્વે નારદાદિ દેવર્ષિઓ સ્તુતિ કરવા લાગ્યા, ગધર્વગણો ગાયન કરવા લાગ્યા, અપ્સરાઓ નૃત્ય કરવા લાગી અને બીજા ઇન્દ્રાદિ દેવો જય જય ધ્વનિ કરવા લાગ્યા ॥૨૪॥ એરીતે મહાનદથી દ્યુલોક ભૂલોકમાં સર્વત્ર મહોત્સવ પ્રવર્તતા, પ્રભુ નરનારાયણનુ નીરાજન કરતા કરતા આ સતાપતિ નરનાટ્યધારી ભગવાન્ શ્રીહરિ સ્વય આર તીનુ આ પદ્ય બોલ્યા ॥૨૫॥

જય દેવ ! જય દેવ !—'यदत परो दिवो ज्योतिर्दीप्यते विश्वत - पृष्ठेषु सर्वत पृष्ठेष्वनुत्तमेपूत्तमेषु लोकेषु' આ શ્રુતિમા દ્યુલોકથકી પર દિવ્ય જ્યોતિર્મય ધામમા વિરાજમાન જે છે એજ પરદેવ આપ છો, એજ કરૂણાનિધિ આપ આધ્યાત્મિકાદિ ત્રિવિધ તાપથી અતિશય બળતા સમગ્ર ચેતનોના સરક્ષણ માટે જે પોતાના અસાધારણ નિરતિશય દીપ્તિયોગે યુક્ત હોઇને પ્રાદુર્ભાવ પામ્યા છો તેજ દીપ્તિયોગથી જય પામો

नारायण ! पुरुषोत्तम ! २ नरसख ! सकलात्मन् ! जय देव ! जय देव २ । ध्रुवपदम् । भास्करचारुरुचौ च प्रसरद्बहुकिरणे २ नानारत्नसमुचित २ मणिनिकराभरणे । मण्डपमध्यविराजितदोलासन सारे २ वन्दे त्वां स्थितमीशं २ सुरनरपरिवारे जय देव० ॥२६॥ हीरकवरपरिकान्तं दधतं द्युतिविमलं २ वन्दे त्वां मकराकृति २ कुण्डलवरयुगलम् । रत्नोज्ज्वलतरमुकुटं शिरसा च दधानं २ चञ्चललोचनवीक्षण २ कृतबहुसुखदानं जय देव० ॥२७॥ चञ्च-

એજ આ દિવ્ય રૂપથી ત્રિકાળમા પણ આ માનુષલોકમા સર્વના હિતમાટે નિત્ય સન્નિધિ આપવામા વિજયી થાવ સકળ મંગળના નિધિરૂપ આપની જયચાહનાનો પ્રકાર સભવતો નથી અથાપિ એજ મંગળ ગુણોમાં અત્યાદરને લીધે પરમ પ્રીતિથી 'તમો જય પામો' એવી હું ચાહના કરૂં છુ અથવા હે દેવ-બદરીકાશ્રમમા ક્રીડા કરનારા, હે દેવ !-કલાપ ગામમા રહેલા તત્વાદિ મહામુનિજનો સાથે ક્રીડા કરનારા તમો જય જય-ભારતવાસી ભક્તજનોના એકાંતિક ધર્મની અભિવૃદ્ધિ માટે પોતાના ઉત્કર્ષને આવિષ્કાર કરો ક્ષરાક્ષર થકી સ્વરૂપ સ્વભાવાદિવડે અત્યત વિલક્ષણ છો માટે સત્ય પુરૂષોત્તમ તમો છો અને સર્વના અંતરાત્મા છો માટે નારાયણ નામથી વિખ્યાત છો પોતાનુ ચેતનો સાથે સખાપણુ જે 'द्वा सुपर्णा' આ શ્રુતિમા પ્રસિદ્ધ છે તેને જણાવા માટેજ શુ ? એમ નરસખાપણે આપ આવિર્ભૂત થયા છો આ મડપમધ્યે વિરાજમાન દિવ્ય રત્નમય ઉત્તમ દોલાસન કે જે નાનાવિધ મહામૂલ્ય મણિઓના ચોમેર પ્રસરતા કિરણોવડે પ્રકાશમાન છે, માટેજ સૂર્યપ્રભાને સમાન મનોહર દેદીપ્યમાન છે તેમા વિરાજમાન રહેલા અને સુર નરોથી વીંટાઈ રહેલા એવા પરમેશ્વર તમોને હુ નમસ્કાર કરૂં છુ ॥૨૬॥ ચોમેર અદર જડેલા ઉત્તમ હીરાઓવડે અતિરમણીય, શુદ્ધ સુવર્ણમય હોવાથી અતિનિર્મળ, મકરાકાર કુડળયુગળને કર્ણમા ધારી રહેલા મધ્યે જડેલા ઉત્તમ રત્નોવડે મહોજ્જ્વળ મુકુટને મસ્તકે ધારી રહેલા કૃપારસથી ભીના ચચળ લોચનોવડે ચોમેર જોવાથી સર્વને સમધિક સુખ આપનારા

द्रुक्मनिवीते विद्युद्द्युतिवलये २ केयूरे च कराभ्यां २ दधति त्वयि निलये । नानाहारविराजितहृदये मम चित्तं २ रमतां सुखदे नित्यं २ त्वदनुस्मृतिवित्तं जय देव० ॥२८॥ नूपुरशोभितचरणं करधृतवरकमलं २ ईषद्धास्यविसर्पित २ दशनद्युतिपटलम् । ध्यायामि प्रभुमेकं सततं हृदयेऽहं २ त्वामिति पाहि सदा मां २ निजजनमतिगेहं जय देव० ॥२९॥ सर्वेशः सकलात्मा सुरनरमुनिपाता २ स्वामी सम्मत एक २ स्त्वमतोऽखिलधाता । मामिति शरणायातं हुद्धर भवसिन्धो २ नारायण ! बदरीश्वर ! २ देव ! दयासिन्धो ! जय देव० ॥३०॥ इत्थं सङ्कीर्तयन्नेव कृत्वा

---

એવા આપની હું વંદના કરૂં છું ॥૨૭॥ હારની પેઠે બન્ને બાજુ કંઠમાં લાંબા ધારેલા, સુવર્ણસૂત્રમય અંચળ (કોર પાલવ) વાળા, માટેજ ચળકતા એવા વસ્ત્રથી સમલંકૃત અને બાહુયુગળમાં ધારેલાં વિજળી જેવાં ચળકતાં કડાં તથા બાજુબંધવડે શોભમાન અને નાનાવિધ પુષ્પહારો મુક્તાહારોવડે વિરાજીત વક્ષ:સ્થળવાળા અને નિરવધિ સુખને આપનારા અને નિજ ભક્તજનોના મનોરમણના સ્થાનભૂત એવા આપને વિષે મારૂં ચિત્ત આપનું અનુસ્મરણ એજ એક આપત્કાલીન ધન જેને છે એવું સંલગ્ન થઇને નિત્ય રમણ કરો-તમારૂં અનુચિંતન કરો ॥૨૮॥ નૂપુરવડે અલંકૃત ચરણયુગળ જેમનું છે, દક્ષિણ કરકમળમાં ઉત્તમ લીળાકમળને ધારી રહેલા, મંદમંદ હસવાને લીધે ચોમેર પ્રસરતી છે ચંદ્રચંદ્રિકા જેવા ધોળા દાંતની અતિશય કાંતિ જેમની, અતિગેહ-ગૃહાશ્રમનો અતિક્રમ કરીને નૈષ્ઠિક વર્ણિધર્મમાં રહેલા અદ્વિતીય પ્રભુ તમોને પ્રેમરસપરિપૂર્ણ હૃદયમાં હું નિરંતર ચિંતન કરૂંછું, માટે અતિગેહ-ગૃહાશ્રમને અતિક્રમ કરીને નૈષ્ઠિક વ્રતમાં નિષ્ઠાવાળા નિજજન મારી નિરંતર રક્ષા કરો ॥૨૯॥ તમો સર્વેના ધાતા, અદ્વિતીય સ્વામી, સકળ સુરનરોના સંરક્ષક, નારદાદિ મુનિમંડળના પરિપોષક, સર્વના અંતરાત્મા અને સર્વેશ્વરેશ્વર છો. હે દયાસિંધો ! હે બદરીશ્વર ! હે નારાયણ ! હે દેવ ! તે તમો શરણાગત મારી આ ભવસાગરથકી રક્ષા કરો ॥૩૦॥

नीराजनं हरिः । मन्त्रपुष्पाञ्जलिं दत्त्वा चक्रे तस्य प्रदक्षिणाम् ॥३१॥ प्रणामं च पुनः कृत्वा दण्डवद्भक्तिसंयुतः । बद्धाञ्जलिपुटोऽस्तौषीन्नरनारायणं प्रभुम् ॥३२॥ अथौत्सुक्येन सम्प्रार्थ्य तं प्रणम्य ततो द्विजान् । नारायणमुनिः प्रीत्या पूजयामास सर्वशः ॥३३॥ वस्त्रैराभरणै रत्नैर्गोभूस्वर्णगजादिभिः । तान्प्रीणयित्वा भगवान् पूजां तामसमापयत् ॥३४॥ न ब्राह्मणेभ्य इह तस्य किमप्यभीष्टं न ब्राह्मणेभ्य उत तस्य किमप्यदेयम् । तान्प्रीणयन्ननुसवं तदभीष्टदानैर्ब्रह्मण्यदेव इति स प्रथितस्ततोऽभूत् ॥३५॥

इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे वृत्तालयदोलोत्सवे दोलारूढनरनारायणार्चनविधिनिरूपणनामा सप्तपञ्चाशत्तमोऽध्याय ॥५७॥

---

હે રાજન્ ! એરીતે શ્રીહરિ આરતીપદ્યને ભક્તિથી પઠતા થકાજ આરતી ઉતારીને, મંત્રપુષ્પાંજળિ સમર્પીને, પ્રદક્ષિણા કરીને, ફરી ભક્તિથી દંડવત્ પ્રણામ કરીને, બે હાથ જોડીને પ્રભુ નરનારાયણની સ્તુતિ કરવા લાગ્યા ॥૩૧-૩૨॥ એરીતે નારાયણમુનિએ ઉત્સાહાતિશયથી વારંવાર પ્રણામ કરી પ્રાર્થના કરીને, પછી સમસ્ત વિપ્રોની પ્રીતિથી પૂજા કરી ॥૩૩॥ વસ્ત્રો વિભૂષણો રત્નો ગાયો પૃથ્વી સુવર્ણ ગજ આદિકના દાનો વડે તે વિપ્રોને સંતુષ્ટ કરીને ભગવાને તે પૂજાની પરિસમાપ્તિ કરી ॥૩૪॥ સ્વયં શ્રીહરિ યદ્યપિ સર્વેશ્વરેશ્વર છે, બ્રાહ્મણો સંતુષ્ટ કરવાથી એમને કશો અર્થ નથી, અથાપિ બ્રાહ્મણોનું હિત કરનારા દેવ આ છે, માટે એમને આ લોકમા બ્રાહ્મણો થકી બીજુ કાંઈ પણ વસ્તુ પ્રિયતમ નથી (કિંતુ સર્વથા બ્રાહ્મણોજ પ્રિયતમ છે) અને તે બ્રાહ્મણોને ન આપવા યોગ્ય કાંઈ પણ વસ્તુ એમને નથી, (કિંતુ સર્વ પણ વસ્તુ દાનાર્હ છે) માટે તેમને અભીષ્ટ એવા દાનોવડે તેઓને સર્વકાળમા પ્રસન્ન કરવાથી ભૂમિમા પોતાની સાર્થક બ્રહ્મણ્યદેવતા પ્રખ્યાપન કરી ॥૩૫॥ ઇતિ શ્રીસત્સંગિજીવને . તૃતીયપ્રકરણે વૃત્તાલયદોલોત્સવે દોલારૂઢનરનારાયણાર્ચનવિધિનિરૂપણનામા સપ્તપંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૭॥

सुमत उवाच—ततो वृत सोममुकुन्दमुख्ये: स्वभृत्यवर्गैर्निजपीठमेत्य । सिताम्बरोऽध्यारुहदाशुकारी स भक्तसद्वेक्षणवृत्तिहारी ॥१॥ तदा जयेति ध्वनिरास भूयान्वादित्रघोषश्च महान्बभूव । प्रभुश्च भक्तानखिलानुपेतानतीतृपत् स्निग्धसमीक्षणेन ॥२॥ तदा कुबेर सहयौवनाख्यस्तक्षादयश्चामुमुपेत्य भक्त्या । महार्हवस्त्राभरणैश्च गन्धै पौष्पैश्च हारैर्विविधै पुपूजु ॥३॥ आनर्चुरन्येऽपि जनास्तमीश देशान्तरीया ननु पूर्ववच्च । वस्त्रैश्च नानाविधभूषणाद्यै राजोपचारै स्तुतिभिश्च नत्वा ॥४॥ तावत्तु पौरा महत कटाहानानिन्यिरे केसररङ्गपूर्णान् । भृतानि शोणैरपि गर्गरीणा

## [१]અધ્યાય ૫૮ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! નરનારાયણના સમર્ચન પછી ભગવાન્ શ્રીહરિ શ્વેતાંબર ધારીને, પોતાના અનન્યભક્ત સોમવર્મા મુકુંદાનંદ વર્ણી પ્રમુખ ભૃત્યવર્ગેથી વીંટાઈને, પોતાના ભક્તસમાજના મનોનયનને હરતા થકા જલદી આવીને પોતાના સિંહાસનમા વિરાજમાન થયા ॥૧॥ ભગવાન્ સિંહાસનમા સરાજમાન થયા તે સમયે વિવિધ વાદિત્રઘોષ પૂર્વકનો જયજયધ્વનિ સર્વતો મહાન્ થયો સિંહાસનમા બેઠેલા ભગવાને પણ મહાસભામા ભેગા મળેલા સમગ્ર ભક્તોને કૃપામૃતને વર્ષનારા કટાક્ષથી સેચન (છટકાવ) કરીને અત્યંત તૃપ્ત કર્યા ॥૨॥ તે પછી તે સમયે કુબેર પટેલ જોબન પગી તખોપગી પ્રમુખ પૌરભક્તોએ શ્રીહરિપાસે આવીને મહામૂલ્ય વસ્ત્રો વિભૂષણો ચદન વિવિધ પુષ્પહારોવડે ભગવાનની ભક્તિથી પૂજા કરી ॥૩॥ બીજા પણ દેશાંતરના હરિજનોએ અનેકવિધ અમૂલ્ય આભરણો, વસ્ત્રો વિગેરે મહોપચારોવડે અને સ્તુતિ નમસ્કાર વડે એકાદશી દિવસના જેવીજ તે ભગવાનની પૂજા કરી ॥૪॥ તે અવસરમા કુબેરાદિ પૌરભક્તો કેસરીયા રગથી પરિપૂર્ણ મોટા કઢાયા અને

૧ આ અધ્યાયમા દોલોત્સવમા સકળ ભક્તજનોને સતોષ કરનારીભગવાનની રગક્રીડાનુ વર્ણન કર્યુ છે

सुव्रत उवाच—ततो वृतः सोममुकुन्दमुख्यैः स्वभृत्यवर्गैर्निजपीठमेत्य । सिताम्बरोऽध्यारुहदाशुकारी स भक्तसद्वीक्षणवृत्तिहारी ॥१॥ तदा जयेति ध्वनिरास भूयान्नादित्रघोषश्च महान्बभूव । प्रभुश्च भक्तानखिलानुपेतानतीतृपत् स्निग्धसमीक्षणेन ॥२॥ तदा कुबेरः सहयोवनाश्वस्तक्षादयश्चामुमुपेत्य भक्त्या । महार्हवस्त्राभरणैश्च गन्धैः पौष्पैश्च हारैर्विविधैः पुपूजुः ॥३॥ आनर्चुरन्येऽपि जनास्तमीशं देशान्तरीया ननु पूर्ववच्च । वस्त्रैश्च नानाविधभूषणाद्यै राजोपचारैः स्तुतिभिश्च नत्या ॥४॥ तावत्तु पौरा महतः कटाहानानिन्यिरे केसररङ्गपूर्णान् । भृतानि शोणैरपि गर्गरीणां

## [1]અધ્યાય ૫૮ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! નરનારાયણના સમર્ચન પછી ભગવાન્ શ્રીહરિ શ્વેતાંબર ધારીને, પોતાના અનન્યભક્ત સોમવર્મા મુકુંદાનંદ વર્ણી પ્રમુખ ભૃત્યવર્ગેથી વીંટાઇને, પોતાના ભક્તસમાજના મનોનયનને હરતા થકા જલદી આવીને પોતાના સિંહાસનમા વિરાજમાન થયા ॥૧॥ ભગવાન્ સિંહાસનમા સરાજમાન થયા તે સમયે વિવિધ વાદિત્રઘોષ પૂર્વકનો જયજયધ્વનિ સર્વતો મહાન્ થયો સિંહાસનમા બેઠેલા ભગવાને પણ મહાસભામા ભેગા મળેલા સમગ્ર ભક્તોને કૃપામૃતને વર્ષનારા કટાક્ષથી સેચન (છટકાવ) કરીને અત્યત તૃપ્ત કર્યા ॥૨॥ તે પછી તે સમયે કુબેર પટેલ જોબન પગી તખોપગી પ્રમુખ પૌરભક્તોએ શ્રીહરિપાસે આવીને મહામૂલ્ય વસ્ત્રો વિભૂષણો ચદન વિવિધ પુષ્પહારોવડે ભગવાનની ભક્તિથી પૂજા કરી ॥૩॥ બીજા પણ દેશાંતરના હરિજનોએ અનેકવિધ અમૂલ્ય આભરણો, વસ્ત્રો વિગેરે મહોપચારોવડે અને સ્તુતિ નમસ્કાર વડે એકાદશી દિવસના જેવીજ તે ભગવાનની પૂજા કરી ॥૪॥ તે અવસરમાં કુબેરાદિ પૌરભક્તો કેસરીયા રગથી પરિપૂર્ણ મોટા કઢાયા અને

[1] આ અધ્યાયમા દોલોત્સવમા સકળ ભક્તજનોને સતોષ કરનારીભગવાનની રગક્રીડાનુ વર્ણન કર્યુ છે

रङ्गैः शतानि द्रुतमाहरंश्च ॥५॥ हदांश्च कुम्भैरपि कृत्रिमांस्ते त्वानीय रङ्गान् विभराम्बभूवुः । तत्राऽऽहरन् जानपदास्तु सर्वे भृतान् गुलालैः पृथुकोष्ठलांश्च ॥६॥ सहस्रशो रङ्गविमोचनानि यन्त्राणि हर्षेण सरेचकानि । तत्राहरन्पौरजनाः समेतास्तेनात्मभर्त्रा सह रन्तुकामाः ॥७॥ विलोक्य तान्वद्धकटीनुपेतान्विहर्तुकामान्निजभक्तसङ्घान् । मनोरथं पूर्णमसौ नरेश ! तेषां निजानामचिकीर्षदाशु ॥८॥ दत्त्वा स्वभूषादि ततो द्विजेभ्यो बध्वा कटिं पीतपटेन तूर्णम् ।

રક્ત રંગોથી પરિપૂર્ણ ઘણી ગાગર્યો પણ ત્યાં જલદી ઉપાડી લાવ્યા ॥૫॥ તે પછી પૌરભક્તોએ ઘડે ઘડે રંગજળ લાવી લાવીને કૃત્રિમ હ્રદો–બહુ ઉંડા જળાશયો પણ ( હોજ ) ભરી દીધા. દેશાંતરીય લોકોએ તો ગુલાલ ભરેલા મોટા કોથળાઓ ત્યાં ઉપાડી આણ્યા ॥૬॥ તે પછી પોતાના સ્વામી શ્રીહરિની સાથે રંગ રમવાની ઈચ્છાથી ભેગા થએલા પૌરજનો રંગજળ દૂર ફેંકવામાં સાધનભૂત, સુવર્ણાદિ ધાતુ અને વાંસ આદિકવડે બનાવેલી હજારોહજાર પિચકારીઓ તથા યંત્રો ( બંબા ) અત્યાનંદથી શ્રીહરિ સમીપે લાવ્યા. તે આ ભગવાન્ શ્રીહરિ આ સર્વના ભર્તા–સ્વામી છે, તે આત્મભર્તા સાથે વિહરણ તો મુક્તિદશામાં પણ દુર્લભ છે, એમનો પ્રાદુર્ભાવ આત્મપ્રિય જનોને આવા આનંદનો અનુભવ કરાવા માટેજ છે, માટેજ આત્મીય ભક્તોને આ અલભ્ય લાભ આ લોકમાં મળે છે ॥૭॥ હે નરેશ ! તે પછી ભગવાને પોતાસાથે રંગ રમવાની વાંછાથી દૃઢ કેડ્ય બાંધીને પાસે આવેલા તે નિજ ભક્તસંઘોને જોઈને, તે આત્મીય જનોનો મનોરથ પરિપૂર્ણ કરવા તત્કાળજ ઈચ્છતાં, વિહરણમાં સમુચિત વેષવાળી પોતાની મૂર્તિને કરવા પ્રવર્તતાં, પોતાના અંગથકી તેતે દિવ્ય આભરણો આદિક તે તે વિપ્રોને ઉતારી આપીને, ઝટ પીત પટ ( કેસરીયું વસ્ત્ર )થી કેડ્યને દૃઢ બાંધીને, સ્વયં મંદમંદ હસતા અને ભક્તસંઘોને હસાવતા થકા સુવર્ણની પીચકારી પોતાના હાથમાં લીધી. જગત્સર્ગાદિક વડે વિહરણ કરતા આત્મક્રીડ એવા પણ આ ભગવાનને ભક્તો સાથે વિહરણજ પરમ પ્રિય છે અને પોતે ભક્તજનોએ કરવડે પ્રેરેલા યંત્રથી છાંટેલા

जग्राह हैमं स तु रेचकं स्वे पाणौ हसन्हासितभक्तसङ्घः ॥९॥ स्त्रीणां तु वृन्दान्यतिदूरतोऽसौ विधाय सद्यः करसंज्ञयैव। विक्रीडितुं भक्तजनान्यथेष्टमाज्ञापयामास गृहीतरङ्गः ॥१०॥ प्रवर्तयामास स रङ्गधाराः साकं गुलालप्रसृतैर्महद्भिः। समीपवर्तिष्वपि दूरदेशसंस्थेषु भक्तेषु समानवर्ती ॥११॥ चक्रेऽभिषेकः परितश्च तस्मिन्मुनिव्रजे रेचकमुक्तरङ्गैः। क्षिपद्भिराराच्च गुलालमुष्टीन् गायद्भिरेवास्य गुणान्हसद्भिः ॥१२॥ परस्परस्योपरि यूथशस्ते रङ्गं

રંગજળના બિંદુઓ કે જે ભક્તિરંગના બિંદુ જેવા છે તેને પરમાભરણ માને છે, માટેજ પોતાને તેનાથીજ વિભૂષિત કરતાં, અગભારભૂત કાંચનાભરણાદિ બીજાને આપી દીધુ ॥૮-૯॥ તે પછી ભગવાને તત્ક્ષણજ હસ્તસંજ્ઞાથીજ વનિતાઓના વૃંદોને તો વિદૂર કરીને, સ્વયં પોતાની નજીકમાં રંગપાત્રને લઇને સમગ્ર ભક્તોને પોતાની સાથે યથેચ્છ રમવાની અનુજ્ઞા આપી ॥૧૦॥ રંગક્રીડા પ્રવર્તતાં ભગવાને પીચકારીથી ફેંકેલી રંગધારાની, મોટા ખોબામાં ભરેલા ગુલાલની સાથે સમીપમાં રહેલા ભક્તો અને દૂર પ્રદેશમા રહેલા ભક્તો ઉપર પણ સમાનપણે વૃષ્ટિ કરવા માડી ॥૧૧॥ તે પછી મુક્તાનંદાદિ મુનિજનોએ રંગરમતના રસથી બહુ હસતા અને ભગવાનના ગુણોને ગાતા થકા પીચકારીથી ફેંકેલા રંગજળથી તેમની ઉપર ચોમેરથી અભિષેક કર્યો અને તેમને દૂરથી ગુલાલની મુઠીઓ-વડે વધાવ્યા. ભગવાનના પ્રાદુર્ભાવના મહોત્સવથી ઉપજેલા હર્ષાતિશયથી કરેલુ ભગવાનની સાથે વિહરણ ભક્તિરસના પ્રવાહભૂત હોવાથી મુનિ-જનોને પણ પરવશ કરી દેછે, જેમનું ચરણયુગળ ગુલાલાદિવડે અર્ચનીય છે તેમની ઉપર ખોબે ખોબે ગુલાલ ફેંકાય છે, આતો ભગવાનનો ભક્ત-જનપરવશતાનો અતિશય છે જે નિત્યમુક્તોએ નિત્ય સંસેવ્યમાન ચરણ-કમળવાળા, કટાક્ષમાત્રની રાહ જોઈ રહેલાં સુદર્શનાદિ દિવ્ય અસ્ત્રવૃંદોએ અભિસેવ્યમાન, પ્રશાસનમાત્રથી સકળ લોકોના વ્યવહારને ચલાવનારા ભગવાન્ પુરૂષોત્તમ છે તેજ આ શ્રીહરિ માનુષ ભાવને આશરીને રંગ-જળથી ભક્તજનો સાથે વિહાર કરેછે, આ તો ભગવાનની નિરતિશય

गुलालं च भृशं क्षिपन्तः । हरेः समीपे मुनयो जनाश्च जरद्युवा-
भाश्च चिरं विजह्रुः ॥१३॥ यूथक्रीडां विहायैव चिक्रीडुर्द्वन्द्वश-
स्ततः । प्रीणनार्थं भगवतो मुनयः पार्षदादयः ॥१४॥ रामप्रतापे-
च्छारामौ निजदेशानुसारिणीम् । कुर्वन्तौ रेचकक्रीडां हासया-
मासतुर्हरिम् ॥१५॥ मुक्तानन्देन गोपालानन्दश्चिक्रीड सन्मुनिः ।
ब्रह्मानन्दस्तदा नित्यानन्देन मुनिराड् नृप ! ॥१६॥ सच्चिदानन्द-
मुनिना शतानन्दश्च मद्गुरुः । चिक्रीड भूधरानन्दः शुकानन्देन
वर्णिना ॥१७॥ मुनी गुणातीतानन्द आनन्दानन्द इत्युभौ । रेमाते
च दयानन्दो निष्कुलानन्द इत्युभौ ॥१८॥ महानुभावानन्देन प्रेमा-
नन्दः स खेलति । चैतन्यानन्दमुनिना पूर्णानन्दस्तथा मुनिः ॥१९॥
रेमाते भजनानन्दः परमानन्द इत्युभौ । स्वयंप्रकाशानन्दश्च वृद्धा-
त्मानन्द इत्युभौ ॥२०॥ रेमे च राघवानन्दो ज्ञानानन्देन साधुना ।
रेमाते चाद्भुतानन्दः सर्वज्ञानन्द इत्युभौ ॥२१॥ आत्मानन्देन भग-

ભક્તપરવશતા પ્રસિદ્ધ છે ॥૧૨॥ એરીતે ઉત્સાહવેગથી મુનિજનો હરિજનો વૃદ્ધો કે કુમારો સર્વકોઈ સઘળી ભેગા થઈ ભગવાનની સમીપે એક બીજાની ઉપર ગુલાલ અને રંગજળધારાને બહુ ફેંકતા થકા બહુકાળ રમ્યા ॥૧૩॥ તે પછી ચાલતી જુથક્રીડાને પડતી મુકીને, ભગવાનની પ્રસન્નતા માટેજ તે સર્વે મુનિ પાર્ષદાદિકો બેબે જણ થઈને પરસ્પર રમવા મળ્યા ॥૧૪॥ તેને કહે છે—તેમાં રામપ્રતાપજી અને ઈચ્છારામજી ભગવાન અને બીજાઓને હસાવા માટે પરસ્પર પોતાના દેશને અનુસારે રંગક્રીડા કરવા લાગ્યા ॥૧૫॥ તે સમયે મુક્તાનંદ મહામુનિની સાથે ગોપાળાનંદ મહામુનિ, સચ્ચિદાનંદમુનિની સાથે મારા ગુરૂ શતાનંદ મહામુનિ, શુકાનંદ મુનિની સાથે ભૂધરાનંદમુનિ, ગુણાતીતાનંદ મુનિની સાથે આનંદાનંદમુનિ, દયાનંદમુનિની સાથે નિષ્કુળાનંદમુનિ, મહાનુભાવાનંદ મુનિની સાથે પ્રેમાનંદમુનિ, ચૈતન્યાનંદમુનિની સાથે પૂર્ણાનંદમુનિ, ભજનાનંદ સાધુની સાથે પરમાનંદ સાધુ, સ્વયંપ્રકાશાનંદ સાધુની સાથે વૃદ્ધ આત્માનંદ સાધુ, રાઘવાનંદ સાધુની સાથે જ્ઞાનાનંદ સાધુ, અદ્ભુતાનંદ મુનિની સાથે સર્વ-

वदानन्दोऽरस्त तत्क्षणम् । योगानन्दशिवानन्दो रेमाते च तथे तरे ॥२२॥ मुकुन्दानन्दवर्णीन्द्रो जयानन्देन वर्णिना । सह सोमेन सूरश्च रेमे भृगुजिताऽलय ॥२३॥ हेमन्तसिंहेन समं वास्तुश्चि क्रीड भूपतिः । साकं च मयरामेण क्रीडां चक्रे प्रयागजित् ॥२४॥ चिक्रीड यौवनाश्वश्च कुबेरेण समं तदा । द्वन्द्वीभूयैवमन्येऽपि रेमिरे मुदिता जना ॥२५॥ अजानन् रेचकक्रीडां सोमो रङ्गभृतं घटम् । सद्यो गृहीत्वा सूरस्य मूर्ध्न्यसिञ्चद्धसन्भृशम् ॥२६॥ तदा सूरो बलिष्ठत्वात्पातयित्वैव तं भुवि । गुलालप्रसृतैस्तस्य मुखं नेत्रेऽभरद्धसन् ॥२७॥ सूरेण पातित सोम ब्रह्मानन्दोऽवलोक्य च । नित्यानन्दं विसृज्यैव सूर जग्राह तत्क्षणम् ॥२८॥ रङ्गक्लिन्नं मुखं तस्य गुलालेन व्यलिम्पयत् । तावत्सूरोऽपि जग्राह त शि

---

ज्ञानदमुनि, तरुण आत्मानदमुनिनी साथे भगवदानदमुनि, योगानदमुनिनी साथे शिवानदमुनि, आवा क्रमथी बीजा बधाय कृपानद अक्षरानदादि मुनिओ जोडथी परस्पर रग रमवा मड्या ॥२१-२२॥ एजरीते मुकुदानद वर्णीन्द्रनी साथे जयानद वर्णी, सोमवर्मानी साथे सूरवर्मा, भृगुजीतनी साथे अलयो, हेमतसिंह भूपतिनी साथे वास्तु भूपति, मयारामभट्टनी साथे प्रयागजीत् पुराणी कुबेर पटेल साथे जोबन पगी अने बीजा पण बहु हरिजनो जोड थईने बहु प्रसन्न थईने परस्पर रगखेल करवा लाग्या ॥२३-२५॥ द्वन्द्वक्रीडानी अतर्गत क्रीडाने कहे छे—ते समये रंग रमतनी रीतिने नहि जाणता सोमवर्माए बहु हसता हसता एकदम रगजळ भरेलो घडो लईने सूरवर्माना मस्तक उपर रेडी दीधो ॥२६॥ ते समये सूरवर्मा बलिष्ठ होवाथी ते सोमवर्माने पृथ्वी उपर पाडी दईनेज गुलालथी तेना मुखनेनने भरी दईने खडखडाट हसवा लाग्या ॥२७॥ त्यारे सोमवर्माने दुर्बळ होवाथी सूरवर्माए नीचे पाडी नाखेला जोईने ब्रह्मानदमुनिए नित्यानदमुनिने त्याग करीने (तेमनी साथे रग रमवानु पडी मेलीने) वेगथी पासे आवीने एकदम सूरवर्मानेज पकडीने तेमना रगजळथी भीना मुखने गुलालथी लींपी दीधु तेटलामां सूर

खायां स्वपाणिना ॥२९॥ गुलालं पुष्टमुष्टयैव तद्दृशोः प्रक्षिपन्भृशम् । चकार सम्भ्रान्तमिव तं मुनिं स तु भूपते ! ॥३०॥ दृग्रोधव्याकुलस्तस्य खल्वाटत्वं स विस्मृतः । पुनः पुनः शिखां धर्तुं करं चिक्षेप शीर्षणि ॥३१॥ तदा हसन् स भगवान्पीठादुत्प्लुत्य सत्वरम् । सूरं गृहीत्वा तन्मूर्ध्नि न्यषिञ्चद्रङ्गगर्गरीम् ॥३२॥ गुलालस्याञ्जलींस्तस्मिन्प्रक्षिप्य च पुनः पुनः । जनयामास लोकानां पद्मरागोच्चयभ्रमम् ॥३३॥ अकस्मान्मयरामेण प्रक्षिप्तेनावरुद्धदृक् । गुलालेनाशु जग्राह रङ्गकुम्भं प्रयागजित् ॥३४॥ रङ्गविन्दोः पातभयान्स्वमुखे स तु वाडवः । नतपृष्ठो हासितेशः कुम्भं दृष्ट्वाऽपलायत ॥३५॥

वर्माએ પણ પોતાના હાથથી બ્રહ્માનંદમુનિને શિખા (ચોટલી) માં પકડીને મોટી મુઠીમાં ભરેલો ગુલાલ તે મુનિના નેત્રમાં ખુબ નાંખીને તેમને ગભરાવી દીધા ॥૨૮-૩૦॥ તે પછી બ્રહ્માનંદમુનિ ગુલાલ ભરાઈ જતાં નેત્રવૃત્તિના પ્રતિબંધથી સંભ્રાંત થતાં, તે સૂરવર્માનું માથે ખલ્વાટપણું (તાલીયાપણું) ભુલી જઇને તેમની શિખા (ચોટલી) પકડવાની ઇચ્છાથી તેમને મસ્તકે વારંવાર હાથ ફેરવવા લાગ્યા ॥૩૧॥ તે સમયે શ્રીહરિએ હસતા હસતા સ્વાસિંહાસન થકી સત્વર નીચે કુદી પડીને, રંગજળ ભરેલી ગાગર્ય ગ્રહણ કરીને સૂરવર્માને પકડીને તેમને મસ્તકે રેડી અને અંજળિ (ખોબો) માં ભરેલો ગુલાલ વારંવાર તેમના અંગ ઉપર નાંખીને લોકોને તેમને વિષે પદ્મરાગમય પર્વતનો ભ્રમ કરાવ્યો (સૂરવર્મા અતિ ઉંચા, અતિ જાડા, અને ગુલાલથી પરિપૂર્ણ સર્વ અવયવવાળા છે, માટે તેમને જોઇને સર્વને કોઇપણ આ 'પદ્મરાગપર્વત છે' એવો ભ્રમ થયો) ॥૩૨-૩૩॥ મયારામ ભટ્ટે અકસ્માત્ પ્રયાગજીત પુરાણીના નેત્રમાં ગુલાલ નાંખ્યો. એટલે ગુલાલથી રોકાઇ ગઈ છે દૃષ્ટિ જેમની એવા તે પ્રયાગજીતે તત્ક્ષણજ રંગ ભરેલો એક ઘટ મયારામને માથે રેડવા ગ્રહણ કર્યો. એટલે મયારામ ભટ્ટ તો પ્રયાગજીતે લીધેલો રંગઘટ જોઇનેજ 'મારા મુખ ઉપર રંગજળના બિંદુઓ પડશે' એવા ભયથી શરીરને ખુબ નીચું કરી દઇને ભગવાન અને બીજા જનોને હસાવતા થકા તે પ્રદેશ

द्वन्द्वशः क्रियमाणासु क्रीडास्वित्थं स ईश्वरः । रङ्गक्लिन्नां दर्श
यितुं सर्वानैच्छन्निजां तनुम् ॥३६॥ अश्वं जविनमारुह्य गीयमान-
गुणो जनैः । प्रदक्षिणीचकाराशु जनसङ्घानशेषतः ॥३७॥ रङ्गं
गुलालं च भूरि प्रक्षिपन्तः पदेपदे । तमन्वधावन्मुनयो जनयू-
थानि च प्रभुम् ॥३८॥ एवं परिभ्रमन् दत्त्वा सर्वेभ्योऽपि स्वदर्श
नम् । महानैवेद्यसमयं ज्ञात्वा पद्माकरं ययौ ॥३९॥ तत्र कृत्वा
जलक्रीडां स्नात्वा भक्तैः सहाखिलैः । स्वस्वस्थानं जनान् गन्तुमा-
ज्ञाप्यायात्स्वकेतनम् ॥४०॥ तत्र स्नात्वा भगवते नरनारायणाय
सः । नैवेद्यमर्पयामास षट्पञ्चाशद्विधं नृप ! ॥४१॥ ततो नीरा-
जनं कृत्वा प्रेङ्खादुत्तार्य तं पुनः । सम्पूज्य दत्त्वा विश्राय मुन्या-

થકી પલાયન કરી ગયા ॥૩૪-૩૫॥ એરીતે મુનિપાર્ષદાદિકો એમ મળીને
રંગક્રીડા કરતા, ભગવાન શ્રીહરિ રંગજળથી ભીના વસ્ત્રાદિકે સહિત
પોતાની દિવ્ય મૂર્તિની શોભાનો સર્વે જનોને અનુભવ કરાવવાની ઇચ્છાથી
તેના તેજ નિહરણવેગથી તીવ્ર વેગવાળા અશ્વ ઉપર વિરાજમાન થઈ,
ભક્તજનોએ ગાન કરાતા છે દિવ્ય ગુણો જેમના એવા થકા સર્વકોઈ જન-
સઘોને જલદી પ્રદક્ષિણા કરી વળ્યા ॥૩૬-૩૭॥ તે સમયે મુનિઓ રંગ
જળ અને ગુલાલને બહુ પદે પદે પરસ્પર ફેંકતા થકા (અથવા ભગવાન
ઉપર છાટતા થકા) પ્રભુ શ્રીહરિની પાછળ દોડ્યા તેજરીને બીજા હરિ
જનસમૂહો પણ પાછળ દોડ્યા ॥૩૮॥ આ પ્રકારે જનસઘની ચૌગર-
દમ સચરીને સર્વને પોતાના દિવ્ય રૂપની શોભાના સાક્ષાત્કારસુખને સંપા
દન કરીને, શ્રીનરનારાયણને મહાનૈવેદ્ય નિવેદનનો સમય થયો જાણીને
પુરથકી દક્ષિણ દિશામા વર્તતા ધર્ના સરોવરને પામીને, તેમાં સર્વ ભક્તો-
સાથે ક્ષણ જળક્રીડા કરીને સ્નાન કરીને, જનોને પોતપોતાને સ્થાને
જવાની આજ્ઞા આપીને ત્યાથી પોતે પણ સ્વસ્થાનમા પધાર્યા ॥૩૯-૪૦॥
હે નૃપ ! શ્રીહરિએ પોતાના ઉતારામાં ફરીથી સ્નાન કરી નરનારાયણ
ભગવાનને છપ્પન પ્રકારનું નૈવેદ્ય (છપ્પન ભોગ) નિવેદન કર્યું ॥૪૧॥
તે પછી આરતી કરીને દોળાથકી નરનારાયણને ઉતારીને ફરીથી પૂજ

दीन्समभोजयत् ॥४२॥ पीताम्बरं शोणपटेन चब्द्धा दृढं स कट्यां परिवेषयंस्तान् । द्रुतक्रमाड्ग्र्यम्बुज आर्षपङ्क्तिष्वानन्दयामास मुहुश्चरंस्तान् ॥४३॥ भक्ष्यैर्भोज्यैश्च लेह्यैश्च पक्वान्नैर्विविधैस्तथा । प्रचुराज्यसितामिश्रैस्तर्पयामास तान् प्रभुः ॥४४॥ ततो भुक्त्वा स्वयं स्वामी स्वानुजावास आत्मनः । स्थानमेत्य विशश्राम मुहूर्तद्वितयं नृप ! ॥४५॥ पुनरुच्चं निजं पीठमारुरोह स सत्पतिः। सूर्यश्चास्तगिरिं प्रापद्दीपिकाश्च दिदीपिरे ॥४६॥ नामसङ्कीर्तनं कृत्वा भक्तैः साकं तदाऽऽगतैः । उपावीविशदेतांश्च हरिः स्वकर-संज्ञया ॥४७॥ आलोकयन् सदसि तान्सहसोपविष्टांस्तूर्ष्णीं-

વિસર્જનપર્યંતની કરીને તે મૂર્તિવિશેષ વિપ્રને આપીને સમગ્ર મુનિવિગેરેને જમાડ્યા ॥૪૨॥ તેઓને જમાડતા તે આ ભગવાન પોતેજ પ્રેમથી પીરસવા લાગ્યા તે સમયે પહેરેલા પીતાંબરને, ડાબે ખભે કરીને પૃષ્ઠભાગમા લાંબુ કરેલા ઉત્તરીય રક્ત પીતાબરથી કટિભાગમા દૃઢ બાંધીને, ઝટઝટ ચરણારવિંદ મુકવાવડે મુનિપંક્તિઓમા વારંવાર વિચરીને તેમને સર્વેને મહા આનંદ આપ્યો ॥૪૩॥ પુષ્કળ ઘૃત સાકરે સમિશ્રિત એવા ભક્ષ્ય ભોજ્ય લેહ્ય વિગેરે વિવિધ અન્નોવડે પ્રભુ શ્રીહરિએ તે મુનિવિગેરેને અત્યંત તૃપ્ત કર્યા ॥૪૪॥ હે નૃપ ! ત્યારપછી સહજાનંદસ્વામી પોતાના નાના ભાઈ ઇચ્છારામના ઉતારામા સ્વયં જમીને પોતાને સ્થાને પાછા આવીને, ત્યાં બે મુહૂર્તપર્યંત ( ચાર ઘડી ) વિશ્રાંતિસુખનો સમનુભવ કરતા થકા રહ્યા ॥૪૫॥ વિશ્રાંતિ લીધાપછી સભાસ્થાનમા સંસ્થાપેલા પોતાના સમુન્નત સિંહાસનમા સતાપતિ શ્રીહરિ ફરીથી વિરાજમાન થયા ત્યારે સૂર્યદેવ અસ્તાચળને પામ્યા તે સમયે વિઠ્ઠલદાસ આદિક નાપિતોએ પ્રજ્જ્વાળેલી દીપિકાઓ ચોગરદમ બહુ દીપવા લાગી ॥૪૬॥ એજ અવસરે શ્રીહરિએ સભાસ્થાનમા આવેલા ભક્તજનો સાથે ભગવન્નામ સંકીર્તન કરીને, હસ્તસંજ્ઞાથી તે સર્વને બેસારી દીધા ॥૪૭॥ હે રાજન્ ! ત્યારપછી સકળ કલ્યાણ ગુણોના નિધિ ભગવાન્ શ્રીહરિ સભામા તત્ક્ષણ બેસી ગએલા, મૌન ધારી રહેલા, પોતાના વચન શ્રવણમા સાવધ

स्थितान्स्ववदनाहितदृष्टिवृत्तीन् । भक्तव्रजानथ तदीयहितोद्यतोऽसौ राजन्नशिक्षयदनन्तगुणाढ्य इत्थम् ॥४८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे वृत्तालयदोलोत्सवे रङ्गक्रीडानिरूपणनामाऽष्टपञ्चाशत्तमोऽध्यायः ॥५८॥

श्रीनारायणमुनिरुवाच—श्रूयतां मद्वचो भक्ताः ! सर्वेषां वच्म्यहं हितम् । नोल्लङ्घ्या क्वापि मर्यादा शास्त्रीया हि मदाश्रितैः ॥१॥ पुम्भिः स्त्रीभिस्त्यागिभिश्च सर्वैरेव मदाश्रितैः । स्वस्वधर्मस्थितैर्नित्यं सङ्गः कार्यः सतां सताम् ॥२॥ घोरे कलौ युगे ह्यत्र जीवान्

---

મન રાખી રહેલા, પોતાના મુખ સન્મુખ દૃષ્ટિ દઈ રહેલા ભક્તજનસમાજને સભામાં ચોમેર જોઇને તેમનું હિત કરવામાં તત્પર થઇને, તેમને આગળ કહેશે એવા સદુપદેશથી શિક્ષણ આપવા લાગ્યા ॥૪૮॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...તૃતીયપ્રકરણે વૃત્તાલયદોલોત્સવે રંગક્રીડાનિરૂપણનામાઽષ્ટપંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૮॥

## [1]અધ્યાય ૫૯ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે ભક્તો ! તમો સર્વે મારૂં વચન સાવધતાથી સાંભળો હું હમણા તમો સર્વેનુ હિત કહું છુ. શું ? તો શાસ્ત્રવિહિત વિધિનિષેધરૂપ ધર્મમર્યાદા મારા આશ્રિત કોઇએ પણ ક્યારેય પણુ નજ ઉલ્લંઘન કરવી. મારા આશ્રિત ત્યાગીઓ અને સ્ત્રીપુરૂષ ગૃહસ્થો સર્વ કોઇએ પોતપોતાના ધર્મમાં સ્થિતિ રાખવાપૂર્વક સત્-સચ્છાસ્ત્રોક્ત લક્ષણવાળા હોવાથી સત્ય ( સાચા ) સાધુઓનો સમાગમ સદાય કરવો ॥૧-૨॥ ઘોર આ કલિયુગમાં જીવોને સસાર બંધનથકી તત્કાળ મુકાવા માટે સંતોજ સમર્થ થાય છે તીર્થાદિકતો તત્કાળ સમર્થ થતા નથી. જે જળમય ગંગાદિ તીર્થો અને મૃત્તિકા શીલામય દેવો છે તે બહુ કાળે પવિત્ર કરે છે. સાધુઓ તો દર્શનમાત્રથી પવિત્ર કરે છે, કેમકે સાધુઓજ

---

૧ ચાર અધ્યાયથી સત્ અસત્‌ના વિવેચનપૂર્વક જનશિક્ષાનું નિરૂપણ કરતા, આ અધ્યાયમા મુક્તપ્રાયોને પણ યથેષ્ટાચરણનો નિષેધ કર્યો છે.

संसृतिबन्धनात् । सद्यो मोचयितुं शक्ताः सन्त एवामलान्तराः ॥३॥ लक्षणैरेव साधुत्वासाधुत्वे सदसत्स्थितैः । विज्ञातव्ये स्वया बुद्ध्या सेव्याः सन्तस्ततः सदा ॥४॥ सदाभासा हि बहवो वञ्चयन्ति जनान्भुवि । तस्मात्तेऽपि परीक्ष्यैव दूराद्धेया मुमुक्षुभिः ॥५॥ स्त्रीद्रव्यरससंसक्तास्तदर्थं जनवञ्चकाः । बाह्यतस्त्यागिवेषा ये ते ज्ञेयाः कलिरूपिणः ॥६॥ स्त्रैणानामसतां तेषां मूढानां खण्डितात्मनाम् । योषित्क्रीडामृगाणां च सङ्गः कार्यो न कर्हिचित्

અમળ અંતરવાળા–કામાદિ વાસના મળે રહિત હોવાથી પરમાત્મધ્યાનથી પ્રસન્ન મનવાળા છે. આવા સત્પુરૂષોજ સત્ અસતનો અવબોધ આપીને બીજાઓને સંસૃતિબંધન થકી તત્ક્ષણ મુકાવામાટે સમર્થ છે ॥૩॥ આગળ કહીશ એવાં સંત અસંતનાં લક્ષણોવડેજ 'આ સાધુ છે આ અસાધુ છે' એવો સચ્છાસ્ત્રાનુસારી સ્વબુદ્ધિથી નિશ્ચય કરીને, પછીથી સાચા સંતોનુંજ સદાય સેવન કરવું ॥૪॥ જે હેતુ માટે ભૂમિમા બહુ જનો બાહ્ય ચિહ્નોવડે પોતાનું સત્પુરૂષપણુ પ્રખ્યાપન કરતા થકા વિશ્વાસી લોકોને 'અમોજ સાચા સાધુઓ છીએ' એમ કહેવાપૂર્વક તેમના સ્ત્રીદ્રવ્યગ્રહણાદિવડે ઠગનારા વર્તે છે, માટે તે ઠગ સદાભાસો પણ કહીશ એવા અસાધુલક્ષણોવડે પરીક્ષા કરીને મુમુક્ષુ જનોએ દૂરથીજ ત્યાગ કરવા–તેમનો સંગ ન કરવો ॥૫॥ તેમાં પ્રથમ જેનો પ્રસંગ પરિત્યાજ્ય છે એવા અસાધુઓના લક્ષણો તેનો સંગત્યાગ કરવાપૂર્વક કહેછે—જે અસાધુઓ પરધન પરદાર પરાન્નના અપહરણૈકપરાયણ, સ્ત્રીદ્રવ્ય રસમાં અત્યાસક્ત, જીહ્વા ઉપસ્થના તર્પણૈકપરાયણ હોઇને, તેને માટેજ વિશ્વાસી જનોને ઠગવા માટે સાચા સંતોના બાહ્ય ચિહ્નોને ધારણ કરે છે તે અસાધુઓ મૂર્તિમાન્ કળિનાજ રૂપાંતરરૂપ જાણવા ॥૬॥ સ્ત્રિયોવિષે અત્યંત લંપટ, (તેણીના ઉપભોગમાંજ એક ચપળ) માટેજ સ્ત્રીઓના ક્રીડામૃગ થઈ રહેલા, (વિહરણમા ઉપકરણભૂત મૃગોજ જેમ એમ સ્ત્રીનેજ એક પરતંત્ર થઇને તેણીના પ્રેરવાથી વિવિધ ચેષ્ટિતોએ કરીને કેવળ આત્માને ક્લેશિત કરનારા) માટેજ સ્વાર્થાભાસના લોભથી અનર્થમાં પડતા હોવાથી મૂઢ, માટેજ

॥७॥ स्त्रैणसङ्गाद्यथा पुंसो भवेन्मोहश्च बन्धनम् । न तथाऽन्य प्रसङ्गेन जानीतेति सुनिश्चितम् ॥८॥ ईदृशा बहवः सन्ति साधुसंज्ञाः कलौ युगे । मुमुक्षाया अङ्कुरोऽपि यत्सङ्गान्नश्यति ध्रुवम् ॥९॥ ततः प्रवृत्तिर्जीवानां निरयद्वार्षु हि त्रिषु । स्त्रीद्रव्यहिंसासंक्षेपु जायते नात्र संशयः ॥१०॥ आदौ स्वभावतो लोकाः सन्ति सक्ता हि तत्रिके । तादृक्साधुप्रसङ्गाच्च सज्जन्तेऽतीव तेषु ते ॥११॥ देहान्ते तादृशाः सन्तस्तच्छिष्याश्चाखिला जनाः । कुम्भी-

ખંડિતાત્મા–દેહાત્મબુદ્ધિવાળા તે અસાધુઓનો સંગ ક્યારેય પણ મુમુક્ષુએ ન જ કરવો ॥૭॥ સ્ત્રીલંપટ આવા અસાધુઓનો સંગ જેવો પુરૂષને મોહ ઉપજાવે છે અને બંધન કરે છે તેવો બીજો કોઈ પણ પ્રસંગ નથી એમ તમો નિશ્ચયથી જાણો 'न तथाऽस्य भवेन्मोहो बन्धश्चान्यप्रसङ्गतः । योषित्सङ्गाद्यथा पुंसो यथा तत्सङ्गिसङ्गतः' એમ શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે ॥૮॥ આ–સ્ત્રીદ્રવ્યમાં અત્યાસક્ત, નામમાત્ર સાધુઓ (સાધુલિંગધારીઓ) આ કલિયુગમાં માર્ગે માર્ગ (જ્યાં ત્યાં) બહુજ વર્તે છે જેમનો પ્રસંગ કરતાં અનેક જન્મના સુકૃતવશાત્ ઉપજેલો પણ મુમુક્ષાનો અંકુર તત્ક્ષણ નિશ્ચે નાશ થઈ જાય છે ॥૯॥ તે અસતોના સંગથી નરકપ્રાપ્તિના દ્વારભૂત સ્ત્રિઓવિષે જીવોની પ્રથમ પ્રવૃત્તિ થાય છે અને તે સ્ત્રિયો માટે દ્રવ્યમાં અને દ્રવ્ય માટે પરપીડનમાં પ્રવૃત્તિ નિશ્ચે થાય છે, એમાં સંશય નથી આ ત્રણેય નરકદ્વાર પ્રધાન છે ॥૧૦॥ પુરૂષો પ્રથમથી પ્રકૃતિથીજ સ્ત્રીઓમાં અત્યાસક્ત હોય છે તેવીજ રીતે રસાસ્વાદમાં અને તેવીજ રીતે કાંચનાદિ દ્રવ્યમાં અત્યાસક્ત હોય છે માનુષ પ્રકૃતિમાં પશુપ્રકૃતિ થકી આજ વિશેષ છે, શો ? તો કાંચનાદિ દ્રવ્યમાં જે વ્યામોહ છે (પશુઓમાં નથી) તો આ દ્વિપાત્ પશુ ચતુષ્પાત્ પશુ થકી મોટો પશુ છે તે આ લોકો તેવા અસાધુઓના પ્રસંગથી સ્ત્રીઆદિ ત્રણમાં વિશેષપણે આસક્ત થાય છે ॥૧૧॥ તેવા અસાધુ જનો અને તેમના સમસ્ત શિષ્ય જનો દેહપાત પછી યાવચ્ચંદ્રદિવાકર (ચંદ્ર સૂર્ય તપે ત્યાંસુધી) કુંભીપાક નરકમાં પડે છે મેં જે આ કહ્યું તે શ્રીમદ્ભાગવતવિષે કપિલદેવ દેવ

पाकेषु पच्यन्ते यावच्चन्द्रदिवाकरौ ॥१२॥ एतच्छ्रीमद्भागवते कपिलोऽगायदञ्जसा । श्रीकृष्णश्चैलगीतेन स्पष्टमाह सविस्तरम् ॥१३॥ तस्मान्नैवासतां सङ्गः कर्तव्यः क्वापि केनचित् । साधूनां सेवनीयानां लक्षणान्यथ वच्मि च ॥१४॥ स्त्रीसङ्गमष्टधा त्यक्त्वा ब्रह्मचर्ये दृढं स्थिताः । तथैव धनमानस्य संसर्गं ये त्यजन्ति च ॥१५॥ मादकं नैव यत्किञ्चिद्भक्षयन्ति कदाचन। नानाविधरसास्वादं त्यक्त्वा जिह्वा जिता तु यैः ॥१६॥ मनोवाक्तनुभिर्ये च स्वपरद्रोहवर्जिताः । जितेन्द्रिया जितक्रोधा निर्वासनिकचेतसः ॥१७॥ देहादिषु पदार्थेषु निःस्नेहाः कृष्णसंश्रयाः । द्यूतादिव्यसनैर्हीना ये ते सन्तो मया मताः ॥१८॥ धनुर्मात्रान्तरेणैव स्त्रीभ्यो दूरे चरन्ति ये । ऋषभार्षभवन्नित्यं निर्मानास्ते हि साधवः ॥१९॥ प्रमादादपि जातायां स्वकीयनियमच्युतौ । प्रायश्चित्तं यथोक्तं ये

हूति संवादमां अने श्रीकृष्ण उद्धव संवादमां तत्त्वथी सविस्तर स्पष्टपणे भगवानेज निरूपण कर्युं छे ॥१२-१३॥ माटे असतोना संगने सर्वथा छोडी दइने सतोनोज संग करवो हवे मुमुक्षुओए संग करवा लायक ते साधुओनुं लक्षण हुं तमोने कहुं छुं तेने सावधानताथी सांभळो ॥१४॥ जेओ स्त्रीओना श्रवणादि अष्ट प्रकारना पण प्रसंगनो परिहार करीने ब्रह्मचर्य व्रतने दृढ यावज्जीव आशरेला, तेमज कपर्दिकामात्र पण धनने विषकटकनी पेठे परित्याग करनारा, ( द्रव्यसंग्रह नहि करनारा अने नहि करावनारा ) यत्किंचित् मादक वस्तुने लेशथी पण विषनी पेठे विदूर करनारा, नानाविध रसास्वादनो परित्याग करेलो होवाथी जीह्वेन्द्रियने जीती रहेला, काय वाणी मनथी आत्मघात अने परद्रोह थकी निवृत्ति पामेला, क्रोधने जीती रहेला, माटेज जीतेन्द्रिय, सकळ विषयवासनाए वर्जीत मनवाळा, देह देहानुबन्धिमां अहंकार ममकारे रहित, द्यूतादि व्यसनो थकी विमुख रहेनारा, रस्तामां विचरती वनिताओने धनुर्मात्र अंतरथी ( चार हाथ छेटे ) दूर करीने विचरनारा, ऋषभदेव अने तेमना पुत्र जडभरतनी पेठे नित्य निर्मानिपणे वर्तनारा, पोताना नियमनो

कुर्वते ते च साधवः ॥२०॥ एकाकिनो न गच्छन्ति यत्र कुत्रापि ये सदा। ऋते सतां साहचर्यात्ते ज्ञेया भुवि साधवः ॥२१॥ श्रीकृष्णश्रवणादीनि विनैकोऽपि क्षणः क्वचित्। येषां न वितथो याति ते सन्तो मम सम्मताः ॥२२॥ समागमस्तु कर्तव्य ईदृशानां सदा जनैः। हर्याश्रितानां साधूनां भवपाशान्मुमुक्षुभिः ॥२३॥ एतल्लक्षणहीनो यः स्वैरचारी भवेदिह। सत्साधुतुल्यवेषोऽपि दूराद्धेयोऽन्त्यजादिवत् ॥२४॥ सुव्रत उवाच—श्रुत्वैतद्भगवद्वाक्यं निःश्वसन्त्योऽथ योषितः। तमेव स्वहितं प्रष्टुं प्रैरयन्स्वान्विचक्षणान् ॥२५॥ तासां दृक्करसंज्ञाभिर्ज्ञातभावाश्च ते

ભંગ પ્રમાદથી પણ થઈ જતાં વિહિત પ્રાયશ્ચિત્તને આચરનારા, સતત સાધુઓ સાથેજ સંચરનારા પણ ક્યારેય એકાકી નહિ સંચરનારા છે. તે આ કૃષ્ણનાજ એક દૃઢ સમાશ્રયવાળા સાચા સાધુપુરૂષો માન્યા છે (આવા લક્ષણવાળા હોય તે સાચા સાધુઓ સમજવા) ॥૧૫-૨૧॥ આ સાધુઓને શ્રીકૃષ્ણના શ્રવણ સ્મરણાદિ વિના ક્ષણમાત્ર પણ કાળ વ્યર્થ ક્યારેયપણ નજ જાય. સાધુપણામાં આજ પ્રધાન લક્ષણ છે, શું? તો નિરંતર શ્રીકૃષ્ણના અનુસ્મરણનીજ એક તત્પરતા ॥૨૨॥ ભવપાશથકી મુકાવાની ઇચ્છાવાળા જનોએ પૂર્વોક્ત લક્ષણવાળા હરિકૃષ્ણાશ્રિત સાધુઓનો સમાગમ સદાય કરવો. લોકમાં આવાં લક્ષણોએ રહિત યથેચ્છાચારી જે હોય તે સત્ય સાધુવેષધારી હોય તોપણ અંત્યજાદિની પેઠે મુમુક્ષુએ દૂરથીજ ત્યાગ કરવો ॥૨૩-૨૪॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! આવું ભગવાનનું વચન સાંભળીને સભામાં બેઠેલી સમસ્ત સ્ત્રિયો 'જેમના થકી સદુપદેશલાભ મળતો હતો તે સાધુઓને સ્ત્રીયોની સાથે સંભાષણાદિકનો આ પ્રતિરોધ થવાથી આપણને હવે સદુપદેશલાભનો પ્રસંગ નહિ રહેતાં નિઃશ્રેયસમાર્ગના પ્રસંગનો સંભવ રહ્યો નહિ' એવી આશંકાથી નિઃશ્વાસા નાંખતી થકી પોતાનું હિત શ્રીહરિનેજ પુછવામાટે પોતાના વિચક્ષણ પતિ પિતા પુત્રાદિકને પ્રેરણા કરવા મંડી ॥૨૫॥ હે નૃપ! તે સમયે સંબન્ધિની સ્ત્રીયોનો પ્રશ્નાભિપ્રાય

नराः। वक्तुं विचक्षणा वाक्यमेवमूचुर्हरिं नृप! ॥२६॥ जना ऊचु — सर्वाराध्य ! प्रभो ! स्वामिंस्त्वया सम्यक्प्रदर्शिता । सदसद्व्यक्तिरस्मभ्यं विज्ञेया या मुमुक्षुभिः ॥२७॥ स्त्रीद्रव्ययोस्तु संसर्गत्यागः प्रोक्तस्त्वया सताम् । मुक्तानां च मुमुक्षूणामविशेषेण सत्पते ! ॥२८॥ स्त्रीणामनुमतेनेदं तत्रास्माभिश्च पृच्छ्यते । तच्छ्रुत्वा भगवन्नद्य ब्रूहि तत्रोचितोत्तरम् ॥२९॥ सन्तोऽत्र द्विविधाः सन्ति मुक्ताश्चाथ मुमुक्षवः । मुक्ताः सिद्धदशां प्राप्ताः

---

હસ્તનેત્રની સઞ્જ્ઞાથી તે સબન્ધિ પુરૂષો સમઝીને, યથાવસર પ્રશ્નવચનમા કુશળ હોવાથી શ્રીહરિપ્રતિ એવુ વાક્ય બોલ્યા ॥૨૬॥ હરિજનો કહેછે —હે સર્વકર્મસમારાધ્ય ! પ્રભો ! સ્વામિન્ ! મુમુક્ષુઓએ અવશ્ય જાણવા યોગ્ય જે સત અસંતના સ્વરૂપનો વિભેદ હતો તે આપે અમોને રૂડીરીતે લક્ષણોવડે નિરૂપણ કરી બતાવ્યો ॥૨૭॥ હે સત્પતે ! જે મુમુક્ષુઓ—અનિષ્પન્ન આત્મનિષ્ઠાવાળા (યુઞ્જાનો) અને જે મુક્તો-પરિનિષ્પન્ન આત્મનિષ્ઠાવાળા (યુક્તો) છે તે અનિષ્પન્ન યોગવાળા અને નિષ્પન્ન યોગવાળા બન્ને સાધુઓને સાધારણપણે જે આ નિયમ સ્ત્રીદ્રવ્યના ત્યાગરૂપ આપે ઉપદેશ કર્યો (તેમા સ્ત્રીત્યાગરૂપ બ્રહ્મચર્યનુ નિરૂપણ કરતા અષ્ટવિધ બ્રહ્મચર્યને દૃઢ કરતા આપે સ્ત્રીઓની સાથે સભાષણનો પણ પ્રતિબધ કર્યા) એમા સ્ત્રીયોની આ જીજ્ઞાસા છે ? તો હે ભગવન્ ! તેમની અનુમતિથી અમો પુછીએ છીએ તેને સાભળીને તેનો અત્યારે ઉચિત ઉત્તર આપવાને આપ યોગ્ય છો ॥૨૮-૨૯॥ લોકમા મુમુક્ષુઓ (નહિ નિષ્પન્ન યોગવાળા) અને મુક્તો (નિષ્પન્ન યોગવાળા) એવા ભેદથી બે પ્રકારના સાધુઓ વર્તે છે એ બન્નેમા અતિશય અંતર (ભેદ) અન્યોન્ય વર્તે છે કેવુ ? તો મુમુક્ષુઓને સાધનની સાપેક્ષતા છે અને મુક્તોને તેની નિરપેક્ષતા છે હે સ્વામિન્ ! એરીતે બન્નેમાં બહુ અતર હોવા છતા સ્ત્રિયાદિના ત્યાગરૂપ નિયમમા તુલ્યતા કેમ કહો છો ? તુલ્યતા ન હોવી જોઇએ (આ પ્રકરણમા 'મુક્ત અને મુમુક્ષુ' એવા ભેદથી નિર્દેશ વારેવારે આવે છે આ સ્થળે આ મુક્તશબ્દ નિષ્પન્ન

साधकास्तु मुमुक्षवः ॥३०॥ महदेवान्तरं तेषामुभयेषां परस्परम्। वर्ततेऽतः कथं स्वामिन्साधने तुल्यता भवेत् ॥३१॥ मुमुक्षूणां भवेदेव स्त्रीप्रसङ्गो हि बन्धदः। तेषामपक्वदोषत्वाद्युक्तं तद्वर्जनं प्रभो ! ॥३२॥ ये तु सन्तो जितप्राणमनोबुद्धीन्द्रिया इह। स्वातन्त्र्येणैव देहे स्वे वर्तमाना मनीषिणः ॥३३॥ ब्रह्मस्वरूपमात्मानं सम्प्राप्यैव समाधिना। नारायणं परब्रह्म ये च साक्षादुपासते ॥३४॥ प्रतिमेषोन्मेषमेव ये त पश्यन्ति सर्वदा। मुक्तास्त एव सम्प्रोक्ताः सन्तः संसारतारकाः ॥३५॥ तेषां सद्गुणगानादौ को दोषो योषितां पुरः। स्त्रियश्च पुरुषास्तेषां सन्ति

યોગીમા ઉપચારથીજ પ્રવર્તે છે, વસ્તુતાએ નહિ, કારણ કે સકળ કર્મનો પ્રક્ષય થયો છે પણ પ્રારબ્ધનો પરિક્ષય થયો નથી જે દેહયોગ છે તે પ્રારબ્ધના ફળભૂત છે આરબ્ધાદિ સકળ કર્મનો સક્ષય એજ મુક્તિ માની છે. માટે સમસ્ત કર્મનો પરિક્ષય થયા પછી પરમ પદને પામેલો જે છે એજ મુક્તશબ્દથી મુખ્ય વ્યવહાર્ય છે બીજામા તો મુક્તશબ્દ ઉપચારથીજ પ્રવર્તે છે ) ॥૩૦-૩૧॥ હે પ્રભો ! જેઓ અનિષ્પન્નયોગવાળા હોઇને યોગાભ્યાસમા પ્રવર્ત્યા છે તે મુમુક્ષુઓના અત કરણના કામાદિ કષાયો ( દોષો ) બરોબર બળી ગયા નથી માટે તેમના પ્રતિ સ્ત્રીપ્રસગ બધક હોવાથી સર્વ પ્રકારે સ્ત્રીઓસાથે સભાષણનુ પણ જે ત્યાગવિધાન કર્યુ તેતો યુક્ત છે ॥૩૨॥ જે સતો તો શાસ્ત્રથી આત્મા પરમાત્માનુ યથાર્થ જ્ઞાન મેળવીને, પ્રાણ મન બુદ્ધિ ઇન્દ્રિયોને જીતીને, દેહાદિકના અભિમાને રહિત થઈ રહ્યા છે અને દેહમા વર્તતા થકા પણ દૈહિક વ્યાપારોથી લેશ પણ નહિ લેપાઇને, દેહાદિવિલક્ષણ બ્રહ્મસરૂપ જ્ઞાનઘન આત્માને અને તેના અતર્યામી પરબ્રહ્મ નારાયણને સમાધિમા સાક્ષાત્ કરીને તેમનેજ ઉપાસે છે અને સદાય તેમનેજ અનુભવે છે તે આ મુક્તપ્રાય સાધુઓ બીજા જનોને સસારસાગર થકી પાર ઉતારવામા સમર્થ છે ॥૩૩-૩૫॥ 'આ સ્ત્રી છે આ પુરૂષ છે' એવી ભેદબુદ્ધિએ રહિત તે આ મુક્ત સાધુ

१ 'तद्गुणगानादौ' इति पाठान्तरम्।

हेयतया समाः ॥३६॥ मुक्तानां ब्रह्मनिष्ठानां यथेष्टाचरणं प्रभो ! । न दोषायेति कतिचिद्विद्वांसोऽपि वदन्ति हि ॥३७॥ न ब्रह्मस्थितिमाप्तानामङ्गस्पर्शोऽपि दोषकृत् । स्त्रीणां सम्भाषणे तर्हि को दोषस्तादृशां भवेत् ॥३८॥ प्रदीप्तवह्नितुल्या हि ब्रह्मनिष्ठास्तु साधवः । लभन्ते खलु तत्साम्यं येऽत्र तत्सङ्गिनो जनाः ॥३९॥ धनुर्मानान्तरे दूरादुपविश्य च योषिताम् । पुरः कृष्णकथाकीर्तौ तेषां दोषोऽत्र कः प्रभो ! ॥४०॥ तादृशा यदि नो कुर्युस्तद्वार्तां योषितां पुरः । अधर्माद्वापि तद्रक्षां तदा स्त्रीणां गतिस्तु का ॥४१॥ मुमुक्षवः साधका ये तत्कथास्ते तु सत्पते ! । योषितां

ઓને સ્ત્રીયોની આગળ સદ્‌ગુણ કથનાદિકમા ( સદુપદેશ વિધાનાદિકમાં ) શો દોષ છે ? અમોને તો એમા કોઈ પણ દોષ જણાતો નથી ॥૩૬॥ વળી હે પ્રભો ! કેટલાક વિદ્વાનો પણ 'બ્રહ્મનિષ્ઠ મુક્તોને યથેષ્ટાચરણ દોષ માટે નથી' એમ કહે છે ( માટેજ 'पाण्डित्यं निर्विद्य बाल्येन तिष्ठासेत्' આ શ્રુતિ પણ ઘટતી આવે છે તે આ શ્રુતિ કામચાર કામવાદ કામભક્ષરૂપ બાળભાવનું વિધાન કરે છે ) ॥૩૭॥ માટેજ તેવા બ્રહ્મનિષ્ઠ મુક્ત સાધુઓને સ્ત્રીઓના અંગનો સ્પર્શ પણ દોષને માટે નથી એમ જણાય છે. તો સ્ત્રીયોની સાથે સંભાષણમાં તેમને શો દોષ થાય ? કોઈ પણ દોષ નજ થાય ॥૩૮॥ કારણ કે તે બ્રહ્મનિષ્ઠ સાધુઓ તો પ્રદીપ્ત અગ્નિ તુલ્ય તેજસ્વી છે માટેજ લોકમાં જે જનો તેવા સાધુઓનો પ્રસંગ કરે છે તે બીજાઓ પણ તેમના સમાન ભાવને નિશ્ચે પામે છે ॥૩૯॥ તો હે પ્રભો ! લોકમર્યાદાના સરક્ષણ માટે ચાર હાથ પરિમિત દૂર પ્રદેશમા બેસીને, સ્ત્રીયોને સંસૃતિસમુદ્રથકી તારવામાટે તેમની આગળ ભગવત્કથાનુ કીર્તન તે આ મુક્ત સાધુઓને દોષને માટે કેમ થાય ? તેમાં કિંચિત્ પણ દૂષણ અમોને જણાતું નથી ॥૪૦॥ તેવા મુક્ત સંતોપણ આપની આજ્ઞાને અનુસારે જો સ્ત્રીયોની આગળ ભગવદ્વાર્તા ન કરે કે અધર્મમાર્ગ પ્રવૃત્તિ થકી સ્ત્રીઓનુ રક્ષણ પણ ન કરે તો સ્ત્રીયોની ગતિ શી ? કઈ રીતિથી તેમનો સસૃતિ થકી સમુદ્ધાર થાય ? ॥૪૧॥ હે સત્પતે ! અનિષ્પન્ન

पुरतो नैव कुर्युः स्वव्रतभङ्गतः ॥४२॥ स्त्रैणा ये साधुवेषाश्च चरन्त्येकाकिनो भुवि । ते तु वार्ताः प्रकुर्वन्ति नारीणां पुरतः स्वयम् ॥४३॥ तेभ्यस्तु क्वापि ता नैव शृण्वन्ति तत्कथा अपि । जानन्त्येव यतस्तांस्तान् स्त्रैणान्धूर्तानिति प्रभो ! ॥४४॥ तस्मात्स्त्रीषु कृपां कृत्वा कृष्णभक्तिविवृद्धये । मुक्तांस्तदग्रे तद्वार्ताः कर्तुमाज्ञापय प्रभो ! ॥४५॥ ब्रह्मचर्यं ह्यष्टविधं यत्त्वयात्र प्रकीर्तितम् । मुक्तानां तादृशानां तदस्तु सप्तविधं हरे ! ॥४६॥ सुव्रत उवाच—इति सम्प्रार्थितो लोकैः कल्याणायैव योषिताम् । सर्वधर्मरहस्यज्ञः प्रोवाचेति हसन् हरिः ॥४७॥ श्रीनारायणमुनिरुवाच—

યોગવાળા મુમુક્ષુઓના પ્રતિ તો આ નિયમ ( સ્ત્રીઓની આગળ કૃષ્ણકથા વાર્તા નહિ કરવાનો ) આવશ્યક છે, કેમકે તેઓ અજીતેન્દ્રિય હોવાથી અબળાઓ આગળ સદ્ઉપદેશમાટે પ્રવર્તતાં પણ તેમના વ્રતનો ભંગ થાય છે ॥૪૨॥ જે સ્ત્રીલંપટો આ લોકમાં ઉપરથી સાધુસમાન વેષ ધારીને માર્ગે માર્ગે એકાએકી રખડતા ફરેછે. તેતો અબળાઓની આગળ સ્વયં ઉત્સાહપૂર્વક ભગવત્કથાને કરેછે, તેમના થકી તો આ આપના આશ્રયવાળી અબળાઓ ભગવદ્વાર્તાને પણ ક્યારેય પણ નથીજ શ્રવણ કરતી કેમકે હે પ્રભો ! તે સ્ત્રિયો તે સ્ત્રીલંપટ ધૂર્તોની દુ શીલતાને સારીરીતે જાણેજ છે ॥૪૩-૪૪॥ હે પ્રભો ! માટે આ આપના આશ્રયવાળી અબળાઓ ઉપર કૃપા કરીને ભગવદ્ભક્તિની વિવૃદ્ધિમાટે તેમની આગળ ભગવદ્વાર્તા કરવાની તે આ નિષ્પન્ન યોગવાળા મુક્ત સાધુઓને આપ આજ્ઞા આપો ॥૪૫॥ હે હરે ! તમોએ અહીં જે આઠ પ્રકારનુ બ્રહ્મચર્યવ્રત પાળવાનું કહ્યું તે તેવા મુક્તપ્રાય સાધુઓને એક ભાષણ વિના બીજું સાત પ્રકારનુ રહો ॥૪૬॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! એરીતે હરિભક્ત લોકોએ નારીઓના કલ્યાણમાટેજ પ્રાર્થના કરેલા ભગવાન્ શ્રીહરિ સચ્છાસ્ત્રઅવિરુદ્ધ યુક્તિના શ્રવણથી હસતા થકા ધર્મરહસ્યાનુસારી વચન બોલ્યા. આ ભગવાન્ સર્વજ્ઞ હોવાથી એમને અવિદિત કિંચિત્ પણ ધર્મરહસ્ય નથી ॥૪૭॥ શ્રીનારાયણમુનિ કહેછે—હે ભક્તાઃ ! તમો સર્વે નરનારી હરિ-

श्रृण्वन्तु भो नराः सर्वे स्त्रियश्च मुनयस्तथा । कल्याणं स्याद्यथा स्त्रीणां तमुपायं वदामि वः ॥४८॥ यथा कृष्णं श्रिता नार्यस्तत्कथामपि कर्हिचित् । पुंसः कुयोगिनो वक्त्रान्न श्रृण्वन्ति हितामपि ॥४९॥ तथैव मुक्तपुरुषमुखादपि कथा हरेः । स्वातन्त्र्येण न वै श्रव्या स्त्रीभिः क्वापि विना नरात् ॥५०॥ स्त्रीणामेव पुरो मुक्तः कुर्याच्चेत्तत्कथामपि । स्यागिधर्मच्युतः सद्यः स भवेन्नात्र संशयः ॥५१॥ तस्य स्त्रैणस्य तु मुखाच्छृणुयाद्या च तत्कथाः । सापि स्यान्द्रयते धर्मात्ततो यात्यधमां गतिम् ॥५२॥ महान्तं प्राप्नुतोऽनर्थं महापातकिनौ हि तौ । अब्रवीदिति मां पूर्वं श्रीरामानन्द

જનો તથા મુનિજનો સાવધાન મનથી સાભળો જે ઉપાયથી સ્ત્રીયોનુ પણ કલ્યાણ થાય તે ઉપાય તમોને કહુંછુ ॥૪૮॥ શ્રીકૃષ્ણના સમાશ્રય વાળી આ નારીઓ પોતાના હિતને કરનારી પણ ભગવત્કથાને જેમ સ્ત્રીલપટ પુરૂપના મુખથકી ક્યારેય પણ સાભળતી નથી તેમજ ( મુમુક્ષુ પુરૂપના મુખથકી પણ પુરૂપસમવાય વિના કેવળ સ્ત્રીસમવાયમાત્રમા તે સ્ત્રીયોએ ભગવત્કથા નજ સાભળવી ) મુક્તપ્રાય નિષ્પન્નયોગી પુરૂપ થકી પણ પુરૂપ વિના સ્વતનપણે સ્ત્રીયોએ ભગવત્કથા ક્યારેય પણ નજ સાભળવી યદ્યપિ આ નિષ્પન્નયોગી છે તથાપિ સ્ત્રીમાત્ર સમવાયમા તો કદાચિત્ ધર્મમાર્ગ થકી પ્રસ્ખલન થાય પણ ખરૂં ( પૂર્વે અનેક નિષ્પન્ન યોગિઓ પ્રમદાપ્રસગથી વાસનાનો ઉદ્બોધ પામીને નિ શ્રેયસમાર્ગ થકી પરિભ્રષ્ટ થએલા સભળાય છે, માટે તેમના પ્રત્યેપણ આ નિયમનો આદેશ અમો કરીએ છીએ કે-પુરૂપસમાજ વિના કેવળ સ્ત્રીસમાજમા હિતકારી પણ ભગવત્કથા તે મુક્ત સાધુઓએ ન કરવી ) ॥૪૯-૫૧॥ ધર્મપથ થકી પ્રસ્ખલિત થએલા, સ્ત્રીલપટ, ક્રમેક્રમે રાગ જેને વધતો જાય છે એવા પુરૂપના ભગવત્કથાના શ્રવણમિષે કરીને પ્રવૃદ્ધિ પામતા પ્રસગથી નિ શ્રેયસમાર્ગમા પ્રવર્તેલી જીતેન્દ્રિય એવી પણ નારી અવશ્ય ક્ષોભ પામીને પોતાના ધર્મથકી પ્રચ્યુતિ પામીને અધમ ગતિને પામે છે ॥૫૨॥ તેવી સ્ત્રી અને તેવો મુક્ત સાધુ મુમુક્ષુભાવથી ભ્રષ્ટ થતા

उद्धव ॥५३॥ इयं वार्तैवमेवास्ति नास्ति कोऽप्यत्र संशय. । पुंस स्त्री च पुमाचार्यां बुद्धिभ्रंशस्य कारणम् ॥५४॥ पूर्वं हि बहवो मुक्ता पुमांसश्च स्त्रियोऽपि च । अन्योन्यस्य प्रसङ्गेन भ्रष्टा याता अधोगतिम् ॥५५॥ स्त्रीप्रसङ्गो न कर्तव्यो मुक्तेनापि कदाचन । श्रीमद्भागवतोक्तानि पद्यान्यत्र वदामि च ॥५६॥ सङ्ग न कुर्या त्प्रमदासु जातु योगस्य पार परमारुरुक्षु । मत्सेवया प्रतिल

---

વિષયાસક્ત થઇને, મહાપાતકના ફળભૂત મહા અનર્થને નિશ્ચે પામે છે એમ પૂર્વે ઉદ્ધવાવતાર શ્રીરામાનદસ્વામીના મુખથકી અમોએ સાભળ્યુ છે (બ્રહ્મનિષ્ઠોએ બાળભાવે વર્તવુ એમ જે શ્રુતિ કહે છે તે સત્ય છે, પરતુ તે બાળપણુ અમાનિત્વાદિકરૂપ લેવુ પણ કામચારાદિરૂપ ન લેવુ માટેજ છાંદોગ્યમા ચાક્રાયણ ઉપસ્તિ મુનિની આખ્યાયિકામા શ્રુતિ બ્રહ્મનિષ્ઠોને પણ કામભક્ષણાદિકનો પ્રતિષેધ કરે છે અને આપત્કાળમા કેવળ જીવિતરક્ષણ માટે જે કોઇનાથકી અન્નભક્ષણ માત્રની અભ્યનુજ્ઞા કરે છે) ॥૫૩॥ નરને નારીજ અને નારીને નરજ મુમુક્ષાનુકૂળ વિવેકવિનાશનુ કારણ છે (પુરૂષનુ કે પ્રમદાનુ પરસ્પર સન્નિધિમાન પણ મુમુક્ષાવિરોધી છે) આ વાર્તા એમજ છે એમા સંશયલેશ પણ નથી ॥૫૪॥ પૂર્વે પણ બહુ મુક્તપ્રાય પુરૂષો અને તેવી પ્રમદાઓ પણ પરસ્પર પ્રસગથી મોક્ષમાર્ગ થકી ભ્રષ્ટ થઇને અધોગતિને પામી ગઈ છે, માટે મુક્ત નિષ્પન્ન યોગિએ પણ પ્રમદાપ્રસગ ક્યારેય પણ નજ કરવો આ બાબતમા શ્રીમદ્ભાગવતમા કહેલા શ્લોકો ઉદાહરણ તરીકે તમોને કહી સભળાવુ છુ ॥૫૫-૫૬॥ જે યોગના પર પારને (નિષ્પન્ન સમાધિપણારૂપ) પામવા વાછતો હોય (મુમુક્ષુ) અને જે પરમ પ્રેમરૂપ મારી સેવાથી પ્રતિલબ્ધાત્મલાભ-આત્મસ્વરૂપને સાક્ષાત્ કરી રહ્યો હોય કે આત્મલાભને પામ્યો હોય (મુક્ત) (સર્વના શેષી સર્વના સુહૃત્ સર્વના અતરાત્મા આનન્દમય પરબ્રહ્મ પરમાત્માના સેવન થકી બીજો કોઈ શેષભૂત (દાસ) જીવાત્માને સ્વાસાધારણ આત્મલાભ છેજ નહિ) તે બન્નેએ પ્રમદાનો સભાષણાદિ પ્રસગ ક્યારેય પણ નજ

ध्यात्मलाभो वदन्ति या निरयद्वारमस्य ॥५७॥ योपिद्धिरण्याभरणाम्बरादिद्रव्येपु मायारचितेपु मूढः । प्रलोभितात्मा ह्युपभोगबुद्ध्या पतङ्गवन्नश्यति नष्टदृष्टिः ॥५८॥ माना स्वस्रा दुहित्रा वा ना विविक्तासनो भवेत् । वलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति ॥५९॥ तस्माज्जितस्य मनसो विश्वासेन कदाचन । मुक्तो न कुर्यात्स्त्रीसङ्गं पुंप्रसङ्गं तथाऽवला ॥६०॥ मदाज्ञापि न मन्तव्या स्त्रीप्रसङ्गो भवेद्यया । मुक्तैरपि तथा स्त्रीभिः पुंप्रसङ्गो भवेद्यया ॥६१॥ भक्ता! भवद्भिर्यच्चुक्तं प्रदीप्तानलसन्निभाः । मुक्ताः सन्तीति

કરવો કારણકે જે પ્રમદાઓ આ મુમુક્ષુ મુક્તને પણ નરકપ્રાપ્તિના ઉઘાડા દ્વારભૂત (અનિષ્ટદ્વાર) છે એમ ઋષિઓ કહે છે (આ તૃતીયસ્કંધમા કપિલદેવનુ વચન છે) ॥૫૭॥ જે આ નારી અને તેના સુવર્ણમય વિભૂષણો વસ્ત્રો વિગેરે ગુણમયી માયાએ પ્રકલ્પેલા છે તેમા આત્મતત્ત્વને નહિ જાણનારો મૂઢ જન મનથી પ્રલોભ પામતા વિનષ્ટ વિવેકવાળો થઇને, ઉપભોગ્ય બુદ્ધિથી પતગીયો પ્રદીપ્ત વહ્નિમાજ જેમ એમ સ્વયં પડીને પ્રણાશ પામી જાય છે (આ એકાદશમા દત્તાત્રેયમુનિનુ વચન છે) ॥૫૮॥ સત્ અસતના વિવેકે સપન્ન એવો પણ જન એકાત પ્રદેશમા પોતાની માતા કે બ્હેન કે દીકરીની પણ સાથે નજ બેસે કારણકે ચક્ષુરાદિ ઇન્દ્રિયસમૂહ વિવેકનો વિનાશ કરીને વિદ્વાનને પણ પોતાના વશમા લઇ લેછે, કેમકે ઇન્દ્રિયો બહુ બળવાન્ છે, 'इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभ मन' એમ ગીતામા કહ્યુ છે ॥૫૯॥ આવા વચનનુ પ્રમાણ છે તો મન જીત્યુ હોય તો પણ 'જીતેલુ મન મારે વશવર્તી છે' એમ ક્યારેય નજ વિશ્વાસ રાખે માટે મુક્તપ્રાય એવો પણ પુરૂષ પ્રમદાપ્રસગને ક્યારેય પણ નજ કરે તેમજ મુક્તપ્રાય પ્રમદાપણ પુરૂષપ્રસંગને ક્યારેય નજ કરે ॥૬૦॥ જો કદાચિત્ મારીજ આજ્ઞા પુરૂષને પ્રમદાપ્રસગ કરવાની કે પ્રમદાને પુરૂષપ્રસંગ કરવાની થાય તો તેપણ મારી આજ્ઞા મુક્તપ્રાય નરનારીઓએ પણ ન માનવી (આતો દૃઢતા કરવા છે, કેમકે એમની એવી આજ્ઞા ઘટેજ નહિ) ॥૬૧॥ હે ભક્તો ! 'બ્રહ્મદર્શી આત્મારામ મુનિઓ

तत्सङ्गस्तासां भवति मुक्तये ॥६२॥ तत्त्वाचारविरुद्धं हि सतां लोके च गर्हितम् । निन्दितं वेदशास्त्रेषु तन्मतं महतां न च ॥६३॥ मुक्तप्रसङ्गो नारीणां मुक्तिहेतुरिदं वचः । एकस्मिन्नेव श्री कृष्णे नित्यमुक्ते हि सम्भवेत् ॥६४॥ कृष्णं विना तु मर्यादा वैदिकी येन येन च । उल्लङ्घिता स सोऽद्यापि लोके वेदे च निन्द्यते ॥६५॥ ब्रह्मशङ्करशक्राश्च शशाङ्काङ्गिरसादयः । कामादुल्लङ्घ्य मर्यादां वैदिकीं गर्ह्यतां गताः ॥६६॥ अस्तु प्रसङ्गो दूरेऽयं वीक्षा मात्रमपि स्त्रियाः । मुक्तानामपि सिद्धानां पातित्यायैव जायते

પ્રદીપ્ત અગ્નિતુલ્ય તેજસ્વી હોવાથી તેમનો સમાગમ સ્ત્રીયોની મુક્તિ માટે કલ્પાય છે' એમ જે તમોએ કહ્યુ તે તો શ્રુતિ સ્મૃતિ સદાચાર વિરૂદ્ધ અને લોકનિંદિત છે તે આ વચન મહાપુરૂષોને સમત છેજ નહિ ॥૬૨-૬૩॥ 'મુક્તપ્રસગ નારીઓની મુક્તિ માટે છે' આ વચન સર્વાન્તરાત્મા, સર્વકારણકારણ, આનંદમય, લોકાનુગ્રહ માટે માનુષ્ય નાટ્ય ધારી રહેલા નિત્યમુક્ત એક શ્રીકૃષ્ણ પરમાત્મા વિષેજ શોભે છે, કેમકે નારીઓ પણ તેમના પ્રસગથી મુક્તિને પામી ગઈ છે તે શ્રીકૃષ્ણ ભગવાન્ સમસ્ત ઇતિર થકી વિલક્ષણ આનદમય છે તેમને વિષે સ્ત્રીયોનો જે પ્રસગ હતો તે વિલક્ષણ પ્રેમાનુબન્ધરૂપ, પરભક્તિશબ્દવાચ્ય અને મુનિઓને પણ અગમ્ય હતો ॥૬૪॥ લૌકિક પુરૂપમા તો તે આ વચન લોક વેદ વિરૂદ્ધ છે એક કૃષ્ણ વિના જેજે જીવે કે ઈશ્વરે વૈદિકી મર્યાદા ઉલ્લંઘન કરી છે તેતે જીવ ઈશ્વિર પણ અદ્યાપિ લોકમા અને વેદમા તેના તેના આખ્યાન કહેવાપૂર્વક નિંદાય છે ॥૬૫॥ જગતના પિતામહ બ્રહ્મા, વિશ્વના સહારકર્તા શકર, જીવનરૂપ જળ વર્ષણથી ત્રિલોકીનો પાળક ઈન્દ્ર, ઓષધિઓનો અધિપતિ ચંદ્ર, સમસ્ત દેવોના ગુરૂ બૃહસ્પતિ, સહસ્ર વર્ષ પર્યંત જળમા તપ કરનારા તેજસ્વી સૌભરી ઋષિ વિગેરે અત શત્રુ કામવશતાથી વૈદિકી મર્યાદાને ઉલ્લઘન કરીને અતિ નિંદ્યતાને પામી ગયા છે ॥૬૬॥ માટે તમોએ કહેલો આ સ્ત્રીયોનો સભાપણુમળન્ધ દૂરજ રહો, કેમકે સ્ત્રીયોનુ સદર્શનમાત્ર પણ સિદ્ધ ગતિને પામેલા મુક્તોના પણ પતિ

॥६७॥ यथेष्टाचरणं ये तु न दोषाय सतामिति । वदन्ति ते तु विज्ञेया महापातकिनो जनाः ॥६८॥ तस्मान्मुक्तेषु शङ्काऽपि यथेष्टाचरणस्य तु । न क्वापि केनचित्कार्या यत्ते धर्मस्य रक्षकाः ॥६९॥ प्राप्तोऽपि भक्तिं च दृढात्मनिष्ठां मुक्तोऽपि भक्ता ! वनिताप्रसङ्गात् । भ्रष्टो भवेत्स्त्री च तथाविधापि भ्रष्टा भवेदेव नरप्रसङ्गात् ॥७०॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे वृत्तालयदोलोत्सवे जनशिक्षायां सदसल्लक्षणेषु मुक्तानां यथेष्टाचरणनिषेधनिरूपणनामैकोनषष्टितमोऽध्यायः ॥५९॥

श्रीनारायणमुनिरुवाच—मुक्तोऽपि पुरुषो यस्तु प्राप्तः सिद्धदशामिह । स्त्रीभ्यस्तेनापि भेतव्यमन्यथा पतितो भवेत् ॥१॥ अयं पुमानियं स्त्रीति भेददृष्टिर्न यस्य च । स्त्रीसङ्गाद्धृदयते सोऽपि

तपणुं माटे कल्पाय छे. एम सते जे जनो 'मुक्त साधुओने स्वच्छंदाचरण दोषप्राप्ति माटे नथीज थतुं' एम कहे छे ते तो पातकिओना अग्रेसरो छे ॥६७-६८॥ माटे 'मुक्तप्राय आत्मनिष्ठोमां यथेष्टाचरण दोष माटे नथी' एवी संभावनामात्र पण क्यारेय पण कोईए पण नज करवी. केमके तेओ तो धर्मना रक्षण माटे प्रवर्तेला छे पण अधर्मना आचरण माटे नहि ॥६९॥ हे भक्ताः ! माटे अमारो तो आज मत छे के-दृढ आत्मनिष्ठाने पामेलो पण मुक्त जन पण वनिताना प्रसंगथी भ्रष्ट थईजि जाय छे तथा तेवी मुक्त नारी पण पुरुषना प्रसंगथी भ्रष्ट थईजि जाय छे ॥७०॥ इति श्रीसत्संगिजीवने...तृतीयप्रकरणे वृत्तालयदोलोत्सवे जनशिक्षायां सदसल्लक्षणेषु मुक्तानां यथेष्टाचरणनिषेधनिरूपणनामैकोनषष्टितमोऽध्यायः ॥५९॥

## [1]अध्याय ६० मो.

श्रीनारायणमुनि कहेछे—हे भक्तजनो ! लोकमां सिद्धदशाने पामेला पण मुक्त पुरुषोए स्त्रीप्रसंग थकी बहु भय पामवो. अन्यथा-

1. आ अध्यायमा नारदपर्वतनी स्त्रीप्रसंग थकी प्राप्त थएवी दुर्दशा वर्णवी छे.

ऋष्यशृङ्ग ऋषिर्यथा ॥२॥ ऋष्यशृङ्गकथा सर्वैः श्रुताऽस्त्येव ततो जना ! । वर्तितव्यं सावधानैर्मुक्तैरपि मुमुक्षुभिः ॥३॥ मदाज्ञया वा धर्मस्य रक्षार्थमपि कर्हिचित् । स्त्रीप्रसङ्गो न कर्तव्यो मुक्तेनापि मनीषिणा ॥४॥ मुक्तानामात्मनिष्ठानामपि स्त्र्यवयवेक्षणम् । स्वस्थितेर्भ्रंशकं ज्ञात्वा त्याज्यं तत्सर्वथा बुधैः ॥५॥ अत्रेतिहासं प्राचीनं सर्वे शृण्वन्तु सादरम् । मुक्तावपि यथा क्लिष्टौ पुरा नारदपर्वतौ ॥६॥ पर्वतो नारदश्चोभौ पुरा स्वस्रीयमातुलौ । ब्रह्मनिष्ठावृषी सिद्धौ पुण्यक्षेत्राणि चेरतुः ॥७॥ तावेकदाम्बरीषस्य विष्णुभक्तस्य भूपतेः । गृहमाजग्मतू रत्नैर्विविधैरुपशोभितम् ॥८॥

જો ભય ન રાખે તો તેઓનું પતન થાય જેને 'આ પુરૂષ છે આ સ્ત્રી છે' એવી વિભેદ દૃષ્ટિ ન હોય એવો પણ મુક્તપ્રાય પુરૂષ સ્ત્રીસંગથી ઋષ્યશૃંગ ઋષિની પેઠે બ્રહ્મચર્યવ્રત થકી ભ્રષ્ટ થાય છે હે જના ! ઋષ્યશૃંગની કથા તો માણાવદરમાં જન્માષ્ટમીના મહોત્સવ ઉપર આવેલા તમો સર્વેને સભામાં મેં કહેલી તમોએ સાભળેલી સુપ્રસિદ્ધ છે તો મુમુક્ષુઓ (નહિ નિષ્પન્ન યોગવાળા) અને મુક્તો (નિષ્પન્ન યોગવાળા) એ પણ નારીપ્રસંગ પરિત્યાગાદિ નિયમમાં સાવધાન વર્તવું (કાળજી રાખવી) ॥૨-૩॥ આત્મજ્ઞાનમાં નિષ્ઠાવાળા, વિષય સબન્ધે રહિત, વિજીત મનવાળા, મુક્તપ્રાયેપણ મારી ઇષ્ટદેવની આજ્ઞાથી કે નારીપરિપાલ્ય ધર્મની રક્ષામાટે પણ ક્યારેયપણ નારીપ્રસંગ ન કરવો-મુક્તેપણ નારીપ્રસંગ પરિહારરૂપ આ નિયમ અવશ્ય આદરણીય છે ॥૪॥ સ્ત્રીયોના કરચરણાદિ અવયવોનું નિરીક્ષણમાત્ર પણ આત્મનિષ્ઠ મુક્તોને પણ સ્વસ્થિતિ (આત્મનિષ્ઠા) થકી ભ્રષ્ટ કરે છે, એમ જાણીને મદાશ્રિત વિવેકી જનોએ સર્વ પ્રકારે તેનો પ્રસંગ પરહરવો આ મેં કહેલા અર્થમાં પૂર્વે સ્ત્રીપ્રસંગ થકી મહા ક્લેશને પામેલા મુક્ત એવા પણ નારદ પર્વતનો પ્રાચીન ઇતિહાસ સાવધ મનથી તમો સર્વે સાભળો ॥૫-૬॥ પૂર્વે મામા ભાણેજનો સબન્ધ ધરાવતા નારદપર્વત બન્ને બ્રહ્મનિષ્ઠ સિદ્ધર્ષિઓ પુણ્ય ક્ષેત્રોમાં વિચરતા વિચરતા કદાચિત્ વિષ્ણુભક્ત અંબરીષ ભૂપતિના વિવિધ રત્નોવડે સુશોભિત ભવન પ્રત્યે આવ્યા ॥૭-૮॥

पूजितौ तेन राज्ञा तौ विविधैरुपचारकैः । तर्पितौ परमान्नेन सुखेनैव निषेदतुः ॥९॥ तस्य राज्ञोऽभवत्कन्या जयन्त्याख्या सुलोचना । रूपेणाप्रतिमा भूमौ शीललक्षणशालिनी ॥१०॥ तस्या योग्यं वरं प्रष्टुं भूपतिः स तु तावृषी । नत्वाभिवादयित्वा तामुपविश्याब्रवीदिदम् ॥११॥ राजोवाच—युवां हि ज्ञानसम्पन्नौ ब्रह्मनिष्ठौ तपोधनौ । नास्त्येवाविदितं किञ्चित्त्रिलोकीचारिणोर्हि वाम् ॥१२॥ पृच्छामि तौ युवां प्रश्नमेकं प्रश्नविदांवरौ । तच्छ्रुत्वा चोत्तरं ब्रूतं विचार्यैव यथोचितम् ॥१३॥ जयन्तीसंज्ञिकेयं मे दुहितास्ति सुलक्षणा । निश्चेतुं नैव शक्नोमि तस्या योग्यं वरं त्वहम् ॥१४॥ तस्माद्युवां कृपां कृत्वा सर्वज्ञौ सर्वसौख्यदौ । योग्यमस्या वरं ब्रूतं चिन्तया व्याकुलं हि माम् ॥१५॥ इत्युक्तौ तावृषी

એટલે તે રાજાએ સવિનય સાદર વિવિધ ઉપચારોવડે પૂજા કરેલા અને દુધ પાકાદિ ઉત્તમ અન્નવડે તૃપ્ત કરેલા તે મહર્ષિઓ તે મહારાજાની સન્નિધિમાં સુખેથી બેઠા ॥૯॥ તે રાજાને જયતી નામની એક કન્યા સુદર લોચનવાળી, ભૂમિમા રૂપ-શરીરસૌન્દર્યે કરીને અનુપમ અને શીલલક્ષણે સંપન્ન હતી ॥૧૦॥ અબરીષ રાજા જયતી નામની પોતાની પુત્રીને યોગ્ય વર પુછવાની વાછાથી સુખેથી બેઠેલા તે ઋષિઓને પોતે પ્રણામ કરીને અને તે પુત્રી પાસે તેમને અભિવદન કરાવીને સ્વય બેસીને તેમના પ્રતિ સવિનય એમ બોલ્યા ॥૧૧॥ રાજા કહેછે—તમો બન્ને ઋષિઓ જ્ઞાન સપન્ન, સદસદ્વિવેચનશીલ, બ્રહ્મનિષ્ઠ તપોધન છો માટે ત્રિલોકીમા છુટથી વિચરતા તે તમારે કિંચિત્ પણ અવિદિત છેજ નહિ તો પ્રશ્નવિદોમા વરિષ્ઠ એવા તમોને એક પ્રશ્ન પુછુછુ તેને સાભળી વિચારીનેજ યથોચિત ઉત્તર આપવાને આપ યોગ્ય છો ॥૧૨-૧૩॥ આ મારી દીકરી રૂપ લાવણ્ય શીલે સપન્ન જયતી નામની છે એને યોગ્ય એવા વરનો વિનિશ્ચય કરવા હુ તો સમર્થજ નથી ॥૧૪॥ સમુચિત વર શોધનની ચિંતાથી હુ વ્યાકુળ છુ તમો તો સર્વજ્ઞ તપોધન સર્વ લોકસચારી સર્વસુખપ્રદ છો તો મારી ઉપર કૃપા કરીને મારી સુતાને સમુચિત વરનો વિચાર

राज्ञा तां दृष्ट्वैव विमोहितौ । सुलक्षणां च चार्वङ्गीं कामयामासतु॰ स्वयम् ॥१६॥ प्रार्थयामासतुर्भूपं निर्लज्जौ काममोहितौ । आवाभ्यां देहि ते कन्यां श्रेयस्तव भविष्यति ॥१७॥ तयोरिति वच॰ श्रुत्वा भूपतिः स तु विस्मितः । किञ्चिद्विचार्य तावाह ज्ञात्वा नैष्ठिकतां तयो॰ ॥१८॥ राजोवाच—ब्रह्मनिष्ठौ युवां ख्यातौ नैष्ठिकब्रह्मचारिणौ । कन्यां वृणीथो मे यत्तद्विनोदो वा ऋतं वचः ॥१९॥ तावूचतु —ब्रह्मचर्यं च गार्हस्थ्यं वनित्व भिक्षुता तथा । भगवत्प्रीतये नास्ति भक्तिमेका दृढां विना ॥२०॥ यस्मिन्कस्मि

---

કરીને તમો કહો ॥૧૫॥ હે ભક્તો ! એરીતે અબરીષ રાજાએ કહેલા તે ઋષિઓ તે જયતીને જોઇને વિમોહિત થતા, તપોધનતાને વિસારી દઇને અને બ્રહ્મનિષ્ઠાને છોડી દઇને, શુભ લક્ષણવાળી, રૂપાનુરૂપ અવયવ વાળી તે કન્યાને પોતેજ પરણવા ઇચ્છયા ॥૧૬॥ ત્યારપછી કન્યાના દર્શનમાત્રથી ઉદ્ભવેલા કામવેગથી વિમોહિત થએલા, માટેજ લજ્જાવર્જીત થએલા તે બન્નેય મુનિઓ એક સાથેજ ભૂપતિની એવી પ્રાર્થના પણ કરવા લાગ્યા કે–હે રાજન્ ! તમારી આ કન્યા અમોને આપો તેણે કરીને તમારૂ શ્રેય થશે ॥૧૭॥ હે ભક્તજનો ! આવુ નારદ પર્વતનુ વચન સાભળીને તે રાજા વિસ્મય પામીને તેમની નૈષ્ઠિકતાને જાણીને, કિંચિત્ કાળ વિચાર કરીને તેમના પ્રતિ એમ બોલ્યા ॥૧૮॥ રાજા કહેછે—તમો તો નૈષ્ઠિક બ્રહ્મચારીપણે અને બ્રહ્મનિષ્ઠપણે પ્રખ્યાતિ પામેલા છો તથાપિ મારી કન્યાને પરણવાનુ કહોછો, તો આ શુ વિનોદવચન છે ? કે સત્ય છે ? તે કહો ॥૧૯॥ એરીતે રાજાએ પુછેલા તે ઋષિઓ બોલ્યા કે–હે રાજન્ ! સાવધાન મનથી તમો સાભળો એક આશ્રમ થકી બીજા આશ્રમમા જવુ તે શુ ધર્મવિરૂદ્ધ છે ? અને તેથી ભગવાનનુ પ્રીણન શુ ન થાય ? અને તે શુ મોક્ષમાર્ગમા ઉપરોધ કરનારૂ છે ? (નથીજ) સર્વે આશ્રમને બ્રહ્મવિદ્યામા અધિકાર છે ભગવાનની પ્રીતિમાટે તો કોઈ આશ્રમવિશેષ સમર્થ નથી કિંતુ દૃઢ ભક્તિજ એક છે તેના વિના બ્રહ્મચર્યાશ્રમ કે ગૃહસ્થાશ્રમ કે વાનપ્રસ્થાશ્રમ કે સન્યાસાશ્રમ ભગવત્પ્રીતિમાટે કારણ

घाश्रमे वा स्थित्वा भगवतो यशः । गातव्यं मोक्षमिच्छद्भिस्तेन तुष्यत्यधोक्षजः ॥२१॥ एतावत्कालपर्यन्तं ब्रह्मचर्येण तद्यशः । वर्णितं कीर्तयिष्यावो गार्हस्थ्येनाथ भूपते! ॥२२॥ निःसंशयस्ततो विद्धि राजन्! निश्चय आवयोः । कन्याया ग्रहणेऽस्तीति देहि नौ त्वं सुखी भव ॥२३॥ वाक्यं श्रुत्वेति राजापि काममूढधियोस्तयोः । शापभीतोऽथ तावाह चिन्ताव्याकुलमानसः ॥२४॥ राजोवाच—एका कन्या मदीयेयं युवां द्वाविच्छथश्च ताम् । लोकशास्त्रविरुद्धं तद्दानं कुर्यामहं कथम् ॥२५॥ एकस्य भार्ये द्वे दृष्टे नैका भार्या द्वयोः क्वचित् । वरिष्यति ततः कन्या स्वयमेवेप्सितं वरम् ॥२६॥ प्रातः स्वयंवरं चास्याः कारयिष्यामि निश्चि-

નથીજ. તો મોક્ષની આકાંક્ષાવાળા જનોએ યથારૂચિ યથાધિકાર જે કોઇ એક આશ્રમમાં રહીને તે આશ્રમ ધર્મોનું નિષ્કામભાવે અનુષ્ઠાન કરવાની સાથે ભક્તિપૂર્વક ભગવાનનું યશ ગાયા કરવું. તેણે કરીને ભગવાન્ પ્રસન્ન થાય છે ॥૨૦-૨૧॥ હે ભૂપતે! આટલા કાળપર્યંત બ્રહ્મચર્યાશ્રમમાં રહીને અમોએ ભગવાનનું યશોગાન કર્યું હવે ગૃહસ્થાશ્રમમાં રહીને તેમનુંજ યશોગાન કરીશું. તો અમોને ગાર્હસ્થ્યમાં મોક્ષમાર્ગનો ઉપરોધ લેશથી પણ દેખાતો નથી. માટે હે રાજન્! અમારે તમારી કન્યાના ગ્રહણમાં રૂચિ નિશ્ચે છે એમ નિ સંશય થઇને જાણો. તો અમોને કન્યાદાન કરીને સમુચિત વરના અલાભની ચિંતાને ત્યાગ કરીને તમો હવે સુખીયા થઈ જાવ ॥૨૨-૨૩॥ હે ભક્તાઃ! કામવેગથી વિમુઢ મનવાળા તે નારદપર્વતનું આવું વચન અંબરીષ રાજા સાંભળીને, તેમની અભ્યર્થના અનુચિત છે એમ જાણે છે તથ પિ તેમના શાપથી ભય પામીને ચિંતાથી મનમાં બહુ વ્યાકુળ થઇને તેમના પ્રતિ બોલ્યા કે-॥૨૪॥ હે ઋષિઓ! તમો યદ્યપિ અનુલ્લંઘનીય વર છો તથાપિ મારી આ કન્યા એક છે અને તેને તમો અનેય જણા ઇચ્છો છો તો બન્નેને લોકશાસ્ત્રવિરૂદ્ધ એક કન્યાદાન મારાથી કેમ થાય? ॥૨૫॥ એક પુરૂષને બે ભાર્યાઓ જોવામાં આવેછે પણ બે પુરૂષને એક ભાર્યા કોઈપણ સ્થળમાં જોવામાં આવતી

तम् । आगन्तव्यं युवाभ्यां च तत्र नारदपर्वतौ' ॥२७॥ इत्युक्तौ तौ ततो यातौ चिन्तयन्तौ च तां हृदि । राजापि कारयामास स्वयंवरसभां ततः ॥२८॥ कन्या कामयते रूपं नान्यदित्यवधार्य तौ । तपसा विकृतं रूपं स्वं रम्यं कर्तुमैच्छताम् ॥२९॥ तयोरपीर्ष्या महती परस्परमभूज्जनाः ! । कन्या वरिष्यति ह्येकमिति हेतोः सकामयोः ॥३०॥ अन्यस्य विकृतं रूपं स्वस्य रम्यं भवेदिति । गूढं स्वस्य त्वभिप्रायं नोचतुस्तौ परस्परम् ॥३१॥ एकैकं वञ्चयित्वा तौ भक्ताभीष्टफलप्रदम् । वैकुण्ठे विष्णुमेवेशं रूपार्थं शरणं गतौ ॥३२॥ तत्रादौ नारदो गत्वा नत्वा सत्वरमच्युतम् ।

નથી તો કન્યા પોતેજ વાછિત વરને વરશે ॥૨૬॥ આવતી કાલે પ્રાતઃકાળમાંજ આ કન્યાનુ સ્વયંવરવિધાન નિશ્ચે કરાવીશ તો હે નારદ ! હે પર્વત ! તમારે સ્વયવર મડપમા આવવુ ॥૨૭॥ હે ભક્તજનો ! આ પ્રકારે રાજાએ કહેલા તે મુનિઓ પોતપોતાના મનમા કન્યાનુંજ ચિંતન કરતા થકા રાજભવન થકી ચાલી નીકળ્યા તે પછી રાજાએપણ સ્વયવર સભા કરાવી ॥૨૮॥ તે પછી તે નારદપર્વત-'કન્યા તો રૂપનેજ (સુરૂપ પતિનેજ) ઇચ્છે છે, બીજા ધનાદિકને નથીજ ઇચ્છતી, 'कन्या वरयते रूपं माता वित्तं पिता श्रुतम् । बान्धवा कुलमिच्छन्ति मिष्टान्नमितरे जनाः' એવુ અભિયુક્તવચન છે, અને આપણુ રૂપ તો તીવ્ર તપે કરીને વિરૂપ વર્તે છે, આ રૂપ કોઈપણ પ્રકારે સર્વ થકી પણ સુદર કરવું' એમ બન્નેયે પોતપોતાના મનમા વિચાર કર્યો ॥૨૯॥ હે જના ! એના એજ વિચારથી કામાક્રાતમનવાળા તે નારદપર્વતને પરસ્પર અત્યધિક ઇર્ષ્યા એવી આવી પડી કે-આપણામાથી એકનેજ કન્યા વરશે એ નિશ્ચયજ છે, તો હું બીજો શુ કરીશ, જે રીતે એને ન વરે કિંતુ મનેજ વરે એવો પ્રયત્ન કરવો, અમારે મધ્યે મારૂજ રૂપ રમણીય થાય, એનુ તો વિકૃત થાય' એવી તે બન્નેને પરસ્પર ઇર્ષ્યા આવતા તે આ પોતપોતાના ગૂઢ આશયને તો પરસ્પર નહિ પ્રકાશ કરતા થકાજ રહ્યા ॥૩૦-૩૧॥ તે પછી તે ઋષિઓ અનુપમ રૂપ પામવા માટે એક બીજાને ઠગીને વૈકુંઠ લોકમા વિરાજમાન

स्वस्य भार्यासमीहां तु गूहमानोऽब्रवीदिदम् ॥३३॥ अम्बरीषस्य कन्याया भविता श्वः स्वयंवरः । विनोदार्थं तत्र किञ्चिदागतोऽस्म्यत्र याचितुम् ॥३४॥ भगवन्नद्य मे रूपं भवेत् स्त्रीणां मनोहरम् । तपःकृशं च मे गात्रं पुष्टं च बलवद्भवेत् ॥३५॥ स्वयंवरात्तथारभ्य हरे ! सहचरस्य मे । वानरास्येन वैरूप्यं पर्वतस्य भवेदिति ॥३६॥ तथास्त्विति हरिः प्राह नारदोऽपि मुनिस्तदा । अनङ्गमोहनं रूपं सद्यो लब्ध्वा भुवं ययौ ॥३७॥ तावत्पर्वत आगत्य तथैवाभ्यार्थयद्धरिम् । सौरूप्यं स्वस्य देवर्षेः कप्यास्यत्वं

ભક્તકલ્પદ્રુમ ભગવાન વિષ્ણુને શરણે ગયા ॥૩૨॥ તેમાં પ્રથમ નારદજી પોતાનું નિકળવું પર્વત ન જાણે એરીતે છાનામાના એકાકી નિકળીને સત્વર વૈકુંઠ લોકને પામી વિષ્ણુ ભગવાનને પ્રણામ કરીને, પોતાનો જે કન્યાપરિગ્રહનો મનોરથ છે તેને તો નહિ પ્રકાશ કરતા થકાજ એમ બોલ્યા કે—॥૩૩॥ હે ભગવન્! અંબરીષ રાજાની કન્યાનો સ્વયંવર આવતી કાલે થવાનો છો, તેમાં કેવળ ભેગા થએલા રાજાઓના સમવાયમાં વિનોદ-ઉપહાસ માટેજ (બીજી કોઈપણ કામનાથી નહિ) આ કિંચિત્ યાચના કરવા આપની સમીપે આવ્યો છું ॥૩૪॥ હે હરે! આ અવસરમાં તીવ્ર તપવડે બહુ કૃશ થઈ ગએલું આ મારૂં શરીર સમગ્ર નારીજનોના મનને દર્શનમાત્રથી હરનારૂં અને સર્વાંગે સુંદર પુષ્ટ બલિષ્ઠ થાય. તથા આવતી કાલે સ્વયંવર સમયને સમારંભીને મારા સહચર પર્વતનું મુખ મર્કટમુખાકાર થાય. આવી યાચના કરવા હું અત્ર આવ્યો છું ॥૩૫-૩૬॥ હે ભક્તજનો! એરીતે નારદજીએ પ્રાર્થના કરેલા ભગવાન્ વિષ્ણુ તેમનો અંતરનો ગૂઢ આશય જાણે છે તથાપિ તેમની પ્રાર્થના પરિપૂર્ણ કરવા પોતે ભક્તકલ્પદ્રુમ હોવાથી 'તથાસ્તુ' એમ તેમના પ્રતિ બોલ્યા. તે સમયે નારદમુનિપણ એકદમ સર્વેને મોહ પમાડનારૂં અત્યદ્ભુત રૂપ પામીને ત્યાંથી તત્ક્ષણજ ભૂલોકમાં આવ્યા ॥૩૭॥ તેટલાકમાં નારદજીની પેઠે પર્વતમુનિપણ આવીને વિષ્ણુને પ્રણામ કરીને, પોતાનો મનોરથ તો ગુપ્તજ રાખીને, પોતાની સુરૂપતાસમ્પત્તિ અને નારદની સ્વયં-

स्वयंवरात् ॥३८॥ तथास्त्विति तमप्याह सोऽच्युतः प्रहसंस्तदा। स्त्रीपाशबन्धनं माभूद्भक्तस्येति दयानिधिः ॥३९॥ स पर्वतोऽपि सम्प्राप्य रूपमत्यद्भुतं ततः। नारदं भुवि सम्प्रापज्जयन्तीभजने रतम् ॥४०॥ गूढेङ्गितौ सुरूपौ तौ प्रोचतुश्च परस्परम्। सुरूपोऽसि त्वमेवेति त्वां वरिष्यति सा वधूः ॥४१॥ इत्थं वदन्तौ तौ रात्रिं तां तु दुःखेन निन्यतुः। वैशाखशर्वरी जाता तयोः कल्पनिशासमा ॥४२॥ चक्रतू राजकन्याया निशि तौ गुणकीर्तनम्। अहो तस्या वपुः कान्तमहो तस्या नवं वयः ॥४३॥ अहो भुजलता तस्या अहो तस्या मितं स्मितम्। तस्या मुक्ताफलानीव मधुराण्यक्षराण्यहो ॥४४॥ पर्वतो नारदं प्राह जयन्त्या वदनाम्बु

वर समयने समारभीने मर्कटमुखताप्राप्तिनी प्रार्थना करवा लाग्या ॥३८॥ ते समये 'मारा भक्तने स्त्रीपाशबंधन न थाव' एवो विचार करीने, दयानिधि ते भगवान् विष्णुए तेमनो आशय जाणीने हसता थका, वानरमुखतानी प्राप्तिनु जे वरण छे ते स्त्रीपाशबंधन थकी निवृत्त करनारूं छे एम मानीने प्रहर्ष पाम्या थका तेमनेपण 'तथास्तु' एम कह्यु ॥३९॥ एरीते पर्वतपण वरदान पामतां एकदम रमणीय रूपे संपन्न थइने त्यांथी भूलोकमां उतरी आवीने, जयतीना भजनमा आसक्त नारदजीने पाम्या ॥४०॥ परस्पर छानो राख्यो छे पोत पोतानो आशय जेमणे अने रमणीय रूपे संपन्न थएला ते नारदपर्वत एक बीजाने जोइने, 'तमो सुरूप छो, माटे तमोनेज ते जयती वधू वरशे' एम परस्पर कहेवा लाग्या ॥४१॥ आ प्रकारे परस्पर कहेता तेओए ते रात्रि तो महादु खथी जेमतेम निर्गमन करी वैशाख मासनी रात्रितो अल्प हती पण तेमनेतो कल्परात्रि जेवी लाबी थई पडी ॥४२॥ त्यारे रात्रिए तेओ रात्रिना निर्गमन माटे 'जयतीनु रमणीय वपु अहो ! ! (आश्चर्य रूप) छे तेनु नूतन वयपणु अहो छे, तेनी भुजलता अहो छे, तेनु मदस्मित (हसवु) अहो छे, तेना मधुर-मनकर्णने प्रिय अक्षरो शुद्ध मोती जेवा अहो छे, इत्यादि प्रकारे अनुरागातिशयथी जयतीनाज सौन्द

जम् । त्वया पूर्णेन्दुवद्दृष्टं किं वा फुलाम्बुजोपमम् ॥४५॥ नारदः प्राह तं तस्या निष्कलङ्केन्दुराननम् । तत्पुरः क्व कलङ्कीन्दुः क्व वा तज्जलजं जडम् ॥४६॥ एतां दशां च तौ प्राप्तावृषी रूपवयवेक्षणात् । प्रातरेवाम्बरीषस्य पुरमागत्य तस्थतुः ॥४७॥ तद्रूपदर्शनादेव मुमुहुः पुरयोषितः । पौराश्च विस्मिताः सर्वे तावैवैक्षन्त यूथशः ॥४८॥ स्वयंवरस्य वेलायां जग्मतुर्नृपसंसदि । तत्राहूता नृपेणान्ये राजानोऽपि समाययुः ॥४९॥ कन्याप्रवेशनद्वारस मीपे तावुभावृषी । निषेदतुः शीघ्रमेव कन्यालाभाय कामुकौ

यंनु सकीर्तन परस्पर करवा लाग्या ॥४३-४४॥ पर्वते नारदने कह्यु के-हे नारद ! तमोए जयंतीनु मुख प्रफुलित कमळ जेवुं जोयु ? के पूर्णचंद्र जेवु जोयु ? (केनी साथे उपमाने योग्य छे ?) एरीते पर्वते पुछेला नारदजी बोल्या के-हे पर्वत ! जयतीनुं मुखतो निष्कलक पूर्णचद्रज छे, तेनी आगळ कलकी ते चद्र क्या ? (कशा लेखामा नहि) अने मधुर आलापे युक्त जयंतीनु मुख क्या ? अने जड कमळ क्या ? ए बेमां बहु अतर छे, माटे ते कलकी चद्र निष्कलक अमृतमय जयतीना वदननी उपमाने केम योग्य थाय ? अने शेवाळथी विंटाएला जळथी उत्पन्न थएला, जळ थकी थएलु होवाथी प्रकृतिधर्मनी अनुवृत्तिने लीधे जड एवु कमळ जयतीना मुखनी उपमाने केम योग्य थाय ? नज थाय ॥४५-४६॥ हे भक्ता ! एरीते स्त्रीना करचरणादि अवयवना अवलोकनमात्रथी देवर्षि नारदपर्वत आवी दुर्दशा (प्राकृत पुरुष थकीपण अधम दुर्दशा)ने पाम्या पछीथी सूर्यनो उदयमात्र थता अबरीष राजाना पुरने पामीने स्वयवर समयनी राह जोई रह्या ॥४७॥ ते समये ते बन्नेनुं अत्यद्‌भुत अदृष्टपूर्व अतिसुदर रूप जोइनेज समग्र नगरनारीओ मोह पामी गइ अने सर्व नगरनरो परम विस्मय पामीने भेगा थइने ते मुनिओनेज जोइ रह्या ॥४८॥ स्वयवर समये राजसभामा मुनिओ गया राजाए बोला वेला बहु बीजा राजाओपण आव्या अने ऋषिओ कामाक्रांत मनवाळा थइने कन्याने प्रवेश करवाना द्वारनी समीपेज कन्यालाभ माटे सत्वर

॥५०॥ अम्बरीषोऽपि नृपतिर्मानयित्वा सभागतान्। उपावेशय दानन्य तौ तु वीक्ष्याऽऽप विस्मयम् ॥५१॥ सभासदस्तत्र सर्वे दृष्ट्वा रूपं तयोर्नृपाः। सन्त्यज्यैव जयन्त्याशां तावेवैक्षन्त विस्मयात् ॥५२॥ उभौ समानरूपौ हि मन्मथस्यापि मोहनौ। कं वरिष्यति सा कन्या त्विति संशिशियिरेऽखिला' ॥५३॥ गृहीतवरमालाऽथ जयन्ती राजकन्यका। प्रविवेश सभां तां च हरन्त्येव मनो नृणाम् ॥५४॥ तदैव तावुभौ जातौ मर्कटास्यावुभौ नरा' ।। परस्पर वीक्षमाणौ परमां मुदमापतु ॥५५॥ बुबुधे नारदश्चित्ते पर्वतं न वरिष्यति। अवेद्य पर्वतः कन्या नारद न वरिष्यति ॥५६॥ कन्या तु तावुभौ दृष्ट्वा भीता चक्रे पलायनम्। बोधिताऽ

આવી બેઠા ॥૪૯-૫૦॥ તે અવસરે અંબરીષ નૃપતિએ પણ સ્વયવર મડપમા આવેલા સર્વ રાજાઓને યથાયોગ્ય માન આપીને નમસ્કાર કરીને સમુચિત આસનોમા બેસાર્યા ત્યા બેઠેલા નારદપર્વતને તો અત્યદ્ભુત સુંદર રૂપવાળા જોઇને રાજા બહુજ વિસ્મય પામી ગયા ॥૫૧॥ તે સમયે સભામા બેઠેલા સર્વે નૃપો મુનિઓનુ અદ્ભુત રૂપને જોઇને જયતીવરણની આશા છોડીજ દઇને, મુનિઓનેજ વિસ્મયવશાત્ જોઈ રહેતાં 'આ બન્ને પણ સમાન રૂપવાળા અને કામદેવનેપણ મોહ પમાડનારા છે, તો આ બેમાથી રાજકન્યા જયતી કેને વરશે' એવા સશયાક્રાંત મનવાળા થયા ॥૫૨-૫૩॥ તે પછી રાજાની દુહિતા જયતીએ સર્વેના મનને હરતી થકીજ વરમાળા હાથમા લઇને તે સ્વયવર સભામા પ્રવેશ કર્યો ॥૫૪॥ હે ભક્તજનો! તેજ ક્ષણમા તે બન્ને મુનિઓ વરદાનને અનુસારે મર્કટ મુખવાળા થઈ ગયા એક બીજાને મર્કટ મુખવાળા જોતા, પોતાની મર્કટ મુખતાને નહિ જાણતા હોવાથી 'સુંદર વદનવાળા મનેજ કન્યા વરશે, વાનર વદનવાળા આને નહિજ વરશે' એમ પરસ્પર મનમાં નિશ્ચય કરીને પરમ આનંદને પામ્યા ॥૫૫-૫૬॥ જયતીતો સ્વયવરમડપમા પ્રવેશ કરતા દ્વારના સમીપ પ્રદેશમાજ બેઠેલા મર્કટ મુખવાળા તે બન્ને મુનિઓને જોઇ તેજ ભય પામીને તે સ્વયવર સ્થાનથકી પલાયન કરી જતાં, પિતા અંબરીષ

प्यन्तरीपेण नाऽऽगच्छत्सा पुनः सदः ॥५७॥ ततो राजा तावुपेत्य प्राह कन्या तु मे मुनी ! । भीता भवद्भ्यां नायाति गच्छतं तद्युवामिति ॥५८॥ स्वस्ववक्त्रस्य वैकृत्यमजानन्तो हि तावुभौ । प्रकल्प्य राज्ञः कापट्यं हताशाविदमूचतुः ॥५९॥ आवां तपस्विनौ ज्ञात्वा राज्यैश्वर्यमदोद्धतः । कन्यां नैव ददासीति जानीवस्तव चेष्टितम् ॥६०॥ आत्मज्ञत्वाभिमानेन मुनीनप्यवमानयन् । देहात्मबुद्धिस्त्वं मूढ ! भविष्यसि न संशयः ॥६१॥ एवं निरपराधं तं राजानं भगवत्प्रियम् । शप्त्वा तस्य गृहात्क्रुद्धौ बहिर्निर्ययतुर्मुनी ॥६२॥ विष्णुना भक्तरक्षार्थं तद्गृहे स्थापितं त्वथ । चक्रं सुद

રાજાએ 'તું ભય પામીશ નહિ, આ તો દેવર્ષિ છે' એમ વારંવાર પ્રતિબોધ આપી થકી પણ પાછી સભાસ્થાનમા નજ પ્રવિષ્ટ થઈ ॥૫૭॥ તેપછી રાજા મુનિપાસે જઈને 'હે મુનિઓ ! મારી કન્યાતો મેં બહુ બોધ આપવા છતાપણ તમારા થકી ભય પામવાથી હવે આ સ્વયંવર સભામા નથીજ આવતી તો તમો હવે કૃપા કરીને ભગવદ્ભજન માટે અહીથી ચાલ્યા જાવ' એમ બોલ્યા ॥૫૮॥ તેપછી હતાશ થએલા મુનિઓ પોતપોતાના મુખની વિકૃતતાને નહિ જાણતા હોવાથી 'આજ વિકૃત વદનવાળો છે, તો મને સુંદર મુખવાળાને કન્યા કેમ ન વરે'? એમ મનમાં વિચારીને, 'આ બધો આ રાજાનોજ કોઈ કાપટ્યવિલાસ છે' એમ મનમા માની લઈને, છેવટે નિરાશ થઈને રાજાપ્રત્યે કોપથી એમ બોલ્યા કે-॥૫૯॥ હે રાજન્ ! તુ રાજ્યૈશ્વર્ય મદથી મત્ત થઈ ગયો છુ, અમે તો તપોધન (તપરૂપ ધન વાળા) છીએ, તપોધનના મહિમાને અનાદર કરીને કેવળ ક્ષુદ્ર ધનમદથી 'તપસ્વિઓ રાજકન્યાને લાયક નથી' એવા અનાદરથી અમોને કન્યા આપવા તું ઇચ્છતો નથી, તે તારૂં આ બધુ કપટમય ચેષ્ટિત અમે સારી રીતે જાણી ગયા છીએ, વળી હે મૂઢ ! 'હું આત્મજ્ઞાનિઓનો અગ્રેસર છુ' એવુ તને અભિમાન છે, તે આ અભિમાનથી અમો મુનિઓનીપણ અવમાનના કરતો તુ પશુવત્ દેહાત્માભિમાનવાળો થઈશ, એમા સશય નથી આ પ્રકારે નિરપરાધી ભગવદ્ભક્ત રાજાઅંબરીષને ક્રોધથી શાપ

र्शनं शापाद्ररक्ष नृपतिं तु तम् ॥६३॥ प्रतिहृत्य गृहाच्छापं काम क्रोधाग्निदग्धयोः । तयोर्मुन्योः पृष्ठलग्न तं कृत्वा चक्रमन्वगात् ॥६४॥ सहसा तावुभौ दृष्ट्वा स्वपृष्ठे धूमराशिवत् । कृष्णवर्णं स्व शापं च विस्मय प्रापतुस्तदा ॥६५॥ प्रलयाग्निनिभं तावज्ज्वाला मालाभयङ्करम् । चक्रं सुदर्शनं दृष्ट्वा चक्राते स्म पलायनम् ॥६६॥ मर्कटास्यावुभावग्रे मध्ये तत्पृष्ठवल्गित । शापस्तमोमयस्तस्य पश्चाच्चक्रमभूत्पथि ॥६७॥ विवर्णौ म्लानवदनौ श्रमस्विन्नशरी

---

આપીને મુનિઓ તે રાજભવન થકી બહાર નીકળ્યા ॥૬૦-૬૨॥ તે સમયે ભગવાનનું ચક્ર જે પૂર્વે પોતાના ભક્તરાજ અંબરીષ રાજાના રક્ષણ માટે તેના ભવને વિષ્ણુ ભગવાને સ્થાપ્યુ હતું (ભગવાનની આજ્ઞાથી સદાય તેના ભવનમા નિત્ય નિવાસ કરી રહેલુ) તે સુદર્શન શાપથકી તે રાજાની રક્ષા કરવા અને અનપરાધી પરમભક્ત અંબરીષના અપરાધી તે મુનિઓને નિગ્રહ કરવા, તેમણે આપેલા શાપને સભામંડપના આગણાથકીજ પાછો વાળીને તેમનેજ પકડવા માટે તેમની પછવાડે શાપને દોડાવીને પોતેપણ, કામ ક્રોધરૂપ દાવાનળથી દાઝતા દેહવાળા તે મુનિઓને પોતાના તેજથી બાળવામાટે પાછળ દોડ્યુ ॥૬૩-૬૪॥ તે સમયે તે બન્ને મુનિઓ ધૂમ રાશિની પેઠ મૂર્તિમાન્ થઇને પોતાની પાછળ આવતા કૃષ્ણવર્ણના પોતાના શાપને એકદમ દેખતા વિસ્મય પામીને અને તે શાપની પાછળ પ્રલયા નળને તુલ્ય, જ્વાળામાળાવડે ભયંકર, વેગથી પાછળ દોડી આવતું સુદર્શન ચક્ર જોતા ત્રાસ પામીને ઝટ પલાયનપરાયણ થયા ॥૬૫-૬૬॥ ગળાને આરંભીને પાદપર્યંત અતિ સુંદર આકારવાળા અને મુખથી તો મર્કટાકાર બન્ને અપૂર્વ વેષવાળા મુનિઓ આગળ થયા, તેમની પાછળ તમોરાશિ જેવો કોઇપણ અપૂર્વ શાપસન્નિવેશ વળગ્યો અને તે બનેની પાછળ જ્વાળાસમૂહથી વ્યાપ્ત દિવ્ય તેજોમય સુદર્શન ચક્ર થયુ એરીતે ત્રણેય વ્યક્તિઓ માર્ગમા તેતે સ્થળે સર્વ કોઇને બહુ વિસ્મય કરનારી થઈ ॥૬૭॥ નિરપરાધી ભક્તરાજ અંબરીષ રાજાના દ્રોહથી વિનષ્ટ થઈ છે સ્મૃતિ જેમની અહીંતહીં બહુ દોડતા, માટેજ તેના શ્રમથી થએલા પરશેવાએ

रकौ। भक्तद्रोहगतज्ञानौ पलायेते स्म तावुभौ ॥६८॥ भुवि सर्वेषु देशेषु प्रतिग्रामं गृहं गृहम्। पलायमानौ तौ यातौ पाहि पाहीति वादिनौ ॥६९॥ निर्मानौ निर्मदौ चोभौ निर्लज्जौ यत्र यत्र तौ। पलाय्य गच्छतश्चक्रं तत्र तत्रान्वगाद्द्रुतम् ॥७०॥ रथाङ्गदह्यमानाङ्गौ द्विजौ नारदपर्वतौ। दृष्ट्वा नरा मर्कटास्यौ नोचुः किञ्चिदतद्विदः ॥७१॥ अदृष्टाश्रुतपूर्वां तां सम्प्राप्तावतिवेदनाम्। अधोलोकेषु सर्वत्र तौ च बभ्रमतुर्मुनी ॥७२॥ अप्राप्य कञ्चित्त्रातारं तत्रापि च ततो मुनी। जग्मतुर्देवलोकांश्च क्रोशन्तावुच्चकैर्भृशम् ॥७३॥ ऐन्द्रं वाह्नं च याम्यं च नैर्ऋतं वारुणं तथा। मारुतं तौ च कौबेरं लोकमैशं च जग्मतुः ॥७४॥ सविस्मयं तेऽपि देवास्तत्रस्थाश्च तयोर्दशाम्। विलोक्य तादृशीं किञ्चिन्नोचुश्चक्रभयाद्वचः ॥७५॥ तावृषी सकलान्देवान्ब्रह्माणं शङ्करं तथा। नमन्तावपि न

---

વ્યાપ્ત શિથિલ શરીરવાળા, કરમાઈ ગયું છે મુખ જેમનું, નિસ્તેજ થઈ ગએલા, ભૂમિમાં દેશદેશમાં ગામોગામ ઘરોઘર પલાયન કરતા, કોઈપણ રક્ષક નહિ પામીને ‘પાહિ પાહિ’ ‘રક્ષા કરો રક્ષા કરો’ એમ અતિ ઉંચો આક્રોશ કરતા, માન મદે રહિત થઈ ગએલા, લાજે વર્જીત, જ્યાં જ્યાં પલાયન કરી જાય ત્યાં ત્યાં વેગથી પાછળ આવતા સુદર્શન ચક્રથી બળતું છે અતિશય શરીર જેમનું, એવા આ મર્કટ મુખવાળા નારદપર્વત મુનિઓને જોઇને, તેમના પલાયનાદિકના કારણને નહિ જાણનારા સર્વે જનો કાઇપણ નજ બોલ્યા ॥૬૮-૭૧॥ અદૃષ્ટપૂર્વ અશ્રુતપૂર્વ અતિવેદનાને પામેલા તે નારદપર્વત મુનિઓ માનુષ લોકમાં કોઈપણ રક્ષકને નહિ પામતાં, અતળાદિ પાતાળાંત અધોલોકમાં સર્વત્ર રખડતાં તેમાંપણ કોઈપણ શરણને નહિ પામતાં, પછીથી ઉચ્ચ સ્વરથી રક્ષા કરો રક્ષા કરો એવો અત્યંત આક્રોશ કરતા થકા, ઇન્દ્ર-અગ્નિ-યમ-નિર્ઋતિ-વરુણ-વાયુ-કુબેર-રૂદ્ર, આ આઠ દિગ્પાળકોના લોકને પામીને તેમાં રહેલા તે દિગ્પાળોએ પણ સવિસ્મય આવી દુર્દશા દેખવા છતાંપણ ચક્રભયથી ઉદાસીન ભાવને પામીને ઉપેક્ષા કરતાં તેમાં પણ કોઈ રક્ષકને નહિ પામીને, બ્રહ્મા રૂદ્ર વિગેરે દેવોને

स्वस्य त्रातारं कञ्चिदापतुः ॥७६॥ वैकुण्ठं च ततो यातौ पाहि पाहि हरे ! इति । आक्रोशन्तौ दूरतस्तौ नेमतुर्विष्णुमव्ययम् ॥७७॥ दयालुः स हरिश्चक्रात्कृपया रक्षणं तयोः । कृत्वा भक्तस्य तं शापं स्वयं चाङ्गीचकार ह ॥७८॥ एवं पुरा नारदेन पर्वतेन च भो नराः ! । सम्प्राप्तमतुलं कष्टं स्त्रिया ह्यवयवेक्षणात् ॥७९॥ तस्मान्मुमुक्षुर्मुक्तो वा मद्भक्तः क्वापि योषितः । प्रसङ्गं न प्रकुर्वीत सर्वथा स्वहिताय हि ॥८०॥ तथा मिथुनसक्तानां तिरश्चामपि दर्शनम् । मुक्तेनापि न कर्तव्यं किं पुनश्च मुमुक्षुणा ॥८१॥

પ્રણામ કરવા છતાં પણ કોઇએ પણ રક્ષણ નહિ કરવાથી છેવટે વૈકુંઠ લોકને પામીને, 'હે હરે ! પાહિ પાહિ' એમ ઉચ્ચ સ્વરથી અત્યધિક આક્રોશ કરતા થકા દૂરથીજ અવ્યય વિષ્ણુને નમસ્કાર કરવા લાગ્યા ॥૭૨-૭૭॥ તેપછી દીનદયાળુ ભગવાન્ શ્રીવિષ્ણુએ કૃપા કરીને મુનિઓની સુદર્શન થકી સરક્ષા કરીને, ભક્તસબન્ધિ તે શાપ પણ પોતે (સમયે તેનો અવકાશ આપશે એવા થકા) અંગીકાર કર્યો 'તે શાપ રામાવતારમા પ્રકટ કર્યો હતો' એમ પુરાણાન્તરમા સ્પષ્ટ છે (તે બન્ને મુનિઓની આશ્વાસના કરીને ભગવાને પોતાના કૌસ્તુભ મણિમા તેમના તેમના મુખનુ પ્રતિબિંબ પ્રદર્શાવ્યુ ત્યારે 'અમારે મર્કટમુખતા કેમ થઈ?' એમ બન્નેએ પુછતા 'તમો બન્નેએ તેવી યાચના કરી હતી' એમ કહીને, 'આ મારા ચેષ્ટિતમા તમારે કોપ ન કરવો, કેમકે આ મારૂં ચેષ્ટિત સ્ત્રીપાશ બધન થકી તમારી રક્ષા કરવા માટે છે' એમ કહીને બન્નેની મર્કટમુખતા નિવૃત્ત કરી, આટલો વિશેષ અર્થ પુરાણાન્તરથકી જાણવો) ॥૭૮॥ હે ભક્તો ! તમો સાભળો પૂર્વ આ પ્રકારે નારદપર્વત દેવર્ષિએ સ્ત્રીના અવયવ દર્શનમાત્રથી આવુ અતુળ દુ ખ અનુભવ્યુ હતું ॥૭૯॥ માટે મુમુક્ષુ સિદ્ધ દશાને પામેલા પણ મારા ભક્તે સ્ત્રીપ્રસગ સર્વથા પરહરવો (ધર્મોપદેશ બુદ્ધિથી પણ પ્રમદાપ્રસગ ક્યારેય નજ કરવો) તમારા હિત માટે હુ આ આદેશ કરૂં છુ ॥૮૦॥ તેમજ મૈથુનમા આસક્ત પશુ પક્ષ્યાદિ પ્રાણિઓનુપણ દર્શનપણ મુક્તેપણ ન કરવુ તો મુમુક્ષુએ ન કરવુ, એમા

ऋषिः प्राक् सौभरिर्मुक्तो ब्रह्मनिष्ठो जितेन्द्रियः । बृहद्व्रतादभूद्भ्रष्टो मीनमैथुनदर्शनात् ॥८२॥ ज्ञानस्य भक्तेरथवा बलेन मद्वाक्यमुल्लङ्घ्य मनोभवार्तः । यः स्वैरवर्ती भविता नरोऽसौ धर्मच्युतः प्राप्स्यति भूरि कष्टम् ॥८३॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे वृत्तालयदोलोत्सवे जनशिक्षायां स्त्रीप्रसङ्गान्नारदपर्वतयोर्दुर्दशाप्राप्तिनिरूपणनामा षष्टितमोऽध्यायः ॥६०॥

श्रीनारायणमुनिरुवाच—नारीणां ब्रह्मनिष्ठानामपि पातित्यकृत्किल । निरीक्षणादिकं पुंसः स्त्रीभिस्त्याज्यं हि तत्ततः ॥१॥ अत्र वः कथयिष्यामि कथां भक्ताः ! पुरातनीम् । यथा भ्रष्टाऽ-

કહેવુજ શુ ? ॥૮૧॥ પૂર્વે જીતેન્દ્રિય બ્રહ્મનિષ્ઠ મુક્ત સૌભરી ઋષિ જળમા સ્નાન માટે નિમગ્ન થતા મૈથુનમા આસક્ત મત્સ્યોને જોઇને, ગ્રામ્ય ધર્મમાં મન જોડાતાં બૃહદ્વ્રતથકી ભ્રષ્ટ થયા હતા ॥૮૨॥ માટે જે કોઈપણ નર પોતાના પ્રાક્તન સુકૃતબળથી પ્રાપ્ત થએલા જ્ઞાન ભક્તિના બળને અવલંબીને, જો મારા આ હિત વચનને ઉલ્લઘીને સ્રીયોના સભાષણમાત્રપણ પ્રસગને કરશે તો તે અનુક્રમે રાગવશવર્તી થઇને કામાતુર સ્વેચ્છાચારી થતા ધર્મમાર્ગથકી ભ્રષ્ટ થઇને મહા કષ્ટને પામશે ॥૮૩॥ ઇતિ શ્રીસત્સંગિજીવને . તૃતીયપ્રકરણે વૃત્તાલયદોલોત્સવે જનશિક્ષાયાં સ્ત્રીપ્રસંગાન્નારદપર્વતયોર્દુર્દશાપ્રાપ્તિનિરૂપણનામા ષષ્ટિતમોઽધ્યાયઃ ॥૬૦॥

## [1]અધ્યાય ૬૧ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે ભક્તા ! જેમ નરો નારીઓના નિરીક્ષણાદિક પ્રસગે કરીને સ્વધર્મથકી ભ્રષ્ટ થાય છે તેમજ મુમુક્ષુ બ્રહ્મનિષ્ઠ એવી પણ નારીઓ નરના નિરીક્ષણાદિ પ્રસગે કરીને ધર્મથકી ભ્રષ્ટ થાય છે, માટે નારીઓએ નરોનો નિરીક્ષણાદિ પ્રસગ સર્વથા પરહરવોજ ॥૧॥ હે ભક્તા ! આ અર્થમા પૂર્વે જીવિતપર્યંત બ્રહ્મચર્ય વ્રત પાળવાનો જેણીએ

૧ આ અધ્યાયમા શુક્રાચાર્યની દીકરી દેવયાનીએ પુરુષપ્રસગથી અનુભવેલો મહા કલેશ વર્ણવ્યો છે

भवत्पूर्वं नैष्ठिकी देवयान्यपि ॥२॥ आसीत्पुरा देवयानी कन्या शुक्रस्य शोभना । पितुः प्रसादात्सम्प्राप्ता बाल्य एवात्मनिष्ठताम् ॥३॥ सम्यग्योगकलायां च निपुणा धर्मशास्त्रवित् । प्रगल्भा नूतनं काव्यं कर्तुं स्वयमुदारधीः ॥४॥ स्वशिष्यतामुपेतानामासुरीणां सहस्रशः । कन्यानां बोधने दक्षा शुक्रवद्बहुयुक्तिभिः ॥५॥ शुक्रश्च स्वां दुहितरं प्राणेभ्योऽप्यतिवल्लभाम् । अनेकगुणसम्पन्नां प्रेम्णैवालालयत्सदा ॥६॥ अथैकदा कविस्तां च प्राप्तां दशमवत्सरम् । दृष्ट्वा वराय योग्याय दातुमैच्छद्यथाविधि ॥७॥ ततो दुहितरं प्राह सोऽतिस्नेहेन भार्गवः । कन्ये ! बुद्धिमति ! प्रेष्ठे ! श्रृणु मे परमं वचः ॥८॥ प्राप्ता त्वं दशमं वर्षं दानकालस्ततोऽधुना । वर्तते तव तस्मात्त्वं ब्रूहि मे स्वेप्सितं वरम् ॥९॥ महर्षये वा देवाय नृपाय वा ब्राह्मणाय वै । प्रदामि त्वामहं कन्ये !

---

સંકલ્પ ધાર્યો હતો પણ પુરૂષના પ્રેક્ષણાદિ પ્રસંગે કરીને પોતાના વ્રત થકી પરિભ્રષ્ટ થએલી દેવયાનીની પુરાતની એક આખ્યાયિકા કહુંછું તેને સાવધ મનથી સાંભળો ॥૨॥ પૂર્વે શુક્રાચાર્યની દીકરી દેવયાની નામની એક હતી. કેવી તો-રૂપ ગુણ શીલવડે શોભતી, પિતાના પ્રસાદથી બાલ્ય વયમાંજ વિદ્યાને પામેલી, સ્વયં નૂતન કાવ્યાદિ કરવામાં કુશળ, ધર્મશાસ્ત્રાર્થને જાણનારી, ઉદાર હૃદયવાળી, યોગકળાઓમાં પણ અતિ કુશળ, આત્મનિષ્ઠામાં પ્રવર્તેલી અને વિદ્યાલાભાર્થે શિષ્યભાવથી આવેલી અનેક અસુરકન્યાઓને શુક્રાચાર્યની પેઠે યુક્તિયુક્ત અર્થનો અવબોધ આપવામાં અતિસમર્થ હતી ॥૩-૫॥ શુક્રાચાર્ય પ્રાણથકીપણ પરમપ્રિય, સકળ સદ્‌ગુણસંપન્ન, પોતાની પુત્રીને પ્રીતિથી લાલ લડાવવા લાગ્યા ॥૬॥ અનંતર એક સમયે શુક્રાચાર્ય દશમા વર્ષને પામેલી પોતાની પુત્રીને વિવાહયોગ્ય વયમાં વર્તતી જોઇને યોગ્ય વરને યથાવિધિ આપવાની ઇચ્છાથી દીકરીના પ્રત્યે અતિસ્નેહથી એમ બોલ્યા કે-હે કન્યે! તું બહુ બુદ્ધિમતી છું અને મને પરમ પ્રિય છું, તો મારૂં પરમ વચન સાંભળ. કન્યાદાનને યોગ્ય દશમું વર્ષ તને હવે વર્તે છે, માટે તને ઇપ્સિત વર જે હોય તે મને કહે ॥૭-૯॥ હે કન્યે! હું તને

ब्रूहि सत्यं मनोगतम् ॥१०॥ दानकाले न यः कन्यां ददाति ब्राह्मणो भुवि। उचिताय वरायासौ ब्रह्महत्यामवाप्नुयात् ॥११॥ तस्माद्वरं कथय मां यस्मै रोचेत ते मनः। अथवा स्वेच्छयैवाहं ददामि त्वां महर्षये ॥१२॥ इत्युक्ता देवयानी सा पितरं प्राह सस्मितम्। मम नास्त्येव हि प्रीतिः कस्मिंश्चित्पुरुषे पितः! ॥१३॥ तपो मे रोचतेऽत्यन्तं पुनःसंसृतिनाशनम्। यावज्जीवं तपः कर्तुं निश्चयो हि मया कृतः ॥१४॥ तस्मान्मद्दानसङ्कल्पं त्यक्त्वा स्वमनसः पितः!। स्वस्थो भव महाप्राज्ञ! मच्चिन्तां मा कृथा वृथा ॥१५॥ इच्छा यस्या भवेत्पुंसि तद्दाने महर्षिभिः। दोषः स्मृतोऽस्ति शास्त्रेषु विरक्ताया न वै क्वचित् ॥१६॥ कन्या-

કોઈ મહર્ષિને આપું? કે કોઇ દેવને આપું? કે મનુષ્યોમધ્યે કોઇ બ્રાહ્મણને આપું? તારા અંતરમાં રહેલું જે સત્ય હોય તે મને કહે ॥૧૦॥ ભૂમિમાં જે પિતા દાનયોગ્ય વયમાં વર્તતી કન્યાને યોગ્ય વરને આપતો નથી તે બ્રહ્મહત્યાને પામેછે એવી સ્મૃતિ છે ॥૧૧॥ માટે જે વરને વરવા માટે તારૂં મન રૂચિવાળું થતું હોય તે વર મને કહે. જો કોઇપણ વર તારા ચિત્તમાર્ગમાં ન ચઢ્યો હોય તો હુંજ સ્વેચ્છાથી તને સમુચિત કોઈ મહર્ષિ વરને આપું ॥૧૨॥ હે ભક્તજનો! આ પ્રકારે કહેલી તે દેવયાની પિતાપ્રતિ મંદમંદ હસતી થકી એમ બોલી કે–હે પિતઃ! કોઇપણ પુરૂષમાં મારે પ્રીતિ છેજ નહિ. હું ઇન્દ્રિયારામોની પદવીને અનુસરવા ઇચ્છતી નથી. વિષયભોગો મને રૂચતાજ નથી. મને તો એક તપજ અત્યંત રૂચે છે કે જેણે કરીને પુનર્જન્મ મરણનો વિત્રાસ વિનાશ થઇ જાય. તો હું જીવિતપર્યંત તપ કરવાનોજ એક નિશ્ચય કરી રહી છું. માટે હે મહાપ્રાજ્ઞ પિતઃ! મારા દાનનો સંકલ્પ મનમાંથી કાઢી નાંખીને 'દાનયોગ્ય વયતો વ્યતીત થાય છે અને વરતો અદ્યાપિ ન મળ્યો' એવી મારી મહતી વૃથા ચિંતાને ત્યાગ કરીને સ્વસ્થ થાવ ॥૧૩-૧૫॥ સમુચિત વયમાં મારૂં દાન નહિ દેવાથી તમારે પ્રત્યવાયપ્રસંગ નથી, કેમ કે તે પાપપ્રસંગતો વર વરણની વાંછાવાળી કન્યાના નહિ દાનમાં મહર્ષિઓએ શાસ્ત્રોમાં કહ્યો છે પણ વિરક્ત

वाक्यमिति श्रुत्वा स तु शुक्रो महामतिः । नैष्ठिकव्रतमाहात्म्यं जानन्नोवाच किञ्चन ॥१७॥ बाल्य एव विरक्तिं च तस्या योगस्थितिं तथा। दृष्ट्वा प्रसन्नः शुक्रोऽभूत्तत्प्रियं यच्चकार तत् ॥१८॥ अथ काले च कियति व्यतिक्रान्ते कवेर्गृहे । कचो बृहस्पतेः पुत्रो विद्या अध्येतुमागमत् ॥१९॥ शुक्राज्ञया स्थितस्तत्र विद्या अध्यैत सोऽपि च । दृष्ट्वा तद्रूपसौन्दर्यं देवयानी मुमोह सा ॥२०॥ दिने दिने निजं धर्मं योगाभ्यासात्मचिन्तने। त्यक्त्वा शनैः शनैः सा च तच्छुश्रूषारताऽभवत् ॥२१॥ पीडिता मन्मथेनाथ प्रार्थयामास तं रहः । स्वाङ्गप्रदर्शनाद्यैश्च लोभयन्ती गतत्रपा ॥२२॥ त्वं मे भव पतिर्वीर! तव योग्यास्मि सर्वथा । त्वयि

નિષ્કામાના નહિ દાનમા દોષ કોઈપણ શાસ્ત્રમા કહ્યો નથી ॥૧૬॥ હે લક્ષ્મી ! મહામતિ શુક્રાચાર્ય પોતાની કન્યા દેવયાનીનુ વિજ્ઞાનગભીર આવુ વચન સાભળીને, સ્વય નૈષ્ઠિક બ્રહ્મચર્યવ્રતનો મહિમા જાણતા હોવાથી સુતા ઉપર સતુષ્ટ થઈને કાઈપણ ન બોલ્યા ॥૧૭॥ દુહિતા દેવયાનીની બાળભાવમાજ વિરક્તિસપત્તિ, યોગમા પ્રવૃત્તિ અને યોગનિષ્ઠાને જોઇને પ્રસન્ન થએલા શુક્રાચાર્ય તેનુ જેજે પ્રિય હતું તેતે સર્વને સપાદન કરતા રહ્યા ॥૧૮॥ અનતર કેટલોક કાળ વ્યતિક્રાત થતા બૃહસ્પતિનો પુત્ર કચ સજીવિની વિગેરે વિદ્યાઓ ભણવા શુક્રાચાર્યની પાસે આવ્યો ॥૧૯॥ કચપણ શુક્રાચાર્યની અભ્યનુજ્ઞા પામીને તેમના થકી વિદ્યાને ભણતા તેમની આજ્ઞાપરાયણ થઈ તેજ ગુરૂના ગૃહમા પરિચર્યાપરાયણ થઈરહ્યો તે દેવયાનીતો તેના રૂપપ્રકર્ષને પેખીને મોહ પામી ગઈ॥૨૦॥ દેવયાની દિને દિને તે કચને વિષે અનુરાગ અભિવૃદ્ધિ પામતા પોતાના તપોવ્રતાદિ ધર્મને ત્યાગ કરીને અને યોગાભ્યાસ આત્મચિતનનેપણ ધીમે ધીમે છોડી દઇને તે કચની સર્વદા શુશ્રૂષામા સમાસક્ત થતા તદેકચિત્ત થઈ ગઇ ॥૨૧॥ અનતર કામતાપથી પરાભવ પામેલી દેવયાની કદાચિત્ કચને એકાતમા ભગીને બાહુમૂળાદિ અગપ્રદર્શનથી કચના ચિત્તને પોતાવિષે લોભાવતી થકી લાજનો ત્યાગ કરીને પ્રાર્થના કરવા

मे रमते चित्तं न मां त्वं त्यक्तुमर्हसि ॥२३॥ गुरुपुत्र्याऽर्थितस्त्वेवं कामविह्वलया कचः । धर्मविच्च महाधीरस्तामुवाचाविवेकिनीम् ॥२४॥ अवाच्यं किमिदं भद्रे ! भाषसे मां मुधा वचः । भगिनी गुरुपुत्री त्वं लोकशास्त्रविगर्हितम् ॥२५॥ इति प्रत्युदिता सापि तेन धर्मविदा तदा । पुनः पुनस्तमेकान्ते एवमेवाऽऽर्थयत्कुधीः ॥२६॥ प्रत्याख्यानं प्रकुर्वन्तं मुहुस्तं काममोहिता । क्रुधा शशाप सा मूढा विद्या ते निष्फलाऽस्त्विति ॥२७॥ प्रति-

લાગી કે-॥૨૨॥ હે વીર ! તમારે વિષે મારૂં ચિત્ત રમેછે-જે ચિત્ત વિષયમાત્રથકી વિનિવૃત્ત થઇને સ્વયં આત્મસ્વરૂપમાં રમતું હતું તેજ આ ચિત્ત તે થકી નિવૃત્ત થઇને પોતેજ તમારે વિષે રમે છે માટે મારા આત્માને પ્રિયતમ તમો છે તો તમારે વિષેજ એક ચિત્તવાળી મને ત્યાગ કરવાને તમો યોગ્ય નથી હું તમારી ધર્મપત્ની થવા ઈચ્છું છું, તો તમે મારા પતિ થાવ. એમા અધર્મપ્રસંગનો લેશ પણ નથી હું તમોને વિદ્યા અને રૂપથી સર્વથા યોગ્ય છું ॥૨૩॥ આ પ્રકારે કામવિહ્વળ, વિવેકવિહીન, ધર્મર્યાદાનું ઉલ્લંઘન કરનારી ગુરૂપત્નીએ પ્રાર્થના કરેલો ધર્મજ્ઞ મહાધીર કચ તે ધર્માધર્મના વિવેક વિનાની દેવયાનીપ્રત્યે ધર્મમાં રહીનેજ બોલ્યો કે-હે ભદ્રે ! તું ગુરૂપુત્રી હોવાથી ધર્મથી મારી ભગિની (બ્હેન) થઉ, તારૂં ભદ્રજ હું ચાહું છુ, તો આ અધર્મઅધ્યવસાયથી તારૂં ભુંડુ ન થાવ, લોકશાસ્ત્ર વિનિંદિત, માટેજ અવાચ્ય એવું વચન કેમ બોલું છુ ? અત.પર આવું અવાચ્ય વચન મારા પ્રતિ તું બોલીશ નહિ ॥૨૪-૨૫॥ એરીતે તે સમયે ધર્મજ્ઞ કચે પ્રતિષેધ કરવા છતાપણ તે અધર્મઅધ્યવસાય થકી નહિ વિરામ પામેલી કામાન્ધ કુબુદ્ધિ તે દેવયાની વારંવાર એકાંતમા આગ્રહાવિષ્ટ થઇને કચપ્રતિ પૂર્વોક્ત પ્રકારેજ પ્રાર્થના કરવા લાગી ॥૨૬॥ ધર્મમાં પરિનિષ્ઠિત મનવાળા કચે વારેવારે પ્રતિષેધ કરતાં, કદાચિત્ પ્રતિષેધ કરતા કચને ભગ્ન મનોરથવાળી, કામક્રોધના વશપણાને પામેલી મૂઢ દેવયાનીએ 'તારી વિદ્યા નિષ્ફળતાને પામો' એવી શાપ આપ્યો

शप्ता तेन सापि मा ते विप्रो वरोऽस्त्विति । स्वर्गं जगामाथ कचो विमना विफलश्रमः ॥२८॥ अष्टोत्तरसहस्राब्दा वयसा देवयान्यपि । वव्रे ययातिं नृपतिं क्षत्रियं स्वैरिणी यथा ॥२९॥ एवं सा ह्यात्मनिष्ठापि पुरुषस्येक्षणादिभिः । भ्रष्टा बृहद्व्रताज्जाता कुलटेवातिनिस्त्रपा ॥३०॥ पितुः शिष्यं भ्रातृतुल्यं मैथुनायाऽऽर्थयत्तथा । धर्मज्ञं ब्राह्मणं धीरमधर्मेण शशाप च ॥३१॥ स्वतश्च नीचजातीयं चकार पतिमात्मनः । दुर्लभं ब्राह्मणत्वं च त्यक्त्वा क्षत्रत्वमाप सा ॥३२॥ सर्वोत्कृष्टं भृगुकुलं लाञ्छयामास साऽबला । तपःकृच्छ्रादिकं तस्याः श्रममात्रफलं ह्यभूत् ॥३३॥ तथैव रेणुका भार्या जमदग्नेः पतिव्रता । गन्धर्वराजम-

॥२७॥ પછી પ્રકોપ પામેલા કચેપણ 'તારો વર (પતિ) વિપ્ર નજ થાવ' એવો પ્રતિશાપ આપેલી દેવયાનીપણ દુર્ગતિને પામી તે પછી કચ ગુરૂકુળવાસનો પરિશ્રમ નિષ્ફળ થતા મનમા બહુ ઉદ્વેગ પામીને સ્વર્ગમા ગયો ॥૨૮॥ પછી તે દેવયાની પોતાનુ અષ્ટોત્તર સહસ્ર (૧૦૦૮) વર્ષ પરિમિત વય વ્યતીત થયુ હતું તોપણ સ્વૈરિણીની પેઠે ક્ષત્રિય જાતીના યયાતિ નૃપતિને વરી ॥૨૯॥ એરીતે આત્મનિષ્ઠ એવીપણ દેવ યાની નરના નિરીક્ષણમાત્રથી વિવેકવિભ્રષ્ટ થતા બૃહદ્વ્રત થકી પ્રચ્યુતિ પામીને કુલટાની પેઠે કામવિહ્વળ અતિ નિર્લજ થઈ ગઇ હતી ॥૩૦॥ અને તેણીએ પિતાનો શિષ્ય હોવાથી પોતાના ભ્રાતાતુલ્ય કચની મૈથુનમાટે પ્રાર્થના કરી અને ધર્મજ્ઞ મહાધીર (માટેજ પોતાની મનોવૃત્તિને નહિ અનુકૂળ થએલા) બ્રાહ્મણ કચને અધર્મથી (કારણ વિના) શાપ આપ્યો ॥૩૧॥ અને પોતે બ્રાહ્મણોત્તમ શુક્રાચાર્યની પુત્રી હતીપણ પોતાની જાતિ થકી નીચ જાતિના ક્ષત્રિયની ભાર્યા થઇ માટેજ શ્રેષ્ઠ બ્રાહ્મણભાવને ત્યાગ કરીને ક્ષત્રભાવને પામી અને સર્વોત્કૃષ્ટ ભૃગુકુળને કલંકિત કરી દીધુ અને પોતાનુ મહાતપ કૃચ્છ્રાદિ સર્વ શ્રમૈકફળવાળુ ક્ષણમાં કરી દીધુ ॥૩૨-૩૩॥ તેજ પ્રકારે રેણુકા જમદગ્નિ મુનિની ભાર્યા બહુકાળ પાતિવ્રત્ય રાખી રહી હતી પણ કદાચિત્ જળાહરણાર્થે ગંગાનદી પ્રતિ જતા, ત્યાં

द्राक्षीदुदकार्थं नदीं गता ॥३४॥ तद्रूपदर्शनात्सापि चक्रे स्वहृदि तत्स्पृहाम् । पत्युः क्रोधेन सा प्रापदपमृत्युव्यथां ततः ॥३५॥ तस्माद्धि ब्रह्मनिष्ठाभिरपि स्त्रीभिः कदाचन । पुंवीक्षणादिकं नैव कर्तव्यं स्वविनाशकृत् ॥३६॥ मुमुक्षवः स्युर्या नार्यस्तास्तु सत्सङ्गिनो मुखात् । भ्रातुः पत्युः पितुर्वापि शृणुयुः श्रीपतेः कथाम् ॥३७॥ मातामहान्मातुलाद्वा पुत्राद्वाऽपि पितामहात् । तद्वार्तां शृणुयुर्भक्त्या श्रुतां तैश्च सतां मुखात् ॥३८॥ श्रुत्वा च तत्कथा स्त्रीभिः कीर्तनीया परस्परम् । संशये सति पुंद्वारा प्रष्टव्याः सन्त एव च ॥३९॥ विधवाभिस्तथा स्त्रीभिः कथा पौराणिकी हरेः । विप्रेण वाच्यमानाऽग्रे पुंसां श्रव्या च दूरतः ॥४०॥ श्रीकृष्णगुणसम्बद्धगीतपद्यादिपाठनम् । समीपसम्बन्ध-

અનુપમ રૂપસંપન્ન ગંધર્વરાજ ચિત્રરથને જોઇને તેના સૌન્દર્યથી પ્રચળિત ચિત્તવાળી થતાં તેને વિષે સ્પૃહાવાળી થઇ. તે પાપે કરીને રેણુકા પતિ જમદગ્નિના પ્રકોપથી અપમૃત્યુ વ્યથાને પામી ॥૩૪-૩૫॥ માટે વિષયવિરક્ત બ્રહ્મનિષ્ઠ એવીપણ નારીઓએ નરનો નિરીક્ષણાદિ પ્રસંગ ક્યારેય નજ કરવો, કેમકે તે સ્વધર્મ થકી ભ્રષ્ટ કર્યેજ રહે ॥૩૬॥ જો મોક્ષાકાંક્ષા હોય તો નારીઓએ તો સત્સંગી (સંતોના મુખથકી ભગવત્કથાવાર્તા સાંભળીને ઘેર આવેલા) એવા પતિ કે પિતા કે ભ્રાતાના મુખથકી ભગવત્કથા સાંભળવી ॥૩૭॥ માતામહ-માતુળ-પુત્ર-પિતામહ પ્રમુખ બન્ધુઓના મુખથકી તેઓએ સંતોના મુખથકી સાંભળેલી ભગવત્કથા વાર્તાપણ સ્ત્રીઓએ ભક્તિથી સાંભળવી ॥૩૮॥ સાંભળેલી તે કૃષ્ણકથાઓ સ્ત્રીયોએ પરસ્પર કહેવી. તેમાં કોઇ સંશય થાય તો તેજ સંબન્ધિ પુરૂષદ્વારા સંતોનેજ પુછાવવું ॥૩૯॥ તેજ પ્રકારે વિધવા વનિતાઓએ સ્વસંબન્ધી પુરૂષોના સમવાયમાં પૌરાણિક વિપ્રે વાંચવા માંડેલી પૌરાણિકી હરિકથા દૂર પ્રદેશમાં રહીનેજ સાંભળવી ॥૪૦॥ શ્રીકૃષ્ણના કારૂણ્ય સૌશીલ્ય વાત્સલ્ય વિગેરે ગુણોથી ગુંથેલાં ગીતો તથા પદ્યો સ્ત્રીયોએ સમીપસંબન્ધવાળા પિતાપ્રમુખ થકીજ ભણવાં પણ ઇતર નર

यतः पित्रादेः कार्यमेव तत् ॥४१॥ स्वग्रामे वा परग्रामे धर्मवैराग्यभक्तिभिः । वृद्धा या योषितः स्युस्ता मान्या राधा रमा यथा ॥४२॥ तासां समागमः कार्यः प्रायशोऽत्र मुमुक्षुभिः । नारीभिः श्रेयसे स्वासां स्थेयं तत्प्रोक्तवर्त्मनि ॥४३॥ जन्माष्टम्यादिषु हरेरुत्सवेषु तु यज्जनाः ! । कार्यं स्त्रीभिः शृणुत तत् सन्मण्डलसमागमे ॥४४॥ सतां वासस्थलं यत्रवृत्याद्यैश्छेदनावृतम् । तर्हि पित्रादिभिः सार्कं योषाभिस्तत्र गम्यताम् ॥४५॥ अनेकशो जनानां च समुदायेऽथ तत्स्थले । स्त्रीभिः स्त्रीपूपवेष्टव्यं पुम्भिः पुंसु न चान्यथा ॥४६॥ तत्र पुंसः प्रति हरेः कुर्वतां च कथाः सताम् । मुखाद्दूरस्थिताभिस्ताः श्रोतव्याः स्त्रीभिरादरात् ॥४७॥

થકી નહિ ॥૪૧॥ સ્વગ્રામમાં કે પરગ્રામમાં જે વનિતાઓ ધર્મ વૈરાગ્ય અને ભક્તિથી વૃદ્ધા (અધિક) હોય, તે અવસ્થાએ કરીને કનિષ્ઠ હોય તોપણ માનનીય છે, માટે રાધા રમાને વિષેજ જેમ એમ તે ગુણવૃદ્ધ વનિતાઓમા મુમુક્ષુ નારીઓએ પ્રણય વિનયે યુક્ત થવું ॥૪૨॥ તેવી ગુણવૃદ્ધ વનિતાઓનો સમાગમ મુમુક્ષુ નારીઓએ અવશ્ય કરવો, કેમકે તેવીનો સમાગમ સ્રીયોના કલ્યાણમાટે થાય તેવી ધર્માદિવૃદ્ધાએ બોધ કરેલા ધર્મમાર્ગમાં મુમુક્ષુ નારીએ રહેવું, કેમકે સમાગમનું આજ ફળ કહ્યું છે ॥૪૩॥ હે જના ! જન્માષ્ટમ્યાદિ દિવસોમાં ભગવદુત્સવ પ્રસંગે સંતોનું મંડળ આવે તો ભગવત્કથાશ્રવણાદિ માટે તે સંતોનો સમાગમ અવશ્યજ મુમુક્ષુ નારીઓએ કરવો પરં તેમા આ નિયમ રાખવાનો જાણવો—એકાકિની કે પિત્રાદિ સમીપ સંબન્ધિજનો વિના નારીઓએ ન જવું. તેમજ વાડ વંડા વિગેરેથી આવરિત પ્રદેશમાં ન જવું. કિંતુ સતોનું નિવાસસ્થળ કોટ કિંવો કે વાડ વિગેરે આવરણે વર્જીત (છુટું મેદાન) હોય તો ત્યાં ભગવત્કથાશ્રવણમાટે પિતાપ્રમુખ સંબન્ધિજનોની સાથે સ્રીયોએ જવું ॥૪૪-૪૫॥ સંતોના તેવા નિવાસસ્થાનમાં જઇને અનેક જનોના સમુદાયમાં સ્રીયોએ પૃથક્ દૂર સ્રીસમુદાયમાજ બેસીને, પુરૂષોને ઉદ્દેશીને હરિકથાઓને કરતા સતોના મુખથકી તે કથાઓ આદરથી સાંભળવી

एवमेव निजग्रामे विनाप्युत्सववासरम् । आगच्छेयुर्यदा सन्तो महान्तो हि तपस्विनः ॥४८॥ तदानीमपि योषाभिर्जनसङ्घे यथा पुरा । स्वजनैः सह गन्तव्यं स्थातव्यं च यथोचितम् ॥४९॥ वृतिवप्रावृते स्थाने सतां स्त्रीभिः कदाचन । न प्रवेष्टव्यमित्याज्ञा मामिका सर्वयोषिताम् ॥५०॥ मदाज्ञां या समुल्लङ्घ्य प्रविशेत्तत्र निर्भया । कृत्येव सा तु विज्ञेया नारी पापात्मिका भुवि ॥५१॥ दर्शनार्थमपि स्त्रीभिः स्वेष्टदेवस्य कर्हिचित् । गन्तव्यं नैव रात्रौ तु विना द्वावुत्सवौ जनाः ! ॥५२॥ जन्माष्टम्युत्सवो यर्हि मम जन्मोत्सवस्तथा । तदा स्त्रीभिर्दर्शनार्थं निशि गम्यं सह स्वकैः ॥५३॥ राक्षसाः कामरूपा हि धर्मभ्रंशकरा निशि । चरन्तीति

॥४६-४७॥ એજ રીતે ઉત્સવદિવસથકી અન્ય દિવસેપણ પોતાના ગામમા જો ધર્માદિવૃદ્ધ તપોનિષ્ઠ સાધુઓનુ મડળ આવે ત્યારેપણ પ્રથમની પેઠે જનસઘ સતે સ્ત્રીયોએ પિતાદિ અનુબન્ધી જનો સાથે જઇને, પૃથક્ દૂર સ્ત્રીસમવાયમા (સ્ત્રીસભામા) યથામર્યાદા બેસીને સતોના મુખ થકી ભગવત્કથા આદરથી સાભળવી ॥૪૮-૪૯॥ સાધુઓના વાડ વઢા વિગેરેથી વિંટાએલા (આતરેલા) વાસસ્થાનમા તો મુમુક્ષુ સ્ત્રીયોએ ભગવત્કથાશ્રવણ માટેપણ ક્યારેય નજ પ્રવેશ કરવો, તે આ મારી (ધર્મ રક્ષણ માટે સકલ્પ ધારી રહેલા સર્વપ્રશાસક) આજ્ઞા મારા અનુગ્રહની આકાક્ષાવાળી સધવા વિધવા સર્વ વનિતાઓએ અનુપાલન કરવી ॥૫૦॥ જે નારી નિર્ભય-અધર્મ થકી ભયને ત્યાગ કરીને મારી ઉક્ત આજ્ઞાનુ ઉલ્લંઘન કરીને (સતોનુ દર્શન અને ભગવત્કથાશ્રવણને નિમિત્તભૂત કરીને) કોટ વાડ આદિકથી બંધીવાળા સાધુસ્થાનમા પ્રવેશ કરે તે પાપરૂપ ભૂમિમા કૃત્યાજ-અનર્થકારી છે માટે કૃત્યાપ્રાયજ જાણવી ॥૫૧॥ હે ભક્તજનો! રાત્રિએ તો સ્ત્રીયોએ પોતાના ગૃહ થકી બહાર ક્યારેય નજ જવુ ભગવાનના મદિરપ્રત્યે તો જન્માષ્ટમી મહોત્સવમા તથા મારા જન્મમહોત્સવમા રાત્રિએપણ સ્વેષ્ટદેવના દર્શન કરવા પોતાના બન્ધુજનો સાથે જવુ તેવા તો એજ મહોત્સવો છે તો તે બે ઉત્સવો થકી અન્યત્ર તો ભગવન્મદિર પ્રત્યેપણ રાત્રિએ સ્ત્રીયોએ ન જવુ ॥૫૨-૫૩॥ તે બન્ને ઉત્સ

नम् । सर्वथा तैः प्रकर्तव्यमिहामुत्र सुखेप्सुभिः ॥१॥ गृहिणां च स्त्रियो याः स्युस्ताभिः पुंसः परस्य तु । प्रसङ्गः सर्वथा त्याज्य उद्वाह्याभिर्विशेषतः ॥२॥ गृहस्थैरपि संत्याज्यः संसर्गो मद्यमांसयोः । पलाण्डुलशुनादेश्च तथा मादकवस्तुनः ॥३॥ चातुर्वर्ण्य-

મદાશ્રિત જે પુરૂષો હોય, આલોક પરલોકમાં સુખની સ્પૃહાવાળા તેઓએ પરદારાનો પ્રસંગ સર્વ પ્રકારે પરિહરવો. તથા તેવી ગૃહસ્થ પુરૂષોની જે સધવા સ્ત્રિયો હોય તેમણે પરપુરૂષનો પ્રસંગ સર્વ પ્રકારે પરિહરવો. અન્યથા દુરંત દુઃસહ દુઃખ આવી પડે. ( યદ્યપિ 'पुम्भिः स्त्रीभिश्च' એમ સામાન્યપણે નિર્દેશ કરવો યુક્ત છે, તથાપિ 'गृहस्थाः पुरुषा ये स्युः' એમ જે ધર્મમાંજ એક ઉપયોગી ગાર્હસ્થ્યનો અહી આદર કર્યો છે તે 'કેવળ વિષયભોગ માટેજ ગાર્હસ્થ્ય છે' એવી ભાવના કરી કેટલાક અજ્ઞો પશુવૃત્તિને અનુસરીને સર્વોપકારક આશ્રમને પ્રણાશ કરીને પોતે પ્રણષ્ટ થઇને બીજાઓનેપણ વિનાશ કરે છે, તે યુક્ત નથી આવો વિશેષ મનમાં ધારીને 'गृहस्थाः पुरुषा ये स्युः' એવો વિશેષ નિર્દેશ કર્યો છે. અર્થાત્ ગાર્હસ્થ્ય ધર્મમાજ એક ઉપયોગી કરવું પણ વિષયભોગમાં નહિ. અથવા-બ્રહ્મચાર્યાદિ અન્ય આશ્રમમાં નિષ્ઠાવાળાઓને પરદારાના પ્રસંગમાં ગૃહસ્થાશ્રમીની અપેક્ષાએ અધિક પાતિત્ય અને અધિક પ્રાયશ્ચિત્ત છે, આવો વિશેષ કહેવાના અભિપ્રાયથી આ પ્રકરણમાં અન્ય આશ્રમિઓને ગૃહસ્થો થકી જુદા પાડવાજ 'गृहस्थाः पुरुषा ये स्युः' એમ વિશેષ નિર્દેશથી કહ્યું

तदा गम्यं सावधानाभिरेव हि ॥५४॥ सतां समागमस्त्वेव स्त्रीणां निःश्रेयसाय हि । पारम्पर्येण साक्षाच्च कर्तव्यत्वेन वर्णितः ॥५५॥ या आचरिष्यन्ति युवत्य इत्थमेधिष्यते प्रेम हरौ हि तासाम् । स्थितिश्च धर्मेऽपि भविष्यतीति ता भृत यूय वनिताः समस्ताः ॥५६॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे वृत्तालयदोलोत्सवे जनशिक्षायां पुरुषप्रसङ्गाद्वियानीदुर्दशानिरूपणनामैकषष्टितमोऽध्याय ॥६१॥

श्रीनारायणमुनिरुवाच—गृहस्था• पुरुषा ये स्यु परस्त्रीसङ्गवर्जे

વોમા મદિરપ્રતિ રાત્રિએ જવાના સમયે માર્ગમા સ્ત્રીયોએ સાવધાન રહેવુ, કારણ કે રાક્ષસો યથેચ્છ રૂપ ધારીને ધર્મમાર્ગ થકી ભ્રષ્ટ કરવા રસ્તામા રાત્રિએ રખડેછે ॥૫૪॥ મોક્ષાકાક્ષા હોય તો સ્ત્રીયોએ સતોનો સમાગમ તો પૂર્વોક્ત પ્રકારે પરપરા–ભ્રાતાદિદ્વારા તથા સાક્ષાત–સાથેજ સમીપ સબન્ધિજનોના સમુદાયમા યથાનિયમ સાધુઓના મુખથકી ભગવત્કથાશ્રવણદ્વારા કરવો ॥૫૫॥ જે યુવતીઓ એરીતે મેં ઉપદેશ કરેલા પ્રકારથી ધર્મશ્રદ્ધાપૂર્વક ભગવાનમાં પ્રીતિને કરેછે તે યુવતીઓને ધર્મમા નિષ્ઠા અને કૃષ્ણમાં ભક્તિ પ્રતિદિન અભિવૃદ્ધિ પામશે અને તેથી નિ શ્રેયસ સિદ્ધ થશે એમા સશય લેશ નથી હે ભક્તજનો ! જે તમોને નિ શ્રેયસનો ઉપાય પુછવાની પ્રેરણા કરનારી હોય તે તમારી સબન્ધિની સમસ્ત વનિતાઓના પ્રતિ મેં કહેલો આ બધો અર્થ તમો કહો આ અર્થને સાભળીને મારી આજ્ઞામા અનુવર્તતી તે અબળાઓ પરમ શ્રેયને પામો ॥૫૬॥ ઇતિ શ્રી-સત્સંગિજીવને તૃતીયપ્રકરણે વૃત્તાલયદોલોત્સવે જનશિક્ષાયાં પુરૂષપ્રસંગાદ્વિધવાનીદુર્દશાનિરૂપણનામૈકષષ્ઠિતમોઽધ્યાયઃ ॥૬૧॥

## [1]અધ્યાય ૬૨ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે ભક્તજનો ! ગૃહસ્થ ધર્મમાં રહેતા

---

૧ આ અધ્યાયમા સક્ષેપથી ગૃહસ્થોના ધર્મ, તેના બનગા પ્રાયશ્ચિત્તવિધિ અને ભગવાનમા પ્રીતિનુ સાધન વિગેરેનુ નિરૂપણ છે [illegible] ૭

नम् । सर्वथा तैः प्रकर्तव्यमिहामुत्र सुखेप्सुभिः ॥१॥ गृहिणां च स्त्रियो याः स्युस्ताभिः पुंसः परस्य तु । प्रसङ्गः सर्वथा त्याज्य उद्वाद्याभिर्विशेषतः ॥२॥ गृहस्थैरपि संत्याज्यः संसर्गो मद्यमांसयोः । पलाण्डुलशुनादेश्च तथा मादकवस्तुनः ॥३॥ चातुर्वर्ण्य-

मदाश्रित જે પુરૂષો હોય, આલોક પરલોકમાં સુખની સ્પૃહાવાળા તેઓએ પરદારાનો પ્રસંગ સર્વ પ્રકારે પરિહરવો. તથા તેવી ગૃહસ્થ પુરૂષોની જે સધવા સ્ત્રિયો હોય તેમણે પરપુરૂષનો પ્રસંગ સર્વ પ્રકારે પરિહરવો. અન્યથા દુરંત દુઃસહ દુઃખ આવી પડે. ( યદ્યપિ 'पुम्भिः स्त्रीभिश्च' એમ સામાન્યપણે નિર્દેશ કરવો યુક્ત છે, તથાપિ 'गृहस्थाः पुरुषा ये स्युः' એમ જે ધર્મમાંજ એક ઉપયોગી ગાર્હસ્થ્યનો અહી આદર કર્યો છે તે 'કેવળ વિષયભોગ માટેજ ગાર્હસ્થ્ય છે' એવી ભાવના કરી કેટલાક અજ્ઞો પશુવૃત્તિને અનુસરીને સર્વોપકારક આશ્રમને પ્રણાશ કરીને પોતે પ્રણષ્ટ થઇને બીજાઓનેપણ વિનાશ કરે છે, તે યુક્ત નથી આવો વિશેષ મનમાં ધારીને 'गृहस्थाः पुरुषा ये स्युः' એવો વિશેષ નિર્દેશ કર્યો છે. અર્થાત્ ગાર્હસ્થ્ય ધર્મમાંજ એક ઉપયોગી કરવું પણ વિષયભોગમાં નહિ. અથવા-બ્રહ્મચાર્યાદિ અન્ય આશ્રમમાં નિષ્ઠાવાળાઓને પરદારાના પ્રસંગમાં ગૃહસ્થાશ્રમીની અપેક્ષાએ અધિક પાતિત્ય અને અધિક પ્રાયશ્ચિત્ત છે, આવો વિશેષ કહેવાના અભિપ્રાયથી આ પ્રકરણમાં અન્ય આશ્રમિઓને ગૃહસ્થો થકી જુદા પાડવાજ 'गृहस्थाः पुरुषा ये स्युः' એમ વિશેષ નિર્દેશથી કહ્યું છે ) વિવાહયોગ્ય વયમાં વર્તતી ( કન્યાવસ્થામાં ) વનિતાઓએ સામાન્યપણે પુરૂષપ્રસંગજ પરિત્યાજ્ય છે, કેમકે કામકલુષતાપ્રસંગે કરીને ભાવી પાતિવ્રત્ય અંકુરનો ઉપરોધપ્રસંગ આવતાં ધર્મબીજનોજ વિનાશપ્રસંગ આવી પડે વિધવાઓએ પણ પુરૂષપ્રસંગ સર્વથા પરિહરણીય છે ॥૧-૨॥ જાતિથી ઉત્કૃષ્ટ કે કનિષ્ઠ એવો ભેદ પાડ્યા વિના તુલ્યપણે સર્વ કોઈ ગૃહસ્થોએ મદ્ય માંસનો પ્રસંગ નજ કરવો (મદ્ય માંસના ભક્ષણપરાયણ જનનો સહવાસ પણ ન કરવો ) તથા ડુગળી લસણ આદિકનું ભક્ષણ નજ કરવું. તથા યત્કિંચિત્ માદક વસ્તુ હોય તેપણ ન ભક્ષણ કરવું ॥૩॥ હે ભક્તાઃ!

जनैर्भक्ता ! स्वज्ञातेरपि कर्हिचित् । नैवोच्छिष्टं भक्षणीयमग्निप क्वादिकं विना ॥४॥ भङ्गागञ्जाहिफेनानि तमालं त्रिविधं तथा । मच्छिद्रूतो नैव सेवेत द्यूतं स्तेयं तथानृतम् ॥५॥ दुग्धं घृतं च पानीयं नैव प्राश्यमगालितम् । क्रोधेर्ष्यामानहिंसाश्च ह्यातव्या गृहिणापि च ॥६॥ देवार्थं वापि पित्रर्थं न कार्यं जीवहिंसनम् । स्वर्गार्थमपि तीर्थादौ नात्मघातश्च कर्हिचित् ॥७॥ मत्स्यग्राहस्य यत् पापं षण्मासाभ्यन्तरे भवेत् । एकाहे तत्समं ज्ञेयमपूतं यो जलं पिबेत् ॥८॥ अपूतजलपाने हि मांसभक्षणसम्भवात् । पुराणे दोष इत्युक्तं पेयं तद्गालितं जलम् ॥९॥ सांसारिकपदार्थेषु न विषज्जेत मूढवत् ।

---

ચારેય વર્ણના જનોએ સજાતીયનુ પણ ઉચ્છિષ્ટ ( જમતા બાકી રહેલુ ) ક્યારેયપણુ નજ જમવુ કેવળ અગ્નિથી ( જળાદિકના સબન્ધ વિના ) જે પકવ કરેલુ ધાણી આદિક હોય તેમા આ દોષ નથી આદિ શબ્દથી ફળતુલ્યપણે ધર્મશાસ્ત્રમા કહેલુ ઘૃતપકવાન્નાદિકનુ ગ્રહણ કરી લેવુ 'घृत पक्व पय पक्व पक्व केवलवह्निना । तदग्र फलवद्ग्राह्य मुनि कात्यायनोऽब्रवीत्' એવી સ્મૃતિ છે ॥૪॥ મદાશ્રિત ગૃહિજન ભાંગ્ય ગાજો અફીણુ તમાકુ આદિકનુ સેવન નજ કરે તથા દ્યૂતાદિ વ્યસનને નજ સેવે તથા ચોરી અસત્યને દૂરથીજ પરહરે ॥૫॥ ગૃહસ્થજને પણ નરકના દ્વારભૂત ક્રોધ ઈર્ષ્યા માન આદિકનો સર્વથા પરિત્યાગ કરવો દુધ ઘૃત અને જળ વસ્ત્રથી ગાળ્યા વિના નજ પિવુ ॥૬॥ જે પામરોએ દેવના ઉદ્દેશથી પ્રાણિહિંસા કરાય છે તે નજ કરવી તથા જે આ અજ્ઞાનિઓનો આચાર સ્વર્ગપ્રાપ્તિમાટે પ્રયાગાદિ તીર્થ ક્ષેત્રાદિમા પ્રાણત્યાગરૂપ છે તેતો સર્વથા અનર્થમૂળભૂત હોવાથી નજ કરવો ॥૭॥ નિરતર છ માસપર્યંત મત્સ્યોને મારતા પારાધીને જેટલુ પાપ થાય તેટલુ પાપ એકવાર ગાળ્યા વિનાનું જળ પિવાથી થાય વળી ગાળ્યા વિનાના જળપાનમાં માંસભક્ષણનો સભવ હોવાથી માંસભક્ષણ તુલ્ય પાપ થાય પુરાણમા આટલો દોષ કહ્યો છે માટે વસ્ત્રથી ગાળ્યા વિનાનુ જળ નજ પિવે ॥૮-૯॥ શબ્દાદિ પ્રાકૃત અર્થોમા મૂઢની પેઠે આસક્ત ન થાય થાય તોતે પશુધર્મી હોઈને પુરૂષાર્થમાત્રને નાલાયક થાય છે માટે ગૃહાશ્र

सत्सु स्नेहं प्रकुर्वीत विशेषेण गृहाश्रमी ॥१०॥ अच्छेद्यैरपि शस्त्राद्यैः पाशैः सांसारिकैर्दृढम्। निबद्धमपि सन्तोऽत्र मोचयन्ति जनं किल ॥११॥ स्वधर्मस्थगृहस्थेभ्यस्त्यागिभ्यश्च विशेषतः। कृष्णवार्ताश्रुतिः कार्या गृहस्थैस्तु मुमुक्षुभिः ॥१२॥ गृह्णीयाद्यो धनं त्यागी वार्तां कुर्याच्च यः स्त्रिया। तस्माद्वार्तां हरेः श्रुत्वा गृही चान्द्रायणं चरेत् ॥१३॥ स्वग्रामे धर्मवृद्धस्य गृहे सायं समेत्य च। तन्नामकीर्तनं कार्यं तत्कथाश्रवणं तथा ॥१४॥ तन्मन्त्रजपमालानां यथाशक्ति निरन्तरम्। सङ्ख्याया नियमः कार्यः सर्वैरपि गृहस्थितैः ॥१५॥ उपविश्य तथैकान्ते ध्यात्वा प्रत्यहमेव तम्। कर्तव्या मानसी पूजा मनोमलविशोधनी ॥१६॥ वर्णाश्रमोचितं स्वस्य वेदेन

મમા રહેલો જન સતોને વિષેજ વિશેષ સ્નેહ કરે કારણ કે સતોજ લોકમા ખડ્ગાદિ આયુધોવડેપણ ન છેદી શકાય એવા સાસારિક પાશો (પુત્ર કળત્ર મિત્રાદિકમા સ્નેહરૂપ દોરી)એ કરીને દૃઢપણે બધાએલાપણ જનને તેથકી છોડાવા માટે સમર્થ છે ॥૧૦-૧૧॥ મુમુક્ષુ ગૃહસ્થોએ ધર્મનિષ્ઠ ગૃહસ્થોના મુખથકી અને વિશેષપણે ત્યાગિઓ થકી ભગવાનની કથા વાર્તા સાભળવી ॥૧૨॥ જેતો કેવળ ત્યાગિવેષધારી હોઇને ધનનો સગ્રહ કરે અને સ્ત્રીસાથે વાર્તા કરે તેવા અર્થકામપરાયણ આભાસમાત્ર ત્યાગિજન થકી ભગવત્કથાને સાભળતો ગૃહસ્થ જન પાપથી લેપાય છે તે પાપના પરિહાર માટે ગૃહસ્થ ચાદ્રાયણ વ્રત કરે ( માટે તેવા ત્યાગીના મુખથકી ભગવદ્વાર્તા ન સાભળવી એવો ભાવાર્થ છે ) ॥૧૩॥ પોતાના ગામમા ભગવન્મદિર ન હોય તો ધર્મવૃદ્ધ ભક્ત ગૃહસ્થના ઘરમા સાયસમયે સમસ્ત સત્સગિઓએ ભેગા થઇને ભગવાનના નામનુ કીર્તન તથા તેમની કથાનુ શ્રવણ પ્રીતિથી કરવુ ॥૧૪॥ તથા સર્વ કોઈ ગૃહિજનોએ યથાશક્તિ નિત્ય શ્રીકૃષ્ણના અષ્ટાક્ષરાદિ મત્રની જપમાળાઓની સખ્યાનો નિયમ કરવો અર્થાત્ 'શ્રીકૃષ્ણમત્રોચ્ચારણપૂર્વક હું આટલી માળા પ્રતિદિન ફેરવીશ' એવો નિયમ રાખવો ॥૧૫॥ તથા પ્રતિદિન શ્રીકૃષ્ણની માનસી પૂજા ધ્યાનપૂર્વક એકાતમાજ બેસીને કરવી કારણ કે તે માનસી પૂજા

विहितं तु यत् । कर्मषट्कं द्विजैस्तच्च कार्यं भक्तिसमन्वितम् ॥१७॥ स्वधर्मस्य च्युतौ क्वापि जाते वा पापकर्मणि । निष्कृतिस्तस्य कर्तव्या सर्वैरपि मदाश्रितैः ॥१८॥ अज्ञानात्तु सकृत्पापे कृते कर्मणि वे जनाः ! । मन्वादिभिः स्मृतः पूर्वं प्रायश्चित्तविधिर्नृणाम् ॥१९॥ प्रायश्चित्तं चिकीर्षुर्यो धर्मभङ्गस्य चैनसः । स्नात्वा स शरणं गच्छेत्पर्षदं संयताञ्जलिः ॥२०॥ दश वा सप्त पञ्चापि त्रयो वाऽध्यात्मवित्तमः । धर्मनिष्ठाः सत्यपराः सन्तः पर्षत्प्रकीर्तिता ॥२१॥ नैव

સકળ મનોમળને સમૂળ વિનાશ કરનારી છે ॥૧૬॥ જે વર્ણાશ્રમોચિત શ્રુતિસ્મૃતિવિહિત સ્નાનાદિ ષટ્ કર્મો છે તેપણ દ્વિજ–ત્રૈવર્ણિક ગૃહસ્થોએ પ્રતિદિન અપ્રમાદથી ભગવદ્ભક્તિસહિત કરવા ભક્તિરહિત આશ્રમધર્મ જે આ લોકમાથી પરલોકમા અને પરલોકમાથી આ લોકમા જવા આવવાના પરિશ્રમમાત્ર ફળવાળો છે તેથી કશો અર્થવિશેષ નથી તેમ આશ્રમધર્મે રહિત ભક્તિમાત્ર થકીપણ કશો અર્થ નથી કેમકે ભક્તિપરિપાકના અસંભવથી નિ શ્રેયસની સિદ્ધિ થતી નથી માટેજ શ્રુતિ 'विद्यां चाविद्यां च यस्तद्वेदोभय सह' 'अन्धं तम प्रविशन्ति येऽविद्यामुपासते । ततो भूय इव ते तमो य उ विद्यायां रता ' એમ કહે છે ॥૧૭॥

અજ્ઞાનથી સ્વધર્મનો ભગ થઈ જાય કે પ્રમાદથી કોઈ પાપ કર્મ થઈ જાય તો તેમા શાસ્ત્રવિહિત પ્રાયશ્ચિત સર્વે કોઈ મારા આશ્રિતોએ આદરથી કરવું ॥૧૮॥ હે જના ! અજાણથી એકવાર પાપરૂપ કર્મ કરવામા પ્રાચીન મન્વાદિ સ્મૃતિકારોએ નરોને પ્રાયશ્ચિત્તવિધિ કહ્યો છે ॥૧૯॥ જે જન ધર્મભંગનુ કે કરેલા પાપનુ પ્રાયશ્ચિત્ત કરવા ઈચ્છતો હોય તે સ્નાન કરીને, બે હાથ જોડીને પર્ષદ (સભા)ને શરણે પ્રથમ જાય કેમકે પરિષદની અનુજ્ઞા નહિ મેળવીને કરેલા પ્રાયશ્ચિત્તથી પાપનો પરિહાર થતો નથી ॥૨૦॥ તેમા પ્રથમ પરિષદનું લક્ષણ કહુંછુ–ધર્મનિષ્ઠ સત્યપરાયણ સદાચરણશીલ એવા દશ કે સાત કે પાચ કે ત્રણ પણ શ્રોત્રિય દ્વિજો પરિષદ્ કહી છે અધ્યાત્મવિદોનો અગ્રેસર (બ્રહ્મદર્શી) ધર્મશાસ્ત્રજ્ઞ એકપણ દ્વિજ પર્ષદ્ કહી છે ॥૨૧॥ જનસખ્યાની અધિકતામાત્રથી પરિષદ્

लक्षेण मूर्खाणां नचैवाधर्मवादिनाम् । पर्षद्भवेन्न लुब्धानां न चापि पक्षपातिनाम् ॥२२॥ न सा वृद्धैर्न तरुणैर्न सुरूपैर्धनान्वितैः । त्रिभिरेकेन पर्षत्स्याद्विद्वद्भिर्विदुषापि वा ॥२३॥ श्रुताध्ययनसम्पन्नः सत्यवादी जितेन्द्रियः। सदा धर्मरतः शान्तो यः स पर्षत्त्वमर्हति ॥२४॥ वयसा तनवोऽपि स्युर्यदि धर्मविदो द्विजाः । त एव वृद्धा विज्ञेया न मूर्खाः पलिता वृथा ॥२५॥ यत्र सत्यं तत्र धर्मो ह्यधर्मस्त्वितरत्र च । धर्मो जयति नाधर्मः सत्यं जयति नानृतम् ॥२६॥ निष्कृतौ व्यवहारे च व्रतस्यादेशने तथा। धर्म वा यदि वाऽधर्म पर्षद्यत्प्राह तद्भवेत् ॥२७॥ ज्योतिषं व्यवहारं च प्रायश्चित्तं चिकि-

न थाय. जेओ मूर्खो होय, जेओ अधर्मवादीओ होय, जेओ लोभीया होय, जेओ पक्षपातिओ होय, तेवा लाख जण भेगा थाय तेणे करीने पण परिषद् नज सिद्ध थाय॥२२॥ केवळ वयोमात्रथी वृद्ध के केवळ तरुण के केवळ रूपसपन्न के केवळ धनसपन्न बहु जनो टोळे मळवाथी पण सभानी सिद्धि थती नथी धर्मरहस्यने जाणनारा त्रण पडितोए करीने अथवा अध्यात्मज्ञानवाळा एकपण पडिते करीने ते सभा कही छे ॥२३॥ जे श्रुताध्ययनसंपन्न सत्यवदनशील जीतेन्द्रिय धर्मैकनिष्ठ शात होय तेज सभ्य थवाने लायक छे ॥२४॥ अवस्थाए करीने कनिष्ठ होय पण जे द्विजो धर्मज्ञ होय तेज वृद्धो ( सभासद थवाने लायक ) अहीं मान्या छे पण वृथा माथे पळीया आवी गएला मूर्खो वये करीने अत्यधिक होय तथापि तेओ अहीं वृद्धो मान्या नथी ॥२५॥ परिषदनुं प्रधान लक्षण आज छे, शु ? तो सत्य छे जे सभामा सत्य छे त्याज धर्म छे जे सभामा असत्य छे त्या तो अधर्मज छे माटे सत्यज जय पामे छे, असत्य जय पामतु नथी ( धर्म जय पामे छे अधर्म जय पामतो नथी ) ॥२६॥ धर्मनिर्णयमा प्रवर्तेली परिषद् प्रायश्चित्त, व्यवहार अने व्रतना निर्णयप्रसगे 'आ धर्म छे, आ तो अधर्म छे' एम जेने कहे तेज धर्म के अधर्म छे एटले धर्म के अधर्म जे परिषदे कह्यो होय एज व्यवहार्य थाय माटे धर्माधर्मस्वरूपनो निर्णय परिषदना अनुमतथीज

त्सितम् । अजानन्योऽन्यथा ब्रूयात्स महापातकी भवेत् ॥२८॥ पर्षदुक्तक्रियाचारात्पातकी तु भवेच्छुचिः । तद्योक्तो यद्यधर्मः स्यात्पर्षत्तेन तु लिप्यते ॥२९॥ तस्मात्सत्यं समाश्रित्य धार्मिकैः पापभीरुभिः । धर्म एव हि वक्तव्यः पर्षद्भिर्नैव चेतरः ॥३०॥ स्त्रीणां च बालवृद्धानां क्षीणानां कुशरीरिणाम् । उपवासाद्यशक्तानां कर्तव्योऽनुग्रहश्च तैः ॥३१॥ ज्ञात्वा देशं च कालं च वयः सामर्थ्यमेव च । कर्तव्योऽनुग्रहः सद्भिर्ब्राह्मणैर्धर्मवेदिभिः ॥३२॥

---

કરવો, પણ પોતે એકલા પંડિતેપણ ન કરવો ॥૨૭॥ જેતો જ્યોતિષ-મુહૂર્ત નિર્ણયાદિ, વ્યવહાર-ઋણાદાનાદિ દાવાઓનો નિર્ણય, પ્રાયશ્ચિત્ત-બ્રહ્મ હત્યાદિ પાપ પ્રાયશ્ચિત્તનો પ્રકાર અને ચિકિત્સિત-રોગનિવૃત્તિના ઉપાયભૂત ગૃહપૂજાદિવિધાન કે રોગપ્રશમનના ઉપાયભૂત ઔષધનો પ્રકાર તે તે શાસ્ત્રને અનુસારે તેનું તેનું યથાર્થપણું નહિ જાણીને વિપરીતપણે કહે અને જે તો જાણવા છતાં પંડિતપણાના અભિમાનથી અંધ થઇને સ્વયં વિપરીતપણે કહે તે બન્ને પુરૂષ મહાપાતકી થાય છે, માટે પરિષદ્પણ નિર્ણય કરીનેજ કહેવું ॥૨૮॥ આટલો અહીં વિશેષ જાણવો-પાતકી તો પરિષદ્ વિપ્રના કહેવા પ્રમાણે પ્રાયશ્ચિત્ત આચરવાથી પાપમાથી પ્રમુક્ત થાય છે પ્રાયશ્ચિત્તોપદેશમા પરિષદ્ જો અન્યથા કહે તો તે અધર્મથી તો પરિષદજ લેપાય છે ॥૨૯॥ માટે પાપાચરણથકી ભય પામનારા, ધર્મમાજ દૃઢ નિષ્ઠાવાળા, સભાસદ વિપ્રોએ સત્યનો સમાશ્રય કરીને ધર્મજ કહેવો અધર્મતો નજ કહેવો ॥૩૦॥ અબળાઓ, બાળો, વૃદ્ધો, વ્યાધિ વિગેરેથી ક્ષીણ શરીરવાળા, ગળતો કોઢ વિગેરેથી કુત્સિત શરીરવાળા અને ઉપવાસાદિ કરવામાટે અશક્ત એવા જનોની ઉપર યથાશક્તિ ગૌણપક્ષથી, પ્રાયશ્ચિત્તનો ઉપદેશ આપનારા સભાસદ બ્રાહ્મણોએ અનુગ્રહ કરવો અર્થાત્ અનુગ્રહથી તેમનાથી થઈ શકે એવો પ્રાયશ્ચિત્તોપદેશ કરવો ॥૩૧॥ સદૈવ ધર્મતત્ત્વવેદી ધર્મકનિષ્ઠ પરિષદ્ વિપ્રોએ દેશ-હિમમયગિરિનજીક વર્તી વિગેરે, કાળ-શીયાળો આદિક, વય-દશ વર્ષાદિક થકી ન્યૂન એંશી વર્ષથકી અધિક આદિક, સામર્થ્ય-ધનદાન તપશ્ચર્યાદિકમા શક્તિ વિગેરે,

लोभान्मोहाद्भयान्मैत्र्याद्यदि कुर्युरनुग्रहम् । नरकान् यान्ति ते मूढा रौरवाद्यात्र संशयः ॥३३॥ धार्मिकैरेव मन्वाद्यैर्धर्मविद्भिः पुरातनैः । धर्मः प्रोक्तोऽस्ति न त्वन्यैस्ततो वाच्यो विचार्य सः ॥३४॥ देशाचारं कुलाचारं ग्रामाचारं विबुध्य च । शास्त्राचारः प्रवक्तव्यः सहसा न तु कर्हिचित् ॥३५॥ पर्षदुक्तप्रकारेण पातकी व्रतमाचरेत् । तेनैव हि भवेच्छुद्धस्त्वन्यथा नरकं व्रजेत् ॥३६॥ रहस्यपापकर्मा तु शास्त्रं दृष्ट्वा स्वयं बुधः । यथोक्तनिष्कृतिं कुर्यादन्यस्त्वापृच्छ्य सद्बुधम् ॥३७॥ बालस्य नैव पष्टाब्दात्पूर्वं पात-

વિચારીને અનુગ્રહથી પ્રાયશ્ચિત્તનો ઉપદેશ કરવો ॥૩૨॥ દેશ કાળાદિકનો વિચાર કર્યાવિના ધનાદિલોભથી કે શાસ્ત્રાર્થમોહથી કે બળિષ્ઠના ભયથી કે મિત્રભાવથી જે અનુગ્રહ કરે તો તે મૂઢ સભાસદ વિપ્રો રૌરવ નરકોને પામેછે. એમા સશય નથી ॥૩૩॥ ધર્મદર્શી ધર્મનિષ્ઠ પુરાતન મન્વાદિ સ્મૃતિકારોએજ ધર્મોપદેશ કર્યો છે, પણ બીજા અધાર્મિકાદિકોએ નથીજ કર્યો. માટે ધર્મજ્ઞોએજ બહુ વિચાર કરીને ધર્મ કહેવા યોગ્ય છે પણ ઇતર નામમાત્ર પંડિતોએ કહેવા યોગ્ય નથી ॥૩૪॥ તેમાં પણ દેશાચાર કુળાચાર ગ્રામાચાર વિગેરેનો વિચાર કરવાપૂર્વક શાસ્ત્રથી ધર્મનિર્ણય કરવો પણ સહસા-દેશાદિકના આચારનો વિચાર કર્યાવિના એકદમજ શાસ્ત્રથી ધર્મનિર્ણય ક્યારેય પણ ન કરવો ॥૩૫॥ પાતકી પુરૂષ પરિષદના કહેવા પ્રમાણેજ પ્રાયશ્ચિત્ત કરે. તેથીજ શુદ્ધ-પાપમુક્ત થાય. અન્યથા આચરે તો તે પાતકી થાય. અને પરિષદની આજ્ઞાના અતિલંઘનથી થએલા પાપથી પણ લેપાય. તેણે કરીને નરકને પામે ॥૩૬॥ જો કરેલુ પાપ રહસ્ય હોય (વિખ્યાત થયું ન હોય) અને પોતે પાપકર્તા બુધ-ધર્મરહસ્યને જાણતો હોય તો શાસ્ત્ર થકી પ્રાયશ્ચિત્તને જાણીને યથોચિત આચરે. જો સ્વયં ધર્મશાસ્ત્રજ્ઞ ન હોય તો પોતાને અનુકૂળ ધર્મજ્ઞ કોઈ સત્પુરૂષને પામીને તેમના થકી પ્રાયશ્ચિત્તને જાણીને તેમના કહ્યા પ્રમાણે કરે ॥૩૭॥ છઠ્ઠા વર્ષ થકી પૂર્વ વયમાં વર્તતા (પાચમા વર્ષપર્યંતના) બાળકને પાપપ્રસંગ નથી અને રાજદંડ-

कमस्ति हि । न राजदण्डस्तस्यास्ति प्रायश्चित्तं न विद्यते ॥३८॥ ऊनैकादशवर्षस्य पञ्चवर्षात्परस्य च । प्रायश्चित्तं चरेद्भ्राता पित्रादिर्वा गुरुः स्वयम् ॥३९॥ एकादशाब्दतो बालः षोडशाब्दावधि स्वयम् । प्रायश्चित्तार्धं कुर्वीत वृद्धरोगिस्त्रियस्तथा ॥४०॥ पापनिष्कृतिकर्त्तैव पुमान् स्त्री चैति सद्गतिम् । तदकर्ता तु निरयान्नीचयोनीश्च याति हि ॥४१॥ कृत्वा यो दुष्कृतं तस्य नैव कुर्वीत निष्कृतिम् । तत्सङ्गादपि पापं स्यादतः कार्यो न सोऽपि च ॥४२॥ गृहस्थैस्त्यागिभिश्चापि योषाभिश्च यथोचितम् । स्वपापनिष्कृतिं कृत्वा पाल्याः स्वनियमा दृढम् ॥४३॥ सांसारिके सुखे तुच्छे

પ્રસગ નથી માટે તેવા બાળકને પ્રાયશ્ચિત્ત છેજ નહિ ॥૩૮॥ પાચમા વર્ષથી ઉપરની તે દશમા વર્ષના અંતસુધીની વયમાં વર્તતા બાળકને તો પાપપ્રસગ પ્રાપ્ત થતા તેના પાપનું પ્રાયશ્ચિત્ત તે બાળકનો પિતા ભ્રાતા આદિક કે સ્વયં ગુરૂ તેને માટે કરે (ગૃહસ્થનું પિતાવિગેરે અને ત્યાગિનું તો ગુરૂ કરે એવો અર્થ જાણવો) ॥૩૯॥ અગીયારમા વર્ષને પ્રારંભીને પંદરમા વર્ષના અંતસુધીનો બાળક પોતે વિહિત પ્રાયશ્ચિત્તના અર્ધાંશ આચરણથી શુદ્ધ થાય છે. તથા વૃદ્ધ (ઍંશીથી અધિક વર્ષનો) રોગી અને સ્ત્રી વિહિત પ્રાયશ્ચિત્તના અર્ધાંશ આચરણથી શુદ્ધ થાય છે, 'अशीतिर्यस्य वर्षाणि बालो वाप्यूनषोडशः । प्रायश्चित्तार्धमर्हन्ति स्त्रियो रोगिण एव च ॥' એવી સ્મૃતિ છે ॥૪૦॥ તે તે પાપના પ્રાયશ્ચિત્તને જે નરનારી આચરે છે તે સદ્‌ગતિને પામેજ છે. જે નરનારી પાપનું પ્રાયશ્ચિત્ત કરે નહિ તે તો નરકોને અને નીચ યોનિને પામેછે ॥૪૧॥ જે જન પાપકર્મને કરીને તેનું પ્રાયશ્ચિત્ત નજ કરે તે પાપીના પ્રસંગ થકી બીજો જનપણ પાપથી લેપાય છે, માટે તેવાનો સગ પણ નજ કરવો ॥૪૨॥ મદાશ્રિત ગૃહસ્થોએ તથા ત્યાગિઓએ કોઇ પાપનો પ્રસગ આવતાં યથોચિત પ્રાયશ્ચિત્ત કરીને પોતાના વર્ણાશ્રમાચારનિયમો દૃઢપણે પાળવા. તેજ રીતે સ્ત્રિયોએ પણ કૃત પાપનું પ્રાયશ્ચિત્ત કરીને પોતાના નિયમો પાળવા (આ પ્રાયશ્ચિત્તનો પ્રપચ પચમ પ્રકરણ થકી જાણવો) ॥૪૩॥

त्यक्त्वाऽऽसक्तिं सदा जनैः। वासुदेवे विधातव्या रतिः सर्वैर्मदा-
श्रितैः ॥४४॥ सा तु स्याच्छ्रद्धया नित्यं स्वधर्माचरणेन च । जिज्ञा-
सया तन्महिम्नो योगेनाध्यात्मिकेन च ॥४५॥ तद्भक्तानां सेवनेन
तत्कथाश्रवणेन च। स्त्रीद्रव्यरससक्तानां सङ्गत्यागेन सर्वथा ॥४६॥
अन्यत्र तद्गुणेभ्यश्च सन्तोषेणाप्यहिंसया । तत्कीर्तनेन च यमैर्नि-

એરીતે પ્રાયશ્ચિતને કરનારા અને ધર્મમાર્ગને અનુસરનારા સમસ્ત મદા-
શ્રિત જનોએ તુચ્છ-શ્વાન સૂકરાદિ નરક યોનિઓમાંપણ પ્રાપ્ત હોવાથી
અતિતુચ્છ સાંસારિક ક્ષેત્ર પુત્ર કળત્ર મિત્ર આદિકમાં અત્યાસક્તિનો ત્યાગ
કરીને, નિરવધિ દયાના નિધિરૂપ, સર્વ પ્રકારે સર્વેના બન્ધુરૂપ, સકળ ફળને
આપનારા, સર્વેના પરમ સુહૃદ, ભગવાન્ શ્રીવાસુદેવમાં નિરંતર રતિ-પ્રીતિ
કરવી ॥૪૪॥ શ્રીવાસુદેવમાં કરવા યોગ્ય રતિનાં સોળ સાધનો કહેછે—તે
પરા પ્રીતિતો પરમાનદમય પરમાત્મામાં પરા શ્રદ્ધાથી, ભગવાનના આરાધન
બુદ્ધિથી નિત્ય અનુષ્ઠાન કરાતા ધર્મથી, સંતોથકી વારંવાર ભગવાનના સ્વ-
રૂપ-રૂપ-ગુણ-વિભૂતિ વિગેરેના માહાત્મ્યની જીજ્ઞાસાથી અને આધ્યા-
ત્મિક યોગ—યોગમાં બે પ્રકાર છે, એક પરમાત્મયોગ અને બીજો આત્મ-
યોગ છે, ભગવાનના દિવ્ય મંગળ વિગ્રહનું જે અનુધ્યાન તે પરમાત્મયોગ
કહેવાય અને ભગવાનની દાસતામાંજ એકરસ આત્મસ્વરૂપનું અનુધ્યાન
તે આત્મયોગ કહેવાય, તે બન્ને મળીને એક સાધન આધ્યાત્મિક યોગથી
પ્રતિદિન પ્રવૃદ્ધિ પામે છે. એરીતે પ્રતિદિન પ્રવૃદ્ધિ પામતાં પામતાં પરિ-
પાકવિશેષને પામીને પરાનુરાગપર્યંત પહોંચે તે પરા ભક્તિ કહી છે
॥૪૫॥ તથા ભગવદ્ભક્તોના સેવનથી અને ભગવત્કથાના શ્રવણથી વૃદ્ધિ
પામે છે. તેમાં પ્રથમ ઉપાય તો સ્ત્રીદ્રવ્યરસમાં લોભીયાઓના સંગનો
ત્યાગ છે, માટે પ્રથમ તેઓનો સંગ સર્વથા તજવો ॥૪૬॥ તથા તે ભગ-
વાનના ગુણો થકી અન્યત્ર-શબ્દાદિ વિષયોમાં સંતોષ-અલંબુદ્ધિથી થતા
વૈતૃષ્ણ્યથી તથા અહિંસા-પ્રાણિમાત્રમાં સૌહાર્દથી તથા ભગવાનના ગુણ-
કીર્તનથી તથા અહિંસાદિ દ્વાદશ નિયમો અને શૌચાદિ દ્વાદશ નિયમોએ
કરીને તથા અનિંદા-પરવિષે ગુણમાત્રદર્શનથી તથા શીતોષ્ણાદિ દ્વન્દ્વની

शरणे भवभयहरणे बहुतरकरुणालये । सुखकरचरिते मुनिवरविदिते गुणगणवरुणालये रमतां० ॥२॥ धृतसितवसने स्मितहसने रुचिरचिकुरराजिते । शशिनिभवदने द्युतिजितमदने सकलसुरसभाजिते रमतां० ॥३॥ प्रवितननयने क्षणजितजयने विविधकुसुमहारके । ततततरदलिके कृतवरतिलके

---

રાધોને વિસારી દઇને પ્રસન્ન થાઓ છો, કેમકે તમો નિરવધિ નિરૂપધિ કરૂણાના નિધિ છો વળી તમારા જ્ઞાન શક્તિ આદિક કલ્યાણ ગુણો અસખ્યાત છે તથા તમારૂ તે ગુણોને અનુગુણ દિવ્ય ચરિત્ર શ્રોતા જનોને મહાસુખ આપનારૂં છે આવા દિવ્ય ચરિત્રવાળા, સર્વના સાચા સખા, સુખમય આપને પરાશરાદિક તથા ભગીરથાદિક મુનિવરો જાણે છે તેમણે તમો યથાર્થપણે જાણ્યા છો 'સવતમસે' એવો પાઠ હોય તો જે આપના પ્રીણનલક્ષણજ સમગ્ર મખો (યજ્ઞો) સર્વત્ર સદા પ્રવર્તે છે એટલે સર્વાંતરાત્મા સર્વશરીરક આપજ તેતે યજ્ઞાદિ કર્મોવડે આરાધન કરાઓ છો અથવા નિરંતર વિષ્ણુયાગાદિ મખ-યજ્ઞોને પ્રવર્તાવનારા છો ॥૨॥ હવે જગદુપકારાર્થે માનુષ વેષને સમલંકૃત કરી રહેલા ભગવાનની દિવ્યાકૃતિ શોભાને સ્મરણ કરતા થકા પ્રાર્થના કરેછે—મંદહાસવડે મધુર મુખકમળવાળા, અતિસુન્દર શિર કેશવડે સમલંકૃત, પૂર્ણચંદ્રવત્ આહ્લાદકારી વદનવાળા, કામદેવને તિરસ્કાર કરનારી શરીરકાંતિથી સમલંકૃત, વિશાળ વિલોચનવડે વિરાજમાન, કિંચિત્ ઉન્નત વિશાળ ભાલથી શોભમાન વિશાળ ભાલમાં કરેલા કુંકુમચંદ્રકે સહિત ઉર્ધ્વપુંડ્ર તિલકવડે અલંકૃત, વિવિધ પુષ્પહારોવડે વિરાજીત વક્ષ સ્થળવાળા, સમસ્ત સુરગણોએ સંપૂજેલા દિવ્યમૂર્તિ તમારે વિષે મારૂં મન સતત રમો વળી ક્ષણમાત્રમાં જીત્યોછે જગજ્જેતા કામક્રોધાદિવર્ગ જેમણે, નિજજનોને સુખ કરનારા, આત્યંતિક સુખના એક ધામભૂત, કાળમાયાદિ મહાભયને ટાળનારા, સમગ્ર અસુરોને મતિમોહ કરનારા, આશ્રિતોના અનાદિસંચિત પાપસંચયના નિવારણપરાયણ ઐહિક આમુષ્મિક સુખને સંપાદન કરી આપ

निजजनसुपकारके रमतां० ॥४॥ परसुपनिलये परदरविलये सुररिपुमतिमोहने । अघचयहरणे सुखचयकरणे निगमगरसदोहने रमतां० ॥५॥ हृतसुरशमले करधृतकमले परिधृतपुरभूषणे । कलिबलकदने शुभमतिसदने परिहृतनिजदूषणे रमतां० ॥६॥ प्रशमितकोपे कृतमदलोपे मुनिवरगणनन्दिते । अतिमृदुहृदये निजजनसदये सुरनरमुनिवन्दिते रमतां० ॥७॥ गीत्वेति पट्पदीमादौ पद्यैः स प्राकृतैस्ततः । गायति स गुणान्भक्त्या वासुदेवस्य भूपते ! ॥८॥ ब्रह्मानन्दादयश्चान्ये मुनयो गानकोविदाः । तमेवानुजगुः प्रीत्या कुर्वन्तः स्वरपूरणम् ॥९॥ आरब्धे

નારા, વેદગત સારને પ્રકાશ કરનારા, સકળ સુરગણોના દુ ખને હરનારા, કળિબળને નિજજનોના અંત કરણ થકી નિવૃત્ત કરનારા, શુભ-કલ્યાણો પયોગી મતિને આપનારા, (શુભ સકલ્પના એક સ્થાનભૂત) કામાદિ કલુષતા કાઢી નાખીને નિજજનોના મનની નિર્મળતા કરી આપનારા, લીલાકમળથી અલકૃત કરકમળવાળા, અંગમા શ્વેત દિવ્ય વસ્ત્રોને ધારી રહેલા, વિવિધ દિવ્ય વિભૂષણોને ધારી રહેલા, એવા આપને વિષે મારૂં મન નિત્ય રમ્યા કરો ॥૩-૬॥ વળી સદુપદેશવડે સમાશ્રિતોના કામ-ક્રોધ-મદ-માત્સર્ય આદિક દોષોને શમાવી દેનારા, મહામુનિમડળોએ પરિચર્યા આચરીને આનદ પમાડેલા અથવા મુનિમડળોને દર્શનદાનાદિવડે આનદિત કરનારા, પરપીડા નહિ સહન કરવાના સ્વભાવવાળા હોવાથી અતિમૃદુળ હૃદયવાળા, માટેજ નિજજનોવિષે વિશેષપણે પ્રસરતી દયાએ કરીને સમુત્તરગિત મનવાળા, સકળ સુર-નર-મુનિમડળોએ વારં વાર વદના કરેલા, તમારે વિષે મારૂ મન નિરંતર રમો ॥૭॥ હે ભૂપતે ! આ પ્રકારે પ્રથમ પટ્પદીનું ગાન કરીને પછી પ્રાકૃત પદ્યો (કીર્તનો) વડે આ વાસુદેવ ભગવાન શ્રીહરિના દિવ્ય ગુણોને ભક્તિથી ગાવા લાગ્યા ॥૮॥ તે સમયે બીજા બ્રહ્માનદાદિ ગાયનકુશળ મુનિઓ પ્રીતિથી સ્વરપૂરણ કરતા થકા મુક્તાનંદમુનિની પાછળજ ગાવા લાગ્યા ॥૯॥ મુનિઓએ ગાયનનો આરંભ કરતા, સ્વય શ્રીહરિ સત્રુટિ (ચપટીએ સહિત) કર-

यमेश्चाप्यनिन्दया ॥४७॥ तितिक्षया च द्वन्द्वानां तन्नामस्मरणेन च । रतिः कृष्णे भवेन्नृणा तद्भक्त्या तु विशेषतः ॥४८॥ संसृतेः स्याद्यवच्छेदो भक्त्येव परया हरौ । वैराग्यं च दृढं ज्ञान भक्त्यैव लभते पुमान् ॥४९॥ भक्त्येव स प्रसन्नः स्यान्नान्योपायेन केनचित् । तस्मान्निष्कपटा यूयं भक्तिं कुरुत सर्वथा ॥५०॥ सुव्रत उवाच— इत्थ निजाश्रितजनानुपदिश्य धर्मं भक्तिं च भक्तितनयो नृपते ! प्रसन्न । स प्रेरयन्मुनिगणान् गुणगायनार्थं विष्णोर्जनाश्च जगृहु शिरसा तदुक्तीः ॥५१॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे वृत्तालयदोलोत्सवे जनशिक्षायां प्रायश्चित्तविधिनिरूपणनामा द्विषष्टितमोऽध्यायः ॥६२॥

---

સહનશીલતાથી તથા ભગવાનના નામસ્મરણથી તથા પ્રધાનપણે ભક્તિ-પ્રીતિથી (ફળીભૂત પ્રીતિની આ અંકુરરૂપ જાણવી) કૃષ્ણમાં તે રતિ જનોને અભિવૃદ્ધિ પામે છે ॥૪૭-૪૮॥ પૂર્વોક્ત સોળ સાધનોએ કરીને સિદ્ધ થતા ભગવાનમાં પ્રેમવિશેષ વિના તત્ત્વથી જ્ઞાન તત્ત્વથી વૈરાગ્ય અને સંસૃતિપાશનો વ્યવચ્છેદ થતો નથી ભગવાનવિષે પરા-અનન્ય ભક્તિથીજ દૃઢ વૈરાગ્ય વિજ્ઞાન વિગેરે સિદ્ધ થાય છે અને સંસૃતિનો સમુચ્છેદ થાય છે ભગવાન્ શ્રીવાસુદેવ તેવી પરા ભક્તિથીજ સુપ્રસન્ન થાય છે, અન્ય ઉપાયોવડે નહિ 'भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन'। ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ' ॥' એમ પોતે ભગવાનેજ કહ્યું છે માટે હે ભક્તજનો ! ફળકામનાએ રહિત નિષ્કપટ અનન્યભક્તિ તે શ્રીકૃષ્ણ ભગવાનને વિષે તમો સર્વે સર્વથા કરો ॥૪૯-૫૦॥ સુવ્રતઋષિ કહે છે—હે નૃપતે ! ભક્તિતનય ભગવાન્ શ્રીહરિએ આ પ્રકારે સમસ્ત સમાશ્રિત જનોના પ્રતિ ધર્મ ભક્તિનો ઉપદેશ કરીને, પ્રસન્ન થઇને સર્વ સુમાનદાદિ મુનિગણોને ભગવદ્દગુણોનું ગાયન કરવાની આજ્ઞા આપી પૂર્વોક્ત પ્રકારે શ્રીહરિએ ઉપદેશ કરેલા મુનિજનો અને હરિજનોએ તેમના જનશિક્ષારૂપ અમૃતવચનો અત્યાદરથી માથે ચઢાવ્યા ॥૫૧॥ ઇતિ શ્રીસત્સંગિજીવને તૃતીયપ્રકરણે વૃત્તાલયદોલોત્સવે જનશિક્ષાયાં પ્રાયશ્ચિત્તવિધિનિરૂપણનામા દ્વિષષ્ટિતમોઽધ્યાયઃ ॥૬૨॥

सुमत उवाच—मुक्तानन्दस्तदा वीणां वादयन् पट्पदीं जगौ। गुर्जरीसंज्ञरागेण तालो यत्रैकतालिका ॥१॥ रमतां सततं सततमखे[1] त्वयि मानसं मम सखे! । ध्रुवपदम् । अशरण-

## [2]અધ્યાય ૬૩ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! ભગવદ્ગુણ ગાવાની ભગવાને પ્રેરણા કરી તે સમયે મુક્તાનંદ નામના મહામુનિ વીણાને સુસ્વર વજાવતા થકા, ગુર્જરી નામનો રાગ કે જેમાં એકતાળી નામનો તાળ ( કાળક્રિયા-માન ) દેવાય છે તેનાથી ષટ્પદી ગાવા લાગ્યા ॥૧॥ (તેને કહેછે-) હે ભગવન્! મારૂં મન તમારે વિષે નિરંતર રમો—લોકોનું મન બહુધાપણે પ્રકૃતિથીજ ચંચળ, વિવિધ શબ્દાદિ ક્ષુદ્ર નીરસ વિષયોમાંજ રખડ્યા કરતું, કેવળ રજવ્યાપ્ત હોઇને સુખલવને નહિ પામીનેજ આત્માને અતિ આયાસ આપે છે, વિષયગત દોષોને વિચારતો હું તે મારૂં તો વિષય થકી વિમુખ વર્તતું મન સતતસુખ ( આનંદમય ) આપને વિષે સતત રમો-આપ આનંદમય આત્મામાં અનુપ્રવેશ કરીને રમણ કરો. વળી આનંદમય આપ મારા જન્મોજન્મમાં તત્ત્વથી ( સાચા ) સખા ( અપ્રેરિત હિત કરનારા ) છો. તે આપ સતત સુખમય સત્ય સખામાં મનની જે રતિ છે તે સર્વ સંતાપને પ્રશમાવનારી છે. 'द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते' એવી શ્રુતિ છે. સદા સાથેજ નિવાસ કરી રહેલા આપ સાચા સખાને નહિ નિરીક્ષણ કરતાં ભયંકર ભવારણ્યમાં ભટક્યા કરતા જનો ત્રિવિધ તાપથી પરાભવ પામ્યાજ કરે છે. ભવથકી ભય પામેલા અશરણોના શરણ-ભવભયના નિવારક તમો છો. 'મારા તો આપજ એક શરણ થાવ' એવા શરણવરણમાત્રથી અનાદિ કાળથી કરાતા હજારોહજાર અપ-

१ 'सततमुखे' इति पाठान्तरम्।

૨ આ અધ્યાયમાં મુક્તાનંદાદિ મુનિજનોએ કરેલું ભગવદ્ગુણગાયન, ભગવાને કરેલો સ્વાધારણ દિવ્ય ઐશ્વર્યનો પ્રકાશ અને જુદી જુદી તિથિએ કરેલું ચરિત્ર અનુવર્ણવ્યું છે.

शरणे भवभयहरणे बहुतरकरुणालये । सुरकरचरिते मुनि वरविदिते गुणगणवरुणालये रमतां० ॥२॥ धृतसितवसने कृत मितहसने रुचिरचिकुरराजिते । शशिनिभवदने द्युतिजि तमदने सकलसुरसभाजिते रमतां० ॥३॥ प्रविततनयने क्षण जितजयने विविधकुसुमहारके । ततततरदलिके कृतवरतिलके

---

રાધોને વિસારી દઇને પ્રસન્ન થાઓ છો, કેમકે તમો નિરવધિ નિરૂપધિ કરૂણાના નિધિ છો વળી તમારા જ્ઞાન શક્તિ આદિક કલ્યાણ ગુણો અસ ખ્યાત છે તથા તમારૂં તે ગુણોને અનુગુણ દિવ્ય ચરિત્ર શ્રોતા જનોને મહાસુખ આપનારૂં છે આવા દિવ્ય ચરિત્રવાળા, સર્વના સાચા સખા, સુખમય આપને પરાશરાદિક તથા મરીચ્યાદિક મુનિવરો જાણે છે તેમણે તમો યથાર્થપણે જાણ્યા છો 'सततमखे' એવો પાઠ હોય તો જે આપના પ્રીણનલક્ષણજ સમગ્ર મખો (યજ્ઞો) સર્વત્ર સદા પ્રવર્તે છે એટલે સર્વાંતરાત્મા સર્વશરીરક આપજ તેતે યજ્ઞાદિ કર્માવડે આરાધન કરાઓ છો અથવા નિરંતર વિષ્ણુયાગાદિ મખ-યજ્ઞોને પ્રવર્તાવનારા છો ॥૨॥ હવે જગદુપકારાર્થે માનુષ વેષને સમલકૃત કરી રહેલા ભગવાનની દિવ્યાકૃતિ શોભાને સ્મરણ કરતા થકા પ્રાર્થના કરેછે—મંદહાસવડે મધુર મુખકમળવાળા, અતિસુંદર શિર કેશવડે સમલંકૃત, પૂર્ણચંદ્રવત્ આહ્લાદ-કારી વદનવાળા, કામદેવને તિરસ્કાર કરનારી શરીરકાંતિથી સમલંકૃત, વિશાળ વિલોચનવડે વિરાજમાન, કિંચિત્ ઉન્નત વિશાળ ભાલથી શોભ માન, વિશાળ ભાલમા કરેલા કુંકુમચંદ્રકે સહિત ઉર્ધ્વપુંડ્ર તિલકવડે અલ કૃત, વિવિધ પુષ્પહારોવડે વિરાજીત વક્ષ સ્થળવાળા, સમસ્ત સુરગણોએ સપૂજેલા દિવ્યમૂર્તિ તમારે વિષે મારૂં મન સતત રમો વળી ક્ષણમાત્રમા જીત્યોછે જગજ્જેતા કામક્રોધાદિવર્ગ જેમણે, નિજજનોને સુખ કરનારા, આત્યંતિક સુખના એક ધામભૂત, કાળમાયાદિ મહાભયને ટાળનારા, સમગ્ર અસુરોને મતિમોહ કરનારા, આશ્રિતોના અનાદિસંચિત પાપસચ યના નિવારણપરાયણ ઐહિક આમુષ્મિક સુખને સંપાદન કરી આપ

निजजनसुखकारके रमतां० ॥४॥ परसुखनिलये परदरविलये सुररिपुमतिमोहने । अघचयहरणे सुखचयकरणे निगमगरसदोहने रमतां० ॥५॥ हृतसुरशमले करधृतकमले परिधृतपुरुभूषणे । कलियलकदने शुभमतिसदने परिहृतनिजदूषणे रमतां० ॥६॥ प्रशमितकोपे कृतमदलोपे मुनिवरगणनन्दिते । अतिमृदुहृदये निजजनसदये सुरनरमुनिवन्दिते रमतां० ॥७॥ गीत्वेति पट्पदीमादौ पद्यैः स प्राकृतैस्ततः । गायति स्म गुणान्भक्त्या वासुदेवस्य भूपते ! ॥८॥ ब्रह्मानन्दादयश्चान्ये मुनयो गानकोविदाः । तमेवानुजगुः प्रीत्या कुर्वन्तः स्वरपूरणम् ॥९॥ आरब्धे

નારા, વેદગત સારને પ્રકાશ કરનારા, સકળ સુરગણોના દુઃખને હરનારા, કળિબળને નિજજનોના અંતઃકરણ થકી નિવૃત્ત કરનારા, શુભ-કલ્યાણોપયોગી મતિને આપનારા, (શુભ સંકલ્પના એક સ્થાનભૂત) કામાદિ કલુષતા કાઢી નાંખીને નિજજનોના મનની નિર્મળતા કરી આપનારા, લીલાકમળથી અલંકૃત કરકમળવાળા, અંગમાં શ્વેત દિવ્ય વસ્ત્રોને ધારી રહેલા, વિવિધ દિવ્ય વિભૂષણોને ધારી રહેલા, એવા આપને વિષે મારૂં મન નિત્ય રમ્યા કરો ॥૩-૬॥ વળી સદુપદેશવડે સમાશ્રિતોના કામ-ક્રોધ-મદ-માત્સર્ય આદિક દોષોને શમાવી દેનારા, મહામુનિમંડળોએ પરિચર્યા આચરીને આનંદ પમાડેલા અથવા મુનિમંડળોને દર્શનદાનાદિવડે આનંદિત કરનારા, પરપીડા નહિ સહન કરવાના સ્વભાવવાળા હોવાથી અતિમૃદુળ હૃદયવાળા, માટેજ નિજજનોવિષે વિશેષપણે પ્રસરતી દયાએ કરીને સમુત્તરંગિત મનવાળા, સકળ સુર-નર-મુનિમંડળોએ વારંવાર વંદના કરેલા, તમારે વિષે મારૂં મન નિરંતર રમો ॥૭॥ હે ભૂપતે ! આ પ્રકારે પ્રથમ પટ્પદીનું ગાન કરીને પછી પ્રાકૃત પદ્યો (કીર્તનો) વડે આ વાસુદેવ ભગવાન શ્રીહરિના દિવ્ય ગુણોને ભક્તિથી ગાવા લાગ્યા ॥૮॥ તે સમયે બીજા બ્રહ્માનંદાદિ ગાયનકુશળ મુનિઓ પ્રીતિથી સ્વરપૂરણ કરતા થકા મુક્તાનંદમુનિની પાછળજ ગાવા લાગ્યા ॥૯॥ મુનિઓએ ગાયનનો આરંભ કરતાં, સ્વયં શ્રીહરિ સત્રુટિ (ચપટીએ સહિત) કર-

गायने तैश्च हरिः सदयया दृशा । पर्यैक्षत निजान्भक्तान्ददत्तालं करेण च ॥१०॥ सहस्रशस्तत्र नराश्च नार्यः समाधिमापुः कृपयैव तस्य । अलौकिके ह्यक्षरधाम्नि ते च तमेव कोट्यर्करुचिं ह्यपश्यन् ॥११॥ चतुर्भुजं चाष्टभुजं च केचित्तं वै द्विबाहुं ददृशुश्च केचित् । तत्तन्महाधामसु तत्तदीयैः संसेवितं शक्तिसमृद्धिभृत्यैः ॥१२॥ व्युत्थाय ते यद्यदलौकिकं स्वे हृदम्बरेऽचक्षत तत्तदेव । सम्पृच्छ्यमानान्बहुधा स्वबन्धून्यथावदूचुः किल तत्र तत्तत् ॥१३॥ सन्दिग्धचित्ताश्च तदीश्वरत्वे ये केचिदासन्प्रथमं जनास्ते । आश्चर्यमालोक्य निशम्य चैतत् सर्वेश्वरं तं विविदुर्यथावत् ॥१४॥

---

કમળવડે તાળ દેતાથકા, પ્રેમગર્ભિત કૃપાદૃષ્ટિવડે તે પોતાના સર્વ ભક્તોને સભામાં ચોતરફ ભાળીને પોતાના દિવ્ય સ્વરૂપનો સાક્ષાત્કાર સર્વ ભક્તોને સંપાદન કરાવા કૃપાથી તેમણે કોઈપણ શુભ સંકલ્પ કર્યો ॥૧૦॥ તે સમયે તે હજારોહજાર નરનારી હરિજનો તે સભામાં તે શ્રીહરિની તે કૃપાથીજ સંપન્ન સમાધિવાળા થતાં, તેઓએ અલૌકિક અક્ષર ધામમાં વિરાજમાન, કોટિસૂર્યસમાન પ્રકાશમાન તે શ્રીહરિનેજ જોયા ॥૧૧॥ વળી એજ શ્રીહરિને વૈકુંઠ શ્વેતદ્વીપાદિ તેતે દિવ્ય મહા ધામોમાં પોતાની અસાધારણ શક્તિઓ, (લક્ષ્મી આદિક) સમૃદ્ધિઓ (અણિમાદિ ઐશ્વર્યો) અને ભૃત્યો (વિષ્વક્સેન વિગેરે પાર્ષદો)થી વિંટાએલા કવચિત્ ચતુર્ભુજ તો કવચિત્ અષ્ટભુજ તો કવચિત્ દ્વિભુજ તો કવચિત્ સહસ્ત્રભુજપણ જોયા ॥૧૨॥ તે પછી તે સમસ્ત જનો સમાધિ થકી ઉઠીને પોતપોતાના હૃદયારવિંદમાં સાક્ષાત્ કરેલું તેમનું અલૌકિક દિવ્ય અદ્ભુત રૂપૈશ્વર્યાદિ જે જે રીતે સાક્ષાત્ કર્યું હતું તે તે રીતે તે મહાસભામાં પુછતા પોતાના પિતાપ્રમુખ બન્ધુઓને યથાર્થપણે બહુધા બહુ હર્ષથી કહેવા લાગ્યા ॥૧૩॥ જે કોઈ જનો પ્રથમ પ્રભુના પ્રભાવને નહિ જાણતા હોવાથી તેમના પારમૈશ્વર્યમાં સંદિગ્ધ ચિત્તવાળા હતા તેઓ તે આશ્ચર્યમય રૂપૈશ્વર્યાદિકને સાક્ષાત્ કરીને અને પરસ્પર સાંભળીને, સંશયે રહિત થઈને 'આજ સર્વેશ્વર પુરૂષોત્તમ છે' એવો વિનિશ્ચય કરીને અનન્ય મનથી તે

सम्बन्धिनः स्वान्भगवत्सकाशान्नेतुं गृहांस्तत्र समागता ये । ते दुष्टजीवा अपि तत्प्रतापं दृष्ट्वैव तस्याश्रयमाशु चक्रुः ॥१५॥ आनन्दयित्वेति जनाञ्जनेशः स्वं स्वं निवासं प्रति गन्तुमेव । आदिश्य रम्यं पटमण्डपं स्वं समेत्य तस्मिन्निपसाद दैविः ॥१६॥ स एवमेव प्रतिवासरं स्वानानन्दयन्भक्तजनान् समेतान् । उवास तत्राखिलसौख्यकारी यशः स्वकीयं प्रथयन्पृथिव्याम् ॥१७॥ यावन्त्यहानि भगवान्न्यवात्सीत्तत्र पत्तने । दिने दिनेऽधिकं तत्र स्नेहो नृणामवर्धत ॥१८॥ तत्तद्देशीयलोकानां तत्र पाकक्रिया अपि । प्रत्यहं नूतना आसन्नुत्तरोत्तरसद्रसाः ॥१९॥ कस्मिंश्चिद्दिने सभायां स प्रोचे वर्णाश्रमोचितान् । धर्मान्वेदेन विहितान् कृष्णभक्तिसमन्वि-

श्रीहरिने ભજવા લાગ્યા ॥૧૪॥ જે કોઈ જનો પ્રકૃતિથી ભગવાન વિષે વિદ્વેષી હોઈને, હઠ કરીને ભગવદ્દર્શનાર્થે આવેલા પોતાના સબન્ધિ જનોને ભગવાન થકી પોતાને ઘેર પાછા તેડી જવા વૃત્તાલયમા આવ્યા હતા તે દુષ્ટ ચિત્તવાળાઓપણ તેમનીજ કૃપાથી તેમના અદ્ભુત રૂપૈશ્વર્યાદિને સાક્ષાત્ કરીને તત્કાળ તે શ્રીહરિના શરણને પામીને અનન્ય મનથી ભજવા લાગ્યા ॥૧૫॥ હે રાજન્! એરીતે સર્વ લોકના એક નાથ ધર્મસુત શ્રીહરિ પોતાના અસાધારણ ઐશ્વર્યનો સાક્ષાત્કાર કરાવાવડે સર્વ જનોને આનદ આપીને, તેમને પોતપોતાને ઉતારે જવાની આજ્ઞા આપીને પોતે રમણીય પટમડપે (તબુ) આવીને, તેમા ઢાળેલા ઢોલીયા ઉપર વિરાજમાન થયા ॥૧૬॥ સર્વજનસુખકારી ભગવાન શ્રીહરિ પૂર્વોક્ત પ્રકારેજ પ્રતિદિન પુષ્પદોલોત્સવ ઉપર આવેલા પોતાના ભક્તોને આનદ આપતા અને પોતાનુ યશ સર્વત્ર પ્રખ્યાપન કરતા થકા તે વૃત્તાલયમા કેટલોક કાળ રહ્યા ॥૧૭॥ ભગવાન્ વૃત્તાલય પત્તનમા જેટલા દિવસો રહ્યા તેટલા દિવસોમા પ્રતિદિન પૌર જનોનો ભગવાન વિષે ભક્તિરસ અધિક અધિક વૃદ્ધિ પામતો ગયો ॥૧૮॥ વૃત્તાલયપુરમા તે તે દેશના ભક્તજનોની શ્રીહરિસહિત મુનિજનોના તર્પણાર્થ કરાતી રસોઈઓપણ પ્રતિદિન નવીન નવીન અને ઉત્તરોત્તર અધિક સુસ્વાદુ રસવાળી થઈ હતી ॥૧૯॥ ભગવાન શ્રીહરિ તે સભામા કોઈ દિવસે વર્ણાશ્રમોચિત વેદવિહિત ભક્તિસહિત ધર્મોનુ સ્વરૂપ, તો કોઈ દિવસે

तान् ॥२०॥ कस्मिंश्चिद्दिवसे ज्ञानं वैराग्यं च क्वचित्प्रभुः । भक्तिं
निरूपयामास क्वचित्सदसि लक्षणैः ॥२१॥ राजनीतिं क्वचित्प्राह
दानधर्मांश्च कुत्रचित् । मोक्षधर्मान् क्वचित्प्राह स्त्रीधर्मांश्च स ई-
श्वरः ॥२२॥ क्वचित्साङ्ख्यं क्वचिद्योगं पञ्चरात्रं च कर्हिचित् । धर्मान्
परमहंसानां क्वचित्सदसि सोऽब्रवीत् ॥२३॥ प्रायश्चित्तविधिं प्राह
क्वचित् पापापनुत्तये । आपद्धर्मांश्च सर्वेषां स जगाद क्वचित्प्रभुः
॥२४॥ पूर्णकामोऽपि भगवाननुकुर्वन्नृनाटनम् । वर्णाश्रमोचित
धर्ममाचचार स्वयं सदा ॥२५॥ व्रतोपवासनियमान् यथाकाल
यथोचितम् । जनानां शिक्षणार्थं वै चकार स्वयमीश्वरः ॥२६॥
चैत्रशुक्लप्रतिपदि वत्सरारम्भवासरे । ब्रह्मात्मवासुदेवस्य कार-
यामास पूजनम् ॥२७॥ गोदानं स्वर्णदानं च विप्रसन्तर्पणं तथा ।
मन्वादितिथिमुख्यायां तृतीयायामचीकरत् ॥२८॥ तस्यां तिथौ

---

જ્ઞાન ભક્તિ વૈરાગ્યનુ પૃથક્ પૃથક્ લક્ષણવિવેચન, તો કોઈ દિને સભામા રાજનીતિ, તો કોઈ દિને દાનધર્મનુ સ્વરૂપ, તો કોઈ દિને મોક્ષધર્મો, તો કોઈ દિવસે સ્ત્રીધર્મો, તો કોઈ દિવસે સાખ્યજ્ઞાન, તો કોઈ દિવસે યોગ જ્ઞાન, તો કદાચિત્ પાચરાત્ર રહસ્ય, તો કદાચિત્ પારમહસ્ય ધર્મો, તો ક્વચિત્ નિ શ્રેયસસાધનમા ઉપયોગી અન્ય અશોનો આદેશ આપી રહ્યા હતા ॥૨૦-૨૩॥ વળી પ્રભુ શ્રીહરિએ સભામા કોઈ દિવસે પાપ વિનાશક પ્રાયશ્ચિત્તવિધિ તો કોઈ દિવસે સર્વ જનોના આપદ્ધર્મો ઉપદેશ્યા હતા ॥૨૪॥ સ્વય ભગવાનપણ નૃનાટ્યને અનુકરણ કરતા થકા, અકામ પૂર્ણકામ છે તથાપિ વર્ણાશ્રમોચિત કર્મને આદરથી સદાય આચરતા હતા ॥૨૫॥ અને વ્રતોપવાસ નિયમોને સમસ્ત સમાશ્રિતોને શિખવવા સારૂ યથાકાળ યથોચિત સ્વય કરતા હતા ॥૨૬॥ સવત્સર સમારભ દિવસ ચૈત્ર શુકલ પડવાએ આ જગતના સ્રષ્ટા વાસુદેવાત્મક બ્રહ્માની પૂજા કરાવી 'चैत्रे मासि जगद्ब्रह्मा ससर्ज प्रथमेऽहनि' એમ બ્રહ્મપુરાણમાં કહ્યુ છે અર્વાચિન દેવોનુ વાસુદેવાત્મકપણે જે પૂજન તે મુમુક્ષુ જનને સમુચિત છે, માટે પૂજન કરાવ્યુ ॥૨૭॥ મન્વાદિ તિથિઓમા મુખ્ય ચૈત્ર શુક્લ તૃતીયા તિથિએ ગોદાન સુવર્ણદાન તથા બ્રાહ્મણભોજન કરાવ્યુ ॥૨૮॥

भगवतः स च मत्स्यमूर्तेः पूजामहोत्सवमपि क्षितिपाल ! सम्यक् । शास्त्रोदितेन विधिनैव विधाप्य भुक्त्वा गन्तुं च दुर्गपुरमीश्वर उद्यतोऽभूत् ॥२९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे वृत्तालयदोलोत्सवे नानातिथिकृतचरित्रनिरूपणनामा त्रिषष्टितमोऽध्यायः ॥६३॥

सुव्रत उवाच—तावद्राजन्पुरादेत्य गोस्वामी भक्तिमान् द्रुतम् । नाम्ना नारायणगिरिः प्रार्थयामास तं प्रभुम् ॥१॥ आतिथ्यं कर्तुमिच्छामि श्वोऽहं सह मुनेस्तव । मनोरथमिमं स्वामिन्मम सम्पूरय प्रभो ! ॥२॥ इति सम्प्रार्थितस्तेन भक्तवत्सल ईश्वरः । तथेत्युवाच तावत्तं पौरा अन्येऽप्युपाययुः ॥३॥ कुबेरो यौवनाश्वश्च जूपमूलजिदादयः । नमश्चक्रुः प्रभुं भक्त्या तं कुबेर उवाच च ॥४॥

હે ક્ષિતિપાળ ! તેજ તિથિએ મત્સ્યાવતાર ભગવાનનો પૂજામહોત્સવપણ યથાવિધિ સારી રીતે કરાવીને, પૂજાને અંતે ક્રમપ્રાપ્ત ઇચ્છારામના ઘરમાં ભોજન કરીને દુર્ગપુર પ્રતિ પ્રયાણ માટે તત્પર થયા ॥૨૯॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...તૃતીયપ્રકરણે વૃત્તાલયદોલોત્સવે નાનાતિથિકૃતચરિત્રનિરૂપણનામા ત્રિષષ્ટિતમોઽધ્યાયઃ ॥૬૩॥

## [1]અધ્યાય ૬૪ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! જેટલાકમાં જવાનો ઉદ્યમ આદર્યો તેટલાકમાં નારાયણગિરિ નામના ભક્તિમાન્ ગોસ્વામી પુરથકી એકદમ આવીને તે પ્રભુ શ્રીહરિની પ્રાર્થના કરવા લાગ્યા કે–હે સ્વામિન્ ! મુનિમંડળે સહિત આપનું આતિથ્ય આવતી કાલે કરવા હું ઇચ્છું છું, તો હે પ્રભો ! આ મારો મનોરથ પરિપૂર્ણ કરવાને આપ હાલ યોગ્ય છો ॥૧॥ હે રાજન્ ! આ પ્રકારે ગોસ્વામીએ પ્રાર્થના કરેલા ભક્તવત્સળ પરમેશ્વર શ્રીહરિએ 'તથાસ્તુ' એમ તેમની પ્રાર્થના સ્વીકારી. તેટલાકમાં કુબેર પટેલ જોબનપગી જૂપોપગી મુળજી આદિક બીજાપણ પૌરભક્તો પ્રભુ પાસે આ-

१ આ અધ્યાયમા પુષ્પદોલાદિ ઉત્સવ કરીને ભગવાનનું દુર્ગપુરમાં પ્રત્યાગમન નિરૂપણ કર્યું છે.

अत्रागतस्य ते स्वामिंस्त्रयोविंशतिवासराः । गतास्तत्राऽऽद्यदिवसे यौवनाख्यमनोरथः ॥५॥ पाकस्वीकरणेनैव त्वया सम्पूरितः प्रभो ! । देशान्तरीयलोकाश्च ततः सन्तोषितास्त्वया ॥६॥ भक्ता वयमपि स्वामिन्भवामस्तव सेवकाः । अननुगृह्य तान् यानं तव नैवोचितं किल ॥७॥ किञ्च जन्मोत्सवतिथिर्निकटेऽस्त्यागता तव । तत्र त्वदर्चनं स्वामिन्कर्तुमिच्छाऽस्ति नो हृदि ॥८॥ विमलोत्सवपर्यन्तं ततः स्थातुमिहार्हसि । इति सम्प्रार्थितो भक्तैस्तथेत्याह हसन्प्रभुः ॥९॥ ततः स न्यवसत्तत्र भक्तान्सन्तोषयन्निजान् । उपावसन्नवम्यां च मध्याह्ने राममार्चयत् ॥१०॥ तेऽथ भक्तजनाः सर्वे तस्य जन्मदिनं हि तत् । विदन्तः परया प्रीत्या तमानर्चुः

વીને પ્રીતિથી પ્રણામ કરવા લાગ્યા તેમા કુબેર પટેલ પ્રણામ કરીને એમ બોલ્યા કે-॥૨-૪॥ હે ભગવન્ ! અહીયા આવ્યા આપને તેવીશ દિવસો વ્યતીત થયા, તેમા જોબનપગીનો મનોરથતો પ્રથમ દિવસેજ તેમની રસોઈ સ્વીકારીને આપે સંપૂર્ણ કર્યો. તદનન્તર દેશાતરના હરિજનોના મનોરથના પરિપૂરણમા પ્રવર્તેલા આપને મારો મનોરથ પરિપૂર્ણ કરવાનો અવસર આટલે પણ કાળે કરીને પણ મળ્યો નહિ હે સ્વામિન્ ! અમો પણ આપના સેવક અનન્ય ભક્તો છીએ તેવા અમારી ઉપર રસોઈ સ્વીકારવારૂપ અનુગ્રહ નહિ કરીને અહીંથી દુર્ગપુરપ્રતિ પ્રયાણ આપ દયાનિધિ ભક્તજનવત્સળને ઉચિત નથીજ વળી હે સ્વામિન્ ! આપનો આવિર્ભાવમહોત્સવ દિવસતો ( ચૈત્ર શુક્લ નવમી ) નજીકમાંજ આવે છે તે દિવસે અમો સર્વે આપનુ અર્ચન કરવા હૃદયથી ઇચ્છિએ છીએ તો તમો ચૈત્રશુક્લ વિમળા એકાદશીના મહોત્સવસુધી અહીં રહેવાને યોગ્ય છો હે રાજન્ ! એરીતે કુબેરાદિ ભક્તોએ પ્રાર્થના કરેલા ભક્તાધીન ભગવાન્ હસતા થકા 'તથાસ્તુ' એમ બોલ્યા ॥૫-૯॥ તદનંતર શ્રીહરિ નિજભક્તોને સદુપદેશાદિવડે સતોષ પમાડતા થકા વૃત્તાલય પુરમા સુખેથી રહ્યા અનંતર રામનવમીએ શ્રીહરિએ વ્રતોપવાસ કરીને મધ્યાહ્ન સમયે રામચદ્ર ભગવાનનુ યથાવિધિ પૂજન કર્યું ॥૧૦॥ તેપછી સમસ્ત ભક્તજનોએ 'રામનવમીદિન શ્રીહરિનો જન્મદિન છે' એમ જાણીને તે દિવસે

समुत्सुकाः ॥११॥ वस्त्रैर्नवीनैश्चानर्घ्यैश्चन्दनेन सुगन्धिना। पौष्पै-
र्मनोहरैर्हारैर्हैमरत्नविभूषणैः ॥१२॥ नीराजनेन महता स्तुत्या
नत्या च सादरम्। तं सम्पूज्य निराहारं व्रतं चक्रुः सजागरम्
॥१३॥ तत्प्रीतये दशम्यां ते साधून् विप्रान् यथाधनम्। सद्भो-
ज्यैस्तर्पयामासुर्दानानि च ददुर्नृप !॥१४॥ हरिश्च बहुशो विप्रा-
न्सम्भोज्याकृत पारणाम्। महान्तमुत्सवं चक्रे ततस्त्वेकादशी-
दिने ॥१५॥ लक्ष्म्या युतं वासुदेवं सौवर्णं भद्रमण्डले। राजोप-
चारैर्विविधैर्यथाविधि पुपूज सः ॥१६॥ उपवेश्याथ दोलायां पुनः
सम्पूज्य तं ततः। महानीराजनं कृत्वा समान्दोलयति स सः
॥१७॥ मुहूर्तान्ते च तां पूजां समाप्याभ्यर्च्य वाडवान्। चकारो-
पोषणं स्वामी भक्तैः सह च जागरम् ॥१८॥ द्वादश्यां विधिव-
त्कृत्वा पारणां प्रातरेव सः। प्रयाणायाश्ववारान्स्वान् पद्गांश्चा-
ज्ञापयद्द्रुतम् ॥१९॥ कतिचिन्मुनियूथानि गन्तुं देशान्तराणि सः।

બહુ ઉત્સાહપૂર્વક પરા પ્રીતિથી તેમની પૂજા કરી ॥૧૧॥ મહામૂલ્ય નવીન વસ્ત્રો, સુગન્ધિ ચંદન, મનોહર પુષ્પહારો, રત્નજડિત સુવર્ણમય વિવિધ વિભૂષણો, મહાનીરાજન, (આરતી) સ્તુતિ, નમસ્કાર આદિક ઉપચારોવડે ભગવાન્ શ્રીહરિની પૂજા કરીને આદરસહિત નિરાહારવ્રત જાગરણસહિત કર્યું ॥૧૨-૧૩॥ હે નૃપ! અનંતર તે ભક્તોએ તે દશમીદિવસે તે ભગવાનની પ્રસન્નતા માટે તે સાધુ વિપ્રોને ઉત્તમ ભોજ્યાન્નવડે તૃપ્ત કર્યા અને યથાધન બહુ દાનો દીધાં ॥૧૪॥ શ્રીહરિએપણ બહુ બ્રાહ્મણોને પૂજી જમાડીને પારણા કર્યાં તદનતર એકાદશી દિવસે મોટો ઉત્સવ કર્યો ॥૧૫॥ (તેને કહેછે-) સર્વતોભદ્રમંડળમાં લક્ષ્મીસહિત સુવર્ણમય વાસુદેવમૂર્તિની સ્થાપના કરી, યથવિધિ વિવિધ રાજોપચારોવડે પૂજા કરીને, તેમને પારણામા પધરાવીને ફરીથી પૂજા કરી આરતી ઉતારીને, મુહૂર્ત હિંદોળીને પછી મુહૂર્તને અંતે પૂજાને પરિસમાપ્ત કરીને, સમગ્ર બ્રાહ્મણોની પૂજા કરીને ભક્તો સાથે ઉપોષણવ્રતપૂર્વક જાગરણવ્રત કર્યું ॥૧૬-૧૮॥ અનતર દ્વાદશીએ વિધિસર પારણાં કરીને જલદી પ્રયાણ માટે પોતાના અશ્વવારો અને પદાતિઓને 'તમો તૈયાર થઈ જાવ' એમ આજ્ઞા કરી ॥૧૯॥

आदिदेशाथ कतिचित्सह स्वेनागमाय च ॥२०॥ आज्ञाप्य भृत्यान्
सहयायिनः स्वान्स उच्चपीठे ह्युपविश्य हैमे । सम्पूज्यमानोऽ-
खिलभक्तसङ्घैर्भक्तप्रियस्तान्प्रभुरादिदेश ॥२१॥ शृण्वन्तु सर्वे पुर-
पाश्च योषा निजं निजं देशमितो भवन्तः । गच्छन्तु मार्गे ह्यति-
सावधाना भवन्तु कृष्णं हृदि धारयन्तः ॥२२॥ एवमादिश्य
तान्सर्वान्भगवान्करुणानिधिः । जय श्रीसच्चिदानन्देत्युच्चार्य
हयमारुहत् ॥२३॥ पाश्चात्यैरश्ववारैश्चपलतरहयैरन्वितो वेष्टने
ऽसौ पुष्पापीडान्विचिनान्सिततिलकवरे कौङ्कुमं चन्द्रकं च ।
कण्ठे हाराननेकान् दधदखिलजनैर्वीक्ष्यमाणोऽश्रुनेत्रैः शृण्वन्

---

તે સમયે મુનિમંડળોમા કેટલાંક મુનિમંડળોને દેશાતરમાં ઉપદેશ આપવા
જવાની આજ્ઞા કરી અને કેટલાકને પોતાની સાથે દુર્ગનગર આવ-
વાની આજ્ઞા કરી ॥૨૦॥ સહાનુયાયી પોતાના સેવકોને 'તમો સર્વે તૈયાર
થાવ' એમ આજ્ઞા કરીને, પ્રયાણતત્પર થએલા ભક્તપ્રિય પ્રભુ શ્રીહરિ
સ્વય પ્રયાણસમયને સમુચિત વસ્ત્રાદિ પહેરવાપૂર્વક સભામાં સુવર્ણમય
સમુન્નત સિંહાસનમા ક્ષણમાત્ર બેસીને, સર્વ ભક્તોએ પ્રણામપૂર્વક
પૂજન કર્યા થકા તેમના પ્રતિ પ્રીતિથી એમ ઓટ્યા કે-॥૨૧॥ હે ભક્તા !
તમો સર્વે સ્ત્રીપુરૂષો સાવધ મનથી સાભળો તમારા સર્વેની પરમા ભક્તિથી
હું પ્રસન્ન થયો છુ હું હમણા વિશેષપણે આજ આદેશ કરૂં છુ કે-સદૈવ
હૃદયમાં શ્રીકૃષ્ણને ધારણ કરો. અહીંથી સ્વદેશ પ્રતિ જતાં માર્ગમા પણ
તે શ્રીકૃષ્ણનુજ સ્મરણ કરવાપૂર્વક તેમના નાગોનુ કીર્તન કરતાથકા પોત
પોતાના દેશપ્રતિ અતિસાવધાન થઇને જાઓ ॥૨૨॥ હે રાજન્ ! એરીતે
કરૂણાનિધિ ભગવાન્ સર્વ ભક્તસઘોને આજ્ઞા કરીને 'જય સચ્ચિદાનંદ'
એમ ઉચ્ચ સ્વરથી ઉચ્ચારીને ત્યાથી ઉઠીને પોતાના ઘોડા ઉપર બેઠા ॥૨૩॥
શ્રીહરિની પ્રયાણસમયની શોભાને કહેછે—પ્રકૃતિથી અતિચપળ અશ્વો
ઉપર ચઢી બેસીને ચોમેર ફર્યા કરતા પશ્ચિમદેશીય સોમ સૂરાદિ અશ્વવા
રોથી વિંટાએલા, વિચિત્ર પુષ્પતોરાઓથી સમલકૃત મહામૂલ્ય શિરોવે-
ષ્ટન વસ્ત્ર (પાઘ-મોળીયું)વડે શોભમાન, કરેલા શ્રેષ્ઠ કેસરીયા તિલકવિ-
શેષમા (અર્ચા-આડ) કુંકુમચન્દ્રકને ધારી રહેલા, કંઠમાં અનેક મુક્તાહારો

गीतं सवाद्यं शशिनिभवदनो निर्ययौ भक्तसङ्घात् ॥२४॥ अनुयातो नराग्नारीर्दृष्ट्वाथ च हरिर्वहून् । न निवर्तयितुं शक्तो बभूव करसंज्ञया ॥२५॥ पार्ष्णिस्पर्शाद्राविनेन ततोऽश्वेनैकलः स्वयम् । जगाम भक्तदृष्टीनामतिदूरे स सत्वरम् ॥२६॥ यावद्दृष्टिवलं दृष्ट्वा न्यवर्तन्त च ते जनाः । ध्यायन्तस्तं साश्रुनेत्राः स्वं स्वं देशं ततो ययुः ॥२७॥ रामप्रतापमुख्यास्तु तदा साकेतवासिनः । आज्ञयैव हरेर्जग्मुर्वाहनैः किञ्चिदग्रतः ॥२८॥ पाश्चात्यानश्ववारादीन्समेत्याथ हरिः स च । गच्छन्दुर्गपुरं मार्गे भालदेशमुपाययौ ॥२९॥ तत्र बद्धाञ्जलिपुटान्मार्गमावृत्य संस्थितान् । जनान्सहस्रशोऽपश्यद्भगवान्प्रहसन्मुखः ॥३०॥ नमस्कृत्य प्रभुं तेऽथ वल्गां तस्य च

પુષ્પહારોને ધારી રહેલા, અશ્રુપૂર્ણ નેત્રવાળા સકળ ભક્તલોકોએ નિરીક્ષણ કરાતા, ગીત વાદ્ય વિગેરેને સાભળતા, તે આ ચદ્રવદન ભગવાન્ ભક્તસઘ થકી નિકળ્યા ॥૨૪॥ અનતર પોતાને પ્રેમપ્રકર્ષથી પાછળ વળાવા આવતા હજારોહજાર નરનારી ભક્તજનોને જોઇને, હસ્તસજ્ઞાથી રોકવા છતાપણ તેમને પાછા વાળવા અશક્ય સમઝીને શ્રીહરિએ પેનીના સ્પર્શથી પોતાના વાહનભૂત અશ્વને વિશેષ દોડાવ્યો અશ્વવરને વિશેષ દોડાવતા પોતે એકાકી ભગવાન્ ભક્તજનોના દૃષ્ટિમાર્ગ થકી બહુ દૂર પ્રદેશમા એકદમ જતા રહ્યા અનતર નયનપથ થકી બહુ દૂર ગએલા તે શ્રીહરિને જ્યા સુધી દૃષ્ટિ પ્રસરે ત્યાસુધી નિહાળીને, પછીથી નિહાળતા અસમર્થ થતા તે ભક્તજનો ત્યાથી પાછા વળીને, તેમનુજ પોતપોતાના મનમા ધ્યાન કરતા થકા વિરહશોકથી આવેલા આસુઓથી વ્યાપ્ત નેત્રવાળા થઇને પોતપોતાના દેશપ્રતિ ગયા ॥૨૫-૨૭॥ અયોધ્યાવાસી રામપ્રતાપપ્રમુખ શ્રીહરિના સબન્ધિઓ તો તેમનીજ આજ્ઞાથી રથાદિ વાહનોમા બેસીને તેમના થકી કિંચિત્ આગળ ગયા હતા ॥૨૮॥ અનતર વેગથી અશ્વ દોડાવીને સર્વેની આગળ ગએલા શ્રીહરિ, ક્ષણમાત્રમા આવી પહોચેલા પશ્ચિમદેશીય અશ્વવારોને મળીને માર્ગમા તેમની સાથે ચાલતા માર્ગવશાત્ ભાલદેશને પામ્યા ॥૨૯॥ તે દેશમા પોતાને જવાનો રસ્તો રોકીને રહેલા, બે હાથ જેમણે જોડ્યા છે એવા તે દેશના હજારોહજાર ભક્તજનો મદમદ હસતા

वाजिनः। धृत्वा स्वं स्वं पुरं नेतुं हरिं सम्प्रार्थयन्भृशम् ॥३१॥ तान्निर्भर्त्स्य हरिर्गन्तुं नाशकद्भक्तवत्सलः। ततस्तेषां प्रियं कर्तुं तत्तत्पुरमगाच्च सः ॥३२॥ क्वचिदर्धं क्वचिच्चैकं क्वचिद्द्वे त्रीण्यपि क्वचित्। दिनान्युवास भगवान्भक्तानां प्रियकाम्यया ॥३३॥ एवं निवसतस्तस्य मास एकः क्षणो यथा। व्यतिचक्राम भक्तान्स्वान्भृशं तोषयतो हरेः ॥३४॥ अथोत्तमस्तु नृपतिर्निवसन्दुर्गपत्तने। हरेः प्रतीक्षया मासं दुःखेन महताऽनयत् ॥३५॥ अद्य श्वो वा परश्वो वा सायं वा प्रातरेव वा। हरिरायास्यतीत्येवं चिन्तयाऽन्यं निनाय च ॥३६॥ तृतीये मासि तु प्राप्ते भृशं चिन्तातुरो

તે ભગવાને જોયા ॥૩૦॥ અનંતર તે સર્વે જનોએ મહાપ્રભુને પ્રણામ કરીને તેમના અશ્વની લગામ પકડીને પોતપોતાના પુરપ્રતિ પ્રેમથી તેડી જવાની તીવ્ર ઇચ્છાથી અત્યંત પ્રાર્થના કરી ॥૩૧॥ તે આ શ્રીહરિ ભગવાન અપરાધીન છે તોપણ ભક્તપરાધીન હોવાથી તે હરિભક્તોને તિરસ્કાર કરીને દુર્ગપુર જવામાટે અસમર્થ હોઇને, તેમનું પ્રિય કરવા તેમની પ્રાર્થનાથી તેમના તેમના પુર ગ્રામપ્રતિ પધાર્યા ॥૩૨॥ ભગવાન શ્રીહરિ કોઈ ગામમા અર્ધો દિન, તો કોઈ ગામમા એક દિન, તો કોઈમાં બે દિવસ, તો કવચિત્ ત્રણ પણ દિવસો ભક્તજનોના મનોરથને અનુસારે તે તે દેશીય ભક્તોનું પ્રિય કરવાની ઇચ્છાથીજ રહ્યા ॥૩૩॥ એરીતે તે તે પુરગ્રામમાં નિવાસ કરતા, તે તે પોતાના ભક્તોને અતિશય આનંદ આપતા તે શ્રીહરિને એક માસ ક્ષણવત્ નીકળી ગયો ॥૩૪॥ અનંતર દુર્ગપત્તનમાં ભગવાન વિના એકલા રહેલા પરમ ભક્ત ઉત્તમ નૃપતિએ તો દિવસનેપણ કલ્પવત્ માનતા થકા જેમતેમ મહાદુઃખે કરીને એક માસ 'કેમ આટલો બધો વિલંબ થયો' એમ ભગવાન આવવાની રાહ જોતાં જોતાં નિર્ગમન કર્યો ॥૩૫॥ 'મારા નાથ સ્વામી શ્રીહરિ આજ કે કાલે કે પરમ દિવસે પ્રાત કાળેજ કે સાયંકાળેજ જરૂર આવશે' એવી પ્રતિક્ષણ આવવાની ચિંતા કરતાં કરતાજ એમને બીજોપણ માસ વીતિ ગયો ॥૩૬॥ ત્રીજો માસ બેસતાં તો તે આ ઉત્તમ નૃપ ભગવાનનો વિરહ ક્ષણમાત્રપણ સહન કરવા અસમર્થ થવાથી અત્યત ચિંતાતુર થઈ ગયા. ખાનપાનની

नृपः । भगवद्विरहं सोढुं नाशकत्क्षणमप्यसौ ॥३७॥ खानपानविहीनश्च चिन्तातप्तवपुर्नृपः । भूरिप्रजागरः पत्रीं लिलेखैकमनाः शनैः ॥३८॥ लिखित्वा स्वप्रणामादि लिलेख प्रार्थनां ततः । अतिक्रान्तैव मर्यादा भगवन् ! या त्वया कृता ॥३९॥ एतावत्कालपर्यन्तं प्राणा देहे कथञ्चन । स्थिता अतः परं त्वेते न स्थास्यन्तीति भाति मे ॥४०॥ सहनं त्वद्वियोगस्य नाहं कर्तुं क्षमः प्रभो ! । अत्रायाहि ततः शीघ्रं मामाकारय तत्र वा ॥४१॥ सविस्तरैतदर्थां तु लिखित्वा पत्रिकां नृपः । दूतेन प्रेषयामास सद्योऽसौ शीघ्रगामिना ॥४२॥ तस्मिन्नेव दिने दूतो गुम्फाख्यपुरमागमत् । हरिं प्राप्य ददौ तां च वाचयामास स प्रभुः ॥४३॥ सकलां वाचयित्वा

રૂચિએ રહિત, શ્રીહરિ નહિ આવવાની ચિંતાથી કૃશ શરીરવાળા, ઘણા ઉજાગરા જેમને થયા છે, (નિદ્રારહિત) માટેજ અસ્વાસ્થ્યને પામેલા ઉત્તમ નૃપે તદેકમન થઇ ધીમેથી એક પત્ર લખ્યો ॥૩૭-૩૮॥ ઉપમા લખવાપૂર્વક પોતાના પ્રણામાદિ લખીને, પછી આ પ્રાર્થના લખી કે-હે ભગવન્! આપનો વિશ્લેષ નહિ સહન થવાના સ્વભાવવાળા મારી આગળ જે આપે આવવાના કાળની મર્યાદા (એક માસે હું આવીશ) પ્રથમ કરી હતી તે તો વીતિજ ગઇ ॥૩૯॥ આપની આજ્ઞાને વશ વર્તીને અહીં રહેતાં મારા દેહમાં પ્રાણો જેમતેમ આટલા કાળપર્યંત મહાક્લેશથી રહ્યા છે. અતઃપર આ પ્રાણો નહીંજ રહેશે. પ્રાણના પ્રાણ આપ છો. તમારા વિના પ્રાણનજ કેમ સિદ્ધ થાય? હે પ્રભો! ઇતઃપર તમારો વિયોગ સહન કરવા હું અસમર્થ છું, તો જલદી અહીં આવવાને આપ યોગ્ય છો. અથવા મને આપની સન્નિધિમાં બોલાવી લ્યો ॥૪૦-૪૧॥ હે રાજન્! સવિસ્તર પૂર્વોક્ત અર્થ જેમાં વર્ણવ્યો છે એવો પત્ર ઉત્તમ રાજાએ લખીને ઉતાવળું ચાલનારા દૂતદ્વારા તત્ક્ષણજ મોકલી આપ્યો ॥૪૨॥ મોકલેલો દૂત જે દિને દુર્ગપુર થકી નીકળ્યો તે ને તેજ દિવસે ભાલદેશભૂપતિની રાજધાની ગાંફપુરને પામીને, તેજ દિવસે ત્યાં પધારેલા ભગવાનને રાજભવનમાં મળીને તેમના હાથમાં તે પત્ર આપ્યો. તે સમય પત્ર વાંચતાં તેનો તાત્પર્યાર્થ જાણીને, 'પોતાનું વિયોગદુઃખ ઉત્તમ રાજાએ

तां भगवान्करुणानिधिः । असह्यं स्वस्य विरहं तेनाबुध्यत निश्चितम् ॥४४॥ ततः सर्वाननुज्ञाप्य तस्मिन्नेव दिने निशि । अश्ववारैः कतिपयैः सहायाद्दुर्गपत्तनम् ॥४५॥ अरुणोदयवेलायां प्राप तत्पुरमीश्वरः । उपविष्टो बहिर्वेद्यां तच्छ्रुत्वोत्तमो नृपः ॥४६॥ अभ्यधावच्चदैवासावनुपानत्पदोऽपि च । प्राणं वपुरिव प्राप्य तमानन्दमवाप सः ॥४७॥ उत्तीर्याश्वाद्धरिरपि परिरेभे तमानतम् । कृशीभूतं च तद्देहं दृष्ट्वा विस्मयमाप च ॥४८॥ ततः साकं तेन हरिर्वेष्टितो निजपार्षदैः । प्राप्य स्ववसतिं स्थानं न्यषसत्त-

અસહ્ય છે' એમ નિશ્ચય કરીને કરૂણાનિધિ ભગવાન શ્રીહરિ તેજ દિવસે તેતે સર્વે ભાલદેશીય ભક્તજનોને પોતપોતાને ગામે જવાની અનુજ્ઞા આપીને, તેજ રાત્રિએ કેટલાક સોમવર્માદિ પાર્ષદોથી વીંટાઇને ચાલી નીકળતાં, અરૂણોદય વેળાએ દુર્ગપત્તનને પામ્યા ॥૪૩-૪૫॥ તે સમયે દરબારના દ્વારની સમીપની વેદિકા ઉપર (ડેલીએ) બેઠેલા ઉત્તમ નૃપતિ શ્રીહરિની પધારવાની વાર્તા તેમણે આગળ મોકલેલા અશ્વારમુખથી સાંભળીને, તત્ક્ષણજ પગરખાં પહેર્યા વિનાજ વેગથી શ્રીહરિને સન્મુખ દોડ્યા આ સામા દોડેલા ઉત્તમ રાજા મુખ્ય પ્રાણને પામીને વપુજ જેમ એમ તે ભગવાનને પામીને પરમાનંદ પામ્યા 'चन्द्र दृष्ट्वाऽम्बुधिरिव' એવો પાઠ લઇએ તો 'ચન્દ્રોદય દર્શનથી સમુદ્રજ જેમ આનંદને પામે છે તેમ' એવો અર્થ કરવો 'कोको दिनमिव प्राप्य' એવો પાઠ લઇએ તો 'કોકચંદ્રવાક પક્ષી (ચકવો) દિવસને પામીને આનંદને જેમ પામે છે તેમ' એવો અર્થ કરવો ॥૪૬-૪૭॥ શ્રીહરિપણ ઉત્તમ ભૂપને અભિમુખ દોડ્યા આવતા જોઇને અશ્વથકી ઉતરીને, પોતાના પાદપદ્મમાં પ્રણામ કરતા તેમને પ્રેમથી મળ્યા અને પોતાના વિરહથી કૃશ થઇ ગએલું તેમનુ શરીર જોઇને વિસ્મય પામ્યા ॥૪૮॥ તદનતર પરમાનંદપરિપૂર્ણ ઉત્તમ નૃપ અને પોતાના પાર્ષદોસાથે પોતાના નિવાસ સ્થાનને પામીને તે રાજાએ ભક્તિથી

१ 'चन्द्र दृष्ट्वाऽम्बुधिरिव' इति पाठान्तरम् । 'कोको दिनमिव प्राप्य' इति पाठान्तरम् ।

न्निवेदितः ॥४९॥ मानयित्वा भगवतो बन्धूंस्तमिव सादरम् । प्रासादे वासयामास स्वकीये स च भूपतिः ॥५०॥ एवं स भगवांश्चक्रे पुरि तत्र नृपोत्सवम् । अन्यानपीदृशानेव तत्र चक्रे स चोत्सवान् ॥५१॥ महोत्सवं यः परमं पवित्रं हरेरिमं संश्रृणुयात्पठेद्वा । तौ वाञ्छितार्थं सकलं लभेतां हरेः प्रसादात्परमं पदं च ॥५२॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे तृतीयप्रकरणे वृत्तालयदोलोत्सवे भगवतो दुर्गपत्तनप्रत्यागमननामा चतुःषष्टितमोऽध्यायः ॥ ६४ ॥

इति तृतीयप्रकरणं समाप्तम् ।

---

સેવા કર્યા થકા સુખેથી રહ્યા ॥૪૯॥ ભગવાનના બન્ધુ રામપ્રતાપાદિકને ભગવાનની પેઠેજ આદરપૂર્વક માન આપીને તે ઉત્તમ રાજાએ પોતાનાજ પ્રાસાદ (દરબાર)મા ઉતારો આપ્યો ॥૫૦॥ હે પ્રતાપસિંહ રાજન્! આ પ્રકારે સ્વામિનારાયણ ભગવાને વૃત્તાલયપુરીમાં પુષ્પદોલોત્સવ અને બીજાપણ તેવાજ બહુ ઉત્સવો કર્યા હતા ॥૫૧॥ હવે આ પુષ્પદોલોત્સવ-કથાના શ્રવણ પઠનનુ ફળ કહેછે—જે જન ભગવાન શ્રીહરિએ કરેલો પુષ્પદોલોત્સવ જે મેં પ્રીતિથી અને આદરથી પુછતા તમને કહ્યો તે પરમ પવિત્ર-સકળ કિલ્બિષને નાશ કરનારા આ મહોત્સવને સાંભળે કે પાઠ કરે તો તે બન્ને જનો આ લોક પરલોકમાં સમગ્ર વાંછિત પુરૂષાર્થને પામીને, તેમના પ્રસાદથી પરમ અક્ષરાખ્ય પદને પામશે, એમાં સંશય લેશ નથી ॥૫૨॥ ઇતિ શ્રીસત્સંગિજીવને નારાયણચરિત્રે ધર્મશાસ્ત્રે તૃતીયપ્રકરણે વૃત્તાલયદોલોત્સવે ભગવતો દુર્ગપત્તનપ્રત્યાગમન-નામા ચતુઃષષ્ટિતમોઽધ્યાયઃ ॥૬૪॥

स्वभक्तांस्तोषयामास यः कृपावारिधिर्बहून् ।
कृत्वा नानोत्सवान्भूमौ श्रीहरिः सोऽस्तु मद्धृदि ॥ १ ॥

ઇતિ તૃતીયપ્રકરણં સમાપ્તમ્.